

## આ અંકમાં—




તંત્રી.
'વહુશી'

વ્યવસ્થાપક
'તાજ'

કી. સાત આના

## એમ. એમ. પી. રાંદેર. આભાર સ્વીકાર

૨૦૦) જનાબ શેઠ દિલાવરખાન રહીમખાન સા. રાંદેર.

૪૦) જનાબ શેઠ આફ્રિકાના એક ગૃહસ્થ હા. ઇબ્રાહીમ અહમદ ઇંગાર સા તડકેશ્વર.

૧૦૧) જનાબ શેઠ મોહમ્મદ બક્ષ એ. પટેલ બી એ. દાહોદ.

૫૦) હાજી યુસુફ ઉસ્માન એન્ડ કું મુંબઈ.

૧૦) ઝુબેદાબીબી દિલાવરખાન રહીમખાન રાંદેર

૧૫) કુલ્સુમબીબી ,, ,, ,,

૧૦૦) શેઠ મી મુહમ્મદ યુસુફ સુરગા મોરિશ્યસ

૨૫૦) મેસર્સ જી. એ. રાંદેરીઅન લી. કલકત્તા

૫) હાજી મી કાસિમ અલી ભામ રાંદેર

૫૦) મેસર્સ ઇસ્માઈલ મુહમ્મદી એન્ડ સન્સ ડરબાન.

૨૫) શેઠ હસનખાન હાજીખાન કલકત્તા.

૧૫) મર્હુમ શેઠ ઇસ્માઇલ મુહમ્મદ મોહન રાંદેર

૨૦૦) મર્હુમ હાજી મુહમ્મદ પીરભાઈ ફેન્સી, સાહના વારસો તરફથી રાંદેર.

૧૦૦) શેઠ મી દાઊદ ઇબ્રાહીમ મોતાલા બી. એ. મુંબઈ.

### સૂરત ખાતેથી

શેઠ હાજી જુમઅ નૂરમુહમ્મદ ફાઝલ સા૦ રૂ ૨૦૦)

...ક દર્દમન્દ મુસ્લિમ ગૃહસ્થ રૂ. ૧૦૦)

શેઠ અબ્દુર્રહમાન છોટુભાઇ (સિલ્ક હાઉસ) રૂ ૧૦૦)

મેસર્સ કાદિર એન્ડ હાશિમ એન્ડ કુ રૂ ૨૫)

મેસર્સ હાજી હાશિમ એન્ડ સન્સ રૂ. ૨૫)

શેઠ છોટુભાઈ અહમદભાઇ કટપીસવાલા રૂ. ૨૦)

શેઠ એમ. એ. નૂરમુહમ્મદ ફાઝલ સા૦ રૂ. ૫૦)

,, હાજી બિલાલ હાજી અ. રહમાન સા૦ રૂ. ૧૫)

,, અ. કાદિર પીરમુહમ્મદ વાઘબકરીવાલા રૂ ૨૫)

,, ઇસ્માઇલ બાપુભાઇ દેસાઈ સા૦ રૂ. ૫૧)

શેઠ જે. એમ રેલ્વેવાલા સા. રૂ. ૨૫)

,, જી. એમ. એ. કીનખાબવાલા રૂ. ૫૧)

,, આદમઅલી યુસુફઅલી સા૦ રૂ. ૩૭)

,, મુલ્લા અબ્દુલઅલી મુલ્લા નૂરભાઇ રૂ. ૫૧)

,, હાજી હુસૈન સિદ્દીકભાઇ મોતીવાલા રૂ. ૨૫)

,, સિદ્દીકભાઈ વાઘબકરીવાલા સા૦ રૂ. ૨૫)

મેસર્સ અહમદ એન્ડ કું રૂ. ૫૦)

મેસર્સ મોહમ્મદભાઈ અ. રહેમાન એન્ડ બ્રધર્સ રૂ. ૨૫)

શેઠ મુહમ્મદભાઇ યુસુફઅલી બદરી સા૦ રૂ. ૭૫)

શેઠ મુહમ્મદ દાવજી દાદાભાઇ અને ભાઇઓ રૂ. ૧૦૦)

શેઠ પીરમુહમ્મદ અ. રહીમ મન્સૂર રૂ. ૫૦)

કારવાં
પુ. ૭
અંક ૧
સપ્ટેમ્બર ૧૯૪૫

## સંપાદકીય

તે વદ્દદ્દ-લા શરીકને લાખ લાખ શુક્ર છે કે તેના હબીબે પાક (સલ૦)ના તુફૈલથી 'કારવાં'ની વયના છ વર્ષો પૂરા કરાવી સાતમા વર્ષમાં પ્રવેશ કરવા શક્તિમાન કર્યું. સપ્ટે. ૧૯૩૯ની તા. ૫ મીએ પ્રથમ અંક પ્રગટ થયો અને તેજ સપ્તાહમાં વિનાશકારી વિશ્વયુદ્ધ આરંભાયું. જગતનું કોઇ જડ કે ચેતન પદાર્થ કે પ્રાણી ભાગ્યેજ બાકી રહ્યું હશે કે જેને આ યુદ્ધની જ્વાળા નહીં લાગી હોય. 'કારવાં'ને પણ તેમાં પુષ્કળ ખમવું પડ્યું. બર્માના પતનથી અને આફ્રિકાની અનિયમિત ટપાલ અને પરમિટ પદ્ધતિએ ગ્રાહકોની સંખ્યા ઘટાડી દીધી હતી પણ હવે યુદ્ધની સમાપ્તિ થઇ ચૂકી છે એટલે આશા રહે છે કે ટુંક સમયમાં પ્રથમ જેવી યુદ્ધ પહેલાની સ્થિતિ પ્રાપ્ત થશેજ. અને જે આશાએ 'કારવાં'નું પ્રકાશન શરૂ થયું હતું તે બધીયે ઇચ્છાઓ ખુદાયે પાક પૂરી કરશેજ.

ગત વર્ષમાં બિરાદર 'નિસાર'ના સહકારથી સાહિત્યની દ્રષ્ટિએ 'કારવાં' શુદ્ધ અને શિષ્ટ સાહિત્ય પીરસી શક્યું હતું એ ખાસ નોંધપાત્ર છે. બિરાદર 'બેકાર' તેમની અંગત રોકાણોને અંગે વધુ સહકાર તો આપી શક્યા નહીં પણ 'આવાઝ કી દુન્યા' માટે નિયમિત રહ્યા છે. 'ઇસ્લામી શિક્ષણ' માટે જ૦ મૌ૦ અ. રહીમ સાદિક અને 'ફતાવા' માટે જ૦ મૌ૦ અહમદ અશરફ સાહેબો 'કારવાં'ના જન્મથી ફઈ અત્યાર સુધી સહકાર આપી રહ્યા છે તે માટે જો એહસાન નહીં દર્શાવીએ તો એહસાન-ફરામોશ ગણાઇએ.

બિરાદરો, ઇસાભાઇ, સાલેહ બકીલી, 'પિપાસુ', એક અંકનું સંપાદન કરનાર 'વલી' અને અન્ય લેખક કવિ બિરાદરો જે વારંવાર સહકાર આપી રહ્યા છે તેમનો આ તકે આભાર માનીએ છીએ અને આશા છે કે નૂતન વર્ષમાં પણ તેઓ 'કારવાં'ને પોતાનું ગણી સહકાર આપી એહસાનમન્દ કરતા રહેશે. વેપારી બંધુઓ જાહેર ખબર આપી ઉપકૃત કરી રહ્યા છે તેમનો પણ આભાર માનીયે છીએ.

ગાયત્રી પ્રેસના માલિકો મેસર્સ રામુભાઇ અને મગનલાલે કદી પણ અનિયમિતતા દર્શાવી નથી અને સમયસર 'કારવાં'નું પ્રકાશન અને પોસ્ટીંગ થતું રહે તે માટે ઘટતી કાળજી રાખી છે તે માટે તેમના પણ ઋણી છીએ.

અંતમાં યુદ્ધના સબબે 'કારવાં' માટેના જે જે મનસુબા અને વિચારણાઓ મુલ્તવી રાખવા ફરજ પડી હતી તે ખુદાપાક પૂરી કરવાની શક્તિ અર્પે,–આમીન.

'વહશી'

મૌ. અ. રહીમ સાદિક

# ઈલાહી ફર્માન (કુર્આન)

(૩૫૫) જે કોઇ ઇઝ્ઝત ચાહે તો સઘળી ઇજ્જત ખુદાનેજ માટે છે. સારી વાત તેનાજ તરફ ચઢે છે અને નેક કામ તેને ચઢાવી લે છે; અને જે લોકો બુરાઇઓના પ્રપંચમાં છે તેમને માટે સખત અઝાબ છે. અને તેમનો દાવ નાબૂદ થઈ જશે. (કુર્આન)

× × ×

(૩૫૬) અને કોઈ (પાપનો બોજો) ઉઠાવનાર બીજા (ના પાપ)નો બોજો નહિ ઉઠાવે, અને જો કોઈ ભારે બોજાવાળો પોતાનો બોજો ઉઠાવવા કોઇને બોલાવે તો પણ કોઈ તેમાંથી જરાએ ઉઠાવે નહિ, ભલેને સગો હોય. (કુર્આન)

× × ×

૩૫૭) અને તને સત્ય (દીન) આપી ખુશ ખબર અને ડર સંભળાવનાર બનાવી મોકલ્યો છે, અને કોઈ ઉમ્મત એવી નથી જેમાં ડરાવનાર ન થયો હોય. (કુર્આન)

× × ×

(૩૫૮) અને આ દુન્યાની જીંદગી તો માત્ર ખેલ અને તમાશો છે, અને આખેરતનું જે ઘર છે તેજ અસલી જીવન છે; કદાચ આ (લોકો) સમજી લેત. (કુર્આન)

× × ×

(૩૫૯) અને જેમણે અમારી ખાતર મહેનત ઉઠાવી તેમને જરૂર અમે અમારા માર્ગો દેખાડીશું. અને બેશક ખુદાપાક નેકીવાળાઓની સાથે છે. (કુર્આન)

મૌ. અ. રહીમ સાદિક

# નબવી ફર્માન (હદીસ)

(૩૫૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે "સગાઇ તોડનાર જન્નતમાં જશે નહિ." એટલે જે માણસ સગાંઓ સાથે ઉપકાર તથા ભલાઈ નહિ કરશે તે જન્નતમાં દાખલ થશે નહિ. (સહીહૈન)

× × ×

(૩૫૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે ઈમાનવાળો એક સુરાખમાંથી બે વાર ડંખ ખાતો નથી. (સહીહૈન)

× × ×

(૩૫૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે સ્ત્રી પોતાના ધણીની હાજરીમાં તેની રજા વગર નફલ રોઝો રાખે નહિ; અને ધણીના હોવા છતાં તેની રજા વગર કોઈ કામ માટે અન્ય કોઇને ઘરમાં બોલાવે નહિ. અને ધણીની કમાઇમાંથી તેની વગર રજાએ ખુદાની રાહમાં જો ખૈરાત કરશે, તો તેનો અડધો સવાબ તેના ધણીને મળશે. (મુસ્લિમ)

× × ×

(૩૫૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે તમો મરણ પામેલાઓને ગાળો ભાંડો નહિ, અને બુરૂ કહો નહિ. કારણ કે તેઓ પોતાની કરણીને પહોંચી ગયા છે. (બુખારી)

× × ×

(૩૫૯) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે વગર પાકીએ નમાઝ કબૂલ થતી નથી. અને ગનીમતની ચોરીથી સદકો કબૂલ થતો નથી. (મુસ્લિમ)

# આ વાંઝકી દુન્યા

સંભળાવનાર :
...બેકાર...



ભૂત ભાગી જાય છે છતાં તેનો ભય માણસોના મનમાં રહી જાય છે; તેમ લડાઈનું ભૂત ભાગી ગયું છતાં તેનો ભય ભાગ્યો નથી. યુદ્ધ ગયું પણ તેણે જન્માવેલો 'ડિફેન્સ એક્ટ' હજુ હિંદમાંથી ગયો નથી. જાણો છો જેમ 'અમૃતધારા' જેવી દવા સેંકડો રોગોમાં કામ આવે છે તેમ 'ડિફેન્સ એક્ટ' ગમે તે શખ્સને, ગમે તે સંજોગોમાં લાગુ પાડી શકાય 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ; ત્યાં પહોંચે ડિફેન્સ એક્ટની છવિ.' એવી નવી કહેવત ઉપસ્થિત થવી જોઈએ. મૂઠ મારવાથી, ધતરમંતરથી જો એ જતો હોય તો તેમ કરીને પણ હવે એને કાઢવો જોઈએ? આટઆટલા ભૂવાને જાગરીયા હિંદમાં છે, છતાં એ અડિયેલ ટટ્ટુની જેમ અડીજ રહ્યો છે! પેલા મેગ્નેટ તાવીજવાળા પ્રોફેસરો પણ કંઈ ધોળતા નથી તો! ભૂત, ચૂડેલ, જિન્નાત બધું કાઢે છે તો આ માથા વગરના ખવીસને કેમ કાઢતા નથી?

વળી લડાઈ ગઈ છતાં: '**એ ગઈ છતાં એની છબી આવે નજરમાં!**' જેવું થયું છેને? લડાઈ ગઈ પણ એની વહાલી દીકરીઓ રેશનીંગ અને કંટ્રોલ ભાઈ ગયો નથી, લાડકો દીકરો ફુગાવો ને સાવકી દીકરી મોંઘવારી ગઈ નથી! માપબંધી ગઈ નથી તેમ થાપબંધી પણ ગઈ નથી! અને નવાઈની વાત તો જુઓ કે દારૂબંધી ગઈ છે; છતાં સભાબંધી ગઈ નથી! તમારે સભામાં ભાષણ કરવું હોય, કવ્વાલી ગાવી હોય કે જાદૂના પ્રયોગ કરવા હોય કે બનેટી ફેરવવી હોય; પણ જ્યાં પચાસથી વધુ માણસને ભેગાં કર્યાં કે અગાઉથી મંજુરી લેવી પડે! કાગળોની છત થવા પડી છે છતાં પેપર કંટ્રોલ ઉઠતો નથી! ગાડીની તંગી મટવા માંડી છે પણ અનાજ-કાપડની તંગી મટે એમ લાગતું નથી! એક સામટાં લાખો માણસને મારી નાખે એવો 'એટમ બોમ્બ' તો શોધ્યો છે, પણ એક સામટા લાખો માણસ શાંતિથી જીવી શકે એવી શોધ હજી કેમ થઈ નથી?



અણુ બોમ્બ વડે અમેરિકાએ જગતને ચોંકાવ્યું છે; તેમ એની એક બીજી શોધ પણ સમાજને ચોંકાવનારી નિવડી છે. પતિ પરદેશ હોય છતાં કોઈ પત્નિને માતા બનવાની હોંસ જન્મી હોય. ઘરમાં ઘોડીયું ફરતું કરવાની તમન્ના જાગી હોય તો ટેસ્ટ ટ્યુબદ્વારા ગમે તે પુરુષનું વિર્ય દાખલ કરાવી બાળક ઉત્પન્ન કરાવી શકાય છે! વિજ્ઞાનીઓ અને દાક્તરોએ એ પરોપકારી કામનું બીડું ઝડપ્યું છે! દેશની વસ્તી વધારવાનો તથા વર્ણસંકરતા વધારવાનો આ નુસ્ખો પશ્ચિમનેજ પરવડે એમ છે. પૂર્વના જંગલીઓએ તો આવી વસ્તુઓથી દૂરજ રહેવું સારું છે! વિજ્ઞાનની પ્રગતિને નામે મેઘોના મુલકમાં શું થઈ રહ્યું છે? બિચારા જુનવાણીઓ તો આંગળાં કરડતા કહેશે કે હડહડતો કળિયુગ આવી પહોંચ્યો છે! અમેરિકામાં નીતિનેવે મુકાઈ છે. જેમ આજે જગતમાં ઘર રખુ ગૃહિણી કરતાં એક્ટ્રેસોનાં માન વધુ હોય છે;

તેમ પ્રગતિગામી લોકોમાં સતિઓ કરતાં હુસ્નની સોદાગરી કરનારીઓનાં માન વધી ગયાં છે! ઇંગ્લાંડમાં તો ત્યાંની પરણેલી સ્ત્રીઓની સભાનાં પ્રમુખ એક બાઇએ તો પુરુષો પરદેશમાં ગમે ત્યાં છુટક પ્રેમ કરે; તો સ્ત્રીઓને પણ ગમે તેની સાથે પ્રેમ કરવાનો હક્ક છે! પુરુષ સમોવડી થવા માટે પોતાના હકકોનું રક્ષણ કરવા માટે ભલે પતિતા બનાય! પણ જ્યાં સુવાળો સહચાર હવે પાપજ ગનાતો નથી ત્યાં આવા સુક્કા ઉપદેશને કોણુ કાને ધરે? ન ધરે તો ભલે; "તમારૂં તમને મુબારક અમારૂં અમને પ્યારૂં છે; તમારૂં તે તમારૂં છે અમારૂં તે અમારૂં છે!" તેમની પ્રગતિ તેમને મુબારક આપણી એવકુફી આપણને!



થાળી પુરાણી છે, થાળીમાં વેંગણુ પુરાણું છે; પણુ ફક્ત પીરસનાર રસોઈયા બદલાયા છે. આ વાત તમારા ભગજમાં ખીલા ઠોકયા વિના ઉતરે એવી છે. ચર્ચીલની ટોરી સરકાર ગઇ ને એટલીની મજૂર સરકાર આવી પણ હિંદ માટે તો "ધોડી રફતાર બેઢંગી, જો પેહલેથી સો અબ'ભી હય!" જેવોજ ઘાટ છે. વેવલ સાહેબે એકવાર સીમલામાં કાંત્યું, પીંજ્યું કપાસ થયા પછી; હવે લંડનમાં પાછું મુલાકાતનું વલોણું ખેચાઇ રહ્યું છે. જોઇએ છીએ એ મુલાકાત મંથનમાંથી શું નીકળે છે? અમૃત કે ઝેર! હિંદની કમનસીબી અને ગુલામીનું આહોભાગ્ય જોતાં ઝેર નીકળવાનોજ વધુ સંભવ છે! પણ ફિકર નહિ ઝેરનો ઉતાર ઝેર છેને? કોમવાદનું ઝેર એ ઝેરને ઝેર (તાબે) કરશે! છાપાંવાળાઓને માટે આ માપબંધીના જમાનામાંએ ખૂબ ખોરાક આવી રહ્યો છે. આનંદો! આનંદો! હે, એડીટરરાજો; અને સંપાદક મહારાજો! કે ચુંટણી જંગ આવી રહ્યો છે. એ ચાર મહિના તમારેય લીલાલહેર છે. કોઇ દાણા નાખીને મરઘાં લડાવશે તો અરસપરસ તૂતૂ મેંમેંનું બઝાર પણ તેજીમાં આવશે! હોળીની ધીસ કે મહોરમના મેલની જેમ ચુંટણીના મેલ પણ નીકળશે! વોટરોની સેવા કરવા માટે દેશની લાગણી અને કોમની હમદર્દીનાં ગાડાં ને ગાડાં ભરીને વોટરોને આંગણે ઠાલવશે! વોટરરૂપિ ભૂતોને શીશામાં ઉતારવા માટે ચુંટણીના ઉમેદવારરૂપિ ભૂવાઓ અને તેમના કેન્વાસરરૂપિ જાગરીયાઓ ચુંટણીનાં ડાગલાં વગાડશે; વોટરોને ધૂણાવશે મેં લાગ આવતાં શીશામાં ઉતારશે!

ચુંટણીના આ ચક્કરમાં ઘણાય પેટ બળ્યા પોતાના દિલની વરાળ ને અંતરનો ઉભરો છાપને કલમ ધારા ઠાલવશે. કલમ કશી એક એકથી વધુ મોટી સુધરેલી ગાળો એવી સરસ રીતે શણગારીને છાપામાં રજુ કરશે કે વાંચકો તો રસમાંજ તરબોળ થઈ જશે! રાષ્ટ્રીય મુસલમાનો અને લીગી મુસલમાનોનાં તો વાગ્યુદ્ધનો આરંભ થઈ પણ ગયો છે. જોઇએ છીએ હવે અખાડામાં શું થાય છે? દંડ-બેઠકની તૈયારી જોતાં લીગના પહેલવાનો ફાવે એમ જણાય છે! હવેજ બધાની અસલીયત ખૂલી જશે. જેવી રીતે કે કિલન શેવ પુરુષ અને સ્ત્રીનો ભેદ છાતી અને બાલથીજ જણાય છે! પણ મોટા ઉપાડે વીર-મુકરજીએ હિંદુ-મહાસભાની આગામી ચુંટણી માટે એક કરોડની હાકલ પાડી છે; તે કોંગ્રેસની વિરૂદ્ધતા કરવામાં એ રકમ કોણ આપશે? હા, સરકારી નોટો છાપનારાં છાપખાનાં બે ત્રણ દિવસને માટે ઉછીનાં કે ભાડે મળી જાય તો કામ બને! એક તરફ 'કોંગ્રેસની જે' તો બીજી બાજુ લીગની બોલબાલા થઇ રહી છે. ત્યારે કોમ્યુનિસ્ટો અને બીજા પક્ષો તથા સ્વતંત્રોની હાલત ધડાનાં કાટલાં જેવી થઇ ગઈ છે!

સાવધાન, ભાઇઓ અને બેનાઇઓ, સાવધાન! ચુંટણી જંગ શંખ અને નગારાં ઠોકતો આવી રહ્યો છે. ચુંટણીના એ વંટોળીયામાં કેટલાય પીપળાનાં પાનની જેમ ખરી જશે. કેટલાક ઠુંઠાની જેમજ રહી જશે! કેટલાકના બંને હાથમાં લાડુ હશે! કેટલાક બીજાને ગજવામાં ઘાલીને ફરશે તો કેટલાક કોઈના ગજવામાં ભરાઇ જશે "પણ એટલું ખરૂં કે

આ ચુંટણી પક્ષોની ચુંટણી હોઈ વ્યક્તિગત આસામીઓ ઓછા ઉભા થશે એટલે વેઠરોનાં ગજવાં ઝાઝાં ગરમ થવાનો સંભવ નથી! પણ એડીટરોને તો ઘી કેળાં થશેજને?

●

સર અરદેસર દલાલ વિલાયતનો આંટો મારી આવ્યા સાથે અમેરિકાની જાત્રાએ કરી આવ્યા. બિરલા, કસ્તુરભાઈ, સર સુલ્તાન ચિનાઈ વગેરે ઉદ્યોગપતિઓ અને વહેપારીઓ પણ જઈ આવ્યા. હિંદના હિતની વાતો કરનારી મજુર સરકાર વિલાયતમાં મંડાઇ ગઈ, છતાં હિંદની વિલાયતમાં જમા પડેલી ૯ અબજની સ્ટર્લીંગ અનામત બાંધેલી છે તે છુટી થાય એમ નથી? બ્રિ. સામ્રાજ્યનો ખીલો મજબૂત હોઈ સ્ટર્લીંગ અનામત ગમે તેટલી કૂદાકૂદ કરે છતાં છુટી થઇ શકે એમ નથી! પતિવ્રતા સ્ત્રીની પેઠે એનો બીજુ ઘર માંડવા માગતીજ નથી. ઉપવાસ દ્વારા ગમે તે વસ્તુનો ફૈસલો લાવનાર મહાત્મા ગાંધી સ્ટર્લીંગ અનામત છુટી કરવા માટે કેમ ઉપવાસ આદરતા નથી? અને હવે તો એ હથિયાર પણ અમેરિકાએ હસ્તગત કરવા માંડ્યું છે. ત્યાં એ ૭૦ વરસના ડોસાએ પોતાના ગામના અમલદારોને સુધારવા માટે ઉપવાસ આદર્યા છે. કોઇ એમ ન સમજે કે ઉપવાસ રાંડીરાંડના છેવટના હથિયારરૂપ છે!

લડાઇ પુરી થઇ તોય નિષ્ણાતો પુરા થયા નથી. હિંદની ગાયોની ઓલાદને સુધારવા માટે અને હિંદને પુરતા પ્રમાણમાં દૂધ પીતું કરવા માટે પરદેશથી બે લાખ સાંઢો આયાત કરવાની જરૂર છે એમ ઢોરોના નિષ્ણાત સર દાતારસીંગ કહે છે. શું માનવોની ઓલાદને સુધારવા માટે અહિંથી થોડાક એ કામના નિષ્ણાત રાજવીઓને પેલા સાંઢોના વિનિમય તરિકે પરદેશ નિકાશ કરી શકાય એમ નથી? વિનિમયની વાત આવી તો જણાવવાનું કે સીને સંસારમાં તો પત્નિઓનો વિનિમય થવા લાગ્યો છે! નીનાએ, ડબ્લ્યુ. ઝેડ. અહમદ સાથે લગ્ન કર્યું તો ડબલ્યુ ઝેડ અહમદની બીબીએ તલાક લઇને નીનાના પતિ સાથે લગ્ન કર્યાં! 'થાય એવાં થઇએ તો ગામ વચ્ચે રહીએ!' એવા સંસારમાં પડવાની કેટલાક દોઢચતુરો સલાહ આપે છે. 'ખાનદાની સ્ત્રીઓએ એ ધંધામાં દાખલ થઈ ધંધાની ઇજ્જત વધારવી જોઇએ.' એવી સલાહ આપનારાઓ આંખના અને અક્કલના પણ આંધળા છે. આપણો સીને સંસાર લગ્નો અને છૂટાછેડાનો રેકોર્ડ તોડતો આગળ વધે છે. તેમ ઇંગ્લાંડનો સમાજ પણ છુટાછેડામાં આંખ મીંચીને આગળ ધપી રહ્યો છે. ઇંગ્લાંડમાં દર અઠવાડિએ એક હજાર છુટાછેડા થાય છે! આપણે જડવાદી પૂર્વવાસીઓ આટલી ઝડપી પ્રગતિ શી રીતે સાધી શકીએ?

●

રાહ, ફક્ત થોડીજ રાહ જુવો. જેને માટે તમે કાગના ડોળે રાહ જોતા હતા તે મહાગુજરાત ગઝલ મંડળનું પુસ્તક "**મહાગુજરાતની ગઝલો**"ને નામે છપાઇ ગયું છે. ફક્ત બાઇંડીંગ થઇ જાય એટલીજ વાર છે. એકાદ અઠવાડિયામાં તો વાંચકોના હાથમાં એ આવીય જશે. મહાગુજરાત એકલા મુશાયરાજ કરી જાણે છે એમ નથી? જીભનો ઉપયોગ એને આવડે છે; તેમ કલમનો ઉપયોગ પણ એ કરી જાણે છે. ગઝલના વિષય પર એમાં ઠીક ઠીક અજવાળું પાડવામાં આવ્યું છે. ગઝલ સામે ધૂળ ઉરાડનારાઓ એને જોશે ત્યારે એમના હાથ હેઠા પડશે. મુશાયરા પ્રવૃત્તિ કેવા રંગ લાવી રહી છે તે એનાથી સમજાશે. નવા ગઝલકારોને ઉત્તેજવાના એક શુભ ઉદ્દેશથીજ એ પુસ્તક તૈયાર કર્યું છે. મંડળના સભ્યોને એ ભેટ મળશે અને જ્યારે તેમના હાથમાં એ ભેટ ફરતી થશે ત્યારે પાનાં ફેરવતાં ફેરવતાં કહેશે કે 'દેર આમદ દુરસ્ત આમદ!' આ પુસ્તક બજારમાં વેચાતું નહિ મળે. ફક્ત સભ્યોનેજ એ ભેટ આપવાનું હોઈ મંડળના સભ્ય બનીને એ મેળવી શકશો. મહાગુજરાતના કલમધારીઓના દર્શન પર એના પૃષ્ઠો પર થઈ શકશે. શબ્દોના સાથીયા પુરનારાઓનાં પોતાનાં મોઢાં કેવાં છે તે એમાં જોઇ શકશો.

●

## રબ્તે બાહમ

કેહ રહા હૈ રબ્તે બાહમ હૈ 'હયાતે જાવિદાં;
શબ્કો નિકલા હૈ સિતારોંકા જો મિલ્કર કારવાં.

હર જમાઅત મુન્તશિર હો જાયે યેઃ મુમ્કિન નો હૈ;
ઇન્તિશાર અપ્ની જગેહ જમઇયતે ખાતિર કહાં.

ઝિન્દગાની હસ્તીયે મૌહમસે લેતા હૈ તૂ;
ઐ! તેરી ગફ્લતકા આલમભી હૈ કયા ખાબે ગિરાં.

તૂ સમઝતા હૈ કેઃ ફરદિયત હૈ ખુદ ઐને હયાત;
ઝાતે બેહમ્તાસે તુઝકો હમ્સરીકા હૈ ગુમાં.

ઇસકી યકતાઇમેંભી લાખોં સિફાતેં ઝિન્દહ હૈં;
તેરી તન્હાઇકી હર બેચારગી હૈ નાતવાં.

ઝર્રેહ ઝર્રેહ હૈ ઇસી ઝન્જીરસે જકડા હુઆ;
તૂ ઉઠાતા હૈ ગિરેબાને કશિશકી ધજ્જીયાં.

ઐ કેઃ અપ્ની બેતઅલ્લુક ઝિન્દગી તારોંસે પૂછ;
કિસ કદર તારીક તર નિકલા હૈ તેરા ખાકદાં.

તૂ અગર ચાહે તો તેરી ઝિન્દગી હો રશ્કે મેહરૂ,
દાસ્તાનોંમેં નુમાયાં તર હો તેરી દાસ્તાં.

લે સબક મજમૂઅયે તકવીને દો આલમસે તૂ;
યેઃ તેરી જમઇયતે ખાતિર તેરે કૌનો મકાં.

દેખ અપ્ને રબ્તે બાહમકી નિગાહોંસે ઇસે,
તેરે સીનહમેં હૈ ખુદ પોશીદહ રાઝે કુન ફિકાં.

જ૦ 'ગાલિબ' નિઝામી

## સ્ટેલીન

### (નઝમ)

એના લોખંડી પણાની આજ સઘળે ધૂમ છે,
આભને ધરણી ધ્રુજાવે એવી એની ઘૂમ છે.

સામ્યના નખશીખ ભાવો એમાં મૂર્તિમંત છે?
જાણે કે **લેનીન સ્ટેલીન**માં જીવંત છે!

ધ્યેયલક્ષી ચાલ એની કયાંય પણ હરશે નહિં;
એની અવગણના જગતનું કોઇ બળ કરશે નહિં;

નાશ મૂડીવાદનો બસ એજ એની નેમ છે,
તેથી એના માટે મારા દિલમાં સાચો પ્રેમ છે.

વિશ્વમાં વાગે છે ડંકા આજ માર્કસવાદના,
હચીમચી ઉઠયા છે જેથી મૂળ શાહીવાદના.

સાથીઓનો સાથ? હા! સંજોગને આધીન છે,
એજ સંજોગોમાં ભાવિ જંગ જાણે લીન છે.

એની બુદ્ધિ અવનવા ખેલી રહી છે રાજખેલ,
એની સિદ્ધિમાં જગતની મુંઝવણોનો છે ઉકેલ.

સૂર્યના પ્રકાશ સામે કયાં લગી ટકશે તિમિર;
ભાવિમાં સોનાનું થાતો જોઉં છું જાણે કથીર.

"ચાંદમુખ"

ઇસ્માઇલ સારોદી બી. એ.

# પત્રવ્યવહાર

(જુન ૧૯૪૫ (અંક ૧૦) થી ચાલુ)

ન્યુ દિલ્હી તા. ૨૬-૨-૪૩

મિસ્ટર દિલકુશા બેગ

સ્ટીમર 'શીરીં'ન વાયા મુંબઇ.

હૃદયંગમ મિત્ર,

તો તમે સરકારી કાર્ય અંગે ઉત્તર આફ્રીકા જાઓ છો. બહુ સારું (મેં ગનણી જોઇને 'મિત્ર' શબ્દ વાપર્યો છે પણ તે માત્ર તમને ખુશ કરવાને માટે છે, નહિ તો હું એ વાત સારી રીતે જાણું છું કે આપણે માત્ર એક બીજાના સાધારણ ઓળખાણવાળા છીએ, મિત્રો નથી.) મેં તમારો પત્ર ખૂબ ધ્યાનથી અને કંઇક રસથી વાંચ્યો. બહુ ચાલાકીથી લખાએલો છે. ચાલાકી અને હોશીયારી તમામ દરેક પત્રમાંથી ટપકે છે. અને તેનો ભાવ યુવાન છોકરીના વિચાર અરણ્યમાં આશા અને અભિલાષાનો દીપક પ્રકટાવે છે પણ કદાચ તમે ભૂલી ગયા કે હું પણ એક યુવાન છોકરી છું—આ જમાનાની, એટલે હું તમારી બીછાવેલી જાળમાં સ્હેલાઇથી ફસી જાઉં એમ નથી.

જી, નહિ. પત્રો ફાડી નાખવાની જરૂર નથી મારી માતા એટલી વહેમી નથી કે પોતાની યુવાન છોકરીની ખાનગી પેટીઓ, તેમાંના કપડાં વિગેરે હરવખત જોતી ફરે. તે મારી રક્ષક છે અને સમજદાર રક્ષક હોવી જોઇએ એવી છે. તેનાથી વધુ નથી. હું તમારા પત્રો સાવચેતીથી રાખું છું. હા, હું એ કહેવાનું ભૂલી ગઇ કે તમારા પત્રો ખરેખર હૃદયંગમ હોય છે. હું સ્પષ્ટ વ્યક્તા છું એટલે કહેવામાં કાંઇ ડર નથી કે તમારા પત્રો રસિક હોવાને લીધે હું તેની પ્રતિક્ષા કરતી રહું છું. તમે એ વાત કબુલ રાખશો કે, આપણે એક એક ભયંકર રમત રમી રહ્યાં છીએ. બાહ્ય રીતે તમે એક અવલોકનકાર બનવા માગો છો અને દુન્યાની રમુજ ઉડાવો છો પણ ખરી રીતે એક કોમળ દિલના માણસ હો એમ લાગે છે. કેમ, ખરુંને ! હું પણ એવીજ છું અને એવા માણસને પસંદ કરું છું કે જેનું બાહ્ય સ્વરૂપ લોખંડી હોય પણ હૃદય મીણની માફક નરમ હોય. અને હીરા જેવું સખત દિલ પસંદ નથી. અને મીણ જેવો બાહ્ય દેખાવ પણ નાપસંદ કરું છું. આજ કારણને લીધે કદાચ મારા ઘરનાં માણસો મારી બાહ્ય શુષ્કતાને નાપસંદ કરે છે.

તમારા છેલ્લા પત્રમાં સવાલોની ઝડી વરસી છે. કાંઇ નહિ, હું તેના જવાબો આપું છું. હું શું કરું છું ? કોલેજમાં ભણું છું. ઘરનું કામકાજ પણ કરું છું, કદિ કાંઇ ભરણગુંથણ કરું છું, કદિ કોઇ મિત્ર (પત્ર મિત્ર!) બનાવું છું. સંગીત પણ પ્રિય છે. તમને પત્ર લખું છું. કદિ એ વિચાર કરું છું કે કવિઓને કલ્પના વધુ પ્રમાણમાં કેમ આપવામાં આવી. એ લોકો આપણા નાશવંત લોકોને પોતાની કલ્પના, અતિશયોક્તિ અને અલંકાર પૂર્ણ શબ્દોથી લાચાર બનાવી મૂકે છે પોતે તો અવાસ્તવ જીવન ગુજારે છે અને અમને છાનાંમાનાં રડતાં છોડી દે છે હું સ્વપ્નમાં જો કોઇને જોઉં છું તો મારા મર્હુમ પિતાજીને કે.........તમને ! પણ એનાથી તમે કાંઇ ઉંધો અર્થ ન કાઢતા. કારણ કે હું હવામાં કિલ્લા બનાવવાની વિરૂદ્ધ છું. અને પહેલાંથી એ સ્પષ્ટ કરવાની મારી ફરજ સમજું છું કે હું તે છોકરીઓમાંની નથી કે જે નવલ કથાઓમાં જોવામાં આવે છે. મારા જીવનમાં કોઇ Hero (નાયક) એવો નથી આવ્યો કે જે મને મહારાણી કલ્પી શકે. મને ખાત્રી છે કે જો હું કદાચ પ્રેમ કરીશ તો પછી કદમ પાછો નહિ હઠાવું. પણ કમનસીબ

દિલ એવું છે કે કોઈનાથી પ્રેમ કરવાનું પસંદજ નથી કરતું.

હું કઈ વસ્તુઓને નાપસંદ કરું છું, સાંભળો. એવા પુરૂષો જે ત્રણ ત્રણ છોકરીઓની પાછળ એકજ વખતે ભમતા હોય. એવા પુરૂષો જે માત્ર શાંત રહે છે અથવા ઉપલક વાતો કરે છે. એવી સ્ત્રીઓ જે માત્ર છોકરાં ઉછેરી જાણે છે. એવી મોસમ મને નાપસંદ છે, જેમાં ધૂળ ઉડે છે એવા વાળ નાપસંદ છે જે મારી વ્યાકુળતામાં અંતરાય નાખે. એવી હવા નાપસંદ જે મારી નવી રંગેલી ઓઢણીને અંગરણી પરથી ઉડાવી દે. એવી ગરમી નાપસંદ છે જે મને મકાનમાં પુરાઈ રહેવા પર લાચાર કરે. એવો વર્ષાદ નાપસંદ છે કે જે મને કોલેજ ન જવા દે. એવા લેખકો નાપસદ છે જે પોતાની વાર્તાઓમાં પોતેજ 'હીરો' (નાયક) બની જાય. અને પોતાનાં સ્વપ્નો બીજાના જીવનમાં ગોઠવી બતાવે-મને એવા પુરૂષો નાપસંદ છે કે જે સ્ત્રીને માત્ર ગુલામ બનાવી રાખવા માગે છે.

મને પસંદ શું છે? ઘણી વસ્તુઓ છે. સીનેમા, સાગર, શાંતિ. અને 'સ'થી શરૂ થતા બધા શબ્દો જેવા કે સરોદ, સાકુ, સવાર, સોહાગ, સાહેલી; નાની નાની બીલાડીઓ અને પક્ષીઓ જ્યારે તે પિંજરામાં ન હોય.

મને ખાત્રી છે કે હવે તમારી તબીઅત સવાલ પૂછતાં પૂછતાં થાકી ગઇ હશે. હવે કોઇ સવાલ બાકી નથી રહ્યો. તમે લખો છો કે મારૂં પુરૂં ખરૂં નામ લખું. આખુરે તમને એને માટે એટલા ઉત્સુક કેમ છો? હું સહી કરૂં છું.

"લતીફા"

શું ભરોસો પડ્યો! કદાચ નહિ. "બાનુ", "બેગમ","ખાતુન"ના ખિતાબની લપ બાકી છે, રહેવા દો ઉંડા ઉતરવાની ટેવથી રસિકતા જતી રહે છે.

તમે કહો છો કે મારી તમારી કલ્પના કદિ કદિ કરતાં રહેવું, દિલને શાંતિ મળશે. મારે દિલની શાંતિની બીલકુલ જરૂર નથી, કારણ કે દિલમાં કોઇ કંપ-લાગણી શી છેજ નહિ. પણ એટલી વાત જરૂર છે કે હું કદિ કદિ નહિ, ઘણી વખત અને સામાન્ય રીતે-તમારાજ વિચારો કરૂં છું. કેમ તે કહી શકું નહિ. ખુદાને ખાતર તમે ખોટો અર્થ ન કાઢશો—!

×—×

ન્યુ દિલ્હી, તા. ૧૨-૪-૪૩

મિસ્ટર 'દિલકુશા'
C/o પો. ઓ. ૭૬૨ મુંબાઈ

તો તમે ઉત્તર આફ્રીકાથી પાછા આવી ગયા. એ જાણીને ખુશી થઈ કે તમને સરકારી કામમાં પુરી સફળતા મળી અને તમને એક લશ્કરી હોદ્દા ઉપર કાયમ કરવામાં આવ્યા. ખેર, મને તમારી એ ફેરફારીઓ સાથે કાંઇ લેવાદેવા નથી. પણ તમે 'પ્રેમ' ઉપર એટલું લાંબુલચ ભાષણ કેમ ચીતરી મોકલ્યું? હું પ્રેમના નિબંધને સારી રીતે વાંચી ચૂકી છું. અને તમે વળી એક પ્રમુખના-શું ભાષણ લખી મોકલ્યું. એવી અતિશયતા નહિ થવી જોઇએ. વારૂ, તમને એમાંજ આનંદ મળતો હોય તો લખવા દો કે મેં તમારૂં-પ્રમુખનું-ભાષણ વાંચ્યું અને તેને હૃદયમાં સ્થાન આપ્યું. ઘણું અનુભવ અને વાંચનનુ સત્વ લાગે છે. તેને માટે આભાર. હું તેનાથી જરૂર ફાયદો ઉઠાવીશ-જો કદિ પ્રેમ કરવા દુન્યામાં નીકળીશ તો—!

'લતીફા'

×—×

ન્યુ દિલ્હી તા. ૨૦-૪-૪૩

મિસ્ટર 'દિલકુશા'

સલામ-તમને એ શી રીતે માલમ પડ્યું કે 'લતીફા' મારૂં અસલ નામ નથી, તમે મને

એવી વાતો કરી નારાજ કરો છો. તમારો વિચાર છે કે તમે પોતે એક નામ મારા માટે શોધી કાઢો. ઠીક છે. હું તૈયાર છું. તમને જે નામ પસંદ હોય તે મને આપી દેજો. હું તેને તમને લખવાના પત્રોની હદ પર્યંત સ્વીકારીશ. ટપાલનો વખત થઈ ગયો છે એટલે આ ટુંકા પત્રથી સંતોષ માનશો, 'થોડું લખ્યું ઘણું વાંચજો 'ની કહેવત અનુસાર—

"લતીફા"

+—+

ન્યુ દિલ્હી તા. ૨૮-૪-૪૩

જનાબ!

તમે ઉપરના સબોધનથી માઠું ન લગાડશો, તમે મને માઠું લગાડયું તે માટે! સમીપતા દર્શાવવા આવાહન કરવામા કાંઇ વાંધો નથી. આખર તમે મને શુ સમજ્યા છો? તમે કહો છો કે મારે કાંઇ બહાનું કાઢી આગ્રા આવવું અને 'તાજ'માં તમને મળવું. સમજ નથી પડતી કે તમને આવી વાતનો વિચારજ કેમ સુઝ્યો? હું એવી હલકટ પ્રવૃત્તિમાં નથી પડી શકતી. તમે મને હજુ સુધી સમજ્યાજ નથી જો તમે ન્યુ દિલ્હી આવો તો પણ હું તમને ચોરીથી મળવાનું પસદ નહિ કરૂ. હમારે ત્યાના સંસ્કારજ એવા નથી. અને એ બાબતમા તમે મને પણ મારા કુટુંબના માણસોની માફક-જૂના વિચારનીજ ધારી લેજો, જો હવેથી તમે આ પ્રમાણે લખવાનું ચાલુ રાખશો તો મારે લાચારીએ આ પત્રવ્યવહાર બંધ કરી દેવો પડશે. જો તમે સાથી રીતે માત્ર પત્ર-મિત્ર રહેવામાં સંતોષ માનતા હોય તો વાંધોજ શું છે? જો તમે વચન આપો તો પુનઃ જવાબ આપીશ; નહિ તો ખુદા હાફિઝ.

'લતીફા'

x—x

ન્યુ દિલ્હી તા. ૨-૫-૪૩

મિસ્ટર દિલકુશા બેગ,

ખરેખર, ગેરસમજ થઈ. તમે મારી મતલબ ખોટી સમજ્યા અને હું તમારી મતલબ ખોટી સમજી, બંને એક બીજાથી નારાજ થઇ ગયાં. પણ ખેર, તમે પણ અજબ માણસ છો. એ કહેવાની શી જરૂર છે કે હું 'ઠંડી' છું. હું તો છુંજ. એ વાત પહેલાં પણ મેં કયાં છુપાવી હતી. તમે ગમે તેવા 'ઉષ્ણ' પત્ર લખો પણ હું તેમાં ફસાવાની નથી. તમે નામ પસંદ કર્યું છે. મને પસંદ છે. ખુદાનો શુક્ર છે કે મને તમારી એક વાત તો પસંદ પડી, પણ જાણે સિનેમા રસિક સુંદરીઓને પસંદ પડે એવુ નામ છે, પરંતુ તમે એક લાંબી શોધખોળને અંતે એ ખોળી કાઢયું એટલે તે નામંજુર કરવા સારૂં મન માનતું નથી, ન જાણે કેમ તમે મનોહર લાગો છો.

વારૂ, લ્યો આજે તમે અર્પણ કરેલા નામથી મારો પત્ર પુરો કરૂં છું. ખુશ જાણે તમે કેટલા ખુશ થશો!

તમારી નિખાલસ
'શાહીના'

x—x

ન્યુ દિલ્હી તા. ૧૦-૫-૪૫

દિલકુશા બેગ,

C/o પો. બો. ૧૨૨ લાહોર

વાહ, તમેયે અજબ માણુસ છો. શું આખા હિંદુસ્તાનની મુસાફરી કરશો? ખેર, મારે એનાથી શો સંબંધ? હા, તો તમે ગયા અઠવાડિયામાં સરકારી કામ અંગે થોડાક કલાકને માટે ન્યુ દિલ્હી આવ્યા હતા અને એ વાતનો અફસોસ કરો છો કે મને મળ્યા વગર ચાલ્યા ગયા. આવતા મહિનામાં ફરી આવવાના શુભ સમાચાર છે. જુઓ, મુલાકાતમાં કાંઇ વાંધો

નથી પણ કુલિન માણસોની જેમ. મારે એને માટે કેટલી યુક્તિ કરવી પડશે, ત્યારે ખેલને માટે 'સ્ટેજ' તૈયાર થશે. એ કામ મારા ઉપર જ છોડી દો. પણ જો તમને અમારી છોકરીઓના ઘર ખાનગી કાવ્ય સંમેલનમાં આમંત્રણ આપીએ અને તમે બીજા કવિઓ સાથે અમારા ઘેર આવી શકો તો શું વાંધો છે? માતુશ્રીએ મીલાદ શરીફ ઘરમાં પઢાવવાની અને મેં કાવ્ય-સંમેલન યોજવાની હઠ લીધી છે, અમે બધી છોકરીઓ આ કવિઓને કેવા ઉલ્લુ બનાવીએ છીએ એનો ખ્યાલ તમને એ વખતેજ આવી શકશે. દાખલા તરીકે અમે નક્કી કરીએ છીએ કે કઈ છોકરી કયા કવિ પ્રત્યે વધુ આકર્ષાય છે અને એની સાથે હળીમળીને વાતો કરે છે. હું તમને એક નવા કવિ તરીકે બતાવીને મારા માટે પસંદ કરીશ. કોલેજના કેટલા યુવાનો પણ હશે. મતલબ કે ખૂબ મઝા પડશે. અને બધા લોકો એમજ સમજશે કે હું તમને માત્ર 'બનાવવા'ની ખાતર આ પ્રેમ કરી રહી છું-! તમે સમજી ગયા મારી સ્કીમ, તમે આવતા મહિને અવશ્ય દિલ્હી આવજો. હું મારૂં સરનામું જરૂર લખીશ.

એ ન માનશો કે હું તમને ઓળખી શકીશ નહિ, મને તો એવું લાગે છે કે પાંચ છ વખત તમને જોયા હોય! તમારો ફોટો હું કેટલાયે વખતે જોઉં છું (જો કે મારે એવી રીતે જોવો ન જોઇએ). રસ્તામાં કેટલાયે ઉંચા, ભૂરા વાળવાળા 'યુનીફોર્મ'ધારી હિંદીઓને ધ્યાનપૂર્વક જોઈ ચૂકી છું-એમ ધારીને કે તમે છો. એ કેટલી બેવકૂફીભરી રીત છે. કેટલાક વખતે તો બૂમ પાડતાં અટકી ગઈ. મને સમજાતું નથી કે આ પ્રમાણે કેમ થાય છે. ખેર, અને હા, આ વખતે તમે આટલો મોડો જવાબ કેમ આપ્યો. ખુદા જાણે કેટલી 'શાહીના' તમે તમારા સાહિત્ય-હરમમાં પાળી રાખી હશે જ્યારે મારો નંબર આવે ત્યારે મારા ઉપર પત્ર લખાવી દો છો, કેમ એમજ છે ને!

'શાહીના'

×—×

તો સાહેબ, મને ખબર ન્હોતી કે તમે સાહિ-કાર પણ છો, કવિ પણ છો. ખેર, મેં તમારી લખેલી નવલિકા વાંચી પણ હજુ મને ખાત્રી થતી નથી કે અંતર-પ્રેરણા જેવી કોઇ વસ્તુ હોય છે. શું ખરેખર એ બનવાજોગ છે કે આત્મા ઉડતો ફરે અને ગમે તે ખોળીયામાં દાખલ થઇ જાય, જ્યારે મેં તમને પહેલો પત્ર લખ્યો ત્યારે મારા દિલમાં કોઇ બીક કે ડર ન્હોતો પણ હવે જ્યારે મને તમારા પ્રત્યે લાગણી-શી થઈ રહી છે ત્યારે ન જાણે કેમ દિલ બેસી જાય છે. હવે મને તમારી વાર્તા વાંચીને એવું લાગે છે કે જાણે હું કોઇ જન્મમાં...પણ જવા દો આપણે પૂર્વ જન્મમાં કયાં માનીએ છીએ. મતલબ કે કાંઇ સમજમાં નથી આવતું કે આત્મા આખરે શું બલા છે? તમે મને ખરી મુસીબતમાં નાખી દીધી—

×—×

તા. ૧૨-૮-૪૩

દિલકુશાબેગ સાહેબ

C/o મીલીટરી પોસ્ટ ઓફીસ નં. ૯

તો તમે ખરેખર મીલીટરી ઓફીસર થઇ ગયા. અને એકદમ પૂર્વની નજીકના દેશમાં પહોંચી ગયા, સરકારી અંકુશને લીધે તમે એ બતાવી શકતા નથી કે કયાં છો? ખેર, એ જાણીને આનંદ થયો કે તમારો ઓહ્દો વધ્યો. પણ એ જાણીને કે મારા એક પત્ર-મિત્ર આટલે દૂર હિંદુસ્તાનથી બહાર ચાલ્યા ગયા—હૃદયને ઘણો આઘાત પહોંચ્યો. ખુદા તમને જલદી હિંદુસ્તાન પાછા લાવે અને આ લડાઇનું

મ્હોં કાબુ થાય. કેવું સારું થતે જો હું પણ 'પૂર્વ નક્ષત્ર'ના એ દેશમાં જ્યાં તમે છે, હોત અને તમારી એકલતાને આનંદિત બનાવી શકત. કાણુ જાણે કેમ આ લાગણી એકાએક મારા હૃદયમાં ઉદ્ભવી અને કાગળ ઉપર આવી

'શાહીના'

x—x

ન્યુ દિલ્હી તા. ૩-૧૦-૪૩

દિલકુશાબેગ

C/o પોસ્ટ માસ્તર જનરલ, કલકત્તા.

એ જાણીને ઘણો આનંદ થયો કે તમને ફરીથી હિંદુસ્તાનમાં બોલાવવામાં આવ્યા અને થોડા વખતમાં તમારે આગ્રામાં રહેવાનું થશે. ઘણું સારૂં, મને કદાચ આગ્રા જવાનો અવસર મળશે તો તમને મળવામાં ઘણી ખુશી થશે. તમારે મારો ફોટો જોઇએ છે લ્યો, મેં ખાસ તમારાજ માટે તે પડાવ્યો છે. પણ એ વચન આપશો કે તેને સુંદર ફ્રેમમાં મઢાવવાને બદલે તમારા કપડાની બંધ પેટીમાં બધાની નીચેના પાટલુનના ખીસામાં અથવા ખમીસની ઘડીમાં રાખશો.

'શાહીના'

x—x

ન્યુ દિલ્હી તા. ૩૧-૧૦-૪૩

સાહેબ,

હાઉ. મેં જવાબ ન આપ્યો એનું કારણ કે મારે આ મહિનામાં બે મુસીબતો આવી. અને એટલી શોકાતુર હતી કે તમને ખબર ન આપી શકી, ન તો તમારા પત્રનો ઉત્તર આપ્યો. કારણ એ હતું કે મારી વ્હાલી માતુશ્રીનું અવસાન થયું. તે મારા જીવનનો છેલ્લો આધાર હતી. હવે હું મિત્ર કે મદદગાર વગરની છું-તમારા સિવાય કોઇ મારું મિત્ર નથી. શોકને લીધે મારૂં જિગર ટુકડેટુકડા થઈ રહ્યું છે અને એક લાગણીવાળા સમજદાર મિત્રની જરૂર છે. લોકો કહે છે કે ધીરજ ધરો, ખુદા સાથે વાતો કરો. હું પહેલાંથીજ અર્ધ મુસ્લિમ છું. બલ્કે મારી મર્હુમ માતુશ્રીના શબ્દોમાં 'અર્ધ-ખ્રિસ્તિ' તરીકે જાણીતી છું. કહો, હવે ખુદાને કેવી રીતે યાદ કરૂં. પણ ખુદા દરેક વસ્તુ સમજે છે. ઘર એકલું છે અને માત્ર મારી માસી છે. એક નોકર છે, રાત્રે મારા ઘરમાં પરદાનો ખડખડાટ થયો. એવું લાગ્યું કે જાણે તમે મારા શયનખંડમાં આવ્યા-! શું આત્મા આવી રીતે ભટકતો ફરે છે-!

'શાહીના'

x—x

ન્યુ દિલ્હી. તા. ૨૩ ૧૧-૪૩

દિલકુશા બેગ,

C/o જનરલ પોસ્ટ ઓફીસ, આગ્રા

મેં તમારું શું બગાડયું છે કે તમે આટલા દિવસથી મારા પત્રનો જવાબ સુદ્ધાં નથી આપતાં. પત્રો રજીસ્ટર્ડ પોસ્ટથી મોકલ્યા. તેની પહોંચ પણ આવી પરંતુ જવાબ નથી આવતો.

તમે છેલ્લા પત્રમાં લખ્યું હતું કે તમે આગ્રામાં કાયમનો મુકામ કરવાના છો તો પછી આવી કરણ શાંતિ કેમ !!

જો તમે મારી સાથે પત્રવ્યવહાર કરીને કંટાળી ગયા હોય તો બહાદુર મર્દની માફક લખી દો. મને સ્હેજ પણ દિલગીરી નહિં થાય. અફસોસ એ વાતનો છે કે મેં શરૂઆતમાં એ વાતનો ખ્યાલ ન કર્યો કે આફતો વ્હોરવામાં કાંઈ ફાયદો નથી. અને બેવકૂફ એ માણસ છે કે જે પોતે આફતો વ્હોરી લે.

હું મારી આંગળીના લોહીથી આ પત્ર લખી રહી છું, માત્ર એ જણાવવાને માટે કે

તમે મારા માટે કેટલા જરૂરી છો તમારું અસ્તિત્વ મારું જીવન બની ગયું છે. લાગે છે કે તમને બીજી પ્રવૃત્તિઓએ ઘેરી લીધા હોય. પણ તે પ્રમાણે કબૂલ કરી લેવામાં શું વાંધો છે. તમારી કલમથી ' સમાપ્ત ' લખી મોકલો. હું પણ એ પ્રકરણને પુરું કરી દઇશ પણ આવી રીતે અદ્ધર રાખવાથી શું ફાયદો. જો તમે મને માનસિક સજા અથવા કાલ્પનિક દોઝખ દેવા માગતા હોય તો જુદી વાત છે. માતુશ્રીના મરણે હૃદયમાં એક જાતની વ્યાકુળતા ભરી દીધી છે અને તેથી' આ પત્ર આ પ્રમાણે દર્દથી ભરપુર લખાયો છે. નહિ તો કોઇને માટે આવા શબ્દો મારી કલમમાંથી નથી નીકળ્યા.

ડરપોક થવાથી શું મતલબ? કાયર ન બનો. બિલકુલ સાચી વાત લખી દો હું તમને સર્વે કાંઇ કહી ચૂકી છું–બધુજ જે કાંઈ કહેવા માગતી હતી, અને ન્હોતી માગતી. હવે એક અઠવાડીયું રાહ જોઇશ તે દરમ્યાન જવાબ નહિ મળે તો પત્ર લખવો બંધ કરીશ. જેમ બને તેમ જલદી મને ખબર આપો કે આ પત્રને 'છેલ્લી સલામ' ગણવો કે કેમ.

શું ખરેખર તમે પુરૂષ છો?

....અને વળી એ પણ કે હું તમારાથી (ધીમે ધીમે) પ્રેમ કરવા લાગી છું!

x—x

[ આ પછી શાહીનાને કોઇ પત્ર નથી મળ્યો, છેલ્લો પત્ર દિલ્હી, કલકત્તા, કાનપુર, મુંબાઇ, કરાંચી, લાહોર, મદ્રાસ અને કોણ જાણે કયા કયા શહેરોની ધૂળ ચાટી અને પોસ્ટ ઓફીસના સીક્કાઓથી રંગાઇને પાછો આવ્યો. ખબર નથી કે એ માણસ કયાં ગયો. શું આપઘાત કર્યો કે કોઈ વાતનો ભોગ બન્યો. કોણ કહી શકે કે આ રહસ્યમય માણસના જીવનનો ભેદ શું હતો. શાહીના હવે કદિ પોસ્ટ ઓફીસ તરફ નથી જતી. છેલ્લા સમાચાર મુજબ તેને આગ્રાની ગાંડાની હોસ્પીટાલમાં દાખલ કરવામાં આવી છે.

જીવન કદાચ એનુજ નામ છે

[સંપૂર્ણ.]

---

- હિંદી ખગોળશાસ્ત્ર તથા વૈદકશાસ્ત્ર પર પ્રખ્યાત મુસ્લિમ વિજ્ઞાનવેત્તા અબૂરૈહાન મુહમ્મદ અલબીરૂનીએ લખેલ પુસ્તકની અલભ્ય હસ્તપત્રની ફોટો-પ્રીન્ટ કલકત્તા વિશ્વવિદ્યાલયે મેળવી છે. આ હસ્ત પ્રત ઇજીપ્તના સ્ટેટ પુસ્તકાલયમાં રાખવામાં આવેલ છે. હસ્તપ્રત લગભગ એક હજાર વર્ષ જુની છે.

—o—

- અંગ્રેજી ભાષામાં પહેલું પુસ્તક ૧૪૭૮માં છપાયું હતું. તેનું નામ The Game and *Plays of the Chesse* ('ધી ગેઇમ એન્ડ પ્લે ઓફ ધી ચેસ') હતું.

—o—

- નાગપુર વિશ્વવિદ્યાલયે તેના પુસ્તકાલયમાં હસ્તલિખિત પ્રતોનો વિભાગ ખોલ્યો છે. ઉદ્‌ઘાટન ક્રિયા પ્રસંગે ૧૦૦થી વધારે હસ્ત પ્રતો દેખાડવા માટે રાખવામાં આવી હતી.

(પુસ્તકાલય)

—o—

## ....એ લાવીને રહેશે

જગતમાં જગતને ફગાવીને રહેશે,
જગત તેને માથે ચઢાવીને રહેશે.

હૃદય આજે કથની સુણાવીને રહેશે.
હસો છો ઘણાં તો રડાવીને રહેશે.

હૃદય એક છે એમાં આશા-નિરાશા,
ભલા કોણ કોને દબાવીને રહેશે?

તમારા બધા તીરો રહેવા દો દિલ,
મુજ આશાઓ હૈયે લગાવીને રહેશે

એ વાદળના દિલને ભલા કોણ પહોંચે.
ચીરશે છતા જગ ભીંજાવીને રહેશે.

નયન-અશ્રુઓથી હવે તો હું થાક્યો,
પ્રણય-આગ મારી બુઝાવીને રહેશે.

ખરી પડતા પુષ્પો, ઢળી પડતાં અશ્રુ,
કોઈ પાલવને ગુલશન બનાવીને રહેશે.

તમારી એ યાદ આવી જાય ન દિલથી.
એ રેહશે અને ઘર જમાવીને રહેશે.

ફક્ત પ્રાર્થનાઓથી કોઈ ન આવે,
"અસર"ને જવા દો એ લાવીને રહેશે.

'અસર' સાલેરી

## ....બનાવીને રહેશે

મુકદ્દર મ્હને કંઇ બનાવીને રહેશે,
વફાઓ નવો રંગ લાવીને રહેશે.

પ્રણય સર્વ પડદા ઉઠાવીને રહેશે,
ખરા રૂપમાં વિશ્વ આવીને રહેશે.

છલકવા ન દેજે, નયન પ્યાલીઓને,
મુકદ્દર ત્હને આજમાવીને રહેશે

નવલ બાગ છે ને છે નવલાં કુસુમો,
નવો ફાલ જગ, મઘમઘાવીને રહેશે

ઝુકેલી આ ઘનઘોર કાળી ઘટાઓ,
ખરે! આજ તૌબા ફગાવીને રહેશે.

થતું આવ્યું વર્ષોથી ને એમ થાશે.
ગયા લાખને લાખ આવીને રહેશે.

જરા તું નૌકાને છો આપી ઉમદી,
કિનારે એ લંગર લગાવીને રહેશે.

વધે છે જગત આખું પ્રગતિ પંથે,
વળી જા કદી તું ય ફાવીને રહેશે.

નમન તારું સૌને ગમી જાશે નિશ્ચય,
નમે છે તે સૌને નમાવીને રહેશે.

'વલી' આજ આકાશની કહી રહી છે,
જમાનો નવા રંગ લાવીને રહેશે.

'વલી'

◆ સાલેહ બકીલી

# હ૦ ઉમર ફ્રારૂક (રદી૦)ના થોડાક પ્રકાશિત જીવન પ્રસંગો.

હ૦ અમ્ર બિન આસ, મિસરના ગવર્નર હતા. આપના પુત્રે એક મિસરી સાથે ઘોડો દોડાવ્યો. મિસરી આગળ નિકળી ગયો એના ઉપરથી ઈબ્ને અમ્રે (અમ્રના પુત્રે) તે મિસરીને ચાબુક વડે મારવા માંડયો અને કહેવા લાગ્યોઃ "હું ઈઝઝતવાળાનો પુત્ર છું." તે મિસરી મદીના ગયો અને હઝરત ઉમર (રદી) આગળ ફર્યાદ કરી. આપે અમ્ર બિન આસને પત્ર લખ્યો કે "તમારા પુત્ર સાથે હજ પ્રસંગે હાઝિર થાવ." જ્યારે તેઓ હાઝિર થયા ત્યારે સૈયિદના ઉમરે તે મિસરીને ચાબુક આપ્યો અને ફરમાવ્યું: "ઇઝઝતવાળાના પુત્રને મારો." તેણે લોકોની સામે તેને એટલો માર્યો કે તેની ઇચ્છા પૂરી થઇ ગઇ. પછી હઝરત ઉમર (રદી.)એ હ૦ અમ્ર બિન આસને ફરમાવ્યું: (ભાવાર્થ)

"આદમી પૈદા હુવા આઝાદ, માંકે પેટસે,
કબસે તુમ લોગોંને સમજા હૈ ગુલામ, આઝાદકો"

અમ્ર બિન આસે માફી ચાહી અને વચન આપ્યું કે હવે પછી આવું બનવા પામશે નહિ.

એના ઉપરથી જણાય છે કે હઝરત ઉમર (રદી૦), અદલ ઇન્સાફમાં અજોડ હતા. ન કોઇ રઇસની તેની રિયાસતને કારણે રિઆયત કરતા હતા, ન તો કોઇ ગરીબ ફકીરને તેની ફકીરી અને ગરીબીને કારણે તરછોડતા હતા. આપની આગળ જ્યારે પણ કોઈ બનાવ રજૂ થતો, આપ તેના ઉપર સંપૂર્ણ વિચાર કરી મઝલૂમની મદદ ફરમાવતા અને ઝાલિમ–જો તે કેટલોએ મોટો કેમ ન હોય–ને શિક્ષા કરતા હતા.

હ૦ અમ્ર બિન આસના પુત્રની શિક્ષાને માટે હજનો પ્રસંગ કેમ મુકર્રર કર્યો? આ સમયે દૂર દૂરના લોકો ભેગા થાય છે-આ સમય ઠેરવવાનું મૂળ કારણ એ હતું કે બધા લોકોમાં આ વાતની પ્રસિદ્ધિ થઇ જાય કે તેઓ સૌ આઝાદ છે. અલ્લાહના હક સિવાય તેમના ઉપર કોઇની પણ સર્વોપરિતા નથી. આવી સમાનતાનું કોઇ બીજું દ્રષ્ટાંત બીજી કૌમો જગત આગળ પેશ કરી શકે છે?

o o o

અહવાઝનો બાદશાહ હરમુઝ કેદ થઇને આપની આગળ પેશ કરવામાં આવ્યો, આપે એને કત્લ કરવાનો હુકમ આપ્યો. તેણે પાણી માંગ્યુ. આપે પાણી આપવાનો ફરમાવ્યું. તેણે કહ્યું: "મને ભય છે કે આપ મને પાણી પીતામાંજ મરાવી નાખશો." આપે તેને અભય વચન આપ્યું કે જ્યાં સુધી પાણી પી લેશે નહિ, તેને મારવામાં આવશે નહિ. તેણે પાણી ઝમીન ઉપર ઢોળી નાખ્યું. હઝરત ઉમરે તેને કત્લ કરવા ઇચ્છયું તો એણે કહ્યું: "શું આપે નહોતું ફરમાવ્યું કે હું ત્યાં સુધી તને મારીશ નહિ જ્યાં સુધી તું આ પાણી પી લેશે નહિ." હઝરત ઉમર (રદી૦)એ પોતાના વચનના પાલન માટે તેને મારવાની મનાઇ ફરમાવી. પછી તે મુસલમાન થઇ ગયો અને એક ભલા મુસલમાન તરીકે *જીવન વિતાવ્યું.*

એના ઉપરથી જણાય છે કે સૈયિદના ઉમર (રદી૦) વચન (વઅદા)ના સાચા, ક્રોધ ઉપર કાબૂ ધરાવનાર અને કૃપાળુ હતા. પોતાના દુશ્મનો માટે પણ.

o o o

આપની પાસે એક વાલી (ગવર્નર) આવ્યો. તે શું જુએ છે કે આપ ચિત્તા સૂતા છે અને આપના બાળકો આપની ચારે બાજુએ રમી રહ્યા

છે. તેને આ વાત અયોગ્ય લાગી, હઝરત ઉમર (રદી૦)એ ફરમાવ્યું, "તમારો તમારા બાળકો સાથે કેવો વર્તાવ છે?" તેણે કહ્યું: "જ્યારે હું ઘરમાં દાખલ થાઉં છું તો બધા બોલતા ચુપ થઇ જાય છે." આપે તેને ફરમાવ્યું: "તમને બરતરફ કરવામાં આવે છે. તમે તમારા ઘરવાળાઓ અને બાલબચ્ચાંઓ સાથે નરમીનો સલૂક નથી કરી શકતા, તો હઝરત મુહમ્મદ (સલ૦)ની ઉમ્મત સાથે કેવી રીતે માયાળુપણે વર્તી શકશો?"

એના ઉપરથી જણાશે કે આપ આપના ઘરવાળા અને બાલબચ્ચાંઓ સાથે ઘણો સારો વર્તાવ કરતા હતા. આપ તેમની સાથે હંસતે ચેહરે મળતાભળતા અને તેમની ખુશીનો હર પળે ખ્યાલ રાખતા હતા કે તેઓ સારી રીતે પરવરિશ પામે બુઝદિલ અને ભિકણ ન બને. આપે આપના ગવર્નરને માત્ર એટલા માટે છુટો કર્યો કે તે પોતાની ઔલાદ સાથે કઠોરતા પૂર્વક વર્તતો હતો. હઝરત ઉમર (રદી૦) ઇચ્છતા હતા કે એમના ગવર્નર, જ્યાના તેમને ગવર્નર બનાવવામાં આવ્યા છે,-ત્યાની રૈયત સાથે ઘણો સારો સલૂક કરે કે જેથી તેમની વચ્ચે સુલેહ શાન્તિ કાયમ રહે. લોકો પોતાના કામકાજમાં પ્રવૃત્ત રહે. દેશ ખુશ હાલ થાય. દીન પ્રસરે અને તે દુન્યા ઉપર છવાઈ જાય.

* * *

હઝરત ઉમર (રદી૦) એક રાતના પોતાની રૈયતની હાલત જોવાને માટે નિકળ્યા. આપે એક ઔરતને હાંડલી નીચે આગ સળગાવતી જોઈ, તેના બાળકો આમતેમ રડી રહ્યા હતા. આપે તેને પૂછ્યું "એ શા માટે રડે છે?" તેણે જવાબ આપ્યો: "ભૂખને કારણે" પૂછ્યું: "હાંડલીમાં શું છે?" જવાબ આપ્યો: "પાણી અને કાંકરા. એમને સુવડાવી દેવા માટે ખાણું રંધાય છે, એમ ખોટું ખોટું કહી સમજાવી રહી છું." આપ પાછા ફર્યા પોતાની પીઠ ઉપર લોટ અને ઘી મૂકી ઉપાડી લાવ્યા. તે ઔરતને ઘરે પહોંચી, હાંડલીમાં થોડું ઘી અને લોટ નાખી, આગ ઉપર મૂકી ખાણું રાંધ્યું. બાળકોને પેટ ભરીને ખવડાવ્યું. પછી આપ તેમની સાથે રમવા લાગ્યા. બાળકોએ કિલકિલાટ કરી મૂક્યો. બાળકો સૂઇ ગયા પછી આપ પોતાને ઘરે પાછા ફર્યા. અને આ ઔરત અને તે બાળકોને પુન્તુ એલાઉન્સ મુકર્રર કરી આપ્યું.

રૈયતની આનાથી ઉત્તમ દેખરેખ, રક્ષણ અને વ્યવસ્થા બીજી શી હોય શકે છે?

એના ઉપરથી જણાય છે કે આપ રૈયતના મહાન અમીન હતા. અંધારી રાતોમાં રૈયતની હાલત જોવા અને તેની સેવા કરવા જવાને નિકળતા. પોતાને રૈયતના અત્યંત નમ્ર સેવક સમજતા. પોતે પોતાની મુબારક પીઠ ઉપર લોટ ઉઠાવીને લાવે છે અને પોતેજ આગ સળગાવીને રાંધે છે. અને આપ છે કોણ? અમીરૂલ મોમિનીન્ ઇસ્લામી દુન્યાના મહાન શહેન્શાહ!

* * *

આપે મર્દોને ઔરતોની મેહરોમાં વધારો કરતાં જોયા તો મેહરની એક હદ મુકર્રર કરવાનો વિચાર કર્યો. આપ મિમ્બર ઉપર ચઢીને આ વિષયમાં કાંઈક કહેવા લાગ્યા. એટલામાં એક ઔરતે આપને મસ્જિદના છેડેથી પોકાર્યા. તે કહેવા લાગી: "તમે આ કેવી રીતે કરી શકો છો? જ્યારે કે અલ્લાહતઆલાનો સ્પષ્ટ હુકમ કુર્આને પાકમાં છે કે 'જો તમે એક પત્નીને સ્થાને બીજી પત્ની બદલવા ચાહો અને તમને તેમાંથી કોઈ અઢળક ધન આપે તો તમો તેની પાસેથી કંઈ પણ ન લો." આપે

ફરમાવ્યું. "બેશક, એણે યોગ્ય કહ્યું અને ઉમરે ભૂલ કરી."

જુઓ આપ રૈયતની હાલતની સુધારણામાં કેવી કાળજી ધરાવતા હતા. જ્યારે આપે જોયું કે મેહરોમાં વધારો થવાને કારણે નિકાહનાં કમી થઈ રહી છે, ત્યારે લોકોને મેહર ઓછી કરવાને સમજાવવા લાગ્યા; પણ જ્યારે આપને (મેહેર નહિ) એક ઔરતે હકથી જાણીતા કર્યા, તો આપે તે ઔરતનું અનુકરણ કર્યું અને લોકોના આમ જમાવ વચ્ચે પોતાનું કહેવું પાછું લઇ લીધું. બેશક, એમાં બારોબાર નસીહત છે.

* * *

જ્યારે સૈયિદના ઉમર (રદી૦) મુસલમાન થયા ત્યારે આપે જોયું કે મુસલમાનો પોતાના દીનને છુપાવે છે. આપે ફરમાવ્યું "યા રસૂલુલ્લાહ (સલ.)! આપણે તો હક ઉપર છીએ. પછી શા માટે આપણા દીનને સંતાડતા ફરીએ?" આં હઝરત (સલ૦)એ ફરમાવ્યું. "આપણે થોડા છીએ." આપે કહ્યું: "વલ્લાહ હું તો દરેક સ્થળે મારા ઈમાન લાવવાને પ્રસિદ્ધ કરવાને માટે બેસીશ. જેવી રીતે હું કુફ્રને જાહેર કરતો હતો." પછી રસૂલુલ્લાહ (સલ.) મુસલમાનોની બે સફો સાથે ચાલ્યા. એમાંની એકમાં હઝરત હમઝા (રદી.) હતા અને બીજીમાં હઝરત ઉમર (રદી.) બધા મસ્જિદમાં દાખિલ થઈ ગયા. મુશ્રિકોને આ વાત ઘણીજ ભારે લાગી. હમઝા અને ઉમર (રદી.)ની બ્હીકે એમનાથી એ પણ થઇ શકતું ન હતું કે તેમની સામે થાય આ દિવસથી ઈસ્લામ ગુપ્ત હતો તે પ્રગટ થઇ ગયો.

એના ઉપરથી જણાય છે કે આપ ઘણાજ દિલેર અને વીર હતા. પોતાનો મત સ્પષ્ટ જાહેર કરી દેતા હતા, અને સચ્ચાઈના મામલામાં કોઇની પણ પરવા કરતાં ન હતા. આપની વય ઇસ્લામનો પ્રચાર કરવામાં અને તેની શાન વધારવાના કાર્યોમાંજ વ્યતિત થઈ.

આપ ફરમાવ્યા કરતા:-"ફુરાત (સરિતા) ને કાંઠે જો એક ઉંટ પણ વગર કારણે માર્યો જાય તો મને બ્હીક છે કે એના વિષે અલ્લાહ તઆલા આલે ખત્તાબ (આપના વંશ) પાસે જવાબ માંગશે."

જવાબદારીની એનાથી વિશેષ લાગણી બીજી શું હોય શકે છે? હ૦ ઉમર (રદી૦)નું દિલ દયા અને માયાથી કેવું છલોછલ ભરપૂર હતું!

ટુંકમાં; તેઓ ઈસ્લામના સાચા સપૂત હતા. મહાન સિપેહ સાલાર અને અમીન ખલીફા હતા. કુરૈશમાં પરવરિશ પામ્યા. આપના ભવ્ય કપાળ ઉપરથી મહત્વકાંક્ષા, હિમ્મત અને વીરતાના ગુણો બાળપણથીજ જાહેર થતા હતા. યુવાન થતાં કુરૈશે આપને પોતાના અને અન્ય અરબ કબાઇલના વચ્ચમાં એલચી મુકર્રર કર્યા હતા.

અલ્લાહની હિદાયતથી આપે ઇસ્લામનો સ્વીકાર કર્યો. મુસલમાન થયા પછી આપ ઈસ્લામના મહાન મદદગાર થઇ ગયા. દીનની આજ્ઞાઓના પાલનમાં નગ્ન તલ્વાર રૂપે હતા. દીનની સેવામાંજ આપની કીંમતી ઝિન્દગી ગુઝરી. આપ રસૂલુલ્લાહ (સલ૦)ની સાથે હંમેશાં એવી રીતે રહ્યા જેવી રીતે શરીર સાથે તેનો સાયો (પડછાયો) આં હઝરત (સલ૦)ની સાથે બધાય ગઝવાતમાં શરીક રહ્યા અને દિલેરી ને બુદ્ધિના જૌહરો દાખવ્યા. સચ્ચાઇ ઉપર હંમેશાં દ્રઢ રહ્યા. આપની દ્રઢતા દ્રષ્ટાંતરૂપે કહેવાતી. અરબો ઝુલ્મ અને સિતમને સબબે નહિં, બલ્કે અદબ અને તઅઝીમને કારણે આપનાથી બ્હીતા હતા. હિ. સ. ૨૩ માં આપ વફાત પામ્યા. અલ્લાહ આપથી રાઝી થાય.

[સમાપ્ત]

# પાશ્ચાત્ય સંસ્કૃતિ અને કલ્ચર પર એક નઝર

: મુળ લેખક :
ગુ. નબી મુસ્લિમ એમ. એ.
: અનુવાદક :
ઇસાભાઇ ઇબ્રાહીમ

"ફિરંગ-દિલકી ખરાબી ખિ રદ માંમૂરી."

પાશ્ચાત્ય કૌમોની જડોન્નતિએ જડવાદી પૌર્વાત્યોને અતિઘણા પ્રભાવિત બનાવી રાખ્યા છે, અને કમભાગ્યે તેઓ એજ 'મૃગજળ' ને 'અમૃત' સમજી તેનાજ અનુકરણને 'મુક્તિ-માર્ગ' સમજી રહ્યા છે. પાશ્ચાત્ય કૌમોની ઉન્નતિના કારણો દર્શાવવા માટે એક નોખા લેખની આવશ્યકતા છે, અત્યારે કેવળ આટલુંજ જણાવવા ઇચ્છું છું કે જે 'સંસ્કૃતિ' અને 'કલ્ચર'નો ઢંઢેરો વર્તમાન સમયમાં પીટાઇ રહ્યો છે, તેની હકીકત શું છે!

સાંપ્રતયુગના પાશ્ચાત્ય મૂડીવાદીઓ તથા જડવાદીઓએ પોતાની મનેચ્છાઓ તથા દુષ્કર્મોને 'સંસ્કૃતિ' તથા 'કલ્ચર'ની ઉન્નતિના શોભિતા શબ્દોમાં છુપાવી રાખ્યાં છે, અને આજે ગળું ફાડી ફાડીને પ્રચાર કરવામાં આવી રહ્યો છે કે પાશ્ચાત્ય દેશોને પ્રતાપેજ માનવસંસ્કૃતિ અને કલ્ચર ઉન્નતિની પરાકાષ્ટાએ પહોંચ્યો છે! અને એના અનુસરણમાંજ 'માનવ-જગત'નાં હિતો છુપાએલાં છે!!

એ દાવાની પોકળતા અને અસત્યતાને પ્રકાશમાં લાવવા માટે એ શબ્દોના ભાવાર્થનું સ્પષ્ટીકરણ કરવું લાભદાયી થશે.

'સંસ્કૃતિ'ના અર્થ 'શણગારવું' અને 'શુદ્ધ કરવું' છે. સામાન્ય રીતે એનો સંબંધ મનુષ્યની બાહ્યાવસ્થા અને વાતાવરણ સાથે છે. પાશ્ચાત્ય પરિભાષામાં એક મનુષ્યના પહેરવેશનો 'કટ', રહેવાના સ્થળની રચના, ખાવાપીવાની પદ્ધતિઓ, જીવન સાધનોમાં ઉન્નતિ, આવવા જવાનાં સાધનો, સંપત્તિની ઉત્પત્તિનાં સાધનો. ભાગ્યેજ ઇન્સાની સંસ્કૃતિ પર કલ્પવામાં આવે છે, આ ઝમાનામાં ઢીલો પોશાક પરિધાન કરનારો, (ભલે પોશાક સ્વચ્છ હોય) સાદાં વાસણોમાં ચટાઇ પર બેસીને ભોજન ખાનારો, ભવ્ય કોઠીઓ અને મહાલયોથી વંચિત, રેલ્વે ટેલીગ્રાફ, ટેલીફોન, મોટર, નૃત્ય અને ગાનતાનની મેહફિલોથી દૂર રહેનારા, શરાબથી અપરિચિત, સીનેમા, અને બીજી વિષયોત્તેજક મજલિસોની 'બરકતો'થી દૂર રહેનાર માનવીને અસભ્ય અને અસંસ્કારી સમજવામાં આવે છે! આજે તે લોકોને સુધરેલા તથા સંસ્કારી કહેવરાવવાનો ઇજારો પ્રાપ્ત થયો છે કે જેઓ 'સાયન્સ'ની નેઅમતોથી લાભ ઉઠાવનાર, ઉચ્ચ પ્રકારના 'કટ'વાળાં મુલ્યવાન વસ્ત્રો પહેરનાર, નૃત્ય, સિનેમા, અને શરાબના રસીયા, અર્ધનગ્ન સુંદરીઓ સાથે છૂટછાટનો સંબંધ ધરાવનાર છે!! ગૃહરૂપી ગઢમાં શાન્તિથી શિયળની રક્ષક, સાદાં વસ્ત્રો પહેરનારી પતિવ્રત ખાતૂનો અસંસ્કારી છે, પરંતુ નયનબાણ, હાવભાવ અને અભિનયદ્વારા દરેકના ચેન આરામ અને તિતિક્ષા-કેન્દ્ર પર વિજળી ફેંકનારી, નાચગાનથી હૃદય અને દ્રષ્ટિના તારો ઝણઝણાવનારી અને અર્ધ નગ્નવસ્થામાં સભાઓ, મિટીંગો, પાર્કો, સહેલગાહો વગેરેમાં 'વિષય-વિકાર' અને 'કામ વાસનાને નિમંત્રનારી (વિષયાંધ) લેડીના ચર્ણો પર 'સંસ્કૃતિ' નિચ્છાવર છે!!

'કલ્ચર'નો સંબંધ મનુષ્યની 'હૃદય-સુધારણા' સાથે છે. જો એક મનુષ્ય સૌજન્યશીલ છે, તેમાં સરળતા, સદાચારિતા, સત્યપરાયણતા, પ્રમાણિકતા, માનવ-પોષકતા, સહિષ્ણુતા, પ્રેમ અને સહાનુભૂતિની ભાવનાઓ નોખું અને સુદૃઢ સ્વરૂપ ધારણ કરી ચૂકયાં હોય, તો સમજી લેવું કે તે 'કલ્ચર'રૂપી દોલતથી માલામાલ છે, અને જો એનાથી ઉલ્ટું તે પ્રપંચ, પક્ષપાત, કામવાસના, દુર્ગુણો, અત્યાચાર, અસહિષ્ણુતા, અને સ્વાર્થનું પુતળું છે, તો તે હકીકતમાં કલ્ચરરૂપી નેઅમતથી વંચિત છે!

પાશ્ચાત્ય દેશોનું વર્તમાન વર્તન 'સંસ્કૃતિ' અને 'કલ્ચર'ના પારસ્પારિક સંબંધનું ઇન્કારી છે! દાખલા તરીકે આ વાત સ્વીકારવામાં આવી છે કે પાશ્ચાત્ય કૌમો ખાસ કરીને અંગ્રેજ, જર્મની, ફ્રેન્ચ ઇટાલીયન, વગેરે સુધરેલા છે, અને એજ દ્રષ્ટિકોણને સન્મુખ રાખી એ કૌમો એક બીજાને તક આપતી રહી છે કે તેઓ પૌર્વાત્ય કૌમોને પોતાની આણ હેઠળ લાવી તેમને તે 'સંસ્કૃતિ' અને 'કલ્ચર'નો સ્વાદ ચખાડે! અને તેઓ સુધરેલા હોવા માટે આ વાત બસ છે કે તેઓ સાયન્સનાં સંશોધનોથી પણ લાભ ઉઠાવી રહ્યા છે, ચોતરફ રેલ્વે અને સડકોની જાળ પાથરવામાં આવી છે, મોટાં મોટાં કારખાનાંઓ અને ઇમારતો મૌજૂદ છે. મોજશોખ અને એશઆરામનાં સાધનો સંપૂર્ણ છે, હુન્નર ઉદ્યોગોના દરવાજા ખુલ્લા છે પ્રત્યેક પ્રકારની સ્વતંત્રતા (સ્વછંદતા) પ્રાપ્ત થએલી છે. પરંતુ 'સંસ્કૃતિ'ના સ્વીકાર છતાં એક બીજાના 'કલ્ચર'નો ઇન્કાર કરશે!! આજે કોઇ બ્રીટીશરને જર્મન અથવા ઇટાલીયન સંબંધી પુછી જોશો તો જવાબ મળશે કે કૌમોને 'કલ્ચર'ની હવા પણ લાગી નથી. એ તો 'દમન' અને 'પાશવતા'ના નમૂનારૂપ છે!! લગભગ એવાજ શબ્દોમાં ઇટાલીયન અને આર્મિનીયન બ્રીટીશરોનું વર્ણન કરશે!!

શું વાસ્તવમાં 'સંસ્કૃતિ' અને 'કલ્ચર'માં કોઇ સંબંધ નથી? અને વાસ્તવિક સંસ્કૃતિ તથા કલ્ચર શું તેજ છે, જેનો ઢંઢેરો પાશ્ચાત્ય કૌમો તોપો અને વિમાનોના ગોળાઓ દ્વારા પીટી રહી છે?!

'સંસ્કૃતિ' અને 'કલ્ચર'ને અલગ અલગ અસંબંધિત સમજવું આશ્ચર્યજનક છે! મનુષ્યનું બાહ્ય તેના અંતરના આયનારૂપ હોય છે, અને તેની લાગણીઓ, ભાવનાઓ, તથા કલ્પનાઓની અસર તેના પ્રત્યેક 'જીવન-પ્રસંગ'માં પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે. દાખલા તરીકે એક મનુષ્ય નાજુક હુન્નરોનો રસીયો છે, તો તેનું જીવન તેની સાથે સંબંધ ધરાવતી વસ્તુઓમાં લુપ્ત હશે, 'ગાયનવાદન'ના રસીયાની બેઠકમાં ગાયનવાદનના તત્વોનું પ્રભુત્વ હશે. તેના સમયનો મોટો ભાગ એવીજ મેહફિલોમાં વ્યતિત થશે, તેના સુવા બેસવાના રૂમની ભીંતો ગાયકો અને વાદકોના ફોટાઓથી શણગારાએલી હશે, તેની ઝબાન પર રાગરાગણીઓની પ્રશંસા હશે, તેના વસ્ત્રોનો કટ, તેના રહેઠાણનો નકશો, અને મિત્ર-મંડળ તેની હાર્દિક ભાવનાઓને અનુરૂપ હશે! એક ખુદાપરસ્ત મનુષ્યને દુન્યવી શણગાર અને ઠાઠમાઠ સાથે કંઇપણ લેવાદેવા નહિ હોય, તે સાંસારિક ઝઘડાઓથી દૂર રહેશે અને એવી પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત રહેશે કે જે તેના નજીક આત્મિક ઉન્નતિ અને ખુદાને ઓળખવાનું સાધન છે! એજ પરિસ્થિતિ દરેક સ્થળે જોવામાં આવશે. એ દાખલાઓના પ્રકાશમાં સ્પષ્ટ થાય છે કે પ્રથમ સંસ્કૃતિ અને કલ્ચરને અલગ અલગ રાખી શકાશે નહિ, બીજું આ કે "સંસ્કૃતિ" કલ્ચરનું ફળ અને તેનું અનિવાર્ય પરિણામ છે, એક

ઈન્સાનની બાહ્યાવસ્થા તેની આંતરિક પરિસ્થિતિ પર પ્રકાશ નાંખે છે, અને 'બાહ્ય' કેવળ તે કલ્પનાઓ તથા ભાવનાઓનું પ્રતિબિંબ છે જે તેના અંતરમાં જન્મીને ફળી ફુલી ચુકી છે।

**"પાશ્ચાત્ય દેશો અને સંસ્કૃતિ"** અહીંયાં આ જોવું જરૂરી છે કે પાશ્ચાત્ય દેશોની જડવાદી કૌમો પર 'વાસ્તવિક સંસ્કૃતિ'નો શબ્દોપયોગ કરી શકાય છે કે નહિ. એક મનુષ્ય સંબંધી સુધરેલો હોવાનો મત ઉચ્ચારતી વખતે આ જોવું જરૂરી છે કે જમાઅતમાં તેનું આચરણ કેવું છે અને તેના આચરણથી તેની જાત અથવા જાતી ભાઇઓને કેટલો આરામ મળ્યો છે એજ પ્રમાણે એક કૌમની સંસ્કૃતિ આ વાત ચાહે છે કે તેની એ કૌમ કેવળ વ્યક્તિગત રીતે ઉચ્ચ રીતભાત અને સદાચરણવાળી હોય, કે જેના પ્રકાશથી માનવજાતીને અગર લાભ ન પહોંચે, તો કમમાં કમ દુઃખ અને પરેશાની પણ ન થાય, એટલુંજ નહિ, બલ્કે તે કૌમના દમન અને અત્યાચારથી બીજી કૌમો સુરક્ષિત અને બચેલી હોય! દુન્યવી પ્રભાવ, લડાયક શસ્ત્રોની વિપુલતા, ભવ્ય ઇમારતો અને મહાન કારખાનાંઓ જડવાદી (માદ્દી) મોટાઇ અને દબદબો, તથા વિશાળ સામ્રાજ્ય અગર કોઇ કૌમની મહત્તાને જાહેર કરે છે, તેવીજ રીતે તેની પાશવતા અને અત્યાચારને પ્રકાશમાં લાવનાર પણ બની શકે છે. **તૈમૂરે** સમરકંદ, બુખારાના ચરણોમાં અડધું જગત લાવી મૂક્યું, મધ્ય તુર્કસ્તાનના 'મુગલો' (એક મુખ્ય તુર્કસ્તાની વર્ગ)ના ઘરો ધનસંપત્તિથી ભરાઈ ગયાં, તેમની લડાયક સામગ્રી તથા શક્તિથી દુન્યા ધ્રુજતી હતી, **'સમરકંદ'** તથા **'બુખારા'** ગગનચુંબી મહાલયોને પ્રતાપે વિશ્વ આખામાં વિશિષ્ટ ગણાવા લાગ્યા! પણ આજે કોણ છે જે તૈમૂર અને તેના સૈનિકોની સંસ્કૃતિનો સહાયક છે?! એજ રીતે **સિકન્દર, ચંગેઝ** અને **હલાકૂ**ની રક્ત શોષક શમ્શીરોએ દેશો જીત્યા, અને તેઓ વિરાટ શક્તિ સાથે વિશાળ સામ્રાજ્યના માલિક બન્યા, પરંતુ આજે 'તાતારીઓ' અને 'સિકન્દરીઓ'ની 'સંસ્કૃતિ'નો કોણ પ્રશંસક છે?! પાશ્ચાત્ય કૌમોની સંસ્કૃતિને પણ જરા એ ધોરણે કરી જુઓ, શું એમની શક્તિ, સંપત્તિ, યુદ્ધ સામગ્રી, કળા અને કારીગરી જાતી ભાઇઓનાં ગળાં રહેંસવા અને રૂધિર ચુસવામાં રોકાએલી નથી? ગત મહાયુદ્ધ અને વિનાશજનક જંગ પાશ્ચાત્ય કૌમોની પાશવી સ્વભાવની સાબિતી આપે છે. નિર્બળ કૌમોની સ્વતંત્રતા ખુંચવી લેવી, શહેરી આબાદી પર અંધાધુંધી બોમ્બવર્ષા કરવી, નિર્દોષ માનવીઓનો સાર્વત્રિક વિનાશ, સ્ત્રીઓનો 'શિયળ-ભંગ' પાશ્ચાત્ય કૌમો સુધરેલી હોવાની દલીલ નથી, અને કોઇ શરીફ કૌમ એવાં અમાનુષી કૃત્યો પર ગર્વ કરી શકતી નથી! લડાયક કૌમો પૈકી કોઇ એકનો સરકારી હોવાનો દાવો કરવો અને પોતાને માત્ર 'હક' અને 'સત્યતા' ખાતર યુદ્ધ કરનાર જાહેર કરવું ત્યારેજ શોભાસ્પદ છે, જ્યારે કે તેનો પાલવ જાનીભાઇઓના "નિર્દોષ રક્ત"થી ખરડાએલો ન હોય!! પરંતુ યૂરોપની કઇ કૌમ એ વાતનો દાવો કરી શકે છે?! શું ઇટલીના અસ્તિત્વથી અરબો તથા હબ્શીઓના નિર્દોષ લોહીનાં ટીપાં ટપકતાં નથી? શું જર્મનીની એડીઓ તળે બેકુસૂર પોલો, ઝેકો, નોર્વેજ્યનો, ડચો, ઓસ્ટ્રીઅનો, ગ્રીકો વગેરેની લાશો તડફડતી નહોતી? અને શું પેલેસ્ટાઇનવાસીઓથી હોળી રમવા ઉપરાંત બ્રીટીશ સામ્રાજ્ય પોતાની સિયાસતના બળ અને ઘમંડ પર કરોડો હિન્દીઓની ક્ષુધા, નગ્નતા અને મૃત્યુનું કારણભૂત બની નથી?!

"પર્દએ-તહઝીબ મેં ગારત ગરી આદમ કુશી
કલ રવા રખ્ખીથી સબને ઔર રવા રખતે હૈં આજ."

" **ફિરંગી સંસ્કૃતિનો ઝગઝગાટ** " લંડન, પેરીસ, રોમ, બર્લીન, અને ટોકયોની ગગનચુંબી ઇમારતો તથા અઢળક સંપત્તિ સાથે સંબંધ ધરાવતી કૌમો માટે તેજ હદ સુધી ગર્વપાત્ર છે, જે હદ સુધી મધ્ય એશીયા અને મકદુનીયાના શહેરો તૈમૂર, ચંગેઝ અને સિકન્દર, તથા તેમની ફોજો માટે આનંદપ્રદ છે, જો પિડિત અને નિર્બળ કૌમોની સંપત્તિ લૂટવાને લીધે પાછલા વિજેતાઓ પાશવી, અત્યાચારી, અને અસંસ્કારી હતા, તો પાશ્ચાત્ય દેશોના વર્તમાન કૌમો તેજ દુર્ગુણો છતાં શા માટે પાશવી, અત્યાચારી અને અસંસ્કારી નથી ?!

જડવાદી સાધનોની પ્રાપ્તિને અંતિમ અને મુળ ધ્યેય સમજી લેવો સંસ્કૃતિની ઉન્નતિનું ચિન્હ નથી. જો એક મનુષ્ય વિમાનને બદલે પગપાળો પ્રવાસ ખેડે છે, શરીર પર ફીટ આવી રહેનાર પોશાકને બદલે ઢીલો, પણ સાફ અને સ્વચ્છ લિબાસ પહેરે છે, **વર્તમાન સંસ્કૃતિની 'બરકતો' અને 'અનિવાર્યતાઓ' શરાબ, વ્યભિચાર, અને અન્ય મનેચ્છાઓથી** દૂર રહે છે, તો તેનો આ ભાવાર્થ તો ગલત છે કે તેનું અસ્તિત્વ જાતીબંધુઓ માટે નુકસાનકર્તા છે. ત્યાં સુધી કે તેને અસંસ્કારી ઠરાવવામા આવે ! બુદ્ધિમાનો અને ખાસ કરીને યૂરોપના નૂતનસંસ્કૃતિના મસીહીધ્વનિવાહકો હઝરત મસીહ (અલૈ૦) અને તેમના શિષ્યોના જીવન પર દ્રષ્ટિપાત કરે, અને જુએ કે વર્તમાન યુગના યૂરોપીયનો અને પ્રાથમિક દૌરના ઇસાઇઓમાં કયા ગુણો મળતા છે ? અને આ પણ જણાવે કે શું 'મસીહ' અને તેમના શિષ્યો સીધું સાદું અને ગરીબાઇભર્યું, પણ પવિત્ર જીવન વ્યતિત કરવાને લીધે સંસ્કૃતિથી વંચિત હતા ? અને તે કેવળ આટલા માટે કે તેમની પાસે આલીશાન મહાલયો ન હતા, સંપત્તિની વિપુલતા ન હતી અને વિશ્વની કૌમો તેમની ધાકથી ધ્રુજતી નહોતી ?

એ ઉપરાંત વિશ્વમાં એવાં અનેક પરિવર્તનો થયા જેમાં બાહ્ય દ્રષ્ટિએ જોતાં ઉન્નતિને વરેલા સમ્રાટોના તખ્તા ઉલ્ટી ગયા અને તે સમ્રાટોનાં સામ્રાજ્યો વર્તમાન ધોરણાનુસાર સંસ્કારી હતાં, પરંતુ સમયની સિતમઝરીફી જુઓ કે દ્રોહીઓની સફળતા પછી દ્રોહીઓ પણ સુધરેલા ઠર્યા ! અમેરિકા, રશિયા, અને ફ્રાન્સના ઇન્કિલાબો એના નમૂના છે અને એ ઇન્કિલાબીઓના અતિદુષ્ટ વિરોધીઓનું વર્તન એ વાતને પુરવાર કરે છે એવીજ રીતે અરબોના પ્રારંભિક દિગવિજયોના યુગમાં ઇરાન અને રોમના દરબારો તથા સામ્રાજ્યો સભ્યતા અને સંસ્કૃતિનાં કેન્દ્રો સમજવામાં આવતાં હતાં ! પરંતુ આજે કોણ છે જે 'ક્ષુધાતૂર' અર્ધનગ્ન અરબ રણવાસીઓની સાંસ્કૃતિક મહત્તાનો ઇન્કાર કરી શકે ? અને તેમની સંસ્કૃતિથી નહિ અંજાવાનો દાવો કરી શકે ??

"**ઉન્નતિના ત્રણ દૌર**" વૃક્ષ પોતાના ફળથી ઓળખાય છે. પશ્ચિમવાસીઓના 'કલ્ચર'ની જડ પણ દેખીતી છે. જો 'કલ્ચર'નું ફળ પશ્ચિમની વર્તમાન સંસ્કૃતિ છે,- તેની વાસ્તવિકતા સ્પષ્ટ છે. 'કલ્ચર'નો ભાવાર્થ સમજવા માટે આ વાત નજર સમક્ષ રાખવી જોઇએ કે, મનુષ્ય 'આત્મા' અને 'દેહ'ના જોડાણથી બનેલો છે, ઉભયનું પોષણ અને પ્રગતિ(નું નામ) 'કલ્ચર' છે. પરંતુ 'દેહ' આત્માના હાથમાં એક સાધન છે. એટલે વાસ્તવિક અને મૂળ કલ્ચરનો સંબંધ આત્મા સાથે છે, અને દેહની પ્રગતિ આત્માની ઉન્નતિના સાધનો પૈકી એક મહત્વનું સાધનમાત્ર છે ! દેહ અને આત્મા સંબંધી યૂરોપવાસીઓના વિચારોમા ત્રણ પરિવર્તનો આવ્યાં. (૧) અઢારમી સદીના મધ્ય અર્થાત ઔદ્યોગિક પરિવર્તનના આરંભ સુધી યૂરોપમાં આત્માની

પ્રગતિ પર વધારે લક્ષ રહ્યું, અને દેહને આત્માનું હથિયાર સમજવામાં આવ્યો ! (૨) ઔદ્યોગિક પરિવર્તનના આરંભથી મહાયુદ્ધ સુધી ઔદ્યોગિક અને જડોન્નતિને પ્રતાપે 'દેહ'ને અગત્યતા પ્રાપ્ત થઇ અને તેની પ્રગતિએ ધ્યેયનું સ્થાન લેવા માંડયું. (૩) ઈ. સ. ૧૯૧૪ના વિશ્વયુદ્ધ પછી મોટા ભાગે 'આત્મા'ના અસ્તિત્વનો ઈન્કાર કરવા માંડયો એટલુંજ નહિ બલ્કે સમગ્ર યુરોપે સક્રીય રૂપમાં 'આત્મા'ને તરછોડી 'દેહ'ની ઉન્નતિને જીવનધ્યેય ઠરાવ્યો !!

વિશ્વને બે પ્રકારની સંસ્કૃતિઓ સાથે કામ પડયું છે, (૧) રૂહાની (૨) જડવાદી.રૂહાની શિક્ષણના ધ્વનિવાહક હઝરત નબીએ કરીમ (સલ્લ૦) હઝરત મસીહ અને હઝરત મૂસા (અલૈ.) વગેરે...હતા, અને જડવાદી સંસ્કૃતિના પ્રયોજકો સિકન્દર, ચંગેઝ, હલાકૂ અને વર્તમાન યુગના પાશ્ચાત્ય સામ્રાજ્યો છે !

રૂહાની સંસ્કૃતિ રૂહાની કલ્ચરનું ચિન્હ છે, તે દોરમાં તે સાધનોને અપનાવવામાં આવ્યાં જે રૂહની પ્રગતિ અને વિકાસ માટે આવશ્યક હતાં. એ હેતુની પ્રાપ્તી માટે તે સુદ્દઢ સત્યોની શોધ કરવામાં આવી, જેના ઉપર કર્તવ્ય પરાયણ થઇને મનુષ્ય આત્મિક ઉન્નતિ સાધી શકે. સદાચરણ પર ભાર મૂકવામાં આવ્યો, નૈતિક સિદ્ધાંતોના મુકાબલામાં દુન્યાની પ્રત્યેક વસ્તુને લાત મારવામાં આવી, અને એવાં કૃત્યોને વિનાશવાનો પ્રયાસ કરવામાં આવ્યો જે મનુષ્યના વ્યક્તિગત અને સમૂહગત જીવન માટે નુકસાનકર્તા હતાં !! જેમકે દુન્યાએ જે શાન્તિ અને સજ્જનતાનું દ્રષ્ય જોયુ હોય તો તે ટુકા જમાનામાંજ કે જ્યારે એ પ્રભાવશાળી હસ્તીઓ અને તેમના સાચા અનુયાયીઓનું આધિપત્ય અને વર્ચસ્વ રહ્યું, અને જો આજે પણ સદાચરણ ઝલક જોવામાં આવે છે તો તે વ્યક્તિઓમાંજ કે જે તે બુઝુર્ગ હસ્તીઓના અનુયાયીઓ છે !

બીજી તરફ વર્તમાનયુગની સંસ્કૃતિ અને કલ્ચર છે જે રૂહાનીયતથી કેવળ વંચિત છે, એટલુંજ નહિ બલ્કે તેની શત્રુ પણ છે ! આજનો જડવાદી કલ્ચર તે સિદ્ધાંતો પર રચાયો છે જેમના દરજ્જો અસલી નથી, (જેનાં) વ્યક્તિગત ચારિત્ર્યોમાં વ્યભિચાર, શરાબ, જુગાર, વગેરે બધુંજ જાયઝ છે, બલ્કે સંસ્કૃતિનું એક મહત્વપૂર્ણ તત્વ ! સમૂહગત જીવનમાં પ્રપંચ, જુઠ, કાકલુદી, કરાર-ભંગ, જેવી નૈતિક વિકૃતિઓ ત્યાં સુધી જાયઝ રાખવામાં આવી છે કે જ્યાંસુધી તે હેતુપ્રાપ્તીમાં સહાયક બની રહે ! ભલે તેનાથી બીજા મનુષ્યની પ્રતિષ્ઠા, પવિત્રતા, માલ અને જાન પર હાથ સાફ થતો હોય, સામયિક લાભો મેળવવા, પરિણામની ભલાઈ બુરાઇનું ધોરણ છે ! શું હાથ આવ્યું એની સાથેજ કામ છે, કઇ રીતે હાથ આવ્યું તેની સાથે લેવાદેવાં નથી !!

તો પશ્ચિમની સંસ્કૃતિ જડવાદની પ્રગતિનું બીજું નામ છે, અને એ જડોન્નતિ દેહથી આગળ વધી નથી, ભવ્ય મહાલયો, ઉચ્ચ પ્રકારનો પોશાક, વિદ્યુતવેગી સાધનો અઝીમુશ્શાન હોટલો, શરાબખાનાં, જુગારખાનાં વ્યભિચારગૃહો, નૃત્યગૃહો અને મોજમજાનાં સાધનોની વિપુલતા, વધારેમાં વધારે આ વાતની સાબિતી છે કે માનવજીવનની પાશ્વી અને હલ્કી દિશા અંતિમ પરાકાષ્ટાએ પહોંચી ગઇ છે ! **બીજા શબ્દોમાં કહીએ તો મનુષ્ય પાશવતાની ઉન્નતિમાં પરિપૂર્ણતાએ પહોંચેલો પશુ બની ગયો છે, અને એવા મનુષ્ય પર વર્તમાન સંસ્કૃત્તિ જેટલો ગર્વ કરે યોગ્ય છે !!**

(સંપૂર્ણ.)

# સીમમાં ખેતર નથી

આંગળીઓ કાનમાં મૂકવા તણો અવસર નથી;
શ્રીમતી બોલે છે એ તો, બોલતી કાબર નથી.

મૂકવું ગીરવી શું મારી જાત વિણુ બીજું કશું ?
ગામ વચ્ચે ઘર નથી ને સીમમાં ખેતર નથી.

જીભ કરમીની, અકરમીના ગિચાશ ટાંટિયા;
શેઠનો છે શેઠ, ચાકરનો કોઈ ચાકર નથી.

કેમ રીઝે સોયથી એરણુ તણો એ ચાહનાર ?
ભાગવું છે ગામ, એને પાડવું ખાતર નથી.

લે મૂકી દે ફંદ આ ઊંઠાં ભણાવાના મને,
આનીઓ રૂપિયા તણી છે સોળ કે પંદર નથી.

ખીરમાં નાખીશ મીઠું તોય મૂરખ નહિ ઠરૂં;
આજ મારા ઘર મહીં દાણોય પણ સાકર નથી.

દિનની અડધી મઝા શું આખરે મારી જશે ?
ગામ ભરમાં કયાંય પણ સુરમો નથી, અત્તર નથી.

તાવ એને ટાઢિયો આવી રહ્યો છે આજકાલ;
ને કહે છે મુજ ગલીમાં એક પણ મચ્છર નથી.

અબ ઘડી બે કાન વચ્ચે માથું તારૂં થઈ જશે;
મર્દનો છે કૉલ આ જાદૂ કે છૂમંતર નથી.

બાપ કાજે જાન દેનારા નથી બેટા હવે,
ને હુમાયૂં કાજ મરનારા હવે બાબર નથી.

ધર્મનું ફરમાન દાઢી રાખવાનું છે 'શિતાબ !'
ના કહે જેઃ મારી પાસે બ્લેડ કે કાતર નથી.

'શિતાબ'

# 'વર્ષાના આગમને.

વર્ષાના શ્યામલ મેઘો
જોઉં છું ને હું વ્યથા અ
વેદનાથી વ્યાકુળ બનું છું.

કવિવર કાલીદાસે કથ્યું દ
વર્ષાના મેઘદર્શને વિરહીઓન
વિરહ વેદના ઉત્તેજીત થાય છે
અને તેમનાં અંતર અન્યોઅન્ય
કાજે તલસે છે—'

મારી વ્યથા આ પ્રકારની
નથી !

સાંગોપાંગ ખીલેલી પ્રકૃતિ,
સ્વેચ્છાએ વિહરતી સરિતાઓ,
ઝરણાંઓનો મધુર કલરવ, મ-
નોહર અને આહ્લાદક રંગે
રંગાયલું વ્યોમ જોતાં મારૂં
મન આનંદથી નાચી ઉઠતું
નથી...આ સર્વ મારા ઉરમાં
વેદનાની આછી રેખા મૂકતાં
જાય છે !

વર્ષા આવે છે ને મન
મુંઝાય છે, હૃદયમાં મંથન
જાગે છે અને કેવળ એકજ
પ્રશ્ન મનને હચમચાવી મૂકે
છે કે સારાયે દિનના પરિશ્રમ
અને યાતનાઓને પરિણામે
પોતાનાં ભર્યાં ભર્યાં ખેતરોને
જોઈ પુલકિત થતા કૃષિકારને
તેના આ ઉત્પાદનમાંથી સાચેજ
શું મળશે ?

"ઈન્દુ" બી. એ.




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

**સવાલ**-જે માણુસની કુર્બાની હોય તેને કુર્બાની કરતી વેળા તે જગ્યાએ અથવા તે ગામે હાજર રહેવું જરૂરી છે?

**જવાબ**-જેની કુર્બાની હોય તેને કુર્બાની કરતી વેળા તે જગ્યાએ અથવા તેજ ગામમાં હાજર રહેવું જરૂરી નથી. પરંતુ ત્યાં મૌજુદ હોય તો અફઝલ એ છે કે કુર્બાની થતી વેળા તેની પાસે હાજર રહે.

**સવાલ**-મૈયતના તરફથી કુર્બાની આપી શકાય કે નહિં?

**જવાબ**-જો મરનારે વસીયત કરી હોય તો તેના ⅓ ભાગમાંથી કુર્બાની કરવી વાજિબ છે અને તેનું ગોસ્ત ગરીબો સિવાય માલદારોએ ખાવું જાયઝ નથી. અને મરનારે વસીયત ન કરી હોય, લેકીન તેનો કોઇ ખેશી પોતાની રાજીખુશીથી મરનાર તરફથી કુર્બાની કરે એ પણ જાયઝ છે અને તેનો સવાબ મરનારને પહોંચશે; અને એ સૂરતમાં અમીર ગરીબ બધાં એ તે કુર્બાનીનું ગોસ્ત ખાવું જાયઝ છે.

**સવાલ**-કુર્બાનીમાં કયા કયા જાનવરો ચાલી શકે અને કેટલી ઉમરના?

**જવાબ**-ગાય, બળદ, ભેંસ, પાડો પુરા બે વરસના સાત જણ તરફથી; ઉંટ, ઉંટણી પુરા પાંચ વરસના સાત જણ તરફથી; બકરો, બકરી, દૂંબો, દૂંબી, ઘેટો, ઘેટી પુરા એક વરસના એક જણ તરફથી કુર્બાનીમાં ચાલશે, પરંતુ દૂંબો કે ઘેટો છ મહીનાની ઉમ્રનો કદાવર વરસ-દીવસ જેવો લાગતો હોય, તો તેનીયે કુર્બાની કરવી જાયઝ છે.

**સવાલ**-વઝૂની હાલતમાં કોઇ માણુસ ગાળો ભાંડે તો વઝૂ રહે કે તુટી જાય?

**જવાબ**-દરેક હાલતમાં ગાળો બોલવી ગુનાહનું કારણ છે પરંતુ એથી વઝૂ તુટશે નહિ.

**સવાલ**-એક મસ્જિદના મુતવલ્લીએ મરામત તથા રંગરોગન અને ચુનો વીગેરે લગાડવા માટે ચંદો કર્યો. અને તે પૈસામાંથી મુતવલ્લી હલીમ પકાવી અમીરો અને ગરીબોને વહેંચે છે. તો શું મુતવલ્લીને એ હક છે કે હલીમ પકાવી વહેંચી શકે?

**જવાબ**-જો મુતવલ્લીએ મસ્જિદની જરૂરતો વિષે ચંદો કર્યો અને લોકોથી નાણાં લેતી વખતે મસ્જિદની મરામત માટેજ કહ્યું છે તો મુતવલ્લીને હક નથી કે મસ્જિદના કામ સિવાય હલીમ વગેરેમાં નાણાં ખરચે. જો મસ્જિદના નાણા હલીમ પીવાડવામાં ખર્ચ કરશે તો એનો જુમ્મેદાર મુતવલ્લીજ કરશે. અને જો નાણાં વસુલ કરતી વખતે નાણાં આપનારાઓને હલીમ વિષે પણ કહ્યું હશે તો હલીમ પકાવી વહેંચી શકશે. નહિ તો દુરસ્ત નથી.

**સવાલ**-જો માણુસ તાકત અને હૈસીયત હોવા છતાં પોતાની ઔરતના હકો જેમકે ખાવાનું, કપડાં, રહેવાનું મકાન, વીગેરે જરૂરી ખર્ચો આપતો ન હોય તો તેની ઔરતને એવી સૂરતમાં શું હક છે? તે કોઈ રીતે પોતાની જાતને તેના નિકાહમાંથી છુટી કરી શકે? અગર કાઝી કે મુસ્લિમ હાકિમ છુટાછેડા કરી શકે? અગર કાઝી કે મુસ્લિમ હાકિમ છુટાછેડા કરી શકતો હોય તો જ્યારે કાઝી એવા માણુસની ઔરતને તલાક આપે તો તલાક થઇ જશે કે નહિ? એવા બનાવ આજકાલ ઘણા બને છે. માટે એ વિષે શરીઅતનો શું હુકમ છે?

**જવાબ**-પૂછેલી સૂરતમાં એવા માણુસની ઔરત કોઈ રીતે પોતાના ધણીથી "ખુલ્અ" કરે. એટલે તેણી તલાક લેવા માટે પોતાની મહેર ધણીને માફ કરી આપે. અથવા કાંઇ માલ કે રૂપિયા આપી તલાક લેવા ધણીને રઝામંદ કરે. પરંતુ એવી કોશિશ કરવા છતાં કોઇ સૂરત ન બની શકે તો સખત લાચારીની હાલતમાં માલીકી મઝહબ પર છુટાછેડા વિષે ફતવો લેવાની ગુંજાઈશ છે. કારણ કે માલીકી મઝહબમાં એવા માણુસની ઔરતને જુદા

થવાનો હક મળી શકે છે. હવે સખત લાચા-
રીની બે સુરતો છે. એક એ કે ઓરતના
ખર્ચનો કોઈ બંદોબસ્ત ન થઈ શકે. એટલે
ન તો કોઈ માણસ ઓરતના ખર્ચનો બંદોબસ્ત
કરતો હોય અને ન તો ઓરત પોતે પોતાની
આબરૂની હિફાઝત સહીત પોતાના ગુજરા પર
કુદરત રાખતી હોય, અને બીજી સુરત લાચા-
રીની એ છે કે ઓરત આસાનીથી કે મુશ્કે-
લીથી પોતાના ખર્ચનો બંદોબસ્ત કરી શકતી
હોય, પરંતુ તેણી પોતાના ધણીથી અલગ રહે-
વામાં ગુનાહમાં ફસાઈ જવાનો ડર રાખતી
હોય, તો એવી હાલતમાં છુટાછેડાની સુરત એ
છે કે તેણી પોતાનો કેસ મુસ્લિમ કાઝી યા
મુસ્લિમ હાકિમ અને તેઓના ન હોવાની સુર-
તમાં મુસલમાનોની જમાત સામે રજુ કરે.
અને જેની પાસે એ કેસ રજુ થાય તે આ
મામલાની શરીઅતની શહાદતના વડે પુરી તેહ-
કીક અને તજવીજ કરે. અને ઓરતનો કેસ તથા
દાવો ખરો સાબિત થાય કે ધણી હૈસીયત
હોવા છતા ખર્ચ આપતો નથી, તો તેણીના
ધણીને કહેવામા આવે કે તારી ઓરતના હકો
અદા કર. અથવા તલાક આપ, નહી તો હમો
છુટાછેડા કરી આપીશું. એ પછી પણ તે
ઝાલિમ ધણી કોઈ સુરત પર અમલ ન કરે તો
કાઝી અથવા શરીઅતની રૂએ જે તેનો કાયમ
મુકામ હોય તે તલાક આપી દે. એ સુરતમાં
કોઈ પ્રકારની મુદ્દત કે ઇંતેઝાર અથવા મોહ-
લતની જરૂરત માલેકી મઝહબમાં એક પણ
નથી. એટલે તલાક આપવાથી તુરત છુટાછેડા
થઈ જશે. આ બાબતનો ખાસ ખ્યાલ રાખ-
વામાં આવે કે કોર્ટમાં ગેરમુસ્લિમ હાકિમ વડે
તલાક થઈ શકતી નથી. હાં તો ઉપર
જણાવેલા મુસલમાનો હોય અથવા ગેરમુસ્લીમ
હાકિમ હોય અને તે કોઈ મુસલમાનને આ
કેસનો ફેંસલો કરવા વિષે હક આપે તો તે
મુસલમાન એ કેસનો ફેંસલો કરી શકે છે. અને
તેનો ફેંસલો જારી થશે, અને ખરો મનાશે.
હવે બીજી વાત એ છે કે જે ધણી જો પોતાની
હરકતથી એવા વખતમાં બાઝ આવે જ્યારે કે
હાકિમે તેની ઓરતને તલાક આપી દીધી હોય
અને ઇદ્દત પણ ગુજરી ગઈ હોય, તો હવે
એવી સુરતમાં ધણીને ઓરત પર કોઈ હક
રહેતો નથી. કારણ કે ઇદ્દત ગુજરવા પછી
ધણીને રજુ કરવાનો હક રહેતો નથી. જો કે
તલાકે રજઇ હોય, અલબત બંનેની ખુશીથી
નવેસરથી નિકાહ થઈ શકે છે. અને
જો ધણી ઇદ્દતના ગુજરવા પહેલાં પોતાની
હરકતથી બાઝ આવી જાય અને ખર્ચ આપવા
તૈયાર થઈ જાય તો એ બાબતમાં માલેકી મઝ-
હબમા કોઈ ખુલ્લેખુલ્લી રિવાયત નથી. એટલા
માટે મુફતીઓના નજદીક બે વાત શકમંદ છે.
એક એ કે આ છુટાછેડાને તલાકે રજઈ ગણ-
વામાં આવે અને ઇદ્દતના અંદર રજુઅ કર-
વાને સહીહ ગણવામાં આવે. બીજી વાત એ
કે તલાકે બાઇન કરાર દેવામાં આવે અને
રજુઅ કરવાનો હક ધણીને આપવામાં ન આવે.
પરંતુ પહેલી વાતને માલેકી મઝહબના કેટલા-
એક મોટા આલિમોએ ખરી લખી છે. અને હનફી
મઝહબના મોટા મોટા આલિમોએ પણ પહેલી
વાત પર ફતવો આપ્યો છે, કે ઇદ્દતના અંદર
જો તે ધણી બાઝ આવે એટલે ખર્ચ વગેરે
આપે અને હકો અદા કરવા પર રઝામંદ થાય
તો એ સુરતમા ઓરતને તેનીજ પાસે રહેવું
પડશે ચાહે ઓરત રાજી હોય યા નહીં હોય.
કારણ કે ધણીના રજુઅ કરવામાં ઓરતની
રઝામંદીની જરૂરત નથી. જ્યારે ધણીનું રજુઅ
કરવું સહીહ થઈ ગયું તો ઓરતને બીજી
જગ્યાએ નિકાહ કરવા હરામ છે. અને તેમ
ધણી પાસે તેણીને રહેવું જરૂરી છે. મગર
એહતીયાતની રૂએ નવેસરથી નિકાહ પઢવામાં
આવે તો વધુ બહેતર છે. માટે ઓરતને પણ
લાઝિમ છે કે ધણી સાથે નવેસરથી નિકાહ
કરે. છતાં જો ઓરત પોતાની બેસમજથી નવે-
સર નિકાહ ન કરે તો ધણીને જાએઝ છે કે
નવા નિકાહ કર્યા વીના તેણીને રાખી શકે છે.
અલ્લાહ વધુ જાણનાર છે. (અલહીલતુન નાજે-
ઝહ અને ફતાવા દારુલઉલૂમ. અને એના
ઉપર થાનાભુવન તથા દેવબંદ સહારનપુર વીગેરે
હીંદુસ્તાનના મોટા મોટા આલિમોએ ફતવો
આપ્યો છે)

ઈસ્માઈલ. એમ. દેસાઈ

# ચેકર

"ચાલો તો ભઇ ટીકીટ બતાવ તો ?" ગામડીયાને ઉદ્દેશી બસના ચેકરે કહ્યું.

માથાના ફાળીયે બાંધેલી ટીકીટ ગામડીયાએ ગભરાતા ગભરાતા છોડી. ટીકીટ એને મન જાણે લાખોની દોલત હોય યા તો ખોવાઇ જાય તો ધક્કો મારી કોઈ નીચે ઉતારી મૂકે એ બીકે એણે રત્ન સમ ધારી માથે બાંધેલા ફાળીએ બાંધી હતી.

ચેકરે સહી કરી. સહી કરી કે લીસોટો કાઢયો એ વસ્તુ ગામડીયો સમજી શકયો નહીં. ચેકર ટીકીટ ચેક કરતો હતો છતાં પણ આજે એનું ચિત્ત ઠેકાણે ન હતું. એના મુખનો ભાવ એના હૃદયની વ્યથા કહેતો હતો. ઉદાસીન મુખડા પર શોકની શ્યામ રેખાઓ ઠેરઠેર ગોઠવાએલી હતી. આંખોનું ઉંડાણ કોઇ અસહ્ય વેદનાના પ્રતિક સમાન હતું! અવ્યવસ્થિત રીતે વિખરાએલા એના વાળ એને જીવન પર કંટાળો ઉપજાવે છે એમ કહેવામાં સહમત થતા હતા. આજે ચેકર ઢીલોઢબ થઈ ગએલો લાગતો હતો. આજે એના વર્તનમાં સભ્યતા હતી-એની વાણીમાં નમ્રતા હતી. નહીં તો આ ચેકર "ચાલ તો ભઇ ટીકીટ બતાવ" એમ એ કહે? "ભઇ" શબ્દ અને તેય એના મુખમાં ? ના. ના એની જીભે આવું નમ્ર વાક્ય ન હોય! એ તો એમજ બોલતો હોય: "એય ગમાર ચાલ ઝટ કર ટીકીટ કાઢ ?"

અને એમાંયે જો બતાવતાં ઢીલ થાય તો ઝટ કહી નાંખે "એય એ શું કરે છે? ટીકીટ તને હાથમાં રાખવા આપી છે કે બાંધવા ? સાલા ગમાર તે ગમાર કાંઇ સમજતાંજ નથી."

પરંતુ કોણ જાણે કેમ આજે ચેકર વ્યાકુળ હતો. ક્ષિતિજ તરફ સંધ્યા સમયે જોતાં જે ગમગીની તથા દુઃખની છાયા મન પર અસર કરે છે એવી દુઃખદ છાયા આજે એના મુખ પર તરવરતી હતી.

વરસો થયાં એ ટીકીટ ચેક કરતો હતો. હજારો બલ્કે લાખો ટીકીટો એણે પેન્સીલના ગોદા વડે ચેક કરી નાખી હતી!

બાળ-યુવાન-આધેડ-વૃદ્ધ આ બધાયની ટીકીટો એને હાથે ચેક થઇ હશે. સેંકડો લાવણ્યમયી યુવતીઓના નાના નાના નાજુક હાથોથી એણે ટીકીટો ચેક કરી હશે. સેંકડો વૃદ્ધોના કરમાએલા કળચળી વળેલા હાથના પંજામાંથી લઈ કંઇ કેટલીયે ટીકીટો ચેક કરી હશે. પરંતુ આજે? આજે એ દરેક ટીકીટે કોઇ અકથ્ય ભાવ હૃદયમાં અનુભવતો હતો! એક એક 'સહી' જેમ જેમ ટીકીટ પર થતી જાય તેમ તેમ એના કાળજે, જાણે શૂળ ભોકાતી હતી! કોઈ માંહેની અકલ્પ્ય વ્યથા ચેન લેવા દેતી ન હતી. એ નિરાશ હતો: નિરાશા અનુભવતો હતો. અવ્યવસ્થિત રીતે આજે એ નોકરી કરી રહ્યો હતો.

એના દિલમાં આજે દયાનો સાગર ઉછાળા ખાઇ રહ્યો હતો. આંખોમાંના પાણી હમણાંજ હૃદયનો બંધ છૂટતાં તૂટી પડશે એમ લાગતું હતું વરસોથી તુમાખી અને હેંકડાઇમાં તોફાને ચઢેલો એનો ગર્વિષ્ઠ ઘમંડ આજે એકાએક ઓસરી ગયો હતો. ને ત્યાં ફૂટયું હતું પ્રેમનું-માયાનું-સ્નેહનું ને દર્દનું કોમળ ઝરણું!!!

આજે એણે ગામડીયાને પૂછયું: "કેમ કાકા કેમ આવવું પડયું?"

"અલ્યા કયાં ઉતરવાનો?" એવા અસભ્ય સવાલથી ટેવાએલા ગામડીયાએ જ્યારે આવો સત્ય-મંદ પણ દર્દીલો સવાલ આ ચેકરના મુખેથી સાંભળ્યો ત્યારે તો એ સહેજ આશ્ચર્ય પામ્યો.

"લખમીના લગનની વસોણી લેવા ભઇ."

'લગ્ન' શબ્દ સાંભળતાજ ચેકરના મુખે એક સખ્ત ઝટકો ખાધો. જાણે કાળજે ખુંપેલું તીર

કોઇ જબરજસ્તી ક્રૂર રીતે ખેંચી કાઢતું ન હોય?

"કાકા લખ્મી કોણ?"

"અલ્યા ભાઇ તુંયે ખરો! મારી લખ્મીને તો આખું ગામ ઓળખે ને તું નથી ઓળખતો? જા ભુંડા જા-તુંયે ખરો'સ્તો?"

લગ્નની તાનમાં કાકા ભૂલી ગયા'તા કે લખ્મીને આખું ગામ ઓળખતું હશે પણ આ તો શહેર છે!!

"લખમી મારી દીકરી. ૧૭ પુરા થયા ને ૧૮ મું બેઠું. એટલે શીકર માથેથી ટાળવીને? અમારે કાંઈ આ તમારા નફ્ફટ શે'ર જેવું છે કે પચ્ચીશીયે વીતી જાય તોય દીકરીને ઠેકાણે ન પાડે. પછી રાંડો કાળુધોળુ કરે! કોઇનો હાથ ઝાલે ને વળી લાગ ફાવતાં નાસીયે જાય! લાજ શરમ તો જાણે નેવે મૂકી. આમ રોજનો સૂરજનારાયણ નવો ઉગે ને આમ રોજ રાંડો નવા નવા ભાયડાઓ ખોળી કાઢે. એકને પડતો મૂકે ને પકડે બીજાને! પચ્ચીશીમાં તો જાણે આખા જગતનો રંગ લૂંટવા માંગે! બઇલા! આ ધોળું થયું તોયે મેં મારી લખ્મીની 'મ.' સિવાય કોઇ દિ બીજા કોઇનો હાથ નથી ઝાલ્યો, ત્યારે આજના આ તમારા જુવાન? અરે! જુવાન શાના જાણે ભુંડા પાવૈયા લાગે પાવૈયા!! ન ચાલના ઠેકાણાં-ને ન આંખના ઠેકાણાં! ફટાયાની આંખો તો સેં સખની રે! જ્યાં હોય ત્યાં પોરસાતીજ રે! કલજુગ છે-કલજુગ! ભગવાન લાજશરમ રાખે! હાય રામ!!"

આટલું બોલી ગામડીયાએ આંગળી વતી ગાલો પર તૌબા કરવા માંડી.

ગામડીયાને પૂછ્યું શું? અને કહ્યું શું? પરંતુ એણે જે કહ્યું તે ખરેખર વ્યાજબી અને સત્ય હતું. જેમ જેમ ગામડીયો બોલતો જતો હતો તેમ તેમ ચેકર હૃદયમાં કોઇ જબ્બર આંચકો અનુભવતો હતો. એની આંખો ઘડીમાં નાની તો ઘડીમાં મોટી એમ થયા કરતી હતી. કપાળપ્રદેશ પર આવનવી ચર્મ કળચળીઓની રેખાઓ દોરાતી હતી-વિખરાતી હતી. કોઇ અકથ્ય હૃદયવ્યથાનો દેવતા એના આંખના ખુણામાં લાલાશ પાથરી હરીહામ મુંગોમુંગો-ચુપચાપ બેસી રહ્યો હતો. આજે એ વ્યગ્ર હતો બેચેન હતો!!

કેમ??

...વાત જાણે એમ હતી કે ચેકર ખુબસૂરત યુવક હતો. દેખાવડો તો હતોજ ને એમાં કુદરતે આપેલી ભુરીભુરી માંજરી આંખોએ સાથ પૂર્યો! આંખો પરના ભવા તો એવા કમાનદાર ને ભરાવદાર કે જ્યારે કીકીઓ આંખમાં એક ખૂણેથી બીજે ખૂણે ફરતી તો એમજ લાગે કે કમાનરૂપી ભવમાંથી હમણાંજ જાણે કાતિલ તીર છૂટયું જાણવું! જો ચેકર સહેજ કતરાતી આંખે કે તીરછાં નયને કોઇ પર આંખનો વાર કરી જાય તો એનો એ નયનનો જોબન હુમલો અંગછી અલ્લડ યુવતીઓ ખમી શકવાને અશકય બનતી! અને એના હાથની મૃદુતા? કોઇ દરસાદાર પણ નાજૂક યુવતીના હાથમાંથી ટીકીટ લેતા કે દેતા જ્યારે બન્ને હાથો એકમેકની નજદીક આવતાં ત્યારે ઘડીભર જોનારને એમજ સવાલ ઉત્પન્ન થાય કે આ બે હસ્તમાં કયો કમળ સરખો વધુ ઉત્તમ છે!

આમ રૂપ અને રૂપની સાથે મૃદુતા નામની સખી કુદરતે ચેકરમાં કુટીકુટીને ભરી હતી!!

ભલે લોકો પુરૂષની આવી મૃદુતાને શરીરનું નિર્બળપણું કહે! ભલે જનતા પુરૂષના નાજૂક રૂપને અરકન ગુજરાતી તરીકે વખોડે પરંતુ આટલું છતાંયે એટલું તો જરૂર છે કે આવો નાજૂક પુરૂષ જેટલી જલ્દી યુવતીવર્ગમાં મોહ પામી જઇ હૃદય સર કરી લે છે તેટલી જલ્દી બીજો કોઈ ખડતલ યુવક પામી શકતો નથી.

ચેકરનું પણ આવુંજ થયું!

જ્યાં સવારથી સાંજ અનેક રૂપાળાં-કદરૂપાં-પાપી-અપાપી-ચોકખાં-ગંદા એવા મનુષ્યોના સહવાસમાં નિરંતર આવવાનું હોય ત્યાં આવું રૂપાળું નાગરવેલના કુમળા પાન જેવા મોહક ચેકરનું રૂપ કેમ કામે ન લાગે? એ કેમ છાનુંમાનું બેસી રહે? અને જો બેસીજ રહે તો રૂપને એના ગુણ પર લાંછન ન લાગે?

રૂપે એનું કાર્ય કરવા માંડયું. રૂપ જોતાં મોહ ને પ્રેમ બંને ઉત્પન્ન થાય છે! એક યુવતી ચેકરના રૂપના સુદર્શન ચક્રના ચક્રમાં ઘૂમવા લાગી. ચેકરના રૂપે એને આવકારી. રૂપ લોહચુંબક બન્યું. યુવતીનું ફાટફાટ થતું જોબન ચેકરના રૂપ લોહચુંબકથી દિનપ્રતિદિન ખેંચાતું ચાલ્યું! નયનોએ એમાં સાથ પુર્યો! આછા સ્મિતે એમાં સહકાર દીધો!

અને પછી? હાથોએ ઇશારાઓ શરૂ કરી દીધા. આમ શરીરના રૂપાળા દરેક અવયવ ચેકરને આવકારવા લાગ્યા!!

...પછી તો ચેકર જાણી જોઇને એજ મોટર એક કરવા જાય! સમય જાળવીનેજ ઉભો રહે! ટીકીટ જોતાં જોતાં કવચિત ચેકર અને યુવતીના આંગળાઓ એક બીજાને અડી જતાં! અડી જતાં કે વળગી જતાં એ કહેવું સહેજ અઘરૂં હતું. આંગળા અડકાડવામાં કોણ પહેલ કરતું એ સત્ય પણ કળવું જરા કઠન હતું. પરંતુ એ આંગળીઓના મિલનથી બંનેના સમસ્ત શરીરમાં એક વિજળી માથેથી ચઢી પગે ઉતરી જતી! યુવતીનું હૃદય મીઠો ધબકારો અનુભવતું તો ચેકરનું હૈયું હળવો પણ રસીલો થડકાર ને આંચકા ખાતું!

...આમ ઘણાં દિવસો-કહો કે ઘણાં મહીનાઓ વિત્યે જતાં હતાં!!

• ० ०

બાહ્ય દેખાવથી ઉત્પન્ન થએલા પ્રેમના મૂળીયા અસ્થિર હોય છે. એવા પ્રેમમાં બુદ્ધિનો ભૂલાવો મનને ખોટે માર્ગે દોરે છે! અને જે પ્રેમ બુદ્ધિના ભૂલાવામાં પડવાથી ઉત્પન્ન થાય છે તે ચિરસ્થાયી હોતો નથી. રૂપથી ઘેલા બનવું એ પ્રેમ નથી. ગુણથી ઉત્પન્ન થએલો પ્રેમ જરૂર ચિરસ્થાયી હોય છે. પરંતુ કોઈ પણ માનવના ગુણની પરીક્ષા કરવામાં સમય લાગે છે તેથી એ પ્રેમના મૂળીયાં એકદમ બળવાન થતા નથી. એ પ્રેમ બળવાન થાય છે પણ તે ધીમે ધીમે. જ્યારે રૂપ પાછળ ઘેલો બનેલો પ્રેમ એકદમ પરાકાષ્ટાએ પહોંચી જાય છે. પરંતુ એ પ્રેમ તદ્દન અસ્થિર, પોકળ અને દમ વગરનો હોય છે! એમાંયે ખાસ કરીને જે પ્રેમમાં સ્ત્રીએ પહેલ કરી હોય-જે યુવતીએ પુરૂષને, પુરૂષ પોતાને ખેંચે તે પહેલાં પ્રથમ તે પોતે આપોઆપ ખેંચાઇ હોય, તો એવા પ્રેમનાં ખેંચાણમાં સ્થિરતાને મુદ્દલ સ્થાન હોતું નથી.

—ચેકરના પ્રેમનું પણ કંઇક આવુંજ થયું.

અત્યાર સુધી ચેકરના મનને શાંતિ હતી-આશા હતી, ઉમ્મીદ હતી કે દરિયો તરી જઈશું-આકાશમા ઉડવાના મનોરથો અફળ તો નહીંજ જાય ને આમ જીવનને પ્રેમ-રસ-રંગ અને સ્નેહથી રંગી રંગી આ દૂન્યાને સ્વર્ગ બનાવતી એની કલ્પનાઓ દિન પર દિન વધુ રંગીનીએ ચઢતી હતી.

સ્ત્રી અને પુરૂષના પ્રેમમાં પડયા પછી એટલું તો અવશ્ય છેજ કે સ્ત્રી કરતાં પુરૂષનું હૃદય વધારે બેચેની અનુભવતું હોય છે! ભલે પુરૂષને લોકો પત્થર હૃદયના કહેતા હોય! અને એમ કહી ભલે કહેનારાઓ સ્ત્રી સમાજના મુખેથી વાહવાહના અભિનંદન તથા શાબાશી ભર્યા ઉદગારો મેળવતા હોય પરંતુ એ વાતમાં તેઓ ગલત છે કે ગમે તેવો કઠોર પુરૂષ પ્રેમમાં પડયા પછી એવી તો બેચેની અનુભવતો હોય

છે કે જે કલ્પની પણ અસહ્ય હોય છે! એનું એ કહેવાતું પત્થર હૃદય પુષ્પનો ઢગલો બની જાય છે!!

આમ તો એ યુવતી સ્વતંત્ર સ્વભાવની હતી પરંતુ સહેજ ઉચ્છ્રલંગ વાતાવરણની એમાં છાંટ બેળવાએલી હતી, પ્રેમનાં પગલાં ભરતી વખતે એણે જરાયે બુદ્ધિથી કરી નહીં જોએલું કે મારો ને ચેકરનો મેળ સંભવિત છે કે નહીં. કારણ કે કમનશીબીએ એમની જ્ઞાતિ ભિન્ન હતી!!

ને થયું પણ એવુંજ! યુવતી ઉંમર લાયક થતાં પિતાએ વાટાઘાટોની શરૂઆત કરી દીધી લગ્નની વાટાઘાટ છોડી ઉંમર લાયક થઇ મારે તાત્કાળીક બની કે પછી ચેકર સાથેના પ્રેમ સંબંધની ગંધ છોડીના પિતાએ સુધી તેણી બની, એ વાત અણુઉત્તરાઇજ રહી! બીજી ખુબીની વાત એ બની કે લગ્ન તાત્કાળીક યોજવાની તિથી પણ નજીકનીજ આપાઈ!

આ વાતની જાણ યુવતીને ન હતી એમ કહી હું લગારે યુવતીનો બચાવ કરવા નથી માંગતો. હા, જરૂર પ્રથમ જાણ ન હતી પરંતુ પછી તો ખબર પડીજ! યુવતીએ બેકરારી અનુભવી! આંખોમાં જબરજસ્તીના કે પછી સ્ત્રીઓના જન્મસિદ્ધ હકના હમેશના પ્રતિક સમાન ગણાતા બેચાર નિરર્થક આસુંઓ પણ એણે ટપકાવી દીધા ઘડીભર ચેકરની છબી છાતી સરસી દાબી, હોઠ આગળ લાવી મીઠું ભાવભીનું ચુંબન પણ કરી લીધું. ઓશીકું ખોળામાં લઇ-માથું તે પર મૂકી છુટી પોક રડી પણ લીધુ કે જે રૂદન એમનું દિવસનું વારંવારનું સાથી હોય છે!

'આથી હું એમ લગારે આક્ષેપ કરવા નથી માંગતો કે યુવતીનો આ માત્ર ડોળ કે ઢોંગ હતો. ના, લગારે નહીં. એ ઢોંગ ન હતો પરંતુ પાણીના પરપોટા જેવો લાગણીનો એ માત્ર પરપોટો હતો, એ કૃત્રિમ રૂદન ન હતું કિન્તુ હૃદય પરના ઉભરાથી ઉત્પન્ન થતી એ એક વરાળ માત્ર હતી!

માતાપિતા સામે ઝુંબેશ કે બંડ જગાડવાની નિડરતા હજુ એણે કેળવી ન હતી. પિતાની દમામભરી કાયા તથા સત્તાશીલ સ્વર સામે જ્યાં એના પગ ધ્રુજતા હોય ત્યાં બંડ જગાડવાની વાત એ ક્યાંથી અમલમાં મૂકી શકે?

હા. જરૂર! તે રાત્રિએ એ ન જમી પુષ્કળ રડી. તેથી શું? એનો અર્થ શો?

એ, એ ચેકર માટે હંમેશાં રાત્રિએ નજ જમી શકે કે જમવાને તૈયાર નથી એમ કેમ માની લેવાય? એ રડી! રડશે! એક દિવસ-એક અઠવાડીયું કે એકાદ મહીનો! પણ પછી શું? "રૂદન અને ન જમવું" એને એ કંઈ જીવન ભરના કાર્યક્રમ નજ બનાવી શકશે!

ને વળી 'વર' પણ સારો શોધ્યો હતો. B. S. C. આજની યુવતીને ડીગ્રીવાળા પુરૂષજ જોઇએ. બીજું એમને જોઇએ પણ શું! પૂછી જોજોને એ રટ્ટલનો પંતુજી હોય!

જે જોઇતું હતું એવું યુવતીને મળી ગયું. ભાવી ગયું. શરૂઆતમાં છણુંછણુંતો આણગમો જાહેર કર્યો. પછી ચેકરને વિસારે પાડવાના સફળ પ્રયત્નો એક પછી એક આદરવા માંડ્યો!

જો ફક્ત આટલેથીજ આ યુવતી અટકી હોત તો મારે કશુંજ કહેવાપણું રહેતજ નહિ! પરંતુ એણે તો નિષ્ઠુરતાની એટલી બધી હદ વટાવી કે ચેકરને છેલ્લા ૧૦ દિવસ થયા મોઢું પણ ન દેખાડવાનું મન સાથે નક્કી કર્યું, ને આખરે ૧૧ મે દિવસે એક નાનકડી કાપલી ચેકર પર લખી મોકલી જેમાં ફક્ત એટલુંજ લખ્યું:

"જૈવનની ભરતીમાં ઉછળતી યુવાનીને આશ્વાસન આપવા પુરતો આપણો પ્રેમ હતો. એવા પ્રેમનું પરિણામ કંઇક આપણા જેવુંજ

આવે છે. હવે તમારે ને મારે કશુંયે નહીં. મારા લગ્ન આજકાલમાંજ થશે."

આ કાગળની કાપલી કે જેને ત્રણ ટકાની કાગળની કાપલી કહેતાંયે શરમ આવે છે એવી નાનકડી કાપલીએ ચેકરના જીવનના તેજ પર શ્યામ વાદળી ચઢાવી દીધી. ચેકરે તે સમયે વિજળીનો ઝટકો અનુભવ્યો. એનો જીવ આજે લગારે એનું કશું કરે એવી સ્થિતિમાં ન હતો. છતાંયે એ આજે ડયુટી પર આવ્યો હતો.

ગામડીયાને માયાળુ ભાવે એણે પૂછ્યું. પરંતુ એણે એ લગ્નની વાત કહી. જેમ જેમ દવા થતી જાય તેમ તેમ રોગ વધતો જાય–એવી સ્થિતિ ચેકરના રોગની હતી. લખમીના લગ્નની વાતો લખમીનો પિતા જેટલી રસભરી રીતે કરતો હતો તેટલીજ ગમગીનીભરી વ્યથા ચેકર દિલમાં અનુભવતો હતો. 'લગ્ન' શબ્દ આજે એના જિગરને કોરી કોરી ખાતો હતો. એના સ્મરણતટ પર ભૂતકાળની, ભવિષ્યમાં સફળ બનાવતી અનેક રસીલી આદર્શ કલ્પનાઓ એક પછી એક સરકવા લાગી. ક્રમે કરી આજે એનું હૃદય હરીહામ થઈ એના મનને બેસવા દે એમ ન હતું.

...ને ગામડીયા સાથેની વાતચીતથી બળતામાં જાણે ઘી હોમાયું હોય એમ એને લાગ્યું. આખી સ્ત્રીસૃષ્ટિને જલાવી, તેની રાખને ઠોકરે મારવાની ઘેલછાભરી ઇચ્છા પળભર એને થઇ આવી!

ગામડીયાની વાત પુરી થતાં સુધીમાં તો એણે બધી ટીકીટો ચેક કરી નાખી. પરંતુ, એનું ચગડોળે ચઢેલું અસ્થિર મન બુદ્ધિમાં વટોળીયાની ઉલ્કાપાત મચાવી રહ્યું હતું. તેને બીજી મોટરો ચેક કરવાની હતી: સામેથી આવતી એકાદ મોટર તો એણે ધૂનમાં જવા દીધી હતી. પરંતુ બીજી વળતી મોટર ચેક કરવીજ જોઇએ એવું એને પોતાની ફરજનું ભાન થયું. ચાલતી મોટરની ચડઉતરમાં ચેકરો ઘણાંજ નિપૂણ હોય છે. અને તેમાંયે સાયન્સના સિદ્ધાંતને વળગીને એમાં ઉતરવું પડે છે! ગતીમાં જતી મોટરેથી ઉતરતા વખતે હમેશા ઉતરનારને ઉતર્યા પછી થોડેક સુધી મોટરની ગતીની જે દિશામાં હોય તે દિશામાં દોડવુંજ પડે છે. ઉતરતી વખતે પણ હંમેશા મોઢું તથા ઉતરનારની ગતી મોટરની ગતી જે દિશામાં હોય તેજ દિશામાં રાખવી પડે છે!

ધૂનમાં ને ધૂનમાં ચેકર ગાડીએથી ઉતર્યો. એની આંખોએ જગતનો થાક દિસતો હતો. ભ્રમણા–આશા કે કલ્પનામાં એની ચક્ષુઓ તરવરતી હતી.

...એને લગારે ભાન ન હતું કે હમણાજ મૃત્યુના ભયંકર મુખમાં હોમાઈ જશે.

પાછળથી આવતી એક ખાનગી મોટર ચેકરના દેહને ફૂટપાથ નજદીક ઉડાવી ઝડપભેર ચાલી ગઈ! બસમાંથી ઉતરતાં ચેકર બસની ગતીની દિશામાં દોડતો હતો! ઉતરતી વખતે એણે પાછળ જોયું ન હતુ. એનુ કમનસીબ મુખ મોટરની દિશામાંજ હતું!

ક્રૂર મોટરના ડ્રાઈવરે અકસ્માત પછી મોટરને એકદમ બ્રેક મારી ઉભી રાખવાનો પ્રયત્ન કર્યો પરંતુ ત્યાં તો ગાડીમા બેઠેલી રસાદાર યુવતીનો સત્તાશીલ અવાજ આવ્યો.

"ડ્રાઇવર! મત રોકો!–આગે ચલાવ!"

"મગર એ મર જાયેગા!"

"મર જાનેદો, મરનેવાલે સમય આને મરતે હય! મત રોકો. અગારી શાદીકા મહુરત કા સમય હોને આયા હય–ચલાવ–જોરસે ચલાવ–મરને વાલેકો મરને દો–અભી મત રોકો!!!"

...ને ડ્રાઇવરે ગાડી પૂર્ણ ગતીએ દોડાવી.

...લોહીમાં ખરડાએલા ચેકરે આંખ ખોલી આગળી મોટર જોઇ. એજ પેલી યુવતીની મોટર! ને એજ યુવતીની એમાં સ્વારી!!!

જ્યારે હોસ્પીટલમાં ચેકરને કાયદાસર પગલાં લેવાનું પૂછવામાં આવ્યું ત્યારે એ ફક્ત એટલું જ તૂટયાંફૂટયાં પણ દર્દભર્યા અવાજે બોલ્યો.

"હું કેસ કરી કરીને કોના પર કેસ કરું? જેને જીવતા જીવ હૃદય આપી હું જીવતા જીવ મરી પરવાર્યો હતો તેના પર?

એને લગ્નની ઉતાવળ હતી મને મરવાની ઉતાવળ હતી."

થોડા સમય પછી એક બાજુ હોસ્પીટલ તરફ એ યુવતીના લગ્નનું સરઘસ આવતું હતું.

...ને

બીજી તરફ હોસ્પીટલમાંથી ચેકરની મૈયત ખસેડાતી હતી!!!

તે સમયે સંધ્યાએ શ્યામ રંગ પૂર્યા. ચેકરના મૃત્યુનો વિલાપ કરવાને તો નહીં??

—x—x—

● પુસ્તક વિક્રેતાઓને ત્યાં પુષ્કળ ટપાલ આવે છે. તેમને મળતા કેટલાક પત્રો બહુ રમુજી હોય છે. દાખલા તરીકે એક માણસે "ખબર ન પડી જાય તેવી રીતે ઝેર આપવા" સબંધી પુસ્તકની માંગણી કરી હતી. બીજાએ ક્રીપ્સના 'લાઇફ ફ્લોરેન્સ નાઇટીંગેલ'ની માંગણી કરી હતી (નાઇટીંગેલ એટલે બુલબુલ. તેને બદલે 'ફ્લોરેન્સ નાઇટીંગેલ' લખી કાઢ્યું.) એક ગ્રહસ્થે વર્ડઝ વર્થના 'ઓડ ટુ ઇમ્મોરેલિટી' (અનીતિ)ની માગણી કરી હતી; જ્યારે પુસ્તક વિક્રેતાએ જવાબ આપ્યો કે અમારી પાસે તો 'ઓડ ટુ ઇમ્મોર્ટેલિટી' (અમરતા) છે ત્યારે તેણે જવાબ આપ્યો કે તેવા પુસ્તકની મારે જરૂર નથી.

○ ○ ○

● સોવિયેટ રશિયા, હિંદ સાથે સાંસ્કૃતિક સંબંધ શોધી કાઢવા માટે સામાજિક તથા રાજકિય ઇતિહાસની શોધખોળ કરી રહેલ છે. મૂળ ઉઝબેક ભાષામાંથી 'બાબર નામા'નું રશિયન ભાષામા ભાષાંતર થઇ રહેલ છે. 'બાબરનામા' ૧૫૨૦ લગભગ લખાએલી હોવાની માન્યતા છે.

'બાબરનામા'નું પર્શિયન (ફારસી) ભાષામાંથી પહેલું અંગ્રેજી ભાષાંતર ૧૮૨૬માં લીડન એન અર્સકીને કર્યું હતું. લગભગ અર્ધી સદી પછી ૧૮૭૦માં યુવાન ફ્રેંચ વિદ્વાન પેવેટ ડેપુટીલે પેરિસમાં જર્મન તોપોની સનત ગર્જના વચ્ચે રશિયન એન. આઇ. ઇલ્મિન્સ્કએ થોડાજ સમય પહેલાં કરેલ મૂળ ઉઝબેક ભાષાંતર પરથી પોતાનું ભાષાંતર તૈયાર કર્યું હતું.

પ્રાચીન ઉઝબેક ભાષા ૧૫-૧૬મી સદીમાં વિકાસની ટોચે પહોંચી હતી. તે સમયની ભાષા આજના ઉઝબેકો પૂરી સમજતા નથી. તેથી નવી આવૃત્તિમાં અરૂઢ શબ્દોનો કોશ આપવામાં આવ્યો છે.

ભાષાંતરની સાથોસાથ ઐતિહાસિક તથા ભૌગોલિક નોંધના રૂપમાં વિસ્તૃત ટીકા આપવામાં આવી છે. ભાષાંતરનું કામ લગભગ પૂરું થવા આવ્યું છે અને તે ૧૯૬૫માં પ્રગટ થવા સંભવ છે.

( પુસ્તકાલય )

# 'નહીં મુહતાજ આલમમેં કિસીકા કારવાં મેરા'

હય મનસબ અન્તુમુલ આલૈનસે 'બિલ્કુલ અયાં મેરા;
ઉડેગા શશ જિહત પર ફત્હો નુસરતકા નિશાં મેરા.

બનૂંગા મિસ્લે માઝી આશના બામે સુરૈયાકા;
કરેગા હોસલા પસ્તીકો ઓજે આસ્માં મેરા.

શિકસ્તા ખાતિરોંકી દસ્તગીરી ખુદબખુદ હોગી;
નહીં મુહતાજ આલમમેં કિસીકા કારવાં મેરા.

વિરાસત બિજલિયોંસે ખેલનેકી મંયને પાઈ હય;
અગર મન્ઝુર હય લે ઇમ્તિહાં બર્કે તપાં મેરા.

મેરે સર કોહે ઇસ્તિબ્દાદ ગિરતે હોં ગિરેં કયા હય!
મેરે અઝમાત ગાલિબ હંય નહીં શેવા ફુગાં મેરા.

નિઝામે મજલિસે ફારૂકે આઝમ કરનેવાલા હૂં;
જહાંમેં હોનેવાલા હય કભી સિક્કા રવાં મેરા.

મુબદ્દલ કુફ્રકો કાફૂરમેં મંય કર દિખાઉંગા;
હકીકતકી તજલ્લીસે હય સીના ઔકિશાં મેરા.

ઝમાના મુઝકો શેરે બેશએ ઇસ્લામ કેહતા હય;
શગાલે કુફ્રને પંજા નહીં દેખા કહાં મેરા.

"કલીમે" નુકતઃદાં મર્દે મુસલમાં અહલે ઇમાં હૂં;
કિસી દિન દેખના હોગા મગસરાં ફુલ જહાં મેરા.

શરફ દાદન્દ દર અકવામે આલમ અહલે ઇમાં રા.
બ ઔજે આસમાને કદ્ર મન્ઝિલ શુદ મુસલમાં રા.

"કલીમ" વાકિફી.

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

(ગતાંકથી ચાલુ)

સહાબાએ કિરામ:–સાબિત થાય છે કે શાહ સાહેબના જમાનામાં શીઆ માન્યતાઓની લીધે સહાબાએ કિરામ અને સારે ખલીફાઓ સંબંધી અનેક અસત્ય અટકળો ઉભી થઇ હતી. શાહ સાહેબે એ અસત્ય અટકળોને નાબુદ કરવા માટે અનેક પુસ્તકો લખ્યાં છે. આપે એ પુસ્તકોમા એ નીતિ અખત્યાર કરી કે જેવી એક વિદ્વાન અખત્યાર કરે, કે જેની નજરથી કોઈ પ્રસંગ ગુપ્ત ન હોય, અને જે પોતાનો મત પ્રસિદ્ધ કરતાં ન્યાયને દ્રષ્ટિ સમીપ રાખે. આ પ્રકરણમાં આપની મશ્હુર કિતાબ 'અઝાલતુલ ખફા અન ખિલાફતુલ ખુલફા' છે. જેમાં આપે એ મસલા ઉપર હદીસ, તફસીર, ઇતિહાસ અને રાજદ્વારી બાબતો ઉપર પ્રકાશ નાખ્યો છે. આપે એની કોઇ પણ બાજુ દ્રષ્ટિ મર્યાદાથી દૂર રાખી નથી. એ ઉપરાંત એ વિષય પર આપે 'કર્રાતુલ અયનીન ફી તફ્સીલ શૈખીન' લખી છે. જે મુજતબાઈ પ્રેસના માલિકે પ્રગટ કરી છે. 'અલ અકીદતલ હસના'માં પણ. આપે એ વિષય પર પ્રકાશ નાખ્યો છે.

જ્યાં લગી ખિલાફતે રાશિદાનો સંબંધ છે ત્યાં લગી એટલે સુન્નતના માનવાવાળાઓની માન્યતા છે કે પ્રથમના ચાર ખલીફા રસુલે અકરમ (સ. વ.) પછી અફઝલ હતા, એવા કે જેવા ક્રમશ થયા છે. પરંતુ શાહ વલીયુલ્લાહ (રેહ૦)નો મત જરા એથી જુદો છે. તેઓ લખે છે કે "અફઝલુન્નાસ બાઅદે રસૂલે અબુબકર સુમ ઉમર." (એટલે કે શ્રેષ્ઠ માનવીઓમાં હઝરત પછી અબુબકર (રદી.) અને પછી હ૦ ઉમર (રદી.) અને બીજાઓના વિષે આપે સ્પષ્ટ કંઇ લખ્યું નથી.* એ પ્રકરણમાં આપે જે સર્વશ્રેષ્ઠતાનું ધોરણ નિર્માણ કર્યું છે તે આપના ગંભીર સ્વભાવ અને સ્વતંત્ર વિચારોને આભારી છે. આપે લખ્યું છે કે 'સર્વશ્રેષ્ઠતાને માટે ખાનદાન, વંશ કે આપબળ, અને શૌર્યતાની એટલી બધી આવશ્યકતા નથી કે જેટલી ઇસ્લામની સચોટ સેવા અર્થાત અફ્ઝલ તેજ છે કે જેનાથી ઇસ્લામને સર્વથી અધિકતર ફાયદો પહોંચ્યો હોય.

હુજ્જતુલ બાલિગા:–શાહ સાહેબની કૃતિઓમા મશ્હુર કિતાબ હુજ્જતુલ બાલિગા છે. જેને માટે નવાબ સિદ્દીક હસનખાં મર્હુમ લખે છે કે–"એ પુસ્તક જો કે ઇલ્મે હદીસમાં નથી. પરંતુ ઘણી હદીસોના રિવાજો શરાબ પ્રમાણે એમાં મૌજૂદ છે. અને તેના જુદા જુદા ભેદી હુકમો પણ એમાં વર્ણવ્યા છે. એ પુસ્તક બધા પુસ્તકો કરતાં ચઢીઆતું છે. એ પુસ્તકની બરાબરીમાં હજુ સુધી અરબ અને અજમના કોઈ આલિમે એવું પુસ્તક લખ્યું નથી જેને કે ૧૨૦૦ વરસ થઈ ગયા છે"

મૌલાના શિબ્લી એના સબંધમાં આલેખે છે કે "હુજ્જતુલ બાલિગા જેમાં શાહ સાહેબે શરીઅતના મુફાતલો અને ભેદો વર્ણવ્યા છે. ખરી રીતે એ ઇલ્મે કલામ હકીકતમાં એનુંજ

* હુજ્જતુલ બાલિગાના અંતમાં પણ આપે એજ અભિપ્રાય જણાવ્યુ છે.

નામ છે કે ઈસ્લામ ધર્મની બાબતમાં સિદ્ધ કરે કે તે 'ઈશ્વરી ધર્મ' છે. ધર્મ તો બે વસ્તુઓથી મીશ્રીત છે. એક તો માન્યતાઓ અને બીજું ફરમાન. શાહ સાહેબના યુગ સુધી જેટલી કૃતિઓ (પુસ્તકો) આલેખાઈ છે તે સર્વ પ્રથમ બાબત પરજ લખાઇ છે. બીજી બાબત તરફ કોઇનું લક્ષ પણ ગયું નથી. શાહ સાહેબ એ પહેલાજ કર્તા છે કે જેમણે એ વિષય પર એ કિતાબ લખી છે."

મૌલાના ઈસ્માઇલ ગોધરવી પોતાની કિતાબ 'વલી અલ્લાહ'માં આ કિતાબ વિષે લખે છે કે- "ફિકહ અને હદીસમાં શાહ સાહેબની આ સર્વોત્તમ કિતાબ છે. ફિકહ હદીસ, નીતિ, તસવ્વુફ, અને ફિલ્સફીની એમાં મઝાક છે. ફકીહ પોતાના ફિકહના મસ્લાઓથી, મોહદ્દિસ પોતાના હૃદય-અંગમ હદીસોથી, ને ફિલ્સુફ પોતાની ફિલ્સુફ દલીલો એમાં પામી શકે છે. સાથે સાથે વાચન કરનારાઓને નીતિ અને તસવ્વુફનો શોખ પણ પરિપૂર્ણ થાય છે."

મૌલાના શિબ્લી અને બીજા બુઝુર્ગોએ હુજ્જતુલ બાલિગાની ઘણીજ પ્રશંસા કરી છે. પરંતુ એ વાત તો સ્પષ્ટ છે કે ગોળ ગોળ શબ્દોમાં એક વસ્તુને સારી કહેવી અને લોકોને આકર્ષવા એ કાર્ય સહેલું છે. પરંતુ એની ખૂબીઓ સારી રીતે સમજાવવી અને લોકોના ધ્યાનમાં ઉતારવી અતી કઠીન કાર્ય છે. અને ખરેખર સાહિત્યની સેવામાં તો એ મંઝીલ ઘણીજ કઠન છે.

હુજ્જતુલ બાલિગાના સંબંધમાં એ ફર્ઝ પૂર્ણ કરવું ઘણુંજ કઠન કાર્ય છે. મૂળ કિતાબ અરબી ભાષામાં છે. એનું ઉર્દૂ ભાષાંતર મૌલાના ખલીલુર્રેહમાન . સાહેબે 'આયતુલ્લાહ અલ કામિલા'ના નામથી કર્યું છે. મૌલાના શિબ્લી સાહેબના શબ્દોમાં કહીએ તો 'એ ભાષાંતર ખરાબમાં ખરાબ દાખલો છે.'

અમે એ ભાષાંતરનું ધ્યાનપૂર્વક વાચન કર્યું છે. શાહ વલીયુલ્લાહ સાહેબ સંક્ષિપ્ત શબ્દોમાં બહોળા અર્થ સમજાવવામાં ઘણાજ કામિલ હતા. જેથી એમની કૃતિઓનું ભાષાંતર કરવું સહેલું નથી. 'હુજ્જતુલ બાલિગા' એમની એક મોઅતેબર કિતાબ છે. અને એ એમના જીવન ભરના વાચન અને દિમાગી શક્તિનું શુભ પરિણામ છે. એમાં જે શુભ વિચારો ને વિચારોની ગહનતા એમને જે રજુ કરી છે તે મૌલાના ખલીલુર્રેહમાન ઉર્દૂ ભાષામાં એને યથાયોગ્ય રજુ કરી શકયા નથી. જેથી અનેક સ્થાને એનો ભાવાર્થ મટી ગયો છે. મૌલાના ખલીલુર્રેહમાનનું ભાષાંતર ઉપરોક્ત દ્રષ્ટિથી ખરેખર અપૂર્ણ લેખાય. એમાં આપણે એમને દોષ દઇએ એ ન્યાયી નથી. કારણ કે ૬૦૦-૭૦૦ પાનાના પુસ્તકનું ભાષાંતર કરતી વેળા જે શ્રમ એમને લેવો પડયો છે એની અવગણના ને બેઇન્સાફી કરી કહેવાય. એ ભાષાંતર હુજ્જતુલ બાલિગાના બીજા ભાષાંતર કર્તાઓ માટે ઘણું અગત્યનું થઇ રહેશે. એમ તો અનેક એને માટે દાવા કરે છે છતાં પણ બીજું કોઇ ઉર્દૂ ભાષાંતર રજુ કરી શકયો નથી. એ માટે જે ભાઇઓ અરબી જાણતા નથી અમે તેમને 'આયતુલ્લા અલ કામિલા'નું વાચન કરવાની સલાહ આપીએ છીએ. અને એ પણ સુચવીએ છીએ કે તેઓ એ કિતાબની સરખામણી 'ગઝાલી'ની કિતાબ, અહયા ઉલ ઉલુમ'ના ઉર્દૂ ભાષાંતર સાથે કરે કે જેથી આપને શાહ સાહેબની લાયકાત અને 'હુજ્જતુલ બાલિગા'ની વિશેષ્ટતાઓની ગણના થાય.

(અપૂર્ણ)

# પરિવર્તન:—

—જિલ્લાની ડિસ્ટ્રીકટ કોર્ટમાં નવિન ટ્રાન્સફર થઇને આવેલા ડિસ્ટ્રીકટ અને સેશન્સ જજ સા૦ કોર્ટની પોતાની ચેમ્બરમાં પધારે છે. ટેબલ ઉપરના કાગળોના ચોકઠાઓ પ્રતિ એક નઝર નાખ્યા પછી એકાએક બૂમો પાડે છે:—" સિપાઈ, સિપાઈ. " આ સાંભળી પટાવાળો " જી નામદાર " કરતો સેવામાં હાજર થાય છે. તેને જોતાંજ બેલીફને હાજર થવાનું ફરમાન છૂટે છે. બેલીફ તત્કાળ હાજર થાય છે.

જજ–હં બેલીફ; તમારૂં વય ૫૬ વર્ષનું અને નોકરી ૨૭ વર્ષની થઈ છે. તમારે પેન્શન ઉપર જવું જોઇએ.

બેલીફ–નામદાર, બે વર્ષની આપ સમક્ષ ભીખ માગું છું.

જજ–( આશ્ચર્યથી ) અરે! પણ તેનું કાંઈ કારણ ?

બેલીફ–સરકાર, મારો મોટો પુત્ર આ વર્ષેજ બી. એ.માં માન સહિત પાસ થયો છે અને એમ. એ. સુધીના તેના કોડ પૂરા કરવા માટે તો બે વર્ષનો સમય જોઇશે. વળી મારો બીજો પુત્ર સ્ટે. ૫ પસાર કરી સ્ટે. ૬માં હાલ દાખલ થયો છે. આપ નામદાર ફક્ત મુજ ગરીબની સેવા ચાલુ રાખવા કૃપા કરો. બે વર્ષમાં મોટો એ. એ. થઇ જશે અને નાનો મેટ્રિક થતાં તેનો ખર્ચ મોટો ઉપાડી લેશે. આ રીતે મુજ ગરીબના ઘરમાં કેળવણીના અજવાળા પથરાશે અને તે પછી મારી નાનકડી પેન્શનની આવક ઉપર મારા કુટુંબના બીજાં માણસોનું હું પોષણ કરી શકીશ.

જજ–(વધુ આશ્ચર્ય પામતા) એક બેલીફનો પુત્ર અને વળી તે એમ. એ.ના કલાસમાં! તમે સાચુ બોલો છો તેનુ શુ પ્રમાણ છે? (તે વેળા ચેમ્બરમાં કોર્ટના નાઝર હાજર થાય છે.)

બેલીફ–(ખુશી થતાં) નામદાર, નાઝર સાહેબ મારા વડા પુત્રને ઓળખે છે મને મળવા માટે તે આવ્યો હતો ત્યારે એમની સમક્ષ પણ મેં હાજર કર્યો હતો.

જજ–(નાઝરને) આ બેલીફ કહે છે તે શું ખરૂં છે?

નાઝર–હા નામદાર, બધી વાતો ખરી છે. રાંદેરની એમ. એમ. પી. હાઇસ્કૂલની હોસ્ટેલમાં શરૂઆતથી તે દાખલ થયો હતો. મેટ્રિકમાં સારા માર્ક લાવવાથી સર મોહમ્મદ યુસુફની માસિક રૂા. ૩૦ની સ્કોલરશીપ મેળવી બી એ. માનસહિત પસાર કરી છે. એમ. એ. માટે બેલીફ એને રોકી રહ્યો હતો અને બાપ બેટા વચ્ચેની વાતચીત નજદીકથી પસાર થતાં મેં સાંભળી હતી અને એમ. એ. સુધી જવા માટે મેં પણ પ્રોત્સાહન આપ્યું હતું.

જજ–(ખુશી થતાં) વેલ, બેલીફ આ માટે હું પણ મુબારકબાદી આપું છું અને ફક્ત એકજ શર્તે મુદ્દત વધારી આપું છું અને તે એ કે તે યુવાન જ્યારે મળવા આવે તેને મારી રૂબરૂ મળવા આવે. તેને મળતાં મને ઘણોજ આનંદ થશે.

( એક 'ઓફ્ફ બોય'ની આપવીતીમાંથી )

આવાં તો કઈ કેટલાં પરિવર્તન ગુર્જર મુસ્લિમ કુટુંબોમાં થઈ ચૂક્યાં છે. આપ પણ આર્થિક મદદ આપી એમાં ભાગ લઈ શકો છો. વ.

● રિફાઇ સાબેરી

# બિસ્મિલ્લાહ શરીફની ફઝીલતો

(ગતાંકથી ચાલુ)

બુઝુર્ગોને દીન ફરમાવી ગયા છે કેઃ-જેની ઉપર કોઇએ જાદુ તોણા કર્યા હોય તે જોઃ દરૂદ શરીફ, બિસ્મિલ્લાહ શરીફ અને કલમએ તૈયબઃ કસરતથી પઢતો રહી પોતાના બદન ઉપર દમ કરતો રહેશે તો ઈ. અ. બહુ જલ્દી નજાત મેળવશે. જો એવા માણુસ પોતે પઢી નહીં શકે તો બીજો કોઈ માણુસ કસરતથી પઢી પાણી ઉપર દમ કરી તેને પીવાડે તેમજ દરરોજ બે વખત તેની ઉપર દમ કરેથી પણ ઇ. અ. બહુ જલ્દી નજાત મેળવશે.

અને એ પણ ફરમાવી ગયા છે કેઃ-શૈતાન, જિન્નાત વગેરેના હુમલાથી બચવા તેમજ નફ્સાની વસવસાઓને દૂર કરવા દરૂદ શરીફ અને બિસ્મિલ્લાહ શરીફ કસરતથી પઢવું જોઇએ.

નકલ છે કેઃ-કોઇ વાઇઝ સાહેબે એક વખત "બિસ્મિલ્લાહ" શરીફની ફઝીલતોનું વર્ણન કર્યું જેમાં એક એ પણ વર્ણન કર્યું કેઃ જે કોઈ "બિસ્મિલ્લાહ" શરીફને પઢી પાણી ઉપર પગ મૂકશે તો પાણી તેને માટે થંભી જઇ જમીનને જેમ તેની ઉપર હરીફરી શકશે બલ્કે ટુંક વખતમાં પાક થઈ જશે. એ દિવસમાં એક ઘાસ કાપી વેચનાર ગસ્સારો પણ હતો તેણે એ ફઝીલત સાંભળી દિલમાં કહ્યું: સુબ્હાનલ્લાહ આ નાનો સરખો અને વગર કિંમતનો સસ્તો ચુટકો હાથ લાગ્યો છે. હવેથી દરરોજ જે હોડીનું ભાડું આપવું પડે છે તેમાંથી છુટકારો થઇ જશે. પેલા ગસ્સારાના દિલમાં "બિસ્મિલ્લાહ" શરીફની એટલી બધી ઉંડી અસર થઇ ગઇ અને તેનો અકીદો એટલો બધો મજબૂત થઇ ગયો કે બીજેજ દહાડેથી જ્યારે તે ઘાસનો ભારો લઇ નદી કીનારે આવતો કે તુરત "બિસ્મિલ્લાહ" શરીફ પઢી નદીમાં પગ મુકતો અને વગર અડચણે પાર થઇ પોતાને ગામ જતો. એવી રીતે લાંબો વખત તે શહેરમાં જતો આવતો. એક દહાડો પેલાજ વાઇઝ સાહબને નદી પાર જવાનું થયું. તેઓ કિનારે જઇ હોડીની વાર જોતા આમ તેમ ફેરા આંટા મારતા હતા એટલામાં અચાનક પેલો ગસ્સારો ઘાસ વેચી પોતાને ગામ જવા ત્યાં આવ્યો. તેણે વાઇઝ સાહબને સલામ કરી કહ્યું: આપ અહીં કેમ આવ્યા? તેમણે જવાબ દીધોઃ-સામે પાર જવું છે અને હોડીની વાર જોઇ રહ્યો છું: પેલા ગસ્સારાએ બહુજ તઅજ્જુબ થઈ કહ્યું કે આપ પણ હોડીની વાર જોવ છો શું આપ "બિસ્મિલ્લાહ" શરીફ પઢી પાર થઇ શકતા નથી? હું તો જ્યારથી આપના મોઢેથી સાંભળેલું કેઃ "બિસ્મિલ્લાહ" શરીફ પઢી પાણીમાં પગ મૂકેથી આસાનીથી પેલે પાર થઇ જવાય છે ત્યારથીજ એજ મુજબ કરૂં છું. અને તેણે 'બિસ્મિલ્લાહ' શરીફ પઢી પગ મુકી જોતજોતામાં પેલે પાર થઇ ગયો. વાઇઝ સાહબ મોઢું જોતા ઉભા રહી ગયા.

મજકુર ઉપરથી સાબીત થાય છે કેઃ દરેક અમલ માટે અકીદાની ખાસ જરૂર છે. તેમજ કહેનાર અને અમલ કરનારમાં પણ બહુ ફેર હોય છે. કહેનાર તો દરેક અમલની ફઝીલતો વગેરેનું વર્ણન કરે છે જ્યારે તેની ઉપર અમલ કરનાર તેના દરેક જાહેર તેમજ છુપા ફાયદાઓ મેળવે છે.

નકલ છે કેઃ-એક મજલિસમાં કોઇ એક અલ્લાહવાલા વાઇઝ સાહેબે "બિસ્મિલ્લાહ" શરીફની ફઝીલતોનું વર્ણન કર્યું. તે શહેરના

બાદશાહના એક યહૂદી વઝીરની કુંવારી છોકરીએ પણ વાઅઝ સાંભળી અને તેના દિલ પર એટલી બધી અસર પડી કે તે છોકરી છૂપી રીતે મુસલમાન થઇ ગઇ અને હર હંમેશ દરેક કામકાજ કરતી વખત, ઉઠતાબેઠતા, ચાલતા હેરતાફરતા મતલબ જે કંઈ તે કરતી ત્યારે "બિસ્મિલ્લાહ" પહેલા પઢની તેણીની આ વર્તણૂંકથી તેણીના માબાપ સમજી ગયા કે છોકરી મુસલમાન થઇ ગઇ છે જેથી તેઓને બહુજ સદમો થયો અને હમેશા નારાઝ અને નાખુશ રહેતા, અને કોઇ પણ રીતે છોકરીનું કાસલ કાઢવા હમેશ તત્પર રહેતા. એક દિવસે વઝીરે બાદશાહના મહોરની અંગુઠી છોકરીને રાખવા માટે દીધી. છોકરીએ "બિસ્મિલ્લાહ" કહી અંગુઠી લઇ "બિસ્મિલ્લાહ" કહી પોતાના ખીસામા મૂકી. રાત્રે છોકરી સુતેલી હતી ત્યારે તેણીના બાપે અંગુઠી કહાડી લઇ દરીયામાં નાખી દીધી, કે જેથી તેણી ઉપર તોહમત ચઢાવી બાદશાહ આગળ ઇન્સાફ લઇ જઇ તેણીનુ કાસલ કઢાવી નાખે. ભોગજોગે તેજ વીંટી એક માછલી ગળી ગઈ અને સવારે માછીની જાલમાં પકડાઈ, માછલી બહુ ખૂબસૂરત લાગવાથી માછીએ તે મચ્છી વઝીરને ભેટ આપી વઝીરે છોકરીને રાંધવા માટે આપી તેણીએ પોતાની આદત મુજબ "બિસ્મિલ્લાહ" બોલી મચ્છી લઇ "બિસ્મિલ્લાહ" બોલી તેને કાપી તો પેટમાંથી પેલી મહોરવાલી અંગુઠી નીકળી જે તેણીએ "બિસ્મિલ્લાહ" બોલી લઇ પોતાના ખીસામાં મુકી દીધી અને માછલીને રાંધી અને તળી બાપની આગળ મુકી. બાપે ખાધા પછી પેલી વીંટીની માંગણી કરી ત્યારે છોકરીએ "બિસ્મિલ્લાહ" બોલી ખીસામાં હાથ નાખી બાપને અંગુઠી કહાડી દીધી. બાપ બેહદ તઅજ્જુબ થયો અને છોકરીને હેરાન કરવાનું છોડી દીધું.

મકાતીબુલ અસ્ફિયામાં લખ્યું છે કેઃ-હઝરત સુલ્તાનુલ આરેફીન (રેહ૦)ની ટેવ હતી કે હરદમ ઝબાન ઉપર "બિસ્મિલ્લાહ" શરીફનો વિર્દ ચાલુ રાખતા હતા. કોઇએ તેમને સવાલ કર્યો: યા શૈખ! એમ કરવાનો શું સબબ છે? આપે જવાબ દીધોઃ-દુન્યાંનો ઝિકર એટલે દુન્યામાં લાગવું અધૈર છે અને નફરત લાયક છે; જન્નતનો ઝિકર એટલે જન્નત માંગ્યા કરવી એ હૂર અને મહેલો મેળવવા માટે છે; અને જહન્નમનો ઝિકર એટલે જહન્નમથી નજાત મેળવવાનો ઝિકર રડવા કુટવા બરાબર છે પણ હક સુબ્હાનહુ તઆલાના ઝિકરથી એટલે તેની યાદથી કલ્બને નૂર અને દિલને સુરૂર હાસિલ થાય છે.

પેલા માણસે સવાલ કર્યો કેઃ-મે સાંભળ્યુ છે કે ખુદાપાકે આપને એવો ઉંચો મર્તબો આપ્યો છે કે આપ દરીયામાં પણ જમીન ઉપર હરોફરો છો તેમ હરીફરી શકો છો! તેમણે જવાબ દીધો કેઃ આ કંઈ કમાલની વાત નથી કારણ કે પાણીની ઉપર ઘણી ચીજો રહે છે જે કદી ડુબતીજ નથી. ત્યારે પેલા માણસે પાછો સવાલ કર્યો કેઃ-ખુદાપાકે આપને ફિરિશ્તાઓ જેવો મર્તબો આપ્યો છે કે જેથી આપ હવામાં પણ ઉડી શકો છો. ત્યારે તેમણે જવાબ દીધો. આ તો પહેલી હાલત કરતા પણ ખરાબ હાલત છે હવામાં માખ પરીંદા વગેરે પણ ઉડી શકે છે. ત્યારે પેલા માણસે સવાલ કર્યો કેઃ-યા શૈખ! ત્યારે ખુશતર અને કમાલની કઈ વાત છે? આપે જવાબ દીધો કેઃ-હર હમેશ દિલ અને ઝબાનથી ખુદાપાકની યાદ કરતા રહેવું અને કદી પણ ખુદાપાકની યાદથી ગાફિલ રહેવું નહીં એજ ખરી ઇન્સાનીયત છે. "બિસ્મિલ્લાહ" શરીફ બધા ઝિકરનો સરતાજ (ખુદાપાકની હમ્દોસનાનો ભાવાર્થ "બિસ્મિલ્લાહ" શરીફમાં સમાએલો છે) અને એને હમેશા ખરા દિલ અને અકીદાથી કસરતથી પઢતા રહેવું એજ ખરી ઇન્સાનીયત છે. (અપૂર્ણ.)

# મુશાયરા પ્રવૃત્તિની સફળતા

મહાગુજરાત ગઝલ મંડળના ઉપક્રમે મુંબઈ, અમદાવાદ ને સૂરત વગેરે સ્થળોએ છેલ્લા થોડા સમયથી ગઝલ–મુશાયરાઓના ભવ્ય સમારંભો યોજાય છે ને સંખ્યાદ્રષ્ટિએ તેમજ ગુણદ્રષ્ટિએ સારી જેવી જનતા એમાં ઉત્સાહથી રસ લે છે. આ મુશાયરાઓમાં અનેક પીઢ ને અનુભવી તેમજ નવા ને ઊગતા કવિઓની રચના રજૂ થાય છે.

આ મુશાયરા પ્રવૃત્તિ તરફ આપણા સન્માનિત વિવેચક પ્રાધ્યાપક વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ "રણજીતરામ સુવર્ણ ચન્દ્રક" સ્વીકારતી વેળાએ અમદાવાદમાં કરેલા પોતાના વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનમાં અણગમો વ્યક્ત કર્યો છે અને આ પ્રવૃત્તિ ઉત્તેજનપાત્ર નથી એવો સૂર કાઢયો છે.

ત્યારથી વિશાળ જનતાને અને સાહિત્યને સ્પર્શતો આ પ્રશ્ન વિવાદાસ્પદ બની ગયો છે. અમદાવાદમાં "પ્રજાબંધુ", "ગુજરાત સમાચાર", મુંબઈમાં "સાંજ વર્તમાન", "જન્મભૂમિ" વગેરે તેમજ સૂરતમાં "દાંડિયો" "પ્રતાપ" વગેરેમાં જુદાં જુદાં દ્રષ્ટિબિન્દુ રજૂ કરતા લેખો પ્રગટ થઈ ગયા છે.

સૂરતની જનતાને વિસ્તૃત ને શાસ્ત્રીય માર્ગદર્શન જરૂરી હતું તેથી, સૂરતના એક આજીવન સાહિત્યસેવી, કવિ, નિબંધકાર, લેખક ને વિવેચક, જેમણે પૂર્વાવસ્થામાં તેમજ નિવૃત્ત ઉત્તરાવસ્થામાં પણ સરસ્વતીની શુદ્ધોપાસનાનેજ જીવનનું ધ્યેય માન્યું છે તેવા અંગ્રેજી, સંસ્કૃત ને ગુજરાતીના પંડિતનો આ વિષય પર માર્ગદર્શન કરાવતો આ લેખ અમે સાનંદ ને સાભાર પ્રગટ કરીએ છીએ. સૂરતમાં આવા અઘરા વિષય પર પ્રાધ્યાપકો વિષ્ણુપ્રસાદ, વિજયરાય ને વ્રજરાય સિવાય શાસ્ત્રીય પૃથક્કરણથી ને વિદ્વદ્સહજ દ્રષ્ટિથી લખવાના અધિકારી એ વિદ્વાન લેખક સિવાય બીજું કોઈ ભાગ્યેજ મળે. એમના જેવાનું માર્ગદર્શન જનતાને તો લાભકર્તા નીવડશેજ પરન્તુ કવિ–સાક્ષર–વિવેચકની સૃષ્ટિને પણ સહાયકર્તા સિદ્ધ થશે એ નિઃશંક છે.

તંત્રી

## મુશાયરાની કવિતા

મુશાયરા પ્રવૃત્તિ હાલમાં ઠીકઠીક આગળ વધવા માંડી છે. ગઝલમંડળો ઠેરઠેર સ્થપાયાં છે, તેઓ માસિક સભાઓ મેળવી ગઝલ રચનામાં સૌષ્ઠવ, સામર્થ્ય અને સુમનોહરતા આણવાના ઓછાવત્તા પ્રયાસો આદરી રહ્યા છે, અને નૂતન કવિતાઓની આગલી હરોળમાં જેને નિઃસંકોચ મૂકી શકાય એવી રચનાઓના રચનાર પ્રો. ચીમનલાલ વ્યાસ, એલ. એલ. એમ. એ સુરતના ગઝલ મંડળના પ્રમુખ છે એમ મેં સાંભળ્યું છે. એ ગઝલમંડળો તરફથી

વખતોવખત મુશાયરાઓ ગોઠવવામાં આવે છે તેમાં જનતા–સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો–બહુ મોટા પ્રમાણમાં હાજરી આપે છે, એમાં વંચાતી કવિતાઓ ઘણા ઉત્સાહપૂર્વક સાંભળે છે, અને કેટલીક કવિતાઓના વાંચન વખતે તો તેઓ રસમાં એવા તરબોળ થઇ જાય છે કે મુશાયરામાં હાજરી ન આપતાં જેઓ 'ડાહ્યા' થઇને ઘેર બેસી રહે છે તેને તો એનો ખ્યાલ પણ ન આવી શકે. આપણું મિથ્યાભિમાન, આપણી દાંભિકતા, આપણો કુસંપ, આપણી ગુલામગીરીનું એ ચાર સચોટ પંકિતઓમાં જ્યારે જનતાને ભાન કરાવવામાં આવે છે, આપણી શાસનપદ્ધતિ, આપણો નાગરિક વહીવટ, આપણા સમાજમાં કેળવણી છતે પણ જે કુસંસ્કારિતા આવે છે તેને લીધે જોશભેર આગળ ધસતી અનર્થકારક કુરીતીઓ આપણા મૂડીવાદીઓનાં લોભ અન્યાય તથા ક્રૂર આચરણો એ સર્વ વિષે કવિ જ્યારે નિર્દેશ કરે છે ત્યારે જનતાનાં બીડાયેલાં હૃદયો પ્રફુલ્લતા અનુભવે છે, ભૂલી ન જવા જેવાં છતાં માનવસહજ નિર્બળતાને લીધે ઘણી વાર ભૂલી જવાતાં સત્યોનો સાક્ષાત્કાર થતાં તેઓ આનંદ પામે છે, કવિવચનોનો શ્રોતાઓનાં હૃદયમાંથી પડઘો ઊઠતાં તેઓ "વાહવાહ" પોકારી ઊઠે છે. હું કબૂલ કરું છું કે કોઇ વાર કોઈ નૂતન કવિને ઉત્તેજન આપવા ખાતર પણ તેના કોઈ મિત્રો કે સ્નેહીઓ તરફથી વાહવાહ કહેવામાં આવે છે. (વિવેચકોને જે વહાલું અને વિશેષ જાણીતું તથા માનીતું છે તે સાહિત્યના ક્ષેત્રમાં પણ નૂતન કવિને એવું પ્રોત્સાહન ક્યાં નથી આપવામાં આવતું!) પરંતુ એ ઉત્તેજન, એ પ્રોત્સાહનના પોકાર નથી ઊઠતા, એ ઉત્તેજન, એ પ્રોત્સાહન ગણીગાંઠી વ્યક્તિઓ તરફનુંજ હોય છે, એની પોકળતા, એની કૃત્રિમતા કદી ઢાંકી રહેતી નથી, એવા ઉદ્‌ગાર કેવળ અપવાદ રૂપનાજ હોય છે. જીવનની સાથે અત્યન્ત ગાઢો સંબંધ ધરાવનારા જે વિષયો મેં ઉપર ગણાવ્યા છે તેને લગતી, જેને ઉચ્ચ કોટિની કહી શકાય એવી, કવિતા જ્યારે મુશાયરામાં વંચાય છે ત્યારે એની જે પ્રચંડ તાત્કાલિક અસર થાય છે તેનુ મે ઉપર જે નિરૂપણ કર્યું છે તેને એથી લેશ પણ બાધ આવતો નથી. હાલમાં કવિઓ અને વિવેચકો આપણાં નૂતન સાહિત્યના વાસ્તવવાદનાં પરીગાન જોશભેર ગાયે જાય છે. ઉપર દર્શાવેલા વિષયોના નિરૂપણમાં શું એમને લેશ પણ વાસ્તવિકતા જણાતીજ નહીં હોય? ઉમાશંકર અને સુન્દરમ્, મનસુખલાલ અને કોલક, જ્યોત્સ્નાબેન અને જયમનબેન, જ્યોતીન્દ્ર અને ભાનુશંકર, જેઓ મુશાયરાની પ્રવૃત્તિને ટેકો આપનારા તરીકે ઓળખાવાયા છે, તેઓ તો ખરી વસ્તુસ્થિતિ પ્રત્યે પોતાની આંખ મીંચેલી નહીંજ રાખતા હોય એમ હું માનું છું. સાહિત્ય એ જીવનથી તદ્દન અલગજ વસ્તુ હોય તો તો એ પ્રવૃત્તિથી સાહિત્યનું શું હિત સધાય છે એવો પ્રશ્ન ઊઠે, એ સંબંધમાં મતભેદ ઊભા થાય, એ વિષે વાદવિવાદો પણ કરાય. એ પ્રવૃત્તિને અંગે જે જીવન આપણે ભોગવી રહ્યા છીએ તેને લગતા મહત્ત્વના પ્રશ્નોની જો ભારપૂર્વક રજુઆત થતી હોય, આપણા સમાજની બદીઓ ઉપર જો સચોટ વાક્‌પ્રહાર થતા હોય, આપણા કહેવાતા દેશનાયકોની ખોડખાંપણનું જો ચતુરાઈભર્યું સૂચન કરાતું હોય, સ્વાર્થ, દંભ, આળસ, અસત્ય એવી આપણી નિર્બળતાઓનો જો આપણી આગળ નિર્દેશ કરાતો હોય, સમાજની અનિષ્ટ રીતિઓ તરફ જો આપણું લક્ષ ખેંચાતું હોય, આપણી ગુલામી દશાનું જો આપણને તીવ્ર ભાન કરાવાતું હોય, સત્તાનો મદ, ઈર્ષ્યા, હરીફાઈ આદિ અવગુણો તજીને ભ્રાતૃભાવ વધારવાની આવશ્યકતા ઉપર જો એનાથી પ્રેરણા મળતી હોય, અન્યાય અને આપખુદીની જો એનાથી ટીકા-ટીક ઝાટકણી કઢાતી હોય,

સ્વરાજસિદ્ધિની ભાવના જો એનાથી જાગ્રત કરાતી હોય તો એ પ્રવૃત્તિથી લોકહિત તો અવશ્ય સધાય છે, અને લોકહિતથી નિરપેક્ષ સાહિત્યનાં ઊંચાં ઊંચાં ગિરિશિખરો પર પહોંચવાની 'મહત્ત્વાકાંક્ષા' આપણા હૃદયને એટલી બધી આકર્ષક ન લાગે તો તેને માટે તો આપણા સુજ્ઞ વિવેચક બંધુઓની ક્ષમા યાચીનેજ આપણે વિરમવું પડે. લોકહિત અને સાહિત્યહિતનો વિશ્લેષ, જ્યાં અભિપ્રેત હોય ત્યાં સાહિત્યહિત વિના આપણને ચાલશે એમ કહેવાની ધૃષ્ટતા કોઇ સાહિત્યપ્રેમી પણ દાખવે તો તે જરા પણ અસ્વાભાવિક તો નથીજ.

### બે ઘડી મોજ

કદાચ કહેવામાં આવશે કે મુશાયરાની હાલની પ્રવૃત્તિથી એવું તે લોકહિત શું સાધી શકાય છે? એ પ્રવૃત્તિની સામે જેઓ પ્રચંડ વિરોધ કરનારા છે તેમને પણ એટલું તો સ્વીકારવું પડે છે કે એ પ્રવૃત્તિથી "બે ઘડી મોજ" મળે છે મુશાયરામાં જેઓ કદી પણ હાજરી આપતા નથી તેઓને પણ કર્ણોપકર્ણ સાંભળેલી હકીકતથી એટલું તો ચોક્કસ ભાન થાય છે કે એ પ્રવૃત્તિમાં "બે ઘડી મોજ" આપવાનું સામર્થ્ય તો જરૂર રહેલું છે. મુશાયરાઓમાં જે મોટી માનવમેદની એકઠી થાય છે. તેઓ જે રસપૂર્વક સાંભળે છે, મુશાયરો ખતમ થયા બાદ ઘેર જતાં જતાં તેઓ જે આનંદ પ્રગટ કરે છે, તે સર્વ મુશાયરાની મોજ આપવાની શક્તિનો ઇન્કાર તદ્દન અશકય બનાવી દે છે. લોકમતને રજૂ કરનારાં વર્તમાનપત્રો પણ વિસ્તૃત નોંધ લઇને, મુશાયરામાં રજૂ કરાયેલી કવિતાઓનું મર્મમાં અને ગોળગોળ શૈલીમાં નહીં, પણ ઝીણી નજરના પરીક્ષણ રૂપનું સ્ફુટ ગુણદર્શન કરે છે, મુશાયરામાં જે કવિતાઓ વંચાય તે વર્તમાનપત્રોમાં છપાવાય નહીં એવો સામાન્ય નિયમ સ્વીકારાતો હોવા છતાં લોકહિત અને લોકરૂચિને ધ્યાનમાં લઇ કેટલીક કવિતાઓ તો આખી છાપી દેવાનો લોભ તેઓ જતો કરી શકતાં નથી અને બીજી અનેક કવિતાઓમાંથી વાનગીરૂપે થોડીક પંક્તિઓ ટાંકયા વગર રહેતાં નથી એ સઘળું મુશાયરાઓમાં "બે ઘડી મોજ" આપવાનું સંગીન બળ તો બારોબાર ભર્યું છે એ એકજ વાત પૂરવાર કરે છે. એ મોજ કોઇ ભયંકર અનર્થ સાધનારી છે એવું માનવાને કોઇ મજબૂત કારણ જ્યાં સુધી મળ્યું નથી ત્યાં સુધી જનતાનો નિર્દોષ આનંદ, જો નિર્દોષ આનદ સિવાય બીજું કંઇજ એમાંથી મળતું નથી એમ ક્ષણવારને માટે આપણે સ્વીકારીએ તો પણ, એ નિર્દોષ આનંદ છીનવી લેવાનો કોઇનો પણ અધિકાર આપણે કેમ માન્ય કરી શકીએ? એ મોજથી આપણી કલાદ્રષ્ટિ અને સાહિત્યસૃષ્ટિ વિકૃત થાય છે એટલા કથન માત્રથી એ વસ્તુસ્થિતિ સિદ્ધ થતી નથી. આપણી કલાદ્રષ્ટિ અને સાહિત્યસૃષ્ટિ બન્નેને વિકૃત કરનારાં ભયંકર તત્વો ચોમેર ઘુમી રહ્યાં છે તે તરફ દ્રષ્ટિ સરખી ન નાંખતાં આ બિચારી મુશાયરા પ્રવૃત્તિ ઉપર સહસ્રાક્ષ સરખી છટાથી વાગ્વજ્ર લઇને તૂટી પડવું એ કીડી ઉપર કટક જેવું નથી લાગતું?

### કાવ્યક્ષેત્રની મર્યાદા

મુશાયરાઓનું જેઓ આયોજન કરનારા છે કે તેમાં જેઓ ભાગ લેનારા છે તેઓએ કદી પણ એવો દાવો કર્યો જાણ્યો નથી કે મુશાયરામાં જે કવિતાઓ વાંચવામાં આવે છે તેજ ઊંચામાં ઊંચી કવિતા છે અને તે સિવાય ઉંચી કવિતા કયાંય પણ છેજ નહીં 'ગઝલસમ્રાટ' તરીકે જેમને સન્માન આપવામાં આવે છે તેમણે પણ ગુજરાતના કવિવર ગણાવવાની આકાંક્ષા તો સ્વપ્નામાં પણ ભાગ્યેજ સેવી હશે! મુશાયરાની કવિતાઓએ સંપૂર્ણ ઉત્કર્ષ સાધ્યો હોય તો પણ એની લોકપ્રિયતાને કારણેજ જે મર્યાદામાં રહીને એણે કામ કરવાનું છે તે મર્યાદાની

'બહાર એ ઊર્ધ્વ' પ્રયાણ કરી શકે નહીં એ દીવા જેવું સ્પષ્ટ છે. 'પૃથ્વી' જેવા બહુ આકર્ષક નહીં એવા છન્દમાં રચાયેલી સૉનેટની ચૌદ પંક્તિઓ, જો એમાં વિચારના આરોહઅવરોહ આદિના કાવ્યના આત્મા સાથે સંબંધ ધરાવનારા ઉચ્ચ ગુણો હોય તો કળાની ઉત્કૃષ્ટ રચના તરીકે તે જેટલી સફળતા પામે અને સાહિત્યની દ્રષ્ટિએ તેનું જેટલું ઉત્તમ મૂલ્ય અંકાય તેટલું અન્ય કવિતાઓનું નજ અંકાય એ વાત સર્વમાન્ય છે. અફસોસ! સૉનેટનો બહારનો આકાર માત્ર જેમાં સચવાયો હોય અને કાવ્યનો આત્મા તદ્દન દુબળો રહ્યો હોય એવી કેટલી રચનાઓ આપણા સાહિત્યમાં હાલ ઉભરાવા માંડી છે! છતાં એ પ્રકારની જે ઉત્કૃષ્ટ રચનાઓ થોડી ઘણી રચાઈ છે તેણે આપણા સાહિત્યના ગૌરવને વધાર્યું છે અને જે પ્રતિષ્ઠા પર તેઓનો જન્મસિદ્ધ હક છે તે પ્રતિષ્ઠા તેમણે પ્રાપ્ત કરી છે. પ્રાકૃત સભાજનો આગળ એવી સૉનેટો વંચાય અને તાળીઓના ગડગડાટથી તેને વધાવી લેવાય એવા હવાઈ ખ્યાલ તો આપણા વિદ્વાન વિવેચકો ભાગ્યેજ રાખતા હોય! સાહિત્યનું હિત સાધવાનો એવો Utopian-શેખચલ્લીના જેવો વિચાર તો તેઓને પણ ગ્રાહ્ય નહીંજ લાગતો હોય! સાહિત્યના અનેક પ્રકારોમાં 'વિદ્વદ્‌ભોગ્ય' અને 'લોકભોગ્ય' એવા વિભાગ સર્વ સંસ્કાર પામેલા દેશોમાં હમેશાં સ્વીકારતા આવ્યા છે. કવિતામાં પણ એ રીતના વિભાગ પ્રચલિત છે અને તે કોઈ પણ રીતે અસ્થાને નથી. એમાંનો એક પ્રકાર સાહિત્યનું વિશેષ હિત સાધતો હશે. ઊંચા પ્રકારનું હિત સાધતો હશે. તેથી બીજો પ્રકાર સાહિત્યનુ કોઇ પણ રીતનું હિત સાધતો નથી એમ કહેવું અથવા એ સાહિત્યનું નર્યું અહિત સાધે છે એમ સૂચવવું એમાં વિવેચનના મિથ્યાડંબર સિવાય કંઈ પણ સંગીન તત્વ નથી એમ કોઈ માને તો તે વધારે પડતું કહેવાય નહિ.

### વિશદતા

આ લેખ હું લખુ છુ છે તે દરમ્યાન 'ધી ઇંડિયન પેન'માં 'કોલક'ના તંત્રીપણા હેઠળ પ્રસિદ્ધ થતા 'કવિતા' માસિકનું અવલોકન શ્રીયુત કે. સી. પંડયાનું લખેલું મારા વાંચવામાં આવ્યું તે અત્રે ટાંકવું અપ્રાસંગિક નહીં ગણાય લેખક કહે છે કે, કવિતાના એપ્રિલ-જૂન માસના અંકમાં પ્રો. બળવંતરાય ઠાકોર, કોલક, પતીલ, જ્યોત્સ્ના શુક્લ અને અવિનાશ વ્યાસ જેવા સુપ્રસિદ્ધ કવિઓની કૃતિઓ છાપવામાં આવી છે એ કંઈ જેવી તેવી સિદ્ધિ ન કહેવાય. છતાં પણ કબૂલ કરવું જોઇએ કે એમાંની કેટલીક કવિતાઓ વાંચતાં રૉબર્ટ બ્રાઉનિંગે પોતાની ભવિષ્યની પત્ની ઇલિઝાબેથ આગળ પોતાની એક કવિતા વિષે નિખાલસ ભાવે જે કહ્યું હતું તે આપણને સાંભરી આવે છે:

> "જ્યારે મે એ કવિતા લખી ત્યારે ઈશ્વર અને રૉબર્ટ બ્રાઉનિંગ (પોતે)-એ એનો અર્થ જાણતાં હતાં. હવે તો માત્ર ઈશ્વરજ એનો અર્થ જાણે છે."

વૈજ્ઞાનિક છતાં સાહિત્યરસિક તરીકે જેમને પ્રતિષ્ઠા પ્રાપ્ત થઇ ચૂકી છે એવા શ્રી. પંડયાના આ અભિપ્રાયમાં જો તથ્યાંશ હોય તો આપણને સહજ પ્રશ્ન ઊઠયા વિના રહેતો નથી, કે એવી રચનાઓથી સાહિત્યનું હિત સાધી શકાતું હશે. ખરું? શ્રી. ભાનુશંકર વ્યાસે 'હાલની કવિતાઓમાં આવતી અવિશદતા' વિષે એક લેખ લખ્યો હતો તેનું પણ મને આ વખતે સ્મરણ થયા વિના રહેતુ નથી. શ્રી. જ્યોતીન્દ્ર દવેએ એક લેખમા જણાવ્યું છે કે લોકહ્રદયને સ્પર્શવાનું મને મન તો ઘણું થાય છે, પણ કેવી રીતે સ્પર્શી શકાય તે મને સૂઝતું નથી. આપણી નૂતન કવિતાના કેટલાક રચનારાઓની પણ એજ સ્થિતિ છે. એ કાવ્યરચયિતાઓની વિશિષ્ટ કવિપ્રતિભાને લેશ પણ ઝાંખપ લગાડયા વિના હું એમ સૂચવવાની હિંમત-કરું કે મુશાયરા જેવી પ્રવૃત્તિઓમાંથી તેઓને કંઇક માર્ગદર્શન મળશે તો તે શું વધારે પડતું કહેવાશે? (અપૂર્ણ)

○ "નસીમ"

# હું મૃત્યુ પામું ત્યારે—

(મુક્તાવલિ)

તું પ્રિયતમ !

તું પ્રિયતમ !

મૃત્યુતણી છાયા મહિં આ વિશ્વથી જઈને શમું,
ઊડતા મુજ ઉરથી —
જીવન તણા શ્વાસો શરદ્ થઈને વિરામે જે ઘડી,
હું મૃત્યુ કેરી ગોદમાં જઈ નીંદ અનંતાની લઉં !

ગાતો નહિં ગીતો રૂદનનાં તપ્ત થઈને વિરહથી,
અશ્રુબિન્દુઓ વહાવીશ ના, જરી હૈયું ભરી.
મારી કબર કેરા સરાણે—
કબ્રભૂમિમાં જઈ,
ના રોપજે, ના રોપજે !
ફૂલો ગુલાબતણા કદી.

મુજ કબ્રના આવાસમાં ના, રોપજે !—
વૃક્ષો સરૂ કેરા કે છાયો પાથરે !
નિત ઘાસ હરિયાળું ભલે ચોમેરથી ઊગી રહે !
મારી કબરને લોક ભલે ચક્ષુથી ઢાંકી દીયે !

વરસી કરી વર્ષાનાં બિન્દુઓ કે ઝાકળ બિન્દુઓ,
શિત રજનીએ કે નવ પ્રભાતે કબ્રને ભીની કરે,—

—જો તારી ઇચ્છા હોય તો સંભારજે !
જો તારી ઇચ્છા હોય તો વિસારજે !

તું પ્રિયતમ !
તું પ્રિયતમ !

---

* Christina Rossetina 'When I am dead' એ કાવ્ય પરથી.

# ભૂતકાળના ઈતિહાસનું એક પાનું



મુગલ સમ્રાટ શાહજહાંની ઉમર જ્યારે પંદર વરસ, બે માસ અને ચૌદ દિવસની હતી ત્યારે તેના વિવાહ મુમતાઝ ઝમા બેગમ સાથે થયા હતા. નિકાહ વખતે એ બેગમની ઉમર ઓગણીસ વરસ અને થોડાક માસની હતી. પાંચ લાખની મહેર નક્કી થઇ હતી. એ શાદી પૂર્વે શાહજહાંના મુઝફ્ફર હુસૈન મિર્ઝાની પુત્રી સાથે નિકાહ થયા હતા. એ બેગમે એક છોકરીનો જન્મ આપ્યો હતો. મુમતાઝ મહલના નિકાહથી પાંચ વરસ પછી બીજી રમઝાનમાં અબ્દુર્રહીમ ખાનખાનની પુત્રી સાથે શાહજહાંના નિકાહ થયા. એ પત્નિએ આગ્રા મુકામે એક છોકરાનો જન્મ આપ્યો હતો. જે એક વરસ નવ મહીનાનો થઇને મરી ગયો. જહાં અફરોઝ નામ હતું.

જેના મૃતદેહ ઉપર 'આંસુની ઈમારત' સરીખા ભવ્ય તાજનું ચણતર થયું એ મુમતાઝ મહલે વીસ વરસમાં આઠ છોકરા અને છ છોકરીઓનો જન્મ આપ્યો. નીચે પ્રમાણે:

| બાળકનું નામ | જન્મ તારીખ |
|---|---|
| હુરુલિસાબેગમ | ૮ સફર સન ૧૦૨૦ હિજરી |
| જહાંઆરા બેગમ | ૨૧ સફર સન ૧૦૨૩ હિજરી |
| દારા શિકોહ | ૨૯ સફર સન ૧૦૨૪ હિજરી |
| શાહ શુજાઅ | ૧૮ જમાદિઉલ આખિર સન ૧૦૨૫ હિજરી |
| રૌશનઆરા બેગમ | ૨ રમઝાન સન ૧૦૨૬ હિજરી |
| ઔરંગઝેબ | ૧૫ ઝીકંદ સન ૧૦૨૭ હિજરી |
| ઉમ્મીદ બખ્શ | ૧૧ મુહરમ સન ૧૦૨૯ હિજરી |
| સુરય્યાબાનુ બેગમ | ૨ રજબ સન ૧૦૩૦ હિજરી |
| છોકરો નામ રાખવા પહેલાં મરી ગયો | સન ૧૦૩૨ હિજરી |
| મુરાદ બખ્શ | ૨૫ જિલહજ્જ સન ૧૦૩૩ હિજરી |
| લુત્ફુલ્લાહ | ૧૪ સફર સન ૧૦૩૬ હિજરી |
| મિર્ઝા દૌલત અફઝ | ૪ રમઝાન સન ૧૦૩૭ હિજરી |
| હુસ્નઆરા બેગમ | ૧૦ રમઝાન સન.૧૦૩૯ હિજરી |
| ગૌહરઆરા બેગમ | સન ૧૦૪૦ હિજરી |

છેલ્લી છોકરી મુમતાઝ મહલના મૃત્યુનું કારણ બની પ્રસુતિ પછી મુમતાઝનું અવસાન થયું.

# કારવાં

[ માસિક ]

દર અંગ્રેજી માસની પંદરમી તારીખે પ્રગટ થઇ તેજ દીવસે ટપાલમાં રવાના થાય છે.

—: વાર્ષિક લવાજમ :—

હિન્દ રૂ. ૫ : બર્મા રૂ. ૬: પરદેશ શી. ૧૦.

મનીઓર્ડર કે રજીસ્ટર્ડ કવર માટે સરનામું:-
વહશી સાહિત્ય કાર્યાલય, રાંદેર.

બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર ક્રોસ કરેલા મોકલવા નહીં તેમજ Rander પોસ્ટ ઓફીસ ભરવું.

સાધારણ ચાલુ ટપાલ માટે સરનામું:-
વહશી સાહિત્ય કાર્યાલય, ટાવર રોડ,
સૂરત.

સૂરત ઓફીસનો સમય બપોર
ક. ૨-૩૦ થી ૮-૩૦ (ન. ટા.)

મુસ્લિમ બાળકોની તા'લીમી ખિદમત માટે
પાંચ વર્ષ થયાં નિયમિત પ્રગટ થતું
બાળકો અને વિદ્યાર્થીઓનું માસિક

# અવલાદ

દર મહિને નવા નવા વિષયો સાથે
...... પ્રગટ થાય છે ......

આપના બાળકોના હાથમાં "અવલાદ" જરૂર આપો, એ તેની રહેબરી કરશેજ.

લવાજમ:-
દેશમાં: રૂ. ૫-૦-૦ અને રૂ. ૩-૦-૦
(પાંચ રૂ. અને ત્રણ રૂ.)
દેશાવર: શી ૮ (આઠ)

લખો:—
'અવલાદ' ઓફીસ, નવી દરજી બજાર,
**રાજકોટ** (કાઠિયાવાડ)

---

દર રવિવારે પ્રગટ થતું

મુસ્લિમ હિન્દના અવનવા સમાચારો, સાહિત્ય સામગ્રી અને કટાક્ષ કલમોથી ભરપૂર.

# ખિલાફત (ગુજરાતી)

વાર્ષિક લવાજમ:-
હિન્દમાં રૂ. ૭) પરદેશ પાઉન્ડ ૧)
છુટક નકલ ૨ આના

આજેજ ગ્રાહક બનવા માટે લખો:-
.... **ખિલાફત પ્રેસ** —
લવલેન ભાયખલા,
મુંબઇ-૨૧.

---

અવનવી સ્ત્રી ઉપયોગી સાહિત્ય
વાનગીઓ પીરસતું પ્રથમ
**મુસ્લિમ સ્ત્રી અઠવાડિક**

# ચાંદની-એ-ઈસ્લામ

**ના ગ્રાહક બનો.**

વાર્ષિક લવાજમ હિન્દ રૂ. ૬
,, ,, પરદેશ રૂ. ૯
તેમજ
ગામેગામ એજન્ટો જોઇએ છે.

આજેજ લખો:—
**ચાંદની-એ-ઈસ્લામ**
૭૧૧-ઈ, ટરનર રોડ, બાન્દ્રા,
(મુંબઇ)

---

હરિફાઈનું બીન હરીફ સસ્તુ ઉકેલ પત્ર
**દર રવિવારે પ્રગટ થાય છે**

# 'પયગામ' અઠવાડિક

અવનવા સમાચારો સાહિત્ય સામગ્રી રાજકારી ચર્ચાઓ અને કટાક્ષ લેખો
...ઉપરાંત...

નિયમિત દર અઠવાડીયે જન્મભૂમી, સંદેશ કસોટી, નૂતન, ત્રિવેણી સંસ્કાર વિગેરે હરિફાઈના શબ્દ વ્યુહના ઉકેલો વિગતવાર સચોટ અને સંપુર્ણ છણાવટ સાથે રજુ કરે છે. વાર્ષિક લવાજમ રૂ. ૫) છુટક ૨ આના વાર્ષિક ગ્રાહક બનવા માટે તમારું લવાજમ આજેજ મોકલી આપો. નમુનાની કોપી માટે પોણા ત્રણ આનાની ટીકીટ બીડો:—

**"પયગામ" ઓફીસ**
મહમદઅલી રોડ, માંડવી પોસ્ટ ઓફીસ સામે,
મુંબઈ નં. ૩.

# સાદી સમજ

આપને "કારવાં" ન મળે તો પોસ્ટના ઇમાનદાર બાબુઓ ઉર્ફે ઇમાનદાર શીખરો માટે સવાર સાંજ નીચે પ્રમાણેની દુઆ માંગજો.

"જે દિવસે એ શરીફ આદમીઓની શાદી થાય તેજ દિવસે ખુદા કરે ને કે મુશળધાર વરસાદ વરસે. તેમને પોતાના ઘેર જવું હોય તેજ દિવસે રેલ્વેની ટ્રાફીક બંધ થઈ જાય અથવા તો રેલ્વે લાઇનજ પાણીથી ધોવાઇ જાય, તેમને એવા ધોબી મળે કે જે દર અઠવાડિયે કપડાંજ ગુમ કરી દે. તેમને એવી તીખાં મરચાં જેવી પત્નિ મળે કે જે આખી જિંદગી પજવતી રહે. તેમને એવા ચોર દરજી મળે કે જે નવા કપડામાંથી—કાપડુંજ ચોરી લે. તેમને એવા નોકર મળે કે જે રોજ રૂપિઆમાંથી પાવલી તફડાવી લે. તેમને મિત્રોને ત્યાં જમવાનું આમંત્રણ હોય તે દિવસે પ્રભુ કરે ને કે સમરસ મીઠું વધારે પડી જાય. તેમના પર પ્રેમની માર પડે, અને કોઇ કચ્છી કે કાઠિયાવાડી યુવતીનાં વિચારોમાં એટલા લીન થઈ જાય કે તેઓ 'કારવાં' તફડાવી વાંચીજ ન શકે."

Printed by.—Maganlal Mangaldas Patel, at the 'Gangotri' Printing Press
Kanpith Khand Bazar SURAT.

Published by:—Azum Ahmed Esmail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya.
Tower Road, SURAT.

# "ઇન્તેઝાર"

—ખલીલ (અલૈ૦)ને કુરબાનીનો સબક આપવાવાળા, ઇસ્માઇલ (અલૈ૦)ને સાબિત કદમ રાખવાવાળા.

"આવ ! હું તારા ઇન્તેઝારમાં છું."

—મૂસા(અલૈ૦)ને ફિરઔનથી છોડાવવાવાળા, નમરૂદને મચ્છરથી મા'ત કરવાવાળા, હાથીને ચીબગાદરથી હરાવવાવાળા.

"આવ ! હું તારા ઇન્તેઝારમાં છું."

—ઉમ્મી (અશિક્ષીત)ને સાહેબે કુર્આન બનાવવાવાળા, જંગલના રહેનારને દુન્યાનો બાદશાહ બનાવવાવાળા, રેતીના રણમાં વહદતનો સમુદ્ર વહેવડાવવાવાળા.

"આવ ! હું તારા ઇન્તેઝારમાં છું."

—હાં ! સુરજની કીરણોમાં ચમકવાવાળા, ચાંદની ચાંદનીમાં આવી ઠંડક આપવાવાળા, તારાઓની ચમકમાં ચમકવાવાળા.

"આવ ! હું તારા ઇન્તેઝારમાં છું."

—પાનખરની પાનખરમાં, વસંતની કુપળમાં વસવાવાળા, કોયલની કૂક, ફાખ્તાની હૂકમાં રેહવાવાળા.

"આવ ! હું તારા ઇન્તેઝારમાં છું."

—વીજળીની ચમકમાં ચમકવાવાળા, વાદળની ગર્જનામાં ગરજવાવાળા, વરસાદની બુંદોમાં ટપકવાવાળા.

"આવ ! હું તારા ઇન્તેઝારમાં છું."

—હાં ! તું કયાં છે ? હાં મને બતાવ કે તું કયાં છે ? આકાશમાં યા ઝમીનમાં, કાબામાં યા બુતખાનાગમાં ? મોમિનના કપાળમાં સજદા કરતાં થએલી કાળી જગ્યામાં ? યા હિંદુના કપાળમાં લગાડેલા ચાંલ્લામાં ? છતાં તું કયાંએ પણ નથી, તો પણ તું એ બધામાં મૌજૂદ છે. હાં ! તેમાં ન રેહવાવાળા, અને રેહવાવાળા.

"આવ ! હું તારા ઇન્તેઝારમાં છું."

—મારી આંખોમાં આવ કે હું તને દરેક જગ્યાએ જોઉં. મારા કાનમાં આવ કે તારોજ અવાજ સાંભળું. મારી જીભ ઉપર આવ કે હું તારુંજ રટન રટું, હાં, આવ અને જલ્દી આવ, અને કાંઇ પણ પરદો રાખ્યા વગર આવ.

"આવ ! હું તારા ઇન્તેઝારમાં છું."

(ઉર્દૂ ઉપરથી)

० 'મઝાક' ચિશ્તી

■ મો. અ. રહીમ સાદિક

# ઇલાહી ફર્માન (કુર્આન)

(૩૬૦) શું અમે ફરમાબરદારોને ગુનેહગારોની બરાબર કરી દઈશું? તમને શું થયું કેવો ફેંસલો કરો છો? શું તમારી પાસે કોઇ કિતાબ છે જેમાં આ પઢો છો? કે જે વસ્તુ તમો પસંદ કરશો તે તમને મળીનેજ રહેશે! (કુર્આન)

× × ×

(૩૬૧) બેશક તારો પરવરદિગાર તેને સારી રીતે જાણે છે, જે તેના માર્ગથી ભટક્યો અને તેને પણ ખૂબ જાણે છે જે સીધી રાહ પર ચાલી રહ્યો છે; તો તમો જુઠાડનારાઓનું કહેવું માનશો નહિ. (કુર્આન)

× × ×

(૩૬૨) (તે દોઝખ) એવાઓને પોકારે છે જેણે (ખુદા તરફ) પીઠ ફેરવી અને (તેના હુકમથી) મ્હોં ફેરવ્યું, તથા (ધન) એકઠું કર્યું પછી સંઘરી રાખ્યું. બેશક માણસ અધીરો પેદા થયો છે. જ્યારે તેને કષ્ટ પહોંચે છે તો (હદ ઉપરાંત) ગભરાટમાં પડે છે અને જ્યારે તેને ભલાઈ પહોંચે છે તો, કંજુસ બને છે (કુર્આન)

× × ×

(૩૬૩) પણ કેટલાક લોકો એવા છે જેઓ કહે છે, ઓ અમારા પરવરદિગાર! અમને (જે કંઇ આપવું હોય તે) દુન્યામાંજ આપી દે. અને એવા માણસ માટે આખેરતમાં (નેઅમતનો) કંઇ હિસ્સો નથી. (કુર્આન)

× × ×

(૩૬૪) હે મુસલમાનો! ઇસ્લામમાં સંપૂર્ણ રીતે દાખલ થઇ જાઓ, અને શૈતાનને પગલે ન ચાલો બેશક તે તમારો ખુલ્લો શત્રુ છે. ફરી તમને સ્પષ્ટ દલીલો પહોંચ્યા પછી જો તમે (સત્ય માર્ગથી) ડગી જશો તો જાણી લેજો કે બેશક અલ્લાહ (બહુ) જોરાવર હિકમતવાળો છે. (કુર્આન)

મા. અ. રહીમ સાદિક

# જાણવી ફર્માન (હદીસ)

(૩૬૦) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે વિધવા સ્ત્રી અને દરિદ્રની હાજત પૂરી કરનારનું ઉદાહરણ એવું છે જેમકે તે માણસ જે ખુદાના માર્ગમાં જિહાદ કરે છે. અથવા તે માણસ જેવું છે જે આખો દિવસ રોઝો રાખે છે અને આખી રાત નમાઝ પઢે છે. (અબૂ દાઉદ)

× × ×

(૩૬૧) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે પ્રત્યેક ઉમ્મત માટે કોઈ ન કોઈ વસ્તુ ફિતના તથા ફસાદનું કારણ થતું રહ્યું છે અને મારી ઉમ્મત માટે ફિતના તથા ફસાદનું કારણ માલ થશે. (તિર્મિઝી)

× × ×

(૩૬૨) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે બે ટેવ કોઇ મુસ્લિમમાં ભેગી થઈ શકતી નથી, એક કંજુસાઇ બીજી અનીતિ. (તિર્મિઝી)

× × ×

(૩૬૩) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે આદમ પુત્ર કહે છે આ મારો માલ છે, આ મારી પૂંજી છે જો કે હે બની આદમ ! સિવાય તેને તારી કંઈ પૂંજી નથી જેને તું ખાઇને નાશ કરી દે, અથવા જેને પહેરી પુરાણું કરી દે અથવા જેને સદકો (ખૈરાત) કરી ચાલુ કરી દે. (તિર્મિઝી, નસાઈ).

× × ×

(૩૬૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે પ્રમાણિક અને સાચો વેપારી કિયામતના દિવસે અંબીયા, સિદ્દીકીન, શહીદો અને સાલેહીનો સાથે હશે. (તિર્મિઝી)

મો. અ. રહીમ સાદિક

# ઈલાહી ફર્માન (કુર્આન)

(૩૯૦) શું અમે ફરમાબરદારોને ગુનેહગારોની બરાબર કરી દઈશું? તમને શું થયું કેવો ફેંસલો કરો છો? શું તમારી પાસે કોઈ કિતાબ છે જેમાં આ પઢો છો? કે જે વસ્તુ તમો પસંદ કરશો તે તમને મળીનેજ રહેશે! (કુર્આન)

× × ×

(૩૯૧) બેશક તારો પરવરદિગાર તેને સારી રીતે જાણે છે, જે તેના માર્ગથી ભટક્યો અને તેને પણ ખૂબ જાણે છે જે સીધી રાહ પર ચાલી રહ્યો છે; તો તમો જુઠાડનારાઓનું કહેવું માનશો નહિ. (કુર્આન)

× × ×

(૩૯૨) (તે દોઝખ) એવાઓને પોકારે છે જેણે (ખુદા તરફ) પીઠ ફેરવી અને (તેના હુકમથી) મ્હોં ફેરવ્યું, તથા (ધન) એકઠું કર્યું પછી સંઘરી રાખ્યું. બેશક માણસ અધીરો પેદા થયો છે. જ્યારે તેને કષ્ટ પહોંચે છે તો (હદ ઉપરાંત) ગભરાટમાં પડે છે અને જ્યારે તેને ભલાઈ પહોંચે છે તો, કંજુસ બને છે. (કુર્આન)

× × ×

(૩૯૩) પણ કેટલાક લોકો એવા છે જેઓ કહે છે, ઓ અમારા પરવરદિગાર! અમને (જે કંઈ આપવું હોય તે) દુન્યામાંજ આપી દે. અને એવા માણસ માટે આખેરતમાં (નેઆમતનો) કંઈ હિસ્સો નથી. (કુર્આન)

× × ×

(૩૯૪) હે મુસલમાનો! ઈસ્લામમાં સંપૂર્ણ રીતે દાખલ થઈ જાઓ, અને શૈતાનને પગલે ન ચાલો બેશક તે તમારો ખુલ્લો શત્રુ છે. ફરી તમને સ્પષ્ટ દલીલો પહોંચ્યા પછી જો તમે (સત્ય માર્ગથી) ડગી જશો તો જાણી લેજો કે બેશક અલ્લાહ (બડો) જોરાવર હિકમતવાળો છે. (કુર્આન)

મા. અ. રહીમ સાદિક

# નબવી ફર્માન (હદીસ)

(૩૬૦) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે વિધવા સ્ત્રી અને દરિદ્રની હાજત પૂરી કરનારનું ઉદાહરણ એવું છે જેમકે તે માણસ જે ખુદાના માર્ગમાં જિહાદ કરે છે. અથવા તે માણસ જેવું છે જે આખો દિવસ રોઝો રાખે છે અને આખી રાત નમાઝ પઢે છે. (અબૂ દાઉદ)

× × ×

(૩૬૧) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે પ્રત્યેક ઉમ્મત માટે કોઈ ન કોઈ વસ્તુ ફિતના તથા ફસાદનું કારણ થતું રહ્યું છે અને મારી ઉમ્મત માટે ફિતના તથા ફસાદનું કારણ માલ થશે. (તિર્મિઝી)

× × ×

(૩૬૨) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે બે ટેવ કોઈ મુસ્લિમમાં ભેગી થઈ શકતી નથી, એક કંજુસાઈ બીજી અનીતિ. (તિર્મિઝી)

× × ×

(૩૬૩) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે આદમ પુત્ર કહે છે આ મારો માલ છે, આ મારી પૂંજી છે જો કે હે બની આદમ ! સિવાય તેને તારી કંઈ પૂંજીજ નથી જેને તું ખાઈને નાશ કરી દે, અથવા જેને પહેરી પુરાણું કરી દે અથવા જેને સદકો (ખૈરાત) કરી ચાલુ કરી દે. (તિર્મિઝી, નસાઈ)

× × ×

(૩૬૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે પ્રમાણિક અને સાચો વેપારી કિયામતના દિવસે અંબિયા, સિદ્દીકીન, શહીદો અને સાલેહીનો સાથે હશે. (તિર્મિઝી)

# આવાઝકી દુનિયા

: સંભળાવનાર :
...એકાર...



યુદ્ધ ગયું પણ શાંતિ ન આવી તે નજ આવી. આપણે જાણતા હતા કે યુદ્ધ ખતમ થતાંની સાથે પૂર્ણ શાંતિ સ્થપાઇ જશે અને દુનિયા ભુલાવેલી તકલીફો ઓછી થશે. પણ કશુંય એવું થયું નથી. હા, ફક્ત ઓછા થયા છે તો છાપાંમાંથી યુદ્ધના ભડકામણા સમાચારો ઓછા થયા છે બસ, બાકી અનાજની તો તેજ હાડમારી બાકી છે. બિચારી કરતાં આઠ દિવસે રેશનીંગની દુકાને જવું પડે છે, અને તે સડાવાળાગો જે આપે તે બાપની ઓળખી કાઢીને લઇ આવવું પડે છે! કપડાંની તંગીએ બંગાળા જેવા પ્રાંતોમાં તો પહેરવાં કરતાં જ વધારે છે એક કાપડના ટુકડા માટે એક બાઇએ પોતાનું બાળક વેચ્યાના સમાચાર સાંપડ્યા છે!

●

લીગ કોંગ્રેસ-યુનિયનિસ્ટ, અહરાર, હિંદુ-મહાસભા, રાષ્ટ્રીય મુસ્લિમો વગેરે દરેક પાર્ટીઓ ચૂંટણીની ઝુંબેશ માટે તૈયારીમાં પડી છે. હોંશાતોંશીમાંથી હુલ્લડો ન જાગે એજ જોવાનું રહ્યું! સભ્યતાપૂર્વક ચૂંટણી લડાવી જોઇએ. વાઘરાં કે ચુનારાંની જેમ ગાળાગાળી કે મારામારીથી નહિ. નહિતર વળી બ્રિટીશ સરકાર તરતજ પોકાર કરશે કે, "હિંદીઓ સ્વતંત્રતાને માટે લાયક નથી. અમે હિંદમાંથી હટતાંની સાથે એ લોકો અંદર-અંદર કપાઇને મરી જશે માટે એમના ભલા માટે અમારું રહેવું જરૂરી છે. લાયક થશે ત્યારે આપીશું!" અને ત્યારે પછી પાકિસ્તાન પણ ટાઢું પડશે અને 'હિંદ તથા એશિયા છોડો'ના સૂર પણ હવાઈ જશે અને શાહીવાદી શાખાની પકડ વધુ મજબૂત થશે માટે ચૂંટણીમાં સભ્યતાને કોઈ નેવે ન મૂકે એ જોવું રહ્યું! બાકી ખરી રીતે તો ચૂંટણી એ પણ 'લકડા કા લડ્ડુ!' ખાય તેય પસ્તાય ને ન ખાય તેય પસ્તાય!'

●

વળી પાછું પેલેસ્ટાઇનનું પ્રકરણ વધ્યું છે. પ્રે. ટ્રુમેને પેલેસ્ટાઇનમાં યહુદીઓના પ્રવેશની પરવાનગી માગી છે. બ્રિ. સરકાર વિચારણામાં પડી છે. કારણ એ બન્ની સામે આરબોનો પોકાર વાજબી રીતે ઊઠ્યો છે. આરબો વિરોધ સંગઠીત થતા જાય છે. અને ઇબ્ને સઉદે તો રોકડું પરખાવી દીધું છે કે "જો પેલેસ્ટાઇનમાં યહુદીઓનો પગપેસારો વધશે તો હું તથા મારા બેટાઓ કુરબાન થઇ જઇશું!" આરબોનો જોશ વધતો જાય છે તે સામે યહુદીઓ પણ સામે શિંગડાં ઉગાડી રહ્યાં છે. બ્રિ. સરકાર જો દુરંદેશી વાપરી આરબોને ટાઢા નહિ પાડે તો પેલેસ્ટાઇન સળગતાં મધ્ય પૂર્વમાં અગ્નિભડકો ઊઠવાનો સંભવ છે! પેલેસ્ટાઇનના પ્રશ્નને તમામ જગતના મુસલમાનોનો ટેકો છે એ વાત ભૂલવા જેવી નથી. ટ્રુમેનના હુકમથી દબાઇને બ્રિ. સરકાર પેલેસ્ટાઇનના આરબો સાથે સાવકીનાં સંતાન જેવું વર્તન રાખશે તો પરિણામે પસ્તાવાનું થશે.

●

ખુદ ઇંગ્લાંડના મજુર સરકારની હાલત પણ હવે બાર બાધે ને તેર તૂટે જેવી થતી

જાય છે. આપણે જાણતા હતા કે મજૂર સરકાર આવી છે તે કંઇ ઉકાળશે; પણ ના, એણેય પૂર્વની પ્રજાનાં હૃદય ઉકાળવા સિવાય બીજું કશુંય કર્યું નથી! ટ્રુમેને ધીરાણ પટાને અધવચથી તોડી નાખીને મજૂર સરકારને કડકાઇને સ્વાધીન કરી દીધી છે. તે આર્થિક આફતમાંથી તો છુટયા નથી, અમેરિકાને આંગણે નાખેલી આર્થિક ટહેલ તો હજુ પુરી સંભળાઇ પણ નથી; ત્યાં લંડનમાં મળેલી પરદેશ મંત્રીઓની સભા પડી ભાંગી. દરેકેદરેક વાતમાં પોતાની ટાંગ ઉંચી રાખવા મથનાર રશિયન પરદેશમંત્રી મોલોટોવ અને બ્રિ. પરદેશમંત્રી બેવીન આથડી પડયા! ભૂમધ્યમાં રશિયા અમુક બંદરો માગે તે બ્રિટિશથી કેમ ખમાય? ઇટાલીનાં સામ્રાજ્યમાંથી એકાદ કટકો રશિયા પડાવવા માગે છે અને મધ્ય યુરોપમાં તો 'હું તારી આંખમાં આંગળી ઘાલું ને તું મારા મોમાં આંગળી ઘાલ' જેવી નીતિ રશિયા આદરી રહ્યું છે. લોકશાહીનાં બણગાં ફુંકનાર અમેરિકાને પણ લોભ લાગ્યો છે, અને બ્રિટીશની કૂટનીતિ તો જગજાહેર છેજ! એ ત્રણ મહારથીઓ દુન્યાને વહેંચી નાખવા માગે છે, અને એમની સ્વાર્થ ખેંચતાણને પ્રતાપેજ જગત શાંતિ જોખમાઈ છે અને દીર્ઘદ્રષ્ટિઓને તો એ અથડામણમાં ત્રીજા વિશ્વયુદ્ધનાં બી વવાતાં જોવાય છે! બાકી ફ્રાંસ, અને ચીનને તો માત્ર શોભાના ગાંઠીયા તરિકે નામનાંજ સાથે રાખ્યાં છે. એ ઊંટડો કઇ બાજુએ પાસું બદલે છે એજ હવે જોવાનું છે!

●

એક બાજુ સરદાર પટેલ, શરતબાબુ વગેરે 'એશિયા છોડો'ની વાતો કરે છે ત્યારે ગોરાઓ તો ઉલ્ટી એશિયા પર વધુ ને વધુ પકડ જમાવતા જાય છે. 'લોકશાહી'ના નામે લડાએલું યુદ્ધ હવે 'રાજશાહી' યુદ્ધ હતું તે પુરવાર થતું જાય છે. જુવો અનામીઓને જાપાનના, અને હિંદના ભાડુતી સૈનિકો તથા બ્રિ. સંગીનોથી ડામીને ફ્રેન્ચોને હિંદી ચીનમાં પૂર્વવત જમાવી દીધા! આમ અપંગ ફ્રાંસને હિંદી ચીન પર સવાર કરાવ્યા પછી, હવે જાવામાં વલંદાઓને વરઘોડે ચઢાવવા બ્રિ. વરની મા બની જાવાવાસીઓને ડામવા તૈયાર થયું છે ને જાપાનના સૈનિકોને, ત્યાંના દેશીઓ ઉપર કડક બંદોબસ્ત સ્થાપવા ફરમાન છોડયું છે! જાણે એશિયામાં શાહીવાદ સ્થાપવાનો પુરેપુરો ઇજારો બ્રિ. મજૂર સરકારે રાખ્યો છે. બ્રહ્મદેશ મલાયા અને હોંગકોંગનો તો ઘડો લાડવો કર્યો પણ હિંદી ચીન, જાવા, શીયામ વગેરેમાંય પોતનુંજ ટટ્ટુ ચલાવ્યું ને શાહીવાદીઓને સરાવ્યા! અને તેમાં નાહકના હિંદી સૈનિકો ભાડુતી તરિકે બદનામ થયા, એમનો પોતાનો દેશ હિંદુસ્તાન તો ગુલામીમાં સબડે છે ને એ બીજાઓની ગુલામીની સાંકળો મજબૂત કરવા મેદાને પડયા છે! હિંદી લશ્કરના થતા દુરુપયોગ સામે ચારે બાજુથી વિરોધ ઊઠયો છે, પણ તે બ્હેરા કાનો પર શંખ ફુંકવા જેવું થયું છે!

●

આમ 'વાનરા' પદ્ધતિથી એશિયાની રંગીન પ્રજાઓ ગોરાઓના હાથે પ્રસાદરૂપે વ્હેંચાઇ

રહ્યું છે, ત્યારે યુરોપના દબાએલા દેશોનો પુનઃ ઉદ્ધાર કરવા 'અનરા' પદ્ધતિનો અમેરિકાએ ઉપયોગ કરવા માંડયો છે. યુરોપના પડેલા ગોરા દેશોને ઉભા કરવા જગત પર 'અનરા' પદ્ધતિ લાદી છે. બંગાળના દુકાળમાં ૩૦ લાખ માનવો મરી ગયા હતા, ત્યારે તો કેઇને દયા આવી નહિ અને હવે યુરપના ભૂખવાદને મટાડવા દયાના દરિયા ઉભરાઇ રહ્યા છે. જાણો છો હિંદ જેવા ભૂખડીબારસ દેશને પણ 'અનરા' યોજનામાં આઠ કરોડ આપવાના છે. શું અપાઈ ગયા છે! આમ હિંદમાં 'હલવાઇની દુકાન પર નાનીકા ફાતેહા' અપાઇ રહ્યા છે: ત્યારે હિંદની સ્ટર્લીંગ પુરાંત કે જે ૧૫ થી ૨૦ અબજ સુધી થવા જાય છે, તેને અડધી ઉડાવી દેવી એવી સુરીકાણી સલાહ અમેરિકાના ડાહ્યા માણસો ઈંગ્લાંડને આપી રહ્યા છે તે ઈંગ્લાંડને તો 'ભાવતું તું ને વૈદે કહ્યું' જેવુ થશે. "જો ઈંગ્લાંડ, હિંદની અડધી સ્ટર્લીંગ પુરાંત દબાવી દે તો અમેરિકા એને આર્થિક મદદ કરવા તૈયાર છે!" આ તો બ્હારો બ્હાર પરોણી નાતરે દેવા જેવી વાત થઇ, પણ ગણિકાનો દીકરો કોને બાપ કહેવા જાય!

---

● નકલી સિદ્ધિ ઉપર વાહવા પોકારવાની કુટેવ પ્રગતિનાં પ્રત્યેક ચાહકે તજવીજ જોઇએ. કારણ કે પોતાની વાહવા થાય, એવું ઇચ્છનાર પ્રત્યેક વ્યક્તિનાં દોષો ઢંકાઈ જાય છે, અને એ અત્યંત હાનીકારક છે.

● જો તમે સાહિત્યકાર હોવ, તો પરસ્પરની પ્રસશાથી અળગા રહેજો, સત્યને પ્રકાશમાં આણવા, તટસ્થ રીતે અવલોકન કરવાનું કયારેય ચુકશો નહિ. પરસ્પર એક બીજાને વખાણવાથી, ખામીઓ દુર નથી થતી, એ પ્રત્યેક સાહિત્યકારે લક્ષમાં રાખવું જોઇએ.

● અન્ય પાસે આઝાદીની ઉપેક્ષા કરવી, એ દાસત્વભરી નિર્વીર્યતાનો એક સબળ પુરાવો છે. અન્યની અપાવેલી આઝાદી સાચવી શકાતી નથી. સ્વતંત્રતા માટે પ્રાણાર્પણ કરી છુટવામાંયે પછાત રહેવું જોઇએ નહિ.

● છાના પાપો વધી જતા જોવામાં આવે, ત્યારે પ્રત્યેક સમાજે આંતરજાતિય લગ્નપ્રથા અપનાવી લેવી ઉચ્ચિત છે. કે જેથી વ્યભિચારની બદીમાંથી સહુ કોઇ રહેજે ઉગરી શકે. આંતરજાતિય લગ્ન, એ વ્યભિચાર કે છાના પાપો કરતાં અનેક ગણા ઉત્તમ ગણાવા જોઇએ.

● સ્ત્રી દુર હોય છે, ત્યારે અત્યંત આકર્ષક દેખાય છે, પરંતુ જ્યારે પાસે આવે છે, કે હોય છે, ત્યારે કેટલીક વખત ત્રાસદાયક પણ જણાય છે, અને એ હિસાબે દરેક પુરુષે તેની સાથે મર્યાદિત સંબંધ રાખવોજ ઉત્તમ છે.

"ગાફિલ"




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

o

સવાલ–એક માણસ પાસે કુરબાનીનો બકરો છે અને તેણે કુરબાનીનો ઇરાદો કરી લીધો છે તો મજકુર માણસ પોતાનો બકરો બીજાને આપી શકે છે?

જવાબ–આપી શકે છે પણ બીજું જાનવર તેટલીજ કીંમતનું ખરીદી તેને કુરબાની આપવી પડશે, નહિં તો ગુનેહગાર થશે.

સવાલ–કિતાબોમાં કુરબાનીના ગોસ્તના ત્રણ ભાગ પાડવાનું મુસતહબ બતાવ્યું છે. કુરબાની આપનારને માથું પાવા જોઇએ છે તો તે શું કરે માથાના પણ ત્રણ હીસ્સા કરે?

જવાબ–ગોસ્તના ત્રણ હિસ્સા કરવા મુસતહબ છે. એક હિસ્સો પોતાના માટે, એક હિસ્સો પોતાના સગાંવહાલાંમાં વહેંચે અને એક હિસ્સો ગરીબોને વહેંચી આપે પણ કુરબાની આપનાર બધું ગોસ્ત લઇ લે તે પણ જાએઝ છે માટે માથાના ત્રણ હિસ્સા કરવાની ઝરૂરત નથી ખુશીથી લઇ શકે છે.

સવાલ–ત્રણ મુસ્લિમ છોકરાઓએ એક ગામમાં હિંદુઓની મુર્તિને તોડી નાખી. હિંદુઓ તેમની પાસે રૂા. ૨૦૧) દંડ લેવા કહે છે. અને કહે છે કે એ દંડ કરેલ રૂા ૨૦૧) અમને ન આપો, પરંતુ તમો તમારીજ મસ્જિદ અને મદ્રેસામાં વાપરી કાઢો. માટે એ રકમ મદ્રેસા અને મસ્જિદમાં વાપરવી દુરસ્ત છે કે કેમ?

જવાબ–દંડ દુરસ્ત નથી. બેહતર એ છે કે કંઇ રકમ ખુશીથી મસ્જિદ કે મદ્રેસામાં આપી ઝગડો મિટાવી દેવામાં આવે. ફિસાદ ન થવો જોઇએ.

સવાલ–જેવી રીતે મર્દ પોતાની ઔરતને તલાક આપી શકે છે તેવીજ રીતે એક ઔરતનો ધણી શરાહ પ્રમાણે ચાલતો ન હોય, નાહક તે પોતાની ઔરતને મારપીટ કરતો હોય, દરેક રીતે શરીઅતથી વીરૂદ્ધ વરતતો હોય, તેની ઔરત તેને સમજાવે તો પણ તેને મારપીટ કરતો હોય. તો મજકુર ઔરત પોતાના મર્દને તલાક આપી શકે કે નહીં?

જવાબ–ઔરત પોતાના મર્દને તલાક આપી શકતી નથી. શરીઅતમાં તલાકનો હક મર્દને આપવામાં આવ્યો છે. પરંતુ ઔરત પોતાના ધણીને કાંઇ માલ પૈસા આપી છુટાછેડા કરી શકે છે. એને શરીઅતમાં "ખુલઅ" કહે છે. તેમજ મુસલમાન હાકિમ પાસે પોતાનો દાવો રજુ કરી તેણી નિકાહ ફસ્ખ કરાવી શકે છે.

સવાલ–એક પતી-પત્નીનો આપસમાં અણબનાવ થતાં સ્ત્રી પોતાના માવીત્રે રિસાઇ આવી. અને તે સ્ત્રી પોતાના માવીત્રો પાસે બે વર્ષ રહી. એ અરસામાં તેણે પોતાના ખાવીંદનું મોઢું સુદ્ધાં પણ જોયું ન હોય પછી એ સ્ત્રીને તેનો પતી તલાક આપે અને તે અપાઇ ગયા પછી આઠ દીવસ રહી અને પછી બીજો પુરૂષ તે સ્ત્રીથી નિકાહ કરવા ધારે. જે પુરૂષ એક મહીનો રહીને મુસાફરીએ જવાનો હોય અને તે સ્ત્રીની ઇદ્દત પુરી થઇ નથી અને નિકાહની માંગણી કરનાર પુરૂષ એટલી મુદ્દત રોકાઇ શકે તેમ નથી. જો કે તે સ્ત્રી બે વર્ષ સુધી એના પહેલા પતીથી જુદી રહી ચુકી છે, તો એ બાબત વીષે ઉલમાએ દીન શું ફત્વો આપે છે?

જવાબ–તેણીએ તલાકની ઇદ્દત ગુજાર્યા પછી એટલે ત્રણ હૈઝની મુદ્દત વીત્યા પછી બીજા સાથે નિકાહ કરવા દુરસ્ત છે. ઇદ્દત દરમ્યાન નિકાહ કરવા ન જોઇએ. એવીજ રીતે હનફી મઝહબની બધી કિતાબોમાં મૌજૂદ છે.

સવાલ–આજકાલ મકાન અથવા દુકાન ભાડે આપતી વેળા માલીક રાખનાર પાસેથી પાઘડી માગે છે. એ લેવી જાએઝ છે કે કેમ?

જવાબ—પાઘડી લેવી શરીઅતમાં જાઇઝ નથી. એવા મુસલમાનોએ બચવું જરૂરી છે. મકાન કે દુકાનનું ભાડું માલીક વધું લેવું જાયઝ છે, પરંતુ રીતસરનો ખ્યાલ રાખવામાં આવે. કોઇવાર ઝુલ્મ થવા પામે નહિં.

સવાલ—એક મસ્જિદનો ઇમામ છે. તે ઇમામને અને એક માણસને નથી બનતું જે માણસને ઇમામ સાથે નથી બનતું તે માણસ જ્યાં તે ઇમામ ઇમામત કરે છે ત્યાં નમાઝ પડવા જાય છે. તો તે ઇમામ જમાતીઓને કહે છે કે ફલાણા માણસને મસ્જિદમાં આવવાની ના પાડી દો. તે માણસ નમાઝ પડવા મસ્જિદમાં ન આવે અને નમાઝ પડવાની મનાઈ કરે છે તો તે મસ્જિદમાં નમાઝ થાય છે કે નહી? અને તે ઇમામ ઇમામતને લાયક ગણાય કે નહીં? તે ઇમામ પછવાડે મુક્તદીઓની નમાઝ થાય છે કે નહી?

જવાબ—મસ્જિદમાં ઇબાદત કરવાથી રોકવું સખ્ત ગુન્હો છે. ઇમામને રોકવાનો હક નથી. કુર્આન શરીફમાં સખ્ત વઈદ આવી છે કે એવા માણસથી મોટો ઝાલિમ કોણ કે જે લોકોને અલ્લાહની મસ્જિદોથી રોકે. મતલબ કે રોકનારને કુર્આને ઝાલિમ ઠેરવ્યો છે. વળી હદીસ શરીફમાં છે કે મસ્જિદો અલ્લાહના ઝિક્ર માટે બનાવવામાં આવી છે.

સવાલ—અમારે ત્યાં એક મુસલ્લાંજી કહે છે કે રાંદેરના અને દેવબંદી ઓલમાઓ વહાબી છે એમના અકાઇદ ઘણા ખરાબ છે. નબી કરીમની શાનમાં ગુસ્તાખી કરે છે. દરૂદ શ૦ પઢવાથી રોકે છે ઓલિયા અલ્લાહને માનતા નથી. શું આ માણસનું કહેવું સાચું છે?

જવાબ—તમારા સામે રાંદેર અને દેવબંદી ઓલમાઓના થોડાક અકાઇદ પેશ કરૂં છું જેથી તમને માલમ પડશે કે હકીકતમાં સુન્નતના મુત્તબેઅ (પૈરવી કરવાવાળા) આ લોકોજ છે, કટમુલ્લાંઓએ પોતાનું પેટ ભરવા માટે નવી નવી બિદઅતો કાઢી જેનો સુબૂત શરીઅતમાં નથી, રાંદેર અને દેવબંદના ઓલમાઓએ લોકોને આ બિદઅતોથી વાકિફ કર્યો, જેનાથી કટમુલ્લાંઓની રોઝી બંધ થઇ ગઇ, એટલે ઓલમાઓ ઉપર તરેહ તરેહના બોહતાનો બાંધવા લાગ્યા કે દેવબંદી, તથા રાંદેરી ઓલમાઓ નબી કરીમ (સલ૦)ની શાનમાં ગુસ્તાખી કરે છે, દરૂદ શરીફ પઢવાથી મના કરે છે, ઓલિયા અલ્લાહને માનતા નથી વગેરે વગેરે. જેનાથી રાંદેર અને દેવબંદના ઓલમાઓ બરી અને પાક છે. ખરેખર રાંદેર અને દેવબંદના હાલના જેટલા સનદી ઓલમાઓ છે અને જેટલા ગુજરી ગયા સુન્ની હનફી છે, સુન્નતને ઝિન્દા કરે છે અને બિદઅતો નાબુદ કરે છે, ચારે ઇમામોને હક માને છે પણ હનફી મઝહબ પાળે છે. મુસલમાનો નબી કરીમ સલ.ની શાનમાં ગુસ્તાખી કેવી રીતે કરી શકે? નબી કરીમની શાનમાં ગુસ્તાખી કરવાથી ઇમાન ચાલ્યું જાય છે વળી જે લોકોએ નબી કરીમ સલ.ની સીરતમાં કિતાબો લખી આપની સવાનેહ ઉમરી લખી તે આપની શાનમાં ગુસ્તાખી કરે એ વાત માનવામાં આવતી નથી. બીજું કે રાંદેરના ઓલમાઓ દરૂદ શરીફથી રોકે છે એ ખુલ્લુ બોહતાન છે. કુર્આન શરીફમાં ખુદાતઆલા ફરમાવે છે "અય મોમિનો તમો પણ દરૂદ શરીફ પઢો જ્યારે ખુદાતઆલા દરૂદ શરીફનો હુકમ કરે છે" તો ઝાહિર છે કે ખુદાતઆલાના હુકમથી રોકનાર અને ઇન્કાર કરનાર કાફિર છે. વળી જો દરૂદ શરીફથી રોકતા હોત તો દરૂદ શરીફની ફઝીલતમાં કિતાબો શું કરવા લખે? જેવાકે દરૂદ સલ્લી ફઝીલત, દરૂદો સલામ નામની કિતાબો છપાએલી છે બીજી ઘણી કિતાબો છે જેમાં પઢવાથી જાણશો કે દરૂદ

શરીફથી રોકે છે કે દરદ શરીફ તરફ રગબત આપે છે. જે લોકો એ કિતાબો પઢે છે તે જાણતા હશે કે આ સર્વે બેદતાનોથી તેઓ પાક છે, સુન્નતના પાબંદ છે. અને એજ ઉલમાએ હક છે કે જેઓ તબ્લીગે દીન અને સુન્નતે રસુલુલ્લાહ (સલ.)નો ફેલાવો કરે છે ખુદાપાક સર્વે મુસલમાન ભાઇઓને નેક હિદાયત આપે આમીન.

**સવાલ**– જમાઅતમાં સફમાં ઉભા ન રહેવું, જુદા એકાંતમાં ઉભા રહી, નમાઝ પઢવી જાએઝ છે? એમ કરવાથી નમાઝમાં કઇ વાંધો આવે છે?

**જવાબ**–સફથી અલાહીદા નમાઝ પઢવાથી નમાઝ મકરૂહ થાય છે હદીસમાં આવ્યું છે કે સફમાં સાથે સાથે ઉભા રહેવું જોઇએ. વચમાં જગા છોડવાથી શયતાન આવી વસવસા નાંખે છે. અને સફની જે તરફ લોકો કમ હોય તે તરફ ઉભા રહેવું જોઇએ એવી રીતે કે ઇમામ વચમાં રહે.

**સવાલ**–એક માણસ એક હદીસ બયાન કરે છે કે નબી કરીમ સલ૦ ફરમાવે છે કે હર ઝમાનામાં ત્રણસો અબ્દુલ્લાહ મૌજૂદ રહે છે અને તેઓ ભૂલ્યા ભટકયાની મદદ કરે છે તેઓથી મદદ માગવી–આ હદીસ સહીહ છે કે નહિં?

**જવાબ**–મજકુર હદીસ મારી નઝરથી ગુજરી નથી પણ એમ સમજી મદદ માંગવી કે અહલુલ્લાહ જે ચાહે તે કરી શકે છે એમ સમજી તેમનાથી ઔલાદ માંગવી, માલ દૌલત તલબ કરવી, મુસીબતોમાં તેમનાથી મદદ માંગવી, ખુલ્લો શિર્ક છે, હાં ઔલિઆ અલ્લાહના વસીલાથી બારગાહે ખુદાવંદીમાં મદદ માંગવી જાએઝ છે.

**સવાલ** ઈમામ સાહેબથી ત્રણ આયત છૂટી ગઇ તો લુકમો આપવો જોઇએ કે નહિં? શું લુકમો આપનારની નમાઝ ફાસિદ થશે?

**જવાબ** લુકમો આપવામાં જલદી ન કરવી જોઇએ અને ઈમામને પણ વધારે ઈન્તીઝાર ન કરવો જોઇએ રૂકુઅમાં ચાલ્યો જાય પણ જો મુકતદી લુકમો આપે અને ઇમામે લુકમો લીધો તો કોઇની નમાઝમાં વાંધો આવશે નહિં બન્નેની નમાઝ દુરસ્ત થઇ જશે. (દુર્રે મુખતાર)

**સવાલ**–ચાંદની ખબર જે તારથી આપવામાં આવે છે તે શરીઅતમાં મોતબર છે કે નહિં?

**જવાબ**–શરીઅતમાં તારની ખબર મોતબર નથી દુન્યાની કોર્ટમાં પણ કાનૂન છે કે અગર કોઇ માણસ તારથી કોઈ મુકદ્દમામાં શહાદત આપે તો મન્ઝૂર કરતા નથી તેમજ શરીઅતમાં પણ મોતબર નથી.

**સવાલ**–ઝૈદ દાઢી રાખે છે પણ નમાઝ રોઝા નથી રાખતો અને ખાલિદ નમાઝ રોઝા રાખે છે પણ દાઢી નથી રાખતો. બન્નેમાંથી કોને ઇમામ બનાવવો જોઇએ?

**જવાબ**–બન્ને ફાસિક છે બન્નેના પાછળ નમાઝ મકરૂહ થાય છે. જો કોઈ નેક ઈમામ મળતો હોય તો બન્નેને ઇમામતથી બરતરફ કરવા જોઇએ. જ્યાંસુધી નેક ઈમામ ન મળે તો બન્નેમાંથી ખાલિદ વધારે હકદાર છે.

**સવાલ**–કવ્વાલી ટીકીટ લઇ સાંભળવી અને તે રકમ કુર્આન શરીફની તાલીમમાં ખર્ચ કરવી અથવા બીજા નેક કામમાં ખર્ચ કરવી જાએઝ છે કે નહિ?

**જવાબ**–આજકાલ કવ્વાલીમાં ઘણી નાજાએઝ વાતો થાય છે માટે સાંભળવી અથવા ટીકીટ લેવી જાએઝ નથી. કવ્વાલી અમુક શરતોની સાથે જાએઝ છે (૧) અશઆરમાં ખુદાતઆલા અથવા નબી કરીમની તારીફ હોય. (૨) અશઆર પઢનાર કોઇ ઔરત અથવા અમરદ (વગર દાઢી મુંછવાલો છોકરો ન હોય) (૩) ઢોલ તબલા સાથે ન હોય ગલતબ કે એવી ખુરાફાત વાતો ન હોય તો સાંભળવી જાએઝ છે. અને જે રકમ જમા હોય વગર સવાબની નીય્યતે વબાલ દૂર કરવા ગરીબોને આપી દે.

# ફૂલ–વાડી

## વાતોનાં વડાં

મ્હેલ કેરાં મોત પણ લાવી શકે છે ઝૂંપડાં,
જેમ ઊંદર પ્લેગમાં મારી શકે છે માંદડાં.
પાયમાલીનાં બને મેદાન છે સામે ખડાં,
એમ ના કરશે કદી આ હિંદ કેરા બાપડા!
નિત મિસિસ મિસ્ટર તણી આંખે દિસે છે ફાંકડા,
ને મિસિસની દ્રષ્ટિએ મિસ્ટર દિસે છે વાંકડા.
થા ચમત્કારી, પછી થાશે નમસ્કારી ઘણું;
વશ નથી રહેતાં મહારીને અમરથાં માંકડાં.
કેમ ના એ ઘર બને ક્રિકેટની ભૂમિ, બલા!
બૅટ જેવા છે મિસિસ, મિસ્ટર બિચારા છે દડા.
હિંદ! તું કૈં કર કવિ કેરી કદર, તરછોડ મા,
માન પામે છે હવે તો વાઘરા ને ઝાંપડા.
ટાલ જોઈને મને ના ભાગ્યશાળી માનજે,
રે, ઘણા ખાવા પડયા છે પ્રિયતમાના ખાસડાં
શક્તિ છે તલવાર ફેરવવા તણી, હું શૂર છું,
શું કરું પણ? આજ આ ભાંગી ગયા છે બાવડાં
'દાઢ ડાહ્યા' આ હવે કર્તવ્ય કેરી ખીચડી,
ભાવશે, પણ નહિ પચે આ નિત્ય વાતોનાં વડાં

"દાઢ ડાહ્યો"

## હિંમત ન હારે

સમય રંગ બદલે–રૂઠે ભાગ્ય જ્યારે,
કિનારેજ પ્હોંચી ડૂબે નાવ ત્યારે.
નિરાશા—નિમાણા દુઃખો—યાતનાઓ,
વિરહમાં બધા એક સાથે પધારે.
મરીને હું છુટી ગયો છું જગતને,
બને કોઈ હારી ગયાનુંજ ધારે.
ખરો મર્દ—માનવ હું એને ગણું છું,
કદી પણ દુઃખોમાં જે હિંમત ન હારે.
કરૂં કોમ—સેવા અને દેશ—સેવા,
વિનાનું છું જીવન હું એવા વિચારે.
નથી ભેદ પામ્યો હજી પણ હું એનો,
'શરૂઆ' કેમ બાળી પતંગ અગ્નિ સારે!

"શરૂઆ"

## સંસારથી

ભોગવે છે આફતો સંસારથી,
દૂર જેમ માનવ થયા કિરતારથી.
બોજ ભારે થાય છે આભરનો,
એટલે માથું નમે છે ભારથી!
શું જુઓ છો અરીસામાં રૂપને?
છો તમે શોભી રહ્યા શણગારથી!
બાગની ખુશ્બુને કંઇ પરવા નથી,
એને કેવળ છે મહોબ્બત ખ્હારથી!
કોઈના ઉપર ભરોસો શું કરૂં!
સહુ રહ્યા છે એકના આધારથી!
મધ ઉપર બાઝી રહી છે માખીઓ,
એ અનુભવ થાય છે સંસારથી!
પ્રેમમાં આવી નિડરતા છે 'મુરાદ',
જો રમે કેવા પતંગ અંગારથી!

"મુરાદ"

## દિવ્ય તરંગો!

(૧)

જિન્દગીમાં એવો તું કોં જંગ કર,
પણ કદિ ન આશાઓનો ભંગ કર
આત્મ-બળને તું સદા હૈયે ધરી,
જિન્દગીથી મોતને પણ તંગ કર!

(૨)

ઝંપલાવી દે તું નિજને જંગમાં,
આશાઓને રાખ નિજના સંગમાં.
દૂર શું નાસે છે ડરીને બધા?
આત્મ-બળ જન્માવ આજે અંગમાં!

(૩)

મુખને ફેરવતો નહિં તું જંગથી.
પણ ન લડજે સિંહ તણા અંગથી.
પામશે કોં દી વિજય 'ખામોશ' તું,
તો ભરે ડગલા તું આશા-સંગથી.

"ખામોશ"

• "ખામોશ"

# પ્રાચિન રાજ-પદ્ધતિ

ચાલુ જમાનો લોક-રાજ્ય અને આઝાદી (સ્વતંત્રતા)નો છે. જેના વાતાવરણમાં સ્વાધિકાર અને સ્વતંત્ર શક્તિ-પ્રકાશ નથી મળી શકતો. એની સરખામણીમાં મોગલ શહેનશાહોને જે અસાધારણ અધિકારો પ્રાપ્ત થયા હતા; તેની વિગત વાંચકો માટે દિલચસ્પપણાથી ખાલી નથી.

આગ્રા અને દિલ્હીના રાજમહેલોમાં અત્યાર લગી તે ઝરૂખો મૌજૂદ છે, જ્યાં શહેનશાહ રોજ સૂર્યોદય થયા પછી પોણો કલાક સુધી બેસતા હતા. જેથી કરી પ્રજા પોતાનું દિવસનું કામ આરંભવા પહેલાં શહેનશાહના દર્શન કરી લે. સેંકડો માણસો ઝરૂખા નીચે ભેગા થઈ જતા હતા. ઝરૂખાથી એક રેશમી રસી તેઓની તરફ લટકતી હતી, જે માણસ પોતાની અરજી રાજદરબારમાં રાજુ કરવા ઇચ્છતો હતો તે રેશમથી બાંધી દેવામાં આવતી હતી.

અરજી રસીની સાથે શાહી હાથોમાં પહોંચી જતી હતી. કોઈ માણસની હિંમત ન હતી કે, તે પ્રજાના મામુલીમાં મામુલી જણને પણ અરજ કરવાથી રોકે.

રાજમહેલમાં રાજકીય અંગ-રક્ષકો ઉપરાંત અમીરોને પણ રાજમહેલની અંદર અનુક્રમે પહેરો બજવો પડતો હતો. તેઓ પોતાની પથારીઓ સાથે લાવતા; પરંતુ રાજકીય સેનાપ્ય કરી દરમિયાન જમણ તેઓને શાહી રસોડામાંથી મળતું હતું. હિંદુ રાજા અને અમીરો મહેલની બહાર તંબુમાં રહેતા હતા, અને ધાર્મિક બંધારણોના અંગે પોતાના ભોજનની ખુદ વ્યવસ્થા કરતા હતા.

દરબારમાં રાજકીય વિવેક માટે ઘણી સખ્તાઈની સાથે કામ લેવામાં આવતું હતું. જે માણસને રાજદરબાર સમક્ષ હાજર કરવામાં આવતો; તેને ત્રણવાર નીચે નમીને સલામ કરવી પડતી હતી. એ સલામને "કોરનિશ" કહેવામાં આવતું હતું. કોરનિશની આ રીત હતી કે; પહેલાં જમણા હાથની હથેળી કપાળ ઉપર રાખવામાં આવતી, અને પછી ભોંય બાજુ નમવું પડતું હતું. જેનું એ તાત્પર્ય હતુ કે, કોરનિશ પાળનાર; શહેનશાહની દરેક આજ્ઞા પાળવાને તૈયાર છે. કોઈ અમીર અથવા રાજકુંવરને (પછી તે ભલે કોઈ પણ હોદ્દાનો હોય) આવી સલામ લેવાની રજા ન હતી.

દરબારમાં ગાયકો અને ગાનારી (નૃત્યકારી)ઓથી સેવા લેવાનો હક શહેનશાહનેજ મળેલો હતો. પરંતુ શહેનશાહ ઔરંગઝેબે દરબારી ગાયકો અને ગાનારીઓના મંડળને વિસર્જિત કરી નાખ્યું હતું. શહેનશાહ ઔરંગઝેબ સંબંધી આ વાત પ્રચલિત છે કે: એક દિવસે, જ્યારે શહેનશાહ ઝરૂખામાં બેઠો હતો, ત્યારે તેણે દરબારી ગાયકો અને ગાનારીઓનો એક શોકાતુર સરઘસ જોયું. શહેનશાહે તપાસ કરી કે, આ કેનું શબ જઈ રહ્યું છે. છડીદારોએ ઉત્તર દીધો કે; હજરતનાદ મોસીકીનો (ગાયન વિદ્યાનો) જનાજો નીકળી રહ્યો છે. શહેનશાહ-જે મોસીકીથી ઘણો નારાજ હતો-કહ્યું કે, આ શબને એટલું ઊંડું દફનાવી દેજો કે તે પાછું ક્યાંય જાહેર ન થઇ જાય.

શહેનશાહ જ્યારે કદી પોતાના મહેલ અથવા તંબુમાંથી નીકળતો, ત્યારે નગારાં પર દાંડીયો પડતી હતી. અને જ્યારે શહેનશાહ રાજસભામાં બેસતો, ત્યારે ઢોલ વગાડવામાં

આવતો હતો. જેથી લોકોને આ વાતની જાણ થઈ જાય કે, શહેનશાહ ન્યાયાસન પર બિરાજમાન થયા છે.

એક વખત શાહજાદા શાહઆલમે, જ્યારે તે કાબુલનો ગવર્નર હતો, ત્યારે દીવાને આમમાં (આમ-સભા)માં બેસતી વખતે નગારું વગાડાવ્યું. જ્યારે શહેનશાહને આ બનાવની ખબર પડી, ત્યારે તેમણે શાહજાદાને કડક નસીહત કરી, અને કહ્યું કે, "શું તમારી આ વર્તણૂકથી એવું નથી જણાતું કે તમે પોતાના બાપના સિંહાસન પર બેસવા માટે અધિકારનું જાહેરનામું કરી રહ્યા છો?" શાહજાદાને ફરમાન થયું કે, હવે પછી કદાપી નગારું ન વગાડવામાં આવે, અને અદાલતના પોતાના આવવાની ખબર આપવા માટે બ્યુગલથી કામ લેવામાં આવે.

ખિતાબોનું દેવું કેવળ શહેનશાહનોજ ખાસ હક માનવામાં આવતો હતો. ગવર્નર અને દેશના પ્રતિનિધિને પણ પ્રજાને ઇલ્કાબ દેવાનો અધિકાર ન હતો. શહેનશાહના યુગમાં, જ્યારે આદિલશાહ વાલીએ બીજાપુરે પોતાના વઝીરે આઝમ વડા પ્રધાનને "ખાન ખાનાન" (સૌથી મોટા ખાન)નો ઇલ્કાબ આપ્યો, ત્યારે શહેનશાહે બીજાપુરના શાહને ધમકી આપી કે, રાજકીય અધિકારોની બેઅદબી (અસભ્યતા) અને ગુસ્તાખી (અવિનય)ના બદલામાં એના દેશને પાયમાલ કરવામાં આવશે." અને જો આદિલશાહે આજીજીભરી વિનતિ સાથે શહેનશાહથી માફી ન માગી હોત, તો રાજદ્વારી સૈન્યોએ બીજાપુરની તરફ તરતજ કૂચ કરી દીધી હોત.

જ્યારે કોઇ ઉમરાવ અથવા ગવર્નર ઘોડા પર સવાર થતો, ત્યારે તે પોતાના અમલદારોને પગે ચાલવાની ફરજ પાડવાનો હકદાર ન હતો. પરંતુ જ્યારે શહેનશાહ જુમાની નમાઝ માટે પાલખીમાં જતો, ત્યારે શાહી ખાનદાનના બધા રાજકુંવર-શાહઝાદાઓ, શહેનશાહની સાથે રહેતા. બીજા કુમારો અને મોટા હોદ્દાના ઉમરાવો પગે ચાલતા હતા.

જ્યારે કદી ગવર્નર અથવા રાજ્યનો કોઇ ઉચ્ચ અધિકારી, શહેનશાહની સેવામાં સરકારી પત્રો મોકલતો, ત્યારે તે એના પર સીલ લગાડવાનો હકદાર ન હતો. એટલુંજ નહીં પણ કાગળ પર ફક્ત સહી કરી દેતો હતો. ચિઠ્ઠીઓ પર સહી સિક્કા અને સીલ મારવાનો અધિકાર ફક્ત શહેનશાહનેજ હતો. આ તફાવતની અનિવાર્ય આવશ્યકતાનું કારણ એ હતું કે, શહેનશાહ પોતાના રાજ્યની સમસ્ત પ્રજાને એક દ્રષ્ટિએ જોતો હતો, બધા ગવર્નરો અને રાજકુમારોને ચેતવણી આપી દેવામાં આવી હતી કે, તેઓ પત્રોમાં પોતાની લેખનપદ્ધતિને શાહી પત્રોની મેળવવાનો પ્રયત્ન કદાપી ન કરે. વર્ણન કરવામાં આવે છે કે; એક વેળા શહેનશાહ ઔરંગઝેબ પોતાના સૌથી મોટા પુત્ર પર-જેની વય તે વખતે ચૌદ વરસની હતી એ માટે ગુસ્સે થયા કે; રાજકુમારે એક ચિઠ્ઠીમાં શહેનશાહ અકબરની લેખન-પદ્ધતિની નકલ ઉતારી હતી.

કોઇ મેજીસ્ટ્રેટ (ન્યાયાધીશ) કે ગવર્નરને એવો અધિકાર ન હતો કે, તે અપરાધીને નાક-કાન કાપવાની તીવ્ર શિક્ષા આપે. આ શિક્ષાનું દેવું શહેનશાહના માટે રાખવામાં આવ્યું હતું. ચોરી માટે સામાન્ય શિક્ષા એ હતી કે, ચોરનાં હાથ કાપી નાંખવામાં આવતા હતા. ખૂનના ગુનાની શિક્ષા મૃત્યુ હતી. પરંતુ આ શિક્ષાનો અધિકાર ફક્ત કાઝીને હતો. ગવર્નરો પણ આ શિક્ષા આપી શકતા ન હતા.

હસ્ત-યુદ્ધની રમત પણ કેવળ શહેનશાહના માટે હતી વર્ણવામાં આવે છે કે; એક વેળા

જ્યારે રાજકુમાર શાહઆલમ હાથી ઉપર સવાર હતો, ત્યારે એના હાથીની એક બીજા હાથી સાથે લડાઈ થઇ ગઈ. જ્યારે આ ખબર શહેનશાહને પડી અને શહેનશાહ ક્રોધાયમાન થયા; ત્યારે રાજકુમારે આ ખુલાસો કર્યો કે, લડાઇ માત્ર જોવાની હતી. એવી રીતે સિંહનો શિકાર પણ શહેનશાહજ કરી શકતા હતા. અને શાહી ખાનદાન (રાજકુળ)ના પ્રધાનો તથા મોટા અમલદારોને આનંદમગ્નતાથી આ શિકારમાં ભાગ લેવાની રજા આપવામાં આવતી હતી.

રાજ્યના કોઇ માણસને પોતાનું સરકારી કામ કરવાને ખુરશીથી ઉંચા સ્થાને બેસવાની રજા ન હતી. જ્યારે ૧૬૯૮ માં શહેનશાહ ઔરંગઝેબને જાણ કરવામાં આવી કે, બેંગાલનો ગવર્નર એટલો મગરૂર (અભિમાની) થઇ ગયો છે કે, તે એક ગાદલા પર બેસીને પોતાનો દરબાર (કચેરી) ભરે છે, અને કાઝી તથા રાજ્યના બીજા અમલદારો એની સામે જમીન પર બેસે છે; ત્યારે શહેનશાહે આજ્ઞા કરી કે, જો ગવર્નર કોઇ કારણસર નીચે નથી બેસી શકતો; તો એને આ રોગની પોતાના હકીમ (વૈદ) પાસે દવા કરાવવી જોઇએ. એક વેળા શહેનશાહ ઔરંગઝેબને આ ખબર પડી ગઇ કે, યુવરાજની અદાલત (કોર્ટ)નો પ્લેટફોર્મ (વ્યાસપીઠ) જમીનથી એક ગજ ઉંચો છે,—રાજકુમાર તે વખતે કાબુલનો ગવર્નર હતો—ત્યારે શહેનશાહે પોતાના પુત્ર પર ગુસ્સો જાહેર કરતાં કહ્યું કે 'આ દિકરાની એક અનિશ્ચિત આતુરતા છે કે, તે બાપને એની રાજશાહી અને સત્તાથી રોકે." એની સાથે શહેનશાહે કાબુલ તરફ બે ખાસ અમલદારો રવાના કર્યા, જે પ્લેટફોર્મને તોડી જમીન બરાબર કરી નાંખાવે.

જ્યારે શહેનશાહ દરબારમાં આવતો, ત્યારે ઉમરાવો અને ઉચ્ચ અધિકારીઓ પોતપોતાની જગ્યાએ અનુસરી ઉભા થઈ જતા. શહેનશાહ જહાંગીરને પોતાના પુત્ર શાહજહાં પ્રત્યે ઘણો પ્રેમ હતો. શહેનશાહે રાજકુંવરને સિંહાસનથી નીચે એક ચાંદીના તખ્ત પર બેસવાની રજા આપી હતી. જ્યારે શાહજહાં પોતે સિંહાસન પર બેઠો ત્યારે શહેનશાહે પોતાના સૌથી મોટા પુત્ર દારાશિકોહને સિંહાસનથી નીચે એક ચાંદીની કુરસી પર બેસવાની રજા આપી.

જુમાના દિવસે પાલખીમાં બેસીને શાહી મસ્જિદની તરફ જવાનો હક ફક્ત શહેનશાહને પ્રાપ્ત હતો. શહેનશાહ ઔરંગઝેબને આ ખબર પડી કે; ગુજરાતનો ગવર્નર પાલખીમાં સવાર થઇને જુમાની નમાઝ પઢવા જાય છે. ત્યારે શહેનશાહ તે ગવર્નર પર ગુસ્સે થયો અને કહ્યું કે "જો હવે કદી એવી ભુલ થઇ, તો એને પાછો બોલાવી લેવામાં આવશે." શહેનશાહના વજન બરાબર સોનું ગરીબો અને કંગાલોને વહેંચવામાં આવતું હતું.



## તારીખે વિસાલ

જ. મુન્શી ઉમરખાન સા૦ મર્હુમ

ઝ દુન્યા કર્દ મુન્શી 'ઉમર',
શુદ આઝાદ અઝ કૈદે રંજો અલમ.
બિગો સાલ 'બિસ્મિલ' ઝ રૂએ અદબ,
જનાબે 'ઉમર' રફત સૂએ ઈરમ.

૩૧ ડિ૦ ૧૪.

—'બિસ્મિલ' સુરતી

# બાગબાન

[ 'ટાગોર'નું એક બંગાળી ગદ્ય-ગીત ]

[ ૧ ]

વહુરાણી ! તમારૂં કામ પૂર્ણ કરો. સાંભળો, મેહમાન આવી પહોંચ્યા છે.

સાંભળો છો ? જુઓ તે દ્વારની સાંકળ હળવે ખખડાવી રહ્યા છે.

સાંભળજો, તેમારા ઝાંઝરનો મધુર ઝણકાર રણકે નહિ. સાંભળજો, એમને મળતી વેળા તમારા પગરવમાં ઉતાવળી છુટે નહિ.

તમારૂં કામ પૂર્ણ કરો વહુરાણી. મેહમાન સૂર્યાસ્ત વેળા આવી પહોંચ્યા છે.

[ ૨ ]

નહિં વહુરાણી, એ ભયંકર આંધી નથી તમો ડરો નહિં.

એપ્રિલ મહિનાની મધુરી રાત છે. પૂર્ણિમાનો ચંદ્ર પૂર્ણ રીતે ચમકી રહ્યો છે. ઝાંખા તારલાઓ મીઠું મીઠું હાસ્ય વેરી રહ્યા છે. જાણે માથા ઉપર આસમાન ઝગમગી રહ્યું છે.

તમને કદાચ ભયજ લાગતો હોય તો દીપકને દ્વાર સુધી લઈ જાઓ.

નહિં વહુરાણી, એ ભયકર આંધી નથી. તમો ડરો નહિં.

[ ૩ ]

વહુરાણી, તમો શરમાળ હોવ તો તેમનાથી વાર્તાલાપ ન કરતાં જ્યારે તમને તે મળે ત્યારે દ્વારની એક બાજુએ તમો ઉભા રહેજો.

કદાચ તે તમોથી કોઇ પ્રશ્ન કરે તો તમો ચુપચાપ તમારી નજર નીચી ઢાળી રાખજો.

જ્યારે તમો હાથમાં દીપક લઇ મેહમાનને અંદર લાવો ત્યારે તમારા કંગનનો મધુર ઝણકાર ન થાય—સાવચેત રહેજો !

અગર તમો જો સરમાળ હોવ તો તેમનાથી વાત ન કરતાં.

[ ૪ ]

વહુરાણી ! શું તમોએ અત્યાર પર્યંત તમારૂં કામ પૂર્ણ નથી કર્યું ?

સાંભળો ! મેહમાન આવી પહોંચ્યા છે.

શું તમોએ અત્યાર પર્યંત ગાયો અને ભેંસોની કોઢમાં કોડિયું નથી પેટાવ્યું ?

શું તમોએ સંધ્યા માટે પુષ્પો સુંદર ટોપલી નથી ભરી ?

શું તમોએ સેંથામાં શુભ ચિન્હ લગાવી આજ રાત માટે શણગાર નથી સજ્યો ?

વહુરાણી ! સાંભળો છો ? મેહમાન આવી પહોંચ્યા છે.

તમારૂં કામ-પૂર્ણ કરો.

# બે ગઝલો

મરવા માટે મરી રહ્યો છું હું;
કેવી હિમ્મત કરી રહ્યો છું હું!
હર વ્યથાને હરી રહ્યો છું હું;
દિલમાં કાંટા ભરી રહ્યો છું હું.
મન્ઝિલો પરહરી રહ્યો છું હું;
માર્યો માર્યો ફરી રહ્યો છું હું.
સૂની સૂની કોઇની સૃષ્ટિમાં;
કોઇને નોતરી રહ્યો છું હું.
પ્રેમ—સાગરમાં વાયરા વેગે;
ડૂબી ડૂબી તરી રહ્યો છું હું.
તે સિતમગરની નેત્ર—ઝાકીથી;
તારલા સમ ખરી રહ્યો છું હું.
રૂપને કાળ રૂપમાં જોઇ;
પ્રાણને પાથરી રહ્યો છું હું.
ધૂળ નાંખીને મારા જીવનમાં;
હાથ લમણે ધરી રહ્યો છું હું.
કોણ જાણે છે મારા ગૌરવને;
જગમાં સર્વોપરી રહ્યો છું હું.
આજ મારી મરેલ આશાની;
ઉજવી સંવત્સરી રહ્યો છું હું.
સાંભળી 'હર—વિનાશની વાતો;
રક્ત—અશ્રુ ઝરી રહ્યો છું હું.
તને મળવાની લાલસા કેવી!
બસ મળીને હરી રહ્યો છું હું.
કર્મ—પોથી ઉઘાડ મા મારી;
હે! ખુદા થરથરી રહ્યો છું હું.
રંગ રેડી તરંગમાં ગુલનાં;
આંખને છેતરી રહ્યો છું હું.
યુગના યોગે 'કલીમ' યુગ આવે;
કોઇથી ક્યાં ડરી રહ્યો છું હું!

**કલીમ વાફિરી**

જો તૂર ફરી પાછું નવું તૂર બને આજ;
ત્યારે તો ઘણા મૂસા અહીં આવી ચઢે આજ.
મેહમાન થશે કલ ખબર એની પડી છે;
તેથી તો નઝર આવે ખુશી જુઓ બધે આજ.
શું થાએ મહબ્બતમાં અને થાએ નહીં શું?
તું એજ બતાવી દે મને, એજ મને આજ.
એહસાન કોઈનું હું ચઢાવું તે નથી હું;
જન્નતની જરૂરત નથી, જન્નત છે બધે આજ.
ઇકરાર કરો છો તો પછી પુરો કરોને;
સારૂં નથી કરતા તમે, સારૂં નથી એ આજ.
જે કોઈ મરે તેની મહબ્બતમાં મઝા છે;
જીવીત છે સદા મરતાં પહેલાં જો મરે આજ.
દિલ દઇને બલા દુઃખના સિતમ કોણ ઉઠાવે?
એ કામ કરે કોણ કહો કોણ કરે આજ?
ફરીયાદ કરી તેના કને, તેની જઇ મેં;
છે કોણ હવે દાદ મને દેશે કહે આજ.
આરામ કદી પ્રેમમાં જોયો નથી કો'એ;
જોયુંજ હો કોઇએ તો બતલાવી દીએ આજ.
ઇન્આમ જે માંગે તે મળે એવી શરતથી;
ગુમનામને બોલાવીને લાવે તો મળે આજ.
'દીપકને ન બાળ્યું' કદી તેં જાને પતંગા;
આવી તો મુલાકાતોમાં તું શીદને બળે આજ.
શું વાત છે હર વાતમાં એક વાત નવી છે;
ક્યાંથી તું અરે શીખીને આવ્યો છે કહે આજ?
હર વાતમાં શું ઝુલ્મ, કયામતની બલા છે,
મારા વિના એવું તો અરે કોણ સહે આજ.
સૌ ઘર તે ફરી આવ્યો છતાં કોઇ ન દે આસ;
ત્યારે તો 'મઝાક' આપને કરગરનો ફરે આજ.

'મઝાક' ચિશ્તી

# ઈમાનની શોધ

અનુ.:—અબ્દુલ હૈ હસનભાઈ

"ડૉ. સાહબ! આપનો બીજો બનાવ કયો છે?" મેં પ્રશ્ન કર્યો.

ડૉ. ઇકબાલે વર્ણન શરૂ કર્યું:—

"મી. દાઉદ ઑપસનના ઇસ્લામ સ્વીકારથી વિશેષ આશ્ચર્યજનક લેડી બારનસનું ઇસ્લામ લાવવું છે. તે એક નવ મુસ્લિમ અંગ્રેજની પત્ની હતી. કેટલાક વર્ષ થયાં આ બંને પતિ-પત્ની એક કેસમાં સંડોવાયાં અને એજ કામ અંગે મારી પાસે પધાર્યાં હતાં. આક્ષેપો ખોટા હોવાથી થોડીક હેરાનગતી પછી કોર્ટે આ બંનેને માનપૂર્વક મૂક્ત કર્યાં. એના થોડાકજ દિવસો પછી લેડી બારનસ મારો આભાર માનવા અર્થે લાહોર આવી. ત્યારે મેં પ્રશ્ન કર્યો "લેડી સાહેબા! તમારા ઇસ્લામ સ્વીકારના કારણો શું છે?"

"મુસલમાનોનાં ઇમાનની દ્રઢતા" લેડી બારનસે ઉત્તર આપ્યો.

"લેડી સાહેબા! હું સમજી શકયો નહિ કે એથી તમારો ઉદ્દેશ શો છે?" ડૉ. ઇકબાલે પૂછ્યું.

"ડૉ. સાહબ! મેં જોયું કે જગતમાં કોઇ પણ એવી કૌમ નથી જેમનું મુસલમાનો જેવું પાકું ઈમાન હોય. માત્ર આ વસ્તુએજ મને ઈસ્લામની દાસી બનાવી દીધી છે" લેડી બારનસે પોતાનો અભિપ્રાય દર્શાવતાં ક્ષણવાર વિચાર કરી કહેવા માંડયું. "ડૉ. સાહબ! હું એક હોટલની માલિક હતી. અહીં એક વાર મેજર સાહબ જમવા માટે પધાર્યા હતા. મને માલમ પડયું કે તેઓ મુસલમાન છે. થોડીક વાર અમારી વાતચીત ચાલુ રહી, અને ત્યાર પછી મારી તેમની સાથે શાદી થઇ ગઇ."

"મારી હોટલમાં એક સિત્તેર વર્ષનો વયોવૃદ્ધ પાકટ મુસલમાન નોકર હતો. તે વૃદ્ધનો ઘણોજ ખુબસુરત એકનો એક યુવાન પુત્ર હતો. ગઇ બીમારીમાં આ છોકરો જ્યારે સ્વર્ગવાસી થયો, ત્યારે મને ઘણું લાગી આવ્યું. હું આશ્વાસન આપવા માટે વૃદ્ધ પાસે ગઈ, તેને ધીરજ આપતાં પોતાના તરફથી ખેદ પ્રદર્શિત કર્યો, વૃદ્ધ સ્થિર ભાવે ચુપચાપ મારા શબ્દો સાંભળતો રહ્યો. જ્યારે ખેદની વાતો હું સમાપ્ત કરી ચૂકી તો તેણે ઘણાજ આભારરૂપે આકાશ તરફ આંગળી ઉંચી કરી અને બોલ્યોઃ—

"મેમ સાહબા! એ તકદીરની વાત છે. ખુદાની અમાનત હતી અને તેણે તે લઇ લીધી. એમાં શોકાતુર થવાની શી વાત છે? દરેક હાલતમાં ખુદાનો પાડ માનવો જોઇએ."

લેડી બારનસ આટલું કહી ચુપ થઇ ગઈ. એવું માલમ પડતું હતું કે જાણે તેણે મોટો ચમત્કાર વર્ણવ્યો છે. અને મારી દ્રષ્ટિ સાથે દ્રષ્ટિ મેળવી ઇચ્છતી હતી કે હું પણ તેની સાથે આશ્ચર્ય જાહેર કરૂં. મેં કહ્યું "લેડી સાહબા! તે પછી?"

લેડીએ પાછો પોતાનો કિસ્સો આરંભ્યો અને કહેવા લાગી "ડૉ. સાહબ! વૃદ્ધનું આકાશ તરફ આંગળી ઉગામવી સદા માટે મારા હૃદયમાં ચીંધાઈ ગઈ. હું વારંવાર તેના શબ્દો પ્રત્યે વિચારતી અને આશ્ચર્ય પામતી હતી. ખુદાયા! આવા પ્રકારના ધીરજવાન શાંત દિલવાળા આ ધરતી પર વસે છે? મને ભારે વિસ્મયતા એની હતી કે વૃધ્ધે એવું દૃઢ, શાંત દિલ કેમ કરી મેળવ્યું?" એ ઉદ્દેશથી મેં પ્રશ્ન કર્યો "શું મર્હૂમના બાળબચ્ચાં પણ હતાં?" તે બોલ્યો "માત્ર એક તેનો ઘરદીવડો છે અને એક તેની વિધવા છે." વૃદ્ધના આ ઉત્તરે મારા આશ્ચર્યને હળવું કરી દીધું.

"મેં વૃદ્ધના સંતોષી દિલની એવી તાવીલ કરી કે પૌત્ર હયાત છે, જેથી તે એના જીવનનો આશય હશે. પરંતુ ડૉ. સાહબ! જો કે મેં મારા દિમાગને મનાવી લીધું, પણ મારા દિલને સંતોષ ન થયો. અને હું બરાબર એ વાતની તપાસમાં લાગેલી રહી કે કોઇ પણ રીતે પોતાના વૃદ્ધ નોકરના અંતરની ખરી સ્થિતિ પ્રામી લઉં."

"ઘટનાને માત્ર થોડાકજ દિવસો વિત્યા હશે કે અનાથ બાળકની માતાનું પણ અવસાન થયું. એથી મારા દિલને ભારે આઘાત પહોંચ્યો. વૃદ્ધની વહુનો ગમ મારી બુદ્ધિ પર છવાઈ ગયો. પરંતુ તેજ પળે મારી તે જિજ્ઞાસા પણ જાગૃત થઈ ગઇ, અને મેં વિચાર કર્યો કે વૃદ્ધની કસોટીનો ખરો સમય આજ છે. મારા હૃદય પર એની લાંબી સેવાચાકરીની ઉંડી છાપ હતી. એના જુવાન પુત્રના સ્વર્ગવાસ થવા પછી હવે એની વહુના અવસાને તથા પૌત્રના યતીમ થઈ જવાની અસરને વધુ ચમકાવી દીધો હતો. પરંતુ આ સ્વભાવિક અને રસમી હમદર્દી તથા દિલસોઝી સિવાય મૂળ વસ્તુ જે મારી દિલચસ્પીનું દૃષ્ટિબિંદુ હતું તે એ હતું કે હું વૃદ્ધના હૃદયની સ્થિતિનું ચોક્કસ માપ કાઢું, બીજે દિવસે વૃદ્ધને ગામ જે બહુ નજીક હતું જવા માટે રવાના થઈ. આ સમયે જંગલાત અને તરંગોની દુન્યા મારા પ્રવાસના સહચરો હતાં. હું પ્રત્યેક ડગલે અને પગલે એ વિચારતી હતી કે આ તાજી અસહ્ય મુસીબતે વયોવૃધ્ધના હૃદયનું પરિવર્તન કરી નાખ્યું હશે. તે કદી પોતાની વૃધ્ધાવસ્થા અને કફોડી સ્થિતિ પર ઉંડો વિચાર કરતો હશે, તો કદી પોતાના યતીમ પૌત્રની નાની વયને નિહાળી શોક સાગરમાં ડુબી જતો હશે. પરંતુ બીજી પળે આ પણ વિચારતી હતી કે જ્યારે એનો માસૂમ લાવારિસ પૌત્ર પોતાનાં માતપિતાના વિયોગથી ટળવળતો હશે, ત્યારે તે કેવી રીતે તેના અને પોતાના દિલને સંતોષી શકશે? તે તેના માતપિતાની કબ્રને કયાં છુપાવશે? તે તેના આંસુઓ વિષે પોતાની જવાબદારીથી કેવી રીતે છટકી શકશે? તે પોતાની વૃધ્ધાવસ્થા અને પૌત્રના અંધજાની પર શું પરદો નાખશે? આ સઘળા પ્રશ્નોએ મારા દિલ અને દિમાગ માટે જે અંતિમ ફેંસલો ઘડી કાઢયો હતો તે એ હતો કે વૃધ્ધની તે પ્રથમ ધીરજ અને દૃઢતા બાકી રહેવા પામી નહિ હોય. હું આજ અંતિમ ફેંસલાને સાથે લઇ વૃધ્ધના ઘરમાં દાખલ થઇ અને મેં તેની તાજી મુસીબત પર અફસોસ જાહેર કર્યો અને પોતાની દિલી હમદર્દીની ખાત્રી આપી. વૃધ્ધ ઘણાજ ધીરજ અને શાંત ભાવે મારા લાગણીભર્યા વાકયો સાંભળતો રહ્યો, પરંતુ જ્યારે તેના ઉત્તરનો સમય આવ્યો ત્યારે તેણે ફરી પોતાની આંગળી આકાશ ગમી ઉગામી અને દૃઢ સ્વરે બોલ્યો, "મેમ સાહબા! ખુદાની તકદીરમાં કોઇ કંઇ બોલી શકતું નથી. તેણે આપ્યું હતું, તેણેજ લઇ લીધું. અમને દરેક હાલતમાં તેનો શુક્ર કરવો ઘટે છે."

લેડી બારનસ વૃધ્ધના વાકયો નકલ કર્યા

પછી, ફરી સ્તબ્ધ થઇ ગઇ. જાણે તે મારાથી આ શબ્દોની દાદ માગી રહી હતી. તે ક્ષણવાર વિચારમાં તલ્લીન રહીને અધુરી વાતને કહેવી શરૂ કરી અને બોલી "ડૉ. સાહબ! હું જ્યાં સુધી વૃધ્ધ પાસે બેસી રહી, ન તેની છાતીમાંથી આહ નીકળી, ન આંખોમાંથી અશ્રુ વહ્યાં, ન મોઢામાંથી કોઇ અફસોસનો શબ્દ નીકળ્યો! તે એવી રીતે શાંતભાવે વાતો કરતો હતો કે જાણે તેણે એકના એક નવાયુના પુત્ર અને વહુને ભૂમિમાં દફન નથી કર્યા, બલ્કે પોતાની ઝિંદગીની કોઇ મહાન ફર્ઝ બજાવી છે. થોડા સમય પછી ત્યાંથી પાછી ફરી હું વૃધ્ધના પાકા ઇમાન પર આશ્ચર્ય પામતી હતી, અને થાકી જતી હતી. પરંતુ મારાથી આ કળાતું ન હતું કે આટલે દરજ્જે મુસીબતમાં કોઇ માણસને આ મક્કમતા કેવી રીતે પ્રાપ્ત થઇ શકે છે?"

"થોડાકજ દિવસો પછી તેનો લાડકવાયો માસુમ પૌત્ર પણ ગુજરી ગયો. આ શોક સમાચાર સાંભળ્યા પછી મેં પોતાની કલ્પના શકિતની સર્વે લાયકાતને નવેસર પોતાના મગજમાં એકત્ર કરી કે તેની સ્થિતિનો માપ કાઢું. હું ઘણી વિહ્વળતા સાથે તેની પાસે ગામ પહોચી. મને ખાત્રી હતી કે હવે લાવારિસ બુઢ્ઢો પોતાનું સર્વસ્વ દુન્યાને અર્પણ કરી ચૂકયો છે. જેથી તેનાં સાન-ભાન ગુમ થઇ ગયાં હશે. તેના દિલ દિમાગ શુનકાર થઇ ગયા હશે. આશાના તમામ સંબંધો છિન્નભિન્ન થઇ ગયાં હશે. આ ખ્યાલોને સાથે લઇ હું વૃધ્ધના ઘરે પહોંચી અને ઘણીજ લાગણીથી તેની તકલીફો પ્રત્યે 'શોક પ્રદર્શિત કર્યો, આ શોક જાહેર કરવા વૃધ્ધના દિલ પર કંઇ અસર ન જોતાં મને ઘણી નવાઇ લાગી. તે સ્થિર ચિત્તે બેઠો હતો અને સંતોષપણે મારી વાતો સાંભળતો હતો. જ્યારે મારી વાત સમાપ્ત થઇ ત્યારે વૃધ્ધે ઝબાન ખોલી અને પ્રથમની માફક આકાશ ગમી પોતાની આંગળી ઉપાડીને બોલ્યો "બેન સાહબા! આ ખુદાની કુદરતનો ખેલ છે. તેણે જે આપ્યું હતું તે પાછુ લઇ લીધું. અમારૂં એમાં શું હતું કે જેના પર વિલાપ કરીએ? બંદાને દરેક હાલતમાં પોતાના માલિકનો આભાર માનવો રહ્યો. અને મુસલમાનોને એજ શિક્ષણ આપવામાં આવ્યું છે કે અલ્લાહની મરજીને આધીન થઇને રહેવું."

હવે લેડી બારનસ દર્દે દિલની વ્યથાથી ભરચક હતી. તેણે પોતાનો ડાબો હાથ ઉગામી રડતે સ્વરે કહેવા માંડયું "ડૉ. સાહબ! વૃદ્ધનો આ ઉત્તર મારા માટે કત્લનો સંદેશ હતો. તેની આકાશ તરફ ઉપાડેલી આંગળી ખેદનું નશ્તર બની મારા હૃદયને વીંધી રહી હતી. આ સશક્ત પુરૂષના પ્રબળ ઇમાનની સામે સદાને માટે મેં પોતાનું શીશ નમાવી દીધું. અને મને સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ કે 'વૃદ્ધનું આ સંતોષી દિલ બનાવટી નથી, પણ સત્યથી ભરપૂર છે. ત્યારે હું બોલી "હે મારા વયોવૃદ્ધ બાપ! હવે તમો એકલા આ ગામમાં રહીને શું કરશો? મારી સાથે હોટલમાં પધારો અને સુખે જીવન વિતાડો, વૃધ્ધે મારા આમંત્રણનો આભાર માન્યો અને વિના સંકોચે મારી સાથે હોટલમાં ચાલ્યો આવ્યો. અહીં તે આખો દિવસ હોટલની સેવા ચાકરી કરતો અને રાત્રે ખુદાની યાદમાં મશગૂલ રહેતો.

કેટલાક સમય પછી તેણે મને કહ્યું કે આજે હું કબ્રસ્તાન જઇશ. મારા મનમાં ફરી તેજ પરીક્ષા કરવાની અપેક્ષા થઇ. દિલે કહ્યું આ જોવું જોઇએ કે ત્યાં તેની ધીરજ અને સહનશીલતા પર શું ગુજરે છે? વૃદ્ધ હોટલથી નીકળી સીધો તે શાંત અને ઉજ્જડ સ્થળે આવ્યો જ્યાં તેનાં ત્રણે પ્યારાં માટી તળે આરામથી સુતાં હતાં. હું એક બાજુ ઓથમાં

ઉભી થઈ ગઇ અને તે કબ્રસ્તાન પહોંચતાંજ પરેશાન હાલતે કબ્રોને વ્યવસ્થીત કરવા લાગ્યો. તે માટી ખોદી ખોદીને લાવતો અને કબ્રોને દુરસ્ત કરતો હતો. તે પછી પાણી લાવ્યો અને કબ્રો પર છાંટવા લાગ્યો. જ્યારે કબ્રો દુરસ્ત થઇ રહી ત્યારે વૃધ્ધે વુઝૂ કર્યું અને બંને હાથ ઉઠાવી મુરદાઓ માટે દુઆ કરી અને પાછો ચાલ્યો આવ્યો. આ વખતે મેં એની તમામ હરકતો ઘણી ચોકસાઇથી નિહાળી અને મહસૂસ કર્યું કે એના પ્રત્યેક કાર્ય મહીં ધીરજનું નૂર અને ઇમાનનુ પાકટપણું પ્રગટ થઇ રહ્યું છે. હવે મારા હૃદય પર અદ્રશ્ય નશ્તર ચાલ્યું અને મેં કળી લીધું કે આ વૃદ્ધની ખૂબી નથી બલ્કે આ તે સત્ય દીનની ખૂબી છે જેનો આ વૃદ્ધ તાબેદાર છે. મેં મુસલમાન થવાનો નિશ્ચય કરી લીધો અને હેટલમાં પહોંચી વૃદ્ધને સંબોધી કહ્યું કે "તે કોઇ એવી સ્ત્રીને તેડી લાવે જે મને ઇસ્લામી શિક્ષણ આપે." વૃદ્ધ તેજ ઘડી ઉભો થયો અને પોતાના મુલ્લાની છોકરીને બોલાવી લાવ્યો. તેણે મને અલ્લાહ અને તેના રસૂલ પર ઇમાન લાવવાની તરગીબ આપી. અને લા-ઇલાહ ઇલ્લલ્લાહ મુહમ્મદુર-રસૂલુલ્લાહનો પાઠ ભણાવ્યો."

ડૉ. સાહબ! હવે હું અલ્લાહ તઆલાના ફ્રઝલો કરમથી મુસલમાન છું અને તેજ ઇમાનનું અઝીમુશ્શાન બળ જેનાથી વૃદ્ધનું દિલ ભરચક હતું પોતાની છાતીમાં જોઉં છું. હવે મને પોતાનો ખુદા પર એટલુ પાકું ઇમાન છે કે ભલે કેટલીએ મુસીબત આવે, મારા પગો ડગમગી શકતા નથી.

[ સમાપ્ત]

---

○ ચાઇનીઝ ઇન્ફર્મેશન બ્યુરોના જણાવ્યા મુજબ, નેશનલ ઝેકવન યુનિવર્સિટીની સાયન્સ કૉલેજના ડીન ડૉ. ચૂ-હૂ-ફૂને આ વર્ષનું રસાયણિક વિદ્યાનું **નૉબલ** પારિતોષિક આપવામાં આવશે. આવું પ્રસિદ્ધ આંતરરાષ્ટ્રીય ઇનામ મેળવનાર તે પહેલાજ ચીની છે. ચીનનાં પત્રોમાં આ ખબરને મહત્વ આપવામાં આવ્યું છે. ડૉ. ચૂની ઉંમર ૪૧ વર્ષની છે. તે કિઓંગ્સુ પ્રાંતના યાંગેહાવના રહેવાસી છે તેણે ફ્રાન્સ અને જર્મનીમાં રસાયણ વિદ્યાનો અભ્યાસ કર્યો છે. ચીનમાં પાછા આવ્યા પછી તે દશ વર્ષ સુધી નેશનલ ચેકિયાંગ યુનિવર્સિટીમાં રસાયણવિદ્યાના પ્રોફેસર હતા. ત્યાર પછી તે નેશનલ ઝેકવન યુનિવર્સિટીની સાયન્સ કૉલેજના ડીન નિમાયા. ઇ સ. ૧૯૪૩માં બ્રિટિશ અધિકારીઓના આમંત્રણથી તે ઇંગ્લંડ ભાષણ આપવા તથા વધારે સંશોધન કાર્ય કરવા માટે ગયા. આ વર્ષના ફેબ્રુઆરીમાં તે ચીન પાછા આવ્યા. લંડનના સ્વીડીશ લીગેશનના જણાવવા મુજબ, આ ઇનામની જાહેરાત નવેંબરમાં કરવામાં આવશે.

( પુસ્તકાલય ).

○ આકાશમાં જ્યારે વીજળી થાય છે ત્યારે તે હવા સાથે ભળી જઇ નાઇટ્રોજન પેદા કરે છે. આ નાઇટ્રોજન વનસ્પતિઓ માટે ઘણો લાભકારક છે. એથી ખેતરોમાં પાક સારો થાય છે.

—o—

○ સૌથી મોટામાં મોટી સર્ચલાઇટ ૧૫૦ માઇલ સુધી અજવાળું ફેંકી શકે છે. તે એક અબજ પચાસ કરોડ કેન્ડલ પાવરની છે.

( ગુજરાત મિત્ર)

# ગઝલ વિવેચન

ગતાંકમાં જનાબ 'અસર' સાલેરી એમ. એ. બી. ટી.ની એક ગઝલ પ્રગટ થઇ છે. ગઇ તા. ૧૫–૭–૪૫ના દિને ગોધરા મુકામે ઇકબાલ હાઇસ્કૂલના લાભાર્થે એક શાનદાર મુશાયરો થયો હતો. આ મુશાયરામાં તેમણે પ્રમુખ સ્થાનેથી આ ગઝલ વાંચી સંભળાવી હતી.

જનાબ 'અસર' સાહબ ઉર્દૂના એક અચ્છા કવિ છે. તેમની કેટલીક ઉર્દૂ નઝમો અને ગઝલો લોકાદરને પાત્ર નીવડી છે. પરંતુ દુઃખની વાત છે કે ગુજરાતીમાં તેમણે ઝાઝું કવિતા-સર્જન કર્યું હોય એવું મારી જાણમાં નથી. છતાં તેમણે પોતાની અનેકવિધ રોકાણોમાંથી સમય કાઢીને જે કાંઈ સર્જન કર્યું છે તેમાંનાં કેટલાક શએર ખરેખર પ્રસંશાની ખંડણી વસૂલ કરે એવા છે. એકવાર ડભોઈ મુકામે જનાબ 'સુન્દરમ'ના પ્રમુખપણા હેઠળ યોજાયેલા એક મુશાયરામાં તેમણે જે ગઝલ વાંચી હતી તેના બે શએર તો હજુય મારા સ્મરણપટ પરથી ભુંસાયા નથી.

"જે પાસે પાસે આવીને દૂર દૂર નાસે,
એવીજ કોઈ મંઝિલની શોધમાં મઝા છે!
મુજ ડૂબતાને ઉંચકી ફેંકી દીધો કિનારે,
તૂફાનનાંજ મોજા મારા તો નાખુદા છે!

કેટલા સરસ શએર છે. પરંતુ તેમની કેટલીક ગુજરાતી ગઝલોમાં, રચનાની ખામી, દાવા અને દલીલની અસમાનતા, ભાષા દોષો વિગેરે ન ચલાવી લેવાય એવી વાતોનો જ્યારે ભાસ થાય છે ત્યારે, આવા અભ્યાસી કવિ આવી ભૂલો કેમ કરતા હશે એવો સવાલ કુદરતીજ ઉદ્‌ભવ્યા વિના રહેતો નથી. 'અસર' સાહબની જેટલી ગઝલો મારા વાંચવા અને સાંભળવામાં આવી છે તે ઉપર સમગ્ર રીતે વિચાર કરી જોતાં, ગુજરાતી ભાષા ઉપરની તેમની પકડ મઝબૂત ન હોવામાંજ આ બધાનું મૂળ મને તો જણાયું છે. 'અસર' સાહબ ઉર્દૂમાં વિચારે છે અને ગુજરાતીમાં ઉતારે છે' એ કારણ પણ કદાચ સંભવિત હોય!

એમની ગઝલની પૂર્વ કડી છે:

"જગતમાં જગતને ફગાવીને રેહશે.
જગત, તેને માથે ચઢાવીને રેહશે."

આ મતલઅની પ્રથમ પંક્તિમાં વ્યાકરણ દોષ છે. 'જે'નો નિર્દેશ અત્યાવશ્યક હતો. વિચારની દ્રષ્ટિએ 'ફગાવી' શબ્દ જે અર્થમાં કવિ વાપરવા માંગે છે તે સાર્થ થતો નથી. જરા શ્રમ લીધો હોત તો આનાથી વધુ સરસ અને બંધબેસ્તો શબ્દ સ્હેજે શોધી શકાયો હોત. ફગાવવું એટલે દૂર ફેંકવું. જગતને દૂર ફેંકી જગતમાં કેવી રીતે રહેવાય એ વાત આસાનીથી ગળે ઉતરે એવી નથી. બીજી પંક્તિમાં જ્યારે માથે ચઢાવવાનું કહેવાય છે ત્યારે ઉપલી પંક્તિમાં વિરોધાભાસ તરીકે ઉતરતા જેવો પ્રયોગ વાપરવો જરૂરી હતો જેમકે ચડઉતર. માથે ચઢાવવાને ફગાવી સાથે કોઇ જાતનો મેળ નથી. એમની બીજી પૂર્વ કડી છેઃ

"હૃદય આંસુ ક્રમની સુણાવીને રેહશે.
હસો છો ઘણા તો રડાવીને રેહશે."

આ શએર 'અસર'નો છે કહી કોઇએ મને તે સંભળાવ્યો હોત તો હું કદી માનત નહિ. 'અસર' અને આવો શએર?

"હૃદય એક છે એમાં આશા નિરાશા,
ભલા કોણ કોને દબાવીને રેહશે."

આ શએરની પ્રથમ પંક્તિમાં 'એક' નિરર્થક અને નકામો છે. 'હૃદય એક છે' એમ ન લખ્યું હોત તો તે બે છે એમ કોઈ ન માનત.

"તમારા બધા તીરો રહેવા દો દિલમાં,
મુજ આશાઓ હૈયે લગાવીને રેહશે."

"અસર' સાહબ હોય ત્યાં તીરોનો વરસાદ તો વરસવાનોજ. ઝબાનની અલબેલી રસિકતાનો સદંતર અભાવ આમાં સાફ તરી આવે છે.

"એ વાદળનાં દિલને ભલા કોણ પહોંચે,
નીરાશે છતાં જગ ભીંજાવીને રેહશે."

આ શએર ઉર્દૂમાં વિચારાયલો અને ગુજરાતીમાં ઉતારાયલો છે. ભાવના ઘણીજ સરસ છે. સાચું પૂછો તો આખી ગઝલમાં આજ શએર સૌથી સરસ છે. પરંતુ ભાષાની મનહરતાની ઉણપ અહિં પણ આડી આવી છે. **'ભીંજાવી'** શબ્દ કાફિયહ તરીકે નજ ચલાવી લેવાય.

"નયન અશ્રુઓથી હવે તો હું થાકયો,
પ્રણય-આગ મારી બુઝાવીને રેહશે."

આ શએર સાવ દમ વિનાનો મ્હને તો લાગે છે. પહેલી પંક્તિમાં **'નયન'** શબ્દ ભરતીનો હોય એમ લાગે છે. માત્ર અશ્રુઓજ લખત તો તેને કોઈ વાદળાંના નીર થોડુંજ સમજવાનું હતું?

"ખરી પડતાં પુષ્પો. ઢળી પડતાં અશ્રુ,
કો' પાલવને ગુલશન બનાવીને રેહશે."

વિચાર સરસ છે, પરંતુ રજુઆત સુંદર નથી. પ્રથમ પંક્તિમાં કવિ અશ્રુને પુષ્પોની ઉપમા આપવામાં સ્પષ્ટતા જાળવી શકયા નથી.

"તમારી એ યાદ આવી જાય ન દિલથી,
એ રેહશે અને ઘર જમાવીને રેહશે"

પ્રથમ પંક્તિમાં **'આવી જાય ન'** વાપરીને કવિએ ભાઇ 'અમીન'ની પેઠે ભાષાની મિટ્ટી કેવી પલીત કરી નાંખી છે? 'અસર' સાહબ! ઝબાનનો લિહાઝ ગઝલમાં આવશ્યક છે એ તમને કહેવાનું હોય?

"ફક્ત પ્રાર્થનાઓથી કોઇ ન આવે,
**'અસર'ને જવા દો એ લાવીને રેહશે.**"

પ્રથમ પંકિતમાં 'પ્રાર્થનાઓ'ની જગ્યાએ કોઈ વધુ બંધબેસ્તો અને અનુરૂપ શબ્દ લાવ્યા હોત તો એમની આ સુંદર અંતકડી વધુ દીપી નીકળત. અંતકડીની બીજી પંકિતને દાદ આપું છું.

# 'પડઘા અને પ્રતિબિમ્બ'

'કારવાં'ના ઓગસ્ટ અંકમાં પહેલેજ પાને 'લોકોથી દૂર નાસતી કવિતા' એવા શિર્ષક હેઠળ 'ફૂલછાબ' અઠવાડિકનો એક ઉતારો પ્રગટ થયો છે. એ લેખના વાંચનથી જે પડઘા અને પ્રતિબિમ્બ ઊઠે છે તે ઉપરથી તો એમજ લાગે છે કે આજની કવિતામાં ખોદી ખોદીને સંસ્કૃત શબ્દો અને સમાસો ગોઠવવામાં આવતા હોવાથી 'કવિતા લોકોથી દૂર નાસતી નથી પણ લોકો કવિતાથી દૂર નાસી ગયા છે.'

° ° °

પ્રો૦ વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને, એમની ગઝલ પ્રવૃત્તિ અને મુશાયરો પ્રત્યેની સુગ બદ્દલ, જનાબ 'શયદા', 'વણઝારા' અને 'બેકાર' તરફથી સણસણતા અને જડબાંતોડ જવાબો અપાયા છે. આ સ્થળે મારે પણ પ્રોફેસર વિષ્ણુપ્રસાદને એક સવાલ પૂછવો છેઃ

"કવિતાને ઇરાદાપૂર્વક અઘરી અને અસ્પષ્ટ બનાવવી, કોઇક રડયાખડયા આચાર્યો અને સાક્ષરોને સમજવા અને માત્ર કબાટોના શણગાર પૂરતીજ મર્યાદિત રાખવી છે કે તેને લોકહૃદયે અને લોકજીભે પણ રમતી કરવી છે?"

° ° °

'કારવાં'ના ઓગસ્ટ અંકમા ભાઈ 'અશરફ'ની 'દિલ'ના શિર્ષક હેઠળ એક ગઝલ પ્રગટ થઇ છે. આ ગઝલમા તેમણે કાફિયાનો જે રીતે ઉપયોગ કર્યો છે તે વ્યાકરણની દ્રષ્ટિએ શુદ્ધ નથી. ગઝલમા ભાષા દોષને ચલાવી લેવાના દિવસો હવે વહી ગયા છે. એમણે મુંઝાયે, થાયે, કરમાયે, થોપાયે, વિગેરે કાફિયા વઝનની સમતુલા જાળવવા માટે વાપર્યા છે એ કોઇ પણ ભોગે યોગ્ય લેખી શકાય નહિ.

ભવિષ્યમા જાણે અજાણે આવી ભૂલ ન થાય તેની કાળજી ભાઇ અશરફે લેવીજ રહી.

° ° °

આવુંજ કંઇક ભાઈ 'અમીન આઝાદ' માટે પણ છે. ગુજરાતી ભાષા પર પૂરેપૂરો કાબૂ ન હો તે કારણે કહો કે પછી બીજા ગમે તે કારણે, એમની ગઝલોમાં ભાષા દોષો ઠેકઠેકાણે નઝરે પડે છે. અને આ ખોડ એમના કવિત્વની મીઠ્ઠી કેટલી બધી પલીત કરી નાંખે છે તેની દરકાર તેઓ જાણે અજાણે રાખતા નથી એ કેટલું બધું શોચનીય કહેવાય ?

ભાઈ અમીન માટે મને માન છે. તેમની પાસે સુંદર ભાવ છે અગર ભાષા પણ આવી જાય તો તેઓ ખરેખર પ્રથમ પંકિતના ગઝલકાર સાબિત થઇ શકે. ભાવ અને ભાષાનો મેળ ભલભલા વિવેચકોનાં મોઢાં બંધ કરી શકે એમ છે.

° ° °

છાપાંનો ભૂત કોઇ કોઇવાર કેવા છબરડાવાળી અર્થનો અનર્થ કરી નાંખે છે તેનું તાઝુંજ દ્રષ્ટાંત 'કારવાં'ના ઓગસ્ટ માસની 'પોઠ'માંથી મળી રહે છે. ઉર્દૂના વિખ્યાત વાર્તાકાર ક્રિશનચંદ્રે, 'હિંદના ભૂખમરા પર' ઉર્દૂમાં એક વાર્તા લખી હતી. આ વાર્તાનો અંગ્રેજી અનુવાદ "I can not die"ના નામે પુસ્તિકાકારે પ્રગટ થયો છે ભાઇ વણઝારાએ ઉદાહરણ પેટે એ અંગ્રેજી નામ ટાંકયું તો 'I can not die'ના બદલે "I can not dog" થઈ ગયું. વહશી સાહબ! પ્રુફ રીડીંગ વખતે ચિત્ત તો સ્થીર હતું ને? કે અહિં તહીં ભટકતું હતું! (જો વહશત સવાર થાય તો વનમાં, નહીં તો પછી ઉપવનમાંજ ભમતું રહે છે. —વહશી)

● મલિક સાહેબઝાદા રફિક નૂર

# પારધી અને બુલ્બુલ

એક પ્રભાતે બુલ્બુલ પુષ્પોના પરાગની ધુનમાં મસ્ત બની એક વૃક્ષની કોમળ ડાળી ઉપર બેસી પ્રણયના ઝૂલા ઝૂલી રહ્યું હતું કે નિષ્ઠૂર પારધી પાછળથી ધીમે પગલે આવ્યો અને પોતાની જાળમાં બુલ્બુલને જીવતું સપડાવી લીધું. થોડીક પળો સુધી તો બુલ્બુલ કશું સમજી શક્યું નહીં પણ જ્યારે ચક્ષુઓ ઉઘડી તો શૃંખલા અને બેડીઓ, વન વૃક્ષથી જુદાઇ માટેની આવનાર ઘડીઓનો વિચાર તેને આવ્યો તો તેનું દિલ ટુકડે ટુકડા થવા માંડયું. ચક્ષુઓથી ખૂનની ધારા વહેવી શરૂ થઇ. પારધીને કુદરત તરફના ઇન્તેકામનો ડર દેખાડયો. ઝુલ્મના પરિણામો પ્રત્યે લક્ષ દોર્યું. ખુશામદ અને આજીજીઓ કરી જોઇ પણ બધુંયે નિરર્થક. પારધીથી દયાની યાચના! અશક્ય.

પારધી હર્ષઘેલો સ્વગ્રહે પહોંચ્યો. એક ખૂબસૂરત પીત્તળનું પાંજરૂ હાટે જઇ ખરીદી લાવ્યો. બે પવાલીઓ અન્ન અને પાણી માટે પોતાના હસ્તે ગોઠવી. મિત્રોને આમંત્રણો અપાયાં. તેમની સમક્ષ બુલ્બુલની ગિરફ્તારીનું વૃત્તાંત ખૂબ ઠાઠમાઠથી રજુ કર્યું. ભવિષ્યની મનોચ્છા અને રેખાઓ વ્યક્ત કરી. મિત્રમંડળ ખૂબ આનંદોત્સવ ઉજવી રવાના થયું. નિદ્રાની ઘેન સવાર થતાં તે પોઢી ગયો અને બિચારૂં બુલ્બુલ સારીયે રાત પાંજરાના કઠીન સળીયા કાતરવાની નિષ્ફળ કોશિશ કરતું રહ્યું.

રંજોગમની ઘડીઓ ધીમે ધીમે ગુજરતી ચાલી ગઇ. એક દી' પારધી બીમાર પડયો. તે ખાટલાવશ થયો. દવાદારૂ શરૂ થયાં. જ્યાં દ્રષ્ટિ પડે ત્યાં ઠેરઠેર ઔષધીની શીશીઓજ નજરે પડવા લાગી. હકીમ, ડૉક્ટર, વૈદ, મૌલ્વી, આમિલ, સંત અને સંન્યાસીની હાર લાગી. સદકાઓ અપાવા શરૂ થયા. બાધાઓ અને મન્નતો મનાવા લાગી. વાતચિતમાં ફરક પડવા લાગ્યો. મિજાઝ પુર્સી માટે આવનારાઓ પાસે દુઆઓ મંગાવવી શરૂ થઇ. તંદુરસ્તી માટે શારિરિક કે આત્મિક માર્ગો શોધવામાં જરાયે કચાશ ન રાખી પણ "મરઝ બઢતા ગયા જ્યું જ્યું દવા કી."

હવે બુલ્બુલને પણ કંઇક ખ્યાલ આવ્યો. તેણે પણ પાંજરા સાથે રાત–દિન શીર પછાડવું શરૂ કર્યું. તે પણ એટલે સુધી કે લોહીની સરિતા વહેતી થઈ. પારધી પણ અનિદ્રાના રોગનો ભોગી બન્યો. અંતે ધડકતા સ્વરે મહામુસીબતે બોલી શક્યો:—"બુલ્બુલ તું શા માટે બેચૈન છે?'

બુલ્બુલ:–"આઝાદી માટે તડપું છું. પારધી."

પારધી:–"શું મારી બીમારીએ આટલી બધી તારી હિમ્મત વધારી છે?"

બુલ્બુલ:–"હિમ્મત નહીં પણ આશાએજ. આજકાલ તું ઘણો કૃપાળુ બન્યો છે. મારા આકા! મને સ્વતંત્ર કરી દે. મારી સ્વતંત્રતાના બદલામાં સર્વ શકિતમાન સ્વયંભુ તારા પ્રત્યે કૃપાળુ થશે અને તું સદંતર નિરોગી બનીશ."

પારધી:–"વાત તો ઠીક છે, પણ આ વેળા તું મને જંપીને આરામ લેવા દે, હું આ વેળા વેદનાઓથી ચૂર થઇ રહ્યો છું. હાં, હું વચન આપું છું કે મારૂં આરોગ્ય મેળવ્યા પછી તને આઝાદી આપવા માટે હું વિચાર કરીશ."

બુલ્બુલ:–"તારા વચનોની કીમત હું જાણું છું, પારધી! જો, ખુદા દિલોના છાના ભેદો જાણે છે. તું તેનાથી દુઆઓ કરી કે મંગાવ્યા

થકી કદી આરામ પામી શકવાનો નથી. તેં રસૂલ (સલ.) બોધ સાંભળ્યો નથી કે 'જે કોઈ પ્રત્યે અમિદ્રષ્ટિ નથી રાખતો, તેના પ્રત્યે કદી અમિદ્રષ્ટિ નથી થતી ?"

પારધીઃ-"વારૂં! તને સ્વતંત્રતા એટલી પ્રિય છે તો મને થોડા દિવસ વિચાર કરી લેવા દે. થોડો સમય વિતે પછી મને યાદ અપાવજે"

બુલબુલઃ-(હર્ષિત સ્વરે) ખુદા તને આ રોગથી જલ્દી છોડાવે."

પારધીનો રોગ ધીમે ધીમે ઘટતાં તે સંપૂર્ણ આરોગ્ય મેળવી શક્યો અને એક દીવસે આરોગ્ય-સ્નાન પણ કરી લીધું. બુલબુલના પાંજરામાં ખુશીની લેહરીઓ દોડવા લાગી. સારાયે ઘરમાં સૌથી વધુ ખુશી ઉપજી હોય તો ફક્ત બુલબુલને.

અંતે કંઇ કંઈ દુઆઓ અને મંત્રો પડ્યા પછી બ્હીતાં બ્હીતાં પારધીને બુલબુલે તેના વચનની યાદ અપાવી. પારધીએ ભ્રકુટી ચડાવી, લાલ લાલ આંખો કાઢી કહ્યું:-"મનુષ્ય રોગિષ્ટ અવસ્થામાં કંઇ કંઇ બ્હેકી બ્હેકી વાતો અને લવારો કરે છે. શું તેની તને ખબર નથી? મને તાવ ઘણોજ ચડતો રહેતો હતો. ચૂપ. તારી વાતોમાં તો મને બળવાની ગંધ આવે છે."

બુલબુલઃ-"ખરેખર, ખુદા મનુષ્યની ઢીલી દોરી મૂકીને તેને સરકશ બનાવે છે. હવે મને તારાથી કોઈ આશા રહીજ નથી. હવે હું પોતેજ સ્વતંત્ર થઈશ."

બીજી રહવારે પાંજરામાં થોડાં ખુનના ડાઘાઓ અને એક મુઠ્ઠીભર નિષ્પ્રાણ પંખી અને થોડીએક કાડીઓ દ્રષ્ટિએ પડી.

["રિયાસત" ઉર્દૂ]

---

આવતી કાલનુ ગૃહ-પુસ્તકાલય કેવું હશે? તે પુસ્તકનો અમરાઈ, નોધ કે ફિલ્મ, શું હશે? સારી બાબતીના પુસ્તકપ્રેમીઓને જૂની પ્રથા પસદ પડશે પરંતુ જેને પુસ્તકની અંદરની બાબતો સાથે લેવાદેવા છે તેની પાસે વિજ્ઞાન બે વસ્તુઓ મૂકે છે.

યુનાઇટેડ સ્ટેટસના ફોટોગ્રાફિક એન્જીનિયરની શોધ પ્રમાણે હજારો પુસ્તકો થોડી જગ્યામા સમાઈ શકે છે. એક સામાન્ય મનુષ્યનું ૨૦૦ પુસ્તકોનું પુસ્તકાલય સાધારણ બિસ્કીટની પેટીના કદની પેટીમાં સમાઇ શકશે

મૂળ પુસ્તકના દરેક પાનાનો ખાસ ક્રિયાથી ફોટો પાડવામા આવે છે. ૭ × ૫ ઇંચના પાનાની ૧/૮ ચોરસ ઈંચની ફિલ્મ થાય છે.

વાંચક પોતાના પસંદ કરેલ પુસ્તકને વીજળીના સીને-પ્રોજેક્ટરમાં મૂકે છે અને છાપેલ પાનાની બે ફૂટની પ્રતિકૃતિ દીવાર પર (સૂતા સૂતા વાંચવા માટે) અથવા છત પર પડે છે.

'બોલતુ પુસ્તક' ફિલ્મ પુસ્તક કરતાં કદમાં મોટું હોવા છતાં વાંચક પાસેથી ઓછી મહેનત માગી લે છે તેનો ખાસ દબાવેલ ગ્રામોફોન રેકર્ડનો સેટ બનાવેલ હોય છે. દરેક રેકર્ડ લગભગ એક કલાક ચાલે છે અને તેમાં ૪,૦૦૦ થી ૫,૦૦૦ શબ્દોનો સમાવેશ થાય છે, તે સામાન્ય પુસ્તકના વીસ કે તેથી વધારે પાના જેટલી હોય છે. પોતાના શુદ્ધ ઉચ્ચાર તથા મધુરતાવાળા વાંચકોની આ માટે પસંદગી કરવામાં આવે છે.

રેકર્ડો ઈંચના સામાન્ય રીતે કરતા ૯૦ દોરાને બદલે ૨૦૦ દોરાની કાપવામાં આવે છે. તેની ફરવાની ઝડપ મિનિટમા ૭૮ વખતને બદલે ઘટાડીને ૨૪ વખતની કરવામાં આવે છે. તેથી સામાન્ય રેકર્ડ કરતાં તે છ ગણા સમય સુધી ચાલે છે.

(પુસ્તકાલય)

૦ રિફાઇ સાબેરી

# બિસ્મિલ્લાહ શરીફની ફઝીલતો

(ગતાંકથી ચાલુ)

હઝરત અબૂ હોરૈરહ (રદી૦)થી રિવાયત છે કેઃ-હુઝૂરે (સલ૦) ફરમાવ્યું છે કેઃ "વઝૂ કરવા પહેલા "બિસ્મિલ્લાહ" પઢો કેમકે "બિસ્મિલ્લાહ" પઢવા વગર વઝૂ થશે નહીં અને વઝૂ વગર નમાઝ થશે નહીં અને એ ઉપરાંત વઝૂ વગરની બીજી ઇબાદત વિર્દ વઝીફા, ઝિક્ર, વગેરેમાં બરકત થશે નહીં. વઝૂ કરવા પહેલાં "બિસ્મિલ્લાહ" પઢવાથી વઝૂ કરી ફારેગ થતાં સુધી ફરિશ્તા તેને માટે બેશુમાર નેકીઓ લખતા રહે છે.

હઝરત અબૂ હોરૈરહ (રદી.)થી રિવાયત છે કેઃ હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કેઃ જ્યારે તમો તમારી મન્કુહા બીબી (ઔરત) સાથે સોહબત કરો ત્યારે જરૂર "બિસ્મિલ્લાહ" પઢો કેમકે એ મુજબ પઢવાથી તમો ગુસલ કરશો ત્યાં સુધી ફરિશ્તાઓ તમારે માટે નેકીઓ લખતા રહેશે. તમારે ત્યાં નેક ઔલાદ પૈદા થશે અને તેઓ તેમજ તેઓની ઔલાદ જે સાંસ લેશે તેટલા પ્રમાણમાં બલ્કે તેથી વધારે નેકીઓ તમોને મળશે.

રિવાયત છે કેઃ-હુઝૂર ( સલ. )ને કોઇએ સવાલ કર્યો કે "યા રસૂલુલ્લાહ બજારમાંથી જે ગોસ્ત આવે છે તે, તેમજ હદાયામાં ગોસ્ત આવે છે તે બરોબર ઝૂબ્હ કરેલા જાનવરોનું હોય કે કદાચ તેમાં શુબાહ્ ( વહેમ ) પડતું હોય તો શું કરવું? આપે જવાબ દીધો કે "બિસ્મિલ્લાહ" બોલી એવું ગોસ્ત ખાવું જોઇએ કે જેથી કંઈ હરકત જેવું રહે નહીં. આ મસલો માત્ર ઝૂબ્હ કરેલા જાનવરોના ગોસ્ત માટે છે.

બધા આલિમો એકમત છે કે શરીઅત મુજબ દરેક હલાલ કામો માટે પ્રથમ "બિસ્મિલ્લાહ" શરીફ પઢવી મુસ્તહબ છે. દાખલા તરીકેઃ-કોઈ કિતાબ કે લખાણ લખવા પહેલાં; જાજરૂમાં જવા પહેલાં; ગુસલખાનામાં જવા પહેલાં; વઝૂ કરવા તેમજ હાથ મોઢું ધોવા પહેલાં; જાનવર ઝુબ્હ કરવા પહેલાં; ખાવાપીવા પહેલાં; કોઇ કંઈ ચીજ આપે તે લેવા પહેલાં; કોઇને કંઇ ચીજ આપવા પહેલાં; સદકો અને ખૈરાત આપવા પહેલાં; સુવા પહેલાં; ઉઠતાની સાથે સૌથી પહેલાં; ઉઠતાં બેસતાં; હરતાંફરતાં; દરેક કામ કરવા પહેલાં; શિકાર માટે બંદૂકની ગોલી છોડવા પહેલાં; વિર્દ વઝીફા, ઝિક્ર વગેરે શરૂ કરવા પહેલાં, મતલબ કે દીનો દુન્યાના દરેક હલાલ કામ કરવા પહેલાં "બિસ્મિલ્લાહ" શરીફ પઢવી જોઇએ.

આપણે ઉપર વાંચી ગયા છીએ કે જનાબ રસૂલે ખુદા ( સલ. ) દરેક કામ કરવા પહેલાં "બિસ્મિલ્લાહ" શરીફ પઢતા હતા અને તેમણે એ કામ કરવા આપણને તાકીદ આપી છે.

ખુદાપાક આપણને એની તૌફીક અને રગબત અતા કરે અને જે પાક હસ્તી (સલ.)ને સદકે અને વસીલેથી આપણને આ અમુલ્ય નેઅમત મળી છે તે પાક હસ્તી (સલ.) ઉપર દરૂદ શરીફ કસરતથી મોકલતા રહી સાથોસાથ "બિસ્મિલ્લાહ" શરીફને પણ ચાલુ રાખી દીનો દુન્યાની ભલાઈ હાસિલ કરીએ.

આલિમોનું એમ પણ કહેવું છે કેઃ દરેક ઇબાદત, વઝૂ, વિર્દ વઝીફા, નમાઝ, કુર્આન શરીફની-તિલાવત મતલબ દરેક દીની કામની શરૂઆત **"આઉઝો બિલ્લાહે મિનશ્શૈતાનિર્રજીમ, બિસ્મિલ્લાહ હિર્રહમાનિર્રહીમ"**થી કરવી જોઇએઃ જ્યારે જ્યારે કોઈ વિર્દ, વઝીફા, ઝિક્ર, તિલાવતે કુર્આન વગેરેમાં જો શૈતાન કંઈ દખલ કરે તો તુરત "આઉઝો

અને બિસ્મિલ્લાહ" પૂરી (ઉપર લખ્યા મુજબ) પઢવી કે જેથી શૈતાનના હુમલાથી તેમજ વસવસાઓથી નજાત મળે.

બુઝુર્ગો ફરમાવી ગયા છે કેઃ એને હમેશા કસરતથી પઢનાર (એના ઝાકિર)ને ખુદાપાક એ નેઅમત અતા કરે છે કે તે જે ચાહે તે "બિસ્મિલ્લાહ" શરીફ પઢી કરી શકે છે દાખલા તરીકે સાંપ બિચ્છુ વગેરેના ઝહેરને ઉતારવું, બીમાર ઉપર દમ કરી તંદુરસ્ત કરવું, દરેક દુઃખ દર્દને દૂર કરવું અને એવા એવા અનેક દીનો દુન્યાના ધારેલા કામ કરી શકે છેઃ એના ઝાકિર શું કરી શકતા નથી એજ સવાલ રહે છે. ચાહે અને ધારે તે પલવારમાં કરી શકે છે. ખાકને અકસીર પણ

યા ખુદા! તારા હબીબ (સલ.)ને સદકે અમને આ અમુલ્ય નેઅમતથી માલામાલ કર.

**રબ્બના તકબ્બલ મિન્ના ઈન્નકા અંતસ્સમીઉલ અલીમ, બેહક્કે લાઈલાહા ઇલ્લલ્લાહુલ મલેકુલ હક્કુલ મોબીન, મુહમ્મદુર્રસૂલુલ્લાહ સાદેકુલ વાઅદલ અમીન.**

**અલ્લાહુમ્મા સલ્લે વ સલ્લેમ વ બારેક અલા સૈયેદેના વ નબીય્યેના મુહમ્મદિવં વ અલા આલે સૈયેદેના વ નબીય્યેના મુહમ્મદિન ફીકુલ્લે વક્તિવં વ હીનીન.**

**"બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ"**

**બિસ્મિલ્લાહિશ્શુકરો લિલ્લાહે; બિસ્મિલ્લાહે વલ્મિન્નતો લિલ્લાહે; બિસ્મિલ્લાહે વલ્મુલ્કોલિલ્લાહે; બિસ્મિલ્લાહે વલ્કુદ્રતો લિલ્લાહે; બિસ્મિલ્લાહે વલ્અઝમતો લિલ્લાહે; બિસ્મિલ્લાહે વસ્સુલ્તાનો લિલ્લાહે; બિસ્મિલ્લાહે વલ્બુરહાનો લિલ્લાહે; બિસ્મિલ્લાહે વલ્કિબ્રિયાઓ લિલ્લાહે; બિસ્મિલ્લાહે વલ્કહરો લિલ્લાહે; બિસ્મિલ્લાહે વલ્મજદો લિલ્લાહે; બિસ્મિલ્લાહે વલ્ઉઝ્ઝતો લિલ્લાહે; બિસ્મિલ્લાહે વન્નેઅમતો લિલ્લાહે; બિસ્મિલ્લાહિલ અલીય્યી લિલ્લાહે; બિસ્મિલ્લાહે વલ્બકાઓ લિલ્લાહે; બિસ્મિલ્લાહે વલ્અતાઓ લિલ્લાહે; બિસ્મિલ્લાહે વસ્સનાઓ લિલ્લાહે; બિસ્મિલ્લાહે વ બિલ્લાહે વ મનઆમના બિલ્લાહે વલા હવ્લા વલા કુવ્વતા ઈલ્લા બિલ્લાહિલ અલીય્યીલ અઝીમ; વસલ્લમા તસ્લીમન કસીરા.**

મઝકુર દુઆના બેહદ ફાયદા બુઝુર્ગોએ લખેલા છે તેમજ બહુ લંબાણ અને વીગતવાર લખેલા છે જેનો ભાવાર્થ ટુંકમાં એ છે કેઃ-

(૧) એને હમેશા પઢનારને બેહદ નેકી અને સવાબ મળે છે. (૨) બીમાર અને જેની ઉપર કોઇએ જાદુ તોણા કર્યા હશે તે એને પઢશે તો ઇ. અ. બહુ જલ્દી દરેક બીમારી તેમજ જાદુ તોણાથી નજાત મેળવશે (૩) એને હમેશા પઢનારને ખુદાપાક દરેક બીમારી, આફત-બલા તેમજ જાદુતોણાથી બચાવશે (૪) એને હમેશા પઢનાર ઝાલિમના ઝુલ્મથી, દુશ્મનોના દરેક રીતના હુમલાથી, દુશ્મનો તેમજ આમ લોકોની બદઝબાની વગેરેથી બચેલો રહેશે (૫) એને હમેશા પઢનારની ખુદાપાક દરેક રીતની હિફાઝત કરશે અને હમેશા તેની મદદ કરતો રહેશે (૬) દીન અને દુન્યાના દરેક હલાલ કામ એને પઢવાથી ઈ. અ. બહુ જલ્દી પુરા થશે (૭) જે નીય્યતથી પઢશે તે ઇ. અ. બહુ જલ્દી પુરી થશે (૮) એને હમેશા પઢનાર માટે તલ્વાર તેમજ ઢાલ બનેનું કામ એ કરશે (૯) એને હમેશા પઢનાર કદી કોઇનો મોહતાજ થશે નહીં. ખુદાપાક તેની દરેક રીતે મદદ કરશે (૧૦) કરઝદાર પઢશે તો ઈ. અ. બહુ જલ્દી કરઝ અદા થઈ જશે (૧૧) ગરીબ હશે તો ઇ. અ.

ધીમે ધીમે માલદાર થઇ જશે (૧૨) ધનવાન અને ઇજ્જતદાર એને હમેશા પઢશે તો ધન અને ઇજ્જત કાયમ રહી તેમાં વધારો થતો રહેશે. એ ઉપરાંત અનેક ગેબી ફાયદા પઢનારને ખુદાપાક તરફથી મળતાં રહેશે.

ખાલેસન લિલાહ પઢનારને બેહદ નેકી અને સવાબ મળવા ઉપરાંત ખુદાપાક તરફથી તેને સર્વે કઇ મળતુ રહેશે.

જો કોઇ ખાસ કામ માટે હોય તો પઢનારે પોતાના નામના અદદ પ્રમાણે કામ પુરં થાય ત્યાં સુધી જગ્યા અને વખત નકી કરી પઢવું અને પઢવા પહેલાં બેરકાત નફીલ પઢી તેનો સવાબ હુઝુર (સલ૦)ને તથા સર્વે અંબિયા (અલૅ.)ને અને પોતાના મશાયખોને બક્ષી દઇ પ્રથમ ૧૧ વખત દરૂદ શરીફ પઢી શરૂ કરવું અને છેલ્લે પણ ૧૧ વખત દરૂદ શરીફ પઢવું, અને દુઆ માંગવી.

જો એને કસરતથી નજ પઢી શકાય તો સવારે ઉઠતાંની સાથે અને રાત્રે સૂતી વખત ફકત ત્રણ ત્રણ વખત પઢી લેવું પણ બેહતર છે.

(સમાપ્ત.)

---

# અજ્ઞાત ફકીર

એ. આઇ. ડોસાણી

એ અજ્ઞાન ફકીર રોજ મસ્જીદમાં આવી ઇશ્વિર સમક્ષ મારા કાલાવાલા નીરખી. વિચાર મગ્ન થઇ ચાલ્યો જતો–દૂર સુદૂર ક્ષિતિજને પેલે પાર........

આમ તે નિત્ય આવતો અને મારા અજ્ઞાનપણાને જોઇ મનમાં ને મનમાં મુંઝાતો.

એક દીવસ તેણે મારી સમીપ આવી કહ્યું "હે યાચક! પ્રભુ સમક્ષ તું આમ કાલાવાલા શા માટે કરે છે?"

નિષ્ફળતા અને નિરાશાઓના બોજાઓથી લદાએલો હું વિવશ થયો અને કરૂણ સ્વરે કહ્યું "કર્તવ્યની સફળતા માટે ઇશ્વરની પ્રાર્થના કરી રહ્યો છું."

"કર્તવ્યની સફળતા માટે ઇશ્વરની પ્રાર્થના!" આશ્ચર્યથી તેણે મારા તરફ એક ઉગ્ર દ્રષ્ટિ ફેંકીને કહ્યું "હે સ્વાર્થાંધ મનુષ્ય! પ્રાર્થનાના બદલામાં ઇશ્વર પાસે તું સફળતા માંગી તેની સાથે સોદો કરવા માંગે છે? તે મહાન ઇશ્વિર જેની પાસે રહેમતનો દરીઓ વહે છે તેની સાથે સોદો કરનાર તું કોણ? સોદો એની સાથે કર જે તારી બરાબરીનો છે. સ્વાર્થ ખાતર પ્રાર્થના કરવાથી તને સફળતા મળશે? જો તે રહીમની રેહમત તારા ઉમર ઉતરશે તો તારો બેડો પાર થઇ જશે. માટે હે પામર મનુષ્ય! ફર્ઝ સમજી નિશ્વાર્થ પ્રાર્થના કર......"

ફકીરનું કથન સાંભળી હું મુકવદને તેની સામે જોઇ રહ્યો અને મારી અજ્ઞાનતા માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. તેણે પણ મારી તરફ એક અમીદ્રષ્ટિ નાંખી, નિરસ હાસ્ય કરી સદાને માટે ચાલ્યો ગયો–કોઇ અનંત રાજમાર્ગ પ્રતિ—

...અને ત્યારથી હું ઇશ્વિરની નિશ્વાર્થ પ્રાર્થનામાં મારૂં જીવન અર્પણ કરી જીવનની આનંદિત પળો વ્યતિત કરૂં છું—

# કાવ્ય વાડી

નફ્ફટ ગુલામી હિન્દથી એક તસૂ ખસી નહીં;
શમ્શેરબાઝ હાથમાં બે ગજની લાકડી નહીં.

લાફિંગપીકરના સમ મિત્રો છે આપણા અજબ;
ખાનગી વાત હોય તો એ રાખે ખાનગી નહીં.

ચશ્મા લગાડી યુવકો શોધે છે ખૂણે ખાંચરે;
એ નવયૌવનાની ક્યાં ગઇ? પાછી આરે વળી નહીં!

બેજાનું થઈ ગયું દહીં, શું જઇએ માર્કીટમાં;
છે વિટેમીન જેમાં તે સસ્તી લીલોતરી નહીં.

પ્રેમમાં છે બનાવટી શબ્દોની ખૂબ ભેળસેળ;
વસ્તુ હવે તો કોઈપણ દુન્યામાં ચોકખી નહીં.

હિટલર વિદાય ગાંસડા પોટલા બાંધી થઇ ગયો,
તારી ગુલામી હિન્દથી બંધાઈ દાઢી નહીં.

બે ભાઇ એક થાય તો બાપનું શું જતું રહે,
કકળાટ 'આસી' એજ છે પંચાત પારકી નહીં.

—આસી.

■

બસે વિશ્વ રૂહયું અગર હોય તો!
અનોખી મઝા છે સબર હોય તો!

બની પુષ્પ જાશે કદિ ખાર પણ;
જીવનમાં જો સાચી સફર હોય તો!

ખતા પર બની જાશે તારૂં જીવન;
ખતા પર તારી નઝર હોય તો!

નમી જાશે દુન્યા તને એક દિન;
વચનમાં ખરી તુજ અસર હોય તો!

લઇ છું રહ્યો રાહ આઝાદીની!
ભલે વચમાં કાળો કહર હોય તો!

તને નાઝ નખરાંઓ રહેશે નહી!
જો 'યુસુફ'ના રૂપની ખબર હોય તો!

મરણ ઝિંદગાનીથી બેહતર થશે!
મરણ જો તારૂં અમર હોય તો!

—યુસુફ

(કાવ્ય)

એવાય ઘણા છે જે ખુશ થાય લડાવીને,
સંતોષ ધરે કોઇ વિખવાદ જગાવીને;
બે વાત વધારી દઇ, બે વાત ઘટાડી દઇ;
મન દુઃખ વધારે છે છળબાજી રચાવીને.

× × ×

મેં જોયું ન જોયું રૂપ જ્યાં આંખ ઉઠાવીને,
એક દર્દ ઉઠયું દિલમાં તુફાન જગાવીને,
છે આશ નકામી એ, છે વાત નકામી એ;
આઝાદ કરે કોઈ બંધન થી છુડાવીને.

તરસાવ નહીં સાકી! છે હોશ હજી બાકી,
હું બેસી રહું તાકી શું પ્યાસ દબાવીને?
ના સ્નેહ મળે કિંતુ દર્શન તો થવાના છે;
આવ્યો છું તમારા સમ એ આશ લગાવીને.

કંકાસ કલેશોમાં બસ એમ ગયું જીવન,
ક્યારેક તો હારીને ક્યારેક હરાવીને.
મેં પ્રેમ કરીને ફળ એ પ્રાપ્ત કર્યું જગમાં,
દુઃખ દર્દ લીધાં વ્હોરી સુખચેન ગુમાવીને.

શી રીત ભલા એનો ઉદ્ધાર કહો થાશે?
કોશિશ ન કરે કૈં પણ જે હામ બતાવીને.
શું હાથ કહે આવ્યું એ મોહમયી તુજને?
એ મસ્ત અદાઓથી મન મારૂં ભમાવીને.

'ચમકાર!' મરણ કેરે અફસોસ ધરી કો'એ,
આવેલ જશે પાછા પુષ્પોને ચડાવીને.

—ચમકાર

■

મુજ સફરમાં રસસુધા ત્યારે હતી.
આશ મંઝિલની મને જ્યારે હતી.

અર્ધ રસ્તે સાથ તજશે સાથીઓ,
એવી એ આશ મને ક્યારે હતી?

હું ફસાયો છું વમળમાં. શું કહું?
પ્હોંચવા તો આશ ઓવારે હતી.

મંઝિલે પ્હોંચ્યો નહિ કે પોટલી,
પાપની માથા ઉપર ભારે હતી.

એ હૃદય ભાવો 'અનિલ' જાણી જતે,
બોલવાની શી જરૂર મ્હારે હતી!

—અનિલ

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

અનુ: તાજ

( ગતાંકથી ચાલુ )

આ કિતાબનું ઉર્દૂ ભાષાંતર ૬૨૦ પાનામાં થયું છે. શાહ સાહેબે પોતાના એક બુઝુર્ગ ભાઇ અને સમમિત્ર મૌલાના મહમદ આશિકની ઇચ્છાથી આ કિતાબ આલેખી છે. કિતાબના આરંભમાં શાહ સાહેબે એક નિવેદન આલેખ્યું છે જેમાં કિતાબના મૂળ હેતુઓ દર્શાવ્યા છે. આપે આ કિતાબ 'દીની તા'લીમ'ના રહસ્યો સંબંધમાં લખી છે. આપે નિવેદનમાંજ જણાવ્યું છે કે મોહદ્દિસોના જુદા જુદા તપકા ને હદીસ વિધાને અનેક બાજુઓ છે. કેટલાક આલિમો એવા છે કે જે હદીસોના ખરાપણા પર, તેની શક્તિઓ પર, તેની ખ્યાતિ વગેરેનું વાચન કરે છે. જ્યારે બીજા આલિમોનું લક્ષ હદીસોના ભાવાર્થ અને મુશ્કિલ હદીસોને સમજાવવા-જાહિર કરવા-પર હોય છે. આ ઉપરાંત એક મંડળ ફિકહ મોહદ્દિસોનું છે જે હદીસોના શરીઅ ભાવાર્થનું વર્ણન કરે છે. અને એનાથી ફકીહી હુકમોનું અવતરણ કરે છે. પરંતુ શાહ સાહેબની નજીક "હદીસ વિધામાં સૌથી વધુ અગત્યની બાબત એ છે કે જેના મૂળ ઘણાંજ ઉંડાણ છે અને જેનું ધોરણ ઘણુંજ ઉચ્ચ છે, 'અને જેઓની' દ્રષ્ટિમાં સર્વ શરીઅતની વિધાના અગ્રસ્થાન ધરાવે છે. તે દીનની રહસ્ય વિદ્યા છે. જેમાં તમામ દીની એહકામોની કીમત અને તેના કારણને પ્રત્યેક કાર્યના ભેદો અને તેની ઝીણી ઝીણી વાતોની ચોખવટ કરી આપી છે."

હુજ્જતુલ બાલિગા 'દીની વિધાના' રહસ્યની કિતાબ છે. એમાં જણાવ્યું છે કે ઇસ્લામ ધર્મની જે ખાસ માન્યતાઓ અને હુકમો છે. એમાં શી શી ભલાઇઓ સમાઇ છે. શાહ સાહેબ પોતે પણ એક પ્રકરણમાં લખે છે કે "કેટલાક લોકો એમ માને છે કે શરીઅતના હુકમોની કોઇ ભલાઈ નથી. કાર્યોમાં અને એના તત્વોમાં કે જે ખુદા તરફથી નિર્માણ કર્યા છે. કોઇ સંબંધ નથી. શરીઅતના અહેકામોથી તકલીફ દેવી એ દેખીતમાં એવી વાત છે કે કોઈ માલીક પોતાના નોકરની વફાદારીની કસોટી કરવા પથ્થર ઉઠાવવા અથવા કોઇ વૃક્ષને તોડવાનું હુકમ આપે એમાં માત્ર કસોટી છે એ સિવાય કોઇ વાતજ નથી. એટલે જો એના હુકમ પ્રમાણે વર્તે તો તેને બક્ષિસ મળે ને ઉલ્લંઘન કરે તો તેની શિક્ષા મળે.

એમની એ માન્યતા તદ્દન ખોટી છે. હદીસ અને એ જમાનાના આલિમોએ કે જેમની ખુબીઓ અને બરકત પર શરીઅત પણ સાક્ષી પૂરે છે. તેમણે ઉપરોક્ત વિચારોને જુઠ્ઠા ઠેરવ્યા છે. જે લોકો નીચેના કારણો ન સમજી શકે કે જેણે માત્ર દરિયામાંજ ડુબકી મારી હોય. દરેક કાર્યની અસર તેની નિયત પર છે, અને તેની એ આત્મિક લાગણી પર મૌકૂફ છે કે જેનાથી પ્રેરાઈ એ કાર્ય થવા પામ્યું છે. જેવું કે રસૂલે ખુદા જાતે ફરમાવે છે કે '**ઇન્નમલ આમાલ બિન્નીયહ**' (કાર્યોનું પૂણ્ય તેની નિયત પર આધાર રાખે છે.) ખુદા તા'લા ફરમાવે છે કે "કુર્બાનીઓનું

માંસ અને રક્ત તમને ખુદાથી નજીક તર ન કરશે પરંતુ તમારી પરહેઝગારી તમોને ખુદાની નજીક કરશે."

"અને નમાઝ ખુદાની યાદ અને હજૂરમાં આજીજી અર્થે શરૂ કરી છે." ખુદા તઆલા ખુદ ફરમાવે છે કે:–અકીમુસ્સલાત લઝિક્રિ' (અર્થાત–ગારી યાદ અર્થે નમાઝ પઢો.) અને નમાઝનો એ આદેશ છે કે એના પ્રતાપે આખેરતમાં ખુદાના દીદાર નસીબ થાય."

"અને ઝકાતનો હુકમ શરીઅતમાં એટલા માટે આપેલો છે કે એથી કંજૂસાઈની હલકટ આદત નાબૂદ થાય અને હાજતમંદોની હાજત પૂરી થાય જેવી રીતે કે ઝકાત ન દેનારાઓ માટે ખુદાતઆલા ખુદ ફરમાવે છે કે "તે લોકો કે જે એ નેઅમતોમાં કંજૂસાઈ કરે છે કે જે ખુદાએ પોતાની કૃપાથી તેમણે અર્પી છે" એ એવું ન વિચારે કે એમ કરવાથી એમના હકમાં સારૂં થશે બલ્કે બુરૂંજ થવાનું છે. કયામતના દિવસે એ વસ્તુઓ કે જેમની તેમણે કંજૂસાઈ કરી છે. એમના ગળામાં તૌક થઈને પડશે." અને જેમ રસૂલે ખુદા (સ. વ.)એ મુઆઝ બિન જબલ (રદી.)થી ફરમાવ્યું છે કે "ખુદાએ તે લોકો પર સદકો આપવો ફર્ઝ કર્યો છે. માલદારોથી લેવું અને ગરીબોને આપવું, અને રોઝા પોતાની નફસને કાબુમાં રાખવા માટે નિર્માણ કર્યા છે." ખુદા તઆલા ફરમાવે છે કે 'લઅલ્લકુમ તત્તકૂન' એટલા માટે કે તમે પરહેઝગાર થઈ જાઓ." અને રસૂલે કરીમે (સ. વ.) ફરમાવ્યું છે કે 'ફાન અસ્સુમ લા વજાહ' અર્થાત "રોઝા નફસની ખ્વાહિશોને રોકે છે."

"અને હજ એટલા માટે શરૂ કરી છે કે એથી ખુદાની બંદગીની નિશાનીઓ પ્રદર્શિત થાય. ખુદા તઆલા ખુદ ફરમાવે છે કે 'બેશક સૌથી પ્રથમ ઘર કે જે લોકોની ઈબાદત અર્થે બનાવવામાં આવ્યું છે તે ઘર કે જે મક્કામાં છે." અને કહ્યું છે કે "સફા અને મરવા ખુદાની નિશાનીઓમાંથી છે."

શાહ સાહેબે કિતાબના બે ભાગ પાડ્યા છે. પહેલો ભાગ જે ઉર્દૂ ભાષાંતરમાં નિવેદન બાદ કરતાં ૨૪૭ પૃષ્ઠો પર લખાયો છે. તે સામાન્ય નીયમો અને સંપૂર્ણ કાયદા સંબંધમાં છે કે જે પર શરીઅતનો અને ધર્મની મસ્લેહતનો દારોમદાર છે. પહેલા ૭૧ પ્રકરણ ધર્મની આવશ્યકતા, હકીકતે રૂહ, આલેમુલ મિસાલ, બદલો ને સજા, દુન્યામાં પોતાના કૃત્યોની શિક્ષા, મૌતની હકીકત, સામાજિક જીવનની જરૂરીયાત, અને એવાજ બીજા વિષયો પર વિદ્વતાભર્યો વિચારો આલેખ્યા છે. ૭૨મા પ્રકરણમાં એ કારણોનો ઉલ્લેખ કર્યો છે કે જેને લીધે ઇસ્લામ ધર્મ યહૂદીયત અને ઇસાઇયતથી જુદો પડ્યો છે. એ પછી જાહીલીયતના જમાનાનો ઉલ્લેખ ૯ પ્રકરણોમાં તે વસ્તુઓનો કર્યો છે જે ઉમ્મતે મોહંમદીયાએ શરીઅત આં હઝરત (સ. વ.)થી ગ્રહણ કર્યો છે.

બીજા ભાગમાં પહેલા ભાગના નીયમો અને કાયદાઓની કસોટી પર ઈસ્લામ ધર્મના જુદા જુદા હુકમો કસી–ટાંકી બતાવ્યા છે. એક તો હદીસોની બાબતમાં એ હુકમોના મસ્લેહત સમજાવી છે. આ ભાગમાં એ રહસ્યને સવિસ્તાર આલેખ્યા છે. જે નીચેના પ્રકરણથી સંબંધ રાખે છે. (૧) ઇમાન, (૨) તહારત, (૩) નમાઝ, (૪) ઝકાત, (૫) રોઝા, (૬) હજ, (૭) એહસાન, (૮) મઆમેલાત, (દૈનિક જીવન) (૯) તરવીતે મંઝિલ, (૧૦) રાજ્ય વહીવટ, (૧૧) મઆશરત, (૧૨) થોડા જુદા જુદા ભાગો વગેરે.

(અપૂર્ણ)

# આઇ યાદ તેરી

—: લેખક :—

જઃ-યા. સ. અગ્નિહોત્રી.

[ભાઈ શ્રી. અગ્નિહોત્રી ગવર્મેન્ટ ટ્રેનિંગ કોલેજના ઉર્દૂ-હિંદીના અધ્યાપક છે. તેમના કેટલાય લેખો 'પ્રતાપ' દૈનિકમાં પ્રગટ થઈ ચૂકયા છે.
—તંત્રી.]

તરંગિની-તીરે જ્યોત્સ્નામાં કોનું ધ્યાન ધરી રહ્યા છો, કવિ?

ભાવુકતાને હૃદયમાં લઇને એકાન્ત નિર્જન સ્થળમાં કોની પ્રતીક્ષામાં બેઠા છો, કવિ?

તમે એવા કયા માદક પદાર્થનું સેવન કર્યું છે કે જેની માદકતામાં ઓતપ્રોત થઇ આજે પણ મુશ્કેલમાં મુશ્કેલ યાતનાઓ પર હસી દો છો, કવિરાજ?

માદકતાનું પાન કરી તમે એટલા મદમાતા—એટલા મસ્ત કેમ થઇ ગયા છો કે તમારા રોમેરોમમાંથી-તમારા હૃદયોદ્‌ગારમાંથી સતત માદકતા છલકતી રહે છે, પાગલ?

તમારા હૃદયમાં કોની પ્રેમવ્યથાની વેદના થયા કરે છે કે જેને માટે તમે એકાન્તનો આસરો લો છો, વિશ્વકવિ?

પ્રકૃતિ-વાટિકામાં ફરીફરીને વિવિધ ભાવ-સુમનોનો સંગ્રહ કરી કોને માટે કવિતાઓની માળા ગૂંથ્યા કરો છો, ભાવુકહૃદય!

કવિતા એ તો તમારા અન્તરાત્માની પુકાર છે. વાસ્તવિક રીતે કવિ! એ તમારી મનોરમ ભાવનાઓનું સાકાર સ્વરૂપ છે.

કોકિલા જ્યારે પંચમ સ્વરમાં ગાય છે ત્યારે તમે પણ તેના સ્વર જોડે તમારો સ્વર મિલાવીને, કોઈ વિરહીની વિરહ-વ્યથા, અદ્‌ભુત રીતે તમારી ભાષામાં ઉતારીને સાદાઇથી, કરુણ, મનોહર અને આકર્ષક ઢબે ગાવા લાગો છોઃ—

"અબ તો તુમ્હેં ઔર ભી
મેરી યાદ ન આતી હોગી."

(૧)

દૂરે-ભરે હોંગે વન-ઉપવન
બીત ચુકે હૈં દિન પતઝડકે,
કહીં યાદ આતે હોંગે અબ
મેરે અશ્રુ-હાસ પલ ભરકે!
આજ તુમ્હારે સ્વરમેં સ્વર ભર
કોયલ ગાતી હોગી—અબ તો...

(૨)

કટહલ, બેલ, નીમ મહકે હૈં,
ખિલી કામિની ફૂલોંવાલી;
રંગી ખડી સેંમલ, પલાશ ઔ,
અમલતાશકી ડાલી ડાલી.
સોનેકી ગુલમોર લોચનોંમેં
છા જાતી હોગી—અબ તો...

(૩)

"કૌન દેશસે આવેંગે પિય?"
દસ દસ કહતી હોંગી સખિયાં;
ઘેર તુમ્હેં આંગનમેં બૈઠી
આભી ચીર ઉછાલ બિજલિયા
તુમ્હેં ખીઝ, ફિર ફબી હસી
બરબસ આ જાતી હોગી—અબ તો...

કવિ! ખરેખર તમારી કવિત્વશક્તિમાં-તમારી કવિતામાં અનંતનો ગૂઢતમ રહસ્ય નિહિત છેઃ—

બુત મેં ભી તેરા યા રબ, જલ્વા નઝર આતા હૈ
બુત ખાનેકે પરદેમેં, કાબા નઝર આતા હૈ!

પ્રકૃતિદેવી જ્યારે પોતાનો સાજ સજીને સંધ્યાની નીરવતામાં નર્તન કરે છે તે વખતે તમે પણ તેના નૃત્યથી આનંદિત થઇને વીણાના તારો પર સહસા આંગળીઓ મૂકી દો છો અને એકજ ક્ષણમાં વીણાની સ્વર-લહરીમાં

તન્મય થઈ જાઓ છો.

જ્યારે કોઇ આર્તસ્વરથી રડે છે તે વખતે તમારૂં ભાવુકહૃદય દયાથી દ્રવે છે. તમે આંખોથી એક બે આંસુ પાડવાને બદલે તમારી પોતાની કવિતાની ભાષામાં રડી પડો છો! હૃદયભેદક ઉદ્‌ગાર કાઢો છો:—

બુઝ સકી કબ પ્યાસ મેરી?

(૧)

સચ—અધૂરી હી રહી હૈ
પ્રેમકી મેરી કહાની.
પ્યારકી જો આગ ઉરમેં
બહી વહ બન આજ પાની
અરે! વિસ્મૃતિકી ઘડીમેં,
સજનિ! આઇ યાદ તેરી.

(૨)

એક દિન થા—કોકિલા કા
સ્વર મુઝે વરદાન—સા થા
ઔર સાસોંમેં કિસી છવિકા
સદા આહ્‌વાન—સા થા
અરે! વિસ્મૃતિકી ઘડીમેં
સજનિ! આઇ યાદ તેરી

(૩)

દૂસરોંસે દુખ હૃદયકા
સદા મૈને હૈ છિપાયા;
પ્યાર તુમસે થા કભી
યહ ભી કિસીકો ના બતાયા
અરે! વિસ્મૃતિકી ઘડીમે,
સજનિ! આઈ યાદ તેરી.

(૪)

તુમ ન મેરે પાસ હો,
સહચરિ બની સ્મૃતિહી તુમ્હારી
ભાવના કે સ્પર્શસે હી
જગ ગઈ અનુભૂતિ સારી
કંટકોંકી સેજ પર,
ભર અકમેં પીડા દુલારી.
સો ગયા મૈં, સ્વપ્ન મેં તૂ
યાદ આઈ પ્રાણુ—પ્યારી!
અરે! વિસ્મૃતિકી ઘડીમેં
સજનિ! આઈ યાદ તેરી.

(૫)

વ્યથિત હૂં, પાગલ બના હૂં,
કૌન જગમેં આજ મેરા?
હાય, દો દિનકા હુવા થા,
દેવિ! મુઝસે સાથ તેરા.
કર બઢા, પથ દેખતા,
છાયા હુવા ગહરા અંધેરા;
સખિ! તુમ્હારી છબિ લિયે
કુછ દૂર મેરા સુખ—સબેરા.
અરે! વિસ્મૃતિકી ઘડીમેં
સજનિ! આઈ યાદ તેરી

વ્યથિત હૃદય! કોઈ વાર કોઇની 'આહ' સાંભળી તમે સહસા એ પણ કહી દો છો કે:-

"અગર દાનિસ્તમ્ અઝ રોઝે, અજલ દાગે જુદાઈ રા,
નમી કરદમ બદિલ રૌશન, ચિરાગે આશનાઈ રા."

પ્રકૃતિના પુજારી કવિ! તમે કોને માટે ઉષાદેવી પાસે નીરવતાની યાચના કરી રહ્યા છો?

માત્ર એક પળ માટે મયૂરનો આષાઢી કંઠ મેળવવા તમે શા માટે એ મસ્ત કળાધરના આટલા કાલાવાલા કરો છો? ખોવાએલી જીવન-સંગિનીને અંતિમ સાદ પાડી લેવો છે?

અને મેઘમાળા પાસે શું યાચો છો કવિ? હા, સમજ્યો. તેના કરોડો તારમાંથી એક-માત્ર એક તારની માગણી કરી રહ્યા છો! કોને માટે? કોઈ અન્ય માટે? ના, ના...આજે તો તમે એ તારના સિતાર પર તમારા હૃદયદેવની સાથે એકતાર થવા માગો છો!

અરે! તમે શશિને એક ક્ષણુ માટે નીચે-આવવા કહો છો? કેમ? શા માટે? હં, તમારે કોઇની વાતો એને કરવી છે, ખરૂં?... ન આવ્યો ચંદ્ર? અરેરે! ખેર, જવા દો કવિ! કોઇ એની વાટ જોતું હશે!!

કોઇની હૃદયેશ્વરી નિદ્રામાંથી ઝબકી ન ઉઠે એટલા માટે તમે તો મેઘરાજાને પણ ધીમે પગલાં ભરવાની આજ્ઞા કરો છો, કવિ!

વ્યાકુળ હૃદય! સામાન્ય માનવી તો દુન્યવી વ્યવહારમાં સહેજ અણગમતું પરિવર્તન થતાંની સાથેજ આકુળવ્યાકુળ થઈ જાય છે જ્યારે તમે તો 'વ્યથાનો સાગર' સમાવી રાખીને ગંભીરતાથી-શાંતિથી કહો છો, 'પ્રિયતમ, સાવધાન! મારા અશ્રુઓને છેડશો નહીં! એમાં ભય છે!"

"ચુપચાપ વ્યથાકા સાગર, ઈન આંખોંમેં સોતા હૈ,
છેડો મત ઇસે, નહીં તો, વહ મહાપ્રલય હોતા હૈ.
ઉર-શૈલ ચૂર્ણ હોકર, દૃગ-ધારામેં બહ જાયેગા,
ફિર મેરે જીવન-જગમેં, કયા બાકી રહ જાયેગા !!"

શબ્દ-ચિત્રકાર! કોઇનું અસફળ જીવન જોઇને એવં સંસારની અસમાનતાનો અનુભવ કરીને તમે એવું આબેહૂબ, આકર્ષક, અસરકારક અને સ્વાભાવિક ચિત્ર કેવી સાદાઇથી દોરો છો!:—

"ફૂલોંકો, શશિકો હંસના, પર્વતકો સુખસે સોના,
મુઝકો, બાદલ, શબનમકો, વિધિને બાંટા થા રોના!
આમોદ-પ્રમોદ કિસીકો સુખ-સુધા સમસ્ત પિલાદી,
મેરી જીવન-પ્યાલીમેં પીડા વિધિને ઢુલકા દી!

અને છેવટે રાષ્ટ્રકવિ! તમારા હૃદયમાં વસેલી રાષ્ટ્રીયતા તમારી વાણીમાંથી કેવી છલકે છે! એ વાણી ઝીલનારને પણ એનો કેવો રંગ લાગી જાય છે:—

"ગૌતમકા જો વતન હૈ, જપાનકા હરમ હૈ.
ઈસાકે આશિકોંકા છોટા યરુશલમ હૈ.
મદફૂન જીસ જમીંમેં ઈસ્લામકા ચરમ હૈ,
હર ફૂલ જીસ ચમનકા ફિરદૌસ હૈ, અરમ હૈ,
મેરા વતન વહી હૈ, મેરા વતન વહી હૈ"

+ + +

"દિલસે નિકલેગી ન મરકર ભી, વતન કી ઉલ્ફત;
મેરી મિટ્ટીસે ભી, 'ખુશબૂ-એ-વફા આયેગી.'"

સૂક્ષ્મદર્શી, ભાવુકહૃદય કવિ, ધન્ય હો!
રાષ્ટ્રનું ગૌરવ વધારનાર રાષ્ટ્રકવિ, ધન્ય હો!
પ્રકૃતિના પુજારી કવિ, ધન્ય હો!!

---

● કોઇપણ મનુષ્યના વિકાસમાં અડચણ નાખનારી જો કાંઇપણ ખાસ ચીજ હોય તો તે માત્ર તેનું પોતાનું અજ્ઞાન, ઉપલકિયુ જ્ઞાન અથવા ગોખીયું જ્ઞાન છે.

o o o

● વિચારો અને ભાવનાઓની અમુક હદ બાંધી દઇને, આપણે આપણી ઉન્નતિની આડે એવી દીવારો બાંધી દઇએ છીએ, કે જેની પેલી બાજુ આપણાથી જઇ શકાયજ નહિ.

o o o

● દયા વિનાનું જીવન એ મનુષ્યનું જીવન નથી પણ જીવતું મરણ છે.

o o o

● ઊંટને સોયના કાણામાં પેસવું જેટલું કઠણ છે તેટલું ધનવાનને સ્વર્ગ મેળવવું કઠણ છે.

● "સન્માન" એ એવી વસ્તુ નથી જે દાવો કરવાથી મળી જાય; એ તો લાયકાત હોય ત્યાં આપોઆપજ આકર્ષાઈ આવે છે.

o o o

● બે વાત ભૂલી જજો (૧) બીજાઓએ તમારી વિરુદ્ધ કર્યું યા કહ્યું હોય તે. (૨) બીજાઓનું તમે કાંઇ ભલું કર્યું હોય તે.

o o o

● ઇશ્વર તો સર્વત્ર છેજ; પરંતુ જેઓ દરેક બાબતમાં એ વાત યાદ રાખીને તે પ્રમાણે વર્તે છે તેજ ખરો ખુદા પુરસ્ત છે.

એ. જી. સોરઠીયા.

ઉર્દૂ-સાહિત્યના
હિંદુ

# મહાન શાયરો

'નસીમ', 'કૈફી', 'સુરૂર',
'ચકબસ્ત', અને 'ફિરાક.'



**(૧) 'સુરૂર' જહાંઆબાદી:**—નામ મુન્શી દુર્ગાસહાય-ઉપનામ 'સુરૂર'-જહાંબાદ-જીલ્લે પીલીભીતના એક જાણીતા કાયસ્થ કુટુંબના નબીરા હતા. ઈ. સ. ૧૮૩૩ માં પેદા થયા. પિતાનું શુભ નામ હકીમ પ્યારેલાલ હતું. નાની ઉમરમાંજ એટલી પ્રખ્યાતી પ્રાપ્ત કરી કે દુન્યાની બધી શાયરી ઝગમગી ઉઠી. શાઈરીનો શોખ નાનપણથીજ હતું. મૌલ્વી સૈયદ કરામતઅલી 'બહાર' સાહબથી ઇસ્લાહ લેતા હતા. પ્રથમ તો 'વહશત'ના ઉપનામથી શાયરી કરી પછી 'સુરૂર' ઉપનામ રાખ્યુ. ઇ. સ. ૧૮૯૯માં એમની કૃતિઓ પેપરમાં પ્રગટ થતાંજ જનતાની નજર તેમના તરફ આકર્ષાઈ. 'સુરૂર' સાહબ ઘણી ઉમંગ ને આશાની સાથે પોતાની શાયરીમાં લોડી રેડી રહ્યા હતા કે એકાએક એમના એકલવાયા પુત્ર કે જેને તેની માતા એક વર્ષની ઉમરેજ આ દુન્યામાં છોડી કૂચ કરી ગઇ હતી તેના મરણની ખબર સાંભળી. આ ખબરે 'સુરૂર'ની તબીઅતમાં એક ઇન્કેલાબ પેદા કરી મુક્યો. તેજ સમયથી ગમ-દુઃખને ભૂલવા માટે શરાબ પીવાનું શરૂ કર્યું. છેવટે એટલી હદે પીવા માંડયું કે કેટલાકો દિવસો લગી તો બેભાન રહેતા. છેવટે એજ હાલતમાં ઇ. સ. ૧૯૧૦માં ૭૭ વરસની ઉમરે દુન્યાને છોડી ગયા. 'સુરૂર'ની મોત ઉર્દૂ શાયરી માટે એક આફત સમાન હતી.

શાયરીના કારણે 'સુરૂર'નો દરજ્જો ઉર્દૂમાં ઘણો ઉચ્ચ ગણાય છે. અગર તેઓ મરણના પામ્યા હોત તો પોતાના યુગના એક પ્રખ્યાત ઉસ્તાદ ગણાત. 'સુરૂર' સાહબ ઉર્દૂ શાયરીના એક મોંઘા રત્ન જેવા હતા. એ તે શાઇરોમાંના એક છે કે જેમણે જદીદ (નામ છે એક છંદનો જે ૧૯ બેહરોના શેઅરોથી એક નવો છંદ ઉત્પન્ન થયો) રંગની તરફ પોતાની નજર દોડાવી. દેશભક્તિ ઉપરાંત તેમની શાઇરીમાં સૌથી વધારે જોશ અને દર્દની અસર ઘણી છે. તેમજ એ રંગમાં તો તેઓ પોતાના યુગના એક હીરા સમાન હતા. 'સુરૂર' સાહબ હમેશા દુઃખ-મુસીબતમાંજ તલ્લીન રહ્યા. તેમનો હૃદય-બાગ કદી ખીલ્યોજ નથી. એજ કારણે તેમની શાઇરીમાં દુઃખ દર્દ ભરપૂર છે. કુદરતની લીલા તો જુઓ કે એમની હયાતીમાં એક પણ દીવાન પ્રગટ થયું નથી. એમના મરણ પછી બે દીવાન પ્રગટ થયા (૧) "જામે સુરૂર" અને (૨) "ખમખાનએ સુરૂર."

રામચંદ્રજી જ્યારે વનવાસ જાય છે. ત્યારે સીતાજી તેમને વિનવે છે કે મને અહિં એકલી છોડી તમે વનવાસ ન જાઓ મને પણ સાથે લઈ જાઓ. તે પ્રસંગનો ચિતાર તેમણે નીચેના કાવ્યમાં દોર્યો છે:—

"હમરા અપને બનકો મુઝે નાથ લે ચલો,
રેખા તુમ્હારે ચરણોંકી હો સાથ લે ચલો.

નાજૂક હે મેરા શીશયે દિલ તૂટ જાયેગા,
છૂટા જો તુમ્હારા સાથ તો જી છૂટ જાયેગા.

રાતેં ન કટ સકેગી અકેલે ફિરાકમેં;
કડીયાં જિસ્ને ઝીલીહો ઝિલ્લેં ફિરાકમેં.

હમરાહ બનકો નાથ મેરી રૂહ જાયેગી,
સાયે કી તરહ સાથ મેરી રૂહ જાયેગી.

ઘરમે જો છોડ જાઓગે સીતા ગરીબકો,
પાવોગે બનસે આકે ન જીતા ગરીબકો.

માનાકે દસ્તમેં ગમો આલામ હૈં બહોત,
બનબાસીયોંકો દુઃખ સહરો શામ હૈં બહોત.

અયઝા અગરચે આબલયે પાઇકી હૈ કળી;
દોઝખસે બઢકે આગ જુદાઇકી હૈ કળી.

યહ આગ વો હૈ જો દિલે મુઝતરકો ફૂંક કર,
બુઝતી હૈ આરઝૂ કે ભરે ઘરકો ફૂંક કર.

તારીક તુમ બગૈર હૈ આલમ મેરે લીયે,
ફિરદૌસ ભી હૈ-આહ! જહન્નમ મેરે લીયે.

સહરા મુઝે ચમન હૈ રિફાકતમેં આપકી,
દુન્યાકે સારે ઐશમેં ખિદમતેં આપકી.

સૂરત તુમ્હારી દેખકર ગમ ભૂલ જાઉંગી,
સહરા કે સારે રંજો અલમ ભૂલ જાઉંગી."

(૨) **'ચકબસ્ત' લખનવીઃ**—હિંદના કૌમી શાઇર પંડિત બ્રિજનારાયણ 'ચકબસ્ત' સાહબ ફૈઝાબાદમાં ઈ. સ. ૧૮૮૨માં પેદા થયા. બાપદાદા કાશ્મીરના રહેવાસી હતા. પ્રાથમિક શિક્ષણ લખનૌમાં મેળવ્યું. ઈ. સ. ૧૯૦૫માં કીંગ કૉલેજમાંથી બી. એ.ની ડિગ્રી મેળવી પછી કાયદાની પરીક્ષા આપી લખનૌમાંજ વકીલાત કરવા માંડી. નાનપણથીજ શાઇરીનો શોખ હતો. ઈ. સ. ૧૯૨૬ના ફેબ્રુઆરી મહિનાની ૧૨મી તારીખે એક કેસની વકીલાતમાં બરેલી ગયા ત્યાં એકાએક ફાલેજ (લકવા)માં સપડાઇ પડયા અને રાયબરેલી સ્ટેશનેજ આ દુન્યાને સદાને માટે છોડી ગયા. 'મહશર' લખનવી સાહબે તેમનીજ એક પંક્તિ (શેઅર) પરથી તેમની મરણ તારીખ કાઢી છેઃ—

"મૌત ક્યા હૈ ઇન્હીં અજઝાકા પરેશાં હોના."

ઉર્દૂ સાહિત્યને એમનાથી ઘણી ઘણી આશાઓ હતી.

એ આશ્ચર્યની વાત છે કે 'ગાલિબ' 'અનીસ'ની અસર તે જમાનાની શાઇરી પર એટલે દરજ્જે છવાઇ હતી કે તે યુગનો કોઇ શાઇર જ્યારે કોઇ વસ્તુને અસરકારક અને દર્દથી ભરપૂર બનાવવા ઇચ્છે તો તેમને પણ એજ માર્ગ ગ્રહણ કરવો પડતો. કોઇને ઉસ્તાદ તરીકે માની-બનાવ્યો નથી. પરંતુ ઉસ્તાદ ગણાતા શાઇરોની શાઇરીનું વાચન કરી મનન કરતા. 'ગાલિબ', 'અનીસ' અને 'આતિશ'ની કૃતિઓના વાચનથી 'ચકબસ્તે' તે લાભ ઉઠાવ્યો કે જેનાથી તેમને એક નવો માર્ગ જડી આવ્યો. તેમણે સારી કૌમી-દેશભક્તિની ગઝલો અને નઝમો લખી અને પોતાના પયામમાં એક નવી રૂહ ફૂંકી. 'ચકબસ્ત'ની શાઇરીમાં સૂફીવાદના વિચારો ઘણા ઓછા છે પરંતુ જે કંઇ છે તે સારાં છે. એવા સમયે તેઓ 'ગાલિબ'ની નકલ-અનુકરણ કરે છે પરંતુ એ તો બેઇન્સાફી ગણાશે કે આપણે જો તેમની શાઇરીને દાદ ન આપીએ. 'ચકબસ્ત' એક ફિતરી શાઇર હતા. તેથી આપે નેચરલ શાઇરી તરફ પણ પોતાની દૃષ્ટિ દોડાવી. 'ચકબસ્ત' પાસે જો સૌથી ઉત્તમ ચીજ હોય તો તે તેમની દેશભક્તિ. તેમની દરેક ગઝલો દેશભક્તિથી ભરપૂર છે. અને એજ કારણે આપે કૌમી મરસીયા પણ લખ્યા છે. એ યુગે તેમની શાઇરીને ઘણું ઘણું માન આપ્યું એમની શાઇરીમાં લખનૌનો રંગ છે. તેમની ગઝલો-નઝમોનો સંગ્રહ 'સુબ્હે વતન'નાં નામે બહાર પડયો છેઃ—

જુઓ એમના કલામની પંક્તિ જે અત્રે રજુ કરી છે.

"કૌન ઈસ જોશે મહબ્બતકો દબા સકતા હૈ?
કૌન બઢતે હૂએ દરિયાકો ઘટા સકતા હૈ?
કિસમેં તાકત હૈ જો યેહ આગ બુઝા સકતા હૈ?
કૌન ઈસ કૌમકી ગરદનકો ઝુકા સકતા હૈ?

+ + +

દિલ દહલતે નહિં ઝિન્દામેં ગિરફતારોં કે,
બોસીયાં ઢૂંડતે હૈં પાંવ વફાદારોં કે."

+ + +

(૩) 'કૈફી' દેહલ્વી સાહબઃ—પંડિત બ્રિજમોહન દત્તાત્રેય નામ–'કૈફી' ઉપનામ–દેહલીના રહેવાસી–ઇ. સ. ૧૮૬૬માં દેહલીમાં પેદા થયા. આપના વડવાઓ કાશ્મિરથી બાદશાહ ફરૂખ સિયરના જમાનામાં દેહલી આવ્યા. પંડિત કનૈયાલાલના સપુત–નાનપણમાંજ પિતા આ ફાનીની દુન્યાથી કૂચ કરી ગયા. ફારસી પોતાના નાના (માના પિતા) પાસે શીખ્યા. જે ફારસી ભાષાના વિદ્વાન હતા. શાઇરીનો શોખ પોતાના એક વડીલ પંડિત નારાયણદાસ 'દમીર' દહેલ્વી સાહબથી વારસામાં મળ્યો. અંગ્રેજીના એક્કા સમાન છે. હિન્દની ઘણીખરી ભાષાના જાણકાર છે. મૌલાના 'હાલી' અને 'આઝાદ'ની મિત્રતા પણ ભોગવી ચૂકયા છે. ઘણી મુદ્દત લગી કાશ્મિર રાજ્યમાં નોકરી કરી. તે પછી આપ ઘણીખરી કૉલેજોમા પ્રોફેસર તરીકે રહ્યા. યૂરોપની મુસાફરી પણ કરી ચૂકયા છે. આજકાલ અંજુમને તરક્કીએ ઉર્દૂ દહેલીના કાર્યકર્તા છે. ચાલુ યુગના પ્રખ્યાત શાઇરોમાં આપનો ગઝલ સંગ્રહ–દીવાન પ્રગટ થયો છેઃ—

એમની ગઝલની અમુક પંક્તિઓ અત્રે ટાંકી છે.

"મિટા હૈ ગર કીસી સૂરતપે
તસ્વીર ઉસકી તબ જાનું તો,
અગર મહવે ખુદી હૈ આપકો
દર શૈમે દેખા કર."

\+ + +

"હૈ સુલે હુસ્નસે લબરેઝ યે દુન્યા 'કૈફી',
નઝરે કહ્બકા ભી તંગ હી દામાં નિકલા."

\+ + +

(૪) દયાશંકર 'નસીમ' લખનવી સાહબઃ– ઉર્દૂ ભાષાની દુન્યામાં સેંકડો મસ્નવી લખાઇ ચૂકી. પરંતુ તેમાં ફકત બેજ રત્ન એવા નીકળ્યા કે જેઓ જનતામાં વધુ પ્રચલિત ને ખુબ ખ્યાતિ મેળવી ચૂકયા. પહેલી 'મસ્નવી મીર હસન' અને બીજી 'ગુલ્ઝારે નસીમ.' આશ્ચર્યની વાત તો જુઓ કે બંનેના રંગો જુદા જુદા છે, 'ગુલ્ઝારે નસીમ'ના કર્તા પંડિત દયાશંકરે પોતાની કલમથી દરેક વિષયને તશબીહો ને દસ્તેઆરોની સાથે એવી રીતે અદા કર્યો છે અને ઇશારાઓ તેમજ છુપી વાતોમાં તે ગુલ ઉડાવ્યા–ચડાવ્યા કે જો એક પંક્તિ (શેઅર) વચ્ચેથી કાઢી લેવામાં આવે તો બધી કહાની–વાર્તા ખુલ્લી થઇ જાય છે. 'નસીમ'ની ઝિંદગીનું કારણ પણ મસ્નવી છે. જ્યાં લગી ઉર્દૂ શાઇરીમાં મઝા કાયમ છે. ત્યાં લગી 'ગુલઝારે નસીમ'ની ખ્યાતિમાં જરા પણ ફેર–તફાવત પડશે નહિં.

પંડિતજી લખનૌના રહેવાસી હતા. પરંતુ તેમના પૂર્વજો કાશ્મિરના હતા. ઇ. સ. ૧૮૧૬માં લખનૌમાં પેદા થયા પિતાજીનું શુભ નામ પંડિત ગંગાપ્રસાદ કૌલ હતું ઉર્દૂ–ફારસીની તા'લીમ લીધી. ઉર્દૂ–ફારસી પદ્યનુ વાચન કરતા અને એજ વાચનના શોખથી આપને શાઇરીનો શોખ ઉત્પન્ન થયો. ૨૦ વરસની ઉમરમાં તો તેમણે શાઇરીમાં સારૂં સ્થાન પ્રાપ્ત કર્યું. ખ્વાજા હૈદરઅલી 'આતિશ' સાહબની આતિશગરમીથી ભરેલી શાઇરી પર એવા મોહ પામ્યા કે તેમને પોતાના ઉસ્તાદ તરીકે સ્વીકાર્યા. પ્રથમ તો ગઝલ રચના પરંતુ મીર હસન સાહબની મસ્નવી 'સેહરૂલ બયાન'ની તે યુગમાં ઘણી ચર્ચા હતી. તેમને એ એટલી ગમી ગઇ કે ઇ. સ. ૧૮૩૮ મા આપે પણ 'ગુલબકાવલી'ની વાર્તા જે પહેલાં ગદ્યમાં હતી તેને પદ્યમાં રચી. તે વખતે આપની ઉમર ફકત ૨૮ વરસની હતી. જો કે એ મસ્નવી ઘણી લાંબી હતી પરંતુ ઉસ્તાદની સલાહથી એવો નિચોડ કર્યો કે અત્તર કાઢી લીધું. નસીમ સાહબ શાહી લશ્કરમાં વકીલ હતા. એકાએક કઝા માથા પર સવાર થઇ અને ઇ. સ ૧૮૩૩માં ૩૨ વરસની

-ઉમરે આ ફાની દુન્યાથી કૂચ કરી ગયા. તેમને જુનાં શાઇરો-ઉસ્તાદોની કૃતિઓ એકઠી કરવાનો બહુ શોખ હતો.

તેમની ગઝલોમાંથી અમુક પંકિત લઇ આપની સમક્ષ ટાંકી છે.

"સાકી કદહ: શરાબ દે દે,
મહતાબમેં આફતાબ દે દે.
એહાર હૈં બખ્સ ખુદતાએ ફરદ,
યા રબ આંખોકો ખ્વાબ દે દે."

× × ×

"ખાકસારી વો હે કે ઝર્રીં પર,
રોઝ બારાને નૂર રેહતા હૈ."

* * *

"ટુકડે જિગરકે આંખસે બારે નિકલ ગયે,
અરમાન આજ દિલકે હમારે નિકલ ગયે."

× × ×

"જબ મિલે દો દિલ મુખલ ફિર કૌન હૈ;
બૈઠ જાઓ ખૂદ હવા ઉડ જાયેગી."

* * *

"જાં નિકલ જાયેગી તનસે અય 'નસીમ'
ગુલકો બૂયે ગુલ હવા બતલાયેગી."

× × ×

(૫) 'ફિરાક' ગોરખપુરી સાહબ:—રઘુપતિ સહાય નામ-'ફિરાક' ઉપનામ-ગોરખપુર વતન-ઇ. સ. ૧૮૯૬માં પેદા થયા-પિતાજીનુ નામ મુન્શી ગોરખપ્રસાદ 'ઇબ્રત'-'ઇબ્રત' સાહબ 'હાલી'ના મિત્રોમાંના એક હતા-'ફિરાક' સાહબે ઉર્દૂ-ફારસી શિક્ષણ ઘરમાં મેળવ્યું-તેમના ઘરમાં નાનપણથીજ શાઇરી અને સાહિત્યની ચર્ચા થતી-એમ. એ.ની ડિગ્રી ધરાવે છે-એમ. એ. પાસ થતાંજ યુ. પી સરકારે તેમને ડેપ્યુટી કલેક્ટરની પદવી આપી, આઇ સી. એસ.ની ડિગ્રી માટે લાયાક બનાવી દીધો. પરંતુ ડેપ્યુટી કલેક્ટર બનવા આગમનજ આપ અસહકારની ચળવળમાં પ્રવેશી બીજાઓને જેલયાત્રા મોકલવાને બદલે પોતેજ જેલયાત્રા કરી આવ્યા. આજકાલ પોતે પોતાની જુની અલ્હાબાદ વિદ્યાપીઠ (યુનીવર્સિટી)માં અંગ્રેજી વિભાગના લેકચરર છે. તેમણે પોતાની શાઇરીમાં એ પ્રગટ્યું કે વેદ, અને હિન્દના જુના પ્રખ્યાત સાહિત્ય અને હિંદુ રીતરિવાજ અને હિંદુ સમાજની ઝિંદગીના રાગ સંભળાયુ. આપની શાઇરીના કેટલોય સંગ્રહ થોડી મુદતમાં બહાર પડશે.

જુઓ એમની શાઇરીની રંગત.

"બસ એક હરફ કે ખરાબ હોનેકી હી દેર હૈ,
શબાબથા સંવર ગયા શબાબ થા ગુઝર ગયા."

* * *

"ચમકાર હુસ્ને આલમ આલમમે વહદત ન હો જાયે,
કહીં દુન્યાકી હર સૂરત તેરી સૂરત ન હો જાયે."

× × ×

"જો તેરે ગેસૂયે પુર ખમસે ઉલઝી ન સકે,
ઇન અંગલીયોમે સિતારોંકો છેડ સકતા હૂં."

\+ + +

[આવતા અંકે ઉર્દૂ શાઇરીના મુસ્લિમ અમુમોલ રત્નો રજુ કરવામાં આવશે. —તંત્રી]

## "વિયોગ-વેદના"

પ્રિયતમ !

વિયોગ-વેદના કોને કહું ! કેમ કહું ?

દુન્યામાં પ્રલયનો દિવસ મશહુર છે...ને વિયોગ-દિન એનાથી પણ વધુ કઠીન છે.

મનમોહન !

તને કેમ ભુલું ! કેમ વીસરૂં !!

એક ઘડી એવી નથી, જેમાં તારી યાદી ન હોય, એક પળ એવી નથી, જેમાં તારૂં ધ્યાન ન હોય, રટણ ન હોય!!

મારૂં હૃદય ચીરીને જો! રક્તના અણુએ અણુમાં તારૂં નામ રોશન થશે.

અંતરના ઉંડાણમાં તારી તસ્વીર અંકિત છે.

રંજ અને માયુસીના અંધકારમાં ગર્ક છું ...ને ખ્યાલિસ્તાનમાં તું છે!

વ્હાલા!

બેચેન છું, વેદના સ્થીર છે, હૃદય ફાટી જાય છે, તારા વિયોગમાં મારૂં જીવન સર્વસ્વ કુરબાન થશે. —ઇસ્માઇલ સુરૈયા.

## સ્વાર્થ



અને.........

જીવનભર જે પરમાર્થમાંજ પરોવાયેલો હતો તે આજે આમ સ્વાર્થી બની ગયો......

......ધરતીએ પોતાના ઉદરમાં સમાએલી ગરમ વરાળો બહાર કાઢી, આકારો પૂર્ણ આક્રંદ સહ રૂદન કર્યું...... .

ઉતરી પડયા વરાળ...એના ઉપર દુઃખની શરૂઆતના...પરમાર્થી ! ન શોભે તને એ... છોડી દે એ ધાટને !

પણ...નિર્થક......સર્વં વ્યર્થ......!

ધર્મ કરતાં ધાડ થઇ ? ન ડર...આખરે સત્યનો જય છે...એ સત્રને ન ભૂલ...!

× * ×

પરમાર્થી ! ન્યાયાલય તરફ કૂચ કરૂં એ પહેલાં......આમ......બનવું જોઇએ...!

અરે ! અર્થહીન ધમકીથી તું કોઇ બેગુનાહનું રક્ત વહેવડાવવા માટે તૈયાર થઈ ગયો છે ?

...ધીક્કાર....તારી ઇન્સાનીયતને.....તારી માનવતાને...!

શું ? એ પણ તારૂં...અરે તારૂં...કજ ચુકવવાને......?

પછી......

...એજ ભયાનક–ઘોર રાત્રીએ એક દર્દનાક ભયાનક ચિત્કાર સંભળાઈ.....:નિઃસ્તબ્ધ વાતાવરણને છેદતી......નેતો ભંગ કરતી...

અને......

કો' જીવનભર ઉદાસ–ગમગીન રહી હોય એવા ચ્હેરે એક વ્યક્તિ માર્ગે વહી જતી હતી.

...રક્ત ટપકતા ખંજરે......

અને...ખરી પડયો એક તારો......તેની તરફ......તિરસ્કાર દાખવવાને...!

ઓહ !

સ્વાર્થી જગત......!

—અન્જાન

## વફાદારી



તુફાની મહાસાગરના તરંગો તેની અવદશા પર ઘાતક મશ્કરીરૂપ મુક્ત હાસ્ય ગુંજવતા હતા. સુસવતા સમીરમાં એ હાસ્ય લહેરી પ્રસરી જતી, જગત આખું હાસ્ય કરી ઉઠતું.

છલકતા નયનોના ઉષ્ણ અશ્રુઓ ખાકમાં મળતા. એ બીની ખાકમાં તેના ભૂતકાળની ભવ્ય યાદ ખડી થતી.

હા, એજ યુવાની ! કે જેના આગમનથી લડકપન રૂઠી ગયું. એની અલવિદાઅથી મગરૂર. થઈ તે યુવાની ચાહક થયો.

યુવાની મળી; જાણે સંસારની મહારાણી મળી. તાકાત, ભાવના, ઉર્મીઓ તેના ચરણો ચુંમવા દોડી આવી.

મગરૂર ગાનવીથી કર્તવ્ય પંથ વિસરાયો. મહારાણીનું મન દુખાયું. શક્તિઓનો સંહાર થયો.

એ બેવફા માનવીને તરછોડી ચાલી ગઈ.

આજ અશ્રુભીની આંખે તે યાદ કરતો હતો તેની બેવફાઇને.

સાગર લહેરોની સવારી આવી. નઝદીક અતિ નઝદીક એક આકાર આવ્યો. કંઇક ડરથી કંઇક આશ્ચર્યથી માનવી તેના તરફ અનીમીષ નયને–નીરખી રહ્યો. ગભરાવ ના બેટા !

તે આકારે અતિ નઝદીક આવી સાંત્વન અર્પતા કહ્યું, મને તારી હકીકત રોશન છે, હું સંપુર્ણ માહિતગાર છું.

આવ ! મારી ગોદમાં આવ ! આવ હું તને પાપ–મુક્ત કરૂં. ને તે દોડી ગયો વૃદ્ધત્વની ગોદમાં–તેને રાહત મળી અશક્તિના આડે ! બેવફાઇથી દુર્બળ થયેલું તેનું દિલ નીતી–પંથ સમઝી ગયું. વિરાટ શક્તિ પર વિશ્વાસ થયો. જીવન પલટાયું.

ભયાનક અંધારી રાતે કઝા આવી.

મૌતનો પૈગામ લાવી. ખુદાઇ પૈગામને માન આપી વૃદ્ધ મૌતની મીઠી નીંદમાં પોઢી ગયો. વફાદાર વૃદ્ધાવસ્થા–નિશાના કાનમાં કંઇક કહી રહી હતી.

—જામી

# મુશાયરા પ્રવૃત્તિની સફળતા

( ગતાંકથી ચાલુ )

## મુશાયરાની લોકપ્રિયતા

મુશાયરાની પ્રવૃત્તિ હવે પગભર થવા માંડી છે. એ પ્રત્યે જનતાની અભિરુચિ દિનપ્રતિદિન વધતી જાય છે. એની સાંકડી મર્યાદામાં વિકાસનો જેટલો અવકાશ છે તે ધ્યાનમાં લેતાં એની કવિતાઓ આગળ કરતાં વધારે ને વધારે ઉચ્ચ કોટિની થતી જાય છે. આ પ્રમાણેની એની સર્વતોમુખી ઉત્ક્રાન્તિને માટે આપણાં પ્રતિષ્ઠિત વર્તમાનપત્રોએ એની મુક્તકંઠે પ્રશંસા કરી છે એટલુંજ નહીં, પરંતુ એમાં રજૂ થયેલી કવિતાનું ગુણદર્શન પણ તેઓએ કર્યું છે, અને એ ગુણદર્શન પણ કેવળ ઉપલકિયાં સ્તુતિવચનોને સ્વરૂપે નહીં, પણ સાચા વિવેચકને શોભે તેવી ઝીણવટથી પૃથક્કરણ કરીને કરવામાં આવ્યું છે એ બીના આપણને સંતોષ ઉપજાવે એવી છે. એની સાથે સાથે ઊતરતી કોટિની કવિતાઓનો હવે વગર સંકોચે બહિષ્કાર કરી શકાય એવી સ્થિતિએ આપણે પહોંચી ચૂકયા છીએ એ વાત પણ મુશાયરાના આયોજકોને બેધડક રીતે એઓએ સૂચવી છે. છેલ્લો મુશાયરો સુરતમાં થઈ ગયો તે આગલા સર્વનાં કરતાં વિશેષ આકર્ષક અને સફળ નીવડયો હતો એમ એકમતે કહેવામાં વર્તમાનપત્રો જનતાનો મક્કમ બંધાયલો અભિપ્રાયજ રજૂ કરે છે એ નિઃસંદેહ છે.

## સિદ્ધિઓ અને શકયતાઓ

આ સફળતા પંડિત ઓમકારનાથજી જેવા મુલકમશહૂર સંગીતશાસ્ત્રીને હાથે એનું ઉદ્‌ઘાટન થયું તેને લીધે હતી અથવા તો જનાબ 'શયદા' જેવા 'ગઝલ સમ્રાટ'ને એ મુશાયરાનું પ્રમુખપદ આપવામાં આવ્યું હતું તેને લીધે હતી એમ જો કહેવામાં આવતું હોય તો એવાં વિવેક વચનો પ્રત્યે વિરોધ દાખવવાની આ લેખકની લેશ પણ ઇચ્છા નથી. પં. ઓમકારનાથજી તથા જ. 'શયદા' એ બન્નેને માટે આ લેખકને સંપૂર્ણ માન છે પરંતુ મુશાયરો લાંબા વખત સુધી પહોંચ્યો અને તેની એકંદરે સફળતા થઈ હોવા છતાં કોઈ કોઇ વખત તો સુરતની નાગરિક સભ્યતાને લજ્જાસ્પદ બનાવે એવો શોરબકોર થયા વિના રહેતો નહોતો. એ વાત લક્ષમાં લેતાં મુશાયરાની સફળતાનું મોટામાં મોટું કારણ તો એમાં રજૂ થયેલી કેટલીક કવિતાઓ ઘણી રસપ્રદ હતી એજ છે, એ વિષે બે મત હોવાનો સંભવ નથી. આ તમામ હકીકતો ધ્યાનમાં લેતાં મુશાયરા-પ્રવૃત્તિએ ચોક્કસ સિદ્ધિ મેળવી છે એમ આપણે વગર સંકોચે કહી શકીએ. એ સિદ્ધિઓ કરતાં પણ એની શકયતાઓ વિશેષ છે એમ હું ચોક્કસપણે માનું છું. **હિંદુ મુસ્લિમ બંધુઓ એક મંચ ઉપર એકઠા થઇને એકજ પ્રવૃત્તિને અંગે એકબીજાની સાથે બિરાદરી સાધે એ દ્રશ્ય હાલના કઠણ કાળમાં ઘણું વિરલ થઈ ગયું છે.** સાહિત્યના ક્ષેત્રમાં અત્યારે જેમની ગણના નહીં જેવી છે તે મુસ્લીમ બંધુઓ પોતાની કલાદૃષ્ટિ ખીલવે અને ઔચિત્યના ભાનપુરઃસર જનતાને રસ પડે એવા વિષયો ઉપર સૌષ્ઠવભરી રચનાઓ રચવાના ખંતપૂર્વક પ્રામાણિક પ્રયત્નો આદરે, એ પ્રયત્નોમાં આપણા વિદ્વાનો, કવિઓ અને વિવેચકો એમને પ્રોત્સાહન આપે, જનતા હાલના પ્રમાણે એ પ્રયત્નોને ઉલટભેર વધાવી લે તો આત્મમાનની ઉજ્જવળ લાગણી એમનામાં ઉદ્‌ભવ પામે અને એ લાગણી એમની પોતાની

ઉત્ક્રાન્તિનું પણ પહેલું પગથિયું બને એમ હું નિઃસંકોચપણે માનું છું. એ ઉત્ક્રાન્તિનો અવરોધ કરવાનો લોકહિતની દ્રષ્ટિએ તો કોઇને હક્ક નથી; સાહિત્યને નામે કોઇને પણ એ હક્ક પ્રાપ્ત થતો હોય એ વિષે મને તો સોળેસોળ આના સંદેહ છે. એ ઉત્ક્રાન્તિનો અવરોધ કરવામાં ન આવે તેમાંજ લોકનું હિત રહેલું છે અને સાહિત્યનું હિત પણ એમાંજ સમાયેલું છે.

### વિવેચકો ને લાલબત્તી

સુશાયરાની પ્રવૃત્તિને અંગે જે કાવ્યરચના કરવામાં આવે તે નિકૃષ્ટ પ્રકારની ન હોય એટલુંજ સૂચવવાનો જો આપણા વિવેચકોનો આશય હોય, એવી હલકી રચનાઓ રચાવાનો ભય દાખવવા માટે લાલબત્તી ધરવાનોજ જો એમનો ઉદ્દેશ હોય તો આભારની ઊંડી લાગણી સાથે એ સેવા બદલ આપણે એમનાં સ્તુતિગાન કરીએ. પણ માત્ર લાલબત્તી ધરવાનોજ એમનો હેતુ નથી એમ સ્પષ્ટ જણાતું હોય, એ પ્રવૃત્તિ બંધ થવી જોઇએ, આપણા કવિઓ તેમજ વિવેચકોએ એ પ્રવૃત્તિનો ટેકો નજ આપવો જોઇએ, એવો ટેકો અપાવાથી સાહિત્યનું અહિત થાય છે એમ કહેવાનો એમનો સ્પષ્ટ ઉદ્દેશ હોય છતાં એમના પ્રત્યેની ઉભરાતી માનબુદ્ધિને લીધે યથાર્થ નહીં એવું દર્શન આપણે કરીએ તો સ્નેહ અને સૌજન્યના અતિરેકથી આપણે સત્યથી અત્યંત વેગળા જતા રહીએ છીએ એ વાત આપણે કદી પણ ભૂલવી જોઇએ નહિ. મને પોતાને આપણા પ્રતિષ્ઠિત વિવેચકો પ્રત્યે ઘણું માન છે, એમનાથી જુદો મત પ્રકટ કરતાં એમના પ્રત્યેનો સ્નેહભાવ મને સ્વાભાવિક રીતે અટકાવે, પરંતુ એમના વચનને આંખ મીચીને સ્વીકારી લેવાની વૃત્તિ કોઈ કોઇ ઠેકાણે જોશભેર પ્રકટી રહેલી મારા જોવામાં આવે છે ત્યારે એ અવળે માર્ગે જતી જનતાને મારી બુદ્ધિ અનુસાર સાચું માર્ગદર્શન કરાવવાની અત્યંત જરૂર છે એમ સમજીને અંગત લાગણીઓને બાજુ ઉપર મૂકીને હું આ લેખ લખવા પ્રવૃત્ત થયો છું.

### દલપત કાળની સભારંજની શૈલી

દલપત નર્મદના સમયની સભારંજની શૈલીવાળી કવિતા હવે લુપ્તપ્રાય થયેલી છે. ઊંચી કવિતા તરીકે એ કવિતાને ગુજરાત હવે સ્વીકારે એમ નથી. આપણી કવિતાનું ધોરણ એટલું ઊંચું થયું છે, આપણી કલાદ્રષ્ટિ એટલી વિકસી છે, આપણો કવિતાનો આદર્શ એટલો ઊંચો થયો છે. આધુનિક કાવ્ય વિવેચકને કવિતા પ્રદેશમાં જે કેટલાક છબરડાઓ કીધા છે તેની અસર હેઠળ રચાયેલી કવિતાઓ પણ એજ પ્રમાણે વિલુપ્ત થવાને નિર્માયેલી છે એ વિષે મને લેશ પણ સંદેહ નથી. કાવ્યની કળા વિષે તથા કાવ્યના શાસ્ત્ર વિષે જે સિદ્ધાન્તો અંતે તો ગુજરાતને પણ સ્વિકાર્યા વિના છૂટકો થવાનો નથી એ સિદ્ધાન્તોની કસોટીએ તપાસાવવાનો વખત જ્યારે આવશે ત્યારે સુશાયરાની કવિતાઓ ગુજરાતની ઉત્તમોત્તમ કવિતાના સિંહાસન ઉપર એકદમ ચઢી બેસશે એવો ભય રાખવાનું લેશ પણ કારણ નથી. તો પછી એ કવિતાના નમ્ર પ્રયાસો ઉપર આવા ઉગ્ર પ્રહારો શેને માટે ?

### તાત્ત્વિક ભેદ

દલપત નર્મદના સમયની સભારંજની શૈલીની કવિતાને આપણે ઊંચી કવિતા તરીકે

સ્વીકારતા નથી તે કારણે મુશાયરાની કવિતા પ્રવૃત્તિને આપણે સ્વીકારવી ન જોઇએ એમ કહેવામાં સમયના અંતરને લીધે તેમજ આપણી હાલની રાજકીય તથા સામાજિક પરિસ્થિતિ, વિવેચકોએ મુશાયરા પ્રવૃત્તિનું 'ઊંડું અને ખરું કારણ' ગણ્યું છે તેના અંતરને લીધે ઉભય પ્રકારની કવિતામાં જે તાત્વિક ભેદ છે તેને આપણે સદંતર ભૂલી જઇએ છીએ. એ તાત્વિક ભેદને સમજવા માટે આપણે નીચે જણાવેલાં દ્રષ્ટિ બિન્દુઓ ખાસ ધ્યાનમાં રાખવાની આવશ્યકતા છેઃ—

(૧) દલપત-નર્મદના સમયનો કાવ્યકલાનો આદર્શ હાલના કરતાં સ્પષ્ટ ઊતરતો હતો. અત્યારે આપણી કલાદ્રષ્ટિ વધારે વિકાસ પામી છે. કવિતા રચનારાઓ તેમજ કવિતા લખનારાઓ બન્નેએ નૂતન દ્રષ્ટિને અનુકૂળ રહીનેજ કવિતા લખે છે અથવા કવિતા સાંભળે છે, વાંચે છે અને વિચારે છે.

(૨) દલપત-નર્મદના સમયની સભારંજની શૈલી માત્ર સભારંજનનોજ ઉદ્દેશ રાખતી. મુશાયરા પ્રવૃત્તિ અંગેની કવિતાનો ઉદ્દેશ માત્ર સભારંજનનો નથી હોતો, પરંતુ લોકહિતનો પણ હોય છે.

(૩) કેવળ શબ્દોની કરામત, વાણીની ચતુરાઈ એ એકનું પ્રધાનતત્વ હતું; બીજામાં એમ નથી.

(૪) એકમાં જનતાનો ઉત્કર્ષ સાધનારાં તત્ત્વોની ઊણપ હતી; બીજાને આપણી સામાજિક તથા રાજકીય પરિસ્થિતિને કારણે એવા તત્વો બહુ મોટા પ્રમાણમાં સાંપડ્યાં છે.

(૫) નર્મદ દલપતના સમયમાં વિવેચનનો અવકાશ નહોતો રહેતો; તે સમયે કોઇને વિવેચનની કંઇ પડી નહિ હોય; હાલના મુશાયરાના આયોજકો કવિઓ તથા વિવેચકોનો સહકાર શોધે છે અને મેળવે છે. એમને 'શુદ્ધ સાહિત્ય વિવેચનની કંઇ પડી નથી' એમ કહેવું એઓ નિરવકાશ બનાવી દે છે.

આ પ્રમાણેના તાત્વિક ભેદો હોવા છતાં મુશાયરા પ્રવૃત્તિ અંગેની કવિતાઓનો દલપત નર્મદના સમયની સભારંજની શૈલીની કવિતાની સમાન કક્ષામાં કોઇ બેસાડી તે તરફ અનાદર દાખવીને લેખકોની તેમજ જનતાની અભિરૂચિને યોગ્ય માર્ગે ચડાવવાની તક આપણા વિવેચકો જતી કરે તો વિવેચક તરીકેની મહત્ત્વની જવાબદારીમાંથી છટકી જઇ, તેઓ 'વિવેચનની પ્રતિષ્ઠા' જેથી સચવાય નહીં એવું કંઇક કરી બેસે છે એમજ આપણે સ્વીકારવું પડે.

ઇશ્ક

મુશાયરા પ્રવૃત્તિને અંગે રચાયેલી કવિતાઓમાં જે જે વિષયોને છેડવામાં આવે છે તેનો નિર્દેશ હું ઉપર કરી ગયો છું. પરંતુ એક અગત્યના વિષયોનો નિર્દેશ કરવાનો રહી ગયો છે તે ગઝલ સાહિત્યના પ્રધાન વિષય તરીકે સર્વમાન્ય થયેલો હોવાથી તેને આપણે ઉવેખી શકીએ એમ નથી. એ વિષય તે 'ઇશ્ક'નો છે. એ 'ઇશ્ક' પ્રત્યે કેટલાકને ગજબની સૂગ હોય છે તે હું જાણું છું, પણ એ સૂગનું કારણ હું સમજી શક્યો નથી. મને પોતાને એવી સૂગ નથી. હું તો એટલે સુધી માનું છું કે જ્યાં સુધી માનવીનું માનવપણું રહેશે ત્યાં સુધી 'ઇશ્ક'નું આકર્ષણ પણ રહેશે. કવિઓ પણ એ આકર્ષણમાંથી મુક્ત રહ્યા નથી, કદી રહેશે એવો સંભવ પણ મને જણાતો નથી. દરેક દેશમાં 'ઇશ્ક'ની કવિતાઓ રચાય છે અને જનતા તરફથી એ ઝીલાય પણ છે. સંસ્કૃત, ફારસી વગેરે ભાષાઓની સાથે સાથે ગુજરાતી, મરાઠી વગેરે માતૃભાષાઓને

પણ યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં ઐચ્છિક વિષય તરીકે સમાન કોટિનું સ્થાન મળવું જોઈએ એ બાબતની ગ્રુઐશ જ્યારે સેનેટમાં ચાલતી હતી ત્યારે આપણા એક સુપ્રસિદ્ધ સાહિત્યકારે કહ્યું હતું કે કોલેજના વિદ્યાર્થીઓ કાલિદાસ વગેરેનાં નાટકો શીખે છે તેમાં love પ્રેમ-ઈશ્ક સિવાય બીજું હોય છે શું? આ કથન તે વખતે મને રૂચ્યું નહોતું અને કાલિદાસનાં નાટકોમાં ઈશ્ક સિવાય બીજું ઘણું છે એવું તે વખતે મને લાગ્યું હતું. છતાં એ નાટકોમાં ઇશ્ક છે તે ખરેખર એ વાતની આપણાથી ના પાડી શકાય એમ નથી. એજ કવિનું 'મેઘદૂત' તો ઇશ્કનુંજ કાવ્ય છે. એમાં યક્ષે વિરહવેદનાથી પ્રેરાઈને આષાઢી મેઘની સાથે પોતાની પ્રિયતમાને પ્રેમનો સંદેશો કહાવ્યો છે તેનું ધ્યાન આપવામાં આવ્યું છે. શ્રી રામચંદ્રજી અને સીતાજીના પ્રેમને ઉદ્દેશીને આપણા આદ્યકવિ જ્યારે કહે છે કે:—

'હૃદયં ત્વેવ જાનાતિ પ્રીતિયોગં પરસ્પરમ્'

(શ્રી રામચંદ્રજી અને સીતાજીનો પરસ્પરનો પ્રીતિયોગ તેઓનું હૃદયજ જાણે છે), ત્યારે એમ કહીને કવિ તેઓના ઈશ્કનુંજ નિરૂપણ કરે છે એ સ્પષ્ટ છે. દયારામના શબ્દોમાં "મહિલા માટે 'હે સીતે! હે સીતે!' કરી રોયા" એવું શ્રી. રામચંદ્રજીની વિરહવ્યથાનું સૂચન કરવામાં આવ્યું છે તેજ વિરહવ્યથાનું રામાયણના અનેક ગ્રંથોમાં તથા તેને આધારે રચાયેલાં નાટકોમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. આ સર્વ સ્થળે કોઈને કોઈ પ્રકારે ઈશ્કનુંજ ધ્યાન આપણા જોવામાં આવે છે. આપણા વૈષ્ણવ કવિઓની રચનાઓમાં પણ રાધાકૃષ્ણના પ્રેમનાં-ઇશ્કનાં વર્ણનો આપણને દ્રષ્ટિગોચર થાય છે. દયારામની કવિતાને વિષે 'ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ' રચનાર શ્રી. કનૈયાલાલ મુનશી એટલે સુધી કહે છે કે 'દયારામમાં ગોપીભાવ નહોતો એ રંગીલા કવિએ શ્રી. કૃષ્ણ અને ગોપીને બહાને ઇશ્કને વર્ણવ્યો છે' આ વિચાર મને માન્ય નથી. એ ભક્ત કવિમાં ગોપીભાવ હતો કે નહોતો એ પ્રશ્નની ચર્ચા કરવાનું આ સ્થળ નથી, પણ કૃષ્ણ, અને ગોપીના ઇશ્કને એણે વર્ણવ્યો છે એ વાતનો કોઈથી પણ ઇનકાર થાય એમ નથી. અને એ ઇશ્કનાં ગીતો તથા ગરબીઓની જનતા ઉપર જે મીઠી અને મોહક અસર થઈ છે તેની પણ કોણ ના પાડી શકશે? ઇશ્કનાં ગીતોની રચના જ્યારે ઔચિત્યપુરઃસરની ન હોય, જ્યારે તેમાં નરી પાશવતાજ પ્રકટી હોય, જ્યારે નૈતિક મર્યાદાઓને શિથિલ કરનારાં તત્વો તેમાં પ્રવેશ પામ્યાં હોય, જ્યારે તે આત્માની અધોગતિ આણનારી હોય ત્યારેજ તે જુગુપ્સાજનક થઈ પડે છે અને ત્યારેજ તે ત્યાજ્ય ગણાવા યોગ્ય કહી શકાય. અમુક રચના ઈશ્કની છે તેથીજ તે ત્યાજ્ય છે એમ કહેવામાં સાહિત્યની શુદ્ધ વિવેચનદ્રષ્ટિની ઊણપજ કારણભૂત હોઈ શકે. ઉપર જણાવેલાં ભયંકર દૂષણો વિનાનાં ગીતામાં 'ભ્રામક' તત્વ ક્યાં આવીને વસ્યું હોય એ મારી બુદ્ધિને અગોચર હોવાથી તે સબંધમાં હું મૌન સેવું તેજ ઇષ્ટ છે.

સૂફીવાદ

ગઝલની રચનાને રૂપે જે 'ઇશ્કનાં ગીતો' રજૂ થાય છે તે બહુધા સૂફીવાદની અસર હેઠળ લખાયાં હોય છે એ વાત પણ આપણે વીસરી જવી જોઈતી નથી. એમાં પ્રભુનીજ માશુક તરીકે કલ્પના કરવામાં આવી હોય છે. એમાં જે પ્રેમ વર્ણવવામાં આવ્યો હોય છે તે કોઈ પ્રેયસી પ્રત્યેનો નહીં, પણ પ્રભુ પ્રત્યેનો હોય છે એની વિરહવેદનાના પોકારમાં પ્રભુથી વિખૂટા પડેલા આત્માનો, પ્રભુને પામવાનો, જિગરનો તલસાટ વ્યક્ત કરવામાં આવ્યો હોય છે.

મુશાયરામાં જે ઇશ્કનાં ગીતો વંચાય છે તેની પશ્ચાદ્‌ભૂમિ તરીકે આ ઉન્નત ભાવના ઘણું‌ખરું રહેલી હોય છે. શ્રોતાજનો પણ એ ભાવનાને હવે સમજતા થયા છે, એટલે ભ્રમ ઉપજાવે એવું કોઈ તત્ત્વ એમાં પ્રવેશી શકે એમ નથી.

**દેશભક્તિનાં કાવ્યો**

એવાં 'ઇશ્કનાં ગીતો' ફાટે ડોળેજ ગવાવાં જોઇએ એવો નિયમ કોઇએ બાંધ્યો હોય એવું મારા જાણવામાં નથી. ઇશ્કનાં ગીતો ફાટે ડોળેજ ગવાય છે અથવા દેશભક્તિ, ભલે તે કૃત્રિમ હોય, તેનાં ગીતો રાતી આંખેજ ગવાય છે એવું અનેક મુશાયરાઓમાં મેં હાજરી આપી હોવા છતાં મારી દ્રષ્ટિએ નથી જણાયું. ખરું પૂછો તો કવિતા જ્યારે વાંચવામાં આવે છે ત્યારે તે સાંભળવામાં મારું ચિત્ત એટલું રોકાયલું હોય છે કે ગાનારના ડોળા તરફ દ્રષ્ટિ રાખવી એ મને પાલવતું નથી. એક વખતે મહિલા કલબમાં ભાઈ 'અમીન આઝાદે' શ્રોતાજનોની આગ્રહભરી માંગણીને માન આપીને પોતાનું એક દેશભક્તિનું કાવ્ય ગાયું હતું (ભલે તે કૃત્રિમ દેશભક્તિ હોય), તેમાં 'આંખોમાં આવે આતશ' એવી મતલબનું કંઇક એમણે ગાયું ત્યારે અચાનક મારી દ્રષ્ટિ એમની આંખ તરફ ગઈ હતી અને તે વખતે એ આંખમાં મને જરાક રતાશ પણ જણાઈ હતી, પણ એ રતાશ તો એમની જોશદાર કવિતાની સાથે એવી સુસંગત લાગતી હતી કે મને એમાં કંઈ પણ ટીકા કરવા જેવું બીલકુલ જણાયું નહિ. 'ભારત મારો દેશ' અને એવી કેટલીક એમની કવિતાઓ એટલી લોકપ્રિય થઈ ચૂકી છે કે કોઇ પણ સભામાં એઓ હાજર હોય અને શ્રોતાઓને એમની કવિતા સાંભળવાને અનુકૂળ તક મળતી હોય ત્યારે ત્યારે એમને એ કવિતાઓ ગાઇ સંભળાવવાની વિનંતિ કરવામાં આવે છે અને તે સ્વીકારાતાં જનતા આનંદ અનુભવે છે. ભાઇ 'અમીન આઝાદ' બડા ખેલાડી હશે. કૃત્રિમ દેખાવો કરવામાં એમણે અસાધારણ કુશળતા મેળવી હશે. પણ જ્યારે એઓ ગાય છે ત્યારે એ કવિતાઓ એમના હ્રદયમાંથી જોશભેર ધસી આવતી હોય એવું જણાય છે, એ કવિતા શ્રોતૃગણના હ્રદય સુધી પહોંચી જાય છે, હ્રદયમાં છુપાયેલા કોઇ ગૂઢ સત્ય ઉપરનું ઢાંકણું જાણે ખસી જતું હોય તેમ તેઓને લાગે છે, તેઓના હ્રદયમાં પણ દેશભક્તિની આગ પ્રગટે છે. એ આગ માત્ર દેખાવની હોય છે એમ જેઓ કહે છે તેઓ મુશાયરાને સ્થળે શું ખરેખરી આગ પ્રગટે એમ ઇચ્છતા હશે? અથવા શું દેશભક્તિની ખરેખરી આગ પ્રગટે એમ ઇચ્છતા હશે! અથવા શું દેશભક્તિની ખરેખરી આગ પ્રગટે એટલે કંઇક રચનાત્મક દેશકાર્ય થાય એવું શું એમને અભિપ્રેત હશે? શું ત્યાં આગળજ સહભોજનાદિ બિરાદરી સૂચવનારા વ્યવહારો બંધાય કે બધા રેંટીયાઓ લાવીને તે ચલાવવા મંડી પડે કે ત્યાં એકઠા થયેલા યુવાનોનું એક સ્વયંસેવક દળ રચાઇને તેઓ "right...left" કરવા માંડે કે વેવેલ સાહેબ, જ. જિન્ના સાહેબ, કે ગાંધીજી જેવા દેશનાયકોને ત્યાં આગળ બોલાવી જેમનો દુરાગ્રહ જણાતો હોય તેમને બધા ખખડાવવા મંડી પડે?

**સાચી આગ કઈ?**

દેશભક્તિની જે આગ પ્રગટે તે સાચી ક્યારે કહેવાય તે જાણવા હું ખરેખરો ઉત્સુક છું સંગીન કાર્ય રૂપે જે પરિણમે તેજ સાચી આગ, એમ જો હોય તો એવું નિશ્ચિત પરિણામ લાવવાનું સામર્થ્ય કોઈ પણ સાહિત્યકૃતિએ કદી દાખવ્યું છે ખરું? અને હોય તો તે કેટલા

પ્રમાણમાં ? હૃદયને જે ગાઢ રીતે સ્પર્શે છે તેજ આત્માના ઉંડાણ સુધી પહોંચે છે એમ હું માનતો આવ્યો છું એજ 'અખંડ સંવિત'ને સ્પર્શે છે એમ કહેવામાં મને કંઇ બાધ જણાતો નથી. જે હૃદયને સ્પર્શે છે તે તો લાગણી એમ જો કહેવામાં આવતું હોય તો એ 'લાગણી' એટલે શું એ પ્રશ્ન મને મુંઝવે છે. કવિએ પ્રગટ કરેલી 'લાગણી' એટલે કવિ–આત્માના ઓજસ્‌માંથી પ્રકટેલો જીવંત સ્વરૂપનો 'લાગણીભર્યો વિચાર' એજ કે બીજું કંઇ ? એ 'લાગણીભર્યો વિચાર' શું કેવળ મનુષ્યની લાગણીનેજ સ્પર્શે છે. માત્ર હૃદયનેજ સ્પર્શે છે, અને તેની 'બુદ્ધિ, પ્રયત્નવૃત્તિ, સદસદ્‌વિવેકવૃત્તિ' એ બધાંયને શું તે સ્પર્શતોજ નથી ? અમુક રચનાની નરી સરલતા કોઇને ઘૃણા ઉત્પન્ન કરે, અમુક લાગણી (એટલે અલબત્ત 'લાગણીભર્યો વિચાર'–એ નહીં તો બીજું શું ?) જે અસર ઉપજાવે તે કેટલાકને અલ્પજીવી લાગે અને અમુક જે અસર ઉપજાવે તે કેટલાકને દીર્ઘકાળ સુધી ટકી રહે એવી લાગે એ હું સમજી શકું છું. કદાચ આ બીજા પ્રકારની સાહિત્યરચના, *જેની અસર દીર્ઘકાળ સુધી ટકી રહે એવી લાગે છે તેનેજ* માત્ર હૃદયને નહીં પણ 'બુદ્ધિ, પ્રયત્નવૃત્તિ, સદસદ્‌વિવેકવૃત્તિ' એ બધાંયને સ્પર્શનારી ગણવામાં આવતી હોય તો એનો અર્થ કંઇક ઘટાવી શકાય. નહીંતર તો એ અટપટી વાગ્જાળમાં માનવીની અલ્પબુદ્ધિજ નહીં પણ સાહિત્ય અને વિવેચન સુદ્ધાંએ ફસામણમાં આવી જાય એવો મને ભય લાગે છે ?

## કૃત્રિમતાનો આરોપ

ગમે તે હોય, દેશભક્તિનું કોઈ કાવ્ય રચાયું હોય, તે સાદી સરળ શૈલીમાં રચાયું હોય, જનતા તેનું સહેલાઇથી ગ્રહણ કરી શકતી હોય, તેના હૃદય ઉપર તેની અસર થતી હોય, વારંવાર સાંભળ્યા છતાં પણ ફરીફરીને સાંભળવી ગમે એવી એ રચના થઇ હોય, એમાં એટલી ટકી રહે એવી રસસામગ્રી ભરેલી હોય, છતાં સાહિત્યમાં જો એને કંઇ પણ સ્થાનજ ન મળતુ હોય અને એનાં ઉદ્‌ભવસ્થાન અને પ્રાપ્તિસ્થાન ઉભયને લજ્જાસ્પદ બનાવે એવી કૃત્રિમતાનું એના પર આરોપણ થતું હોય તો આપણી વિવેચનના ધોરણમાં કોઈ ભયંકર ખામી છે, કોઈ ગંભીર ઊણપ છે એમ આપણે વગર સંકોચે કહી શકીએ.

## પ્રવૃત્તિની સફળતા

દીર્ઘકાળના અભ્યાસ, સાહિત્યનું સતત પરિશીલન, સૂક્ષ્મ વિવેચનબુદ્ધિ, કસાયેલી તોલનશક્તિ એવી ઉદાર ગુણસમૃદ્ધિવાળું વિવેચન સર્વથા આદરને પાત્ર છે. એ વિવેચનનું બળ મુશાયરાની પ્રવૃત્તિને પણ ઉપકારક થાય એવી આ લેખકની તીવ્ર અભિલાષા છે. કવિઓ અને વિવેચકોનો જે સહકાર મુશાયરાના આયોજકો શોધી રહ્યા છે તે તેને હાલના કરતાં વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત થાય, અને **પોતાની સાંકડી મર્યાદામાં રહીને પણ જે ઉત્કર્ષ એ પ્રવૃત્તિ સાધી શકે એમ છે તે ઉત્કર્ષ સાધવાનું સબળ સમર્થ વિવેચકોના સહાનુભૂતિવાળા માર્ગદર્શનથી એ પ્રવૃત્તિ પ્રાપ્ત કરે તેમાંજ એ પ્રવૃત્તિની સફળતા છે અને તેમાંજ વિવેચનની પણ સાચી પ્રતિષ્ઠા છે.** [ગુજરાત મિત્ર અને ગુજરાત દર્પણ]

[ગયા અંકમાં જે આ લેખના મથાળા નીચે તંત્રીની નોંધ છે તે ગુજરાત મિત્રના તંત્રીની છે.—તંત્રી]





: તંત્રી :
વહશી

## નવેમ્બર ૧૯૪૫



: વ્યવસ્થાપક :
તાજ

વાર્ષિક લવાજમ: હિન્દ રૂ. ૫ : બર્મા ૬ : પરદેશ શી. ૧૦ (રૂ. ૬॥) છુટક નકલ સાત આના.
મનીઓર્ડર: ઇન્ડીયન અને બ્રી. પોસ્ટલ ઓર્ડર રજીસ્ટર્ડ પત્રો વી. રાંદેર ઓફીસના સરનામે મોકલવા વિનંતી છે.



# સ્વીકાર અને સમાલોચના



**મહાગુજરાતની ગઝલો**:-કી. રૂ. ૧-૮-૦ મળવાનું ઠેકાણું મંત્રી મહા ગુ. ગ. મંડળ-અમીન સાઇકલ માર્ટ ઠરવા રોડ-**સુરત.** આ પુસ્તક મહા ગુ. ગ. મંડળના સભ્યોને ભેટ મળે છે. ગઝલ સંબંધી એક આવશ્યક પુસ્તક પ્રગટ કરીને મ-ગુ-ગ-મંડળે એક અ દાયક પગલું ભર્યું છે. પહેલા વર્ષના ત્રણ મુશાયરાઓની ગઝલો એમાં પ્રકાશ પામી છે ઘણે ફોટા સહિત ઉગતા અને પ્રૌઢ ગઝલકારોને સ્થાન અપાયું છે. 'શયદા', 'બેકાર', 'અમીન આ' 'સીરતી', 'મુસા બના', 'વહશી', 'હર્ઝી', 'આસી', 'સીરતી', 'સાબિર',, અસર', 'ઘાયલ', 'બિસ્મિલ' 'વલી', 'મસ્તહબીબ', 'મઝાક', 'ચમકાર', વગેરેની ગઝલો ખાસ ધ્યાન ખેંચે છે.

પદ્ય વિભાગ કરતાં ગદ્ય વિભાગ વધુ-સંગીન છે. પ્રથમ ખંડમાં 'નસીમ' સાહેબ **'સાબિર'** (વટવા) સાહેબના ગઝલ લેખો છે. 'નસીમ' સાહેબના લેખમાં ગઝલની વ્યક્તિગત તથા સામુદાયિક મંથન પર પ્રકાશ પાડવામાં આવ્યું છે. 'સાબિર' સાહેબના લેખમાં છેલ્લા દાયકામાં ગઝલે શી શી પ્રગતિ કરી છે તેની ઝાંખી કરાવી છે. અને બીજા ખંડમાં જ. 'અસર' સાલેરી સાહબે ગઝલના પ્રાથમિક ઇતિહાસની ભૂમિકાનું રેખાદર્શન કરાવ્યું છે. અરબી-ફારસીમાંથી ઉર્દૂ અને ગુજરાતી ગઝલનો જન્મ અને વિકાસ શી રીતે થયો તેનું ટુંકુ પણ સુરેખ દર્શન કરાવ્યું છે

ખરેખર, મહા ગુ. ગ. મંડળે ગઝલને-ઘેર ઘેર વાંચતી અને ગાતી કરવાનું બીડું ઝડપ્યું છે તેને વાણી, વિચાર અને અમલથી પુરવાર કરવાના સફળ પ્રયાસો કરી રહ્યું છે, તેની સાબિતીરૂપ આ પુસ્તક ગણી શકાય. નવાઓને ઉત્તેજન અર્થે એમાં ઘણું છપાયું છે. છતાં એની ઉપયોગિતા એથી ઘટી નથી. ગઝલ સાહિત્ય પર આછો પ્રકાશ પાડતું આ પુસ્તક ગુજરાતની ગઝલ મૂડીમાં વધારો કરે છે.

**પાકિસ્તાન** (ઇદ અંક):-એડીટર હુસેનખાન જે. બબરૂ. કી. રૂ. ૧-૮-૦ એક હાથે ઝઝુમનારા એડીટરોમાં બબરૂનું નામ જાણીતું છે. ટુંકા સાધનો છતાં અંક સારો નીકળ્યો છે. સંપાદનમાં કોઇ અનુભવી હાથનો સહકાર દેખાઇ આવે છે. 'બદ્ર' નિઝામી રાહતી, 'સાબિર', 'નૂર', નિઝામુદ્દીન કુરેશી, 'ગની', 'વલી', 'નસીમ', 'અશરફ', 'આસી', 'કિસ્મત', 'ચાંદ', 'મસ્ત હબીબ', 'મઝાક', 'અમીન આઝાદ', સાલેહ બકીલી, 'અનિલ', 'કલીમ', 'ઉન્મત', 'પાગલ' વગેરેના લેખો તથા કાવ્યો ખાસ ધ્યાન ખેંચે છે સૌથી વિશેષ 'સાબિર'ની કલમ વધુ ચમકતી જોવામાં આવે છે અંકની સાદાઈ છતાં લેખોને કાવ્યોની સંગીનતા વધુ ધ્યાન ખેંચે છે. તંત્રી આવો સફળ અંક કાઢવા બદલ મુબારકબાદીના હક્કદાર ઠરે છે.

**દેશબંધુ**:-(દિવાળી અંક) તંત્રી ઇશ્વરલાલ વિભાવાળા. ફેળાંપીઠ, સુરત. કી. રૂ ૧-૦-૦ કીંમત જોતાં અંક નાનો લેખાય, અને ટાઇટલ-પેજ વધુ આકર્ષક ન ગણાય. નટવર દેસાઇ શ્રીકાંત, સૌ. યશોમતિ, ભૂપેન્દ્ર, રમણ વ્યાસ, મોતીલાલ ભગત, અમીન આઝાદ, વગેરેના કલમી પ્રયત્નો ઠીક ધ્યાન ખેંચે છે. દિવાળી ઉપર ખાસ અંક કાઢવોજ જોઇએ એ નિયમ સાચવવા આ અંક કાઢયો છે. છતાંય પ્રયત્ન નિષ્ફળ તો નથીજ.

**નવરોઝ**-(દિવાળી અંક) તંત્રી ઇ. એન. કાંગા કી. રૂ. ૧-૪-૦ દૂર કલકત્તામાં બેઠાં બેઠાં પણ એ બિરાદર ગુજરાતી સાહિત્યની ગજા પ્રમાણે ઠીક ઠીક સેવા બજાવે છે. ગદ્ય અને પદ્ય વિભાગમાં ગુજરાતની જાણીતી લેખિનીઓને સહકાર સધાયો છે. એક બે સારા અનુવાદો લેખો પણ જોવામાં આવે છે. અંકની સાદાઇમાં પણ સુશોભન જણાઇ આવે છે. અંક પાછળ જહેમત ઉઠાવેલી સ્પષ્ટ જણાય છે, પણ કીંમત જરા આકરી ગણાય. અંકની સફળતા બદલ અમારાં એ સહચરને અમે અભિનંદન અર્પીએ છીએ.

—તંત્રી

Printed by.-Maganlal Mangaldas Patel, at the 'Gangotri' Printing Press
Kanpith Khand Bazar, SURAT.

Published by:-Azum Ahmed Esmail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya
Tower Road, SURAT.

# બહોત મુશ્કિલ હૈ અપને હાથસે બેટેકી કુર્બાની

[જનાબ માસ્ટર બાસિતઅલી સાહબ]

યેઃ આસાં હૈ કિસીકો હો ન પરવાયે તન આસાની,
યેઃ આસાં હૈ કેઃ દિલકો દરદે વકફે ઝિક્રે યઝદાંની,
યેઃ આસાં હૈ ઉઠાયે ખંજરૂપાં જેબો ગિરેબાંકી,
યેઃ આસાં હૈ જુનૂને ઇશ્કમેં હો ચાક દામાની,
યેઃ આસાં હૈ કેઃ ઉછાળ દે ઔરંગે શાહીકો,
યેઃ આસાં હૈ કેઃ કોઇ તર્ક કર દે તાજે સુલ્તાની,
યેઃ આસાં હૈ કોઈ રાહે ખુદામેં જાન દે અપની,
યેઃ આસાં હૈ ઉઠાએ હર તરહ તકલીફે જિસ્માની,

મગર મુશ્કિલ હૈ અપને હાથસે બેટેકી કુર્બાની.

યેઃ રૌશન હૈ ઝમાને પર કે થે વોઃ બા ખુદા દોનોં,
યેઃ રૌશન હૈ ઝમાને પર કે થે વોઃ બા સફા દોનોં,
યેઃ રૌશન હૈ કેઃ દોનોંકે હકીકત આશ્ના દિલ થે,
યેઃ રૌશન હૈ સમઝતે થે ખુદાકા રાસ્તા દોનોં,
યેઃ રૌશન હૈ કેઃ દોનોં જાદા પૈમાએ સદાકત થે,
યેઃ રૌશન હૈ કેઃ નિકલે ખુગરે અમ્રો રઝા દોનોં,
હુઆ કોઈ નઃ ઇસ ઇસારકા ના અબ ન પૈરવ હૈ,
ઝમાનેકો મગર દિખ્લા ગએ શાને વફા દોનોં.

નઃ ઇબરાહીમકા સાની નઃ ઇસ્માઈલકા સાની

■ મો. અ. રહીમ સાદિક

# ઇલાહી ફર્માન (કુર્આન)

(૩૬૫) તેજ ( ખુદા ) છે જેણે તમારા માટે પૃથ્વીને તાબે કરી દીધી તો તેના રસ્તાઓમાં હરોફરો. અને ખુદાની આપેલી રોજીમાંથી ખાઓ, પણ (અંતે) તેનીજ પાસે ફરી સજીવન થઈ જવાનું છે. (કુર્આન)

× × ×

(૩૬૬) અને ફિરઓન તથા જેઓ તેના પહેલાં હતાં તેઓ તથા ઉંધી થએલી વસ્તીઓ મહાન કસૂરો કરતી આવી. ફરી તેમણે પોતાના પરવરદિગારના રસૂલની નાફરમાની કરી; તો ખુદાપાકે તેઓને સખત પકડમાં પકડયા. (કુર્આન)

× × ×

(૩૬૭) (તે દિવસે અઝાબ આવશે) જે દિવસે કે આકાશ પિગળેલા તાંબા જેવું થઈ જશે. અને પર્વતો (પીંજેલા) રંગીન ઉન જેવા થઈ (ઉડી) જશે. અને કોઈ દોસ્ત બીજા દોસ્તને પૂછશે પણ નહિ. (કુર્આન)

× × ×

(૩૬૮) (હે રસૂલ!) તું કહી દે ખચિત મારી નમાઝ તથા મારી કુરબાની અને મારૂં જીવવું તેમ મારૂં મરવું એ સઘળું કુલ જહાનના માલિક અલ્લાહનેજ માટે છે. તેનો કોઈ શરીક નથી, તેમ મને એનોજ હુકમ થયો છે અને હું સૌથી પહેલો ફરમાંબરદાર છું. (કુર્આન)

× × ×

(૩૬૯) જે લોકો પોતાના પરવરદિગારથી (તેના) જોયા વિનાજ ડરે છે તેમને માટે માફી અને મહાન સવાબ છે. અને તમે પોતાની વાત છુપી રીતે કહો અથવા પુકારીને કહો (તેની ખુદાને ખબર છે) બેશક તે તો દિલોના ભેદ પણ ખૂબ જાણે છે. (કુર્આન)

# નબવી ફર્માન (હદીસ)

(૩૬૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જે ગોશ્ત હરામ માલથી પોષાયું અને વધ્યું, તે જન્નતમાં દાખલ થશે નહિ. અને દરેક એવું ગોશ્ત જે હરામ માલથી પોષાયું અને વધ્યું હોય તેને માટે જહન્નમજ યોગ્ય છે. (અહમદ)

× × ×

(૩૬૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જે લોકોનો માલ અદા કરવાની નિયતે લે છે ખુદાતઆલા તેનું કરજ અદા કરી દે છે. અને જે માણસ લોકોનો માલ નાશ કરવા લે છે ખુદાતઆલા તેને બરબાદ કરી દે છે. (ઇબ્ને માજા)

× × ×

(૩૬૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે રોજીના દશ ભાગમાંથી નવ ભાગ વેપારમાં છે. (એટલે વેપાર આમદનીનુ મોટું સાધન છે તેને ગ્રહણ કરો.) (ઇબ્ને હબ્બાન)

× × ×

(૩૬૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે કોઇને ટાણો મારનાર, લાનત કરનાર, બિભત્સ બોલનાર અને ઝબાન દરાજી કરનાર પૂરો મોમિન નથી. (તિર્મિઝી)

× × ×

(૩૬૯) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે ગુનાહ ઓછા કર્યા કરો તમારા પર મોત સહેલ થઈ જશે. અને કર્ઝ ઓછું લીયા કરો તમો આઝાદ થઈ જીવશો. (બયહકી)

# આવાઝકી દુનિયા

: સંભળાવનાર :
...બેકાર...



જગતમાંથી યુદ્ધનો મહાન દાવાનળ બુઝાયેલો હોવા છતાં તેની આગમાંથી જગત મુક્ત થયું નથી. મોટી હોળી સળગતી બંધ પડી છે પણ નાની નાની હોળીઓ એવી સળગી છે કે તેના ધુમાડાથી જગત ઘેરાઇ ગયું છે. પેલેસ્ટાઇનની આરબ-યહુદી તાપણીએ હવે ભડકાનું રૂપ લીધું છે. અમેરિકાએ આગમાં ઘી નહિ પણ પેટ્રોલ છાંટીને સમસ્ત મુસ્લિમ જગતને દઝાડી રહ્યું છે. અને એ દાઝની જાણ કરવાજ જગતના બધાય ઇસ્લામી દેશોમાં 'પેલેસ્ટાઇન ડે' ઉજવાઇ રહ્યો છે. જેમનું બધુંય બળ, ભાષણોની બધીય શક્તિ, અને કલમનું બધુંય બળ પ્રોટેસ્ટ સભાઓ અને પેપરનાં લખાણો તથા રપે. તારોદ્વારા ઠલવાઇ રહ્યું છે; પણ એ બધાયની અસર 'પારાની પીઠ પર પાણી' જેવી થઇ છે! ધનકુબેર અમેરિકાના તો પેટનું પાણીય હાલતું નથી. ત્રિપોલીના આરબો ત્યાંના યહુદીઓ ઉપર ગરમ થયા છે. મિસરના વિદ્યાર્થીઓ બ્રિટીશ લશ્કરની આગે ભડકયા છે. ઇંડોનિશીયામાં તો કાયદેસર બળવો જાગ્યો છે ડૉ. સોકાર્નો આગેવાની નીચે જાવાના અસલ વતનીઓએ ક્રાન્તિની આગ ચેતાવી છે. પણ વલંદાઓની ઓથમાં બ્રિ. સામ્રાજ્યે હિંદી લશ્કરને ત્યાં શાંતિ જાળવવા ધકેલ્યું છે. આગ હિંદી સંગીનોના આસરા હેઠળ જાવામાં શાંતિ સ્થાપવા ધારી છે. પણ એ ભારેલો અગ્નિ શાંત થાય એમ દેખાતું નથી.

હિંદ ચીનમાં અનામીઓની ક્રાંતિ નમ-જાને સામ્રાજ્યવાદી બ્રિ. અને હિંદી સંગીનોએ કાગ પુરતી દબાવી ફ્રાંસના સામ્રાજ્યના તંબુના ખીલા મજબૂત કરવાની ફરજ બજાવી છે. હિંદી ચીન અને સીયામમાં સેંકડો ફાંસીએ ચઢાવાઇ રહ્યા છે. અને હવે તો મલાયામાં પણ હિંદીઓને વીણી વીણીને ઝડપવા માંડ્યાં છે. આઝાદ હિંદ ફોજના અનેકોને ફાંસી દેવાયા પછી હવે મોટેરાઓ ઉપર દિલ્હીના લાલ કિલ્લામાં લશ્કરી અદાલત સમક્ષ ન્યાય નોંધાઇ રહ્યો છે. કોંગ્રેસ અને લીગની અનેક વિનંતિઓ એ બહેરા કાન પર શંખ ફૂંકવા જેવું થયું છે!' આમ હિંદનો અંતરઆત્મા ખદબદી રહ્યો છે. મલાયાનો ચરૂ ઉકળી રહ્યો છે. ને ચીનમાં તો ચાંગની સરકારને સામ્યવાદીઓ વચ્ચે કમાર-નીય ખાનાજંગી યાને ઘરની લડાઇ, ભયંકર યુદ્ધની જેમ લડાઇ રહી છે. એમ આજે તો ઠેર ઠેર ભડકા દેખાઇ રહ્યા છે. એશિયાની ગુલામી વધુ દૃઢ કરવાના ગોરા પ્રયત્નોની સામે ક્રાંતિના ભડકા આગ દેખાઇ રહ્યા છે. જ્યાં સુધી જગત પર સામ્રાજ્ય છે અને ગોરાઓના નાકમાં ગોરાપણાની ગંધ છે ત્યાં સુધી આવી છુટીછવાઇ હોળીઓ તો ચાલુજ રહેવાની. શાંતિને માટે તો હજી આપણે સેંકડો વરસ તપ કરવું પડશે!

●

જગતમાંથી લડાઇ ગઇ પણ 'નગી નથી'નો રોગ ગયો નથી. હજી હિંદના ખૂણે ખૂણામાંથી

'કાપડ નથી', 'અનાજ નથી'ની બૂમ સંભળાય છે! હજી હિંદ રક્ષણ ધારો ગયો નથી! હજી કાગળ નીયમન ગયું નથી! હજી બટાકા નીયમન ગયું નથી! હજી ઘોડાને ખાવાના ચણા કે ભેંસને ખાવાના કપાસીઆ મળતા નથી! હજી છુટથી દૂધ મળતું નથી! હા દૂધમાં પાણી મળે છે, પણ પીવાના પાણીનો તો તોટોજ છે! રહેવાને ઘરો મળતાં નથી! હજુય ટ્રેનોમાં મુસાફરી કરનારને શાંતિથી બેસવાની જગ્યા મળતી નથી. અને છતાંય હિંદમાંથી 'અનરા'ને નામે ૮ કરોડ રૂપૈયા ગયા છે. 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાને આટો'; તેમ હિંદીઓના ભૂખમરાને તો કોઇ જોતું નથી ને યુરોપને ઉગારવાનાં દાન પરાણે દેવાઇ રહ્યાં છે. હિંદી સરકાર 'પારકે બાણે મોટો લાડવો' કરવા કે 'હલ્વાઈની દુકાન પર નાની કા ફાતેહા' પઢવામાં એક્કો છે. બંગાળના દુકાળ ને ભૂખમરાના ઓળા હજી શમ્યા નથી, ને અમેરિકા તો માથાનું મળ્યું. કહે છે કે 'જો હિંદના સ્ટર્લીંગ પુરાંતમાંથી અડધી રકમ ડુલ કરો તો અમે બ્રિટનને લોન ધીરીએ.' હિંદના હેતના કટકાઓ કેવા કેવા છે તે હિંદે જોવું રહ્યું? 'આપ મુવા વિના સ્વર્ગે ન જવાય!' આટઆટલું વિતવા છતાં હિંદને એકતાની સુઝ પડતી નથી. 'વિનાશ કાળે વિપરિત બુદ્ધિ!'

●

• મુસલમાનોમાં લીગનું સ્થાન મજબૂત થતું જાય છે એનો દીવા જેવી સ્પષ્ટ વાત છે. ચુંટણી ફંડમાં ગરીબ મુસલમાનોએ દિલ ખોલીને નાણાં આપ્યાં છે. હોટલવાળા કે પાન-બીડીવાળા, ઘોડાગાડીવાળા કે સરબાશિરાવાળા, મીલ મજૂર કે બૂટપાલિશવાળા વગેરે અનેક ચુંટણી ફંડમાં ફાળો આપી લીગ ચુંટણી ફંડને ધરખમ બનાવ્યું છે; પણ હવેજ જોવાનું છે, 'ખોદે ઉંદર ને ભોગવે ભોરીંગ.' તેમ ચુંટણી ફંડમાં ગરીબોએ જાન ધરી નાણી અને ધારાસભાની ખુરશીમાં મૂડીવાદીઓ મોટર ને વાડી બંગલાવાળાઓ પોતાની આદત પ્રમાણે ઘુસી ન જાય એ જોવું લીગ પાર્લામેન્ટરી બોર્ડનું કાર્ય છે! સ્વયંવરમાં જેમ એક કન્યાને વરવા અનેક વરો છાતી કાઢીને તૈયાર થાય છે; તેમ લીગની ટીકીટ પર ચુંટાવા અનેક બીજ વરોને ત્રીજ વરો તૈયાર થવાના. હવે સેવાના ઢોલ, જોરશોરથી વાગવાનાં, અને રજની સેવાને ગજનું સ્વરૂપ અપાવાનું. નર્યાં મીંડાંઓ પણ હવે એકડામાં ખપવા તૈયાર થવાનાં. માટે લીગ પાર્લામેન્ટરી બોર્ડ એવાની ફુટપટ્ટીથી માપીને કાર્યના થર્મોમીટરથી તપાસ કરીને પછીજ લીગના વરરાજાઓને પરણવાનો પરવાનો આપવો. 'પરણવું ને પટલાઇ કરવી' તો સૌને ગમે પણ પરણનારનું હેલ્થ સર્ટિફિકેટ જોવાનો કે પરણાઈની પણ લાયકાત જોવાનો હવે સમય આવી લાગ્યો છે.

ચડતા વખતમાં ચીયરાંનો પણ વાઘ બની જાય, અને દોરડીનો પણ સાપ બની જાય એ સંભવિત છે. લીગના ચડતા પ્રવાહમાં પણ એમ બની રહ્યું છે. આગેવાનોએ હાથ નીચેના બેલગામ માણસોને રોકવાં ઘટે કે બીજા પક્ષોને ભાંડવાથી કામ બનવાનું નથી પ્રેમ અને મીઠા વર્તાવથીજ કામ બને. બોલનારાઓએ જીભ અને લખનારાઓએ કલમ પર કાબુ રાખવો રહ્યો. જોશમાં ને જોશમાં ઘણી વેળા ન કરવાનું ઘણું થઇ જાય છે. વિનય ને વિવેકની હદમાં રહી પ્રમાણિક વિરોધ નોંધાવો એમાંજ માનવતા છે. કોઈપણ પક્ષ ચુંટણી જંગના વરઘોડાનો ફાળ ખેલવામાં મગજની શાંતિ ન ગુમાવે અને પોતાની ઇન્સાનીયતને ગમે તેવા સંજોગોમાંય અળગી ન કરે એમાંજ તેની શોભા છે.

●

એટમ બોમ્બ શોધ્યા પછી અમેરિકા ઘણું ગેલમાં આવી ગયું છે ને એ બોમ્બની શક્તિ ઉપર તેને કંઇક ઘમંડ પણ આવી ગયો છે. રશિયા એવીજ કોઈ ભયંકર વસ્તુની શોધમાં પડયું છે કે જે એટમ બોમ્બને પણ મ્હાત કરે. યુરોપમાં વિદેશી પ્રધાનોની પરિષદમાં ભંગાણ પડયા પછી સંશયો વધી રહ્યા છે. જાણે એક તરફ પૂર્વ યુરોપમાં રશિયાનો ગ્રુપ, અને પશ્ચિમ યુરોપમાં બ્રિટનનો ગ્રુપ રચાતો હોય એમ ભાસ થાય છે, ને અમેરિકા પોતાનો જુદોજ ચોકો જમાવવા મથન કરતું જણાય છે. કોઇને શાંતિની પડી નથી. દરેકને પોતાની રોટી પર દાળ ખેંચવી છે. બ્રિટન-અમેરિકાની વહેપારી હરીફાઇમા જગત પર કરવત મૂકાઇ રહ્યું છે પણ કુદરત તો કુદરતનું કામ કર્યેજ જાય છે. યુરોપમા જંગ કરતા પણ વધુ કાતિલ ભૂખમરો ડોકીયાં કરી રહ્યો છે. કાલનું જગત પર સત્તા જમાવવાનાં સ્વપ્નાં સેવતુ જર્મની આજે ભૂખના ખપ્પરમાં હોમાવાનાં ચિન્હો જણાઇ રહ્યા છે. જગત જીતીને મોં મલકાવતી સત્તાઓએ હવે જગતના ધરાર પરેશ થતાં પહેલાં એ ભૂખના દુઃખનું નિવારણ કરી જગત-શાંતિ સ્થાપવી એ એમની પહેલી ફરજ છે. વિજય પ્રાપ્ત કરવો તો સ્હેલી વાત છે પણ વિજયને હજમ કરવોજ મુશ્કેલ છે. જેમ મોટા ઉંદરને ગળી જતાં ગજા વિનાના સાપને જેવી ઉદર પીડા થાય છે, તેવી ઉદર પીડા મિત્ર સત્તાઓને સતાવી રહી છે. જો કે હજમ કરવાની કળા અને હજમીવાતની ગોળીઓ તો એમને બનાવતાં આવડે છેજ પણ એતો ખરુંજ છે કે 'જીત મેળવવી સ્હેલ છે નિભાવવી મુશ્કેલ!' ઇશ્વર જો તટસ્થ ન હોય તો એમને સદ્‌બુદ્ધિ આપવાની પ્રાર્થના સાંભળે એવી દુઆ સિવાય આપણે અપંગ હિંદીઓ બીજું કરી પણ શું શકીએ?

મહાગુજરાત ગઝલ મંડળની પ્રવૃત્તિઓ હવે ખુબ વેગ પામી રહી છે. મુશાયરાની લોકપ્રિયતા એટલી વધી રહી છે કે હજારોની સંખ્યામાં પ્રેક્ષકોને નિરાશ થવું પડે છે. તેના સ્પષ્ટ પુરાવારૂપ મહા ગુ. ગ. મંડળનો છેલ્લો સુરત ખાતેનો મુશાયરો ગણાય. આમ જનતા મુશાયરામાં હોંસથી ભાગ લે એ તો દેખીતી વાત છે, કારણ કે એમાં એવું આકર્ષક તત્વ છેજ, પણ સંસ્કારિતોના ભારથી લદાએલા વિદ્વાનો પણ હવે એમાં હોંસથી ભાગ લઈ રહ્યા છે. અને કાલ સુધી મુશાયરાના નામથી સુગાતા અને નાકનું ટીચકું ઉંચું ચઢાવતા માનવીઓય એમાં રસ લેતા થયા છે. મુશાયરાના નામની ભડક હવે ભાંગતી જાય છે. તેમ તેમ મુશાયરાના સંચાલકોએય કડક ધોરણ રાખી હવે કવિઓની કૃતિઓ ઉપર સેન્સરશીપ બેસાડવાનો સમય આવી લાગ્યો છે. હવે ઉગતાઓને ઉત્તેજવાનું બ્હાનુંય ચાલી શકે એમ નથી. કારણ કે ઉગતાય હવે તો ખાસા પ્રૌઢ થઈ પાંગરી રહ્યા છે. કવિતા તપાસનું કડક ધોરણ નક્કી થયા પછી કોઇને આંગળી ચિંધવાનું રહેશે નહિ. બાકી મંડળને પગભર કરવા તો મંડળની પ્રચાર કમિટિ કમર કસીને મેદાને પડી રહી છેજ. સભ્યોની સંખ્યા વધતી જાય છે; તેમ તેમ મંડળને પામવાના કોડ પણ વિકસતા જાય છે આર્થિક સ્થિતિ વધુ મજબૂત થતાં મંડળ સાહિત્યની દિશામાં બીજાં ડગલાં પણ ભરે અને મક્કમપણે ભરે એ ઇચ્છવા યોગ્ય છે. પ્રચાર કમિટિનો હાલનો ઉત્સાહ ઓસરવો ન જોઇએ; બાકી ગુજરાતમાં ગઝલ રસીકોનો તો સુકાળ છે જ.



# પયગામે ઇદ!

: સંભળાવનાર :
"ખામોશ" કુતિયાણવી.

"લોકો કહે છે, કાલે ઇદ છે.................હશે, મને શું?" તેણે અટ્ટહાસ્ય વેર્યું. અને ફરી કહેવા લાગ્યો. "જ્યારે દિલજ તુટી ગયું હોય, ત્યારે પછી ઇદ કેવી?.........ઉફ!...........ઇદ!.........એટલે ખુશાનો દિવસ; પરંતુ કોના માટે?.........આહ! જ્યારે દિલમાં ખુશીનું જોમજ ન રહે, ત્યારે પછી ઇદ કેવી રીતે મનાવવી? કોણ મનાવે?.............પાગલ............હા, આ લોકો પાગલજ છે.........બસ એક દિવસનો આનંદ! તેમાં આટલી ખુશી? ......કહેવામાં આવે છે કે, આજે ઇદનો દિવસ છે.........આનંદો ઉજવવાનો દિવસ ........બેવકૂફો ક્યાંના...........આપણે પણ કદિ ખુશીઓ વડે ખેલી શકીએ છીએ! કદિ નહીં.........કદાપિ નહિં.........આપણને શો અધિકાર છે કે, ઇદો મનાવીએં તથા આનંદો ઉજવીએ?.........આપણે તો ગુલામ છીએ.........ગુલામ!...........ગુલામ દેશના પ્રજાજનો!.........ગુલામોની ખુશી પણ કદિ ખુશી થઇ શકે છે?......ગુલામો પણ ક્યાં ઇદ ઉજવી શકે છે? શું તેઓને આ વાતનો અધિકાર પ્રાપ્ત છે? ગુલામ શું અને ગુલામની ઇદ શી? જૂઠા આનંદો કદિ ખુશી બની શકે છે? જુઓ માઠું ન લગાડતા.........સાચી વાત સદા કડવી હોય છે. જેવી રીતે ખોટા હીરાની ચમક તમારી આંખોને સંતોષી નથી શકતી, તેવી રીતે કૃત્રિમ આનંદોની ખુશાલી તમારા ચક્ષુઓને ઠારશે નહિં! એવીજ રીતે જૂઠા આનંદોના પ્રદર્શનોથી તમારૂં દિલ નથી ભરાવાનું.........આઝાદી મનુષ્યની સર્વોત્તમ ખુશાલી છે...ગુલામો કદિ ઇદ નથી ઉજવી શકતા. અને મનાવે કેવી રીતે?—જ્યારે ઇદ તેઓના માટે ન હોય!

ઇદ ગુલામોના માટે નથી; પણ સ્વામીઓના માટે છે. તમે તો ગુલામ છો. તમે ઇદ નથી ઉજવી શકતા...જો તમે ઇદ મનાવવી ચાહો છો.........જો તમે પણ ઇદના વાસ્તવિક આનંદો વડે લુત્ફ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખો છો; તો જાવ, પ્રથમ નિજના દેશને આઝાદ કરો.........ગુલામીની ઝંજીરોને તોડવાની કોશિશ કરો. તમારી સાચી ઇદ તે દિવસે મનાશે, જ્યારે તમે એક આઝાદ દેશના પ્રજાજનો કહેવડાવશો. નહિંતર ઇદનો વિચાર દિલમાંથી કાઢી મૂકો.........ગુલામોને ઇદ મનાવવાનો કશો અધિકાર નથી. મારો આ સંદેશો તમારા સ્વદેશજનોને સંભળાવી દો!!!

(ઉર્દૂ ઉપરથી)

---

## ઈદે કુર્બાં

ઇદે કુર્બાં આવી શું સાથે લઇ?
બલિ કેરો તાજ સ્વ માથે લઇ?
પુત્રને તેડી પિતા જો ક્યાં ગયા?
સાથમાં કાતિલ છરી હાથે લઈ?!

વાત જેની સર્વત્ર ચર્ચાય છે;
ગાન જેના લોકો આજે ગાય છે.

શું કરૂં હું વર્ણન જિલ્હજ માસનું;
શું કરૂં વિવરણ ખુદાના દાસનું.
જો તને સાંભળવી છે આ વાત તો;
જોઇ લે પાનું તું કો' ઇતિહાસનું.

જેને વાંચી દિલમાં આનંદ થાય છે,
ઉર-ઉમંગો ઉર મહીં ઉભરાય છે.

તેના જેવી આજ કો' વ્યક્તિ નથી;
જેણે પ્રભુની કરી ભક્તિ-નથી.
કોણ નિજના પુત્રના કોમળ ગળે-
ફેરવે કાતિલ છરી?—શક્તિ નથી.

એમ તો ઇતિહાસ કહેતો જાય છે,
પણ તને 'ખામોશ' કંઈ સમજાય છે!

"ખામોશ"

# કવિતા અને કવિતાનું ધોરણ

"સાબિર" વટવા.

હિંદુસ્તાનમાં પ્રચલિત ભાષાઓ, ઉર્દૂ, હિંદી, મરાઠી, બંગાળી ઇત્યાદિના કાવ્ય સાહિત્ય કરતાં ગુજરાતી કાવ્ય સાહિત્ય જોઇએ તેટલું વિકાસ પામ્યું નથી, એ વાત નિર્વિવાદ છે. એણે આંતરરાષ્ટ્રિય ખ્યાતિ તો દૂર રહી, હજી રાષ્ટ્રિય ખ્યાતિ પણ મેળવી હોય તેવું આપણી જાણમાં નથી. ઉર્દૂ, બંગાળી, અને મરાઠી કાવ્ય સાહિત્યનાં ભાષાન્તરો અને રૂપાન્તરો ગુજરાતીમાં થયાના અનેક દાખલાઓ છે. પરંતુ એવીજ રીતે દેશીય ભાષામાં ગુજરાતી કાવ્યોનાં રૂપાન્તરો કે ભાષાન્તરો થયાનો દાખલો જવલ્લેજ મળી આવે છે. ઉપરોક્ત પરિસ્થિતિના આરિસામાં જોતાં સ્પષ્ટ થાય છે કે, ગુ. કાવ્ય સાહિત્યે કો આકર્ષક ભૂમિકા સર કરી નથી. જ્યારે ગુજરાતી પાસે એની ભાષાના વિદ્વાનો, અને વિચારકોની ખોટ નથી. છતાં એની આ પાંગળી દશા કયા કારણો પર અવલંબિત છે તે શોધવું આવશ્યક થઈ પડે છે. ગુજરાત પાસે ઉર્મિ નથી? ભાવના નથી? ભાષા નથી? વર્ણનની પ્રતિભા નથી? જ્યારે આ સઘળુંય છે તો પછી કઈ વસ્તુની ખોટ છે કે જેણે ગુ. કાવ્ય સાહિત્યને રાષ્ટ્રીય ખ્યાતિથી પણ વંચિત રાખ્યું છે?

કહેવાય છે કે, ગુજરાતી ભાષા, વાડાનું બંધીત છે. 'શું શાં પૈસા ચાર' જેવી કહેવત એને લાગુ પાડવામાં આવી છે. એ કારણ અને ખોટ અમુક અંશે માની લઇએ તો પણ વિચાર કરતાં દેખાઈ આવે છે કે. મરાઠી ભાષા, અને બંગાળી ભાષા પણ એવીજ વાડાનું બંધિત છે. કોઈ કહી દેશે કે, ગુજરાતી ભાષામાં એવો જોખમદાર પ્રવાહ નથી. આજથી ત્રણ ચાર દાયકા ઉપર કદાચ તેમ નહિ હોય. પરંતુ આજે તો કોઈ પણ ભાષાનો અભ્યાસી જોઇ શકે છે કે, શુ ભાષા પ્રવાહ, અને વર્ણન શૈલીમાં હિંદની અન્ય ભાષાઓના મુકાબલે ઉભી રહી શકે તેટલી પ્રગતિ સાધી શકી છે. આ. દાવાની દલીલ માટે વર્તમાનપત્રો, અને અન્ય ગુજરાતી સાહિત્યક કૃતિઓ સગર્વ રજુ કરી શકાય તેમ છે.

એક બીજી વાત પણ ધ્યાન ખેંચે છે, ધારો કે, ગુજરાતી ભાષાના વાંચક વર્ગની ઉણપ પણ એનું કારણ હોય; ના, પણ તેમ નથી. આજે ગુજરાતી વાંચક વર્ગની પણ ખોટ નથી. ગુજરાતી ભાષા પણ અન્ય પ્રાંતિય ભાષાઓ જેટલીજ બલ્કે તેમનાથી પણ વધારે વંચાય છે, લખાય છે. ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતા વર્તમાનપત્રો, સામયિકો, અને પુસ્તકોની યાદી તપાસીએ તો આપણને આ વાતની પણ ખાત્રી થઈ જશે કે, બંગાળી તેમજ મરાઠી ભાષા કરતાં ગુજરાતી ભાષા સંતોષ લઇ શકાય તેટલી હદે વંચાય છે અને લખાય છે.

ઉપર વર્ણવ્યા તેવા કેટલાંક કારણો ગુ. કાવ્ય સાહિત્યની રાષ્ટ્રિય ખ્યાતિ માટે બાધક નથીજ એ વાત નિર્વિવાદ છે. છતાં પણ ગુ. કાવ્ય સાહિત્યની રાષ્ટ્રીય ખ્યાતિ માટે બાધક એવાં કેટલાંક કારણો છેજ એ માનવુંજ પડે છે.

એક કારણ તરીકે કહીએ કે ગુજરાતી કવિ પાસે પોતાના માલની ફાંકડી રજુઆત નથી. તો તે પણ અમુક અંશે ખોટું નથી. તેમજ કહેવામાં આવે કે, ગુજરાતી કવિઓની વાડાબંધીઓની આ મોકાણ છે; તો તે પણ સાવ કાઢી નાખવા જેવી વાત નથી. તમો અમૂક સામયિકો, વર્તમાનપત્રો, અને પ્રકાશન સંસ્થાઓ દ્વારા પ્રગટતા કાવ્ય સાહિત્યને અવ-

લોકો તો સ્પષ્ટ થશે કે, કેટલાંક ચાલ્યા આવતાં નામો સિવાય જાણે તેમને અન્ય કોઇથી કંઇજ લાગતુંવળગતું નથી. અને કહેવા દો કે, આપણી આજ મનોદશાએ ગુ. કાવ્ય સાહિત્યની ભારે દુર્દશા કરી છે.

આ, અને આવાં કારણો કંઈ મૂખ્ય કારણ ન લેખી શકાય, બંગાળી અને મરાઠી ઇત્યાદિ ભાષાના કાવ્ય સાહિત્યને પણ આવા કારણો વળગેલાં છે. છતાં તેમને રાષ્ટ્રીય કે આંતર રાષ્ટ્રીય ખ્યાતિ પામતાં તે કારણો રોકી શકયાં નથી; તો પછી ગુ. કવિતાનેજ રોકી રહે તે માનવા માટે તૈયાર થઇ જવું તે જરા વિચારવા જેવું રહે છે. અલબત્ત એવુંજ કંઇક હોવું જોઇએ કે જે હિંદના બીજી ભાષાઓના કાવ્ય સાહિત્યને લાગતું ન હોય અને તે માત્ર ગુજરાતીજ કાવ્ય સાહિત્યને લાગુ પડતું હોય.

બેશક, ગુજરાતી કવિતામાં કવિતાનું ઘોરણ નથી. એટલે કે, હજી ગુજરાત કવિતાના ખરા હાર્દને પકડી શકયું નથી. એણે શાસ્ત્રીયતાના, ભાષાડંબરના, નિત નવા પ્રયોગોનાં આજ દીન સુધી ચોથરાં ફાડયાં છે, એમ કહેવામાં હું ગુજરાતને અન્યાય કરતો હોઉં તો તે ક્ષમા કરે. અનુકરણ અને અનુસરણ બારી પસાદી તરીકે ભલે એણે સોનેટની ચાલ ચાલી નાખી હોય, નવોત્પાદનની ચકચકતી તસ્વીર તરીકે, પૃથ્વી અને મિશ્રોપજાતિનાં પોલા વાંસાવાળી ચૂડેલો નામની મૂકી હોવા છતાં એના આ પ્રયોગો અને ગ્રંથનો 'પરપ્રાંતિય' આકર્ષણ જન્માવી શકયાં નથી. બલકે, ખુદ ગુજરાતમાંજ ગુજરાતિ કવિતા તરફ જનતાની સૂગ અને ધૃણા જન્માવી શકયાં છે. ગુજરાતની આવી કવિતાઓ આજે કોઇ ગાતું નથી, કોઇ સંભારતું નથી. મનના વિલાસ માટે, કે સાહિત્ય ભૂખમાં ગમે તેવું જમી પેટ ભરી લેવાની ઢમે વાંચી ફેંકી દે છે. એને કોઈ વર્ણુવતું કે ચર્ચતું નથી. કારણ એમાં કવિતાનો ઉદ્દેશ અને ઘોરણજ નથી. કાં તો માત્ર વર્ણનજ વર્ણન છે. કયાં ઉપદેશ અને ભાષાડંબરનાં ભારે પાથાઓ છે. જે જનતાના હૃદયમાં પુષ્પોની જેમ વસી જવા કરતાં, જનતાનું માથું ફોડવામાં અને ભેજું પકવવામાંજ કામ આવે તેમ છે. જનતા પોતાનું માથું ફોડાવવા અને ભેજું પકવવા માંગતી નથી.

ત્યારે, એકજ વાત વિચારવાની રહે છે. કવિતાનું હાર્દ અને ઘોરણ છે શું ? એના બંધારણની સુંદરતા અને સુઘડતા તેમજ વર્ણન અને શૈલીમાં રહેલું ગૂઢ તત્વજ અને માનવતાના શિષ્ટ ઘડતરનો ઉદ્દેશજ સઘળી વાસ્તવિકતાઓ અને મૌલિકતાઓનું ચિત્રણ એજ કવિતાનું હાર્દ અને ઘોરણ છે. આપણી છંદોબ્ધ કવિતા એ હાર્દ અને ઘોરણને પકડી શકી નથી. આપણા પીંગળશાસ્ત્રે કવિતાને કવિતા કહેવા દીધી નથી. આપણે ભાષાંતું ખૂબ ખૂબ રોકાણ કર્યું છે. કવિતાદ્વારા આપણે ભાષાને વિકસાવી જાણી છે. ભાષાદ્વારા કવિતાના વિકાસની કાળજી રાખી નથી.

ત્યારે બંગાળી, અને મરાઠી ઈત્યાદિ ભાષાઓમાં બંધારણની પુરાણી ધરોને પુરી અવનવા હૃદયંગમ પ્રયોગોદ્વારા કવિતાને માનવતાથી સ્પર્શતી બનાવાય છે. આપણે પણ આપણને અનુકુળ એવી બંધારણીય તર્જો, અને એઓ દ્વારા કવિતાના ઘોરણને અપનાવીશું ત્યારે ખચિત ગુજરાતી કવિતા પણ હિંદ વ્યાપી કવિતા બનશે.

ઘોરણને જાણવા માટે આપણે જરા પૂર્વ પશ્ચીમના વિચારકો અને વિવેચકોનાં વિચારો તપાસીયે કે તેઓ કવિતાને કયા ઘોરણે મૂલવે છે. કવિતા મારેના આ નીચે દર્શાવું છું તે

મંતવ્યો આપણને ગઝલની જુદી જુદી બેહરો, અને પ્રયોગોદ્વારા સાંપડી શકે તેમ છે. ગઝલ વિષેની તે પુરાણી માન્યતા કે એ સ્ત્રીઓ સાથે વાતચીત કરવાની ઢબ છે, એમાં આજે કોઈ પણ માનતું નથી. કદાચ સેંકડો વર્ષ ઉપર એની ઉત્પત્તિ એ રીતે થઈ હોય પરંતુ આજની ગઝલ માટે સ્વિકૃત બેહરોજ હિંદની જુદી જુદી ભાષામાં કાવ્ય સાહિત્ય માટે પ્રયોગાય છે તે નિર્વિવાદ છે. મ્હારા આ શબ્દોચ્ચાર સામે જેને વાંધો હોય તે મરાઠી, હિંદી, બંગાળી ઇત્યાદિ કાવ્ય સાહિત્યનું ધોરણ અને બંધારણ તપાસે કે તે કોનાથી મેળ ખાય છે.

હવે આ લેખને થોડાક પૂર્વ પશ્ચીમના વિદ્વાનોનાં મંતવ્યો ટાંકી પુરો કરીશ. અને ભવિષ્યમાં ઈન્શા અલ્લાહ બતાવીશકે આજના ગુજરાતી ગઝલ કાવ્યોમાં કવિતા વિષેનું એ હાર્દ અને ધોરણ ગુજરાતની કવિતાઓના મુકાબલે ગઝલ પ્રથામાં વધુ હદ સુધી જળવાય છે.

માનવ કેળવણી માટેના વિચારકો તો એકમત છે, તેઓ શિષ્ટતાનું ધોરણ, આત્મનું પોષણ અને શુદ્ધિકરણ, તેમજ સ્વભાવની ખીલવણીને શિક્ષણનું ગૂઢ તત્વ લેખે છે. અને માને છે કે, ઉપરોક્ત વસ્તુઓ માટે મૂખ્ય ભાગ કવિતા ભજવી શકે છે.

કવિ બનાવો અને અનુભવોનો પૃથક્કરણકાર હોવો જોઇએ, પદાર્થનું મિશ્રણ (શબ્દચિત્ર) તે કવિતાનું મૂખ્ય લક્ષણ છે. સ્વાનુભવની ભૂમિકામાંથી ફલીત થતાં સિદ્ધાંતો અને સુત્રોનું હૃદયંગમ ઉચ્ચારણને કવિતામાં મૂખ્ય સ્થાન છે.

કવિતા એ કંઇ નરી વાસ્તવિકતાનુંજ નામ નથી, પરંતુ વસ્તુને વિચારોના શૃંગારો અને ઉપમાઓના આભૂષણોથી દીપાવી રજુ કરવાની ઢબ એનું ખાસ લક્ષણ છે. ભાષાનુંડંબર કે, શૈયારણદ્વારા વિચારોને નિરસતાની હદે લઇ જતી રચના કરતાં સરળ અને સાદી, સચોટ અને સુરસ શૈલીમાંની કવિતા વધુ શોભે છે.

મથ્થુઓર્લેંડ પછી કવિતાને જીવનની સુધારણા, અને વિચારણા, તેમજ વર્ણનાવલી આનવાના વિચારો વધુ પ્રમાણમાં ફેલાતા ગયા.

કવિતા એના સ્વભાવમાંજ કાળ, સમાજ અને દેશના વાતાવરણનું દર્પણ છે. કવિતા હૃદયમાં કવિતાનો જન્મ ત્યારે થાય છે; જ્યારે એનામાં વિચારો અને ભાવનાઓ બન્ને જાગૃત હોય. કવિ કયારેક એ બન્નેને ઢંઢોળી ઢંઢોળીને જગાવી શકે છે

બેકન કહે છે કે, કવિતા જીવનનું એક સૌંદર્ય નિર્ઝર વર્ણન છે. ભલે પછી તે નરી કલ્પનાજ કલ્પના હોય.

મથ્થુઓર્લેન્ડ કહે છે કે, કવિનો કમાલ એની ભાવના સૃષ્ટિનાં સર્જનમાં રહેલો છે. સ્પષ્ટ થાય છે કે, કવિતા બનાવો અને વર્ણનની શબ્દશઃ વાસ્તવિકતાનું નામ નથી, પરંતુ બનાવોના વર્ણનની ભાવવાહી અને ઉર્મિપ્રધાન શબ્દાવળીની સુંદર માળનું નામ છે.

કવિતાને માત્ર પદાર્થનું કે બનાવનું ચિત્રણ માનવું ભૂલભર્યું છે. બનાવ કે પદાર્થાવલોકન દ્વારા હૃદયમાં આનંદ, વિષાદ, આશા, નિરાશા, આશ્ચર્ય અને ઐશ્વર્યનાં જે ભાવો માનવહૃદયમાં જન્મે તેનું સચોટ વર્ણન તેજ કવિતા છે.

'કવિતા પ્રાસાનુપ્રાસ આદી વર્ણન છે. તે કળાત્મક રીતે બુદ્ધિ અને વિચારોને તત્વજ્ઞાન સાથે સાંધી આપે છે.' ડૉ. જોનસન.

'કવિતા, સાહિત્યનો એક ઉચિત પ્રકાર છે. એનો એક માત્ર ઉદ્દેશ ઉર્મિ છાયા. (છાંયડો છે.) નરી સત્યતા નથી.' કાર્લ.

'કવિતા—સત્ય, સૌંદર્ય, અને કુદરત સાથે પ્રેમનો સાક્ષાત્કાર છે. એને વિચારો, અને ભાવનાઓની રંગ લ્હેરીઓથી આંકવામાં આવે

છે. એની ભાષામાં માપ અને મેળ જાળવવામાં આવે છે.' લોહંટનું પુસ્તક મેજનેંશ એન્ડ ફ્યાન્સ.

'કવિતા–શબ્દોના વપરાશનુ નામ છે. એવો વપરાશ કે જેનાથી સાંભળનાર ઉપર અસર થઇ જાય. ચિત્રકાર રંગના વપરાશથી જે કાર્ય કરે છે તે કાર્ય શબ્દોદ્વારા સંપૂર્ણ કરી આપવાનું નામ કવિતા છે.' 'એન એસે ઑન, મિલ્ટન.'

'કવિતા–કોઇ બનાવ અગર દ્રશ્યને સચોટ, સુરેખ, અને અસરભર્યા શબ્દોમાં વર્ણન કરવાનું નામ છે.' પોએટ્રી ઇનિ જનરલ.

વિચારોની ભાષાનું નામ છે.' શૈલી-એ ડિફેન્સ ઓફ પોએટ્રી.

'માનવ અને કુદરતની પ્રતિછાપનું નામ કવિતા છે. કવિતા–રોકી ન રોકાય તેવી ઉર્મિઓનું છલકાઈ પડવું છે.' વર્ડસવર્થ, લીરીકલ-બ્યૅાલ્ડસ.

કવિતા જીવનની વિવેચના છે. અમુક સિદ્ધાંતો નીચે કે જે, કવિતા સાથેની વફાદારી અને કવિતાના સૌંદર્ય ઘડતર માટે નિયુક્ત કરવામાં આવ્યાં છે. મેથ્યુઓરલેંડ-સ્ટડી ઓફ પોએટ્રી.

'ગાતા વિચારોનું નામ કવિતા છે.' કાર્લાઇલ.

કવિતાનો સાક્ષાત્કાર શબ્દો છે. અને તે સૌંદર્ય તરસી આંખોમાંથી જન્મે છે. એડગર એલન પો. પોએટીક પ્રીન્સીપલ.

કવિતા–જીવનના વળાંકોનું નામ છે. તે અમારી કલ્પીત જગતના પદાર્થો, ભાવનાઓ. અને વિચારોની શબ્દાવલી છે. આલફ્રેડ-ઓસ્ટન, હ્યુમન ટ્રેજેડી.

કવિતા સપ્રમાણ અને સુમેળ વિચારોની ભાષા છે. જે સ્વભાવ, પરિસ્થિતિ, વિચારો, ભાવનાઓ, અને જીવનના ભિતરને પ્રત્યક્ષ કરે છે. એ. સી. સ્ટોડમેન, નેચર એન્ડ એલીમેન્ટ ઓફ પોએટ્રી.



## એમ. એમ. પી. રાંદેર (આભાર સ્વીકાર)

જોહાન્સબર્ગ (સા. આફ્રિકા)થી હા. મી. ઇસ્માઈલ મોહમ્મદ રાવત બી. એ., એલ. એલ. બી.

| પો. શી. પે. | |
|---|---|
| ૧–૫–૦ | બ્રોડવે હાઉસ |
| ૬–૦–૦ | આમદ મુસાજી એન્ડ કો. |
| ૧-૧૦-૦ | બાઇ બાઇ બાઝાર |
| ૦-૧૦-૬ | અબ્દુલગફુર અસ્લી |
| ૧–૧–૦ | એ. કે. બાઝાર |
| ૧-૧૦-૦ | હોલીવુડ હાઉસ |
| ૧–૨–૬ | અહમદ અમેજી |
| ૧–૧–૦ | મુસા ઇસાકજી |
| ૩–૩–૦ | એ. એમ. નાનાભાઇ |
| ૧–૧–૦ | એ. એમ. સીદાત |
| ૩–૦–૦ | હાજી ઇસ્માઈલ મગેરા |
| ૦-૧૦-૦ | રશીદ મીયાં |

| પો. શી. પે. | |
|---|---|
| ૦-૧૦-૦ | મૌલવી કાછલીઆ |
| ૧–૧–૦ | અહમદ અલી એન્ડ સન્સ |
| ૦-૧૦-૬ | સઇદ વલી ઉલ્લાહ |
| ૩–૩–૦ | એ. એમ. કાઝી |
| ૩–૦–૦ | ઇસમાઇલ નવાબ |
| ૨–૨–૦ | યુસુફ ગુલામ હુસેન બના |
| ૦-૧૦-૬ | ઇસમાઇલ હાજી ઇ. કુવાડીઆ |
| ૨–૦–૦ | એમ. એસ. કુવાડીઆ |
| ૨–૦–૦ | ઇ. આઇ. પટેલ |
| ૨–૨–૦ | એચ. ઇ. કુવાડીઆ |
| ૩–૩–૦ | એન. એ. કુવાડીઆ |
| ૧–૦–૦ | એ. પારખ |

પાં.શી.પે.
૦-૧૦-૬ ઇ. એમ. દેસાઇ
૧-૦-૦ મીર લેધર વર્કસ
૧-૦-૦ ઈ. એમ. એખલવાયા
૧-૧-૦ અહમદ સુલેમાન
૩-૩-૦ અહમદ સીદાત
૨-૨-૦ અહમદ ઇબ્રાહીમ પટેલ
૩-૦-૦ અહમદ હસન લહેર
૩-૩-૦ મોહમદ ઇબ્રાહીમ કોસાડીઆ
૧-૧-૦ આઈ. એ. કાઝી
૧-૦-૦ મુસા હસન
૧-૧-૦ સાલેહ ઇબ્રાહીમ
૨-૦-૦ સુલેમાન ઈસમાઇલમીઆ
૧-૧-૦ વાય. એ. કુવાડીઆ
૨-૨-૦ હસન કારા
૨-૨-૦ એમ. આઇ. કરોલીઆ
૦-૧૦-૬ હુસેનમીઆ
૦-૫-૦ એમ. આઇ. વાણીઆ
૧-૧-૦ આઇ. એમ. પટેલ
૧-૧-૦ એમ. ઈ. બુલબુલીઆ
૧-૧-૦ એમ. એચ. વાંઝા
૦-૧૦-૦ જીવાભાઇ
૧-૧-૦ કાસિમ હુસેન
૦-૧૦-૦ વલીખાન
૦-૧૦-૦ વલી એન્ડ સન્સ
૦-૧૦-૬ એમ. ખાન
૦-૧૦-૬ મુસા ઇબ્રાહીમ બુલબુલીઆ
૦-૧૦-૬ રહેમાનખાન
૦-૧૦-૦ મીઆ પટેલ
૧-૧-૦ મુસાજી સુનારા

પાં.શી.પે.
૦-૧૦-૦ એમ. આઇ. ભાણા
૧-૧-૦ અહમદ સાલુજી
૧-૧-૦ મહમદ ઇબ્રાહીમ બિલાખડી
૧-૧-૦ ઈ. ઈ. લહેર
૧-૧-૦ ઈ. એમ. ટીમોલ
૨-૦-૦ હસનભાઇ સોરગત
૦-૧૦-૬ એક ગૃહસ્થ
૧-૧-૦ યુસુફ ઇસમાઇલ કોસાડીઆ
૧-૧-૦ ઇબ્રાહીમ સુલેમાન
૦-૧૦-૬ ઇસમાઇલ ટંકોલીઆ
૦-૧૦-૬ મહમદ બગસ
૧-૧-૦ મહમુદ વાડી
૦-૧૦-૬ અલી મુસા
૦-૧૦-૦ હસન પટેલ
૦-૧૦-૦ સોની રાંદેરવાલા
૦-૧૦-૬ મહમદ બદાત
૦-૧૦-૬ હસન અમેજી લુણાત
૦-૧૦-૦ એચ. એ. લુણાત
૦-૫-૦ ગુલામ હુસેન સાલુજી
૦-૫-૦ અહમદ મતવાડીઆ
૦-૧૦-૬ મહમદ હસન સીદાત
૦-૧૦-૬ હાજી રાવત
૦-૨-૬ સાલેહ અહમદ
૨-૦-૦ ઇસમાઇલ નવાબ
૩-૦-૦ ઇબ્રાહીમ અમેજી લુણાત
૧-૦-૦ મહમદ ઇસમાઇલ ભામ
૧-૦-૦ ગારડી શેઠ
૦-૧૦-૬ એમ. આઇ. રાઇજી

પાંઉ ૧૦૧-૯-૦ના કુલે રૂા. ૧૩૩૫-૧-૦ નો ઇસ્ટર્ન બેન્ક લી૦, મુંબઈ ઉપરનો ડ્રાફ્ટથી.



# સ્નેહ–સ્મરણ

(એક પુરાણા મિત્રને અર્પણ)

હતું નિત બેસવું સાથે અને ફરવું હતું સાથે,
હતી ઇચ્છા વ્યતિત સારૂં જીવન કરવું હતું સાથે;
ડૂબીને પ્રેમ-સાગરમાં ફરી તરવું હતું સાથે,
જિગરના આશ-અરમાનો હતા મરવું હતું સાથે.

પરંતુ હસરતો દિલની બધી દિલમાં સમાવીને,
ગયો તું ઠોકરે મારી મને પળમાં બનાવીને.

બનીને અંધ તારા બોલ પર મુજ પ્યાર વહેતો'તો,
તજી હર કામ હું તુજ સાથમાં દિન-રાત રહેતો'તો;
હું કરતો'તો વિના સંકોચથી જે કંઇ તું કહેતો'તો,
અને હું લોક-નિંદાને ફક્ત તુજ કાજ સહેતો'તો.

કરી વિશ્વાસ તારા બોલ પર અંતર તને દીધું,
અને સોંપી હજારો વાર મોંઘું સર તને દીધું.

તું કહેતો'તો હું તારો બાઇને તું બાઇ છે મારો,
તને હું, તું મને લાગી રહ્યો છે પ્રાણથી પ્યારો;
તું મારો થઇને રહેજે હું સદા થઇને રહું તારો,
મને નઝરે પડે છે તું મહીં સંસાર આ સારો.'

ગયા એ બોલને એ બોલનારો પણ ગયો છેટે,
કરાવી મિત્રતાની જગ મહીં હાંસી થયો છેટે.

તને કહેતો'તો મરવાનું તો તું તૈયાર થઇ જાતો,
કસોટીએ તને કસતાં સદા તું પાર થઈ જાતો;
મુસીબત-આફતોમાં મુજ જીવન-આધાર થઇ જાતો,
સદા તત્પર રહી સેવા મહીં એકતાર થઇ જાતો.

એ ચાહત ક્યાં ગઇ આજે, એ ઉલ્ફત ક્યાં ગઈ આજે!
એ રાહત અર્પનારી દિલને મહબ્બત ક્યાં ગઇ આજે!

હું તુજને પુછતો'તો 'દોસ્તી શું આ અમર રહેશે?
મહબ્બતની દિલો પર શું સદા તાઝી અસર રહેશે?'
તું કહેતો 'પ્રેમથી દિલ આપણા નિશદીન સભર રહેશે,
પરસ્પર સ્નેહથી અંતર બિરાદર તરબતર રહેશે.'

સુણી વાણી વિમલ તારી અનેરો પ્યાર ઉભરાતો,
જુદા પડશું ન બન્ને મૌતથી ઇકરાર ઉભરાતો.

મને બેચેન જોઇ તુ કદી આઘો ન રજ થાતો,
મને ખુશ રાખવા તું દર્દપૂર્ણ આવાઝથી ગાતો;
મને એ યાદ આવી જાય છે જ્યારે મુલાકાતો,
ફરી એ ઝખ્મ તાઝા થઈ કરે છે દિલને આઘાતો.

એ તારા ગીતના સુંદર સરોદો યાદ આવે છે,
હજી વાતાવરણથી ગાન કેરા નાદ આવે છે.

તને છે યાદ અંતરથી પરસ્પર કોલ દીધા'તા?
બિરાદર પાક મહબ્બતના અમીરસ પાન પીધા'તા?
'સદા બંધાઇ રહેવું મિત્ર-ગાંઠે' બોલ કીધા'તા?
મળી સાથે શપથ બહુ આકરા એ કાજ લીધા'તા?

મને ન્હોતી ખબર પળમાં બધા વચનોને તોડીને,
દગો દઇ દૂર થાશે દોસ્તી અણમૂલ છોડીને.

તને મારા કસમ દેતાં કહે શું શું ન તું કરતો?
ઈશારો એક થાતાં શીશ મુજ ચરણો મહીં ધરતો;
વળી નિસ્તેજ મુજ જીવન મહીં તું ચેતના ભરતો,
અને તારા કસમ પર હુયે મારી જાન પાથરતો.

નથી આજે કસમ, એની નથી કિમ્મત રહી રજભર,
હતા જે એક અંતર એ મહીં ઝાઝું પડયું અંતર.

હતા એ કોણ હીચકારા, કર્યો કોણે સિતમ કહી દે?
વછૂટી પ્રેમ-ગાંઠે કાં, કરી મુજ પર કરમ કહી દે!
જુદાઇ રંજો-ગમના તું મને ભેદો-ભરમ કહી દે!
ન જાણું કેમ નાસે દૂર તું મારા કસમ કહી દે!

મને આવી ગળી કહેજે અગર કહેવાની હિમ્મત હો,
જિગરમાં યાદ હો બાકી કસમની કાંઇ કિમ્મત હો.

જગત હાંસી કરીને કહી રહ્યું ધીટકાર છે તુજને,
ન કિમ્મત સ્નેહની આંકી શકયો ધિક્કાર છે તુજને;
દગા વિશ્વાસઘાતો પર અતિશય પ્યાર છે તુજને,
તો ઘાતોનો જરૂર બદલો અહીં મળનાર છે તુજને.

મહબ્બત-પ્રેમથી 'હિમ્મત' જીવન આબાદ થઇ જાશે,
તને બર્બાદ કરનારા બધા બર્બાદ થઈ જાશે.

—"હિમ્મત"

ઉર્દૂ-સાહિત્યના
મુસ્લિમ

# મહાન શાયરો

'અનીસ', 'અમીર', 'અકબર',
'અખ્તર', 'અસગર', 'એહસાન'.

△

**અકબર ઈલાહબાદી:**—સૈયદ અકબર-હુસેન નામ—'**અકબર**'-ઉપનામ, અલ્હાબાદ વતન-જન્મ ઇ. સ ૧૮૪૬માં-તેમના વડવાઓ (સૈયદ અરબ) નિશાપુર ખુરસાનથી ઈ. સ. ૧૨૩૪ માં હિંદુસ્તાન આવ્યા. પિતાનું નામ સૈયદ તફઝ્ઝુલ હુસૈન જે નાયબ તેહસીલદારના હોદ્દાએ હતા. પ્રાથમિક શિક્ષણ સરકારી નિશાળમાં મેળવ્યું. ઇ. સ. ૧૮૭૦માં હાઇકોર્ટમાં કલાર્કની જગ્યા મળી. પછી કાયદાની પરીક્ષા પાસ કરી જજ થયા. આગળ જતાં તો સેશન્સ જજ પણ બની ગયા. ઈ. સ. ૧૮૯૮ માં ખાનબહાદુર બન્યા. ઇ. સ. ૧૯૦૩ માં પેન્શન લીધું. શાઈરીનો શોખ નાનપણથી હતો. ૧૭ વરસની ઉમ્મરની ગઝલો 'કુલ્લીયાત' માં મૌજૂદ છે. મુન્શી ગુલામ હુસૈન 'વહીદ' શાગિર્દે 'આતિશ' લખનવીથી ઇસ્લાહ લેતા. ઈ સ. ૧૯૨૧માં ૭૫ વરસની ઉમ્મરે આ ફાની દુન્યાથી કૂચ કરી ગયા. આજ લગી દુન્યાવાળાઓ તેમને સંભારે છે.

હઝરત 'અકબર' પોતાના હઝલ રંગમાં (હાસ્યરસમાં) અજોડ હતા. પૂર્વની સંસ્કૃતિના પૂજક હતા. મોટું હૃદય અને વિશાળ દિમાગ હતું. મોગલ સલ્તનત તેમની નજરો સમક્ષ ખતમ થઇ, અને હિંદુસ્તાન જોતજોતામાં ગુલામીની ઝંઝીરોથી જકડાઇ ગયું. ગુલામ પ્રજાનું એજ ધ્યેય છે કે પોતાના રાજ્યકર્તાઓની દરેક વાતોનું અનુકરણ કરે. જેથી હિંદુસ્તાને પણ પોતાની સંસ્કૃતિને ત્યાગી દઇ પ્રાશ્ચાત્ય સંસ્કૃતિને અપનાવી. 'અકબર' એ સંસ્કૃતિને અટકાવી શકયા નહીં. પરંતુ એ જોઈ રાતાપીળા થઈ જતા, અને એમના હૃદયનો ઉભરો એક ભયંકર સ્વરૂપ ગ્રહણ કરી લેતો. એ ભયંકર સ્વરૂપે આપની શાઇરીમાં હાસ્યનો રંગ ઉત્પન્ન કર્યો. પોતાની બુદ્ધિ, કલ્પનાશકિત અને દૂરના વિચારોથી તેમણે સમાજ પર ઘણા કટાક્ષ કર્યા છે. જો કે દેખાતી રીતે તેમની કૃતિઓ આપણને હસાવે છે પરંતુ ખરી રીતે તો લોહીના આંસુ રડાવે છે. તે એક દુઃખથી ભરપૂર દિલની પુકાર અને કૌમનો અવાઝ છે. તેઓ ગઝલ પણ ઘણી લાંબી રચતા જેનો પ્રત્યેક શેઅર (પંકિત) માર્ગદર્શક ને ગૌણ છે. તેમની શાઇરીના ત્રણ દીવાન પ્રગટ થઇ ચૂકયા છે. જુઓ તેમની કટાક્ષથી ભરપૂર પંકિતઓઃ—

" મહબ્બતકા તુમસે અસર કયા કહૂં,
નઝર મિલ ગઇ દિલ ધળકને લગા. "

o o o

"હર ચંદ બગોલા મુઝતર હૈ,
એક જોશ તો ઉસકે અંદર હૈ;
એક વજદ તો હૈ, એક રકસ તો હૈ,
બેચૈન સહી બરબાદ સહી. "

o o o

" રિઝોલ્યુશન કી શોરિશ હૈ,
મગર ઉસકા અસર ગાયબ,
પલેટોં કી સદા સુનતા હું,
ઔર ખાના નહીં આતા. "

o o o

"લિખેગા કલકે હસરત દુન્યાકી હિસ્ટરી,
અંધેરા હો, રહા હૈ બિજલીકી રોશનીમેં."

o o o

"તરક્કી કી નઇ રાહેં જો ઝેરે આસમાં નિકલે,
મિયાં મસ્જિદસે નિકલે ઔર હરમસે બીબીયાં નિકલે."

o o o

"જો રૂનમાઇકી રસ્મોં પે હૈ મુસર ઇબ્લીસ,
છુપેંગી હઝરતે હવ્વાકી બેટીયાં કબ તક."

° ° °

"સુખન સાઝીકી ચાલોંમેં તો
ખામા ઉન્કા શાતિર હૈ,
મગર જો હાલત અસલી હૈ
વહ પબ્લીકપે ઝાહિર હૈ."

° ° °

"તહઝીબે મગરબી કી બી હૈ વારનિશ ગઝબ,
હમ કયા જનાબે શેખ બી ચિકને ઘડે હુએ."

° ° °

"દરગાહ જાનેવાલે હૈં ગૈરોંકે સાથ વો,
થી જલ રહા હૈ આજ તો ઘર ઘર ચિરાગમેં."

° ° °

**અખ્તર શીરાની:**—આપ ખાસ કરીને રૂમાની શાઇર છે. ઇતિહાસી નામ મસઉદ ખુસરૂ છે. પિતાનું નામ મહમદ શીરાની છે. ઈ. સ. ૧૯૦૫માં ટોંક રાજ્યમાં પૈદા થયા. તેમના પૂર્વજો સરહદથી આવ્યા હતા. તેમના દાદા મૌલ્વી મહમદ ઇસ્માઇલખાં ટોંકના નવાબ મહમદ અલીખાંના માનીતા હતા. પ્રાથમિક શિક્ષણ ટોંકમાંજ પ્રાપ્ત કરી કોલેજના શિક્ષણાર્થે લાહોર ગયા. શાઇરીનો શોખ નાનપણથીજ હતો. પરંતુ શાઇરીની દુન્યામાં ઇ. સ. ૧૯૨૪ થીજ દાખલ થયા. ઇ. સ. ૧૯૩૫માં લાહોરથી 'રૂમાન' નામે પેપર કાઢયું. આગા હશ્ર કાશ્મીરીએ એક નઝમમાં કહ્યું હતું કેઃ—

"કહો ઝાહિદસે કયું હૈ
ઇસ કદર ફિરદોસ પર નાઝાં,
હઝારોં જન્નતેં આબાદ હૈ
તખય્યુલે 'અખ્તર' મેં."

શાઇરીની દુન્યામાં આપનો કોઇ હરીફ નથી. તેમની શાઇરીમાં રૂમાનીયત, સૌંદર્યતા, આનંદ, મસ્તી, જલન અને શૃંગાર ઉપરાંત જોશ અને મીઠાશપણું ભરેલ છે. તેઓ સૌંદર્યનું વર્ણન સારી રીતે કરી શકે છે. અત્યાર લગીમાં તેમના ત્રણ સંગ્રહો પ્રગટ થઇ ચૂકયા છે.

"ખુદાઇ ભરમેં કિસી શૈકી જુસ્તજુકી ન થી,
સીવાયે ઇસકે કુછ 'અખ્તર'કી આરઝુ હી ન થી,
સિતમ શઆર કો જી ભરકે પ્યાર કર લેતે."

° ° °

**ફિરદૌસીયે હિંદ મીર 'અનીસ'** લખનવીઃ—ઇમામ હુસેન અલૈ૦ની શહાદતના ભયાનક દશ્યોને મરસીયાના રૂપમાં નઝમ દ્વારા રજુ કરવાવાળા મીર 'અનીસ'નો દરજ્જો ઉર્દૂ શાઇરોની હરોળમાં ઉચ્ચ સ્થાન ધરાવે છે. મરસીયામાં તે સરળતા અને સુઘડતા પૈદા કરી છે કે તેમના પહેલાના મરસીયા રચનાર શાઇરોએ કરી નથી. મીર 'અનીસ' આલે રસૂલના વર્ણનને કારણે તે માન અને ઇજ્જત પ્રાપ્ત કરી છે કે જેની મિસાલ મળતી નથી. જાણે કે કુદરતે મરસીયાના હક્ક તેમનાજ ઉપર પૂર્ણ કર્યા ન હોય? અને ખાતેમુલ મુલ્કનો ખિતાબ મળ્યો. મીર 'અનીસ'ની રચનામાં, સાદગી, સરળતા, રચનાની ખૂબીમાં અજોડ, તસ્વીર ખેંચવામાં અને વર્ણન કરવામાં એક્કા, અને કોઇ પણ બનાવને યાદ રાખવામાં તેમની બરાબરીમાં કોઇ નથી. નાઝુક વિચાર એ તેમનો મુખ્ય ગુણ છે. તેમની શાઇરી ઉચ્ચ વિચારોનાં નમૂના રૂપ છે. એકજ વિષયને હજારો રીતે રજુ કરે છે. ઉર્દૂ શાઇરોમાં સૌથી વધારે શબ્દોનો ઉપયોગ કરનાર પણ તેઓજ છે. નેચરલ શાઇર હોવાને કારણે આજકાલ 'અનીસ' અંગ્રેજી સાહિત્યમાં પણ ઘણા માનીતા થયા છે. કહેવાય છે કે 'મીર અનીસના જેવા મરસીયા વાંચનાર પણ આજ લગી કોઇ પૈદા થયો નથી.

સુલ્તાનુલ ફુસહા મીર બબરઅલી નામ—'અનીસ' ઉપનામ—મીર મસ્ત હસનના પુત્ર—મીર હસન દહેલ્વીના પૌત્ર. તેમના પૂર્વજો

ઈરાનથી દહેલી આવ્યા. પરંતુ દાદા મીર હસન દહેલ્વી ફૈઝાબાદમાં જઇ વસ્યા. ઇ. સ ૧૮૦૧ માં મીર 'અનીસ' ફૈઝાબાદમાં પેદા થયા. લખનૌમાં વિદ્યા પ્રાપ્ત કરી. શાઇરી તો તેમના વંશમાં વારસામાં ચાલી આવી છે. જે વિષે પોતેજ કહે છે કે—

"ઉમ્ર ગુઝારી હૈ ઇસી -દસ્તકી સિયાહીમેં,
પાંચવી પુશ્ત હૈ શબ્બીરકી મદ્દાહીમે."

પ્રથમ તો શાઇરી કરતા. પરંતુ પોતાના પિતાના કહેવાથી મરસીયા તરફ ધ્યાન આપી જનતામાં મશ્હૂર થયા. સાથે સાથે તેમના મરસીયા પણ અમર છે. ૭૩ વરસની ઉમ્મરે ઇ. સ. ૧૮૭૪માં લખનૌમાં મરણ પામ્યા. કોઇએ સરસ મરણની તારીખ કાઢી છે કેઃ-

"ગમે 'અનીસ' હૈ હૈ દીયા 'દબીર'કા ગમ."

મીરઝા દબીર પણ મરસીયામાં પ્રખ્યાત ઉસ્તાદ ગણાય છે. ફસાહત 'અનીસ'ની છે તો બલાગત 'દબીર'ની છે. બન્નેના મરસીયા પ્રગટ થઈ ચૂકયા છે.

જુઓ તેમના મરસીયાના નમૂનાઃ—

"આજ શબ્બીર પે કયા આલમે તન્હાઇ હૈ,
ઝુલ્મ કી ચાંદ પે ઝોહરા કે ઘટા છાઇ હૈ.
ઉસ તરફ લશ્કરે અયદામેં સફે 'આરાઈ હૈ,
યાં નઃ બેટા નઃ ભતીજા નઃ કોઇ ભાઇ હૈ.

° ° °

"બરછીયાં ખાતે ચલે જાંતે હૈ તલ્વારોમેં,
માર લો પ્યાસેકો હૈ શોર સિતમગારોમેં."

° ° °

"લગી સરદીયે હરગીઝ વહઃ મહમ સર નહીં હોને,
હાથ આઇ વો દૌલત જો મીર નહીં હોતે."

° ° °

**'અમીર' મીનાઈ લખનવીઃ**-મુન્શી અમીર અહમદ મીનાઈ નામ-'અમીર' ઉપનામ-મૌલ્વી કરમ મહમદ લખનવીના પુત્ર ઈ. સ. ૧૮૨૮માં લખનૌમાં પૈદા થયા. વંશાવળી હઝરત મખ્દૂમ શાહે મીના કુદ્દુસ સિર્રહુ સુધી પહોંચે છે. જેમનો મઝાર લખનૌમાં છે. લખનૌના કોઇ શાઇરને લખનૌથી એટલો જુનો સંબંધ ન હશે જેટલો કે મીનાઈ વંશના કારણે એમને છે, કારણ કે મીનાઇ વંશ આસરે ૫૦૦ વરસથી લખનૌમાં છે. પ્રાથમિક વિદ્યા પોતાના પિતાંથી પ્રાપ્ત કરી-પછી અંગ્રેજી વિદ્વાનોથી. નાનપણથીજ શાઇરીનો શોખ હતો. 'અસીર'ના શાગિર્દ થયા. તે વખતે શાહ નસીરૂદ્દીનનો યુગ હતો, અને લખનૌ વિદ્યાનું ધામ ગણાતું. એક બાજુ 'આતિશ' અને 'નાસિખ'ના શાગિર્દો વચ્ચે રસાકસી હતી તો બીજી બાજુ 'અનીસ' અને 'દબીર'ના શાગિર્દો વચ્ચે અથડામણ થયા કરતી. એ કારણોથી 'અમીર'ની શાઇરી જલ્દી ઉન્નતિ પર આવી. ઈ. સ. ૧૮૫૨માં વાજિદ અલી શાહે પોતાના દરબારમાં બોલાવી તેમની શાઇરી સાંભળી. તેજ વખતથી 'અમીર' જનતામાં જાણીતા થયા. ઈ. સ. ૧૮૫૭નો બળવો શાંત થયો અને અવધ રાજ્યની સત્તા નાબૂદ થઇ તો રામપૂરના નવાબ યૂસુફઅલીખાંએ આપને બોલાવ્યા. પછી તો નવાબ કલ્બે અલીખાંની સત્તા આવી. તેમની સત્તા આવવાથી અમીરનેજ નહિં પરંતુ આખા હિંદુસ્તાનના શાઇરોને રામપુર ખેંચવામાં આવ્યા. એ યુગ 'અમીર'ની શાઇરીનો હતો તેઓ નવાબ સાહેબના ઉસ્તાદ પણ હતા. ૪૩ વરસ રામપુરમાં માનથી રહ્યા. 'દાગ' દહેલ્વીના બોલાવવા પર હૈદ્રાબાદ ગયા. પરંતુ જતાંજ બીમાર પડયા અને ઈ. સ. ૧૯૦૦ માં હૈદ્રાબાદમાંજ મરણ પામ્યા—

"તોડ ડાલી મૌતને ગુરબતમેં મીનાયે 'અમીર';
ચશ્મે મેહફિલમેં હૈ અબતક કૈફ સહબાયે 'અમીર'.
(ઈકબાલ.)

'અમીર'ની શાઇરીમાં વાજિદઅલી શાહના દરબાર અને તે વખતની લખનૌની ઝલક નજરે

પડે છે. પછીની શાયરી તો 'દાગ' દહેલ્વીની જેમ પ્રેમી રંગ પર છે. 'અમીર'ની શાયરી સાદી અને સરળ છે. પરહેઝગાર અને ખુશ મિજાજ હતા. તેમના બે દીવાન પ્રગટ થઇ ચૂકયા છે–'સનમખાનએ ઇશ્ક', અને 'મિરાતુલ ગૈબ.'

"ઉનકો આતા હૈ પ્યાર પર ગુસ્સા,
મુજકો ગુસ્સે પે પ્યાર આતા હૈ.

° ° °

'મુસ્કરાકર વો શોખ કેહતા હૈ,
આજ બિજલી ગીરી કહીં ન કહીં."

° ° °

**'અસ્ગર'** ગોંડવી:–અસ્ગર હુસૈન નામ–ઉપનામ 'અસ્ગર'–ઇ. સ. ૧૮૮૪માં પૈદા થયો. પૂર્વજો ગોરખપુરના રહેવાસી—પરંતુ તેમના પિતાજી ગોંડમાં વકીલ હતા. તે કારણે 'અસ્ગર' પણ ત્યાંજ રહ્યા. અસ્ગરે શિક્ષણ ઘરમાંજ પ્રાપ્ત કર્યું. કોઇપણ સ્કૂલ કે કોલેજમાં ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યો નથી. આપે જેટલી ખ્યાતી પ્રાપ્ત કરી તે પોતાની જાતમહેનતથીજ. તેજ પ્રમાણે શાયરીમાં પણ કોઇના નિયત શાગિર્દ રહ્યા નહિં. પ્રથમ મુન્શી જલીલ અહમદ 'વજદ' બેસગ્રામીથી ઇસ્લાહ લેવા માંડી, પછી થોડી ગઝલો અમીરૂલ્લાહ 'તસ્લીમ' લખનવીને બતાવી. અસ્ગરની કૃતિઓમાં તસવ્વુફના વિચારો ઘણા છે. એ બધું શાહ અબ્દુલગની મેંગલોરીના પરિણામે છે કારણ કે અસ્ગરે તેમનાથી બૈઅત લીધી હતી.

'અસ્ગર' તે શાઇરોમાંના એક છે જેમણે અણીના વખતે ઉર્દૂ–શાયરીમાં ઇન્કિલાબ પૈદા કર્યો. અને તે 'આઇનયે જઝબાત' (જોશ રૂપી આરસી) પર જે ધીમે ધીમે પડદો પડયો હતો તે દૂર થયો. તે વસ્તુ જે આ ઉન્નતિના યુગમાં દમ વિનાની અને બેકાર ગણાતી હતી તે ફરી ઝગમગી ઉઠી હતી, અને શાઇરો માટે એક નવો માર્ગ પૈદા થયો. 'અસ્ગર'ની શાયરીમાં રૂહે નિશાત મૌજૂદ છે. તસવ્વુફ અને રૂહાનીયત એ આપના પ્રિય વિષય છે. તેમના કલામો બીજા કરતા ઉચ્ચ છે. તેમાં ખાસ એક ઉચ્ચતા અને ભાવનાના ગુણો જોવામાં આવે છે.

મતલબ કે અસ્ગર તસવ્વુફથી સારી રીતે જાણકાર હતા અને સુંદરતાના ચાહક પણ હતા. તેઓ લતીફ અને નાજુક ઇશારાઓના ચાહક છે અને તે વડે તેઓ ઘણા કામ લે છે. 'અસ્ગર' પરહેઝગાર અને સુફી હતા. ઇ. સ. ૧૯૩૬માં મરણ પામ્યા 'નિશાતે રૂહ' અને 'સરોદે ઝિંદગી' નામે બે દીવાન પ્રખ્યાત છે.

"અલ્લામા સર 'ઇકબાલે' પોતાના પ્રાઇવેટ પત્રોમાં 'અસ્ગર'ની શાયરીની પ્રસંશા કરી છે તેઓ નવીનતા અને અસરના ચાહક છે. અને એજ કારણે તેઓ ઉર્દૂ સાહિત્યમાં એક પ્રસંશા લાયક વધારો કર્યો છે." સર તેજબહાદુર સપ્રુ.

"મેં 'અસ્ગર' સાહબની શાયરીમાં સુંદરતા અને નવીનતાની ખૂબીઓ જોઈ." અબુલ કલામ આઝાદ.'

જુઓ તેમની શાયરીની અમુક પંકિત જે અત્રે ટાંકી છે:–

"ચલા જાતા હું હંસતા ખેલતા મૌજે હવાદિસસે;
અગર આસાનીયાં હોં ઝિંદગી દુસ્વાર હો જાયે."
નઝર ઉસ હુસ્નપે ઠૈરે તો આખિર કયું કર ઠૈરે,
કભી જો ફૂલ બન જાયે કભી રૂખ્સાર હો જાયે.

° ° °

"જીનાભી આ ગયા મુઝે મરનાભી આ ગયા,
પહચાનને લગા હું તુમ્હારી નઝરકો મૈં."

° ° °

"મેરી હિન્દી અજબ હિન્દી,
મેરી મસ્તી અજબ મસ્તી;
કે રાજ ટૂટે પડે હૈ શીશાઓ,
પયમાના બરસેંસે."

• • •

"મેરે સરે નિયાઝકી ગહરીયતે મિટા ન દે,
મોત હો યા હયાત હો કોઈ મુઝે સદા ન દે."

• • •

**'એહસાન' દાનિશ સાહબઃ**—એહસાન દાનિશ સાહબ મઝદૂર શાઇર છે. ઇ. સ ૧૯૧૪માં કાંધલા જી. મુઝફ્ફરનગરમાં પૈદા થયા. આપનું નામ એહસાનુલ હક્ક અને પિતાજીનું નામ કાઝી દનિશ અલી છે. ગરીબાઇના પરિણામે ઘણી જૂજ તાલીમ મેળવી. વતનને ત્યાગી લાહોર આવ્યા, ત્યાં ઘણા વર્ષ લગી મઝદૂરી કરી. કડિયા અને ચોકીદારની પણ નોકરી કરી. પરંતુ એ ઉપરાંત સાથે સાથે પુસ્તકો વાંચવાનું ન છોડયું, અહિં સુધી વાંચન કર્યું કે ધીમે ધીમે ગઝલ રચતા થઇ ગયા. થોડી મુદ્દત તો આપે લાહોરના એક બુક ડેપોમાં પણ નોકરી કરી. હવે લાહોરમાંજ રહે છે. એહસાન દાનિશની શાઇરી પ્રેમી રંગમાં નથી પરંતુ તેમની દ્રષ્ટિ હિંદના મઝદૂરો, ખેડુતો અને બીજા દુઃખોથી પીડાતા લોકોને કુંભ નિદ્રામાંથી જાગૃત કરવાનો છે. કારણ કે પોતે પણ તો એક પિડીત છે, અને રાત દિવસ તકલીફ ઉઠાવી છે. એજ કારણે આપ, ગરીબોની મુસીબત તેમજ દર્દમય કથનીનો ચીતાર ખેંચવામાં એક્કા છે. કેટલાક દીવાન પ્રગટ થઇ ચૂકયાં છે. (અપૂર્ણ)

---

● કલાકાર થવામાં પાપ નથી, પણ કલાને જીવનધર્મથી ભિન્ન માનનાર તરંગી કે દંભી થવું, એ મહા પાપ છે. નટ બનીને અનેક પ્રકારનાં જીવન જીવ્યા છતાં, જે પોતાની જાતને, પોતાનાં સ્વત્વને અને પોતાનાં જીવનં ધર્મને ન ભૂલે એજ સાચો કલાકાર. એવા કલાકાર બનવું સરળ નથી.

• • • •

● દુઃખ સહન કરવાની ભાવના કેળવવાથી, દુઃખ હળવા થઇ જવા પામે છે, એટલુંજ નહિ, પણ દુઃખ સુખ બની જાય છે. વેદનામાં પણ મધુરતાનો આભાસ કરવાની ટેવ કેળવીયે, તો મૃત્યુમાં પણ અમરતાની ઝાંખી થઇ શકે ખરી.

• • • •

● રગેરગમાં વ્યાપેલી કાયરતા, અને ટૂંકી દ્દષ્ટિએ આપણને કુરબાનીઓ આપતાં અટકાવ્યા છે. આપણામાં ઉદારતાપૂર્વક સ્વેચ્છાએ ભોગ આપવાની વૃત્તિનો અભાવ જોવામાં આવે છે, તેનું કારણ પણ આ એકજ છે. આફત સામે ટકી રહેવાનું ખમીર પણ આવાજ કારણોસર આપણમાંથી અદ્રશ્ય થયું છે, અને હવે તો સ્વસ્થ રહેવાનું સામર્થ્ય પણ આપણે ગુમાવી બેઠા છીએ

આરિફ

# એકલો પથિક

[આ કાવ્યના પૂર્વ ભાગના ચાર અને ઉત્તર ભાગના ત્રણ પદો જૂદાં જૂદાં વજનમાં લખાયેલાં છે, એ રચનાના સ્વાભાવિક પ્રવાહને લઈને છે એટલે આ કાવ્ય મિશ્ર વજનનો એક પ્રકાર રજુ કરે છે. ભાવવાહી લાંબા કાવ્યો એમાં રચી શકાય અને વજનને ભાવપ્રવાહનું વૈવિધ્ય પણ જાળવી શકાય]

પથિક છું હું એક મંજલની રહી છે, ઝંખના મારે,
મને લઈ જઈ રહ્યું, આગે-ને આગે પર્યટન મારૂં.
રવિ તારાઓની દુનિયા દિવસે, રાતો તિમિર ઘેરી,
ઉભય કેરા પ્રહારો ઝીલતું જાએ જીવન મારૂં.

હૃદયની ઊર્મિઓમાં જિન્દગી નિરખી રહ્યો છું પણ—
કદી ઉછળી ઉઠે છે તો કદી પછડાઈ જાએ છે!
હૃદય જાણે બન્યું છે, દીપીકાઓની સભા, મારૂં;
કદી એ ઝળહળે છે તો કદી બૂઝાઈ જાએ છે!

કદી હું ગીતના લલકારમાં તલ્લીન થાઉં છું,
કદી ઉર—બંસરીનાં સૂરને છેડી દઉં છું હું!
કદી આંખોને અશ્રુઓની ભીનપથી ભરૂં છું હું,
નિરસતામાં ફરી જીવન-રસો રેડી દઉં છું હું!

સમીર કેરા પ્રવાહ મારા પગોને થરથરાવે છે!
ઉડીને ખાક રસ્તાની કફન થઈ જાએ છે મારૂં!
ખરંતી જોઉં ક્યારે, ઝાડવાંથી પાંદડીઓને;
ઉગંતાં ફૂલ જંગલનાં, ચમન થઇ જાય છે મારૂં!

ક્યારે થાકી જાઉં છું ને શ્વાસ તૂટી જાય છે,
પંથથી ગભરાઉં છું, જોતો નથી સહચર કહિં!
સ્વપ્નને પાછાં જગાવું છું ને ચાલું છું ફરી;
કદનાં ભોંકાય મારી પીઠમાં ખંજર કહિં!

સૂઇ રહી છે એક દુનિયા મારાં સ્વપ્નોની મહિં,
કાળ આવે જાગશે, દુનિયા રચાવાની નવી!
આવરણ ઘેરા, તિમિરનાં છોને ઢાંકીને ફરે,
એકદિન નવદિપ્તીએ સૃષ્ટિ સુહાવાની નવી!

જિન્દગીની કપરી મંજલ પાર કરતો જઇ રહ્યો,
હું બયાબાનોનાં કાંટાઓમાં ઉપવન જોઉં છું!
ખૂન સીંચું છું, ઉગે છે ફૂલની નવ કૂંપળો;
રક્તબિંદુઓથી મારા, નવ્ય ખીલન જોઉં છું!

નસીમ.

• મુન્સિફ

# વિવરં

બપોરનો સમય હતો. હું નિદ્રાવશ હતો. છતાં, મને બળાત્કારે કાંઇ કૌતુક કરી જગાડવામાં આવ્યો. આંખ ઉઘડી તો, મારી સામેજ 'તે' આરામ ચેર પર પુસ્તક વાંચી રહ્યાં હતાં. મેં, મારા જાગૃત થવાની ખબર એમને, યા માલિક. અ...રરરર..વિગેરે મુખ્ય પ્રારંભીક શ્લોકો દ્વારા આપ્યા છતાં, જાણે એમને મારા જાગૃત થવા સાથે કાંઇ સંબંધ ન હોય, એમ ગંભીર સ્વભાવે પુસ્તકમાંજ માથું ઝંપલાવી રાખ્યું. આ એરૂણી પ્રત્યે એક બોલ પણ કહેવાની મારી મજાલ તો ન હતી, છતાં દિલ બહેલાવવા ખાતર મેં પ્રશ્ન કર્યો.

"શું કરો છો?"

"બેઠી છું..." જવાબ મળ્યો.

"એ તો મને પણ દેખાય છે કે, બેઠી છો પણ, શું કરો છો?"

"બેઠી છું એ દેખાય છે, અને વાંચુ છું, એ નથી સૂઝતું"

"હા, તો શું વાંચો છો..."

"પુસ્તક..."

"કયું પુસ્તક...?"

"ગુજરાતી..."

"તૌબા...એમજ હું તમારાથી બેઝાર છું ને? જે વાત પૂછીએ તેનો અધુરોજ જવાબ...!"

વાસ્તવમાં અમારાં 'તે' મારા માટે એક આફત સમાન હતાં. જાડું અલમસ્ત શરીર, મોટી, મોટી કાચબા સમાન આંખો જેમાં જવાનીનું જોમ અને શરારતના બે છલકતા જામ હરહંમેશ, મને મદહોશ કરવા આતૂર રહેતા, એ, મારી અર્ધાંગના નહિં પણ, મારા આખા અંગ પર સર્વહક્ક સ્વાધીન થઇ રહ્યાં હતાં. મારા ઘરની લાયબ્રેરી કે, કીચન રૂમની વ્યુહ-રચના એમનાજ પ્રતાપે જોવા જેવી થઇ રહી હતી.

કોઇપણ વાતનો તડ કે ફડ ફેંસલો કરી નાંખવો, એ એમનું કામ હતું.

એક વેળા હું, સ્પેસ્યલ અંક માટે લેખ તૈયાર કરી રહ્યો હતો. એ લેખની સાફ કોપી તૈયાર થઇ રહી હતી. લેખની ચોકખી કોપીઓ એક પછી એક મારી જમણી બાજુ ટેબલના ખુણા પર ખડકાઈ રહી હતી, ત્યાં એક કોપીમાં ભૂલ થવાથી રદ કરવામાં આવી. ભોગજોગે એ મારી બાજુમાં ઉભે પગે મારા લખાણ પર દ્રષ્ટીપાત કરી રહ્યાં હતાં. અને મારા લખાણનાં વખાણ કરી નિશ્ચયપૂર્વક મને ભૂલનો ભોગ બનાવવા મંથન કરી રહ્યાં હતાં. ઉપરોક્ત ભૂલ એમનાજ પ્રતાપે થઇ હતી. એજ કારણે મેં, એ ભૂલવાળું પાનું રદ કરી, ભૂલથી બાજુ પર પડેલી લેખની ચોકખી નકલો પર મૂકી દીધું. અને મેં એમને એ પાનું ફાડીને ફેંકી દેવા કહ્યું, એ તો, શરારત કરવાજ ત્યાં ઉભાં રહ્યાં હતાં. એમને તો આ સોનેરી તક સાંપડી હતી. તેમણે એકના બદલે, યા બહાને નીચેની ખીજી કોપીઓ પણ ઉઠાવી ફાડી નાંખવા માંડી, એકના બદલે વધુ પાનાંઓનો ખડખડાટ સાંભળી મેં ગભરાઇને ઉંચે જોયું તો, મારા તો હોશજ ઉડી ગયા. મેં જલ્દીથી તેમના હાથ રોકી લીધા. નહીંતર રહેજવારમાં મારા આખા દિવસની મહેનત ધૂળધાણી થઇ જાત.

આમ અનેકવાર મારે એમના પ્રતાપે ખમવું પડતું.

હા, તો આ વચમાં વધુ પડતી વાત થઈ ગઇ. મેં પુનઃ પ્રશ્ન કર્યો.

"એ ગુજરાતી કયું પુસ્તક છે...!"

"આત્મકથા."

"કોની...?"

બિલ્કુલ ગંભીર સ્વભાવે જવાબ આપેલ.

"તમારા વરની."

"મારા વરની...!" મારા વરની...! આ

○ રિફાઇ સાબેરી

# મોહર્રમ શ૦ની ફઝીલતો

[ ડિસેમ્બર અંક પ્રગટ થાય ત્યારે માસ મોહર્રમનો એક દાયકો વીતી જાય એમ હોવાથી આ લેખને આ અંકમાં સ્થાન અપાયું છે—તંત્રી ]

અલ્હમ્દોલિલ્લાહે રબ્બિલ્આલમીન વસ્સલાતો વસ્સલામો અલા હબીબે મોહં- મદીવં વ અલા આલેહી વ અસ્હાબેહી વ અઝવાજેહી વઝુર્રીયાતેહી વ અહલે બૈતેહી વ અહબ્બાએહી વ અહલે તાઅ- તેકા અજમઈના સલાતન દાએમતમ બેદવામે મુલ્કિલ્લાહઃ

ખુદાપાક કુર્આન શરીફમાં ફરમાવે છે કેઃ– અમારી નઝદીક (લૌહે મહ્ફૂઝમાં) જમીન-આસ્માન વગેરે પેદા કર્યાં ત્યારથી મહીનાઓની ગણત્રી છે અને તે બાર (મહીના)ની છે. આ બાર મહીનામાં ચાર મહીના અદબ, આમ અમન, માન અને ઇઝઝતના છે; જેમાં મોહર્રમ શરી- ફનો પણ એક મહીનો છે

મોહર્રમ શરીફની ઇઝઝત અને હુર્મત, ખુદાપાકના ફરમાન મુજબ, દુન્યા પેદા કરવામાં આવી ત્યારથી કયામત સુધી કાયમ દાયમ રહેશે. અંબિયા (અલૈ૦) જે દરજાને લાયક હતા તે દરજા, ખુદાપાકે મોહર્રમ શરીફનાજ મહીનામાં, તેમને અતા કર્યા હતા

હઝરત ઇબ્ને અબ્બાસ (રદી૦)થી રિવાયત છે કેઃ–એક દિવસે હુઝૂર (સલ૦) મોહર્રમ શરી- ફના આશૂરહ્*ની ખુબીઓનું વર્ણન કરતા હતા ત્યારે કેટલાક સહાબીઓ (રદિ૦)એ સવાલ કર્યો કે "યા રસૂલુલ્લાહ (સલ૦), શુ ખુદાપાકે બધા દિવસો કરતાં આશૂરહ્ના દિવસને અફ્ઝલ કર્યો છે?" આપે (સલ૦) જવાબ દીધો "હાં" અને વધુમાં ફરમાવ્યું કે (૧) અલ્લાહતઆલાએ આશૂરહ્નેજ દહાડે આસ્માનને પેદા કર્યાં હતા (૨) દરીયાઓ અને પહાડોને એજ દહાડે પેદા કર્યાં હતા (૩) "કલમ"ને (૪) "લૌહ"ને પણ એજ દહાડે પેદા કર્યા હતા (૫) હઝરત આદમ (અલૈ૦)ને એજ દહાડે પેદા કર્યા હતા અને (૬) એજ દહાડે તેમને જન્નતમાં દાખલ કર્યા હતા (૭) હઝરત ઇબ્રાહીમ (અલૈ૦)ને પણ એજ દહાડે પેદા કર્યા હતા અને એજ દહાડે તેમને નમરૂદની આગમાંથી છૂટા કર્યા હતા (૮) ફિ- ર્ઓન મલઉનને એજ દહાડે ડુબાડવામાં આવ્યો હતો (૯) હઝરત ઐયૂબ (અલૈ૦)નાં રંજ-તક- લીફ-બીમારી એજ દહાડે દફે (દૂર) કરવામાં આવેલી (૧૦) હઝરત આદમ (અલૈ૦)ની તૌબા પણ એજ દહાડે કબૂલ થએલી (૧૧) હઝરત ઇસા (અલૈ૦) એજ દહાડે પેદા થયા હતા (૧૨) અને કયામત પણ એજ દહાડે થશે.

આશૂરહ્ની રાત આશૂરહ્નો દિવસ અને મોહર્રમ શરીફનો આખો મહીનો (રાત-દહાડા) નેક કામો કરવા માટે અફ્ઝલ છે, જે નીચે લખેલ રિવાયતો વગેરે ઉપરથી સાબિત થાય છે; એમાં જે કંઇ નેક કામ, અમલ, વિર્દ વઝીફા, ઇબાદત વગેરે કરવામાં આવે તેનો સવાબ

* "આશૂરહ્" મોહર્રમ શરીફની ૧૦મી તારીખને કહેવામાં આવે છે.

હુઝૂર (સલ૦) અને શહીદો (રિદવા૦)ને બખ્શિ દેવો જોઇએ.

હઝરત અલી (રદી૦)થી રિવાયત છે કેઃ– જનાબ હઝરત રસૂલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું છે કે "જે માણસ (હરકોઇ મુસલમાન મરદ, ઔરત (વગેરે) ફકત ખુદાપાકની રઝામંદી માટે આશૂરહની આખી રાત* ઇબાદતમાં ગુઝારશે તો ખુદાપાક તેની ઉમરમાં વધારો કરશે.

હઝરત શેખ ઉસ્માન હારૂની (રેહ૦)એ લખ્યું છે કેઃ–જે માણસ વરસને છેલ્લે દહાડે એટલે ઝિલ્હજ્જ મહીનાને છેલ્લે દહાડે અને મોહર્રમ શરીફને પહેલે ચાંદ નીચે લખેલી દુઆ પઢશે તો ખુદાપાક આખું વરસ તેને પોતાની હિફ્ઝો અમાનમાં રાખશે.

**બિસ્મિલ્લા હિર્રહમાનિર્રહીમ, અલ્લાહુમ્મા માઅમેલત મિન અમલે ફી હાઝેહિસ્સુન્નતે મિમ્મા નોહીય્યતોના અન્હો વલમ તર્દહે વ નસીતહે વલમ તન્સેહૂ વ હલ્લેમ્તા અન્ની બાઅદા કુદરતેકા અલા અકોબતી વ દાઅવતની ઇલય્યાં લિલતૌબતે બાઅદા હુરી ઇલય્યા અલૈકા; અલ્લાહુમ્મા ઇન્ની ફસ્તગફેરો બેકા ફીહા યા ગફૂરો ફગ્ફેર્લી વમા અમેલત મિન અમલે તર્દાહો અન્ની વઇદતનીસ્સવાબા ફતકલ્બહા મિન્ની વલા તકત્તઆ રેજાલીયા અઝીમુર્રજાઆ; અલ્લાહુમ્મર્ઝુકની ખૈરા હાઝેહીસ્સુન્નતે વમા ફીહા બેરહમતેકા યા અર્હમર્રાહેમીન.**

(રાહતુલ કોલૂબ)

મજકૂર દુઆને અસર પછી (મગરેબ પહેલાં) અને ચાંદ થયા પછી મગરેબ પછી તુરત પઢવી અને બેહતર અને અફઝલ એ છે કે મગરેબની નમાઝ પછી બે રકાત નફિલ પઢી મજકુર દુઆ પઢવી એની આગલ પાછલ કમતીમાં કમતી ૩–૩ વખત દરૂદ શરીફ પઢવું અને દુઆને ખુશી હોય તેટલી વખત પઢવી.

હઝરત શેખ બહાઉદ્દીન ઝકરીઆ (રેહ.)એ ફરમાવ્યું છે કેઃ–જનાબ હઝરત રસૂલે ખુદા (સલ૦)એ ફરમાવ્યું છે કે "જે માણસ ઝિલ્હજ્જ મહીનાને છેલ્લે દહાડે બે રકાત નફિલ જેની દરેક રકાતમાં સૂરએ ફાતેહા પછી થોડું કુર્આન શરીફ* પઢી સલામ ફેરવી મજકૂર દુઆને સાત વખત પઢશે તો ખુદાપાક તે વરસના તેના ગુન્હા બખ્શી દેશે (રાહતુલ કોલૂબ)

જનાબ રસૂલે ખુદા (સલ૦)એ ફરમાવ્યું છે કેઃ–રમઝાન શરીફ પછી ખુદાપાકની નજદીક મોહર્રમના રોઝા અફઝલ છે, અને ફરઝ નમાઝ પછી એ મહીનાની રાતોની નમાઝ (નફિલ) અફઝલ છે.

હઝરત મુજાહિદ અને હઝરત ઇબ્ને અબ્બાસ (રિદવા.)થી રિવાયત છે કેઃ–જનાબ હઝરત રસૂલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું છે કે "જે માણસ મોહર્રમના મહીનામાં એક રોઝો રાખશે તો તેને દરેક રોઝાને બદલે ૩૦–૩૦ રોઝાનો સવાબ મલશે.

હઝરત ઇબ્ને અબ્બાસ (રદી૦)થી રિવાયત છે કેઃ–જનાબ હઝરત રસૂલે ખુદા (સલ૦) એ ફરમાવ્યું છે કે "જે માણસ ઝિલ્હજ્જ મહીનાને છેલ્લે દિવસે અને મોહર્રમ શરીફના

*મોહર્રમ શરીફની ૯ મી તારીખના મગરેબ પછીથી તા. ૧૦મીની સવાર સુધી આશૂરહની રાત કહેવાય છે.

* જો કુર્આન શરીફમાંથી યાદ ન હોય તો "આયતુલ કુર્સી" ત્રણ ત્રણ વખત અથવા સૂરએ ઇખ્લાસ પંદર પંદર વખત પઢશે તો પણ ઈ. અ. ઉપર મુજબ બખ્શિશની ઉમ્મેદ રહે છે. બિલકુલ નહીં પઢવા કરતાં આ રીતે પઢવું બેહતર છે. બદલો દેનાર ખુદાપાક છે.

પહેલા દિવસે રોઝા રાખશે તો ગયું આખું વરસ તેણે રોઝા રાખવા બરોબર અને નવું વરસ પણ રોઝાથીજ શરૂ કર્યા બરાબર થશે અને એના બદલામાં તેના ૫૦ વરસના કફ્ફારા ખુદાપાક અતા કરશે.

મોહર્રમ શરીફના મહીનામાં રોઝા રાખવા, ખાસ કરી ૯મી અને ૧૦ મી તારીખોએ રોઝા રાખવા; રાત્રે તથા દિવસે નફિલો વગેરે પઢવી, વધુ દરૂદ શરીફ પઢવું, આશૂરહને દહાડે ગરીબો–યતીમ–મિસ્કીનોને ખવાડવું, મુસાફરોની ઇઝ્ઝત કરી મેહમાનદારી કરવી, તરસીયાઓને પાણી પીવાડવું, બીમારોની ખબરઅંતર લેવી, યતીમ મિસ્કીન અને બેવાઓ અને અપંગ બીમારો-ની ખબર લઈ તેમને બની શકતી દરેક મદદ કરવી, ગુસલ કરવુ, આલિમો તથા સાલેહ (પરહેઝગારો)ની મુલાકાત લેવી, ખાવાનું કપડાં, પૈસા વગેરે લિલ્લાહ આપવું, કબ્રસ્તાન જઈ ફાતેહા-દરૂદ વગેરે પઢી તેનો સવાબ મુર્દાઓને બખ્શવો એ બધા સુન્નત તરીકા છે.

હઝરત અનસ (રદી૦)થી રિવાયત છે કે:– જનાબ હઝરત રસુલુલ્લાહ (સલ૦) દરેક વરસની શરૂઆતમાં શહીદોની કબ્રોની ઝિયારત કરતા હતા (એટલે ત્યાં જઈ ફાતેહા વગેરે પઢી તેનો સવાબ તેમને બખ્શતા હતા.)

મજકૂર રિવાયત ઉપરથી "બુઝુર્ગાને દીન (રેહ), મા–બાપ, અને આમ મુસલમાનોની કબ્રોની ઝિયારત કરવી" આપણા માટે સુન્નત છે.

અમુક બુઝુર્ગો (રેહ.)ના ફરમાવ્યા મુજબ નીચે લખેલ નંબર એકના દરૂદ શરીફને કબ્રસ્તાનમાં જો ૩ વખત પઢવામાં આવશે તો બધા મુર્દાઓ ઉપરથી ૮૦ એંશી વરસના અઝાબને ખુદાપાક ઉઠાવી લેશે અને જો ૪ વખત પઢવામાં આવશે તો બધા મુર્દાઓ ઉપરથી કયામતના દહાડ નો અઝાબ ઉઠાવી લેવામાં આવશે અને જો ૨૪ વખત પઢી તેનો સવાબ માબાપ અને બધા મુર્દાઓને બખ્શશે તો તેણે માબાપના બધા હક અદા કર્યા બરાબર થશે અને એ ઉપરાંત ખુદાપાક ૨૪૦૦૦ ચોવીસ હજાર ફિરિશ્તાઓ નાઝિલ કરશે જેઓ કયામત સુધી તેના માબાપ અને બધા મુર્દાઓની કબ્રો પાસે રહી ઝિયારત કરતા રહેશે (એટલે તેઓ બધા માટે દુઆ માંગતા રહેશે.) જો પોતે દૂર પરદેશમાં હોય તો ત્યાંથી પણ સવાબ બખ્શશે તો ઇ. અ. તેમને પહોંચશે, અને જો માબાપ હયાત હોય અને આમ મુસલમાનોની કબ્રસ્તાનમાં જઈ પઢીને સવાબ બખ્શશે તો પઢનારને ખુદાપાક બેહદ સારો બદલો અતા કરશે જે તે પોતે બેહતર જાણનાર છે.

(૧) બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ, અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયેદેના વ નબીય્યેના મોહંમદીમ મા દામતિસ્સમાવાતો, વ સલ્લે અલા સૈયેદેના વ નબીય્યેના મોહંમદીમ મા દામતિર્રહમતો, વ સલ્લે અલા સૈયેદેના વ નબીય્યેના મોહંમદીમ માદામતિલ બરકાતો, વ સલ્લે અલા રૂહે સૈયેદેના વ નબીય્યેના મોહંમદીન ફિલ્અર્વાહે, વ સલ્લે અલા સૂરતે સૈયેદેના વ નબીય્યેના મોહંમદીન ફિસ્સુવરે, વ સલ્લે અલા ઇસ્મે સૈયદેના વ નબીય્યેના મોહંમદીન ફિલ્અસ્માએ, વ સલ્લે અલા નફ્સે સૈયેદેના વ નબીય્યેના મોહંમદીન ફિન્નોફૂસે, વ સલ્લે અલા કલ્બે સૈયેદેના વ નબીય્યેના મોહંમદીન ફિલ્કોલૂબે, વ સલ્લે અલા કબ્રે સૈયેદેના વ નબીય્યેના મોહંમદીન ફિલ્કોબૂરે, વ સલ્લે અલા રૌઝતે સૈયદેના વ નબીય્યેના મોહંમદીન ફિર્રેયાદે, વ સલ્લે અલા જ–સ–દે. સૈયેદેના વ નબી-

ચ્યેના મોહંમદીન ફિઅજસાદે, વ સલ્લે અલા તુર્બતે સૈયેદેના વ નબીય્યેના મોહંમદીન ફિલ્કુરાએ વ સલ્લલ્લાહો અલા ખૈરે ખલ્કેહી સૈયેદેના વ નબીય્યેના મોહંમદીવં વ અલા આલેહી વ અસ્હાબેહી વ અઝ્વાજેહી વ ઝુર્રીયાતેહી વ અહલે બૈતેહી વ અહબાબેહી વ અહલે તાઅતેકા અજમઈના બેરહમતેકા યાઅરહમર્રાહેમીન.

મજકૂર દરૂદ શરીફ આશૂરહ સિવાય હરહમેશ ખુશી પડે ત્યારે પણ પઢી શકાય છે, જ્યારે પણ કબ્રસ્તાન જવું થાય ત્યારે એને પઢી મુર્દાઓને સવાબ બખ્શવો અફઝલ છે.

નીચે લખેલા દરૂદ શરીફ વધુ વખત (કમતીમાં કમતી ૧૧-૧૧ વખત) પઢી તેનો સવાબ બખ્શવો પણ બેહતર છે:-

(૨) અલ્લાહુમ્મા સલ્લે વ સલ્લેમ વ બારેક અલા રૂહે સૈયેદેના વ નબીય્યેના મોહંમદીન ફિલ્અર્વાહે વ અલા જ-સ-દે સૈયેદેના વ નબીય્યેના મોહંમદીન ફિલ્અ જ-સા-દે વ અલા કબ્રે સૈયેદેના વ નબીય્યેના મોહંમદીન ફિલ્કોબૂર.

(૩) અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયેદેના વ નબીય્યેના મોહંમદીવં વ અલા આલે સૈયેદેના વ નબીય્યેના મોહંમદીન અ-દ-દ મા ફી ઇલ્મિલ્લાહે સલાતન દાએમતમ બેદવામે મુલ્કિલ્લાહ.

(૪) અલ્લાહુમ્મા સલ્લે અલા મોહંમદીન બેઅ-દ-દે મન સલ્લા અલૈહે, વ સલ્લે અલા મોહંમદીન મંલ્લમ યોસલ્લા અલૈહે, વ સલ્લે અલા મોહંમદીન કમા તોહિબ્બો વતર્દા અંતોસલ્લી અલૈહે, વ સલ્લે અલા મોહંમદીન કમા યંબગીસ્સલાતો અલૈહે, વ સલ્લે અલા મોહંમદીન કમા અમર્તના બિસ્સલાતો અલૈહે.

(૫) દરૂદે ઇબ્રાહીમ (નમાઝમાં 'અત્તહય્યાત' પછી પઢવામાં આવે છે તે)

મોહર્રમ શરીફમાં જો બીજા કોઇ વિર્દ વઝીફા વગેરે ન થઇ શકતા હોય તો નંબર ૨ થી ૫ના દરૂદ શરીફ કસરત (વધુ વખત)થી પઢવા બેહતર છે, છતાં જો યાદ હોય તે પણ પઢી શકાય છે.

હઝરત અબ્દુલ્લાહ (રદી૦)થી રિવાયત છે કે:-જે માણસ પોતાની ઔલાદ, એહલો અયાલને આશૂરહને દહાડે સારી રીતે (છુટા હાથે) ખર્ચ કરી સારા કપડાં, ખોરાક વગેરે આપશે તો આખું વરસ ખુદાપાક તેની રોઝી ફરાખ કરશે (ગુંજાયશ અને હેસિયત મુજબ ખર્ચ કરવો જોઇએ.)

મજકૂર રિવાયત માટે હઝરત સુફ્યાન (રદી૦) કહે છે કે "૫૦ પચાસ વરસ એનો તજરૂબો મેં કર્યો છે અને હમેશા મારી રોઝીમાં ફરાખી (બરકત-વધારો) જોઇ છે.

હઝરત યાહ્યા બિન કૈસરે (રદી૦) કહ્યું છે કે:-જે સુરમામાં મુશ્ક મેળવેલુ હોય તે સુરમો આશૂરહને દહાડે જે માણસ આંખોમાં આંજશે તેની આંખો આખું વરસ દુખવા આવશે નહીં."

ખૈરૂલ મવાનિસના પાના ૩૨૩માં લખ્યું છે કે:-આશૂરહને દહાડે સુરમો લગાડવા એટલા માટે હુકમ થયો છે કે "હઝરત નૂહ (અલૈ૦)ની કિશ્તીમાં જે લોકો બેઠા હતા તેમની આંખો પાણીની તાસીરથી રતાંધલી થઇ ગઈ હતી જેથી હઝરત નૂહ (અલૈ૦)ને ખુદાપાકે હુકમ કરેલો કે આશૂરહને દહાડે આંખોમાં સુરમો આંજ્યા કરો.

આશૂરહની રાત્રે અનેક નફિલ નમાઝો પઢવા માટે બુઝુર્ગોને દીને (રેહ૦) ફરમાવ્યું છે જેમાંથી એક આ પણ છે કે "કબ્રમાં રોશની રહેવા માટે બે રકાત નફિલ પઢવી જેની દરેક રકાતમાં સૂરએ ફાતેહા એક એક વખત અને સૂરએ ઇખ્લાસ ત્રણ ત્રણ વખત પઢી સલામ ફેરવી કબ્રની રોશની માટે દુઆ માંગવી ઈ. અ. કયામત સુધી કબ્ર રોશન રહેશે.

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદી (રેહ.) થી મન્કૂલ છે કે:–જે માણસ મોહર્રમ શરીફની પહેલી રાત્રે ચાર રકાત નફિલ નમાઝ જેની દરેક રકાતમાં સૂરએ ફાતેહા એક એક વખત અને સૂરએ ઇખ્લાસ ૧૧–૧૧ અગીઆર, અગીઆર વખત પઢી સલામ ફેરવી:–

**સુબ્બુહુન કુદ્દૂસુન રબ્બોના વ રબ્બુલ મલાએકતે વર્રૂહે (અથવા વર્રૂહ)**

કસરતથી (કમતીમાં કમતી ૧૦૦ વખત) પઢશે તે બેહદ સવાબ મેળવશે.

હઝરત શિબ્લી (રેહ૦)થી નકલ છે કે:– "જે માણસ મોહર્રમ શરીફની પહેલી રાત્રે ૪ ચાર રકાત નફિલ જેની દરેક રકાતમાં સૂરએ ફાતેહા એક એક વખત અને સૂરએ ઇખ્લાસ પદર પદર વખત પઢી તેનો સવાબ હુઝૂર (સલ૦)ને બખ્શશે તો બેહદ સવાબ મેળવશે.

મજકુર નમાઝ માટે હઝરત શિબ્લી (રેહ૦) ફરમાવે છે કે "હુઝૂર (સલ૦)ને મેં ખ્વાબમાં જોયા ત્યારે તેઓએ ફરમાવ્યું કે 'અમારી ઉપર તમારા બેહદ એહસાનો છે, જ્યાં સુધી એના બદલા ખુદાપાકથી ન અપાવીશ ત્યાં સુધી તમો સામે કયામતને દહાડે આવીશ નહીં."

માશાઅલ્લાહ કેટલા નેક સાહેબ અને કેટલો સારો બદલો? માત્ર થોડાજ વખતના આપણા રોકાણનો એથી સારો કયો બદલો લેવાની ઇચ્છા થાય? ખુદાપાક સૌ કોઇને હિદાયત અતા કરે. આમીન.

ચિસ્તિયા સિલ્સિલાના બુઝુર્ગો (રેહ.)ના ફરમાવ્યા મુજબ:–

(૧) મોહર્રમ શરીફના શરૂઆતના દસ દહાડા બીજા કોઇ કામમાં મશગૂલ થવું ન જોઇએ પણ રાત દહાડો તાઅત, ઇબાદત, તિલાવતે કુર્આન શરીફ, દરૂદ શરીફ, દુઆ અને નમાઝ જેમ બને તેમ કસરતથી પઢવી જોઇએ કેમકે એ દિવસોમાં બહુ કહેર થયો છે અને ખુદાપાકની બેહદ રહમત નાઝિલ થાય છે.

(૨) એ દશ દિવસોમાં નીચે લખેલ દુઆ કસરતથી પઢવાનો હુકમ થએલો છે:–

**"બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ અલ્લાહુમ્મા અંતલ્લાહુલ અબદીયુલ કદીમો વ હાઝેહી સુન્નતે જદીદતે અસ્અલોકા ફીહિલ ઇસ્મતે મિનશ્શયતાનિ ર્રજીમે વલ્અમાને મિનશ્શયતાને વમિન શર્રે કુલ્લે દીને વ મિનલ્બલાયા વલ્આફાતે ક્અલોકા વ નસ્અલોકલ ઓના વલ્અદલે અલા હાઝેહિલ નફ્સિલ અમ્મારતે બિસ્સૂએ વલ્ઇશ્તેગાલે બેમાયકર્રેબોની ઇલૈકા, યા બર્રો, યા રઊફો, યા રહીમો, યા ઝુલ્જલાલે વલ્ઇકરામે બેરહમતેકા યા અર્હમર્રાહેમીન."**

મજકુર દુઆનો બેહિસાબ સવાબ મળે છે અને દીનો દુન્યાના અનેક ફાયદા ખુદાપાક ઇનાયત કરે છે.

(૩) મોહર્રમ શરીફની પહેલી રાત્રે જે માણસ ૭ રકાત નફિલ જેની દરેક રકાતમાં સૂરએ ફાતેહા એક એક વખત અને સૂરએ ઇખ્લાસ ૧૦ ૧૦ દશ દશ વખત પઢશે તેને બેહદ સવાબ મળશે, જે ખુદાપાક સિવાય કોઇ પણ જાણતું નથી. (બે બે રકાત કરી નફિલ પઢવી.)

(૪) મોહર્રમ શરીફની પહેલી રાત્રે જે માણસ બે રકાત નફિલ જેની દરેક રકાતમાં **સૂરએ ફાતેહા** અને **સૂરએ યાસીન** શરીફ એક એક વખત પઢશે તેને ખુદાપાક જન્નતમાં એવા બે હજાર મહેલ ઇનાયત કરશે કે જે દરેકમાં યાકૂતના એક એક હજાર દરવાજા હશે અને દરેક દરવાજા ઉપર લીલા જબરજદના તખ્ત ઉપર હૂર બેઠેલી હશે. આ નમાઝ પઢનારની છ હજાર બલાઓ દૂર થઇ જાય છે અને તેના નામે આમાલમાં છ હજાર નેકી લખવામાં આવે છે.

(૫) હઝરત ઇમામ શાફઇ (રેહ૦)એ ફરમાવ્યું છે કેઃ-જે માણસ આશૂરહને દહાડે

**લાઇલાહા ઇલ્લલ્લાહો વહ્દહૂ લાશરીકાલહૂ લહુલ્મુલ્કો વલહુલ્હમ્દો યોહ્યી વ યામીતો વ હોવા હય્યો વ યોમીતો બેયદેહિલ ખૈર વ હોવા અલા કુલ્લે શૈઇન કદીર લામાનેઆ લેમા આઅતૈતો વલા મોઅ્તી લેમા મનેઅ્ત વલા રાદા લેમા કદૈતા વલા યન્ફઓ ઝુલ્જદદા મિન્કા અલ્જદ્દ. ***

એકસો વખત પઢશે તેને ખુદાપાક દોઝખની આગથી આઝાદ કરશે. મજકૂર દુઆ પઢી બંને હાથો ઉપર દમ કરી મોઢાં ઉપર ફેરવવાથી ખુદાપાક તેને બધા ગુન્હાઓથી એવો પાક સાફ કરે છે કે હમણાંજ તે પેદા થયો છે.

(૬) આશૂરહની રાત્રે ચાર રકાત નફિલ જેની દરેક રકાતમાં **સૂરએ ફાતેહા** એક વખત એ પછી **આયતુલ કુર્સી** ત્રણ વખત, એ પછી **સૂરએ ઇખ્લાસ** દશ વખત પઢવી અને સલામ ફેરવી સૂરએ ઇખ્લાસ એકસો વખત પઢવી. એનો બેહિસાબ સવાબ મળશે અને એ ઉપરાંત જે કંઇ ખુદાપાકથી માંગશે તે તેને અતા કરશે.

(૭) હઝરત ખ્વાજા ઉસ્માન હારૂની (રેહ૦)ના ફરમાવ્યા મુજબઃ-હઝરત અબૂ હુરૈરહ (રદી૦)થી રિવાયત છે કે "આશૂરહને દહાડે સવારે સૂરજ નીકળતી વખતે બે રકાત નફિલ પઢે. જેની દરેક રકાતમાં સૂરએ ફાતેહા પછી કુર્આન શરીફમાંથી જે યાદ હોય તે પઢે અને સલામ ફેરવી નીચે લખેલી દુઆ ૧૧ વખત પઢવીઃ-

**બિસ્મિલ્લા હિર્રહમાનિર્રહીમ યાઅવ્વલુલ અવ્વલીના વ યા આખેરૂલ આખેરીના લાઇલાહા ઇલ્લા અંતા અવ્વલો મા ખલકતા ફી હાઝિલ યૌમે વ તખ્લોકા આખેરે માતખ્લોકા ફી હાઝિલ યૌમે આઅતેની ફી હે ખૈરા માઅવ્વલૈતા મા'ફીહે અંબીયાએકા વ અસ્ફિયાએકા મિનન્નવાએબે વલ બલાયા વ આઅતેની માઆઅતેની ફિહે મિનલ કરામતે બેહકકે મોહંમદ અલૈહિસ્સલામ.**

જો કુર્આન શરીફમાંથી કંઇ યાદ ન હોય તો આયતુલ કુર્સી પહેલી રકાતમાં ૩–૩ વખત અને બીજીમાં સૂરએ ઇખ્લાસ ૧૦–૧૦ વખત પઢવી. જો આયતુલ કુર્સી પણ યાદ ન હોય તો બંને રકાતમાં સૂરએ ફાતેહા પછી ૧૫–૧૫ વખત સૂરએ ઇખ્લાસ દરેક રકાતમાં પઢવી. બિલ્કુલ નહીં પઢવા કરતાં તો આ રીતે પઢવું બેહતર છે.

(૮) હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તીયાર

* મજકૂર દુઆ, એના અગાઉ લખાયલી દુઆઓ કે વિર્દ વઝીફા તેમજ હવે પછી જે જે દુઆ કે વિર્દ વઝીફા લખવામાં આવે તે બધાની આગળ પાછળ કમતીમાં કમતી ૩–૩ વખત દરૂદ શરીફ જરૂર પઢવું જોઇએ. જો કે ૧૧–૧૧ વખત પઢવું બેહતર અને અફઝલ છે.

ઉશી (રેહ૦) સાહેબે લખ્યું છે કેઃ—આશૂરહને દહાડે છ રકાત નફિલ નમાઝ એવી રીતે પઢે કે જેની પહેલી રકાતમાં **"સૂરએ ફાતેહા અને વશ્શમ્સ"** એક એક વખત, બીજી રકાતમાં **"સૂરએ ફાતેહા અને ઇન્નાઅંઝલ્ના"** એક એક વખત, ત્રીજીમાં સૂરએ ફાતેહા અને ઇઝાઝુલ ઝલતિલ્અર્દ એક એક વખત, ચોથીમાં **સૂરએ ફાતેહા અને સૂરએ ઈખ્લાસ** એક એક વખત, પાંચમીમાં **"સૂરએ ફાતેહા અને કુલઆઉઝો બેરબ્બિલ્ફલક"** એક એક વખત અને છઠ્ઠીમાં **"સૂરએ ફાતેહા અને કુલઆઉઝો બેરબ્બિન્નાસ"** એક એક વખત પઢવી અને સલામ ફેરવી સજદો કરી સજદામાં **"કુલ્યા ઐયોહલ્કાફેરૂન"** પુરી સુરા પઢવી અને જે કંઈ હાજત વગેરે હોય તે ખુદાપાકથી માંગવી ઈ. અ. ખુદાપાક પુરી કરશે અને એ ઉપરાંત બેહદ સવાબ મલશે આ નમાઝ બે બે રકાત કરીને પઢવી બેહતર છે.

(૯) મજકૂર સાહેબે (રેહ૦) એમ પણ લખેલું છે કેઃ—આશૂરહમાં જે માણસ પહેલે ચાંદથી દશ ચાંદ પુરા દશ દહાડા દરરોજ સીત્તેર વખત **"હસ્બીયલ્લાહો વ નેઅમલ વકીલ નેઅમલ મૌલા વ નેઅમન્નસીર"** પઢશે તો ખુદાપાક તેને બખ્શી દઇ તેનું નામ મશાયખ અને ઔલિયા (રેહ૦)માં લખશે અને દીનો દુન્યાના અનેક ફાયદા અતા કરશે.

(૧૦) જનાબ હઝરત રસુલે ખુદા (સલ૦)એ ફરમાવ્યું છે કેઃ—જે માણસ ખુદાપાક અને ફરિશ્તાઓની ખુશનુદી માટે આશૂરહની રાત્રે અથવા દહાડે ચાર રકાત નફિલ અદા કરે છે (પઢે છે) તેને મુન્કર નકીરના સવાલોથી ખુદાપાક બચાવી લઈ ખુશ કરે છે અને બુલંદ રજા અતા કરે છે.

રાહતુલ કોલૂબ (મલ્ફુઝાતે હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજેશકર રેહ૦)માં લખેલું છે કેઃ—

(૧) આશૂરહના રોઝાની એટલી બધી ફઝીલત છે કે જંગલની હરણીઓ જનાબ રસૂલે ખુદા (સલ૦) અને આપના ખાનદાનની મહબ્બતને લઇ પોતાના બચ્ચાઓને એ દહાડે દૂધ પીવાડતી નથી. જ્યારે જંગલી જાનવરોની આ હાલત છે તો આપણે શા માટે એવી નેઅમતથી મહરૂમ રહેવું જોઇએ તે સમજમાં આવતું નથી.

(૨) પહેલાના જમાનામાં એક કફન ચોર હતો જે તૌબા કરી હઝરત ખ્વાજા હસન બસરી (રેહ૦)ના હાથ ઉપર તાઇબ થયો, ત્યારે આપે તેને કબ્રના મુર્દાઓની હાલત પુછી. તેણે અનેક મુર્દાઓ ઉપર થતા જુદા જુદી જાતના અઝાબેની હકીકત કહી અને એક કબ્રની હકીકત આ મુજબ કહીઃ—તેમાં એક જુવાન માણસ હતો જેની આજુબાજુ બધે લીલા ઝાડો બગીચા જેમ હતા અને તેની પાસેથી પાણીની નહેરો ચાલુ હતી અને તેની સામે તખ્ત ઉપર હુરો બેઠેલી હતી. મેં તેને સવાલ કર્યો કે "એ જવાન! તને આ મર્તબો કેવી રીતે મળ્યો? તેણે જવાબ દીધો કે, "ભાઈ હું પણ તારા જેવો હતો પણ એક ઝાકિરના મોઢેથી સાંભળ્યું કેઃ—જે માણસ આશૂરહને દહાડે છ રકાત નમાઝ પઢશે તેને ખુદાપાક બખ્શી દેશે. એ પછી હમેશા દરેક આશૂરહને દહાડે હું એ નમાઝ પઢતો હતો જેની બરકતથી ખુદાપાકે મને બખ્શી દીધો અને આ દરજ્જો ઇનાયત કર્યો છે.

(૩) નકલ મશ્હૂર છે કેઃ—"રય" શહેરના કાઝી સાહબ પાસે કોઇ સવાલીએ જઇ સવાલ કર્યો કે "આશૂરહના દહાડાના તુફૈલમાં મને કંઈ લિલ્લાહ આપો" ત્યારે પેલા કાઝી સાહબે

તેના તરફથી ગોઢું ફેરવી લીધું. આ વખતે એક નસરાની પણ ત્યાં ઉભો હતો જેણે પોતાના ખીસામાંથી અમુક પૈસા કાઢી પેલા સવાલીને આપ્યાં.

કાઝી સાહબે રાત્રે ખ્વાબમાં જોયું કેઃ– જન્નતમાં સોનાનો એક અને લાલ યાકૂતનો એક એમ બે આલીશાન મહેલો છે, એ જોઈ કાઝી સાહબે સવાલ કર્યો કે "આ ભવ્ય મહેલો કોના માટે છે?' કાઝી સાહબને જવાબ મળ્યો કે "જો કે આ મહેલો તમારેજ માટે હતાં, પણ હવે એ ફલાણા નસરાની માટે છે !'કાઝી સાહબે સવાલ કર્યો કે "એમ શા માટે?" ત્યારે જવાબ મળ્યો કે 'તે ફલાણો ફકીર જેણે આશૂરહના દહાડાનો વાસ્તો દઇ તારી પાસે સવાલ કરેલો ત્યારે જો તું તેનો સવાલ પુરો કરતે તો તુંજ આ મહેલનો માલિક હતો, પણ હવે નહીં, કેમકે તેનો સવાલ પેલા નસરાનીએ પુરો કર્યો છે."

મજકૂર જવાબ સાંભળી કાઝી સાહબ ધ્રુજતા કાંપતા ઉઠ્યા અને સીધા પેલા નસરાની પાસે ગયા અને બહુજ નમનતાઇ અને કાલાવાલા કરી સવાલ કર્યો કે " ગઈ કાલે પેલા ફકીર સાથે તમોએ જે ભલાઈ કરી તેનો સવાલ પુરો કર્યો તેનો સવાબ એક હજાર અશરફીઓ (ગીની) લઈ વેચવા ખુશી છો?"

નસરાનીએ જવાબ દીધો કેઃ–"બદલે તો તેના ચૌખટની એક રજકણને બદલે લાખ દીનાર પણ લેશે નહિ. મહેરબાની કરી તસરીફ લઇ જાઓ. મને પણ તમારી માફક દેખાડનારે (ખુદાપાકે) બધું દેખાડી દીધું છે; અને સાંભળો અને ગવાહ રહેજો (અને કલ્મો પઢી) મુસલમાન થઇ ગયો.

ખુદાપાક સૌ કોઇને આવી નેક હિદાયતો અતા કરે આમીન.

હઝરત આઈશા સિદ્દીકા (રદી૦)થી રિવાયત છે કેઃ–જે કોઇ મોહર્રમ શરીફની પહેલી રાતે આઠ રકાત નફિલ જેની દરેક રકાતમાં "સુરએ ફાતેહા" એક એક અને "સુરએ ઇખ્લાસ" દશ દશ વખત પઢશે તો તેના ઘરવાળાઓની શફાઅત થશે જો તેઓ શિર્કથી પાક હશે.

કિતાબ રશીદુલ મુઅમેનીનમાં લખ્યું છે કેઃ–જે કોઇ મોહર્રમને પહેલે દહાડે* બેરકાત નફિલ જેની દરેક રકાતમાં "સુરએ ફાતેહા" એક એક અને "સુરએ ઇખ્લાસ" ત્રણ ત્રણ વખત પઢી સલામ ફેરવી હાથ ઉઠાવી ત્રણ વખતઃ—

'અલ્લાહુમ્મા અંતલ્લાહુલ અબદુલ કદીમો વં હાઝેહી સનતુન જદીદતુન અસ્અલોકા ફિહીહાઈસ્મતા મિનશ્શયતાને વલ્ઔના અલૈન્નફસિલ અમ્મારતે બિસ્સૂએ વ અસ્અલોકલ ઇસ્તેગાલા બેમા તોકર્રેબોની ઇલૈકા યા કરીમો યા ઝલ્જલાલે વલ્ઇકરામે."

પઢશે તો ખુદાપાક ફરિસ્તાને મુકર્રર કરશે જે તેને દરેક નેક કામ કરવા તેની મદદ કરતા રહેશે અને શૈતાન મલઉન કહેશે કે "અફસોસ આખું વરસ આ માણસથી હું નાઉમ્મીદ થઇ ગયો." એટલે આખું વરસ શૈતાનના ફિત્ના વગેરેથી ખુદાપાક તેની હિફાઝત કરશે.

ઇબ્ને અબ્બાસ (રદી૦)થી રિવાયત છે કેઃ–(૧) જે કોઈ મોહર્રમ શરીફના આશૂરહને દહાડે રોઝો રાખશે તેને ખુદાપાક દશ હજાર ફરિસ્તાઓની ઇબાદતનો સવાબ આપશે.

* જ્યાં જ્યાં દહાડે અથવા દિવસના નફિલ પઢવા લખેલું છે એ નફિલ ઝોહેર પહેલાં પઢવી અફઝલ છે, અને બે બે રકાત કરી પઢવી બેહતર અને અફઝલ છે. ચાર રકાત પણ પઢી શકાય છે.

(૨) જે કોઇ મોહર્રમ શરીફના આશુરહને દહાડે રોઝો રાખશે તેને ખુદાપાક દશ હજાર શહીદો અને દશ હજાર હાજીઓનો સવાબ આપશે.

(૩) આશુરહને દહાડે યતીમના માથા ઉપર માયા મહબ્બતથી ખાલેસન લિલ્લાહ હાથ ફેરવશે તો તેના માથાના હરેક બાલને બદલે જન્નતમાં કયામતને દહાડે ખુદાપાક તેને દરજાઓ અતા કરશે.

(૪) જે કોઇ આશુરહની રાતે મોમિન-મુસલમાનને સેહરી કરાવશે તો ગોયા તેણે હુઝૂર (સલ૦)ની બધી ઉમ્મતને સેહરી કરાવી અને જે કોઇ એ દહાડે કોઇ મોમિન-મુસલમાનનો રોઝો ઇફતાર કરાવશે તો તેણે પણ ગોયા હુઝૂર (સલ૦)ની તમામ ઉમ્મતના રોઝા ઇફતાર કરાવ્યા અને સૌને પેટ ભરીને ખવાડયું અને એ મુજબ કર્યા જેટલો સવાબ તેને ખુદાપાક અતા કરશે.

હુઝૂરે (સલ૦) ફરમાવ્યું છે કેઃ-(૧) જે માણસ આશુરહને દહાડે રોઝો રાખશે તેને ખુદાપાક સાઠ વરસ રોઝા રાખવા અને સાઠ વરસ રાતે ઇબાદત કરવા જેટલો સવાબ તેના નામએ આ'માલમાં લખશે.

(૨) જે કોઇ આશુરહને દહાડે રોઝો રાખશે તેને હજાર શહીદોનો સવાબ મળશે.

(૩) જે કોઇ આશુરહને દહાડે રોઝો રાખશે તેને સાતે આસમાનમાં રહેનારાઓની ઇબાદત જેટલો સવાબ ખુદાપાક અતા કરશે.

(૪) આશુરહને દહાડે જે કોઈ બીમારની ખબર અંતર લેશે અને બનતી મદદ કરશે તો તેણે ગોયા હઝરત આદમ (અલૈ૦)ની બધી ઔલાદની ખબર અંતર લીધા બરોબર થશે.

(૫) આશુરહને દહાડે જે કોઈ ચાર રકાત નફિલ જેની રકાતમાં "સૂરએ ફાતેહા" એક એક અને "સૂરએ ઇખ્લાસ" પચાસ પચાસ વખત પઢશે તો ખુદાપાક તેના પચાસ વરસના બધા ગુન્હા માફ કરશે અને ફરિશ્તાઓના ગિરોહમાં તેને માટે નૂરના હજાર મહેલ બનાવશે.

(૬) આશુરહને દહાડે જે કોઈ બે બે રકાત કરી ચાર રકાત નફિલ જેની દરેક રકાતમાં "સૂરએ ફાતેહા, ઈઝાઝુલ્ઝલતિલ અર્દ, કુલ્યા ઐયોહલ કાફેરુન, અને સૂરએ ઇખ્લાસ" એવી રીતે એક પછી એક દરેક એક એક વખત પઢી સલામ ફેરવી સીતેર વખત હુઝૂર (સલ૦) ઉપર દરૂદ મોકલશે તો ખુદાપાક તેને કયામતને દહાડે બખ્શી દેશે.

અબૂ હુરૈરહ (રદી૦) રિવાયત છે કેઃ-બની ઇસરાઇલ ઉપર આખા વરસમાં આશુરહનો એક રોઝો અલ્લાહપાકે ફરઝ કરેલો જે કોઇ એ રોઝો રાખશે તેની ઔલાદની રોઝી ખુદાપાક ફરાખ કરશે અને તેના ચાલીસ વરસના ગુન્હાઓનો કફ્ફારો થશે.

કિતાબુલ ઔરાદમાં લખેલું છે કેઃ-આશુરહની રાત્રે જે કોઇ બે બે રકાત નફિલ જેની દરેક રકાતમાં "ફાતેહા" એક એક અને "ઇખ્લાસ" ત્રણ ત્રણ વખત પઢશે અને છેલ્લે નમાઝથી ફારેગ થઈ કલમએ તમ્જીદ ૭૦ સીત્તેર વખત પઢશે તો ખુદાપાક તેને બખ્શી દેશે.

હઝરત અબ્દુલ્લા બિન અબ્બાસ (રદી૦) થી રિવાયત છે કેઃ-આશુરહની રાતે સવાર થવા આવે તે વખતે ચાર રકાત નફિલ જેની દરેક રકાતમાં "ફાતેહા" એક વખત "આયતુલ કુર્સી" એક વખત અને "ઇખ્લાસ" ત્રણ વખત પઢી સલામ ફેરવી એકસો વખત "ઇખ્લાસ" પઢશે તેને બેશુમાર સવાબ મળશે અને ખુદાપાક તે બખ્શી દઇ જન્નતની બધી નેઅમતો અતા કરશે. (સંપૂર્ણ)

---

જેને તાકત હોય અને થઈ શકે તો તા. ૯ અને ૧૦ એમ બે દહાડા રોઝા રાખવા બેહતર અને અફઝલ છે.

# હૃદય ઊર્મિઓ

### સબરનો સહારો

ભલેને સંકટો આવે હજારો,
ભલેને થાય દુઃખોમાં વધારો;
નથી ડર કોઇનો મુજને જરા પણ,
હૃદયને છે સબર કેરો સહારો.

### આહની અસર

ખબરથી કેટલો તું બેખબર છે !
ખબર છે આહમાં કેવી અસર છે !
જલાવી ખાક કરશે આહ તુજને,
ખરેખર, આહનું નામજ શરર છે.

### જોઉં છું

કોઇની હાલત દમામી જોઉં છું,
કોઇની કાયા ગુલામી જોઉં છું;
ત્રાસ છુટે છે મને ત્યારે વધુ,
કોઇને જ્યારે હરામી જોઉં છું.

### કલ્પના

કદી વ્યોમે સફર હું આદરું છું,
કદી પાતાળ-હૈયે સંચરું છું;
દુઃખો દિલના ઘડીભર દૂર કરવા,
વિહારો કલ્પના-પાંખે કરું છું.

### અભિલાષા

જગત-જંજાળથી ત્રાસી ગયો છું,
દુઃખી હદબાર દુન્યામાં થયો છું;
પરિવર્તન થશે આ હાલમાં પણ,
જીવન એ આશમાં જીવી રહ્યો છું.

### ખ્યાલ કર

ના હવે બીજા કશાનો ખ્યાલ કર,
તું વતન કેરા ભલાનો ખ્યાલ કર;
ભેદભાવોને હવે ભૂલી જઈ,
હિંદુ-મુસ્લિમ એકતાનો ખ્યાલ કર.

### કસોટી

ન ગભરાજે કદી પણ વેદનાથી,
સહર્ષે ભેટજે તું આપદાથી;
કસોટી આકરી છે ધૈર્ય કેરી,
જિગર ! રેવાઇ જાજે એ ખધાથી.

### ડરું છું

નથી ડરતો દુઃખોના આવવાથી,
નથી કાયર દુઃખોના વેઠવાથી;
નિરંતર એક વાતે હું જગતમાં,
ડરું છું દોસ્તના દુશ્મન થવાથી.

"ચમકાર"

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

અનુ : તાજ

(ગતાંકથી ચાલુ)

શારેએ શરીઅતે ઈસ્લામનો સંગ્રહ કરતી વખતે જે આદેશો દ્રષ્ટિ સમક્ષ રાખ્યા હતા તે શાહ સાહેબની નજીક ત્રણ પ્રકારના છે. તેઓ લખે છે કે 'જે મસલતને લઈ શારેએ આધારભૂત ગણ્યા છે અને જે ખરાબીઓથી વંચીત રહેવાનુ કહ્યું છે એના મૂળભૂત નીયમો ત્રણ પ્રકારના હશે. (૧) એ ચાર ખુબીઓમાં જે મુઆદમા લાભદાયક છે. એ તમામ આદતોથી જે દુન્યામાં લાભદાયક છે, કોઇને કોઇ ખુબી નફસમાં પૈદા કરવી અને એમને સંસ્કારીક અને સંસ્કૃતિમય બનાવવાના છે. (૨) ઃમએ ઇલાહી અને સાચા ધર્મનું સર્વોપરી કરવાનું શરીઅતને ખુબ સંગીન બનાવવાનું, એના પ્રચારમાં પ્રયાસો આદરવાનું. (૩, આમજનતાની નૈતિક સ્થિતિ સંગઠીત કરવાનું એમના લાભદાયક કાર્યો અને પ્રવૃત્તિઓની લાભદાયક દુરસ્તી કરવી અને એમના રિવાજોની સંસ્કૃતિનું સ્વરૂપ આપવાનું.

હુજ્જતુલ બાલિગાની મહત્વતા એના વાચનથી થઇ શકે છે પરંતુ ઉપરોક્ત અવતરણો પરથી સ્પષ્ટ જણાય છે કે એમનું દ્રષ્ટિબિંદુ કેવી બુદ્ધિ અને કેવી સમજપૂર્વક છે. એમની આખી કૃતિનો મૂળભૂત આદેશ પોતાના એ મતના સિદ્ધરૂપ છે કે જે લોકો ધાકધમકીથી શરીઅતના હુકમોનું પાલન કરાવે છે તેઓ ધર્મને ખરી રીતે સમજતા નથી. ઇસ્લામના તમામ હુકમો કોઈ ન કોઇ દુન્યવી કે આત્મીક મસલેહતને લઇને ઘડાયા છે. કેમકે એ મસલેહતોની સ્પષ્ટતા ઇસ્લામની કૌમીયત અને સત્યતાના હકમાં ઘણીજ ઉત્તમ દલીલ હુજ્જત છે. એથીજ એ કિતાબનું નામ આપે હુજ્જતુલ બાલિગા રાખ્યું છે.

શાહ સાહેબની કિતાબ પર લિખુ સંપૂર્ણ કરતાં પહેલાં અમેં એ પ્રકરણમાં એક મસલા તરફ ધ્યાન ખેંચીએ છીએ કે જે ધાર્મિક મંડળોમાં પ્રચલીત છે, કે દીવસે દીવસે જમાનો ખરાબ આવવા લાગ્યો છે. અને ગત યુગના કરતાં વર્તમાન અને ભાવી યુગો ઘણા ખરાબ આવવા લાગે છે. લોકોની આ માન્યતાએ કૌમમાં નીરાશા અને અહિંમત ઉત્પન્ન કરી છે. ખરૂં જોતાં એ કુર્આન અને નબવી હુકમોથી બિલ્કુલ વિરૂદ્ધ છે. અને એ વિચારોને તેવોજ ગ્રહણ કરે છે કે જે ભૂતકાળની પ્રત્યેક વાતને શુભ માન્યતાઓના ચશ્માઓથી જુએ છે, અને વર્તમાનની પ્રત્યેક બાબતને શંકા, વહેમ અને ભયની દ્રષ્ટિથી જુએ છે. શાહ વલીયુલ્લાહ (રેહ૦) સાહેબ ભૂતકાળની પ્રત્યેક ખુબીઓ અને ત્રુટીઓથી જાણકાર હતા. અને સુન્નતે તુલ' અલાયા ઉપર પણ એમની નજર હતી. એમણે હુજ્જતુલ બાલિગાના અંતમાં શુભ જમાનાની નિશાની અને ખુબીઓના ઉલ્લેખો કરતી વખતે આમ જનતાના દ્રષ્ટિબિંદુને બદલવાનાં પ્રયત્નો કર્યા છે. અને એ બાબતમાં આપે રસૂલે-ખુદા (સલ૦)ની કેટલીક અગત્યની હદીસો ટાંકી છે. જેમકે રસૂલે ખુદા (સલ૦) ફરમાવ્યું છે કે "મારી ઉમ્મતની

. સિફત વર્ણાવી જેમ છે. હું નથી કહી શકતો કે જે વરસાદ પહેલો પડયો તે સારો, કે પછીનો."
વળી આં હઝરતે (સલ૦) ફરમાવ્યું છે કે "તમો મારા સહાબી છો અને મારા બંધુઓ તે છે કે જે મારી પાછળ જન્મ લેશે. આનું કારણ એ છે કે જુદા જુદા કારણો પ્રત્યેક જમાનામાં ઉપસ્થિત થાય છે."

એ પછી શાહ સાહેબ લખે છે કે 'એ પણ સંભવીત નથી કે એ શુભ યુગની પ્રત્યેક વ્યક્તિને બીજા જમાનાની વ્યક્તિઓ કરતાં ઉચ્ચતર શ્રેણીએ એવું ન બની શકે. જે શુભ યુગમાં અનેક મહાપુરુષો અને બુઝુર્ગો હતા, તો એમાં કેટલાક ફાસિક અને મુનાફિક પણ હતા એજ યુગમાં હિજ્જાજ, યઝીદ બિન મુઆવીયા જેવા પાકયા છે."

**બીજી કૃતિઓ:**-શાહ સાહેબ અનેક પુસ્તકોના કર્તા હતા. જે પુસ્તકો માટે અમો ઉપર લખી ગયા છીએ. તે ઉપરાંત પણ એમણે અનેક પુસ્તકો લખ્યા છે. તેમાંની એક 'અલજઝબલ લતીફ' કે જે આપનું પણજ સંક્ષિપ્ત જીવનવૃત્તાંત છે જેનું ભાષાંતર બંગાળાની એશિયાટીક સોસાયટીએ ઇ. સ. ૧૯૧૨માં પ્રગટ કર્યું છે. કહેવાય છે કે આપે શેખુલ ઇસ્લામ ઇબ્ને તૈમાના જીવન પ્રસંગો પણ લખ્યા છે. **'ઇન્તેબાહ ફી સલાસિલ ઓ-લિયા' અલ્લાહ'** જે ઉર્દૂ ભાષાંતરની સાથે પ્રગટ થઇ ચૂકી છે. એ તસવ્વુફના વિષયો પર છે. એવીજ રીતે **'કસસુલ અંબિયા'** પણ આલેખ્યું છે જેનું પણ ઉર્દૂ ભાષાંતર થયું છે. આપના એક જીવનવૃત્તાંત આલેખનારે આપના ૩૭ ગ્રંથોના નામ આલેખ્યા છે. જેમાંના અનેક પ્રગટ થઈ ચૂક્યાં છે. પરંતુ આજે એ મળવા સહેજ મુશ્કેલ છે. આપની એક ઘણીજ રસુઝ કિતાબ **'અલ મુકદ્દમતુસ સન્નીયા'** જેમાં હઝરત મુજદ્દિદ અલ્ફે સાની (રેહ૦)ના એક અપૂર્વ ફારસી રીસાલાનું ભાષાંતર છે, અને જીવનવૃત્તાંત પણ છે. અને એમાં શરીઅત અને તસવ્વુફના એકરૂપ વિષે જે પ્રયાસો કરવામાં આવ્યા હતા તેનો પણ ઉલ્લેખ છે. એ ઉપરાંત અકબરી યુગના અકીદાઓ પણ વર્ણવામાં આવ્યા છે. અને તે યુગના નાસ્તિક પણા પર ટીકાઓ કરવામાં આવી છે. જો કે ધાર્મિક દ્રષ્ટિબિંદુથી તેઓ એ યુગના વિચારોને પસંદ કરતા ન હતા. આપ એ વાતનો ખાસ ઉલ્લેખ કરે છે કે 'એ યુગમાં આલિમો અને વિદ્વાનોની અછત ન હતી. વધુમાં એમાં તેમની નામાવલી પણ આલેખી છે. (અપૂર્ણ)



- પુરુષમાં પ્રેમની ભરતી જેટલી વહેલી અને જોશમાં આવે છે તેટલીજ ત્વરાએ તે શમી પણ જાય છે, જ્યારે સ્ત્રીમાં પ્રેમની ભરતી અતિ મોડી આવે છે, પણ એ આવ્યા પછી ઘણે આગે લાંબા સમય સુધી, અને કેટલાક કેસોમાં તો જીવનનાં છેલ્લા શ્વાસ સુધી ટકી રહે છે. આ વાત પ્રત્યેક સ્ત્રી પુરૂષે લક્ષમાં રાખવી અત્યંત હિતકર છે.

- જીવનમાં કેટલાક પ્રસંગો એવા પણ બની જાય છે, કે પ્રિયમાં પ્રિય માણસને પણ કહી શકાતાં નથી. હૃદયમાં છાની આગ સળગતી રાખીનેજ માણસ જીવ્યા કરે છે. એ અગ્નિ બુઝાવવાનું કોઇ સ્થળ કે પાત્ર આ દુન્યામાં શોધ્યુંયે જડતું નથી.

- ઇરાદાપૂર્વક આપણને કહેવાની ન હોય, એવી વાત કોઇને પુછવાની ધૃષ્ટતા કરવી જોઇએ નહિ. આમ કરવાથી સામાવાળાને જુઠું બોલવાની ફરજ પડે છે. "ગાફિલ"




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

સવાલ-સસરો પોતાની વહુ સાથે ઝીના કરે તો તેણી પોતાના ધણી (સસરાના દીકરા) ઉપર હરામ થઇ જશે? હવે વહુના માબાપને શું કરવું જોઇએ?

જવાબ-જેમ નિકાહથી હુરમત સાબિત થાય છે કે જે ઓરતની સાથે બાપે નિકાહ કર્યો હોય તે ઓરત બેટા ઉપર હરામ છે તેમજ ઝિના (વ્યભિચાર)થી પણ હુરમત સાબિત થાય છે. માટે સસરો પોતાની વહુ સાથે ઝિના કરવાથી તેણી પોતાના ધણી ઉપર હરામ થઇ જશે. વહુના માબાપ કોઈ મુસલમાન હાકિમ પાસે મુકદમો કરી નિકાહ બાતિલ કરાવી નાખે. પછી નવેસરથી બીજા કોઈની સાથે નિકાહ પઢાવી દે. (દુર્રે મુખ્તાર)

સવાલ-હમારા ગામની મસ્જિદની એક દીવારમાં એક માણસનો હક છે તો કેટલાક લોકો કહે છે કે આ મસ્જિદમાં નમાઝ કુબૂલ થતી નથી, શું આ લોકોનું કહેવું સાચું છે?

જવાબ-લોકોનું કહેવું ખોટું છે. નમાઝમાં કંઇ વાંધો આવતો નથી. નમાઝ સહી થઇ જાય છે. પણ બનતાં સુધી મસ્જિદની દીવારમાં કોઇનો હક ન હોવો જોઇએ કારણ કે મસ્જિદની દીવારો પણ મસ્જિદમાં દાખલ છે.

સવાલ-એક હદીસમાં આવ્યું છે કે જો કોઈ માણસ આ દુઆ પઢે ("અલહુમ્મા ઇન્ની અસ્અલોકા બીઅસ્માએકલ હુસ્ના કુલ્લેહા હમીદતીફ્લાહ") તો તેને આસમાનમાં રહેના બધા નામોથી વાકિફ કરવામાં આવે છે, આ હદીસ સહીહ છે?

જવાબ-મારા જોવામાં આવી નથી. ખુદાતઆલા વધુ જાણનાર છે.

સવાલ-લાંબા વખતથી એક ફિરકો બહાઇ નામનો સાંભળવામાં આવે છે. એ ફિરકાની માન્યતા શું છે? અને એમના અકીદાઓ કેવા છે? તેની મુસલમાનોને પુરી ખબર નથી. આજકાલ એ ફિરકો કેટલીક જગ્યાએ જઈ સીધા સાદા ભોળાભલા મુસલમાનોને બેહકાવે છે. માટે એ ફિરકાની શું હકીકત અને ઇસ્લામી રૂએ શું હુકમ છે તે જણાવશો!

જવાબ-આ બાતિલ ફિરકાનો અસલ બાની મિર્ઝા અલી મુહમ્મદ બિન મિર્ઝા રેઝા બઝઝાઝ છે. એનો જન્મ ઇરાન દેશના શીરાઝ શહેરમાં સને ૧૨૩૫ હિજરીમાં થયો હતો. નાનપણથી રિયાઝતનો ઘણો શોખ હતો. આખો દીવસ સખ્ત તાપમાં ખુલ્લે માથે ઉભો રહેતો હતો. જેના કારણે શરીરમાં કમઝોરી અને દિમાગમાં ખુશ્કી પેદા થઇ ગઇ હતી અને ગાંડપણ તથા દીવાનગીની વાતો કરવા લગ્યો. જાહેરમાં ઇબાદત અને રિયાઝત વધુ કરવાના કારણે લોકો તેને માનવા લાગ્યા. આ વાત જ્યારે મિર્ઝાઅલી મુહમ્મદએ જોઈ કે પબ્લીક પર મારી અસર અને કાબૂ ખૂબ અચ્છી રીતે જામ્યો છે. અને લોકો મને ઘણા માને છે તો સર્વથી પહેલાં "બાબુલ મહદી"નો દમ ભર્યો, અને આકાએ નામદાર તાજદારે મદીના હઝરત રસૂલે ખુદા (સલ્લ૦)ની મશહૂર હદીસ "અના મદીનતુલ ઇલ્મે વ અલીય્યુન બાબુહા" થી સનદ પકડી, અર્થાત (હું ઇલ્મનો શહેર છું અને અલી (રદી૦) ઇલ્મના શહેરના દરવાજા છે) અને દાવો કર્યો કે આ હદીસમાં શબ્દ "બાબ" છે એથી હું 'બાબુલ મહદી' બન્યો છું. અને મજકુર હદીસના અર્થમાં ફેરફાર કરી એમ કહેવા લાગ્યો કે "અલી"થી મારા તરફ ઇશારો છે અને હું "બાબ" છું ત્યારથી લોકો એને "બાબ" અને એના ચેલાઓને બાબી કહેવા લાગ્યા. આ વાતની જ્યારે તે

વખતના મોટા આલિમો અને મુફતીઓને ખબર થઇ તો મિર્ઝા અલી મુહમ્મદના ઉપર કુફ્રનો ફતવો આપ્યો. જ્યારે તેને લોકો વધુ માનવા લાગ્યા તો તેણે નબીનો દાવો કર્યો અને કહેવા લાગ્યો મારો મઝહબ સર્વેથી ઉત્તમ અને બીજા બધા મઝહબોને રદ્દો બાતિલ કરનાર છે. અને હઝરત (સલ૦)ની મશ્હૂર હદીસ "અના ખાતેમુન્નબીયીન"ની સાફ રીતે વિરૂદ્ધતા કરી. વળી કહેવા લાગ્યો કે મારા ઉપર એક કિતાબ ઉતરી છે. અને તેનું નામ "બયાન" છે, અને પોતાની જૂઠી બનાવટી કિતાબમાં લખે છે કે હુ હઝરત (સલ૦)થી અફઝલ છું, જેવી રીતે મારી કિતાબ "બયાન" કુર્આન શરીફથી અફઝલ છે. (ખુદાની પનાહ). આ દાવાથી તેના કુફ્રમાં જરાએ શક, શુબ્હો રહેતો નથી. કુર્આને પાક અને સહીહ હદીસોથી આ વાત સાબિત છે કે હઝરત (સલ૦) આખેરી નબી અને કુર્આન શરીફ આખેરી છેવટની કિતાબ છે. તો મિર્ઝા અલી મુહમ્મદ કેવી રીતે નબી થઈ શકે છે! છેવટે ખુદાઇનો પણ દાવો કર્યો અને જાહેર કર્યું કે જે કોઇ મારા ઉપર ઇમાન લાવશે નહીં તેને કત્લ કરવામાં આવશે. હવે તમોજ ઇન્સાફ કરો કે જેણે નબી અને ખુદા થવાનો દાવો કર્યો તેના કાફિર થવામાં જરાએ શક શુબ્હો રહી શકે છે?

હશ્ર નશ્ર (એટલે મરવા પછી ઉઠવુ)નો ઇન્કાર કરે છે. કિયામતનો નકાર કરે છે, જન્નત દોઝખને માનતો નથી. નમાઝ તેના નઝદીક પાંચ વખતને બદલે ત્રણ વખતની અને તે પણ કુલ્લે નવ (૯) રકાતો, અને કિબ્લો મક્કાને છોડી અક્કા નામની જગ્યાને માને છે. અને હજ્જ વિષે કહે છે કે માત્ર મર્દો ઉપર હજ્જ ફર્ઝ છે. ઔરતો ઉપર ફર્ઝ નથી. અને એવો અકીદો રાખે છે કે હજ્જ મક્કાની નથી બલ્કે અક્કાની હજ્જ થાય છે. અને મર્દ પોતાની ઔરતને ૧૯, તલાક આપી શકે છે, ત્યાંસુધી કે જે "રજ્અત" (લોટાવવાનો)નો હક્ક રહે છે. એના નઝદીકમાં માતા અને દદી વિના બધા સગા સ્નેહીઓ સાથે નિકાહ કરવા દુરસ્ત છે. એણે પોતાના બનાવટી ઇલ્હામ યા વસીયત કરી પોતાની પાછળ માટે એક પોતાનો ખલીફો (કાયમ મુકામ) મિર્ઝા યહયાને નીમેલો અને તેને "સુબ્હે અઝલ"નો લકબ આપેલો. મિર્ઝા અલી મુહમ્મદ પછી એ ખલીફા સાથે એના ભાઈ બહાઉલ્લાહને ઝગડો થયો અને બહાઉલ્લાહ એ ખિલાફત છીનવી લીધી. બહાઉલ્લાહએ બાબી તરીકા ઉપર કાયમ રહી પોતાની એક જુદી દોઢ ઇંટની મસ્જિદ કાયમ કરીને લોકોને પોતાના મોઅતકિદ બનાવ્યા. ત્યારથી બહા-ઉલ્લાહના માનનારા બહાઇ નામે ઓળખાવા લાગ્યા. બહાઉલ્લાહનો દઅવો છે કે હું ખુદા છું અને મેં બધા નબીયો અને રસૂલોને મોકલ્યા છે. ફરી બાબને પણ જાહેર થવાની નઝદીક મોકલ્યો. બાબનો ચેલો બની તેનો ખુદા થઇ પડયો. નઉઝોબિલ્લાહ, આવા ગંદા અને નાલાએકી ભર્યા એ ફિર્કાના અકીદાઓ છે. એ ફિર્કાનો આ પણ દાવો છે કે માણસ બેથી વધુ ઔરત સાથે નિકાહ કરી શકતો નથી. તેમજ પરદાનો પણ હુકમ ઉડાવી દેવામાં આવ્યો. અને "મુતઅ" જે શરીઅતે ઇસ્લામીમાં કિયામત સુધી હરામ છે તેને હલાલ ઠેરવ્યું. એ શિવાય પણ આ ફિર્કાના ઘણા બાતેલ અકીદાઓ છે. પબ્લીકની જાણ માટે થોડાક પેશ કરવામાં આવ્યા છે. અને લંબાણ થઇ જવાથી ટુંકમાં લખ્યા છે. બાબીઓ, બહાઇઓ બધા કાફિર છે, ઇસ્લામમાં દાખલ નથી. તેઓથી કોઈ પ્રકારનો મેલજોલ રાખવો નહી, અને તેઓથી તદન જુદા રહેવું. શાદી લગ્ન વિગેરેનો પણ વહેવાર રાખવો નહી. જમાઅતમાં તેમને ભેગા રાખવા નહી. કુર્આને પાકમાં હક્ક તઆલા ફરમાવે

છે, "જે લોકોએ કુફ્ર કર્યું છે તેઓ તરફ ઝુકશો નહી, નહીતો તમને આગ લાગી જશે." (સૂરએ હૂદ) બીજી જગ્યાએ ઇર્શાદ છે. નસીહત પછી ઝાલિમો (કાફિરો, ફાસિકો) સાથે બેસો નહી (સૂરએ અન્આમ) ત્રીજી જગ્યાએ ઇર્શાદ છે." ઝુલ્મ કરનારા (ફાસિકો-કાફિરો) જલ્દી જાણી લેશે કે કઇ કરવટે પછડાશે. (સૂરએ શોઅરા) છેવટમાં મુસ્લિમ બિરાદરોને જણાવવાનું કે ઉપર લખેલી બાબતોથી તેમનું જુઠાણું તથા ધોકાબાજી સાબિત થઇ ચુકી છે. ફરી તઅજ્જુબી અને હૈરત થાય છે, કે સમજદાર લોકો કેવી રીતે તેમના ગલત અને બાતિલ પ્રોપેગંડામાં ફસાય છે. અને એવા જુઠાઓની ધોકાની જાલમાં પડે છે, અને તેમના માનનારાઓ તેમજ એવા લોકોને મુસલમાન કરતાં પોતાની જુઠી બનાવટી કિતાબને અફઝલ કહે! સર્વે અંબિયા. (અલૈ)થી પોતાને ઉંચ સમજે અને હઝરત રસૂલે ખુદા (સલ)થી અફઝલ બને! "ખાનએ કઅબા"ને તોડવાનો હુકમ કરે! કુર્આન શરીફ પઢવું સઝાને કાબિલ કેહવે! કિયામત હશ્ર, નશ્ર, દોઝખ, જન્નત, તથા નબીઓ (અલૈ)ના મુઅજિઝાઓનો ઇન્કાર કરે. પોતાની પેદાઇશની જગ્યા અને જેલખાના (એજ બાતિલ અકીદાઓના કારણે જેલ પણ ભોગવવી પડી હતી.) ને કિબ્લો કહે. સારાંશ કે પોતાને ખુદા કહે. શું એવો માણસ અને એના માનનારાઓ મુસલમાન કહેવાશે? કદી નહી. એવા લોકોથી બચવું જરૂરી છે. બારી-તઆલા હઝરત મોહંમદ મુસ્તફા (સલ)ના તુફેલથી સર્વે મુસલમાન ભાઇઓને આવા બાતિલ અને ધોકા આપનાર ફિર્કાથી બચાવે. અને શરીઅતે મુહમ્મદી (સલ) પર ચાલવાની નેક તૌફીક બખ્શે. આમીન.

## કત્આત

(૧)

સંકટોમાં ઝિન્દગી ઝળકાવવા;
આફતોને હર્ષથી અપનાવવા.
આજ આતુર થૈ રહ્યું 'શૌકીન' દિલ;
કાળ સામે કાળ થૈ ટકરાવવા.

(૨)

એક બસ તારો મને આધાર છે;
આંખ ભીની દિલે થયું અંગાર છે.
આપણો પણ થૈ ગયો શત્રુ હવે;
સંકટોની હાર છે ને ત્યાર છે.

(૩)

યાદ તારી વિશ્વમાં આબાદ છે;
કેમ મારૂં દિલ પછી નાશાદ છે?
ઓલ પરદામાં છુપી રેનાર તું;
આજ તારાથી મને ફરિયાદ છે.

(૪)

હોય છે નિર્દોષ હમેશાં હોય છે;
છે ઘણા જે પ્રાણ સુદ્ધાં ખોય છે.
વાત સાચી કોઇને સમજાય ગઈ;
ચોર હંમેશાં જાણભેદુ હોય છે!

(૫)

પ્રેમનો તો વિશ્વભરમાં વાસ છે;
વિશ્વભરમાં રૂપથી અજવાસ છે.
માનવીની અટકળો 'શૌકીન' લો;
એકડાથી દસ સુધી અજવાસ છે

(૬)

કોઈ ટાણે આંખ પણ છટકી પડે;
કોઈ ટાણે આશ પણ ટપકી પડે.
કોઈ દા'ડો કોઇની આહો થકી;
આભ ફાટે, વિજળી ઝબકી પડે.

"શૌકીન"

# સ્પેઈનનું તિલિસ્મ

ઇસ્લામી સલ્તનતની સ્થાપના.

ઉમવી ખિલાફતના આફ્રીકાના ગવર્નર અને વડા સિપહસાલાર મૂસાને ઈ. સ. ૭૧૧માં જ્યારે આ ખબર મળી કે શાહ રઝરીક (રૅડ-રિક) પોતાની સલ્તનતની ઉત્તરમાં બંડ દબાવવાના કામમાં પ્રવૃત્ત છે, ત્યારે પોતાના સિપહસાલાર તારિક મરાકશીને સાત હઝાર સૈનિકો સાથે જેમાં મ્હોટે ભાગે મોરોક્કોવાસી હતા. સ્પેઈન ઉપર એક બીજા આક્રમણ માટે રવાના કર્યો. આ હુમલો તેની આશાથી વિશેષ સફળ થયો. તારિક શેહેરના ખડક પાસે ખુશ્કી ઉપર ઉતર્યો. જે તે સમયથી આજ સુધી 'જબલુત્ તારિક' અથવા જિબ્રાલ્ટર'ને નામે ઓળખાય છે. તે કારતિયાને લઇ લેવા પછી આગળ વધ્યો. વધુ દૂર ગયો ન હતો કે તેણે ગૉથ કોમની સારી ફોજને રૅડરિકની સરદારીમાં તેનો સામનો કરવાને આવતી જોઇ. આ બન્ને ફોજો એક ન્હાની નદીના કાંઠે જેને પૂર્વવાસીઓ 'વાદીલક' (ગુડલક) કહે છે અને જે રાસ અતરા ફુલગાર (ટ્રાયફલગાર)ની પાસે સામુદ્રધુનીમાં પડે છે, સામનો થયો.

લોકવાયકા ચાલી આવે છે કે આ બનાવથી થોડાજ દિવસ પહેલાં એક દિવસ શાહ રૅડરિક પ્રાચીન શહેર ટોલીડો (તલીતલહ)માં તખ્ત ઉપર બેઠેલો હતો કે બે વયોવૃદ્ધ પુરૂષો દીવાને આમમાં દાખલ થયા. એમણે જુના વખતના બનેલાં સફેદ ઝભ્ભાઓ પહેરેલા હતા અને તેમના કમરના પટકા, જેમાં બારે રાશીઓના ચિત્રો બનેલાં હતાં–તેમાં અસંખ્ય ચાવીઓ લટકતી હતી. તેમણે કહ્યું: "હે બાદશાહ! સાંભળ, પ્રાચીન સમયમાં જ્યારે હરકુલે (હરક્યુલિસે) પોતાના સ્થંભ સમુદ્રની આ સામુદ્રધુની ઉપર સ્થાપ્યાં હતાં, ત્યારે તેણે આ પુરાણા શહેર ટોલીડોની પાસે એક મજબૂત બુર્જનો પાયો નાંખ્યો હતો. અને તેમાં એક તિલિસ્મી જાદૂ બંદ કર્યું હતું જેને મ્હોટા ભારે લોખંડી દરવાઝાઓ વડે, જેમાં ફોલાદી તાળાં લાગેલાં છે, રક્ષિત કરીને વસીયત કરી છે કે દરેક નવા બાદશાહની ફર્ઝ છે કે એક નવુ તાળું દરવાઝા ઉપર લગાવે. વળી ભવિષ્યવાણી પણ ભાખી છે કે જે શખ્સ આ બુર્જના ભેદનો સ્ફોટ કરવા ઇચ્છશે, તેના ઉપરે આફત આવી પડશે. અમે અને અમારા વડવાઓએ હરકુલના સમયથી હમણાં સુધી આ બુર્જના દરવાઝાઓની દરબાની કરી છે. એ દરમિયાન એવા બાદશાહો પણ થઈ ગયા છે, જેમણે એ ભેદ જાણવાની ઇચ્છા કરી, પરંતુ હંમેશાં તેમનું પરિણામ મૌત અથવા ઈઝા અને હસરતજ આવ્યું છે. અમે તને એ અર્ઝ કરવાને આવ્યા છીએ કે તુ પણ તે તિલિસ્મી બુર્જના દ્વાર ઉપર તારૂં તાળું લગાવી દે, જેવું કે તારાથી પહેલાના બાદશાહોએ કર્યું છે." આટલું કહીને તે વયોવૃદ્ધ ડોસાઓ ચાલ્યા ગયા.

ડોસાઓના ચાલ્યા જવા પછી બાદશાહ વિચાર કરવા લાગ્યો, તેના દિલમાં આ બુર્જનો ભેદ જાણવાની અસાધારણ ઇચ્છા ઉત્પન્ન થઈ. તે તિલિસ્મી બુર્જમાં દાખલ થવાનો તેણે નિશ્ચય કર્યો. તેના સલાહકારો અને પાદરીઓએ એવું ન કરવાને તેને ઘણોજ સમજાવ્યો. તેઓએ કહ્યું કે કોઇ પણ શખ્સ કદી પણ તેમાં જીવતો દાખલ થયો નથી, મહાન કૈસરે પણ તેમાં જવાની હિંમત કરી ન હતી. પરંતુ એ છતાં પણ તે એક દિવસ પોતાના અંગરક્ષકો સાથે ઘોડા ઉપર સવાર થયો અને તે બુર્જની પાસે જઇ પહોંચ્યો. તે બુર્જ એક ઉંચા ખડક ઉપર બનેલો હતો, જેને ચારે બાજુએથી ગોળાકારે

ન્હાના મોટા ટેકરાઓએ ઘેરેલો હતો. તેની દીવારો ઝબરજદ અને સંગે મરમરની હતી, જેના ઉપર ઉમદા કળાપૂર્વક વેલ બુટ્ટાઓ બનેલા હતા અને તે સૂર્યના કિરણો પડવાથી ચમકતા હતા. તેમાં જવાનો માર્ગ એક પત્થરમાંથી કાપીને બનાવવામાં આવ્યો હતો. અને એક મ્હોટો લોખંડી દરવાજો તેના ઉપર લગાવેલો હતો જે હરકુલના સમયથી લોરઝાના સમય સુધી, કેટલીએ સદીઓનાં કટાઇ ગએલા તાળાંઓથી છવાએલો હતો. ડાબી જમણી બાજૂ તેજ બે વૃદ્ધ પુરૂષો ઉભેલા હતા. આખો દિવસ તે બન્ને વૃદ્ધ દરવાનોએ—જો કે તે આને ખરાબ શુકન સમજતા હતા. રૈડરિકના સાથીઓની મદદથી કટાએલી ચાવીઓ ફેરવવામાં મહેનત કરી. સૂર્યાસ્ત સમયે દરવાજો ખુલ્લો ગયો અને બાદશાહ પોતાના સાથીઓની સાથે દરવાજા પ્રતિ વધ્યો. દરવાજો પાછળ ફરી ગયો અને તે લોકો એક મ્હોટા ઓરડામાં દાખલ થયા. જેની બીજી તરફ એક બીજા દરવાજાને રોકીને એક ભયંકર મૂર્તિ ઉભી હતી, જે એક મ્હોટી ગુરજ (ગદા) ફેરવી રહી હતી અને મ્હોટા જોરથી આજુબાજુની ઝમીન ઉપર મારી રહી હતી. રૈડરિક આ મૂર્તિને જોઇને થોડીવાર સુધી હિંમતહીન થઇ ગયો. પરંતુ તેની છાતી ઉપરના આ શબ્દો "હું મારી ફર્ઝ બજાવું છું" વાંચીને તેને હિમ્મત બંધાઇ. તેણે કરગરીને કહ્યું: "મને કુશળતાપૂર્વક તે તરફ જવા દો. હું કોઇ પણ પ્રકારની બેઅદબી કરવા ચાહતો નથી માત્ર હું આ બુર્જનો ભેદ જાણવા ઇચ્છા રાખુ છું." આ સાંભળીને તે મૂર્તિ પોતાની ગદા ઉપર ટેકાવીને ચુપચાપ ઉભી થઇ ગઇ. બાદશાહ અને તેના સાથી તેની નીચેથી બીજા ઓરડામાં સરકી ગયા. આ ઓરડાના ભોંયતળીયામાં જવાહિરાત જડેલાં હતાં, અને તેની વચ્ચે એક મેજ મૂકેલું હતું જેને હરકુલે આ સ્થળે રચાવ્યું હતું. તેના ઉપર એક ન્હાની પેટી મૂકેલી હતી. જેના ઉપર આ શબ્દો લખેલા હતા.

"આજ દુર્જમાં આ બુર્જનો ભેદ છે. બાદશાહ સિવાય બીજા કોઇનો હાથ એને ખોલી શકતો નથી. પરંતુ તેણે જાણી લેવું જોઇએ કે વિચિત્ર વસ્તુઓ તેને જણાશે, જેનું તેના મૃત્યુ પૂર્વે બનવું જરૂરી છે."

જ્યારે બાદશાહે આ પેટીને ખોલી ત્યારે તેમાં એક ચર્મ-પત્ર સિવાય, જે બે તાંબાના પતરાંઓ વચ્ચે વાળેલું હતું, કાંઇ પણ નીકળ્યું નહિ. તેના ઉપર માણસોના ચિત્રો બનેલા હતા જે ઘોડાઓ ઉપર સવાર, ભયંકર મુખાકૃતિ, કમાનો અને ખંજરોથી સજ્જ હતા. તેમની ઉપર આ શબ્દો લખેલા હતા, "હે અજ્ઞાન! જોઇ લે તે લોકોને, જે તને તારા તખ્ત ઉપરથી હેઠળ પટકી પાડશે અને તારી સલ્તનતને પોતાની આધીનતામાં લઇ લેશે." જેવા તે લોકોએ આ ચિત્રોને આંખો ફાડીને જોવા માંડયા, એકાએક જંગનો અવાજ સંભળાયો, આંખો ઝંખાઇ ગઇ અને તે અંગનપ્રસ્ત સવારોના ચિત્રો હાલવા લાગ્યા. તે તસ્વીરો યુદ્ધ આરંભ બની ગઇ. તે લોકોની આંખો આગળ એક ઘમસાન, મેદાને જંગ દેખાવા લાગ્યું. જ્યાં ઇસાઇ અને મુસલમાન પૂરજોશ લડાઇમાં પરોવાએલા હતા. તેમના કાનોમાં ઘોડાઓની દોડાદોડી, રણવાદ્યોના સાદ, ઝાંઝના ઝણકાર અને હજારો ઢોલતાસાં ઉપર જોરજોરથી થાપ પડવાનો અવાજ આવ્યો. શમશેર, ગુરજ અને તીરની ચમક પણ હતી, તીરોનો સનસનાટ અને ભાલા બરછીઓની ખડખડાટ પણ. ઇસાઇ પોતાના હરીફો સામે ધ્રુજી અને કંપી રહ્યા હતા. મુસલમાનો તેમના ઉપર તૂટી પડયા અને તેમને તદ્દન વેરવિખેર કરી મૂકયા. સલીબી ઝુંડો હેઠળ પડી ગયો અને સ્પેઇનીશ ધ્વજા તેમના પગોમાં પામાલ થઇ ગઇ. વાતાવરણમાં ખુશીના પોકારો, ભયની ચીસો અને મરનારાઓની આહો ગુંજી રહી હતી બાદ રૈડરિકે જોયું કે ભાગનારી ટુકડીમાં એક સિપાહીએ શાહી તાજ પહેરેલો છે, જેની પીઠ તેના તરફ છે. તેના

શસ્ત્રો અને વસ્ત્રો તેના જેવાજ છે અને તે એક સફેદ અશ્વ ઉપર સવાર છે. જે પણ ખુદ તેના પોતાના લડાઇના ઘોડા 'ઓરીલિયા' જેવોજ છે. લડાઇના ગભરાટમાં તે સવાર ઘોડાની પીઠ ઉપરથી જુદો થઇ ગયો અને પછી ન જાણે તે ક્યાં ગયો અને તેનું શું થયું. 'ઓરીલિયા' મેદાને જંગમાંથી સવાર વિનાનો થઇને પૂરપાટ ભાગી નીકળ્યો.

જ્યારે બાદશાહ અને તેના સાથી આ 'તિલિસ્મી બુર્જ'માંથી નિરાશ થઇને નાઠા, ત્યારે તે મ્હોટી કોમાની મૂર્તિ ગૂમ થઇ ગઇ હતી. બન્ને વયોવૃદ્ધ દરવાન દરવાજા પાસે મરેલા પડેલા હતા. અને તે બુર્જ કુદરતની ભિન્નભિન્ન તૂફાનમય અપશુકનીઓ વચ્ચે જાગી રહ્યો હતો અને તેનો એક એક પત્થર બળીજળીને ખાક અને બરબાદ થઇ રહ્યો હતો. લોકોનું કહેવું છે કે જ્યાં પણ તેની રાખ જમીન ઉપર પડી, ત્યાં લોહીનું એક ટીપું જોવામાં આવ્યું.

મધ્યકાળીના ઇસાંઇ અને અરબ ઇતિહાસકારો, ઉભયને આવા પ્રકારના અપશુકનો બયાન કરવામાં આનંદ મળતો હતો. અને અમે પુસ્તકોમાં જોઇએ છીએ કે કેવી રીતે તે આવનારો યુદ્ધના વિષયમાં બન્ને પક્ષ ભિન્નભિન્ન પ્રકારના શુકનોથી ખુશી અને નિરાશ હતા. ખુદ રસૂલુલ્લાહ (સલ૦) વિષે બયાન છે કે તારિકની પાસે ખ્વાબમાં આવ્યા અને તેને ફરમાવ્યું કે "હિમ્મતપૂર્વક યુદ્ધ કરીને વિજય પ્રાપ્ત કર." આવા પ્રકારની અનેક કહાણીઓ વર્ણવવામાં આવી છે. પરતુ જે લશ્કરો એક બીજાના મુકાબલામાં વાદીલક (ગુડલક) નદી પાસે પડાવ નાખીને પડયા હતા, તેમના ખ્વાબ અને ખ્યાલ ચાહે ગમે તે રહ્યો હો, પણ આ યુદ્ધનું પરિણામ શંકામય રહ્યું નહિ. જો કે તારિક પાસે નિ:શક પાંચ હજાર બર્બરોની ફોજ કુમકે પહોંચી ગઈ હતી, છતાં પણ તેના તાબામાં એક ન્હાનું લશ્કર માત્ર બાર હજાર સિપાહીઓનુંજ હતું. અને રેડરિક પાસે એના કરતાં છ ગણા વધારે માણસો મૌજૂદ હતા.

પરંતુ હુમલો કરનારા બહાદુર, અનુભવી, લડાઇથી ટેવાએલા અને એક વીર સરદારના માનહત હતા, અને સ્પેનિશ બદ-હાલ ગુલામોના ટોળાં હતા. જેમના સિપહસાલારોમાં દગાબાજ અમીરો શામિલ હતા. શાહ વેટઝાના સગાસંબંધી પણ રેડરિકના બોલાવવાથી આવી હાજર થયા હતા, પરંતુ તેમનો ઇરાદો એવો હતો કે લડાઇ વચ્ચે તેમનો ત્યાગ કરીને દુશ્મનોને જઇ મળી જવું. તેમને એનો જરા પણ વિચાર ન હતો કે તે સ્પેઇન સાથે બેવફાઇ કરે છે. તેઓ એમ સમજતા હતા કે આક્રમણકારો લૂંટ કરીને આફ્રીકા પાછા ચાલ્યા જશે અને ગતીશાના વંશને તેનું પ્રાચીન તખ્ત પાછું મળી જશે. આ કારણે તેમણે આક્રમણકારોની મદદ કરી અને સ્પેઇનની રસાળ ભૂમિ આઠ સદીઓ માટે મુસલમાનોને અર્પણ કરી દીધી.

જ્યારે મુસલમાનોએ તે મહાન સૈન્ય તરફ દ્રષ્ટિ ફેંકી, જેને રેડરિક તેમના મુકાબલા માટે લાવ્યો હતો અને બાદશાહને તેના ઉત્તમ શસ્ત્રોથી સજ્જિત એક ઝગઝગતા શામિયાના નીચે જોયો, ત્યારે એક પળવાર માટે તેમના હોશ ઉડી ગયા, પરંતુ તારિકે ગર્જના કરી, "હે વીરો! શત્રુ તમારી સામે છે અને સમુદ્ર તમારી પાછળ. વલ્લાહ, આ સિવાય કોઈ પણ ઉપાય તમારે માટે નથી કે બહાદુરીના જૌહરો દાખવો અને દ્રઢ રહો." બધા એક સાદે પોકારી ઉઠયા: "હે તારિક! અમે તારું અનુકરણ કરીશું." અને સૌ કોઇ પોતાના સિપહસાલારની પાછળ પ્રાણાર્પણ કરવાને શત્રુઓ ઉપર તૂટી પડયા. આ જંગ એક અઠવાડિયા સુધી ચાલુ રહ્યું. બન્ને પક્ષે બહાદુરીના અસાધારણ બનાવો નોંધાયા છે. રેડરિકે વારંવાર પોતાના સૈન્યને સંભાળ્યું પણ વેટઝાના પક્ષકારોના મળી જવાથી લડાઇનો નકશો પલટાઇ ગયો અને તેને મહાન હાર મળી. હજુ સુધી જાણવામાં આવ્યું નથી કે રેડરિકનું શું થયું? તેનો ઘોડો અને તેના જોડા બીજે દિવસે નદી કાંઠેથી મળ્યા પરંતુ તેની લાશ ત્યાં ન હતી. નિઃશક તે ડૂબી મર્યો હશે અને તેની લાશ વહીને સમુદ્રમાં ચાલી ગઈ હશે.*

* મી૦ સ્ટેન્લી લેનપૂલ કૃત "મૂરસ ઇન સ્પેઇન" ઉપરથી.

# મેહફિલની રમઝટ

[મહાગુજરાત ગઝલ મંડળને આશ્રયે તા: ૨૮–૧૦–૪૫ના રોજ સંગીત સમ્રાટ શ્રીયુત પંડિત ઓમકારનાથના પ્રમુખપણા હેઠળ એક શાનદાર મુશાયરો યોજાયો હતો. માજી મહેસૂલી પ્રધાન શ્રી. મોરારજીભાઈની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી. મુશાયરામાં ગવાએલી ગઝલો પૈકી અમુક કડિકાઓ અત્રે ટાંકી છે.—સંપાદક.

તગારો ઉઘડતા બીડાતાં નયનમાં,
ઉદય અસ્ત મારો, નિહાળ્યા કરું છું.
ફરું છું દિવાના સમો હું ફરું છું,
દિવાનો નથી પણ દિવાનો ઠરું છું.

—'શયદા'

° ° °

સુંવાળીજ સેવા મને કરવી ફાવે,
કોઇ દિન ન આફતને હું નોતરું છું.
થયો જોત જોતામાં હું રાવ સાહેબ,
જુઓ પોલ્સનથી શી પ્રગતિ કરું છું.

—'પિંકાર'

° ° °

રવી તારા કિરણોથી હું નિરઝર છુ,
નયનમાં શશીના સદા તરવરું છુ
બયાનક છે 'સાબિર' બહુ પાપ મારી,
કરી યાદ પુણ્યોને હું થરથરું છુ

—'સાબિર'

° ° °

તમો છો કે બસ દમ ભરાવો છો મુજને,
ને હું છું કે બસ દમ તમારો ભરું છું.
મને જે ગમે તે કરું, હું નથી તો
તમારો છું તમને ગમે તે કરું છું.

—'ગની'

° ° °

નથી અહિં, નથી ત્યાં, તો છે એ પછી ક્યાં,
સ્વયંમ હુંજ, સાચા સ્વરૂપે ફરું છું.
અરિંકર, અહિં જો, ભલા તું કરી જો,
સમય પર, સમયસર ઇશારો કરું છું.

—ગજેન્દ્ર ડેપ્યુટી

ફરી ઉપવનનો વિહાર આદરું છું,
કુસુમોની સુરભીથી પાલવ ભરું છું.
'નસીમ' પ્રેમ-સુરા તજી ક્યાં શકાઇ,
કહ્યું લાખ વારે કે હું પરહરું છું.

—'નસીમ'

° ° °

જરા જોરથી ખાંસતાયે ડરું છું,
ન સમજે કંઇ તે, હું ગળવો કરું છું.
સભાઓ ભરી જેની નિંદા કરું છું,
સભાઓ ભરી તેને વેરો ભરું છું.

—નિસાર-શેખ ચહલ્લી

° ° °

હૃદય-યોગ જીવન તણો આત્મા છે,
હું તેથીજ એ આચરણ આચરું છું.
ગમે તે, ગમે ત્યાં, ગમે તેના માટે,
તને શું મને જે ગમે તે કરું છું.

—'સીરતી'

° ° °

સમાપો છું આંખોમાં આંસુ બનીને,
હસો તો તરું છું, રડો તો સરું છું.
જો આવો તો ઘર છે, ન આવો તો મરજી,
હું ક્યાં કહું છુ આવો, હું ક્યાં કરગરું છું.

—મૂસા બના

° ° °

હું જે ઓચરું છું બધું આચરું છું,
લડી લો તમે હું નિરાંતે ચરું છું.
દિવે આગ ઉડી વધે છે શીકર નહિ,
બુઝે તો બળુ છું વધે તો ઠરું છું.

—બળદેવ

°

તમારા પણુ હો એ એ આશાની ઉપર,
જગત ભરના પગલાને સજદો કરૂં છું.
હજારો સવાલોનો આ એક ઉત્તર,
તને શું મને જે ગમે તે કરૂં છું.
—'શાદ'

o o o

મને એમાં દેખાય છે કંઇક મારૂં,
તને જ્યારે જ્યારે હું જોયા કરૂં છું.
નિરાશાને કહી દો એ રસ્તો બતાવે,
કે મંઝિલને ભૂલી ભટકતો ફરૂં છું.
—મસ્ત 'હબીબ'

o o o

નથી શોધવાની મને રહેતી મંઝિલ,
હું મંઝિલને સાથે લઇને ફરૂં છું.
નિરાળો છું મુજ પ્રાર્થના છે નિરાળી,
નજરથીજ હું પ્રાર્થનાઓ કરૂં છું.
—'અરવિંદ'

o o o

બધી વસ્તુ વપરાશની છે વિદેશી,
ફક્ત દેશી દાતણ કદી વાપરૂં છું.
તમે છો ફક્ત આગપેટીના ખોખા,
યુવાનો કહી તમને દોષિત ઠરૂં છું.
—'આસી'

o o o

યદ્ય આંખ રસ્તે સમાઉં છું દિલમાં,
પલકમાંજ સર્વેના મનને હરૂં છું.
પ્રભુની કસમ છે પ્રભુ જેમાં જોઉં,
પછી માથુ એનાજ ચર્ણે ધરૂં છું.
—'મઝાક'

o o o

જગત જેને મંઝિલ ગણી બેસી રે' છે,
હું ત્યાંથીજ પ્રગતિનાં પગલા ભરૂં છું.
એ આઝાદી જ્યોતિ સતત બાળવાને,
શહાદતના લોહીનું સીંચન કરૂં છું.
—'ઈન્દુ'

o o o

મને શોધતી આવી ખુદ મંઝિલ,
ને મંઝિલને હું શોધતો કાં ફરૂં છું.
જ્વાળાઓ દિલની શમાવીને દિલમાં,
મને ખુદને બાળી હું અંતે ઠરૂં છું.
—'બિસ્મિલ'

o o o

હું શિલ્પી છું ન્યારો કળા મારી ન્યારી,
અનુભવથી જીવન શિલા કોતરૂં છું.
હતો કાલે કાજળ હું એના નયનમાં,
અને આજે અશ્રુ બનીને ખરૂં છું.
—'કરીમ'

o o o

મને જોઇએ રૂપ લજ્જાની હદમાં,
પ્રણય-હદમાં રહીને પ્રણય પાથરૂં છું.
ખરેખર હજી મૌન મારૂં છે ભાવિ,
અજાણી દિશામાં હું પગલા ભરૂં છું.
—'અનિલ'

o o o

વધારીને લક્ષ્મી બની રાવ બહાદુર,
ગરીબીના જંતુથી ડરતો ફરૂં છું.
કરૂં મારા પોષણને માટે હું શોષણ,
એ દુન્યા ભલે ડુબે હું તો તરૂં છું.
—હિરાલાલ પટેલ

o o o

ખુદા પર ભરોસો હું રાખું છું એથી,
જગતમાં ન કો'દી દુઃખોથી ડરૂં છું.
ગુલામીનું જીવન-ગુલામીનું માનસ,
ગુલામી દશાથી હું લાજી મરૂં છું.
—'શરણ્ય'

o o o

વિચારોની સૃષ્ટિ રચું છું પરંતુ
ઘડીમાં જીવું છું ઘડીમાં મરૂં છું.
પવારે પુછ્યું, કાળ, ખપ્પર ભરાયાં!
કહે, ના, અધૂરાં રહ્યાં આદરૂં છું.
—'પવાર'

o o o

કરું છું, બની બિન્દુ, તુજ આંખડીમાં!
જો નિસરું હૃદયથી થઇ અશ્રુ સરું છું.
છું બેહાલ ના હાલ કંઇ હાલ પુછો!
કે આત્માને સાચવવા એક પાંજરું છું.
—'રસિક'

° ° °

મહા દુઃખના પર્વતને ફેંદી પગે છું.
ફક્ત શિરને કો' પંચ દ્વારે ધરું છું.
વ્યથા પુજનારો બની તારા પંથે,
મહાસાગરો દુઃખ તેમાં હું તરું છું.
—'ખામોશ'

° ° °

મનો સૃષ્ટિ મારી રચીને ફરું છું,
કથા કલ્પના ઉર્મિઓની કરું છું.
મને 'વ્યાસ'ને ના નડે કૈં સીમાઓ,
વિપદ વ્યાપતો હું બધે વિસ્તરું છું.
—પ્રો. ચીમનલાલ વ્યાસ

° ° °

પડું, આખડું, ત્રણ સહુ કંટકોના,
વહે ખૂન તો પણ ન પાછો ફરું છું.
બુઝાયો દીપક શું? તિમિર ઘોર છાયા,
ભુલેલા પથિક શો ભ્રમણ હું કરું છું.
—પ્રોફે. મોહનલાલ દવે

° ° °

અરે કેવી જીવન સફર આદરૂં છું,
કે એક એક ડગલે હું મંઝિલ કરું છું.
—'નઇમ'

° ° °

પ્રણય બોધ બોધ લેશે જગત એ મરણથી,
બને 'સૈફ' રસ્તા થઇ હું મરું છું.
—'સૈફ'

° ° °

સુતો આજ વિધિ ગોદમાં બાળ તુ ક્યાં?
મીઠી યાદમાં અંજલી હું ધરું છું.
—'ઉષા મહેતા'

° ° °

નિજાનંદમાં મસ્ત થઇને ફરું છું,
ઉરે ઉર્મિ જાગે તો કંઇ કંઇ કરું છું.
—જ્યોત્સના શુક્લ

° ° °

ખુદાના સ્મરણમાં હું મદહોશ થઇને,
દીવાનાની દુન્યામાં હરદમ ફરું છું.
—'હાતિમ'

° ° °

સફળતા મને કેમ મળશે ન 'સાકી'
પ્રયત્નો અહર્નિશ હું ક્યાં કરું છું.
—'સાકી'

° ° °

વિચારોની દુન્યામાં હરપળ ફરું છું,
હું ઉંડોને ઉંડો વધુ ઉતરું છું.
—'ઇંગાર'

° ° °

કવિતા લખીને કરું છું ઓ 'રહેમત'
કવિ થઇ જગતમાં હું ગોટો ઠરું છું.
—'રહેમત'

° ° °

વમળમાં હું જન્મી વમળમાં મરું છું,
કિનારા થકી હું કિનારો કરું છું.
'વલી' વીજ વરસાદ હો તો થયું શું?
લઇ નામ એનું સફર આદરૂં છું.
—'વલી'

° ° °

મને શું તમે સૂર્ય થઇને તપો તો,
અરે હું ફક્ત ચાંદની પાથરું છું.
અધર્મિ 'અમીન' એમ ધર્મિષ્ઠ છું કે,
બધા સાથે ઇન્સાનિયત વાપરું છું.
—'અમીન'





: તંત્રી :
'વહશી'

: વ્યવસ્થાપક :
'તાજ'


## ૦ ડિસેમ્બર ૧૯૪૫ ૦




**વાર્ષિક લવાજમ:** હિન્દ રૂા. ૫: બર્મા ૬: પરદેશ શીં. ૧૦ (રૂા. ૬॥)

છૂટક નકલ સાત આના.

**મનીઓર્ડર:** ઇન્ડીયન અને બ્રી. પોસ્ટલ ઓર્ડર રજીસ્ટર્ડ પત્રો વી **રાંદેર ઓફીસનાં** સરનામે મોકલવા વિનંતી છે.

# "હ૦ હુસૈન (રદી.)ની મહબ્બત"

ઇબ્ને અલીને ઇબ્ને ઉમરમાં લડાઇ થઇ
આપસની ખેલકુદમાં તકરાર ત્યાં વધી.

ઇબ્ને ઉમરથી ઇબ્ને અલીએ કહ્યું છે એ,
મારા ગુલામ આપ છો તમને ખબર નથી ?

રોકો તમારી જીભને શાને લડો છો આજ
કંઇ તો લિહાઝ જોઇએ સાદાતનો જરી.

ફરીયાદ બાપથી જઇ ઇબ્ને ઉમર કરે
મુજને ગુલામ ઇબ્ને અલીએ કહ્યું, પછી

ફારૂક (રદી) ઝટ વધ્યા કે લો કાગઝ, કલમ, દવાત
જઇને કહો લખી દો સનદ બસ ગુલામીની

ઝટ જાવ બેટા ત્યાં, કંઇ ઈનકાર ના કરે,
છે નેક કામ એમાં તો જલ્દી કરો પછી.

મેહશરમાં સાત પેઢીની બખ્શિશ થશે જરૂર,
એ વાસ્તે સનદની છે દરકાર લાઝમી.

અય દોસ્તો જુઓ તમે કેવો અકીદો છે,
એહમદ, અલી, હુસૈનો, હસન, ફાતેમા, થકી.

આ ફાતિમાના લાલની ઇઝ્ઝત તો જોઈ લો,
ફારૂક જેવાઓએ પણ તારીફ છે કરી.

તું પણ 'મઝાક' જઇને ગુલામીની લે સનદ,
આલે નબી છે આપ, ને ઔલાદે હૈદરી.

"મઝાક" ચિશ્તી.

# ગુજરાત પ્રાંતની મુસ્લિમ કેળવણી

શ્રીયુત : રતિલાલ ચુનીલાલ દીવાન

["ગુજરાત મિત્ર" સાપ્તાહિકમાં "આપણા પ્રાંતની મુસ્લિમ કેળવણી"ના શિર્ષક હેઠળ આ લેખ પ્રગટ થયો છે મુસ્લિમ કેળવણીના વાચકો માટે તે ઉપયોગી હોઈ અત્રે લેવામાં આવ્યો છે.]

—સંપાદક.

મુંબઈ ઇલાકાના બ્રિટિશ વિભાગમાં ૨૦૮૪૯૮૪૦ માણસોની વસ્તી છે. તેમાં મુસ્લિમની વસ્તી ૧૯૨૦૩૬૮ છે; એટલે લગભગ ૧૧ ટકા ગણાય. આ મુસ્લિમ સંખ્યામાં ૧૦૪૦૩૧૮ પુરુષો છે અને ૮૮૦૦૫૦ સ્ત્રીઓ છે.

ઇ. સ. ૧૯૪૩-૪૪ના વર્ષમાં એ કોમની કેળવણી પ્રગતિનો આંકડા નીચે મુજબ છે. (આ આંકડા ડી. પી. આઇ.ના છેલ્લા રિપોર્ટમાંથી લીધા છે.) બધાં મળી ૨૩૫૪૭૭ વિદ્યાર્થીઓ કેળવણી લઈ રહ્યા છે એટલે કોમની કુલ વસ્તીના પ્રમાણમાં બાર ટકા ગણાય. એ સંખ્યામાં ૧૬૨૭૯૫ છોકરા છે અને ૭૨૬૮૨ છોકરીઓ છે. આ ઉપરથી એમ કહેવાય કે દર બે ભણતા છોકરે એક છોકરી ભણે છે. કોમની વસ્તીના પ્રમાણમાં આ સ્થિતિ સંતોષકારક ન કહેવાય. નીચેના આંકડા રોશન કરશે કે પ્રાથમિક કેળવણી ઠીકઠીક સંખ્યા લઇ રહી છે. પણ માધ્યમિક અને ઉચ્ચ કેળવણી લેતી સંખ્યા ઘણી ઓછી ગણાય અને તેમાં કન્યાઓની તો ઘણીજ ઓછી.

(અ) માન્ય કરેલી સંસ્થાની વિગત:—

| સંસ્થા | છોકરા | છોકરી | કુલ |
|---|---|---|---|
| આર્ટસ કૉલેજ | ૮૯૯ | ૮૯ | ૯૮૮ |
| ધંધાર્થી ,, | ૩૨૨ | ૧૨ | ૩૩૩ |
| માધ્યમિક | | | |
| શાળા | ૧૫૫૯૭ | ૨૨૨૩ | ૧૭૮૨૦ |
| પ્રાથમિક | | | |
| શાળા | ૧૩૦૯૯૫ | ૬૪૨૧૮ | ૧૯૫૨૯૩ |
| સ્પેશિયલ | | | |
| શાળા | ૫૫૨૪ | ૧૨૬૧ | ૬૭૮૫ |
| અમાન્ય | | | |
| સંસ્થા | ૯૪૫૮ | ૪૭૯૯ | ૧૪૨૫૭ |
| કુલ | ૧૬૨૭૯૫ | ૭૨૬૮૨ | ૨૩૫૪૭૭ |

આ આંકડા ઉપરથી જણાય છે કે કૉલેજ કેળવણી લેતા દસ છોકરાએ એક છોકરી કૉલેજનું શિક્ષણ પામે છે, ધંધાર્થી કૉલેજ કેળવણી લેતા ૩૦ છોકરે માત્ર એક કન્યા કેળવણી માટે ભાગ્યશાળી છે. એટલે ઉચ્ચ કેળવણી માટે મુસ્લિમ ભાઇઓનું લક્ષ હજી ઘણું ઓછું છે. માધ્યમિક કેળવણીના આંકડા જોતાં આઠ છોકરાએ એક છોકરી કેળવણી લે છે. આ પરત્વે પણ મુસ્લિમ કોમે હજી ઘણી પ્રગતિ કરવી ઘટે, પ્રાથમિક કેળવણીનાં આંકડા જોતાં છોકરા-છોકરીનું પ્રમાણ ૨ : ૧ આવી રહે છે એ કંઇક સંતોષકારક ખરું; છતાં છોકરાની કેળવણી માટે કંઇક પક્ષપાત તો દાખવે છે જ.

એકંદરે આ કોમની કેળવણી પ્રગતિ મંદગતિએ થાય છે એ હાલના જમાનામાં ઇચ્છનીય નથી. જેમ કોમનો મોટો ભાગ અભણ રહે તેમ તેમાં વહેમ અને રૂઢિચૂસ્તપણું વિશેષ રહેજ. અજ્ઞાન અને વહેમને કારણે પાખંડી અને હોશિયાર માણસનું વર્ચસ્વ દરેક કોમમાં વધુ જ રહે. ઇન્સાનનો સ્વભાવજ એવો છે કે જ્યાં સુધી કોઇ આદમીને તે પોતાના અંકુશમાં રાખી શકે ત્યાં સુધી તે એને છૂટો કરવા રાજી

નથી. અલબત્ત ખુદાનો બન્દો હોય તો તે અન્યને છુટા રાખવા અને સ્વતંત્ર કરવા રાજી હોય છે, એ સિવાય દરેક કોમમાં ભણેલા સ્વાર્થીઓ એને ભણેલા નહિ પણ ગણેલા, એવા સ્વાર્થીઓ ગરીબ અભણોને દબાવતાં જ રહે છે. એટલા માટે જેટલી વિશેષ કેળવણી લેવાય એટલી દરેક કોમે લેવી ઘરેજ.

મુસ્લિમ કોમમાં સ્ત્રી કેળવણી પણીજ ઓછી છે. જેમ જેમ સ્ત્રી કેળવણી વિશેષ પ્રચાર પામશે તેમ તેમ માતાઓને તેમનાં બધાં બાળકોને ભણાવવાની હોંસ વધશે. તેઓ ચોકકસ વિદ્યાદાન પોતાનાં બાળકોને અપાવશે અને તેમ થતાં છોકરાછોકરી વધુ સખ્યામાં કેળવણી લેશે અને જીવનનો સંસ્કારી આનંદ પ્રાપ્ત કરી રહેશે. સ્ત્રી કેળવણી રખેને સામાજિક કે ધાર્મિક જોખમમાં ઉતારશે એ માનસ હવેની પરિસ્થિતિ જોતાં બદલાવવું જોઇએ. જો મનુષ્યને યોગ્ય કેળવણી અપાશે તો તે વિચારશીલ ન્યાયી અને વિવેકી બનશે અને તેવો ઇન્સાન બંધુ ભાવનો પોષક બની રહેમ દિલ રહેશે. એમ થતાં કુટુંબની શાંતિ જળવાશે અને સમસ્ત કોમની આબાદી પણ થશે.

એ તો જગજાહેર હકીકત છે કે કોઇ પણ કોમ કરતાં મુસ્લિમ ભાઇઓ અને બહેનો દેશના ઘરગથ્થુ ઉદ્યોગમાં વધુ પ્રવૃત્ત રહે છે. બલ્કે તેવા ઉદ્યોગોનું તેઓ ઠીક ઠીક સંરક્ષણ કરી રહ્યાં છે સુતર કાંતવાનો, સાલ વણાટનો રજાઈ તૈયાર કરવાનો, રંગરેજનો, ફટાકડા બનાવવાનો, નાલબંદીનો, રમકડાં બનાવવાનો ઝરીકસબ અને કિનખાબનો, અને ગ્રામ્ય જીવનના અનેક નાના મોટા ઉદ્યોગોનો એમને શોખ છે. તે માટે સુરૂચિ છે અને આવડત પણ છે. તેઓ ધારે તો વિશાળ પાયા પર એ જ ખીલવી શકે. જો બાળકોને આ ધંધા માટે કુદરતી વલણ હોય તેમને તો ખાસ તેજ પ્રકારની કેળવણી આપે. જે શાળા અને કોલેજમાં ધંધાર્થી જ્ઞાન વિકાસ પામે ત્યાં તેઓ કેળવણી પામે અને નિષ્ણાત બની રહે. ત્યારબાદ સહકારી પદ્ધતિએ ઉદ્યોગો ખીલવે તો કોમને સારી આવકનો લાભ મળે અને દેશને મોટા પ્રમાણમાં એક પ્રકારની વસ્તુઓ મળી રહે તો પરદેશથી તેની નિકાશ કરવાની જરૂર ન રહે. એ રીતે દેશને ફાયદો થાય અને સ્વદેશી બનાવટનું ગૌરવ વધે.

આ કોમમાં સાહસ જોડાવાની અજબ શકિત છે. દૂર પરદેશમાં વેપાર અર્થે જઇ શકે છે. જે સહાસિકો ત્યાં જાય છે એ તે કંઇ બહું કેળવણી પામેલા નથી હોતા, છતાં પોતાની કુદરતી કાબેલિયતથી ત્યાં કામ કરી શકે છે. જો કેળવણી પામેલા ત્યાં જાય તો હાલ છે તે કરતાં વધારે સારી રીતે ધંધા ખીલવી શકે અને વિશેષ માન પામેજ.

કેળવણીને પરિણામે આ કોમની વિશિષ્ટ ખાસીઅતોનો વિકાસ સારો થશે અને તેટલે દરજ્જે કોમ અને દેશને લાભજ થશે. એટલા માટે હાલની મદ ગતિએ થતી કેળવણી પ્રગતિને જોશ આપવાની જરૂર છે. કોમના સમજુ અને સખી દિલ ગૃહસ્થો અને પ્રભાવશાળી સહૃદયી ધર્મનેતા હજારો અભણ રહેતા ગરીબોને કેળવણી પામવા ઉત્સાહી બનાવે અને યોગ્ય મદદ કરે તોજ કેળવણીના કાર્યમાં ભારે વેગ મળે અને કોમના ઉત્કર્ષ જલદી થાય.

જ૦ મૌલાના અ. રહીમ સાદિક સા૦ની નાસાઝ તબીઅતના કારણે ઇલાહી અને નબવી ફર્માનના પૃષ્ઠો આ અંકે આપી શકાયાં નથી. —સંપાદક.

"ઇરાનને" મનાવવાની કોઇને કેમ સમજ પડતી નથી? એ પણ ઇસ્લામીજ દેશ છે ને? તમામે તમામ ઇસ્લામી જગતમાં આંદોલન ઉઠયા વગર એ પડયાં ને પાથર્યા રહેનાર લોકોના તો માંચામાં જુ પણ ફરકવાની નથી—તેઓ તો બસ આશકની જેમ ઇશ્કને ધૂણીજ ધમાવીને બેઠા છે કેઃ—

"બૈઠે હું તેરે દરપે તો કુછ કરકે ઉઠેંગે;
યા મરકે ઉઠેંગે યા વસ્લ કરકે ઉઠેંગે!"

જેવો ઘાટ છે! એ ઘાટને ફેરવવાની બિચારા ઇરાનમાં તો શક્તિજ નથી, કારણ કે એની હાલત તો હવે નબળા ઢોર જેવી થઈ ગઇ છે. અને એ તો ખરૂંજ છે કે નબળું ઢોર હોય તેમેજ વધુ બગાઇઓ વળગે! જાણો છો ઇન્ડોનેશીયામાં ચાર કરોડ મુસલમાનો છે. અને એ ચાર કરોડ મુસલમાનોની સામે આજે ડચ સરકારની કુમકે બ્રિટીશ સરકાર ગર્જી રહી છે. ઇન્ડોનેશીયનોને ડારવા ડચોના સહકારમાં તોપો, ટેંકો, વિમાનો, ને સંગીનો વડે સામ્રાજ્યવાદી તાકાત પરકાઇ રહી છે. તે લોકો આઝાદી માટે મરી ફિટવા તૈયાર થયા છે; ત્યારે આ લોકો સામ્રાજ્યવાદના તખ્તના પાયા મજબૂત કરવા આકાશ પાતાળ એક કરી રહ્યા છે. જાવામાં મુસલમાનોજ મોટા ભાગે મરી રહ્યા છે; ત્યારે તે સામે હિંદના મુસલમાનો કેમ કંઇ અવાજ ઉઠાવતા નથી. એક બે ઠરાવો બરફમાં મૂકેલાં ઠંડુકના ઠંડા સોડા જેવાં નિવેદનોથી કંઇ ના વળે. ઓછામાં ઓછો ઇન્ડોનેશીયન રૂ' પાળી ત્યાંના મુસલમાનો માટે હમદર્દી અને હિંદી લશ્કરના થતા ઉપયોગ સામે વિરોધનો સૂર બુલંદ કરો! ચુંટણીના ચક્કરમાં બીજું બધું ભૂલાઈ ગયું છે! ચુંટણીના વરરાજાઓ તો પોતાના લગ્નની ખુશીમાં બહારની દુનિયા તરફ ડોકીયું કરવાનું ભૂલી જાય, પણ જાનૈયાઓએ તો જોવુંજ રહ્યું! અમલની વાત તો દૂર રહી, વિરોધનો પોકાર તો કરો!

આઝાદ ફોજના બહાદુરોએ અને તેના વિરોધી આંદોલનોએ આખા દેશમાં એક ચેતન ફુંકી દીધું છે. દેશની સુસ્તી ઉડાડી દીધી છે જેમ નવું લોહી સીંચાતાં, દર્દીની તંદુરસ્તી વધી જાય છે; તેમ એ લાલ કિલ્લાના મુકદ્દમાએ દેશને જાણે ઉંઘમાંથી જગાડયો છે. એ જાગૃતિથી અમલદારશાહી ભડકી ઉઠી છે અને ક્યાંક ક્યાંક તો જાગૃતિને ઉંઘાડી દેવા પોલિસની લાઠીઓ પણ ફેરવવી પડી છે. હાલરડાં ગાવાથી બાળકો ઉંઘે તેમ લાઠી ફેરવવાથી યુવાનો ઉંઘી જશે એ માન્યતા સેવનાર અમલદાર એ મૂર્ખાના સ્વર્ગમાં વસે છે. શુભેચ્છાથી જે થાય તે બળજબરીથી થતું નથી! દેશ જાગ્યો છે. તે ખરી રીતે જાગ્યો છે કે બનાવટી જાગરણ છે તેની તપાસ કરવા પાર્લામેન્ટ તરફથી એક પ્રતિનિધિ મંડળ હિંદ પધારવાનું છે. પેલા નિષ્ણાતો જેમ અહીં ઉજાણી કરવાજ આવતા હતા; તેમ આ લોકો કંઈ ઉજાણી કરવા આવવાના નથી? એ તો હિંદનું પાણી માપવા આવવાના છે કે હિંદીઓમાં આઝાદી સાચવી રાખવાની શક્તિ અને લાયકાત છે કે નહિ! જો કે અત્યારે તો જાણે "અંદરો અંદર લડી લડીને મરી જવું એજ હિંદીયનોનો જન્મસિદ્ધ હક્ક હોય એમ જણાય છે. છતાંય ખુદા સદ્બુદ્ધિ અર્પે.

ખાટી ચુંટણીમાં તો લીગ અને કોંગ્રેસ એ બેજ પક્ષો ફાવશે. લીગ અને કોંગ્રેસ બન્નેમાં ઉંદર ખોદે, ને ભોરીંગ ભાગવે એવુંજ થયું છે. લીગમાં ગરીબ મુસલમાનો ભોગ આપે છે ત્યારે નવાબઝાદાઓ, સેરો, ખાનબહાદુરો અને શ્રીમંતોનેજ ટીકીટો અપાઈ છે. તેમ કોંગ્રેસમાં પણ મોટેરાઓનેજ ટીકીટો અપાઈ છે. મધ્યવર્ગ અને ગરીબ વર્ગ, તો રામેતો મુંઝાય લટકી ગયો છે! ઘેટાં, બકરાં, મરઘાં, કૂકડાં તો ભોગ આપવાને માટેજ હોયને!

જેમ પહેલાં ઊંટને ભોગે હાથી દ્વારા કિલ્લાના દરવાજા તોડતા હતા, તેમ આજે બધીય પાર્ટીઓમાં મતદારરૂપિ ઊંટોના ભોગે ઉમેદવાર હાથીઓ ચુંટણીના કિલ્લા સર કરે છે! મોટી માછલી નાની માછલીને ગળી જાય; એ નિયમથી ચુંટણીનું જગત બકાત નથી તો! લીગની પાર્લામેન્ટરી બોર્ડ સમક્ષ ચુંટણી બાબતમાં જેટલી સમસ્યાઓ રજુ થઇ હશે તેમાં સુરતનું 'હાઉસન! જાકુસન!' ખુબ ગુંચવણીયું નિવડ્યુ છે. એક તરફ વટનો સવાલ છે બીજી તરફ વોટનો સવાલ છે! એક તરફ સેહ છે બીજી તરફ શરમ છે! ખુદાજ રહમ કરે મુસલમાનોની આ કુતરા તાણ પર! નારદો અને જૂના જાગરીયાઓના ધધા ખુબ તેજીમાં આવી ગયા લાગે છે અને બીજવરો ત્રીજવરો પણ પરણવા માટે થનગની રહ્યા છે! જોઇએ છીએ જાનૈયા વૃદ્ધ લગ્નને ઉત્તેજન આપે છે કે વરને લીલા તોરણે પાછો ફેરવે છે? તમાશામાં તમાશો તે આનુંજ નામ!

●

યુરોપ–અમેરિકામાં એટમ બોમ્બનો ભેદ જેમ ધેરો બનતો જાય છે; તેમ તેમ સ્ટેલીન ને ટ્રુમેનના દિલો પર વિરૂદ્ધતાની છાયા ઘેરી બનતી જાય છે. ડગલે ને પગલે બ્રિટન અને રશિયા છટકી રહ્યાં છે! જુદાઇનો ખાખાત એક એક નિવેદન થતાં વધુને વધુ પહોળો થતો જાય છે! ઇરાનમાં તો બ્રિટન રશિયાની ધુરકાધુરકી ચાલુ છેજ, અને ચીનમાં પણ આંતર વિગ્રહની હોલીમાં રશિયાને બ્રિટન અંદરખાને છાણાં ને લાકડાં હોમી રહ્યાં છે. બાલ્કનમાં રશિયા જુદો ચોકો જમાવવા માગે છે તો હોલાંડ-બેલ્જીયમ ફ્રાંસમાં બ્રિટન જુદો ચોકો જમાવવા માગે છે. અને તેથીજ તો હોલાંડને હાથ પર રાખવા જાવામાં ફ્રૂત મેળવી બ્રિટન હોલાંને દત્તક પુત્ર બનાવવા માગે છે! આ બધી ધમાલમાં વિશ્વશાંતિ સળગી ગઇ છે. નૂતનવિશ્વની રચના પોઢીયામાંથી સીધી મેઝમાં જઇ પડી છે; અને ત્રીજા વિશ્વ યુદ્ધના ભણકારા વાગી રહ્યા છે!

"કજ્ઞા ચ્યુંટીકા આતી હય; તો ઉરકા પર નિકલતે હૈ!"

હિંદુસ્તાનનાં એક કહેવત છે કે 'ઇજ્જતની ખાતર ઠીંકરામાં ખાવું પડે!' તેમ બ્રિટને વિજયની ઇજ્જત મેળવવા ઠીંકરામાં ખાધું છે. કાળનું કમામદાર બ્રિટન આજે કરજથી બેવડ વળી ગયું છે, અમેરિકા પાસેથી ૧॥ અબજ પાઉન્ડ વ્યાજે લેવા પડયા છે. બ્રિટન આમ કરજ કરીને પણ પોતાની સામ્રાજ્યવાદી ફરજ બજાવી રહ્યું છે! વળી પાછા ચર્ચીલદાદા પાર્લામેન્ટમાં ઠપકાની દરખાસ્ત લાવીને ગાજયા હતા; પણ ટાલીયા ઇટલીએ એ ધરડા મુરબ્બીની ઠેકડી ઉડાડીને બેસાડી દીધા ને 'ઉતર્યો અમલ કોડીના!' એ કહેવતને સાચી ઠેરવી દીધી. એ યુધ્ધનો ઓરીજીનલ વાઘ યુદ્ધ પુરૂં થતાં હવે મુદરંગનો વાઘ સાબીત થયો છે! પેથિક લાકા હિંદને માટે બોરયા પણ એમરીએ જેવું વગોવ્યું હતું તેવુંજ એમણેય વાગોળ્યું છે. વિલાયતમાં ગમે તે શેઠ ગાદી તકીયે બેસે પણ હિંદ પાસેથી વેઠ લેવામાં તો એ બધાં "એકજ વાંસનાં છાબડાં" સાબિત થયાં છે. તેજ પુરાણા રાગમાં, વખત રાળવાની નીતિના સૂરો છુટયા છે કે, "થાય છે, થશે છે, કંઇ નાસીભાગી જાય છે?" હિંદની ભેંસને વધુ મજબૂત ખીલા સાથે વધુ જાડા દોરડાથી બાંધવાની વેતરણ ત્યાં થાય છે; ત્યારે એ ભેંસની સાથે બર્માની પાડી પણ ગણાઇ છે. બરમાઓ પણ 'આઝાદી'ની વાતો કરવા લાગ્યા છે. હિંદીચીન, જાવા, બર્મા, મિસર અને હિંદ બધાંય 'આઝાદી'ની વાતો કરે છે કે એ બધાંને ગાંડપણ તો લાગ્યું નથી! પ્રભુ વાતુંનાં વડાં કરે દી' ના વળે! માગવાથી તો ભીખ મળે, આઝાદી નહિ! અમારૂં ન માનતા હોય તો પૂછી જુઓ જમનાદાસ કાકાને!

❧ ૮ ❧

# શહાદતે હુસૈન (અલૈ.)

વર્ષો પછી પણ હિંમ થઇ જગ યાદ કરતું કાં ભલા ?
ભૂલી ગયો ઘટના સહુ પણ ના ભુલાઈ કરબલા !
અય અલીની નયન જ્યોતિ ફાતિમાના લાડલા !
રહીને અડગ અગણિત સંકટ કેમ સહ્યા આટલા ?

જાણે જગત એ ફક્ત શહાદત જામ ખાતિર મરહબા !
નાના તણી ઉમ્મતના પ્યારા નામ ખાતિર મરહબા !

જે મુસીબતં સંકટો જોઇને દુશ્મન કમકમે !
એવી મુસીબત જંગમાં મસ્તક ઉપર નિશદીન ભમે !
પાણી નથી પીવા જહીં ત્યાં અન્ન તો ક્યાંથી જમે ?
દુઃખ દર્દ આફતને કહીને કોણ રાઝી થઇ ખમે ?

સંકટો લાખ્ખો સહ્યા ઇસ્લામ ખાતિર મરહબા !
નાના તણી ઉમ્મતના પ્યારા નામ ખાતિર મરહબા !

વચનો કટુ શત દુશ્મનો બોલી રહ્યા'તા વ્યંગમાં !
વેદના ઝખ્મો તણી વ્યાપી રહી'તી અંગમાં !
બહાદુર બની બહાદુર સંગી જુજ લઇને સંગમાં !
ટેક ખાતિર, સત્ય ખાતિર એ અડયા'તા જંગમાં !

દફનાવવા ખોટા સહુ ઇલ્ઝામ ખાતિર મરહબા !
નાના તણી ઉમ્મતના પ્યારા નામ ખાતિર મરહબા !

નઝરોની સામે નયનોની જ્યોતિ શહીદ થાતી ગઇ !
ને કરબલાની ભૂ શહીદી રક્તે રંગાતી ગઈ !
શુરવીરતાની ઉષ્ણુ વા રગ રગ મહીં વાતી ગઇ !
'અલ્લા હો અકબર' શબ્દ કહી શમ્શીર વીંઝાતી ગઇ !

શમ્શીર અટકી રબ તણા પૈગામ ખાતિર મરહબા !
નાના તણી ઉમ્મતનાં પ્યારા નામ ખાતિર મરહબા !

કેવી અટલ એ ધૈર્યતા કેવી અડગ હિમ્મત હતી !
કેવી અનુપમ પળ હતી, કેવી વિરલ શહાદત હતી ?
દિલમાં ભરેલી તરબતર શહાદત તણી મહબ્બત હતી !
નાના તણી ઉમ્મીતના કાજે એ મહીં જન્નત હતી !

નવ એક પળ માંગી કદી આરામ ખાતિર મરહબા !
નાના તણી ઉમ્મગતના પ્યારા નામ ખાતિર મરહબા !

એવી વિરલ શહાદત ઉપર સદકે અમારી જાન હો !
એ એક એવી જાન શું શત જાન પણ કુરબાન હો !
જેમાં છુપી ઇસ્લામ કેવી આન તેમજ શાન હો !
એવી શહાદતની ઉપર 'ઉન્મત્ત' ન કાં કુરબાન હો !

મૂકી ગયા અણમૂલ પાકો આમ ખાતિર મરહબા !
નાના તણી ઉમ્મતના પ્યારા નામ ખાતિર મરહબા !

—"ઉન્મત્ત"

અનુ. : અહમદ મુહમ્મદભાઇ પટેલ

# મહાન તૈમૂરનો હૃદય-પલટો

# ઇસ્લામ-સ્વીકાર

"અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર—! દૂરદરાઝના પ્રદેશ કરાકરમના કેન્દ્ર કતકની એક સૌન્દર્યમયી મસ્જિદના ગગનચુંબિત મિનારા પરથી એ આવાઝ ગૂંજ્યો. ખુદાપાક સમક્ષ રજૂ થવાની એ ઉઘાડી દઅવત હતી. તે પર લબ્બૈક કહી માનવ પૂર મસ્જિદ તરફ ઝડપી પ્રયાણ કરતુ હતું.

આજે નમાઝીયો અત્યંત આનન્દમગ્ન હતા, તેમના હૃદયમાં હર્ષની છોળો ઉડતી હતી, કેમકે એ મસ્જિદના ઇમામ અને સંત પુરૂષ મૌલાના શૈખ જમાલુદ્દીન ઘણા દિવસો લગી એકાંતવાસ સેવ્યા પછી, ફરીથી મસ્જિદમાં આવ્યા હતા, ને ઇમામત કરવાના હતા. આ વાર્તા તે યુગની છે, કે જે વેળા બુખારા ઇસ્લામિસ્તાનનું મહાનગર, મઝહબી કેન્દ્ર ઉલમા, ફુકહા અને મુહદ્દિસોનું નિવાસસ્થાન હતું, તે વેળા ભયંકરતા, કત્લેઆમ, અને બર્બરિયતના પ્રતિક સમા ચંગીઝખાને, બુખારા પર ભયંકર ને સંહારક આક્રમણ કર્યું હતું. આ ખૂનખાર ડાકૂના હાથમાં ઉલમા, ફુકહા ને મુહદ્દિસોનો એક ગિરોહ કૈદ પકડાયો હતો. આ પવિત્ર જમાઅતને કરાકરમ લાવવામાં આવ્યો હતો. તેમના પર માનવતા કંપી ઉઠે એવા બિપણ અત્યાચારો કરવામાં આવ્યા હતા. ત્યાર પછી તેમને કતકમાં વસવાટ કરવાની ઇજાઝત આપવામાં આવી. આ વહશી તાતારિયો તેમની કનેથી ઇસ્લામનો ત્યાગ કરાવી શકયા નહિ; તેમના અત્યાચારો અલ્લાહુ અકબરના નઅરાને બુલન્દ થતાં અટકાવી શકયા નહિ ખુદાની શાન અને ઇમાની પ્રભાવ ભૂંસાઇ શકયાં નહિ આ ઉલમાઓ ફુકહાઓ, અને મુહદ્દિસો કે જેમાં મૌ. શેખ જમાલુદ્દીનનો પણ સમાવેશ થતો હતો, તેમની ઇસ્લામ-તબ્લીગ રંગ લાવીનેજ રહી. કતકના વહશી છતાંય બહાદુર સૈનિકોમાંના ઘણાંનાં હૃદયમાં ઇસ્લામનો પ્રભાવ પ્રવેશ્યો, તેઓ ઇસ્લામથી મુશર્રફ થયા. હવે તો તેમની સંખ્યા એટલા પ્રમાણમાં થઇ ચૂકી હતી કે એક મસ્જિદ પણ બાંધવામાં આવી. હવે ત્યાં દિનમાં પાંચવાર નિયમિતપણે બાજમાઅત નમાઝ પણ થવા લાગી

મૌલાના શૈખ જમાલુદ્દીન બાઅમલ આલિમ હોવા ઉપરાંત ખુદા રસીદહ વલી પણ હતા. કેટલીક વાર આપથી એવી વાતોનું પ્રતિકરણ થતું હતું કે સામાન્ય માણસો તો દિગ્મૂઢજ થઇ જતા. જનતાને આપનાથી આત્મિક ફાયદાઓ પણ થયા હતા. તેમની વાણીમાં ખુદાપાકે અજબ માધુર્ય અને અસર આપી હતી. ઉપર કહ્યું તેમ તેનુંજ પરિણામ એ આવ્યું હતું કે જંગલી તાતારિયોના હૃદયમાં ઇસ્લામ સોંસરો ઉતરી ચૂકયો હતો. તેમના પર શૈખ સાહેબનો કાબૂ અદ્દભુત હતો. આ લોકો તેમનેજ પોતાના રૂહાની પિતા ગણતા હતા. આટલા દિવસ લગી, શૈખ સાહબના એકાંતવાસથી તેઓ ખૂબ ઉદાસ હતા. ઘણા દિવસ પછીના તેમનાં. મસ્જિદ આગમનથી તેમનામાં પ્રકટેલ આનંદ લહરિનો ઉલ્લેખ ઉપર થઇ ચૂકયો છે. લોકો તો આનન્દિત હતાજ, પણ મૌલાના સાહબ તો ગમગીનજ હતા,

તેમના ભવ્ય કપાળ પર વિચાર કરચલીયો સ્પષ્ટપણે દ્રષ્ટિગોચર થતી હતી, તેમના ઉદાસ ચેહરા પરથી ભાસતું હતું કે તેમના હૃદયમાં વ્યથા છે, વેદના છે, સંવેદના છે, લાગણીયોનું, મનોમંથનનું તુમૂલ યુદ્ધ છે, ને હૃદયમંથન છે. તેઓ ઉંડા વિચારમાં છે. તદુપરાંત આજે તેમના આવાઝમાં એક પ્રકારની ઘેરી કમકમાટી છે, કમ્પારી છે. જ્યારે તેમણે દુઆ માટે હાથ ઉઠાવ્યા તો બધાએ આશ્ચર્ય વચ્ચે જોયું કે તેમનાં નયનોમાંથી નીર વહી રહ્યાં છે. અશ્રુઓનો એક દરિયો વહી રહ્યો છે. તેમણે ગળગળા સાદે દુઆ માગી, કેઃ

"ઇલાહી! ત્હારા કહેરથી પનાહ ચાહું છું!" માત્ર એજ શબ્દો વારંવાર તેમની જિવ્હા ઉચ્ચારતી હતી, તેઓ સજદહમાં જતા હતા, વારંવાર પેશાની ઘસી રહ્યા હતા, રડી રહ્યા હતા, અત્યંત આજિઝાના સ્વરમાં કહી રહ્યા હતા, કે "ઇલાહી! ગુનહગારો ત્હારી રહમતના ઉમ્મીદવાર છે—આ નિર્બળ ને અભિમાની લોકો ત્હારા કહેરની તાબ લાવી શકશે નહિ—રક્ષણ આપ."

નમાઝીઓના આશ્ચર્યની અવધિ ન હતી, તેઓ કંઇ સમજી શકે તે પહેલાં સજદહમાંથી ગભરાતા ગભરાતા ઉઠયા, પોતાનું મુખકમળ હેરાન નમાઝીયો તરફ ફેરવ્યું. આંસૂ લુછયા ને ગળગળા સાદે બોલ્યા કે "હે કતનવાસીઓ! તમને બુરાઇઓથી ડરાવવામાં આવ્યા, ખુદાપાકે મ્હને જેટલી કુવ્વત આપી હતી તેનો સમગ્ર રીતે ઉપયોગ કરીને તમને પાપાચારથી બચવાની હિદાયત કીધી, મ્હેં તમને અઝાબે ઇલાહીથી ભયભિત કર્યા, પણ, મ્હારે ખેદસહિત કુબૂલ કરવું પડે છે કે મ્હારા તમામ પ્રયાસોમાં મ્હને નાકેની હાર મળી છે. તમે માત્ર ઝબાનથીજ દઅવો કર્યો કે ખુદા એક છે ને મુહમ્મદ (સલ.) તેના રસૂલ છે, પણ દિલથી તમે તેનો કદિપ સ્વીકાર કર્યો નથી, તમારા દિલોમાં ખુદાઇ હુકૂમત કાઇમ ન થઇ શકી તે નજ થઇ શકી. તમે સત્તાથી ડર્યા પણ ખુદાઇ સત્તાથી ઝરાય ભયભિત થયા નહિ, તમે નમાઝ તો અવસ્ય અદા કરી, કિન્તુ નમાઝની હાલતમાંય તમારા દુન્યવી નફા નુકસાનનોજ વિચાર કર્યો, તમે રોઝા રાખ્યા. નમાજ પઢી, પણ માત્ર દેખાવ કરવા માટેજ, શોહરત પ્રાપ્ત કરવા માટેજ, તમે ખુદાના નામનો દુરૂપયોગ માત્ર તમારીજ નામના માટે કર્યો, તમે મુહમ્મદ (સલ.) ની મહબ્બતનો દમ ભર્યો, પણ માત્ર દોઝખથી બચવાર્થેજ ને જન્નત હાસિલ કરવાર્થે જ—હે! કતકવાસીઓ, તમે તમારા પરજ ભયંકર અત્યાચાર કર્યો. અરહમુર્રાહેમીનના કહેરના પાત્ર થયા. તમારી બદઆમાલિયોને કારણે તેની રહમતનાં દ્વાર વાસી દીધાં છે. કહેરે ઇલાહીનો પયમાનો છલાછલ ભરાઈ ચૂકયો છે, હવે તે છલકાવવાની અણી પર છે—આ વસ્તી પર કહેરે ઇલાહી નાઝિલ થનાર છે—અહિં વિનાશ ને સર્વનાશનું તાંડવ થશે, પ્રલયકાળ ઘૂઘવી રહ્યો છે, અહીંથી ભાગી જાઓ, જો બચવાન્ જ ચાહતા હો તો!—હું જઈ રહ્યો છું—હું હમેશાં મ્હારી ફર્ઝ પરિપૂર્ણ કરતો આવ્યો છું—મ્હારી આખિરી ફર્ઝ પણ મ્હેં બજાવી છે—મ્હેં તમને ખબર કરી દીધી છે, ચેતવણી આપી દીધી છે—".

મૌલાનાની ઝબાન આથી વધુ કશું ન કહી શકી. કહેતાં કહેતાં એકદમ ખામોશ થઈ ગયા. અનિમેષ નયને નમાઝીઓ તરફ નિહાળવા લાગ્યા. પછી કમ્પિત ને ધ્રૂજતા આવાઝમાં બોલ્યા, કે "મ્હારા જીવનનો મ્હોટો ભાગ આપ લોકોની સાથેજ આરામથી વ્યતિત કર્યો છે; હું એની સાક્ષી આપું છું, કે તમે સરસ યજમાન છો, સારા પાડોશીયો છો

તેમ છતાં પણ કહેરે ઈલાહી ટાળી શકવાનું સામર્થ્ય મ્હારામાં નથીજ, હું જઈ રહ્યો છું, હું જઈ રહ્યો છું, અલવિદાઅ મ્હારા દોસ્તો! ખુદા તમારા પર રહમ કરે." મૌલાના લથડતી ચાલે સફો ચીરતાં આગળ ચાલવા લાગ્યા. નમાઝીઓ શૂન્ય મનસ્ક થઇ ચુક્યા હતા, ભયંકર રીતે સુમ્મુન બુકમુન ઉમયુન થઇને તેમની તરફ જોઇ રહ્યા હતા, જ્યારે તેમને હોશ આવ્યા, ત્યારે તેમના માથા પર જાણે કે વિજળી ઝાટકી હોય એવું અનુભવવા લાગ્યા. તેમનામાં હોહાકાર મચ્યો. તેમણે એક બીજાની સ્હામે પ્રશ્નાર્થ દ્રષ્ટિએ જોયું. "અઝાબે ઈલાહી?" "કેવો?" "શા માટે?" ને એ પ્રશ્નાર્થ દ્રષ્ટિને વાચા આવી ને ગૂંજવા લાગ્યા, ને મસ્જિદની દીવારો સાથે ટકરાવા લાગ્યા. પણ મૌલાનાએ એ સવાલોનો જવાબ આપ્યો નહિ, ને મસ્જિદમાંથી બહાર નિકળી પડયા. તેમની સાથે મુઅઝિઝન હતો-પડછંદ દેહધારી એવો એ મઝબૂત યુવાન હતો! બન્ને મુસાફિર વસ્તીમાંથી હિજરત કરીને વીરાન જંગલમાં દાખલ થઇ ચુકયા હતા.

° ° °

ભયંકર રાત હતી ને બેંકારની ભય-ગુંગળ વગાડતું એકાંત જંગલ હતું! મુઅઝિઝન રાત્રેજ કેટલીક જરૂરી વસ્તુઓ લેવા કતક વાપસ ગયો હતો. મૌલાના તને તન્હાજ રેતીના એક ટેકરાની આડમાં ચાદર બિછાવી નિંદ્રાધિન થઇ ગયા હતા.

નિંદ્રા તો ખેર શી આવી હશે, જેમ તેમ કરીને રાત્રિ પસાર કરી, સ્હવારની નમાઝ મૌલનાએ અંતરપૂર્વક અદા કરી, દર્દભર્યા આવાઝે દુઆ કરી; પછી ત્યાંજ મુઅઝિઝનનો પ્રન્તિઝાર કરવા લાગ્યા, સૂર્ય ધીરે ધીરે ઉદય થવા લાગ્યો; વાદળાંઓમાંથી પૃથ્વિ પર અગ્નિ ગોળા રોષપૂર્વક વરસાવતો, વરસાવતો વધુ ને વધુ વિકાસ કરતો ગયો; હવે તે મધ્યાન્હે આવી ચુકયો હતો. વધુ વિસ્તૃત થઇ ચુકયો હતો, તેના પ્રકાશમાં વધુને વધુ અગ્નિજ્વાળા પ્રજ્વળતી હતી. કિન્તુ અદ્યાપિ પર્યંત મુઅઝિઝન આવ્યો ન હતો, તેના આગમનનું એકે નિશાન દ્રષ્ટિગોચર થતું ન હતું, મૌલાના પરેશાન હતા, આતુરતા ભરી દ્રષ્ટિથી વારંવાર રેતીની ટેકરી પર ચઢતા, ને જ્યાં લગી દ્રષ્ટિમર્યાદા પ્હોંચતી ત્યાં લગી નઝર ખેંચી ખેંચીને જોતા, અંતે નિરાશ થઇને બેસી ગયા. હવે તેમને પાણીની પ્યાસ લાગી હતી, ભૂખ પણ પોતાનો રંગ જમાવતી હતી; તોય મૌલાના તો વાટજ જોતા હતા.

એકાએક મૌલાનાની પીઠ પાછળ કોઇ પડયું હોય, એવો આવાઝ થયો, તેમણે પાછળ નઝર ફેરવી-મુઅઝિઝન-તેમનો સાથી ઉંધા મ્હોંએ ઝમીન પર પડયો એવી રીતે હાંફતો હતો કે જેમ ઝખ્મી હરણ મૌતના મુખમાં પડયું હોય ને અંતિમ શ્વાસ ખેંચી રહ્યું હોય.

મૌલાનાની હૈરતની કોઇ હદ બાકી ન રહી. તેમણે આશ્ચર્યમૂઢ થઇ પૂછ્યું "કેમ ખૈર તો છેને! શી વાત છે! એમ ગભરાયેલા કેમ છો!"

"પીરો મુર્શિદ!" મુઅઝિઝને હાંફતાં કહ્યું, "કતક પર અઝાબે ઇલાહી તેની પૂરી તાકત ને સરગરમી સહિત આવી ગયો છે." મૌલાનાએ તેને માથાથી તે પગ લગી નિહાળ્યો, તેનું માથું-નહિ તેનો સમસ્ત દેહ, રેતીથી ઢંકાયલો હતો. તેની પલકો પર પણ રેતી આચ્છાદિત થયલી હતી. તેના નાક પર પણ રેતી છવાયલી હતી—એવું લાગતું હતું કે જાણે કે તે રેતીના સમુદ્રમાંથી હમણાંજ સ્નાન કરીને બહાર નીકળ્યો છે. 'ખુદાના વચનો સાચા ને અટલ હોય છે મ્હારા દોસ્ત! તે જે પણ કહે છે તે કરી પણ દેખાડે છે."

"ઉફ્ પીરો મુર્શિદ! ભયથી મ્હારો શ્વાસ તૂટી રહ્યો છે."

"હૃદયને મઝબૂત બનાવો. મુઅઝ્ઝિન! સત્ય રાહ પર ચાલનારાઓને કશી પણ આંચ આવતી નથી, જેમની રાહ અસત્યની છે, તેમની મન્ઝિલે મકસૂદ પણ અસત્યજ હોય છે—મ્હને કહો, તમે શું જોયું?"

"પીરો મુર્શિદ! મ્હારામાં એનું વર્ણન કરવાની હામ કે શક્તિજ નથી, ઉફ મ્હારા ખુદા! રહમ રહમ—!"

"ખુદાની રહમ તેના કહેરથીય અધિકતર છે, પણ તે ત્યારેજ કે તે માટેની સાચી ને અંતઃકરણપૂર્વકની ઝંખના હોય. મને બતાવો, તમે શું જોયું? વિશ્વાસ રાખો કે તમે ઈમાન-વાળાઓમાંથી છો."

"પીરો મુર્શિદ! હું હુઝૂરથી અલગ થઇ, અર્ધી રાત્રે ઘરે પ્હોંચ્યો. ત્યાં સર્વત્ર હાહાકાર હતો, મુસલમાનો પોતાના કુટુંબકબીલા ને સામાન સહિત ત્યાંથી ઉચાળા ભરવાની તૈયારીમાં હતા."

"અલહમ્દુ લિલ્લાહ! મુસલમાન બચી ગયા."

"મ્હારૂં પણ એજ અનુમાન છે, પીરો મુર્શિદ! કે રાતોરાત મુસ્લિમ વસ્તી કતકથી હિજરત કરી ગઇ હતી, સૂર્યપૂજક કુફ્ફારો તેમની મઝાક ઉડાવી રહ્યા હતા, કે એક દીવાના વૃદ્ધના લવારાને તેમણે સાચો માની લીધો, પણ મુસલમાનોએ એ મેણાં ટોણાંને કશી અગત્યતા આપી નહિ. તેમણે તો તેમનાથી બનતી ઝડપે કતકનો ત્યાગ કર્યો હું પ્રવાસથી થાકી ગયો, ઝરા આરામ લેવા આડો પડયો, ને મ્હારી આંખ લાગી ગઇ. જ્યારે હું જાગ્યો ત્યારે પ્રભાત થઇ ચૂક્યું હતું; ગભરાઇને ઉઠયો, અહિં આવવા પ્રયાણ આદર્યું. પ્રભાતનો શીતળ સમિર મંદ મંદ વાઇ રહ્યો હતો. રસ્તામાં મ્હારી દ્રષ્ટિ મસ્જિદ પર પડી. મસ્જિદનો ગગન ચુમ્બિત મિનાર મ્હને અઝાન માટે આકર્ષીને આમંત્રી રહ્યો હતો. મ્હારા મનોભાવના વેગને હું રોકી શકયો નહિં, હું મસ્જિદમાં પ્રવેશ્યો; મિનાર પર ચઢી ગયો. પણ ખુદાને એ મનઝૂર નહતું.

અઝાન આપવા માટે જ્યાં કાન પર હાથ મૂકવા જાઉં છું ત્યાં અજબ પ્રકારની વર્ષા વરસવા લાગી. એ પાણી ન હતું, બરફ પણ ન હતું, આકાશ રેતીના વંટોળિયાથી છવાઈ ચુકયું હતું, ગઝબની રેતી વરસી રહી હતી, ગલીઓ તેમાં દટાઇ ગઈ હતી, છતો નઝરથી અદ્રશ્ય થઈ ગઇ હતી. સૂર્ય પૂજકો ગલીઓમાં વેરવિખેર રીતે નાસતા હતા, બચવા સારૂ દીવારોની ઓથમાં છૂપાતા હતા, ઝાડો પર ચઢતા હતા, પણ અહિં તો રેતીનું પ્રલય પૂર વહી રહ્યું હતું, તેની કાળજીભ માનવ ભક્ષ કરવા તલપાપડ થઇ રહી હોય, ત્યાં તેઓ કેવી રીતે બચી શકતા હતા? મિનાર પરથી આ દ્રશ્યો જોઇને હું તો ગભરાઈ ગયો, બચવાની કોઇ ઉમ્મીદ-કિરણ રહ્યું નહિ, એજ ગભરાટની હાલતમાં મિનારા પરથી હેઠે ઉતર્યો, પણ દર-વાજો બંધ હતો, દરવાજાની બહાર રેતીના ઢગને ઢગ ખડકાયા હતા, તેને હટાવવાનું સામર્થ્ય કોનામાં હતું? ફરી ઉપર ચઢયો, આમ તેમ જોવા લાગ્યો, રેતીના વંટોળીયાના તૂફાનમાં મ્હોટી મ્હોટી ઇમારતો ડૂબી રહી હતી, બચ્ચાં, વૃધ્ધ, જવાન,મર્દ અને ઔરતને રેતીની કાળ ચપાટ ભિંઝાતી હતી, મૌતના કાંટે ઝિંતારતી હતી. મ્હારાથી એ ન જોવાયું. મેં મ્હારી આંખો પર હાથ મૂકી દીધા, પીરો મુર્શિદ!

હું આંખો બંધ રાખીને મિનાર પર ઉકડુ બેસી રહ્યો છું, રેતી મ્હારા પર વરસી રહી છે, મ્હારો શ્વાસ રૂંધાઈ રહ્યો હતો. મ્હને ખાત્રી થઈ ચુકી હતી, કે મ્હારા ગુનાહો સૂર્યપૂજક કાફિરોથી સ્હેજ પણ ઓછા નથી, હું પણ તડપી તડપીને મૌતને માર્ગેજ પ્રયાણ કરીશ.

એકાએક મ્હને એવું લાગ્યું કે—નહિ મ્હારી મિંચાયલી આંખોએ જોયું કે આપ મિનારની નીચે રેતીના ઢગલા પર ઉભા છો, ને મને બોલાવી રહ્યા છો. મેં તુર્તજ મ્હારી આંખો ફરીથી ઉઘાડી દીધી, ને દેખ્યું કે રેતીનો ઢગ વધી રહ્યો છે, હવે તેનું પહાડમાં પરિવર્તન થઈ રહ્યું છે, મ્હેં કશું પણ વિચાર્યા સમજ્યા વિના મિનાર પરથી કુદકો માર્યો— અને પડતો આખડતો ભાગ્યો. મ્હારા માથા પર રેતી વરસતી હતી, ને હું ભાગતો હતો, અહિં લગી કે હવે—પીરો મુર્શિદ! આવો ગઝબનો અઝાબ—આવો ખુનખાર અઝાબ—!"

મૌલાનાની નયનોથી અશ્રુઓ વહી રહ્યાં હતાં, તેમણે રુદનમય આવાઝે કહ્યું : " મ્હારા દોસ્ત! ખુદા તમારા પર રહમ કરે, અઝાબે ઇલાહીથી જેટલું પણ બની શકે તેટલું દૂર રહેવું જોઇએ—ચાલો અત્યારેજ ચાલવા માંડીએ."

o o o

હાનીગુલની આસપાસ એક વિશાળ ને ભયંકર જંગલ હતું અહીં શિકાર માટે પૂરતા પ્રમાણમાં જાનવરો મળી આવતા. માનવ શિકાર દ્વારા માનવ સંહાર કરી કરીને જ્યારે જંગલી તાતારિઓ અકળાઇ ઉઠતા ત્યારે મ્હોંનો સ્વાદ બદલવા, આ જંગલમાં જાનવરો પર શમ્શીર વીંઝવા સારૂ આવી ચડતા

મૌ૰ જમાલુદ્દીન અને તેમના સાથી એક રાત્રિ ને એક દિનના પ્રવાસ પછી એજ જંગલમાં આવી ચડયા તેમને એ ખબર નહતી કે તાતારી તખ્તનો યુવાન વારસ, અને અતિશય ક્રોધી - પાટવીકુમાર ખાન તુગલક તૈમુર આજ જંગલમાં શિકાર ખેલવાને આવી ચડયો છે આ બન્ને નિર્દોષ પ્રવાસીઓ પ્રવાસથી–ભૂખમરાથી થાકી ગયા હતા, એક ઘટાદાર વૃક્ષ હેઠળ આરામ કરવા બેઠા. થોડી વાર પછી મૌલાનાએ કહ્યું, "પાણી મળી જતે-તો શાયદ બચી જવાતે" એટ[illegible] સાંભળતાંજ અકીદતમન્દ મુઅઝ્ઝિન ઉઠ્યો પાણીની તલાશમાં નિકળ્યો. ગાઢ જંગલમ[illegible] ઠેર ઠેર પાણીના તળાવો હોય છે. તેમાં તે[illegible] ઝાઝીવાર લાગી નહિ, ને વધુ શ્રમ પ[illegible] ઉઠાવવો પડ્યો નહિ જ્યારે તે પાણી લઇ[illegible] આવ્યો ત્યારે તો તેણે અનોખુંજ દ્રશ્ય નિહાળ્યું. કદાવર ને ભયંકર મુખમુદ્રાવાળા તાતારિઓ ઘોડા પર સવાર છે, તેમના હાથમ[illegible] કાળઝભ સમા અણિયાળા ભાલાઓ છે, [illegible] તેમણે મૌલાનાને ઘેરી લીધા છે. સવાલોન[illegible] ઝડીઓ વરસાવે છે. મૌલાના કશો જવાબ આપી શકતા નથી. મુઅઝ્ઝિને ઇચ્છયું કે [illegible] આગળ વધે ને પોતાના મુર્શિદ માટે પોતાને પ્રાણુ ન્યોચ્છાવર કરી નાંખે, પણ પ[illegible] આગળ વધતો અટકી ગયો, ઝાડની ઓથમ[illegible] છુપાઇ ગયો. તાતારી સરદાર મૌલાનાને દાટ[illegible] આપતાં કહી રહ્યો હતો કે "શહઝાદાનો હુક[illegible] હતો, કે તેમને માટે શિકાર-ઝુહદો પ્રત્યે રજૂઆ કરવો, તમે કેમ પાંગળા બનીને બે[illegible] છો ?" મૌલાના તેમને આશ્ચર્ય ચકિત થઈ[illegible] નિહાળતા હતા, એથી તેઓ કરી પણ શું શકતા હતા ? અફસર ગુસ્સે થયો. તે[illegible] મૌલાનાને ઠોકર મારી, ને સિપાહીઓને આજ્ઞા કરી કે "તેના હાથ મઝબૂત રસ્સીથી બળ પૂર્વક બાંધો ને શહઝાદા પાસે લઈ ચાલો. એ[illegible] ગુલામને એવી સઝા મળશે કે આકાશ ને ધરતીન[illegible] જિગર પણ કંપી ઉઠશે. એ બિચારા ગરીબને અજ્ઞાન અફસરને શું ખબર હતી તે કે[illegible] હસ્તીની સાથે કેવી રીતે વર્તી રહ્યો છે ? કુદરત તેના હાથોથી કેવાં કેવાં કારનામાએ કરાવવા ઇચ્છે છે! મૌલાનાને તૈમુરના તંબુમા હાજિર કરવામાં આવ્યા. તૈમુર યુવાન હતો કદાવર હતો, મઝબૂત હતો, ખૂબસુરત હતો

પ્રભાવશાળી હતો, ક્રોધી હતો, તેની આંખોમાં એક પ્રકારની આત્મિક જ્યોતિ ઝળહળતી હતી. તેની આંખો સૂચવતી હતી કે એ ભયંકર લાગતા માનવીના હૃદયના એક ખુણામાં કોમળતા હતી, પાકિઝક રૂહ હતી.

ઉમ્મતુલ્લ હબીબ બેગમ તાતારી ખાનદાનની અગ્નિઝાળ સમી સૌન્દર્યવતી તૈમૂરની પત્ની હતી. તે પણ આ વેળા સાથે હતી તે અબળા ન હતી પણ પ્રબળા હતી, સ્ત્રીશક્તિનો નમૂનો હતી, શમ્શીરઝનીમાં મૂછો પર લીંબુ રાખનારા ભલા ભલા મર્દો તેનું લોખંડ માનતા, તેણે સૈન્ય પર સરદારી પણ ભોગવી હતી, યુદ્ધોમાં ભાગ પણ લીધો હતો, તેમાં વિજય પરંપરા પણ પ્રાપ્ત કરી હતી. ઇતિહાસ આજે પણ તેના ગૌરવાન્વિત કારનામાઓથી અંકિત ને સભર છે. પણ આજે તો તે માત્ર સૌન્દર્યવાન ને સ્નેહાળ પત્નીજ હતી. તૈમૂર શિકાર અર્થે આવ્યો તો તે પણ તેની સાથેજ રહી. એ બંને શાહી તંબુમાં બેઠા હતા. ઉમ્મતુલ્લહબીબ થોડીક દૂર બેઠી બેઠી પોતાના પતિને સ્નેહાર્દ્ર નયનોએ નિહાળી રહી હતી, સ્નેહનાં અમીઝરણાં વહાવી રહી હતી; તેના પ્રભાવશાળી ને ખુબસૂરત ચેહરાનું રસપાન ને દર્શન કરી રહી હતી અને તૈમૂર પોતાના શિકારી કુતરાને ગોસ્ત ખવાડી રહ્યો હતો.

એકાએક દરવાન આવ્યો, નમ્ન કરીને વિનમ્રભાવે બોલ્યો, કે "સિપાહીઓ એક ગુસ્તાખ વૃદ્ધને કેદ કરી લાવ્યા છે, હુઝૂરમાં પેશ કરવા આજ્ઞા માગે છે."

તૈમૂરે કૂતરાના માથા પર હેતપૂર્વક હાથ ફેરવતાં આજ્ઞા આપી કે "લાવો." હુકમનીજ વાર હતી. તંબુના પરદા ઉઠયા, સિપાહીઓ કેદી મૌલાના સાથે પ્રવેશ્યા. સિપાહીઓએ સજદો કર્યો. મૌલાના નમ્યા નહિ, તેમની ગર્દન ઝૂકી નહિ, તૈમૂર કૂતરાને ખવડાવવામાં એટલો લીન હતો કે તેણે કશુંજ દેખ્યું નહિ. ઉમ્મતુલ્લ હબીબે એ જોયું. તે ગુસ્સાથી પ્રજ્વળી ઉઠી ને ગર્જી કે "તમે ખાન આઝમના પાટવી કુમાર કને ઉભા છો, એનું ભાન છે કે નહિ? એમને સજદો કરો." તૈમૂરે ચોંકીને જોયું તો પોતાની બેહબુબહને ગુસ્સાથી રક્તવર્ણી થયલી જોઇ મુસ્કુરાયો. મૌલાનાએ એ સ્મિત જોયું, ને તેનો પોતાના બચાવના ઉપયોગમાં લેવાનો નિર્ણય કર્યો. તેમણે વિનમ્રભાવે કહ્યું કે તે હકીકી આકાની હુઝૂરમાં દિનમાં પાંચવાર ઝૂકે છે, શહઝાદી સાહેબા, યુવરાજ સાહેબ જાણતાજ હશે કે ગુલામોના સજદાઓ હંમેશા મુખ્લિસજ હોય છે, તેમાં સ્વાર્થ ને દંભને સ્થાન હોતું નથી.

"અમે આપના પ્રવચનથી ખુશ છીએ." આગળ વધતાં તૈમૂરે કહ્યું કે "આવા સજ્જન ને સંત જેવા બુઝુર્ગને અમારી સમક્ષ બંદીવાન અવસ્થામાં શા માટે અહિં પેશ કરવામાં આવે છે?" અફસરે જવાબમાં કહ્યું કે "આપ નામદારનો હુકમ હતો કે હાનીગુલ જંગલ અને તેની આજુબાજુ વિસ્તારમાં વસનારાઓએ શિકારમાં સરળતા કરી આપવા ઉપરાંત વધુમાં વધુ શિકારના તુહફાઓ યુવરાજ સમક્ષ પેશ કરે. આ વૃધ્ધ અસહકારી નીતિ ધારણ કરી ઝાડ નીચે નિષ્ક્રિય બેઠો હતો. રાજ આજ્ઞાના દ્રોહ બદલ તેને પકડવામાં આવ્યો છે."

"તમે તમારી ફર્ઝ બજાવી, તમારા આ ફર્ઝ-ભાન માટે અમે ઘણા ખુશ છીએ ને અમને તેનો ગર્વ છે." [અપૂર્ણ]

# શિ...ર ....ન ..મા ...વી... દે...શે....!

(મુસદ્દસ)

સત્યતા પર પ્રાણ પ્યારો આપનારો કોણ છે?
એકલો તે લાખો સામે ઝૂઝનારો કોણ છે?
દીન કેરી નાવડીને તારનારો કોણ છે?
ભેદ જીવનને મરણના ભેદનારો કોણ છે?

તે મુહમ્મદના નવાસા દીનના તારા હુસૈન
ને અલી ને ફાતેમા કેરા-હતા પ્યારા હુસૈન

શત્રુઓ ગભરાઈ જાતા એમના પડકારથી;
શેરનર શબ્બીર ને અબ્બાસ અલમ બરદારથી;
વીર કાસિમ ને અલી અકબર તણી તલ્વારથી;
દીનના સાચા મુજાહિદ "હુર" સમા દિલદારથી;

એમની રણહાકથી કરબલાની ભૂમિ કાંપતી;
શત્રુ તો શું? મૌત પણ થંભી જતી, ભય પામતી.

મરહબા ઇસ્લામના રણધીર એ શબ્બીરને;
દીન કાજે જેમણે કરમાં ગ્રહી શમ્શીરને;
ભૂખ્યા પ્યાસા રહ્યા કિન્તુ ના ગુમાવ્યું ધીરને;
અંજલી અશ્રુની દે છે વિશ્વ એવા વીરને:

દઈ ગયા શબ્બીર એવું દીન કાજે સ્વાર્પણ;
યાદમાં જેની રડે છે દિલ જગતનું આજ પણ.

પુનઃ યઝીદી દૌર આજે વિશ્વમાં દેખાય છે;
સત્યતા અસત્યના હાથે વળી દફનાય છે;
મુડીવાદો પીસીને શ્રમજીવીને હરખાય છે;
સંસ્કૃતિ માનવતા માનવના પગે કચડાય છે;

ભાઇચારો આજ માનવમાં જરી દેખાય ક્યાં?
શર્મ કે કંઇ લાજ માનવમાં, જરી દેખાય ક્યાં?

આજના આ વિશ્વની ચિંતા વ્યથા આવી જૂઓ;
આપના નાનાની ઉમ્મતની દશા આવી જૂઓ;
કરબલાના વીરનર આ કરબલા આવી જૂઓ;
શત્રુઓ માનવના માનવ થઇ-ગયા આવી જૂઓ;

આવો આવો સત્વરે જગની વ્હારે યા હુસૈન
ભાઇ ખુદ પુનઃ ભાઇને નિજના સંહારે યા હુસૈન

આજ દુન્યામાં દમન છે જૂઠ કેરો વાસ છે;
સંપ કંઇ ક્યાં છે પરસ્પરમાં અરે! કંકાસ છે;
કોઇની કોઇને સાંભળવાની ક્યાં નવરાસ છે;
આપની ઇમ્દાદની હમણાં જરૂરત ખાસ છે.
ઇબ્ને હૈદર આ અમારી સાંભળો ફરયાદ છે;
કોણ અમને આપ વિણ દેવાને તત્પર દાદ છે.

આજ દેખાતો નથી સંસાર ભરમા કંઇ કરાર;
ઝુલ્મ પર ઝુલ્મો હવે સહેવા પડે છે બેશુમાર;
ચીરવા કૌભાંડના પરદા તમે દુલદુલ સવાર;
આવો આવો હાથમાં લઇને ફરી એ ઝુલ્ફિકાર;
તોડી દો આવી ગુલામીના હવે બંધન તમે;
આ વ્યથિત જીવનમાં આપો કંઇ અરે! સાંત્વન તમે;

કેમ મુસ્લિમ તારા શિરથી આફતો જાતી નથી?
કાં હજૂ તુજ આળસાઇ ગફલતો જાતી નથી?
આ જગતની લાલચો ને ચાહતો જાતી નથી;
ને વિલાસો વૈભવોની આદતો જાતી નથી;
ખોલ ચક્ષુ ને હુસૈન ઇબ્ને અલીનું જો જીવન;
જેમણે ઇસ્લામને અર્પણ કર્યું તન, મન ને ધન;

બોધપ્રદ જીવન જીવનમાં એમનું અપનાવશે;
ધીરતા શૂરવીરતા શબ્બીર સમ બતલાવશે;
વિશ્વની તાકત ન કોઇ તારી સામે ફાવશે;
આ દુઃખોનો અંત આપોઆપ સત્વર આવશે;
શાંતિનાં મોજાં ફરી વળશે ફરી સંસાર પર;
"શિર નમાવી દેશે ખુદ આઝાદી તારા દ્વાર પર"!

ઉન્નતિ ઇસ્લામની ચાહતા હતા જે નેકનામ;
રાખવા રાઝી ખુદાને કરતા જે પ્રત્યેક કામ;
જેમના ઉપકાર વશ "બિસ્મિલ" છે આ દુન્યા તમામ;
તે હુસૈન ઇબ્ને અલી પર હો દુરૂદો ને સલામ;
વિશ્વને તે બોધપાઠો દઇ ગયા બલિદાનના;
સત્યતા, સંસ્કારિતા, સ્વાધીનતા, સ્વમાનના,

"બિસ્મિલ" ધોરાજવી.

અનુ.: જ. સાલેહ બકીલી સાહબ

બાબી ચળવળ શું છે?

# બાબી ઈતિહાસનો પહેલો બાબ

"શૈખિયહ" સમીપનાજ સમયનો એક શીઅહ ફિર્કો છે, જેને શિઅહ એકત્ર પણે ગલાતાના ટેળામાં શામિલ કરે છે. આ ફિર્કાને શૈખ અહમદ ઝૈનુદ્દીને હિ. સ. ૧૨૧૦માં કાયમ કર્યો હતો. બે વર્ષ પછી શૈખ ઝૈનુદ્દીન મૃત્યુ પામ્યા ત્યારે સૈયદ કાઝિમ રિશ્તી એમના ઉત્તરાધિકારી નિમાયા. શિઅહઓનો મોટો ભાગ બાર ઇમામોને માને છે. જેમનો સિલસિલો હઝરત અલી (કર૦)થી શરૂ થઇ ઇમામ મુહમ્મદ બિન ઈમામ હસન અસ્કરી પર ખતમ થાય છે. છેલ્લા ઇમામ "મહદી"ના લકબથી પ્રખ્યાત છે અને મુસલમાનો એમનાજ આગમનની વાટ જુએ છે.

શિઅહ માન્યતા પ્રમાણે અગ્યાર ઇમામો તો વફાત પામ્યા છે, પરંતુ ઈમામ મુહમ્મદ મહદી હિ. સ. ૨૬૦માં માત્ર ગાયબ થઇ ગયા છે, અને કયામતના સમય સમીપ દુન્યાને અદલ ઈન્સાફથી ભરપૂર કરવા અને હક તથા સચ્ચાઇનો ઝુંડો ફરકાવવા માટે ફરીથી પધારશે.

શૈખિયહ ફિર્કાની એવી માન્યતા છે કેમકે ઇમામ મહદીના ગાયબ રહેવાના સમયમાં મુસલમાનોને એમની રહનુમાઇની ઝરૂરત બરાબર બાકી રહે છે, જેથી કેટલાક લોકો એવા હોવા જોઇએ, જેમનો ગાયબ ઇમામ સાથે સીધો સબંધ હોય અને તે ઇમામ મહદી પાસેથી આજ્ઞાઓ અને હિદાયતો મેળવીને આમ મુસલમાનો સુધી પહોંચાડે. આ રીતે શૈખિયહ માન્યતા પ્રમાણે આવા પ્રકારના પહેલા સંદેશવાહક શૈખ અહમદ ઝૈનુદ્દીન થયા અને એમના પછી સૈયદ કાઝિમ રિશ્તી.

સૈયદ કાઝિમ રિશ્તીની આજુબાજુ જે લોકો એકત્ર થયા, એમાં સૈયદ રઝા શીરાઝીનો નવયુવાન પુત્ર મિરઝાં અલી મુહમ્મદ પણ હતો, જે પાછળથી "બાબ"ના લકબે જગ-મશ્હૂર થયો. મિરઝા અલી મુહમ્મદનો જન્મ હિ. સ. ૧૨૩૫ (ઇ. સ. ૧૮૧૯)માં થયો હતો. નાનપણથી એને ઇબાદતનો ઘણો શોક હતો. કહેવાય છે કે ગરમીની મોસમમાં તે પોતાના ઘરની છત ઉપર ખુલ્લે માથે ઉભો રહીને ખાસ અવરાદ અને વઝાઇફમાં તલ્લીન રહેતો હતો. ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત કરવાના શોકમાં તે કરબલાએ મુઅલ્લા ગયો. અને સૈયદ કાઝિમ રિશ્તીની સેવામાં, "નાસિખુત તવારીખ"ના વર્ણન પ્રમાણે એક વર્ષ અથવા બે વર્ષ રહીને શૈખિયહ ફિર્કાની તઅલીમ હાસિલ કરી.

બહાઉલ્લાહના અનુયાયીઓ આ સંબંધનો દર્શાવેલી ઝમાને ઈન્કાર કરે છે. પરંતુ આ વાતની પ્રબળ સાબિતી છે કે સૈયદ કાઝિમની વફાત થતાં એક જમાઅતે મિર્ઝા અલી મુહમ્મદને શૈખિયહ ફિર્કાનો અમીર ચૂંટયો હતો અને બીજી જમાઅતે હાજી કરીમખાન કિરમાનીને. એ સિવાય બાબી ચળવળના પ્રાથમિક રેહનુમા અને મિર્ઝાઅલી મુહમ્મદના ખાસ અનુયાયી જેવા કે મુલ્લા મુહમ્મદઅલી બારફરોશી, કુર્રતુલઐન, આકા સૈયિદ હુસૈન યઝદી, વગેરેનો સબંધ શૈખિયહ ફિર્કા સાથે હતો.

હિ. સ. ૧૨૫૯માં જ્યારે સૈયદ કાઝિમ રિશ્તીનું મૃત્યુ થયું ત્યારે તેમણે કોઇને પણ પોતાનો ઉત્તરાધિકારી નિમ્યો ન હતો. પાંચ માસ એવીજ રીતે પસાર થઈ ગયા. એ પછી એક લાગવગ ધરાવનાર શેખી મુલ્લાં હુસૈન, શીરાઝે આવીને પોતાના જુના મિત્ર મિર્ઝા અલી મુહમ્મદને જણાવ્યું કે મારામાં સૈયદ કાઝિમ

મહ્દીના બતાવેલા બધા રહેનુમાઇના ગુણો મૌજૂદ છે. હું ઇમામ મહદી અને આમ મુસલમાનો વચ્ચે સંબંધનું સાધન બની શકું છું. મુલ્લાં હુસેને પોતાના મિત્રના આ દઅવાને સ્વીકારી લીધો અને મિર્ઝા અલી મુહમ્મદ શૈખિયહ ફિર્કાનો અમીર નિમાયો. એ કહી શકાય એમ નથી કે હાજી કરીમખાન શૈખિયહ જમાઅતના આગેવાન તરીકે કયારે ચૂંટાયો. પરંતુ આ ઝરૂરી છે કે શૈખિયહ ફિર્કાની એક જમાતે એને પોતાનો સરદાર સ્વીકાર્યો નહિં. જ્યારે મિર્ઝા અલી મુહમ્મદના દઅવા વધુ બુલંદ થયા ત્યારે તે પોતાના સરદાર હાજી કરીમખાન અને તેમના પછી સૈયદ કાઝિમ મહૂમના પુત્ર સૈયદ અહમદની આગેવાનીમાં શૈખિયહ ફિર્કાની પુરાણી માન્યતાઓ ઉપર ચાલતા રહ્યા.

૫ જમાદીઉલ અવ્વલ ૧૨૬૦ હિજરી (૨૩ મે ૧૮૪૪ ઈસ્વી)ના રોઝ મિર્ઝા અલી મુહમ્મદે "બાબ" હોવાનો દઅવો કર્યો. આજ લકબે તે આજ સુધી પ્રખ્યાત છે મિર્ઝાનો દઅવો પ્રથમ માત્ર એટલોજ હતો કે ગાઇબ ઇમામ મુહમ્મદ મહદી અને આમ મુસલમાનો વચ્ચે તે સંદેશા લાવવા લઈ જવાનો દરવાઝો (બાબ)છે. મિર્ઝાએ પોતાના આગલા બે બુઝુર્ગોને પણ એજ લકબથી ઓળખવ્યા. આ દઅવામાં કોઇ નવી વાત નહતી શૈખિયહ ફિર્કાનો મૂળ પાયોજ આ માન્યતા હતી. અને "બાબ" શબ્દ પણ શિઅહ સાહિત્યમાં પહેલાંથી મૌજૂદ હતો.

શૈખિયહ ફિર્કાના અમીરને ઇમામ મહદીના દુભાષિયા હોવાની હૈસીયતે આમ લોકોમાં એટલી બધી શ્રેષ્ટતા પ્રાપ્ત હતી કે મિર્ઝા અલી મુહમ્મદને હવે પોતાના નવાનવા દઅવા રજૂ કરવાને કંઈપણ મુશ્કીલી નડી નહિં કેમકે એની ઝબાન બન્ને જહાનના ઇમામની ઝબાન હતી, જેથી એની આજ્ઞાઓનો કોઇ અસ્વીકાર કરી શકતો ન હતો. આરંભમાં મિર્ઝા અલી મુહમ્મદે ઇસ્લામી શરીઅતનું સંપૂર્ણ માન રાખ્યું તે મક્કા મુઅઝઝમા હજ માટે ગયો અને તેણે હિજાઝના ઉલમા સાથે એક સાચા મુસલમાન પ્રમાણે ધાર્મિક વાદવિવાદમાં ભાગ લીધો એજ ઝમાનામાં બાબે કુર્આન શરીફના કેટલાક પારાઓની તફસીર પણ લખી.

પોતાના "બાબ" હોવાનો દઅવો કરવાના માત્ર આઠ માસ પછી મિર્ઝા અલી મુહમ્મદે હજથી પરવારીને મહદી હોવાનો દઅવો કર્યો. બાબી ચળવળના પ્રાથમિક ઇતિહાસકાર મિર્ઝા જાનીના વર્ણન ઉપરથી જણાય છે કે એના માટે બાબે પહેલાંથી તૈયારીઓ શરૂ કરી દીધી હતી. મિર્ઝાના નકીબ (પ્રચારક) ભિન્ન ભિન્ન પ્રદેશોમાં લોકોને આ પૈગામ આપવાને રવાના થઇ ગયા હતા કે તેઓ મહદી મૌઊદના ઝુંડા હેઠળ કુફામાં ભેગા થાય. "નાસિખુત તવારીખ"ના બયાનથી જણાય છે કે મિર્ઝા અલી મુહમ્મદ બાબનો મકસદ એવો હતો કે તે કુફામાં પોતાના અનુયાયીઓને એકઠા કરીને ઇરાન ઉપર હુમલો કરીને ત્યાં તલ્વારના બળે ઇન્કિલાબ પ્રસારે, પરંતુ બાબના નકીબોને કઇ વિશેષ સફળતા મળી નહિં અને હજ કર્યા પછી બાબ કુફા જવાને બદલે બૂ શહેર ચાલ્યો ગયો.

અહિં એણે ગુપ્ત રિતે પોતાની દઅવત શરૂ કરી દીધી પરંતુ અધિકારીઓને એના ઇન્કિલાબી ઇરાદાઓની જાણ થઇ ગઈ. ફારિસના ગર્વનર હુસૈનખાને આ નવા ફિત્નાને છુંદી નાખવા માટે માહે રમઝાન ૧૨૬૧ હિજરીમાં પોતાના અમલદારોને બૂ શહેર મોકલ્યા. હુસૈનખાનના હુકમથી બાબને શીરાઝ

લાવવામાં આવ્યો. એણે હજુ સુધી જાહિર રિતે મહદી હોવાનો દાવો કર્યો ન હતો, જેથી હુસૈનખાને તરકીબથી બાબ પાસે કબૂલ કરાવવા ચાહ્યું. એણે મિર્ઝા અલી મુહમ્મદની ઘણી ખાતર બરદાસ્ત કરી અને કહેવા લાગ્યો મેં આપની સચ્ચાઈનું એક સ્વપ્ન જોયું છે, જેથી મે આપના અનુયાયીઓને મારી નાખ્યા નહિં. બાબે હુસૈનખાને ભલો આસ્તિક સમજીને પોતાના ભેદનો એની આગળ સ્ફોટ કર્યો અને વચન આપ્યું કે જ્યારે જગત મારા તાબામાં આવી જશે ત્યારે હું તુર્કીની બાદશાહત તમને આપી દઇશ.

બાબની ઝબાને મહદી હોવાના દાવાનો સ્ફોટ થતાંજ હુસૈનખાને બાબ ઉપર ઘણીજ સખ્તાઇ કરી. "નાસિખુત્ત ત્તારીખ"ના વર્ણનપ્રમાણે હુસૈનખાને મુસલમાન ઉલમાઓ સાથે બાબનો શાસ્ત્રાર્થ કરાવ્યો અને જ્યારે એ હારી ગયો ત્યારે એને ઘણોજ મરાવ્યો. બાબે પોતાના અકાઇદની તૌબા કરીને હુસૈનખાન પાસે માફી માંગી.

હુસૈનખાને એને કેદમાં રાખ્યો, પરંતુ હિ૦સ૦ ૧૨૬૨માં બાબ કેદખાનામાંથી નાશી છુટીને ઇસ્ફહાન જઇ પહોંચ્યો. અહિંઆ એણે ગવર્નર મુઅ્તમદુદ્દૌલા મીનોચહેરની પાસે વસવાટ કરવાની રજા મેળવી. બાબને શીરાઝમાં પોતાના દાવાનો કડવો અનુભવ થઇ ચૂક્યો હતો, જેથી આ પ્રસંગે એણે ઘણી હોશિયારીથી કામ લીધું,

ઇસ્ફહાનમાં બાબનું એક વર્ષ એવા સુખ અને આનંદમાં વિત્યું કે એણે લગ્ન પણ કરી લીધા. પરંતુ મીનોચહેરખાન મરણ પામતાં એની શાન્તિ અને આરામનો અંત આવી ગયો. ઇસ્ફહાનનો નવો ગવર્નર, બાબ ઉપર મહેરબાન ન હતો. એણે બાબને તહેરાન ચાલ્યા જવાની સલાહ આપી, એટલુંજ નહિ બલ્કે પોતાની એક લશ્કરી ટુકડી સાથે એને તહેરાન મોકલાવી આપ્યો. પરંતુ પાટનગરમાં પહોંચવા પહેલાંજ એને માકૂ ચાલ્યા જવાનો હુકમ મળ્યો. આ સ્થળેજ બાબની બાકીની ઝિન્દગી પૂરી થઇ.

આજ વર્ષો દરમ્યાન બાબને તિબ્રીઝમાં રોકવામાં આવ્યો. અહિં એણે પોતાનું તૌબાનામું તૈયાર કર્યું, જેની સાબિતી પ્રખ્યાત યુરોપીયન વિદ્વાન બ્રાઉને પોતાના પુસ્તક "સ્ટડી ઓફ ધી બાબી રીલીજિયન"માં રજૂ કરી છે. દરબારી ઉલમા સાથે બાબનો શાસ્ત્રાર્થ થયો જેમાં ઇરાનના પાટવીકુંવર (વલીઅહદ) નાસિરૂદ્દીન મિર્ઝા (જે પાછળથી ઇરાનના રાજા થયા) અને શૈખિયહ ફિર્કાના પ્રતિનિધિ હાજી મુલ્લા મુહમ્મદ તથા મુલ્લા મુહમ્મદ મમકાની પણ મૌજૂદ હતા. તે તૌબાનામામાં-જેનો મુસદ્દો અમીર અસલાનખાને તૈયાર કર્યો હતો-બાબે પોતાના ખોટા વિચારોથી તૌબા કરતાં ઇકરાર કર્યો હતો કે તે હવે પછી આવા ગુનાહો કરશે નહિ. બીજું તૌબાનામું ખુદ બાબના હાથનું લખેલ છે. એના ઉપર તારીખ લખેલ નથી. આ તૌબાનામું પત્રના રૂપમાં એણે શાહ નાસિરૂદ્દીનને જ્યારે તે ઇરાનના વલીઅહદ હતા-લખ્યું હતું. અને વલીઅહદે એ પત્ર પોતાના પિતા મુહમ્મદશાહ કાચારની સેવામાં રવાના કર્યું હતું. અલ્કાબ અને દુઆ સલામ પછી આ પત્રનું ભાષાંતર નીચે પ્રમાણે છે.

"તઅરીફને લાયક તે પાક ખુદા છે, જેણે આપ જેવા શુભ્રવાનને પોતાના બંદાઓ માટે દયા અને કૃપાના સાધન બનાવ્યા. તે પોતાના બંદાઓને માફ કરે છે, ગુનાહગારોની પર્દાપોશી કરે છે અને હદથી વધી જનારાઓ ઉપર દયા કરે છે. હું ખુદાને હાજિર અને

નાઝિર સમજી અર્ઝ કરૂં છું કે, આ નિર્બળ સેવકના દિલમાં કદી પણ આ વિચાર ઉત્પન્ન થયો નથી કે તે રસ્સુલ અલિમીન અને ઔલિયાએ કિરામ વિરુધ્ધ કોઇ કામ કરે. જો કે મારૂં અસ્તિત્વ પૂરેપુરૂં પાપોથી ખરડાએલું છે. પરંતુ એ છતાં હું અલ્લાહતઆલાની વહદત (એક હોવું) એના રસૂલની રિસાલત અને અઇમ્મએ કિરામની ઇમામત ઉપર ઇમાન રાખું છું અને ઝબાનથી ઇકરાર કરૂં કરૂં છું,' જેથી મને ખુદાવંદ કરીમની બારગાહથી રહમની ઉમ્મીદ છે. મેં કદી પણ ઇલાહી ઇચ્છા વિરુદ્ધ કોઇ કામ કરવું ઇચ્છ્યું નથી, છતાં જો મારી કલમથી કોઇ એવા શબ્દો નિકળ્યા હોય તો તેનાથી મારી મતલબ ખુદા પાકનો હુકમ ન માનવો એવું નથી, કોઈ પણ હાલતમાં હું તૌબા કરૂં છું અને ખુદાવંદ કરીમની પાસે માફી માંગું છું.

આ નિર્બળ સેવકને કોઇ પણ દઅવાની ખબર નથી. મારી સાથે જે મઝહબી મિશન સંબધિન કરાય છે તેનાથી અલગ રહેવાનું હું ઝાહિર કરૂં છું અને બારગાહે ખુદાવંદીમાં તાઇબ થઇને તેની પાસે માફી ચાહું છુ. મારી ઝબાનથી ઘણીવાર જે દુઆ ઓ અને શબ્દો નીકળ્યાં છે, તેના ઉપરથી કોઈ ધાર્મિક અર્થ ઓ ઝાહિર થતી નથી. હઝરત હુજતુલ્લાહ (ઇમામ મહદી) અલયહિસ્સલામના કોઇ ખાસ પ્રતિનિધિ હોવાનો દઅવો બિલકુલ પાયા વગરનો છે, આ નિર્બળ સેવકે કદી આવા પ્રકારનો દઅવો કર્યોજ નથી. જાતે હુમાંયૂની (શાહ) અને જનાબેવાલા (વલી અહદ)થી ઉમ્મીદ છે કે પોતાના શાહી દયાભાવથી આ દુઆગોને સરફરાઝ ફરમાવશો."

પરંતુ બાબ પોતાના આ તૌબાનામા ઉપર કાયમ રહયો નહિ, ઘણું કરીને તકીયહની તઅલીમ પ્રમાણે આ તૌબાનામુ એણે લખ્યું હતું. જે મુજબ શિક્ષાથી બચવાને માટે એક માણસ પોતાની ધાર્મિક માન્યતાઓ વિષે જુઠું બોલી શકે છે. બાબનો આ તઅલીમ ઉપર અમલજ ન હતો, બલ્કે તે બીજાઓને પણ એની તઅલીમ આપતો હતો, બાબી ઇતિહાસકાર મિર્ઝા જાનીનું બયાન છે કે પોતાના કત્લની રાતે બાબે પોતાના મિત્રોને સલાહ આપી હતી કે તેઓ તકીયહ કરીને માત્ર એનો ઇન્કારજ ન કરે બલ્કે એના ઉપર સખ્તાઇ પણ કરે. બાબ અને બાબીઓના જીવન બનાવોમાં તકીયહની અનેક મિસાલો મળે છે. મિર્ઝા જાનીનું બયાન છે કે મુહમ્મદઅલી બરફરોશી, જે બાબ પછી બાબી ચળવળનો સૌથી મોટો આગેવાન છે અને જેને "જનાબે કુદુસ"ના લકબથી ઓળખાવામાં આવે છે-જ્યારે તિબરસી જીતી લેવાયા પછી શાહઝાદાની સેવામાં હાઝિર થયો અને તેને બળવાનું કારણ પૂછવામાં આવ્યું ત્યારે તેણે તકીયહની રિતે પોતાના બયાનમાં કહ્યું કે "બળવાનો સંપૂર્ણ જવાબદાર અખુન્દ મુલ્લાં મુહમ્મદહુસૈન છે. હું તદ્દન નિર્દોષ છું હું તો માત્ર પરિસ્થિતિ જોવા માટે તિબરસી આવ્યો હતો અને મને ગિરફતાર કરી લેવામાં આવ્યો." આ જુઠી ઝાહિરાત ઉપરાંત "જનાબે કુદુસ" એખુન્દ મુલ્લાં મુહમ્મદહુસૈન વિષે ઘણુંજ ખરાબ પણ બોલ્યો.

જો કે બાબ આ સમયે શાહી કેદખાનામાં હતો, પરંતુ આ ચળવળના ઘણા આગેવાનો છુટા હતા. આ બધામાં સૌથી વિશેષ વર્ણન કરવા લાયક મુલ્લાં હુસૈન હતો.. જેને બાબનો સીધો હાથ અને "બાબુલ બાબ" કહેવામાં આવે છે. ખરી રીતે મિર્ઝા અલીમુહમ્મદના મહદિયતના દઅવા પછી મુલ્લા હુસૈનને "બાબ"ની પદવી મળી ગઇ હતી. એ સિવાય તે બાબી ચળવળમાં ," કાઇમ ખુરાસાની" ના માનવંતા લકબથી પણ મશહૂર છે

બીજો આગેવાન હાજી મુહમ્મદઅલી બરફરોશ "જનાબે કુદ્દુસ"ના લકબથી ઓળખાય છે. એનો દાવો છે કે એને "કુદ્દુસિયત" પદ મળેલું છે. જેને બીજા શબ્દોમાં હઝરત મુહમ્મદ રસૂલલ્લાહ સલ્અમના બીજી વારના તશરીફ લાવવાને કહી શકાય. બાબી ચળવળના ત્રીજા પ્રખ્યાત આગેવાન-જેના અણથક પ્રયત્નોએ આ ચળવળને ઘણી સફળતા મળી-એક નવયુવાન ખાતૂન ઝર્રીન તાજ હતી. જેણે "કુર્રતુલ ઐન"ના લકબથી ઇતિહાસમાં અમર પ્રખ્યાતી પ્રાપ્ત કરી છે આ બાળા સૈયદ કાઝિમ રિશ્તીના એક મિત્ર અને અનુયાયી મુલ્લાં સાલિહની પુત્રી હતી. સૈયદ કાઝિમના મૃત્યુ પછી જ્યારે મુલ્લાં હુસૈન કોઇ જાનશીનની શોધમાં હતો, આ નવયુવાન બાનુએ એક પત્ર લખીને મિર્ઝા અલી મુહમ્મદ ઉપર પોતાનું ઇમાન હોવું જાહેર કર્યું. દુન્યવી દૌલત સિવાય ઝર્રીન તાજ રૂપ અને યુવાનીની દૌલતથી પણ માલામાલ હતી.

આ રીતે બાબી ચળવળની પ્રગતિમાં એ પણ ઉત્તમ પ્રકારની મદદગાર નિવડી. કુર્રતુલ ઐનની શાદી પોતાના કાકા હાજી મુલ્લાં લકીના પુત્ર મુલ્લાં મુહમ્મદ સાથે થઈ હતી પરંતુ તે બાબી અકાઇદ માનનારો ન હતો માટે ઝર્રીન તાજે ધણી સાથે રહેવાનો ઇન્કાર કરી દીધો. એના પિતાએ ઘણીજ કોશિશો કરી કે આ ખાનગી વિરૂદ્ધતા વધવા ન પામે; પરંતુ ઝર્રીન તાજે ચોકખું સંભળાવી દીધું કે એનો શૌહર બાબને સ્વીકારતો નથી તેથી તે ખબીસ છે તાહિર (પાક) ખબીસ (નાપાક) સાથે રહી શકેજ નહિં. થોડા દિવસ પછી હાજી મુલ્લાં લકીને કેટલાક બાબીઓએ શત્રુતાને કારણે મારી નાંખ્યો. લોકોને શંકા થઈ કે સસરાના કત્લમાં ઝર્રીન તાજનો પણ છુપો હાથ છે. જેથી તે ખુરાસાન નાસી ગઇ અને તેના ધણીએ તેને રીતસરની તલાક આપી દીધી

મિર્ઝા અલી મુહમ્મદ બાબે ઝર્રીન તાજની અસાધારણ કાબિલીયત અને કામ કરવાની રીતથી ખુશ થઇને તેને "કુર્રતુલ ઐન"નો ખિતાબ આપ્યો હતો. કુર્રતુલ ઐન પોતાના ચંચળ સ્વભાવને કારણે માત્ર એના ઉપરજ સંતોષી રહી નહિં કે તે બાબની એક જોશીલી અને કાર્યકુશળ ચેલી છે બલ્કે ખુદ એણે પણ લોકોની આગળ નવા નવા પ્રકારના દાવા રજૂ કર્યા.

એકવાર બગદાદમાં જ્યારે તે લોકોને કુર્આને મજીદની તઅલીમ આપી રહી હતી; કેટલાક બાબીઓએ ગેરબાબીઓના રાંધેલા ખાણાને નજિસ (નાપાક) સમજીને ખાવાનો ઇન્કાર કર્યો. એ પ્રસંગે કુર્રતુલ ઐને ઝાહિર કર્યું કે "એ પોતે હઝરત ફાતિમા (રદી૦)નું રૂપ છે. એની આંખ હઝરત ફાતિમા બિન્તે રસૂલુલ્લાહ (સલ.)ની આંખ છે. તે જે વસ્તુને પોતાની આંખોએ જોશે તે પાક સાફ થઈ જશે." આ કહીને એણે હુકમ આપ્યો કે ખાણું એની આગળ લાવવામાં આવે. તેણે ખાણું જોઇને બાબીઓને ખાવાની છુટ આપી દીધી. આ બનાવ પછી કુર્રતુલ ઐને તૌહીદના મસલા વિષે કેટલાક એવા વિચારો ઝાહિર કર્યા, જે કેટલાક બાબીઓના વિચારમાં નાસ્તિકપણાના હતા. લોકોએ કુર્રતુલ ઐનને ખરાબ કહીને બાબને એની શિકાયત કરી પરંતુ બાબે એને કાંઈ પણ કહેવા, ધમકાવવાને બદલે "તાહિરા"નો ખિતાબ આપ્યો.

આ ત્રણે જોશીલા બાબી આગેવાનોની આઝાદીને કારણે બાબની નઝરબંદી, બાબી ચળવળની પ્રગતિને અવરોધી શકી નહિં અને આ ચળવળ બરાબર વધતીજ રહી. આજ અરસામાં ઇરાનના શાહ મુહમ્મદશાહ કાચાર

શરણુ પામ્યા. આવી રીતે રાજ્ય વહીવટમાં થોડા સમય માટે અવ્યવસ્થા થઇ ગઈ. બાબીઓએ આ સમયને કીંમતી ગણ્યો મુલ્લાં હુસૈને બાદૂ જઇને છુપી રીતે બાબ સાથે મુલાકાત કરી. બાબે તેને સલાહ આપી કે તે મઝન્દરાનને માર્ગે ખુરાસાન જઇ પહોંચે આ તરફ બદરતમાં હાજી મુહમ્મદ અલી બારફરોશી અને કુર્રતુલ એનની મુલાકાત થઇ. જેને બાબી ઇતિહાસકાર મિર્ઝા જાનીએ "ચંદ્ર અને સૂર્યના મેળાપ"ની ઉપમા આપી છે. 'નાસિખુત તવારીખે' આજ બાબીવાક્યનો ઉતારો કરીને એનાજ આધારે બાબી લીડરો ઉપર સખ્ત આરોપો મૂકયા છે. બનવા જોગ છે કે આ આરોપોમાં અતિશયોક્તિ કરવામાં આવી હોય. પરંતુ મિર્ઝા જાની જેવો મોટો આસ્તિક બાબી ઇતિહાસકાર પણ એ પ્રસંગે લખે છે કે 'એ લોકોએ શરાબની રૂહના કેટલાએ પ્યાલા પીધા જે પીનારાઓ માટે લઝીઝ છે. એટલે સુધી કે એક પક્ષ બિલ્કુલ ભાનભૂલો થઈ ગયો. તેઓ વજદની હાલતમાં આલાપવા લાગ્યા અને તેમના આનંદ ઉદ્‌ગાર સાતમા આસમાન સુધી જઇ પહોંચ્યા."

આ પ્રસંગે બધી શરઇ પાબંદીઓ રદ કરવામાં આવી "જનાબે કુર્રત"એ પોતાના અનુયાયીઓને "મુહારિમ"ની પાબંદીથી આઝાદ કરી દીધા અને ઝાહિર કર્યું કે હઝરત ઇમામ કાઇમ પાસે દરેક વસ્તુ જાઈઝ છે. એમને અસાધારણ સત્તા મળેલી છે. તેઓ એક શખ્સની ઔરતને બીજાને હવાલે કરી દઇ શકે અને મરદ બે ઔરત સાથે ચાહે આનંદ માણે." મુલ્લાં હુસૈને મઝન્દરાન જતાં બારફરોશ ઉપર કબ્જો કરી લીધો, એ પછી બાબીઓએ પોતાનું જંગી કેન્દ્ર કાયમ કર્યું. નાસિરૂદ્દીનશાહ જ્યારે બાબી બંડની ખબર સાંભળીને એને દબાવવા માટે લશ્કર રવાના કર્યું. પરંતુ આ લશ્કર ત્યાં પહોંચે તે પહેલાંજ બાબીઓએ આજુબાજુ ગામોમાં લૂટમાર શરૂ કરી દીધી. મિર્ઝા જાનીના કથન પ્રમાણે બાબીઓએ એકસો ત્રણ માણસો મારી નાંખ્યા અને બાકીના નાસી ગયા શાહઝાદા મહદીકુલી મિર્ઝા લશ્કર લઇને કિલ્લાની સામે પહોંચી ગયો. એણે મુલ્લાં હુસૈનને એક પત્ર લખીને પૂછાવ્યું કે તમારી આ ચળવળ ક્રાંતિકારી છે કે ધાર્મિક છે? મુલ્લાં હુસૈને જવાબ આપ્યો કે બાબી ચળવળ ચોકખી ધાર્મિક છે. એને રિયાસત સાથે કોઇજ સંબંધ નથી. શાહઝાદા "મહદીકુલી મિર્ઝાએ બાબી આગેવાનને પત્ર લખી જણાવ્યું કે વાદવિવાદ માટે ઇસ્લામી ઉલમાને બોલાવે છે. પરંતુ બાબીઓએ વચનથી બિલકુલ વિરૂદ્ધ શાહઝાદાને દગો દઇને એના લશ્કર ઉપર રાતના સમયે હુમલો કર્યો. શાહઝાદાએ એક જંગલમાં નાસી જઇને પોતાનો જાન બચાવ્યો અને થોડા દિવસ પછી નવું લશ્કર લાવીને કિલ્લા ઉપર હુમલો કર્યો,

નવ માસ સુધી ઘેરાની સ્થિતિ રહી, યુદ્ધમાં મુલ્લાં હુસૈન માર્યો ગયો. ત્રીસ બાબી ભાગી ગયા અને મુહમ્મદઅલી બારફરોશીએ પોતાના બસો ત્રીસ માણસો સાથે તાબેદારી સ્વીકારી લીધી. આ સમયે મુહમ્મદ અલી બારફરોશીએ બંડ કરવાનો આરોપ અપૂન્દ મુલ્લાં-હુસૈન ઉપર મૂકયો હતો, પરંતુ તે શિક્ષામાંથી બચી શકયો નહિ. શાહઝાદાએ તેને કત્લ કરીને લાશ બાળી નાંખી.

દેશમાં બાબી ચળવળ બરાબર વધતી જતી હતી. ઠેર ઠેર બળવા થઇ રહ્યા હતા, ખૂનરેઝી થઇ રહી હતી. બાબ તિબ્રીઝના તોમાનામાં ઉપર કાયમ રહ્યો ન હતો અને ઝહિરમાં ગાદી હોવાનો દાવો કરી રહ્યો હતો. આવી હાલતમાં ઉલમાએ ઈસ્લામે એને કત્લ

કરવાનો ફતવો અને દરબારે શાહીથી એને કત્લ કરાતું ફરમાન પ્રસિદ્ધ થયું. કત્લની રાત્રે બાબે પોતાના મિત્રોને વસીયત કરી કે "જો કાલે તમને મારી સચ્ચાઇ વિષે પૂછવામાં આવે તો તમે તકિયહ પર કાયમ રહીને મારો ઇન્કાર કરજો અને મને બુરું ભલું બોલજો. તમારે માટે એજ ખુદાનો હુકમ છે." મિર્ઝા અલી મુહમ્મદ બાબની ઇચ્છા હતી કે કેદખાનામાંજ એનો કોઇ મિત્ર એને મારી નાખે કે જેથી દુશ્મનના હાથોએ ઝિલ્લતની મૌતે મરતાં બચી જાય. પરંતુ એની આ ઇચ્છા પૂરી થઇ નહિં.

મિર્ઝા અલી મુહમ્મદને એક ઝાડ સાથે બાંધીને ગોળી મારવામાં આવી, પરંતુ ઇત્તિફાકે ગોળી તે રસ્સીને લાગી જેના વડે બાબને બાંધવામાં આવ્યો હતો. બાબ ભાગીને ઝાડની પાછળ છુપાઇ ગયો લોકોએ પકડી લઇને એને ફરીથી ગોળી મારી. આવી રીતે ૮ જુલાઈ ૧૮૫૦ ઇસ્વીના રોઝ મિર્ઝા અલી મુહમ્મદ બાબની આશ્ચર્યકારક વ્યકિતત્વનો એકત્રીસ વર્ષોની વયે અંત આવ્યો.

મિર્ઝા અલી મુહમ્મદ બાબ ખુદ કેદખાનામાં રહ્યો પરંતુ એની અસરે પુરા ૭ વર્ષ સુધી ઇરાની સલ્તનતમાં ખળભળાટ રાખ્યો અને એની સાથેજ બાબી ચળવળનો પહેલો બાબ (પ્રકરણ) પૂરો થયો. આ ચળવળ પોતાના આરંભિક સમયમાં તદ્દન નિષ્ફળ નિવડી. એના સ્થાપકને શત્રુઓના હાથે ઝિલ્લતની મૌતે મરવું પડ્યું. "કાઇમ"નો મકસદ પૂરો થઈ શક્યો નહિં અને એની મઝહબી કિતાબો પોતાના પ્રાગટ્ય સાથેજ વેર વિખેર થઈ ગઇ.

—સંપૂર્ણ.

## શહીદ !

(૧)

શત્રુઓ બળવાન પણુ અશક્ત છે;
કેમકે સામે ખુદાના ભક્ત છે.
દિલ મહીં "યદે ઇલાહી" છે ભરી;
સત્યથી ભરપૂર તેનું રક્ત છે!

(૨)

દુશ્મનો કરતા રહ્યા ઘા ધર્મ કેરા મૂળમાં;
પણુ ન જોઇ કોઇએ શર્મો હયા તે કૂળમાં.
પાપીઓના કાર્યથી વધ્યા જે પાપો જગ મહીં,
તે બધા બળતા રહ્યા છે કરબલાની ધૂળમાં!

(૩)

સ્વર્ગ તો ભરપૂર છે બેશક ખુદાના નૂરથી;
છો રહે જોતા એ 'મૂસા' નિજના 'કોહે તૂર'થી.
હું નથી જોતો કદિ 'ખામોશ' તેને દૂરથી;
કરબલાની ધૂળ છે પ્યારી મને તે દૂરથી!

—"ખામોશ"

# બે ગઝલો

## ઢોલ પિટાવીને

રાચે છે ઘણા પોતાને મહાન મનાવીને,
મલકે છે જગત એવાને ખૂબ ફુલાવીને;
સેવકની યે પદવીને લાયક એ નથી હોતા,
હરખે છે છતાં ખુદને નેતામાં ખપાવીને

o , o o

મસ્તક જે બચાવે છે નિજ નાક કપાવીને,
જગ એને નિહાળે છે તો નાક ચડાવીને.

અંતે જો બને છે તો તેઓજ બને છે ખુદ,
દુન્યા જે બનાવે છે દુન્યાને બનાવીને.

જગ લોકની આંખોના તારા એ નથી બનતા,
આંખોને રડાવે છે જે આંખ બતાવીને.

દુન્યાની જીભ તેઓને જીભ કઢાવે છે,
જે જીભ નથી દેતા નિત જીભ હલાવીને.

કીર્તિ તણી આશે કાં ભર બચકાં ધુમાડાને?
પિટાઇ ગયા લાખો નિજ ઢોલ પિટાવીને.

સચ્ચાઇનું દેવાળું કાઢ્યું નથી દુન્યાએ,
કૈં પાર થયા વિશ્વાસે વ્હાણ તરાવીને.

બેસી ન રે "શિતાબ" બે હાથ મૂકી લમણે,
કિસ્મતને તું સાધી લે પગ-હાથ હલાવીને.

—શિતાબ કુરેશી

## દરબાર ચાહે છે.

જિગર મારું હમેશાં જખ્મ પારાવાર ચાહે છે,
અને મુજ આંખ અશ્રુધાર અનરાધાર ચાહે છે.

તને એવી રીતે તો આ સકળ સંસાર ચાહે છે,
ખરા પ્રેમે પરંતુ આજ તો બે-ચાર ચાહે છે.

તમોને દર્દ, ગમ, આશા, તમન્ના, પ્યાર ચાહે છે,
પધારો કૌંક દી, દિલનો ભર્યો દરબાર ચાહે છે.

અરે, એ તો અધીરો થઈ રહ્યો છે વીજને મળવા,
ન મારો માળ, ખાલી વીજનો ઝબકાર ચાહે છે.

જીવનના સૂર મારા મેં હજી છેડયા ન છેડયાં જયાં,
અરે તૂટી જવા ત્યાં ઉર વીણાના તાર ચાહે છે.

નઠારું હોય કે સારું, અકારું હોય કે પ્યારું,
જીવન મારું સદા તારું શરણુ કિરતાર ચાહે છે.

છો સત્કારો તમે પ્રેમે, છો ધુત્કારો. તમે ક્રોધે,
તમારાં દર્શ મારું દિલ તમારે દ્વાર ચાહે છે.

ભલે આવે ખડક આડા, ભલે આંધી ઉઠે, તોપણ,
તરી હું જાઇશ, મુજને કોઈ સામે પાર ચાહે છે.

રહું છું એ રીતે ગુલઝારમાં હું પ્રેમ-દૃષ્ટિથી,
ગુલો તો ઠીક, પણ મુજને સદા ખુદ ખાર ચાહે છે.

બને છે ગુલની જેવું એ બને છે ખારની જેવું,
જીવન એવું બને છે તું જેવો આકાર ચાહે છે.

પ્રણય-વ્યવહારની "બેફામ" કૈં આવી ખબર ન્હોતી,
નયનથી દૂર રહેવા અંતરે વસનાર ચાહે છે.

—બેફામ

## ઈદે મીલાદ અંક

"કારવાં"નો ફેબ્રુઆરી ૧૯૪૬નો અંક ઈદે મીલાદ અંક તરીકે પ્રગટ થશે. આકાએ નામદાર રસૂલે અરબી (સલ૦)ની ઝિન્દીના હરએક પેહલૂઓ ઉપર રૈશની પાડતા લેખો અને કાવ્યો તા. ૨૦-૧-૪૬ સુધીમાં મોકલી આપવા લેખક બંધુઓ અને કવિઓને આથી જાહેર આમંત્રણ છે.

લેખો અને કાવ્યો સ્વચ્છ અક્ષરે કાગળની એકજ બાજુએ લખેલા હોવા જોઈએ તેમજ હાંસીયા ઉપર અથવા નીચે દરેક લેખકે પોતાનું નામ અને સરનામું પૂરેપૂરું લખવું જોઈએ. ફકત તખલ્લુસ (ઉપનામ) લખવું પૂરતું નથીજ. —તંત્રી.

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

અનુ : તાજ

(ગતાંકથી ચાલુ)

ઈસ્લાહે મઆશરતઃ—

એ પુસ્તકની આવશ્યકતા પ્રમાણે અમે શાહ સાહબની તમામ કૃતિઓનું વર્ણન સવિસ્તાર કરી આપ્યું છે. શાહ સાહેબ માત્ર વાંચવા અને વંચાવીજ જાણતા ન હતા. બલ્કે કૌમની આર્થિક અશક્તિઓ ઉપર આપની દૃષ્ટિ રહેતી હતી. આપના વસીયતનામાથી એ વાત સિદ્ધ થાય છે કે આર્થિક ઉન્નતિનું વૃક્ષ જે મૌલાના સૈયદ અહમદ બરેલ્વી અને શાહ ઇસ્માઇલ શહીદના હાથે ફળી ફાલ્યું એના બીજારોપણ આપનાજ હસ્તે થયું હતું. વસીયતનામામાં આપે હિદાયત કરી છે કે "જ્યાં સુધી બની શકતું હોય ત્યાં લગી અરબના પહેલા રિવાજ અને આદતોને છોડવી ન જોઇએ કે જે હઝરત (સ. વ.)ની ઇચ્છા પ્રમાણેના છે અને અજમના રિવાજો અને હિંદુઓની આદતોને ત્યાગી દેવી જોઇએ."

એ પછી હઝરત ઉમર (રદી.)ના તે હુકમોનો ઉલ્લેખ કર્યો છે કે જે તેમણે અરબોને ઈરાનની એશોઅશરતથી બચવા માટે આપેલા એટલે કે "જ્યારે અરબો જહાદના માટે અજમની ચારે બાજુ પ્રસરી ગયા તો હઝરત ઉમર (રદી.)ને ચિંતા થવા લાગી કે કઇ એવું ન બને કે એ લોકો અજમના રીતરિવાજોને ગ્રહણ કરી લે અને અરબના રીતરિવાજોને ત્યાગી દે. તેથી આપે એ લોકોને એક પત્ર લખી જણાવ્યું કે ઇજારથી બચો, તહબંધ બાંધો, અરબી જોડા પહેરો, મોજાઓ અને શીલ્વારોને ત્યાગી દો, અને પોતાના બાપ ઇસ્માઇલ (અ. સ.)ના પહેરવેશને ગ્રહણ કરો અને અજમી લોકોની એશોઅશરતવાળી ઝિંદગીથી દૂર રહો. તેમજ તડકામાં બેસવાની આદત પાડો. કારણ કે તડકો અરબના લોકોને માટે હમામની ગરજ સારે છે. પોતાની કૌમની આદતોને અમલમાં મૂકો. જાડા કપડાં પહેરો તેમજ સાથે સાથે સાદગીથી ભરેલી ઝિંદગી ગુજારો. વધુમાં જુના તેમજ થીંગડાં મારેલાં કપડાં પહેરો."

એ પછી તે આર્થિક કુનિઓનો ઉલ્લેખ કરવામાં આવે છે જે હિંદુઓના પ્રતાપથી મુસલમાનોમાં પ્રેવેશી રહી હતી. અને જેને સુધારવાના પ્રયત્નો ખુદ હિંદુ કૌમ પણ આદરી રહ્યા છે. સૌથી પ્રથમ તો વિધવા વિવાહનો ઉલ્લેખ છે.

(૧) હિંદુઓની કુટેવોમાંની એક કુટેવ એ છે કે જ્યારે કોઇ સ્ત્રીનો ધણી મરી જાય છે તો તેમના ધર્મમાં એ છૂટ નથી કે તે ફરીથી લગ્ન કરી શકે, અને એ ટેવ તો અરબમાં બિલ્કુલજ નથી. એ બાબતની આપે ચોખવટ કરી છે અને કહયું છે કે "ખુદા તઆલા એવા લોકો પર પોતાની રહેમત વરસાવે કે જે એ કુટેવોને નાબૂદ કરવા મથી રહયા છે તે નાબૂદ કરાવી દે."

(૨) બીજી ત્રુટી મોટી મહેર બાંધવાની હતી કે જે સુન્નતે નબવીની વિરૂદ્ધ અને કેટલીક સામાજિક ઉન્નતિઓ અને ખાના બરબાદીનું કારણ બની હતી.

(૩) ત્રીજી ત્રુટી એ કે ખુશીના પ્રસંગે ઉડાઉ ખર્ચો કરવો કે જેના પ્રતાપે કોમની આર્થિક હાલત દર્શાતી હતી. આપ લખે છે કે "અમારા લોકોની કુટેવોમાંની એક કુટેવ તે ઉડાઉ નીતિ અને એ ઉડાઉ નીતિથી ઘણાંજ ખરાબ રિવાજ પ્રવેશી ચૂકયા છે."

(૪) ચોથી કુટેવ એ છે જે ગમીના પ્રસંગોના રિવાજો છે. "અમારા લોકોની બીજી કુટેવોમાંની એક કુટેવ તે ખર્ચાળ નીતિ છે. જેમકે મરણ પછી રીયુમ, ચહેલમ, છમાસિક અને વાર્ષિક ફાતેહા નકકી કરવું એ છે. અને એ બધા રિવાજો અસ્બમાં પાયા વિનાના લેખાય છે."

ઉપરોકત ચાર મોટી મોટી ત્રુટીઓ હતી કે જેની સુધારણા અર્થે મૌલાના સૈયદ અહમદ બરેલ્વી અને મૌલાના ઈસ્માઇલ શહીદને પ્રયત્નો કરવા પડયા અને એના સુધારણાની જુદા જુદા સ્વરૂપોમાં કોમને અગત્યતા છે.

શાહ વલીયુલ્લાહ (રહ.) સાહેબની સમજ અને વિદ્વતાને એ વાત આભારી છે કે આપે એક સાત પાનાની પુસ્તીકામાં એક સંક્ષિપ્ત વસીયતનામામાં પોતાના અનુભવો ટાંકયા છે, અને એમાં કોમી ઉન્નતિની તમામ વાતોનો ઉલ્લેખ કર્યો છે અને એ જરૂરી મઆશરતી સુધારા પર નઝર કરી કે જે તરફ ન તો કાઝીનો કે ન તો ફકીહનું લક્ષ હતું. આપે તેના બીજારોપણ કર્યું કે જે શાહ અબ્દુલઅઝીઝ અને શાહ ઇસ્માઇલ શહીદના જમાનામાં ફળી ફાલ્યું.



**કવન અને પત્રો:—**

શાહ વલીયુલ્લાહ (રહ.) સાહેબનું જીવન અને એમના લેખનની ભિન્ન ભિન્ન બાજુઓ પર આપણે વિવેચન કરી ગયા. પરંતુ કેટલાકોને એ વાતની પણ ખબર ન હશે કે શાહ સાહેબ શાઇર પણ હતા, અને આપે ફારસી ગઝલો અને રૂબાઇઓનો એક સારો ભંડોળ ફારસી સાહિત્યને અર્પણ કર્યો છે. આપ 'અમીન'ના તખલ્લુસ (ઉપનામ)થી કાવ્યો આલેખતા. આપની અનેક ગઝલોમાં અને રૂબાઇઓમાં તસવ્વુફ અને મઅરેફતનો રંગ તરી આવે છે. પરંતુ કેટલાક અશઆરોમાં રિવાજી આશિકાના વિચારો પણ છે. અત્રે એમના કવનમાંથી બે ફારસી રૂબાઇઓ અને એક ફારસી ગઝલ રજુ કરવામાં આવે છે.

### રૂબાઇયાત

"ઈલ્મે કે નઃ માખૂઝ અઃ મિશ્કવાતે નબી અસ્ત,
વલ્લાહ કે સૈરાબી અઝાં તિશ્ને લબી અસ્ત.
જાયે કે બૂદ જલ્વએ હક હાકિમે વકત,
તાબે શુદને હુકમે ખૂંરદ બૂ લહબી અસ્ત."

ભાવાર્થ:—જે વિદ્યા કે જે નબુવતના ખાનોસથી મેળવી શકયો નથી. ખરેખર એ વિદ્યાથી સૈરાબ થવું તરસ્યા રહેવા બરાબર છે. જે જગ્યાએ જલ્વએ હક વખતનો ધણી બનેલો છે તે જગ્યાએ બુદ્ધિના હુકમને આધીન હોવું બૂ લહબ હોવા બરાબર છે.]

## "કારવાં"ના ગ્રાહકોને:

ચાલુ માસથી જુના ગ્રાહક નંબરોને બદલે નવા નંબરો આપવામાં આવ્યા છે. હવેથી ગ્રાહકોએ પોતાના રેપર ઉપરથી નવા નંબર નોંધી લેવા વિનંતી છે. જુના નંબરવાળા પત્રવ્યવહાર ઉપર ધ્યાન આપી શકાશે નહીં.

—મેનેજર

" કૌમે અકિતાબત અહરફે મૌસૂફ,
જમ્એ બ તિલાવતે અસ્મા મારૂફ.
શખ્સે કે અઝી કૌમે કદમ પેશ નિહાદ,
ગશ્ત અસ્ત બાયેં સૂરતે ઝહની મશ્ગૂફ "

[ભાવાર્થઃ—એક જમાત અક્ષરો લખવામાં તલ્લીન છે અને એક જમાત અસ્માઓની (બરકતી નામો) તિલાવતમાં મશ્ગુર છે. તે આદમી કે જેણે આ જમાતથી આગળ પગલા ભર્યા તે આદમી આ સુરતે ઝહેની પર મોહી પડયો છે]

ગઝલ

તા બકે મેહનતે મહેજૂરી વ દૂરી બખ્શમ,
નાઝનીને વ તનમ સૂયે વતન બાઝ રવમ.
તા બકે હમદમયે સંગ બૂદ શેવએ મન,
ગૌહરે અઝ અદનમ રૂએ અદન બાઝ રવમ.
તા બકે બસ્તએ ઝન્જીરે તઅલ્લુક બાશમ,
આહૂયે અઝ ખતનમ સૂએ ખતન બાઝ રવમ.
બૂયે જાં મી રસદ અઝ બાદે યમન દર્દો ઇન્હાં.
શાહે મુલ્કે યમનમ સૂયે યમન બાઝ રવમ.

ભાવાર્થઃ—(૧) હું કયાં લગી જુદાઈ અને દૂરીની તકલીફ ઉઠાવતો ફરીશ. હું તો મેહબૂબે વતન છું અને વતનની તરફજ પાછો ફરીશ.

(૨) મારી મીત્રતા કયાં લગી પથ્થરો સાથે રહેશે, અરે ! હું તો અદનનો મોતી છું અને અદનની તરફજ જઇશ.

(૩) હું કયાં લગી દુન્યાના ઝઘડા રૂપી જંજીરોથી જકડાએલો રહીશ. હું તો ખતનનું હરણ છું અને ખતનની તરફજ જઇશ.

(૪) પ્રાણની ખુશ્બૂ તો અને જમતમાં યમનની હવાથીજ પહોંચે છે. હું યમનનો માલિક છું અને યમનની તરફજ જઇશ.

—અપૂર્ણ.

## મુબારકબાદ

'કારવાં'ના લેખક અને કવિ જનાબ ઉમરભાઇ કુરૈશી **'કિસ્મત'** સાહબની શાદી ભાવનગરમાં તા. ૧-૧૨-૪૫ના રોજ થઇ છે. તેમનું દાંપત્ય જીવન સફળ નીવડે એવી ખુદાથી દુઆ છે. અમારા કાર્યાલયના સ્ટાફ તરફથી તેમને મુબારકબાદી પેશ કરીએ છીએ.

—તા. ૨૯-૧૧-૪૫ના રોજ જનાબ મીયાં મહમદ 'આતિશ' સાહબની શાદી (સુરતમાં) ઘણી સાદગીથી થઇ છે. તેમને પણ અમારા સ્ટાફ તરફથી હાર્દિક મુબારકબાદી પેશ કરીએ છીએ.

—'કારવાં'ના લેખક અને કવિ જનાબ 'ખામોશ' સાહેબને ત્યાં પુત્રનો જન્મ થયો છે. ખુદા બાળકને લાંબુ આયુષ્ય અર્પે આમીન.

—મેનેજર

## દિવ્ય તરંગો !

(૧)

નિત્ય ચિંતા મહીં ઉદાસ છે શું ?
તુજમાં દુઃખ દર્દ કેરો વાસ છે શું ?
ઉઠ ફરી "મર્દ મુસલમાં" થઇને;
ભય ? અને તેનો વળી ભાસ છે શું ?

(૨)

મર્દ રહેતો કદિ ઉદાસ નથી;
દિલમાં તેના દુઃખોનો વાસ નથી.
જગે સ્વામી બની ફરે છે સદા;
કો'દિ' જગનો બન્યો તે દાસ નથી !

(૩)

ચેન, આરામ, સુખ, વિલાસ તજી;
ભય તણો દિલ મહીંથી ભાસ તજી.
તુજને "ખામોશ" છે આઝાદ થવું !
જાગ; ઉઠ ! અન્યનો વિશ્વાસ તજી !

—ખામોશ

૦ શાકિર ઉનીઆ એમ. એ.

# પડછાયા

હું અને સરયુ બાગમાં બેઠાં હતાં. આકાશના તારલાઓ જોઇ સરયુએ મને પૂછ્યું "આ આકાશી ગૃહો માનવી ઉપર કેવી અવનવી અસર પાડતા રહે છે! હજારો અને લાખો સંસ્કૃતિઓને ધૂળમાં મળી જતાં એ ગૃહોએ જોઇ હશે. માનવી હજી સુધી એ ગૃહો વિષે કેટલો બધો અજ્ઞાન છે! આપણે કદીએ એ ગૃહોનો ભેદ જાણી શકીશું નહિ એવી મારી ખાત્રી છે." મેં સરયુને જવાબ આપતાં પૂછ્યું "જે ધરતી ઉપર તું અને હું રહીએ છીએ એના વિષેજ આપણું જ્ઞાન કેટલું છે? એ ધરતી ઉપર માનવ સરત એવા વિરલ આત્માઓ વસે છે, અને એજ ધરતી ઉપર માનવરૂપી રાક્ષસો પણ વસે છે! આકાશના ગૃહો ઉપર જવા કરતાં માનવી ધરતી વિષેનું પોતાનું જ્ઞાન વધારે તો જીવનની કુમાશ વધુ ખીલી ઉઠે એમ હું માનું છું." મારો જવાબ સાંભળી સરયુ ખામોશ થઈ ગઇ.

અમે બીજી વાત શરૂ કરીએ તે પહેલાં પાસેના બંગલામાં રેકોર્ડ વાગી. રેકોર્ડમાં કોઇ ગાતું હતું "ઝિન્દગી બનકર જીએ જા" સરયુએ મને કહ્યું "કેવો સરસ આદેશ!" મને લાગ્યું કે સરયુ કશુંજ સમજી શકી નહિ, એટલે હું ચૂપ રહ્યો. રેકોર્ડનું ગાયન હજી વાગી રહ્યું હતું, એટલામાં એક અર્ધ પાગલ જેવો માણસ બરોબર અમે બેઠાં હતાં તેજ બાંકડા ઉપર આવીને બેઠો. એના ચેહરા ઉપરથી લાગતું હતું કે એણે જીવનને ગુંગળાવી દીધું હતું. માત્ર એની આંખોમાં એક જાતનું નૂર બાકી હતું. એણે અમને બરોબર જોયાં. એ ઘણી વાર સુધી બેસી રહયો. એના મેલા કોટના ગજવામાંથી એણે બીડી કાઢી અને સળગાવી, જાણે બાકી રહેલ માનવ ખોખાંને આગ લગાડી દીધી હોય એમ અમને લાગ્યું. એણે સળગતી દીવાસળીને જમીન ઉપર એવી અદાથી નાંખી કે જોનારને એમ લાગી આવે કે આ માણસ ધરતી ઉપર આગ વરસાવવા મથી રહયો છે પણ એને એવી જવાળા મળતી નથી. થોડીક વારમાં તો એ માણસે એક પછી એક વીસેક બીડી પી નાંખી. જાણે એ ભૂખ્યા માણસે આગ ખાઇને પોતાની ભૂખ મીટાવી! આજે આપણે ત્યાં ગરમ પાણી (ચા) યા આગ ખાઇને જીવન વિતાડનાર અનેક માનવી નઝરે પડે છે! જે આગ જીવનનો નાશ કરે છે તેજ આગ ભૂખ્યાઓની જીવન દોરીને અમુક વખત સુધી ટકાવી રાખે છે એવું આજે આપણે શીખ્યા છીએ! આકાશના ગૃહો ઉપર પહોંચવા મથી રહેલ માનવી પેટની અંદર રહેલ ફિલસૂફી અને તત્વોનો અભ્યાસ કયારે કરશે!

મને લાગ્યું કે આ અર્ધ પાગલ જેવો માનવી અભ્યાસ કરવા જેવો છે એટલે મેં એને પૂછ્યું "આપ આજ શહેરના રહેવાસી છો?" એણે એક છેલ્લી બીડી સળગાવતાં કહયું "હું ધુમાડામાં રહું છું." જાણે એક વાકયમાં, એણે પોતાનો આખો ઈતિહાસ કહી નાખ્યો હોય એમ મને લાગ્યું. માનવી, મહેલમાં રહે છે, ઝુંપડીમાં રહે છે, કે શહેરમાં રહે છે, એમ સમજે તેના કરતાં જો તેને એમ લાગે કે તે "ધુમાડામાં" રહે છે તો એને જીવનમાં વધુ રસ પડવા લાગે એમ મારી ખાત્રી છે. મેં પેલા પાગલ પાસેથી વધુ કાંઇક મેળવવા પૂછ્યું "આપના કહેવાનો અર્થ હું બરોબર સમજી શકયો નહિં. માનવી ધુમાડામાં રહે એ કેવું!" એણે જવાબ આપ્યો "હા, આપણે

બધા ત્યાંજ રહીએ છીએ. ફરક માત્ર એટલોજ છે કે કેટલાકને એનું જ્ઞાન હોય છે અને કેટલાકને નથી હોતું. તમારી પાસે જે બેઠું છે તે કોણ છે?" એણે એકાએક પૂછ્યું, મેં જવાબ વાળ્યો "એ...એક મિત્ર છે." એણે તરત કહ્યું "ના, ધુમાડો છે એમ કહો," સંયુ આ તકે બોલી ઉઠી "મહાશય તમે ભૂલ કરો છો. હું તો આગ છું." પેલો પાગલ બોલ્યો "હા, બધાજ તમારા જેવી ભૂલ કરે છે. એટલેજ હું કહું છું કે આપણે બધાં ધુમાડામાં રહીએ છીએ. હું પણ તમારી માફકજ વર્ષો સુધી એમજ સમજ્યા કરતો હતો." સંયુએ કહ્યું "તમારા જેવું જ્ઞાન મને પણ થાય ત્યાં લગી તો હું આગજ રહીશ."

મેં વાત બદલવા માટે બીજો સવાલ કર્યો "આપનું નામ?" એણે જવાબ આપ્યો "પહેલાં મને લોકો "સુંદરલાલ" કહેતા હતા. હવે શું કહે છે તેની મને ખબર નથી. તમને ગમે તે નામે મને સંબોધો. મને એમાં કશો વાંધો નથી. મેં પૂછ્યું "સુંદરલાલ તમે નિરાશાવાદી લાગો છો." એણે જવાબ આપ્યો "હું આશાવાદી હતો એવું તમે કયારે જાણ્યું હતું?" હું વિચારમાં પડી ગયો. મને કશો જવાબ જડયો નહિં. થોડી વાર અમે ચૂપ રહ્યાં. એ ઉઠયો અને ચાલતો થયો.

સંયુએ મને પૂછ્યું "સમાજના કાનૂન અને જ્ઞાનીઓનું જ્ઞાન જેને કશુંજ મહત્વ આપતાં નથી એવો માણસ ઘણાં જ્ઞાનીઓને હરાવે, સમાજ ઉપર ખામોશ હાસ્ય વેર્યા કરે એની ફિલસૂફી કોણ સમજાવશે?" મેં કહ્યું "બધાજ યા કોઈ પણ નહિં."

જીવન અને જગતને—
હદ કયાં છે?

---

# "મનિષા"

અન્યો ભલે સ્વર્ગમાં જઈ અનેકવિધ સુખ માણવાનાં સ્વપ્નો સેવે, પરંતુ મને તો એ સુખ માણવાની લેશમાત્ર પણ ઇચ્છા નથી.

ત્યાંના કનકમય અને રત્નજડિત ભવ્ય મહાલયોમાં મારે અધિવાસ નથી કરવો. ત્યાંના સૌંદર્ય રાશિ સમી અપ્સરાઓ સાથે ભોગવિલાસ કરવાની ઇચ્છા પણ ક્યારેય મારા ઉરમાં જાગતી નથી.

ત્યાંના અમાપ્ય અને અનંત વૈભવોની કલ્પના માત્રથીજ હું વ્યથિત થાઉં છું.

હું તો તારી પાસે વંદી વંદીને એટલુંજ માગું છું કે ઓ પ્રભુ ! મારી જીવન દિવડીની આત્માની જ્યોતને તારા મંદિરના એક ખૂણામાં સદા ટમટમતી રહેવા દેજે.

"ઇન્દુ" બી. એ.

અનુ. જ.–'આરિફ' (રાંદેર)

# ગ્રેટ બ્રિટનના શાહી મહેલો

[આ એક રસપૂર્ણ માહિતી આપતો લેખ છે. ઉર્દૂના સુઘડ અઠવાડિક "આજકલ"માં પ્રગટ થયેલા શ્રી. રાઘવનના ઉર્દૂ લેખનો શબ્દે શબ્દ અનુવાદ છે. અનુવાદનો પહેલો પ્રયાસ હોઈ વાંચકો ત્રુટીઓ દરગુજર કરશે —અનુવાદક. ]

એક વખત એક ફ્રેન્ચ પ્રવાસી ઇંગ્લેંડના પ્રવાસ અર્થે આવ્યો, તેણે ઇંગ્લેંડ ને બે વિભાગોમાં જુદા પાડયા. એક "લીલું ઇંગ્લેંડ" જે પોતાના ખુબસુરત લીલોતરીવાળા મેદાનો, ગિર્જાઓ અને શાહી મહેલો માટે પ્રખ્યાત હતો. બીજા વિભાગનું નામ "કાળું ઇંગ્લેંડ" રાખ્યું જેમાં ધમધોકાર ચાલતા કારખાનાઓ, ખાણો અને ધુમ્મસવાળા શહેરોનો સંબંધ હતો.

બ્રિટનના લોકો પોતાની રસીક આદતો અને દિલ પસંદ રીતભાતો માટે મશહુર છે. જેવી રીતે હિંદુસ્તાન જન્નત નિશાનના લોકો પોતાની પુરાની શાનોશોકત જાહેર કરતી ઇમારતો, મસ્જીદો, મંદિરો અને બગીચાઓ માટે વાજબી ગર્વ લે છે. તેવીજ રીતે ઇંગ્લેંડના લોકો આમ તૌર પર આવાજ ખ્યાલો ધરાવે છે એની મિસાલ ત્યાંની પુરાની શાહિ હકૂમત છે. શાહી મહેલો જે મુલ્કના હિસ્સાઓમાં વિખરાયલા પાયા છે તેમની સાથે પણ મહત્વની ઐતિહાસિક ઘટનાઓ સંબંધ ધરાવે છે. "લીલું ઇંગ્લેંડ" પણ પોતાની ઇન્સાની કારીગરી અને સૌંદર્યતા માટે (નહિં જોવામાં આવેલા) નાદિર નમૂનાથી ભરપૂર છે અગર કોઇ પ્રવાસ અર્થે ઇંગ્લેંડ જાય તો ત્યાંના પુરાણી શાનો-શોકતવાળા મહેલો જોઇ કોઇ અજીબ લાગણીઓ જન્મ લેશે.

લંડનના આવા મશહુર મહેલોમાં "બકીંગહામ પેલેસ" ઘણી અગત્યતા ધરાવે છે. એમાં શાહી ખાનદાનનાજ લોકો વસવાટ કરે છે. અતિ મહત્વના રાજદ્વારી અને મુશ્કિલ કામો અહિંજ પરિપૂર્ણતા પામે છે. કદાચ એજ મહેલમાં ત્રણ હિંદીઓને વીરતા માટે વિક્ટોરીયા ક્રોસ ઇનાયત થવાનું બહુમાન મેળવવા ભાગ્યશાળી થયા હતા. એ સાદી છતાં ભવ્ય ઇમારત જોઇને ઇંગ્લેંડ વાસીઓ એની ઉપર વારી જાય છે. એ જ્યોર્જ ચોથા માટે ઇ. સ. ૧૮૨૫માં બનાવવામાં આવ્યો. મહારાણી વિક્ટોરીયા અને શહેનશાહ સાતમા એડવર્ડ એમાંજ વસવાટ રાખતા. શહેનશાહ પાંચમા જ્યોર્જે એમાં નવિન ઢબના ફેરફારો કરી શાહિ મહેલો લાયક બનાવી દીધો.

લંડનનો બીજો શાહી મહેલ 'સેન્ટ જેમ્સ પેલેસ' છે જ્યાં શાંતિના વખતમાં શાહિ દરબારો ભરાતા. એ મહેલ એ કારણે જગ વિખ્યાત થયો કે ઘણા ખરા મહારાજ્યોના નિમાયલા એલચીઓ અને એમાં શહેનશાહની હુઝૂરીનું મહામૂલું બહુમાન મળે છે. જો કે ગ્રેટબ્રિટનના પેલેસો પ્લાંન મુજબ ઘણા થોડા બનાવાયા છે, અને ઉમદા દેખાવો પણ ઘણા જુજ છે છતાં દેશમાં એવી ઇમારતો હાલ પણ મૌજુદ છે, જે એકલી કુદરતી સુંદરતાજ નથી ધરાવતા પણ ઐતિહાસિક ઘટનાઓ સાથે સંબંધ ધરાવે છે, એ કારણેજ આ મહેલ અજોડ ગણાય છે. જેની દિવારો પણ

સુંદરતાથી ભરપૂર છે અને વખતના વહેવા સાથે જેની ભવ્યતા વધતી જતી રહી છે. સૌથી પહેલાં સાતમા હેન્રીએ એની પુનઃ નાખી અને એમાંજ પદભ્રષ્ટ થએલા ચાર્લ્સ પહેલાએ પોતાની છેલ્લી કેદનો સમય વીતાવ્યો. ઈ. સ. ૧૨૮૮માં દસમો જેમ્સ પણ એજ મહેલમાંથી ફ્રાંસ ભાગી ગયો. એવી પુરાની ઐતિહાસિક ભવ્યતાને લીધે એના ઈંગ્લેંડ વાસીઓ ઘણું માન ધરાવે છે. જ્યારે તેઓ પિકાડેલી થઈને સેન્ટ જેમ્સ સ્ટ્રીટમાંથી પસાર થાય છે, ત્યારે પગરખાં બનાવવાના કારખાનઓ અને શાહિ દરવાજાઓ પર ઉડતી નઝર નાખતાં અજબ લાગણીઓ અનુભવે છે.

'વિન્ડસર કેસલ'નો ઈતિહાસ ઘણો લાંબો અને દિલચસ્પ છે. જ્યારે વિજેતા વિલ્યમે ટેમ્સ નદીના કિનારાઓનો દરિયાઈ માર્ગે કબજો લીધો ત્યારે તેના બચાવ અર્થે એક મિનાર જેવો સ્તંભ તૈયાર કરાવ્યો. કે જેથી દુશ્મનોની હિલચાલ પર નઝર રાખી શકય. વધુ સલામતી અને બચાવ માટે એના પચાસ માઈલનો વિસ્તારમાં મઝબૂત કિલ્લાઓ ચણાવ્યા. જેમાં આ કિલ્લો મોટામાં મોટો અને ભવ્યમાં ભવ્ય છે. એક પહાડની ટોચ ઉપર અંગ્રેજ આઠમાએ (8) આંકડાની શિકલમાં તે બનાવ્યો હતો. એની ટોચ ઉપરથી ટેમ્સ નદીના સામે પાર આવેલા મેદાનોનો ભવ્ય દેખાવ નઝરે પડે છે. ઉત્તર તરફથી પેસવાની તે સળંગ સડક આવેલી છે. જેની બંને બાજુએ ઉપર એલમ'ના ઉંચા ઝાડોની કતારો આવેલી છે. આ ઝાડો ઈ. સ. ૧૬૮૪માં રોપવામાં આવ્યા હતા જે દેશભરમાં ઉચ્ચ ગણાય છે. એ મેદાનનો ઘેરાવો ચૌદ એકરનો છે અને ટેકરીઓ ઉપર જવાની બધાને ઈજાજત હોય છે. કિલ્લાનો એક વિભાગ ખાસ દાવતો માટે મુકર્રર છે જેમાં અઢીસો મહેમાનો માટે સગવડ છે.' એ ઉપરાંત પચાસ બીજા કુટુંબો જુદા જુદા મહેલોમાં ઉતારો રાખી શકે છે. શહેનશાહ શહેનશાહ બાનુ સાથે વસવાટ કરતા હોય તો પણ એમાં એક વિસ્તાર, ખાસ ગીર્જાઓ અને મઠો માટે ખાસ છે. જે 'સેન્ટ જેમ્સ એપલ' કહેવાય છે. એની આસપાસ પાદરીઓનો પૂરો કાફલો વસવાટ કરે છે. ગીર્જાઓ પણ ઈંગ્લેંડમાં મશહૂર છે. હાલમાં 'વિન્ડસર કેસલ' કિલ્લો નથી રહ્યો અને ચારસો વર્ષના શાહી વસવાટના કારણે એક મહેલજ ગણી શકાય શાહી ખાનદાનના ખાસ માણસો એમાં વસવાટ કરે છે. જ્યારે મશહૂર 'સ્કોટરેસ' થવા પામે છે ત્યારે મોટી સંખ્યામાં લોકો હાજર થઈ પુરાણી ભવ્યતાનો સુંદર લ્હાવો લૂટે છે.

'હેમ્પટન કોર્ટ' ઈંગ્લેંડમાં સુંદરમાં સુંદર છે. એના મેદાનો અને ગેલેરીઓમાં સાધારણ માણસો એકઠા થઈ ચમકદાર હોજોને જોઈ ખુશ થાય છે. જેવી રીતે આગલા શહેનશાહો સાધારણ રીતે પોતાના હજુરીઓ સાથે એમાં ટહેલ કરતા તેવીજ રીતે હાલમાં પણ ખાસ માણસો ટહેલ મારતા નઝરે પડે છે. એ મહેલ પેહલાં એક હોસ્પીટલ તરીકે ઉપયોગમાં લેવાતો. એ પછી મુલ્કી વઝીર કાર્ડીનલ વિલ્ઝે એનો કબજો લીધો અને તે વખતના સમકાલીન એશ પસંદ અને રસીયા રાજા સાતમા હેન્રી કરતાં પણ વધું ઠાઠમાઠથી રહેવા લાગ્યો. જ્યારે વિલ્ઝની સત્તાનો અંત આવ્યો ત્યારે સાતમા હેન્રીએ એનો કબજો લઈ ફેરફારો કરી તે વખતના પ્રચલિત શાહિ સામાનથી સજાવ્યો. 'હેમ્પટન કોર્ટ'માં પાંચસો ખાનદાનો અને શાહી નોકરો કાયમી રહેઠાણ રાખતા. એમાં બસો એકવીસ મહેમાનોની પૂરતી સગવડ હતી.' હેન્રી એમાંજ વસવાટ કરી, એની રાણીઓ કેથેરાઈન, પાર અને એન ઓફ

ફીલીપ્સ અને તે પછીની બેગમો સાથે રહેવા લાગ્યો. સ્પેનના રાજા ફીલીપ અને તેની રાણી મેરીએ પોતાની પહેલી મધુ રજની અહિંજ ગુજારી હતી. મહારાણી ઇલીઝાબેથ અહિં આવ્યા કરતી. અને ખાસ પ્રસંગો, ઉત્સવ વખતે અહિં નાટકો અને ડ્રામાઓ એની હાજરીમાં ભજવાતા એની પ્રશંસા અને ઉત્તેજન મેળવતા, કારણ કે અંગ્રેજી નાટયકારોમાં ઇલીઝાબેથ ઘણો રસ લેતી. ઇ. સ. ૧૭૬૦મા જ્યોર્જ ત્રીજાના સમયથી એ મહેલ નથી રહ્યો અત્યારે એ મહેલોમાં પચાસ ખંડોના મેઝ છે જેમા દેશપ્રેમી નેતાઓની વિધવાઓ વસવાટ કરતી સાધારણ વર્ગ એની પાર તહેવારે મોજ માણવા એને સન્માન આપે છે કારણ કે એ લંડન શહેરથી ઘણોજ નજદીક છે ઇંગ્લેંડની સફર કરનારાઓને એ કાળા વિભાગમાં આવા ભવ્ય મહેલો ભાગ્યેજ જોવા મળે છે

'કેન્સીંગ્ટન' જો કે મહેલ કહેવાય છે, છતાં એને કોટજ ગણી શકાય હાઇડ પાર્કનું હરિયાળું મેદાન એની લગોલગ છે એમાંના 'એલન'ના ઉંચા ઝાડો અને બીજા આસપાસના મકાનોથી છુપાવી દે છે. એનાથી એનું ગ્રામ્ય વાતાવરણ ઓર વધી જાય છે. શહેનશાહ પોતાના બાનુ અને રાજકુવરીઓ સાથે કાયમી વસવાટ નથી કરતા છતાં પણ મહારાણી વિક્ટોરીયા અહિંજ પેદા થઈ એનું બાળપણ પણ અહિં વિત્યું. પોતાના સંબંધીઓ અને ભાવી ભરથાર આલ્બર્ટના નયન બાણ પણ અહિંજ લાગ્યા હતા. એમોંજ કેન્ટરબરીના આર્ક બીશપ એ એક વર્ષ પહેલાં એનો અઢાર વર્ષની ઉંમરે રાજ્યાભિષેક કર્યો. એ કારણથી વખતો વખત ઉમરાવોને એ વાપરવા દેવામાં આવે છે. એનાથી મહત્વની બીના એ છે કે વર્ષો વિત્યે એને મશહૂર હાઇડ પાર્કમાં શામિલ કરી લેવાયો.

લંડનથી દૂર આવેલા નોર્ફોકના ગ્રામ્ય વિસ્તારમાં 'કેન્સીંગ્ટન હાઉસ' છે, જે ઘણો સુંદર છે. એને મહારાજા સાતમા એડવર્ડે ઇ સ ૧૮૬૧માં ખરીદ કર્યો. એની જમીનનો ઘેરાવો સાત હજાર એકરનો છે જેની અંદર બસો એકરના બાગનો પણ સમાવેશ થાય છે.

'બાલ્મોરલ' અને 'હોલી રોડ' સ્કોટલેંડના પુરાણા મહેલો છે. 'બાલ્મોરલ' પત્થરનો બનેલો કિલ્લો છે એની ઢબ સ્કોટલેંડના ઉમરાવોની ઇમારતો જેવી છે. એમાં એક ઉંચો મિનાર પણ છે.

'હોલી રોડ'નો વિસ્તાર શાહી મહેલોમાં અનોખો છે જ્યારે તમે પુરાણા એડીનબરો શહેરની મધ્યકાલીન વાંકીચુકી ગલીઓમાંથી પસાર થઇ શહેર બહાર નીકળશો તો એક અજોડ દ્રશ્ય જોવા મળશે. જો કે અહીં ગરમીની મોસમમાં શહેનશાહ તેમનાં કુટુંબ સાથે વસવાટ કરે છે પણ અહીં શાહી દરબાર ભરાતો નથી. મહેલ ઘણો પુરાનો હોવાને લઇને એની સાથે જાતજાતની દંતકથાઓ સંકળાયલી છે. એના એક ખંડમાં નાયાબ તસ્વીરો છે અને ઇતિહાસ લેખનની શરૂઆતથી થયેલા રાજાઓની કોઇ ઠેકાણે જોવા નહિં મળે એવી તસ્વીરો છે. એના એક ખુણામાં રાજા બ્રુસ (કરોડીયાની શોહરતવાળો)ની ખોપરીનો એક ભાગ સુંદર પેટીમાં મુકવામાં આવ્યો છે. એમાં ઘણા જશનો અને ઉત્સવો અસલથીજ ઉજવાયા હતા. (સંપુર્ણ)

# શોક સમાચાર

'કારવાં'ના લેખક શ્રીયુત યા. સ. અગ્નિહોત્રીના પત્નિ બહેન પ્રેરણદેવીનું સુવાવડમાં અકાળે તા. ૨૭-૧૧-૪૫ના રોજ અવસાન થયું છે.

—મેનેજર

▲ રિફાઈ-સાબેરી.

# ગરીબોની હજ

જુમ્આનો દહાડો કેવા મર્તબાવાળો છે અને એ દિવસે શું શું કરવું જોઇએ વગેરે માટે જનાબ હઝરત રસૂલે ખુદા (સલ૦)એ જે જે ફરમાવ્યું છે કેઃ—

(૧) જુમ્આનો દહાડો ઇદનો દહાડો છે. (૨) ખુદાપાકે એ દિવસને ખાસ મુસલમાનો માટે બરકતોથી ભરપૂર કર્યો છે. (૩) બીજા દહાડાઓ કરતાં જુમ્આનો દહાડો ખુદાપાકની નજદીક તેમજ ઇદ તથા બકરીઈદથી અફઝલ અને બેહતર છે (ઇબ્ને માજાહ્). (૪) જુમ્આનો દહાડો સવાબની બાબતમાં ગરીબો માટે હજના દહાડા જેવો છે એટલે હજના જેટલો સવાબ ખુદાપાક ગરીબોને એ દહાડે આપે છે. (જામએ સગીર). (૫) તમારે માટે દરેક જુમ્આએ હજ અને ઉમરાનો સવાબ છે એટલે જુમ્આની નમાઝ માટે જવું હજનો સવાબ અને જુમ્આ પછી અસરનો ઇન્તેઝાર કરવો એ ઉમરાનો સવાબ છે (બેહકી). (૬) દોઝખ (જહન્નમ)ને દરરોજ બપોરના વખતે તેઝ કરવામાં આવે છે પણ જુમ્આને દહાડે તેને ન તો તેઝ કરવામાં આવે છે અને ન તો દોઝખના દરવાજા ખોલવામાં આવે છે (અબૂ દાઉદ). (૭) જુમ્આનો દહાડો અર્ફા (હજ)ના દહાડા જેવો છે. એ દહાડે આસ્માનના દરવાજા ખોલવામાં આવે છે. એ દિવસમાં એક ઘડી (વખત) એવી આવે છે કે તે વખતની દુઆ ખુદાપાક કબુલ કરે છે (ઇબ્ને મંઝર). (૮) જુમ્આની રાત અને દહાડો મળી ૨૪ કલાકમાં ૬૦૦ દોઝખીઓને દોઝખથી નજાત આપવામાં આવે છે. અને દરેક દરેક ઘડી અને પળ એવી બરકતવાળી છે કે જે દુઆ માંગવામાં આવે છે તે કબુલ થાય છે અને તે દુઆની બરકતથી ૬૦૦ દોઝખીઓને ખુદાપાક નજાત આપે છે (તબ્રાની). (૯) અર્ફાનો દિવસ બધા દિવસો કરતાં અફઝલ (શ્રેષ્ઠ) છે અને જો જુમ્આનો દહાડે અર્ફાનો (હજ)નો દહાડો હોય તો સીત્તેર હજનો સવાબ મળે છે (રઝીન). (૧૦) જુમ્આ બધા દિવસોનો સરદાર છે. હઝરત આદમ (અ૦ સ૦) એજ દિવસે પૈદા થયા હતા, એજ દિવસે જન્નતમાં દાખલ થયા હતા, જન્નતથી એજ દિવસે જુદા કરવામાં આવ્યા હતા, તેવણ (અ૦ સ૦)ની તૌબા (દુઆ) એજ દિવસે કબુલ થઇ હતી. કયામત પણ એજ દિવસે થશે. દરેક ચોપગા જાનવર કયામતના ખૌફથી એજ દિવસે સવારથી સાંજ સુધી ચીખ મારે છે, ખુદાપાકની નઝદીક રહેનારા ફરિશ્તાઓ-જમીન, આસ્માન, હવા, પહાડો અને દરીયાઓ કયામતના ખ્યાલથી એજ દિવસે ખૌફ કરે છે (હાકિમ). (૧૧) જન્નતીઓને દરેક જુમ્આને દહાડે ખુદાપાકના અમુક પ્રમાણમાં દીદાર કરવા માટે બોલાવવામાં આવશે અને તેઓ અમુક પ્રમાણમાં દીદાર કરશે અને તેઓને ખુદાપાકનો અર્શ જન્નતમાં દેખાડવામાં આવશે અને તેઓને બેસવા માટે મોતી યાકુત, સોના, ચાંદી અને નૂરના મિમ્બરો બનાવવામાં આવશે અને તેઓમાં જે કમતી અમલવાળા હશે તેઓને બેસવા માટે મુશ્ક અને કાફુરના ચબુતરા બનાવવામાં આવશે એમ છતાં પણ ચબુતરા ઉપર બેસવાવાળા મઝકુર મિમ્બરો ઉપર બેસવાવાળાઓને પોતાથી ઉંચા સમજશે નહીં (અબૂ હુરૈરાહ). (૧૨) જુમ્આને દિવસે ફરિશ્તાઓ મસ્જિદના દરવાજા પર ઉભા રહે છે અને મસ્જિદમાં નમાઝ માટે આવનારાઓના નામો અનુક્રમવાર લખે છે. સૌથી પહેલાં આવનારને ખુદાપાકની રાહમાં એક ઊંટ કુરબાન કરવા જેટલો સવાબ મળે છે, તેના પછી આવનારને એક ગાય, તેના પછી આવનારને એક બકરા અને તેના પછી આવનારને એક મરઘી

જુમ્હ કરવા જેટલો સવાબ મળે છે એઓ પછી આવનારા બધાઓને એક એક બેદ્ (ઈંડું) ખેરાત કરવા જેટલો સવાબ મળે છે. અને જ્યારે ઇમામ ખુત્બો પઢવો શરૂ કરે છે ત્યારે પેલા ફરિશ્તાઓ પોતાના દફતરો બંધ કરી ખુત્બો સાંભળવામાં મશગૂલ થઇ જાય છે. આ ઉપરથી સમજાય છે કે ખુત્બો શરૂ થવા પહેલાં આવનારાઓને ઉપર મુજબ સવાબ મળે છે. (શૈખૈન) (૧૩) જે માણસ જુમ્આની રાત્રે અથવા જુમ્આને દહાડે મરી જશે તે માણસ કબરના અઝાબથી મહફુઝ રહેશે (અનસ.) (૧૩ B) જુમ્આને દહાડે મિસ્વાક (દાતણ) કરવું લાઝિમ (જરૂરી) છે. (૧૪) જે માણસ જુમ્આને દહાડે ગુસલ કરી અઝાન થવા પહેલાં પગે ચાલી મસ્જિદમાં જઇ ઇમામની નજદીક બેસશે અને કોઇ સાથે નકામી વાતો કરશે નહીં તો તે માણસ જેટલા કદમ ચાલ્યો હશે તે દરેક કદમના બદલામાં એક એક વરસની નમાઝ અને રોઝાનો સવાબ તેને મળશે (અહમદ). (૧૫) જે માણસ જુમ્આને દહાડે ગુસલ કરે છે તેના ગુન્હા અને ભૂલો માફ કરી દેવામાં આવે છે; અને જ્યારે તે જુમ્આની નમાઝ માટે ચાલવું શરૂ કરે છે ત્યારે તેના દરેક કદમના બદલામાં વીસ વીસ નેકીઓ તેને માટે લખવામાં આવે છે અને જ્યારે તે નમાઝ પઢી ઘરે પાછો આવે છે ત્યારે તેને બસો વરસની નફીલ ઇબાદતનો સવાબ આપવામાં આવે છે (તબ્રાની). (૧૬) જુમ્આને દહાડે જે અનુક્રમે મસ્જિદમાં જશે તેજ અનુક્રમ પ્રમાણે કયામતને દહાડે ખુદાપાકના અર્શની નઝદીક બેસશે (ઇબ્ને માજાહ). (૧૭) જે માણસ સારી રીતે કામિલ વઝૂ કરી જુમ્આની નમાઝ પઢવા આવશે અને ચુપચાપ બેસી ખુત્બો સાંભળશે તો તેના તે જુમ્આથી બીજી આવતી જુમ્આ સુધીના અને એ ઉપરાંત બીજા વધારાના ત્રણ દિવસના બધા સગીરા (નાના, નાના) ગુન્હાઓ માફ કરી દેવામાં આવશે (મુસ્લિમ). (૧૮) જે માણસ જુમ્આને દહાડે ગુસલ કરે અને તેની પાસે જે કપડાં હોય તેમાંથી સારાં કપડાં પહેરે અને કોઇ ખુશબૂ (દેશી અત્તર) જો તે તેની પાસે ન હોય તો પોતાની ઔરત પાસેથી લઇ લગાડીને જુમ્આ પઢવા આવશે અને જ્યાં જગ્યા મળે ત્યાંજ બેસશે એટલે કે ત્યાં બેઠેલાઓની ગરદનો–માથા ઉપરથી ફલાંગો મારી ઓળંગીને આગળ જઈ બેસશે નહીં તેમજ તેના નસીબમાં ખુદાપાકે જે નમાઝ વગેરે લખી હોય તે પઢશે અને ઇમામના ફારેગ થતાં સુધી ચુપચાપ રહેશે તો આ નમાઝ બીજી આવતી જુમ્આ સુધી તેના ગુન્હાઓનો કફ્ફારો થશે (અબૂ દાઉદ). **(૧૯) જે માણસ જુમ્આને દહાડે મસ્જિદમાં બેઠેલાઓ ઉપરથી ફલાંગો મારી તેઓને ઓળંગી આગળ જઈ બેસશે તો ખુદાપાક તે માણસથી દોઝખનો પુલ બનાવશે (તિર્મિઝી).** (૨૦) જે માણસ જુમ્આની રાત્રે પોતાની ઔરત સાથે હમબીસ્તર (જો કોઇ ખાસ અને શરઈ ઉઝર ન હોય તો) થશે તો તેને બે ગુસલનો, એક પોતાના અને બીજો તેની ઔરતના ગુસલનો સવાબ મળશે (બેહકી). (૨૧) જો કોઇ ખાસ ઉઝર ન હોય અને તમારી માલી હાલત સારી હોય તો જુમ્આની નમાઝ માટે એ જોડી કપડાં વધારે બનાવી લે અને તેને ખાસ જુમ્આનેજ દહાડે પહેરો. (અબૂ દાઉદ). (૨૨) ખુદાપાક અને તેના ફરિશ્તાઓ તે લોકો કે જેઓ અમામા (પાઘડી-ફેંટા) બાંધી જુમ્આની નમાઝ પઢે છે તેઓ ઉપર રહમત નાઝિલ કરે છે (કબીર). (૨૩) જે માણસ જુમ્આને દહાડે નખ કાપશે અથવા કપાવશે તેના બદનની બિમારીઓ ખુદાપાક દૂર કરી તેને તંદુરસ્તી અતા કરશે (સઇદ બિન અહમદ મન્સુર). (૨૪) જે માણસ જુમ્આને દિવસે પોતાના

માબાપ અગર તેમાંથી જે કોઈ મરી ગયું હોય તેની કબરની ઝીયારત કરશે તો તેને બખ્શી દેવામાં આવશે અને તેનું નામ નેકી કરવાવાળાઓમાં લખવામાં આવશે (અહીં ઝીયારતની એ મતલબ છે કે કબર પર જઇ ફાતેહા દરૂદ વગેરે પઢી તેનો સવાબ માબાપ તેમજ ત્યાં દફન થએલાઓને બખ્શી દેવો) (તબ્રાની) (૨૫) જુમ્આને દિવસે સદકો (ખૈરાત) દેવાથી બીજા દિવસોમાં દેવા કરતાં બેવડો (ડબલ) સવાબ મળે છે (ઇબ્ને અબી શૈબાહ). (૨૬) જુમ્આને દહાડે મસ્જિદને ખુશબોદાર બનાવ્યા કરો (ઇબ્ને માજાહ). (૨૭) જુમ્આની રાત્રે અને જુમ્આને દિવસે મારી ઉપર કસરતથી દરૂદ પઢો, જે માણુસ મારી ઉપર વધારે દરૂદ મોકલશે તે મારી બાજુ નજદીક હશે અને કયામતને દિવસે હું તેનો ગવાહ અને ઝરીઅ થઇશ, અને કયામતમાં તેના મોઢાં ઉપર નૂર હશે, અને તેની એકસો હાજતો જેમાં સીત્તેર આખિરતની અને ત્રીસ દુન્યાની હશે તે પુરી થશે (અનસ). (૨૭B) જુમ્આને દિવસે એકસો વખત દરૂદ શરીફ પઢનારના એંસી વરસના ગુન્હા માફ થાય છે. (શાફેઇ). (૨૮) જે માણુસ જુમ્આને દહાડે મારી ઉપર એક હજાર વખત દરૂદ શરીફ મોકલશે તે માણુસ મરવા પહેલાં તેની જગ્યા જન્નતમાં જોશે. (૨૯) જે માણુસ બુધ, જુમેરાત અને જુમ્આ એમ ત્રણ દિવસ રોઝા રાખે અને તાકત મુજબ જુમ્આને દહાડે સદકો આપે તો તેના બધા ગુન્હા બખ્શી દેવામાં આવશે અને તે એવો પાક થઇ જશે કે જાણે હમણાંજ પોતાની માના પેટથી પૈદા થયો છે અને તેને માટે જન્નતમાં મોતી, યાકુત અને ઝમર્રદનો મહેલ બનાવવામાં આવશે અને એ ઉપરાંત દોઝખથી તેને નજાત મળશે (તબ્રાની). (૩૦) જે માણુસ જુમ્આને દહાડે મસ્જિદમાં ચાર રકાત નફીલ પઢશે જેની દરેક રકાતમાં પુરી સુરએ ફાતેહા (અલ્હમ્દ શરીફ) એક વખત અને તેની સાથે પુરી સુરએ ઇખ્લાસ (કુલ્હો વલ્લાહો અહદ) પચાસ વખત મેળવીને પઢશે તો મરવા પહેલાં પોતાની જગ્યા જન્નતમાં જોશે અથવા તો બીજા માણુસને તેની જગ્યા દેખાડવામાં આવશે (દારેકુત્ની). (૩૧) જે માણુસ જુમ્આને દહાડે આ દુઆ

**લાઇલાહા ઇલ્લા અંતા યા હન્નાનો યા મન્નાનો યા બદીઉસ્સમાવાતે વલ્અર્દે યા ઝુલ્જલાલે વલ્ઇકરામે.**

પઢશે અને જે દુઆ માંગશે તે કબુલ થશે (જાબિર). (૩૨) જે માણુસ બુધ જુમેરાત અને જુમ્આના રોઝા રાખે અને જુમ્આની નમાઝના સલામ ફેરવ્યા પછી અલ્હમ્દ શરીફ પુરી સુરા અગીઆર વખત અને કુલ્હોવલ્લાહો અહદ પુરી સુરા અગીઆર વખત પઢી બંને હાથ ઉઠાવી આ દુઆઃ—

**અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા બેઇસ્મેકલ અલ્લીયીલ આઅલલ આઅલલ આઅલલ અઅઝિઝલ અઅઝિઝલ અઅઝિઝલ અકરમિલ અકરમે લાઇલાહા ઇલ્લલ્લાહુલ અજલ્લુલ અઝીમુલ આઅઝમ.**

એક વખત પઢી ખુદાપાકથી જે કંઇ માંગશે તે તેને તુરત અથવા અમુક મુદતમાં આપવામાં આવશે. પણ તમો માંગવામાં (દુઆ• કરવામાં) ઉતાવળ કરો છો. (ઇબ્ને સની). (૩૩) જે માણુસ જુમ્આની રાત્રે ગુસલ કરે અને બે રકાત નફીલ પઢે જેની દરેક રકાતમાં **સૂરએ ફાતેહા** એક વખત અને **સૂરએ ઇખ્લાસ** ૫૦૦ વખત પઢશે તો તે માણુસ જનાબ હઝરત રસૂલે ખુદા (સલ•)ને ખ્વાબમાં જોશે (ઝોહરી, ઇબ્ને અસાકિર). (૩૪) હઝરત મકહૂલ (રદી•)થી

રિવાયત છે કેઃ-જે માણસ જુમ્આની નમાઝ પછી કોઈની સાથે કંઇ પણ વાતચીત કરવા પહેલાં **સૂરએ ઇખ્લાસ, સૂરએ ફલક અને સૂરએ નાસ** દરેક સાત સાત વખત પઢશે તો બીજી આવતી જુમ્આ સુધી એ તેના ગુન્હાના કફ્ફારો થશે અને પઢનાર માઅસૂમ (બેગુન્હા) રહેશે. (૩૫) જે માણસ સુસ્તીને લીધે જાણી જોઈ એક પછી એક એમ ત્રણ જુમ્આની નમાઝ છોડી દેશે તેના દિલ ઉપર ખુદાપાક ગફલતની મોહોર લગાવી દેશે (અબૂ દાઉદ-તિર્મિઝી). (૩૬) જે માણસ ખાસ જરૂરત અને શરીઅત મુજબના ઉઝર (સબબ) વગર જુમ્આની નમાઝ છોડી દેશે તેનું નામ તેના નામએ આઅમાલમાં કે જેમાં ફેરફાર થતો નથી તેમાં "મુનાફિક" લખવામાં આવશે (શાફેઇ). (૩૭) મેં ઇરાદો કર્યો છે કે મારે બદલે બીજા કોઇને નમાઝ પઢાવવા માટે હુકમ કરૂં અને પછી જઇને તે લોકો કે જેઓ જુમ્આની નમાઝ પઢતા નથી તેઓના મકાનોને સળગાવી દઉં. (મુસ્લિમ). (૩૮) જે માણસ જુમ્આની રાત્રે સૂરએ **"હામ્મીમ દુખાન"** પઢશે તેની બખ્શીશ માટે સીત્તેર હજાર ફરિસ્તાઓ દુઆ માંગશે અને તેને બખ્શી દેવામાં આવશે (તિર્મિઝી). (૩૯) જે માણસ જુમ્આને દહાડે સૂરએ કહફ પઢશે તો બીજી આવતી જુમ્આ સુધી તે તેના ગુન્હાઓનો કફ્ફારો થશે. તેનું નૂર બૈતુલ અતીક સુધી પહોંચશે, તેના કદમથી કયામત સુધી જમીનથી આસ્માન સુધી નૂર ફેલાશે અને તે દજ્જાલથી મહફૂઝ રહેશે. (હઝરત સઇદ-ખાદિલ-ઇબ્ને ઉમર અને હઝરત અલી (રીદવા) (૪૦) હઝરત બર્રાઅ (રદી૦) ફરમાવે છે કેઃ-હુઝૂર (સલ૦)ના ઝમાનામાં એક સહાબી (રદી૦) જેઓ સૂરએ કહફ પઢ્યા કરતા હતા તેઓ આવ્યા અને અરઝ કરી કે "મારો ઘોડો કંઈ પણ ઉઝર વગર ઝમીન ઉપર પગ મારવા લાગ્યો જેથી મેં માથું ઉંચું કરીને જોયું તો અભ્રને જેવી કંઈ ચીજ પાસે છે." ત્યારે હુઝૂરે (સલ૦) ફરમાવ્યું કેઃ-એ (સકીનાહ) અભ્રે રહમત છે કે જે કુર્આન પર નાઝિલ થાય છે. (તિર્મિઝી).

એક રિવાયત એમ પણ છે કેઃ-સૂરએ કહફ જુમ્આના ખુત્બાની પહેલાં પઢવી.

જુમ્આની નમાઝ પછી પણ સૂરએ કહફ દરદ શરીફ વગેરે પઢી શકાય છે. કંઈ પણ વાંધો નથી, મતલબ એ છે કે જુમ્આને દહાડે સવારથી મગરેબ સુધીમાં કોઈ પણ વખતે પઢી શકાય છે. જુમેરાતની મગરેબથી જુમ્આની મગરેબ સુધી ૨૪ કલાક જુમ્આના દહાડા તરીકે ગણવામાં આવે છે.

( અપૂર્ણ )

## સ્વીકાર-સમાલોચના

**બે ઘડી મૌજ**-એડિટરઃ 'શયદા', કિંમત રૂા. રાા. મુંબઇ. દિપાવળી ખાસ અંક મળ્યો છે. જેમાં રા. મસ્તફકીર, રા. બેકાર, રા. રામુ ઠક્કર, રા. નસીમ, રા. મધુકર રાંદેરીઆ વિગેરેના લેખો અને કાવ્યોથી અંક સુશોભિત થયો છે. અમે એમના સાહસને ફત્તેહ ઇચ્છીએ છીએ.

**ચાંદની-એ-ઈસ્લામઃ**-તંત્રી-નુરન્નીસા શરીફ કિં. રૂા. ૧) વાંદરા-મુબઇનો ઇદ અંક મળ્યો છે. જેમાં મીસીસ શીરીન, ઝયનબ મૌલ્વી, બહેન સફીયા, મીસીસ ઝોહરા, વિ. બહેનોના લેખોથી અંક સમૃદ્ધ થયો છે. સ્ત્રી સમાજને લગતા ઘણા લેખોથી અંક વધુ દીપી ઉઠે છે. અમે તેમની સફળતા ઇચ્છીએ.છીએ.

—'T'

# સુપ્રસિદ્ધ કવિ 'કિસ્મત'ની શાદીનો સમારંભ

ગુજરાતભરમાં ખ્યાતિ પામેલા ભાવનગરના કવિ-ગઝલકાર જ. 'કિસ્મત' સા.ની શાદી-ખાના આબાદી તા. ૧-૧૨-૪૫ના રોજ ઉજવાઇ હતી. શબગસ્તમાં શહેરના નામાંકિત આગેવાનો અને જુદી જુદી મુસ્લિમ સંસ્થાઓના કાર્યકર્તાઓએ પોતાની હાજરી આપી હતી. કવિ શ્રી 'કિસ્મત'ના પિતાજી ચાંદભાઇ કુરૈશી આ રાજ્યના એક મહાલના થાણેદાર હોઇ, એમના પરિચીતોની હાજરી પણ ધ્યાન ખેંચતી હતી. લગ્નની ક્રિયાઓ થઇ ગયા પછી ગઝલ-સભા, ભાવનગર તરફથી શુભાશિષની પત્રિકા વહેંચવામાં આવી હતી. હાજર રહેલા કવિ મિત્રોએ પોતાની કૃતિઓ પોતપોતાની રીતે રજુ કરી પ્રશંસા મેળવી હતી. તેમાંથી ચૂંટી કાઢેલ કંડિકાઓ અત્રે આપવામાં આવે છેઃ—

સફળતા ઇચ્છવા જેવું રહે છે ક્યાં પછી બાકી?
સફળતા ખુદબખુદ આવીને હો વરનાર શાદીની.
ચહું છું એટલું તુજથી ખુદાવંદા! સફળ કરજે,
યુગલ નવલી સફર જે આજ આદરનાર શાદીની.

### 'ચમકાર'

શાદી આ નિરખી 'ઉમર'ની આજ સૌ,
હર્ષથી સ્નેહીજનો હરખાય છે.
વાહ 'કિસ્મત' મુખને ચુમન કરી,
ફૂલ સેહરાનાં પ્રફુલ્લિત થાય છે.

### 'બેબસ'

બાંધા જબકે સરે નૌશાહે 'ઉમર' પર સેહરા,
છાએ બાદલ તો મસર્રતકી ઘટાએં આઇ.
મેંહકતી હસતી હુઇ ચૂમતે રૂએ 'કિસ્મત',
સાથ કલિયોંકે ભી ફૂલોંકી કબાએં આઇ.

### 'ખલીલ'

ઉછળે શાદીના સાગરમાં ખુશીના મોજાં,
કેવો લ્હેરાય છે નૌશાહના મુખ પર સેહરો.
દુલ્હા-દુલ્હનની જીવન-નાવને તરવા કાજે,
આજ ખુદ થઇ ગયો ઉલ્લાસ સમંદર સેહરો.

### 'રોશન'

સેહરો જાણે યા ફૂલો જાણે યા અલ્લાહ જાણે,
કેટલો આજના દિન માટે ગૂંથ્યો છે સેહરો.
ચાંદ સુત-મુખ અને ફૂલોની મહક, શું કહેવું!
કે નવા રંગે, નવા ઢંગે ખીલ્યો છે સેહરો.

### 'આસિફ'

ઝિંદગીના પંથમાં તારા સદા,
સંપ હો, ઇખ્લાસ હો ને હો પ્રભુ.
જે વિનયથી તું યુવા પંથે ચાલે,
એ વિનયથી ગાળજે પરિચિત સમય.

### 'નિશાત'

નિજનો એક પળમાં કરી લે છે પ્રશંસા સેહરો,
નિરખી લે, છે જ્યાં નિરખનાર અચાનક સેહરો,
'ચાંદભાઇ'ને બધા મિત્રો કહે છે દિલથી,
તમને ફરઝંદ 'ઉમર'નો હો મુબારક સેહરો.

### 'બિસ્મિલ'

સુખી સંસાર હો શાદી મુબારક,
પરસ્પર પ્યાર હો શાદી મુબારક;
પુરા અરમાન હો ઉરનાં - ઉભયનાં,
જીવન જયકાર હો શાદી મુબારક.




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

સવાલ-મુહર્રમનો મહીનો આવે તો મુસલમાનોએ શું કરવું જોઇએ એની ફઝીલતથી અમને વાકેફ કરશો. આપની વાઅઝ ગયા વર્ષે થએલી અને મસઅલો બતાવેલો જેથી ઘણા મુસલમાનોએ તાઝીયાદારી બંધ કરી છે, અને વરસોનો રીવાજ તજી દીધો છે

જવાબ-હદીસ શરીફમાં આવ્યું કે માહે મુહર્રમમાં રમઝાન માસના ફર્ઝ રોઝા પછી નફિલ રોઝા સર્વથી અફઝલ અને બેહતર છે. મ્હોટી બુઝુર્ગીવાળો મહીનો છે. વળી ઈસ્લામી મહીનાઓમાંનો પહેલો મહીનો છે. પહેલા દાયકા (દસ દીવસ)ની વધુ ફઝીલત છે. દસમી તારીખ (આશરહ)ની મ્હોટી બુઝુર્ગી હદીસ શ૦માં વર્ણવવામાં આવી છે. રમઝાન માસના રોઝા ફર્ઝ થયા પહેલાં આશૂરહનો રોઝો ફર્ઝ હતો. રમઝાનની ફર્ઝીય્યતથી એની ફર્ઝીય્યત મન્સૂખ થઈ છે. પરંતુ એ દીને રોઝો રાખવો મુસ્તહબ અને મ્હોટો સવાબ છે. હઝરત રસૂલે ખુદા સલ૦ હંમેશાં આશૂરહનો રોઝો રાખતા હતા અને લોકોને પણ રગબત અપાવતા હતા. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદી૦થી રિવાયત છે કે આપે સલ૦ ફરમાવ્યું કે આશૂરહના દીવસે એહલે કિતાબ પણ રોઝો રાખે છે. માટે એમનાથી મલતાપણું ન થાય એ કારણસર આઈંદા વર્ષે બે દીવસ રોઝો રાખીશ. પણ હઝરત સલ૦ની હયાતી આવતા વર્ષ સુધી રહી નહીં એ ઉપરથી આલિમો લખે છે કે તા. ૯-૧૦ અથવા તા. ૧૦-૧૧ બે દીવસ રોઝા રાખવા બેહતર છે. આશૂરહના દીવસે પોતાના બાળબચ્ચાંઓ પર ખાવા પીવામાં વધારો કરવો બરકતનું કારણ છે. કુર્આન પાક તથા દરૂદ શરીફની કસરતથી તિલાવત કરે. ઇસ્તીગફાર તથા તૌબહ અસ્તાગના દરબારમાં ખૂબ કરે. આ માસમાં એક કૌમની તૌબહ ખુદા તઆલાએ કબૂલ ફરમાવી છે અને બીજાઓની પણ કબૂલ કરશે. આ મુબારક માસમાં પોતાની હેસીયત પ્રમાણે ખૈરાત કરે. ગરીબો મિસ્કીનોને ખવડાવે, સારા ખૂબીભર્યા કામો કરે અને બુરાઇઓ તથા બદકારીઓથી બચે.

સવાલ-મુહર્રમના મહીનામાં મુસલમાન ભાઇઓ રંગ છાંટે છે, કલંદર બને છે, કફની પહેરી નાચે કૂદે છે, હિંદુઓના તહેવારની માફક ધીંસ કાઢે છે, કોઈ ઘોડા પર તો કોઈ પાડા પર બેસી ખેલ કરે છે, તો એ લોકોને રોકવું જોઇએ કે નહીં?

જવાબ-કુર્આન પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે તમો બેહતર ઉમ્મત છો. લોકોની હિદાયત માટે પેદા કરવામાં આવ્યા છો. તમારી ડયુટી તો એ છે કે સારા કામોનો ઓર્ડર કરો અને નઠારા કામોથી લોકોને રોકો. હદીસ શ૦માં છે કે હઝરતે સલ૦ ફરમાવ્યું કે તમો શરીઅતના ખિલાફ કામ જુઓ તો હાથથી રોકો, એ તાકત ન હોય તો મ્હોંઢાથી રોકો, એ પણ શક્તિ ન હોય તો દિલથી બુરૂં સમજો. હવે કેટલી અફસોસની વાત છે કે સુન્ની મુસલમાનો જેઓ ઈસ્લામ અને એહલે બૈતના શૈદાઈ કહેવાય તેઓ આવા નઠારા કામો કરી શૈતાન મર્દૂદને ખુશ કરે, અને હઝરત એહલે બૈત રદી૦ને નારાઝ કરે. એવા લોકોએ તૌબહ કરવી ઝરૂરી છે ને નહિતર કિયામતના દીવસે સુર્ખરૂઇ હાસિલ થશે નહીં. બલ્કે ખુદાના ગઝબના મુસ્તહક બનશે.

સવાલ-સદકો આપવા માટે કાળા રંગનો બકરો લેવો અને તેના ઉપર હાથ ફેરવવો જરૂરી છે? શું એમ કરવાથી સદકો અદા થાય છે?

જવાબ-કાળા રંગનો બકરો સદકો કરવો અને તેના ઉપર હાથ ફેરવવો અથવા તેને જોવું ઝરૂરી નથી. એ તો નકામો રિવાજ છે. મનમાં સદકાની નિય્યત કરી લેવી કાફી છે. કોઈ પણ રંગનો હોય. બકરાને ખુદાના નામ પર ઝુબ્હ કરી તેનું ગોશ્ત ગરીબોને વહેંચી આપે. માલદારોએ ખાવું દુરસ્ત નથી.

**સવાલ**-સદકામાં પૈસા ગરીબોને વહેંચી આપવા જાઈઝ છે કે નહિ?

**જવાબ**-રોકડ નાણા પણ સદકામાં આપવા દુરસ્ત છે. કંઈ વાંધો નથી.

**સવાલ**-મુહર્રમ માસમાં તાઝીયા બનાવવા, તેમાં પૈસા આપવા અને તાઝીયા જોવા જવું, તાઝીયા પર નઝરો નિયાઝ ચઢાવવી શરીઅતમાં જાઇઝ છે?

**જવાબ**-તાઝીયા બનાવવા તથા તેમાં પૈસાથી મદદ કરવી અથવા તાઝીયા જોવા જવું એ સર્વે દુરસ્ત નથી. તેના ઉપર નઝરો નિયાઝ ચઢાવવી, ફૂલ ચઢાવવા, મરસીયા પઢવા, હરામ છે. એ તો શીઅહ લોકોનું કામ છે. સુન્ની ભાઇઓએ એવા કામોથી બચવું જરૂરી છે. (મજમૂઅહ ફતાવા, ફતાવા અઝીઝીય્યહ)

**સવાલ**-મુહર્રમમાં શરબત પીવાડવું સવાબનું કારણ છે?

**જવાબ**-શરબત પીવાડવાને ઝરૂરી સમજવું દુરસ્ત નથી. હઝરત ઇમામ હુસૈન રદી૦ની રૂહ મુબારકને સવાબ પહોંચાડવા ખૈરાત કરવી અથવા ગરીબોને, યતીમોને, ગરીબ તાલિબે ઇલ્મોને ખાણું ખવાડવું, કુર્આન શ૦ પઢી સવાબ બખ્શવું, દીની કિતાબો, કુર્આન શ૦ વકફ કરવું, ઘણું સવાબનું કામ છે. જિહાલતભર્યા રિવાજો તર્ક કરવા અને ગુનાહોથી બચવું ઝરૂરી છે.

**સવાલ**-શીઅહ લોકો મરસીયાખાનીની મજલિસ કરે છે તેમાં સુન્ની મુસલમાનોએ ભાગ લેવો, શીરીની ખાવી, "હાય હુસૈન"ના નઅરા લગાવવા જાઇઝ છે?

**જવાબ**-સુન્નીઓ માટે આવા શીઅહઓના કૃત્યો કેવી રીતે જાઇઝ થઇ શકે એ વિચારવા જેવ બાબત છે. આપણે તેમની મજલિસમાં શામિલ થવું અને માતમ કરવું જાઈઝ નથી. તેઓ હઝરત અબૂબકર રદી૦ અને હઝરત ઉમર રદી૦ની ઘણી બેઅદબી કરે છે માટે આપણે એવી મજલિસોમાં ભાગ લેવો સખ્ત ગુનાહનું કારણ છે.

**સવાલ**-શીઅહના હાથની બનાવેલી મીઠાઇ તેમને ત્યાંથી ખરીદ કરી ખાવી જાઈઝ છે કે નહિ, અને તેમની દાવતમાં જવું કેમ છે?

**જવાબ**-જાહેરમાં જ્યાં સુધી તેમની મીઠાઇમાં કોઇ પ્રકારની શરીઅત વિરૂદ્ધ બાબત જોવામાં ન આવે તો ખરીદવા કે ખાવામાં કશો વાંધો નથી. જો કોઇ અણછાજતી બાબત માલૂમ પડે તો ખાય નહીં. અને તેમની દાવતમાં શરીઅત વિરૂદ્ધ કોઇ વાત ન હોય તો જવું જાઇઝ છે. દઅવતની મજલિસ પણ હરામ કાર્યોથી પાક હોવી જોઇએ.

---

● જે થવાનું હોય છે, તે તો થઇનેજ રહે છે, અને તે પ્રત્યેક માનવીએ સહન કર્યેજ છુટકો થાય છે, તો પછી વ્યક્તિગત આપણે હસ્તે મુખે અને મજબૂત છાતીએ સહન કરવાની કે સામનો કરવાની ટેવ શા માટે ન કેળવીએ? જો મરવાનુંજ હોય, તો મર્દાનગીથીજ શા માટે ન મરીએ? અને જો ગુમાવવાનોજ પ્રસંગ આવી ઉભે, તો બેસાડીની અદાથી શા માટે ન ગુમાવીએ? ગમે તેમ ડરી જવાની પામર મનોદશા જોઇએજ શા માટે?

ગાફિલ

ઉર્દૂ–સાહિત્યના

સુસ્લિમ

# મહાન શાયરો

'ગાલિબ', 'દર્દ', 'દાગ',
અને 'આતિશ'



આતિશ લખનવી સા.:–ખ્વાજા હૈદરઅલી નામ–'આતિશ' ઉપનામ–લખનૌના રહેવાસી. દહેલીના એક મશહૂર ખાનદાનથી સબંધ ધરાવે છે. તેમના પિતા ખ્વાજા અલી બખ્શ, નવાબ સુજાઉદ–દૌલાના યુગમાં ફૈઝાબાદ ચાલ્યા ગયા હતા. ત્યાંજ 'આતિશ' સાહબ ઇ સ. ૧૭૭૮માં પૈદા થયા. નાની વયમાંજ તેમના પિતા આ દુન્યાથી કૂચ કરી ગયા. એ કારણના પરિણામે તેઓ આગળ વધુ અભ્યાસ કરી શકયા નહિં. મિત્રતા ખરાબ મળવાને કારણે તબીઅતમાં રંગીનતા, અને ઉચ્છૃંખલતા આવી ગઇ. લખનૌના નવાબ મિર્ઝા તકીમાં 'તકી'ના નોકર તરીકે ગયા. ત્યાં 'ઇન્શા' અને 'મસહફી' વચ્ચે મોટા મોરચા બંધાતા હતા તે જોઈ તેમને પણ શાયરીનો શોખ ઉત્પન્ન થયો, અને 'મસહફી'ના શાગિર્દ થયા. પછી તો એવા શાઇર થયા કે તગઝ્ઝુલને હક અને ઉસ્તાદનું નામ ચમકાવ્યું. વૃદ્ધાવસ્થા લગી વાંકપણુ અને સિપાઇ પણું રહ્યું, લખનૌના બાદશાહ તરફથી માસિક રૂ. ૮૦) મળતા હતા ઘરમાં ફક્ત રૂ. ૧૧) આપી બાકીના બધાય ગરીબોને દાન (ખૈરાત) કરી દેતા. 'આતિશ' ઘણાય અભિમાની–ખુદદાર હતા. જો કે તેમની આખી ઝિંદગી ઉપવાસમાંજ વીતી. પરંતુ કોઇ અમીરની ખુશામત–આજઝી ન કરી, ઇ. સ. ૧૮૪૯માં એક દિવસ એવો આવી ચડયો કે હરતા ફરતા નિદ્રારૂપી મૌત આવી અને એક આગના ભપકાની જેમ ઠેકાણે બેસીને રહી ગઈ. 'આતિશ'ના ઘરમાં રાખના સિવાય બીજું હતું પણ શું! "કુલીવાતે આતિશ."પ્રગટ થઇ ચૂક્યું છે.

લખનૌની સ્કૂલનું સૌથી અગત્યનું કાર્ય ભાષા સુધારવાનું હતું. જેથી સૌથી પ્રથમ સુધારણા તમને મળશે તો તે 'આતિશ'ની શાઇરીમાં. અને તે ભાષાની સફાઇ અને મહાવરાના અણમોલ નમુના રૂપ છે. 'આતિશ'ને તસવ્વુફના કારણે જો .ઉર્દૂનો હાફિઝ કહેવામાં આવે તો તે જરાએ ખોટું ન કહેવાય. લખનૌની ભાષા અને પ્રેમી રંગને એક કરી તે રંગ ગ્રહણ કર્યો કે હાફિઝ શીરાઝીની રૂહ (આત્મા) પણ વજદ (નશામાં)માં આવી ગઇ હશે. નામ તો 'આતિશ' પરંતુ શાઇરીમાં તો ચાંદનીની જેમ આનંદ અર્પનાર. ઉમરાવોની સાથે આનબાન અને ગરીબોની સાથે મહબ્બત–મિત્રતા રાખતા હતા. કેટલાક મુશાયરાંમાં તો 'નાસિખ'ની સાથે બરાબરની નોકઝોક થતી. પરંતુ તહઝીબ અને શરાફતના પડદામાં તો 'નાસિખ'ને ઘણું ઘણું માન આપતા. કહેવાય છે 'નાસિખ'ના મરણ છતી ;'આતિશે' શાઇરીને તિલાંજલી અર્પી દીધી હતી, કારણ કે એક સગા–હકીકી શાઇરના કારણે 'આતિશ'ને 'નાસિખ' ઉપર ફૌકિયત–પ્રેમ મહબ્બત છે. 'આતિશ'ની શાઈરી નેચરલ છે, અને શાઇરી પણ નામના ગુણ પ્રમાણે ગરમ અને અસર કારક છે. વિચારો ઉંચા છે. તે યુગમાં ગુજરાતમાં કદાચ 'ધીરો' અને 'ભોજા' ભકતની ગણના થતી હશે. .જુઓ એમની' શાઇરીના થોડા નમુનાઃ—

"આયેભી લોગ, બૈઠેભી, ઉઠભી ખડે હુએ,
મૈં જાહી ઢૂંઢતા તેરી મેહફિલમેં રેહ ગયા."

• • •

"બૈઠા તો અજ્રમે નકશે કદે પા લીયાં હુએ;
ઉઠા તો દર્દ દિલકા સહારા લીયે હુએ."

• • •

"દર્દ કયાઃ હુઇ ઉમ્ર કયું બસરઃ
મૈં જાગા કિયા, બખ્તે સોયા કિયા."

o o o

"હંસને વાલા નહીં હૈ રોને પર,
હમકો ગુર્બત વતનસે બેહતર હૈ."

o o o

"દિલમેં આતા હૈ કે યાસીન સુનું ઇસસે મેં;
દિલે બીમારકી મુશ્કિલ કહીં આસાં હોવે."

o o o

"ના મર્દે ઔર મર્દે મેં ફૈલા હી ફર્ક હૈ;
વહઃ નામ કે લિયે વહઃ મરે નામ કે લિયે"

o o o

"જાતા હૈ તુ જો ગોરે ગરીબોંકી સેર કો;
મુર્દે, નજાત પાતે હૈં અપને અઝાબ સે."

o o o

"મુર્દેકી તરહ સોતે હૈં કૈસે મેરે નસીબ;
ઠોકરસે પાયે યારકી ઇન્કો જગાઉં મૈં."

o o o

"આલમકો લૂટ ખાયા હૈ એક પેટકે લિયે;
ઇસ ગારમેં ગઇ હૈં હઝારોં હી ગારતેં."

o o o

"બયાં ખ્વાબકી તરહ જો કર રહા હૈ;
યહઃ કિસ્સા હૈ જબકા કે 'આતિશ' જવાં થા."

o o o

મીર 'દર્દ' દહેલ્વી સાહબઃ—ખ્વાજા મીર નામ—'દર્દ' ઉપનામ—ઇ. સ. ૧૭૨૦માં દહેલીમાં પૈદા થયા. આપના દાદા બુખારાથી આલમગીરના યુગમાં દહેલી આવ્યા હતા. પિતાનું નામ ખ્વાજા મહંમદ નાસિર. 'અંદલીબ,' સૂફી અને શાઇર હતા. 'દર્દ'ને પિતા તરફથી તસવ્વુફ અને શાઇરીનો વારસો મળ્યો. પ્રાથમિક શિક્ષણ પિતાથી પ્રાપ્ત કર્યું. પિતાના મરણ પછી તેમના સજ્જાદા નશીન થઇ ઇબાદત અને મહેનત-મજૂરીમાં લીન થઇ ગયા. ખ્વાજા સાહેબને મૌસીકી (સંગીત વિદ્યા)નો ઘણો શોખ હતો. મહિનામાં બે વાર પોતાના ઘેર સમાઅની મેહફિલ થતી જેમાં કોઇ કોઇ વાર તો બાદશાહ પોતે પણ હાજરી આપતા. મીર 'દર્દ' ખરેખર એક હસમુખ અને કાનેઅ (થોડી ચીજ પર સબ્ર કરવાવાળા સંતોષી) હતા. તેઓ જુના રીતરિવાજોની એક તસ્વીરરૂપ છે. એમનો વંશ પીરી મુરીદીના કારણે દહેલીમાં માનભરી નજરે જોવાતો. ઇ. સ. ૧૭૮૪માં દહેલીમાં મરણ પામ્યા.

'મીરે' શાઇરીને આકાશે પહોંચાડી. 'સૌદા'-એ કસીદાઓમાં ફારસી કસીદાઓને નીચું દેખાડયું. અને 'દર્દે' તસવ્વુફની ચાશણી આપી. ગઝલમાં દર્દ ઉત્પન્ન કર્યું. 'મીર', 'સૌદા', અને 'દર્દ' એવા શાઇરો છે કે આજ લગી એમની બરાબરીમાં કોઇ શાઇર હિંદ ઉત્પન્ન કરી ન શકયો. 'દર્દ' સુંદરતાના ખરા મિત્ર-શરાબના પ્યાલાથી ભરપૂર અને તસવ્વુફના પ્રખ્યાત ઉસ્તાદ હતા. મીરતકી મીર પણ 'દર્દ' ઉપર વિશ્વાસના ફુલો નિછાવર કર્યા છે. આપના ઉર્દૂ દીવાનને ઉર્દૂ શાઇરીના તાજનો હીરો સમજવામાં આવે છે. દર્દની શાઇરી સ્વચ્છ અને સરળ છે. તસવ્વુફે આપની શાઇરીમાં રૌનક અને ગુદાઝ (લુભાવું) પૈદા કરી દીધા છે. એજ આપની શાઇરીની અગત્યતા છે. અને આજે હયાતના કર્તાના કહેવા મુજબ "તલવારોની ચમક નસ્તરોમાં ભરી દીધી છે." અને અમીર મીનાઇના કથન મુજબ "વીજળીઓની ચમક માલૂમ પડે છે." આપનું દીવાન એક બાજુ મુહબ્બતે મહબ્બત છે તો બીજી તરફ

પુરાણા પાઠ, હિકમત અને પહેલવાનના રમુઝથી ભરપૂર છે.

દહેલીમાં દીલ્હી દરવાજા બહાર મીર દર્દ રોડ આપનાજ નામ પરથી પડયો છે, અને ત્યાંજ આપનો મઝાર પણ છે. 'દીવાને દર્દ' બહાર પડયું છે. મીરના વંશજો હજુ પણ દકોનમાં હયાત છે.

જુઓ આપની શાઇરીના થોડા નમુના અત્રે રજુ કરું છું.

"ઇસ તરહ જીમેં સાંસ ખટકે હૈં;
સાંસ હૈ યા કે ફાંસ ખટકે હૈં"

° ° °

"ઝિંદગી હૈ યા કોઇ તુફાન હૈ;
હમ તો ઇસ જીને કે હાથોં મર ચલે."

° ° °

"દિલકે ફિર ઝખ્મ તાઝા હોતે હૈં,
કહીં ગુંચા કોઇ ખિલા હોગા."

° ° °

"અર્ઝો સમાં કહાં તેરી વુસઅતકો પાસકે;
મેરા હી દિલ હૈ વહઃ કે જહાં તુ સમા સકે."

° ° °

"દિલભી અય 'દર્દ' કતરએ ખૂં થા,
આંસુઓમેં કહીં ગીરા હોગા."

° ° °

'દાગ' દહેલ્વીઃ–નવાબ મિર્ઝાખાં નામ–ફસીહુલ મુલ્ક ખિતાબ–'દાગ' ઉપનામ–પિતાનું નામ નવાબ શમસદીનખાં જે લોહારના નવાબ સાહેબના ભાઇ હતા. ઇ. સ. ૧૮૩૧માં દહેલીમાં પૈદા થયા. ૭ વર્ષના હતા કે પિતા આ દુન્યાથી કૂચ કરી ગયા તેમની માતાએ ફખરેદ–ઉલ–મુલ્ક મિર્ઝા મહમદ સુલ્તાન ઉર્ફે મિર્ઝા ફખરુ વલી અહદ બહાદુરશાહ 'ઝફર'થી બીજા નિકાહ કર્યા. જેના પરિણામે દહેલીમાં લાલ કિલ્લામાં રહેલા લાગ્યા, અને ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી. હઝરત બહાદુરશાહ 'ઝફર' 'દાગ' પર એટલી મહબ્બત રાખતા કે ઇસ્લાહ માટે પોતાના ઉસ્તાદ 'ઝૌક'ને હવાલે કર્યા. ૨૫ વરસની ઉંમર હતી કે મિર્ઝા ફખરુ મરણ પામ્યા. જેના પરિણામે લાલ કિલ્લાની ઝિંદગી પુરી થઇ. એ પછી તો બળવો થયો; દહેલી તેમની નજરો સામહે તારાજ થયું, અને ઉજ્જડ બન્યું. બળવા પછી રામપુર ગયા. અહિં નવાબ કલ્બે અલીખાંએ તેમની આવભગત કરી. નવાબ સાહબના મરણ પછી બધા શાઇરો વેરવિખેર થઇ ગયા. તો દાગે હૈદ્રાબાદ દક્કન તરફ પ્રયાણ કર્યું, અને ત્યાં આલા હઝરત મીર મહબુબ અલીખાંના ઉસ્તાદ તરીકે નિમણુંક થઇ ત્યાં ફસીહુલ-મુલ્કનો ખિતાબ મળ્યો. દાગનો મશહુર શેઅર છે કેઃ—

"ઉર્દૂ હૈ જિસકા નામ હમીં જાનતે હૈં 'દાગ',
હિંદુસ્તાંમેં ધુમ હમારી ઝબાં કી હૈ."

° ° °

ઇ. સ. ૧૯૦૫માં હજના દિવસે 'દાગ' હૈદ્રાબાદમાં મરણ પામ્યા. આપના હુશિયાર શાગિર્દ ડોક્ટર ઇકબાલે માતમમાં શેઅર લખ્યા છે કેઃ—

"ચલ બસા 'દાગ' આહ! મૈયત ઉસકી ઝેબે દોશ હૈ;
આખરી શાઇર જહાંબાબાદ કા ખામોશ હૈ.
અશ્કકે ઝરેં ઝાનિને શેઅરકો બોતા હું મૈં,
તો ભી રવાયે ખાક દીલી! 'દાગ' કો રોતા હું મૈં.
વો ગુલે રંગીન તેરા રૂખસત મીસાલે બૂ હુઆ,
આહ! ખાલી 'દાગ' સે કાશાનયે ઉર્દૂ હુઆ."

'દાગ'ની શાઇરીમાં સાદગી, સરળતા અને મીઠાશ છે. હઝારો શેઅરો (પંક્તિઓ) એવા સાંચામાં ઢળાયા છે કે તેમના પછી ઓછા નજરે

પડ્યા. દાગે ખરેખર ઉર્દૂ ગઝલ સાહિત્યને ગુલ્ઝાર બનાવ્યું છે. તેમની ભાષામાં નિરાલો રંગ, શોખી અને બાંકપન છે. એજ કારણે 'દાગ'ના કલામો બેહદ જાણીતા છે.

"રૂખે રૌશનકે આગે શમ્અ રખકર વોહ કેહતે હૈં,
ઉધર જાતા હૈ દેખે યા ઉધર પરવાના આતા હૈ."

• • •

"કુછ વોહ હૈરતસી કુછ વોહ હસરત સી,
ખૂબ બનતી હૈ ઇન્તેઝારસે આંખ."

• • •

"સાથ ઉન્કે મેરી નિગાહ ગઇ;
જબ નિગાહ થક ગઈ તો આહ ગઈ."

• • •

ક્યા કહા, ફિર તો કહો,
દિલકી ખબર કુછભી નહીં,
ક્યું યેહ ક્યા હૈ ખમે ગેસુમેં,
અગર કુછ ભી નહીં."

• • •

"દિલ હી તો હૈ ન આયે ક્યૂં
દમ હી તો હૈ ન જાયે ક્યૂં;
હમકો ખુદા જો સબ્ર દે
તુઝસા હસીં બનાયે ક્યૂં."

• • •

"ગર ગયકદેમેં ઇદ મનાઇ તો ક્યા હુઆ,
ઐસાહી શેખ તેરા દોગાના કઝા હુઆ."

• • •

"રેહ ગયે લાખોં કલેજા થામકે,
આંખ જિસ જાનિબ તુમ્હારી ઉઠ ગઇ."

• • •

"જબ વોહ સુનતે હૈં બના લેતે હૈં મુંહ;
મિલ ગયા ક્યા ઝેહર મેરે નામમેં."

• • •

ઉર્દૂના શાઇરે આઝમ મીર્ઝા 'ગાલિબ' દહેલ્વી સાહબઃ-મિર્ઝા અસદુલ્લાખાં નામ-'અસદ' અને 'ગાલિબ' ઉપનામ-મિર્ઝા નૌશા લકબ-પિતાનું નામ અબ્દુલ્લાબેગખાં-નજમુદ્દૌલા દબીરૂલ મુલ્ક શાહી ખિતાબ-ઇ. સ. ૧૭૯૬માં આગ્રામાં પૈદા થયા. દાદા તરસમખાં સમરકંદથી આવ્યા, અને શાહ આલમ બાદશાહના દરબારી બન્યા. બાપદાદા ઐબક કૌમના તુર્ક હતા. એમનો વંશ ફરીદું સુધી પહોંચે છે, જે ઇરાનનો બાદશાહ હતો. પાંચ વર્ષના થયા હશે કે પિતા આ ફાની દુન્યાથી કૂચ કરી ગયા. તેર વરસની ઉમરમાં દહેલીમાં શાદી થઇ. તે વખતથીજ દહેલીમાં રહેવા લાગ્યા. તે દિવસોમાં દહેલીમાં શાઇરીની ઘણી ચર્ચા હતી. મિર્ઝાને પણ તેનો શોખ થયો, અહિંઆ લગી કે થોડીજ મુદતમાં જાણીતા થઇ ગયા. હઝરત 'ઝૌક'ના મરણ પછી બહાદુરશાહ 'ઝફર'ના ઉસ્તાદ બન્યા. ઇ. સ. ૧૮૫૭ના બળવામાં મિર્ઝા સાહેબે પોતાની નજરોથી દહેલીને તારાજ થતું જોયું. બળવા વિષે આપે ફારસી ભાષામાં 'દસ્તબુ' લખી છે. મિર્ઝાની આખી ઝિંદગી ચિંતાઓમાંજ ગુજરી અને કોઇ દીવસ સુખી ઝિંદગી જોવા નસીબવાન ન થયા છતાં પણ તેમણે પોતાની ખુદદારી (અડગપણા)માં જરા પણ તફાવત ન આણ્યો. 'ગાલિબ' ગદ્ય ઉપરાંત પદ્યમાં પણ એક્કા છે. ઇ. સ. ૧૮૬૯માં દહેલીમાં મરણ પામ્યા, અને હઝરત નિઝામુદીન ઔલિયા (રહ.)ની બહાર ચૌસઠ ખભાની પાસે દફન થયા. હઝરત અમીર 'ખુસરૂ'નો મઝાર પણ હ૦ નિઝામુદ્દીનમાંજ છે. દહેલી તે જગ્યા છે કેઃ—

"ચપ્પે, ચપ્પેમેં હૈં ગૌહરે યકતા તહે ખાક,
દફન હોગા ન કહીં ઇતના ખઝાના હરગિઝ."

'મીર' જો પુરાતન યુગની શાઇરીના સૂર્ય છે તો 'ગાલિબ' ચાલુ યુગની શાઇરીના સૂર્ય

છે. એમાં શંકા નથી કે આજ લગીના બધાય શાઇરો તેમની પૈરવી કરે છે-ફૈઝ પ્રાપ્ત કરે છે. 'ગાલિબ'ના કલામ 'ફિલસૂફીયે ગાલિબ'ના નામથી મનાય છે. તેઓ ખરેખર ફિલસૂફી શાઇર હતા. 'ગાલિબ' જો કે ફિલસૂફી વિચારોમાં ઉર્દૂ શાઇરીમાં એક્કા હતા. એજ કારણે તેમને એક તરાશેલા હીરાથી સરખાવી શકાય. જેમાં હજારો પેહલૂઓ હોય છે. તબીઅતમાં એક રંગ હતો. વિચારોમાં એક ઉચ્ચતા હતી, અને ભાષા પર પૂરો કાબુ- પછી તો ફારસીની નવી નવી રીતોએ તેમના કલામને વધુ દીપાવ્યા. જાણે કે ઉર્દૂ શાઇરીમાં એક નવાજ દૌરની શરૂઆત થઇ. મિર્ઝા 'ગાલિબ' ઉર્દૂ અને ફારસી બંનેના અજોડ શાઇર છે. હિંદુસ્તાને ફારસી ભાષામાં ફક્ત બેજ શાઇર પૈદા કર્યા-એક અમીર 'ખુસરૂ' અને બીજા 'ગાલિબ.' જેમની શાઇરી અને ભાષાની કદ્ર-ઇજ્જત ઇરાનીયોએ પણ કરી છે. મર્હૂમ ડોકટર અબ્દુર્રેહમાન બીજનોરીએ અહીંઆ સુધી કહી નાંખ્યું છે કેઃ—"હિંદુસ્તાનમાં ઇલ્હામી કિતાબો બે છે. વેદ અને દીવાને ગાલિબ." મિર્ઝાની શાઇરીમાં પ્રેમનું વર્ણન છે. પરંતુ જો એક મન્તકી આવે તો તેના માટે અહીં દલીલો પણ મૌજુદ છે, અને જુદા જુદા વિચારોના લોકો માટે મસ્તી અને હાસ્યના નમૂના પણ છે, અને જો મનુષ્યોની આદતોની કહાની-વાર્તા સાંભળવી હોય તો તેમની શાઇરીમાં તે મુદ્દાની વાતો મળશે જેનું દૃશ્ય નજરો સમક્ષ આવશે તેમ તેમ આનંદ વધતો જશે. એજ કારણે પ્રત્યેક માણસ 'દીવાને ગાલિબ'માં પોતાની તસ્વીર જુએ છે, અને આનંદ મેળવે છે.

'ગાલિબ' વિષે જેટલું લખાય તેટલું ઓછુંજ છે. જે પ્રમાણે 'ગાલિબ'ની શાઇરી છે તેજ પ્રમાણે તેમનું દીવાન પણ સુંદર રીતે પ્રગટ થયું છે. 'ગાલિબ'ના દીવાન જેવું આજ લગી ઉર્દૂ સાહિત્યમાં એટલું સુંદર પુસ્તક કોઇ પ્રગટ થયું નથી. આજે દુન્યા 'ગાલિબ'ની શાઇરીની પૂજક છે, દીવાન પ્રગટ થઇ ચૂક્યું છે. જુઓ એમની શાઇરીના થોડાક નમુનાઃ—

"ગો હાથકો જુંબિશ નહીં, આંખોમેં તો દમ હૈ;
રેહને દો અભી સાગરો મીના મેરે આગે."

° ° °

"કૈદે હયાત વ બંદે ગમ અસલમેં દોનોં એક હૈં;
મૌતસે પહેલે આદમી ગમસે નજાત પાયે ક્યૂં."

° ° °

"મુન્હસર મરને પે હો જિસકી ઉમ્મીદ,
નાઉમ્મીદી ઉસકી દેખા ચાહીયે."

° ° °

"ઉનકે દેખસે જો આ જાતી હૈ મુંહ પર રૌનક,
વોહ સમઝતે હૈં કે બીમારકા હાલ અચ્છા હૈ."

° ° °

"દેખના કિસ્મતકે આપ અપને પે રશ્ક આ જાયે હૈ,
મૈં ઉસે દેખું ભલા કબ મુઝસે દેખા જાયે હૈ."

° ° °

"કર્ઝકી પીતેથે મય લેકિન સમઝતે થે કે હાં,
રંગ લાયેગી હમારી ફાકા-મસ્તી એક દિન."

° ° °

—અપૂર્ણ

: તંત્રીઓ :
“વહશી” રાંદેરી.
નિસાર અહમદ



વહશી સાહિત્ય કાર્યાલય ટાવર રોડ, સુરત.

મુસ્લિમ ગુજરાતનું મુખ્ય
માસિક
કારવાં



વાર્ષિક લવાજમ
હિન્દમાં રૂા. ૫)
બરમા રૂા. ૬)
પરદેશ શી. ૧૦)



વ્યવસ્થાપક
'તાજ'







છુટક નકલ
૭ આના.

પુ. ૬
અંક ૭




માર્ચ
૧૯૪૫

અનુક્રમણિકા



હયાત લે કે ચલો, કાયનાત લે કે ચલો,
ચલો તો સારે ઝમાને કો સાથ લે કે ચલો।
—મખ્દૂમ

## કુર્આન

### અલ્લાહ તઆલાનું ફરમાન

(૩૨૮) હે ઈમાનવાળા! તમે અલ્લાહના (દીનના) મદદગાર થઈ જાઓ જેમકે મરયમના પુત્ર ઇસાએ પોતાના હવારીઓ (શિષ્યો)ને કહ્યું કે ખુદાના માર્ગમાં કોણ મારો સહકારી બને છે? તે હવારીઓ બોલ્યા અમે ખુદાના (દીનના) મદદગાર છીએ ફરી બની ઇસ્રાઇલમાંથી એક ટોળું ઇમાન લાવ્યું અને એક ટોળાએ નકાર કર્યો, ફરી જેઓ ઈમાન લાવ્યા હતા તેમને અમે તેમના શત્રુઓ પર મદદ આપી, તો તેઓ ફતેહમંદ થઈનેજ રહ્યા (કુર્આન)

× × ×

(૩૨૯) અને અલ્લાહ તે છે જે હવા ચલાવે છે, ફરી તે (હવાઓ) વાદળને ઉઠાવે છે, ફરી અમે તેને મરેલા (સુકા) પ્રદેશ તરફ હાંકીએ છીએ, ફરી તે (ના પાણી) વડે જમીનને તેના મરી (સુકાઇ) જવા પછી સજીવન કરીએ છીએ; એરીજ રીતે (કયામતમાં) સજીવન થવાનું છે. (કુર્આન)

× × ×

(૩૩૦) હે ઈમાનવાળા! જ્યારે જુમ્અહના દિવસની નમાઝ માટે અઝાન થાય તો ખુદાપાકની યાદ (ખુત્બા અને નમાઝ) તરફ ઉતાવળથી જાઓ અને વેપાર (ધંધો) છોડી દો, જો તમે સમજતા હો તો એજ તમારા માટે બેહતર છે (કુર્આ

× × ×

(૩૩૧) હે ઈમાનવાળા! તમારા દ્રવ્ય અને તમારી ઓલાદ તમને ખુદાની યાદ (અને બંદગી)થી ગાફિલ કરવા પામે નહિ, અને જે કોઈ એ કામ કરશે તો તે લોકોજ ટોટામાં પડનાર છે (કુર્આન)

× × ×

(૩૩૨) શું તમને તે લોકોની ખબર પહોંચી નથી? જેમણે (તમારા) પહેલાં કુફ્ર કર્યું. ફરી તેમણે પોતાના કર્તૂકની શિક્ષા (દુન્યામાં પણ) ચાખી લીધી અને તેમને માટે દુઃખદાયક અઝાબ છે. (કુર્આન)

સંપાદક—મૌ૦ અબ્દુર્રહીમ—

## રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન

(૩૨૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે મિસ્કીન (દરિદ્રી)ને સદકો (દાન) આપવામાં એક અજર મળે છે, અને ગરીબ સગાંને આપવામાં બમણો અજર મળે છે; એક સદકાનો, બીજો સગોત્ર જોડે સ્નેહભાવથી વર્તવાનો (નસાઇ)

× × ×

(૩૨૯) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે ભૂખ્યાને ખાણું ખવડાવ્યા કરો, તથા બીમારની ખબર લ્યા કરો, અને બંદીવાનોને છોડાવ્યા કરો. (બુખારી)

× × ×

(૩૩૦) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે મુસલમાનોનો સર્વોત્તમ અમલ આ છે, કે અગર તે કોઈની સાથે દોસ્તી રાખે તો માત્ર અલ્લાહને માટે. અને દુશ્મની રાખે તો પણ અલ્લાહનેજ માટે (અબૂ દાઉદ)

× × ×

(૩૩૧) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે માંહોમાંહે મુલાકાત કરતા રહો, એનાથી તમારી વચ્ચે અદાવત રહેશે નહિ. અને પરસ્પર હદીયો (સોગાત) મોકલતા રહો, એનાથી તમારામાં મહબ્બત પેદા થશે, અને બુગઝ (કપટ) જતો રહેશે. (માલિક)

× × ×

(૩૩૨) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે કોઈ માણસ માટે જાઇઝ નથી, કે તે બે જણની વચ્ચે તેમની રજા વગર બેસે. (અબૂ દાઉદ)

—આદિક સા૦ રાંદેરી.

# પોઠ




બોલો, શું સલાહ આપો છો' થી આરંભ કરનારા જ્યારે "મારી આ છેવટની સલાહ છે" કહીને પતાવે છે ત્યારે મારાથી સમજાતું નથી કે એ સલાહ લેવા આવ્યા હતા કે સલાહ દેવા ? અને બને છે પણ એમજ. સલાહ લેવા જતાં દેવાઇ જાય છે અને દેવા બેસતાં લેવાઇ જાય છે. આમ સલાહનુ કામ એકી સાથે "લીધા અને દીધા" થઈ જાય છે. એટલે કે લેનાર દેનાર બન્ને યા તો સલાહ દઇને, યા તો સલાહ લઇને વિખુટા પડે છે. સલાહનું ત્રાજવું આમ સમતોલ રહેતું દેખાવા છતાં 'દેવા' તરફ જરા વધતું નમતુ રહે છે: એટલે કે તે લેવાય છે કમ અને દેવાય છે વધુ.

સલાહ માંગવાથી મળતી હોય છે ત્યારે તે ગમે છે. પરતુ વણમાગી સલાહ કોઇને ગમતી નથી. ઉલ્ટું જ્યારે જ્યારે એવું બને છે ત્યારે ત્યારે મળેલી સલાહથી ઉલટુ કરવા લોકોને શૂર ચડે છે. ચૂપ રહેવાની સલાહનો જવાબ વધુ ઘોંઘાટથી, 'બીડી પીવી નહિ'ની સલાહનો જવાબ ધુમાડાના ગોટાઓથી અપાતો આપણે જોઇએ છીએજ. આમ સલાહ જ્યારે ઉપદેશમાં ફેરવાય છે ત્યારે તે વધુ અપ્રિય બને છે.

---

કમલકાન્તની વાર્તા

અને

ખુર્શીદનું કાવ્ય

આવતા અંકે

---

શાયરીમાં પણ સલાહ લેવાય છે (તેનું નામ છે, ઇસ્લાહ. મને લાગે છે કે તે સલાહની મોટી બેન હોવી જોઇએ.) પરંતુ તેમાં પણ લેવાની સાથે દેવાનું ચાલુજ રહે છે. "જુઓ, મ્હારો આ શેઅર કેમ લાગ્યો?" એમ મારી સલાહ કોઈ માંગે છે ત્યારે હું 'ભાઈ ખૂબ' કહીને પતાવી દઉં છું. પણ એકેક શાયર મિત્રો એવા મળ્યા છે કે જેઓ એટલી 'દાદ'થી સંતોષાતા નથી અને વધુ ચર્ચામાં ઉતરે છે. "હું એમાં વધુ સમજતો નથી." કહીને છુટકારો ચાહું છું અને બસ ત્યાંથી સલાહ લેવાનું કામ દેવામાં ફેરવાઇ જાય છે. "જો મી૦ વણજારા મારી સલાહ છે કે તું તારે ગદ્ય ચીતર્યા કર. તારૂં ગદ્ય સારૂં છે એ ખરૂં પરંતુ ગઝલમાં–કવિતામાં–ત્હારૂં કામ નહિ. તું શુષ્ક તબીઅતનો માણસ. શેઅરની રંગીનતા શું સમજે? જિગર મુરાદાબાદીએ આમ કહ્યું છે પણ હું તો આમજ કહીશ. એમાં પ્રોગ્રેસ છે. નવીનતા છે. તેઓ એમ આગળ બહેકતાજ જાય છે અને હું 'હા. ભાઈ હા.' જરૂર તમારી સલાહ વ્યાજબી છે એમ કહી ચૂપ રહું છું.

નચિંતાઇ અને ફુરસદ હોય છે ત્યાં સલાહ આપવાનું કારખાનું વધુ ધમધોકાર ચાલે છે. કદિ કોઇને પાઇ ન પરખાવનારા મખ્ખીચૂસો પણ સલાહ આપવામાં બારે દર્યાદિલી બતાવે છે. આમ એ પરોપકારનું કાર્ય સમાજમાં જારીજ રહે છે.

"બીજાની સલાહ હિતાવહ કે કાર્યસાધક નજ બને." અને " કુછ તુઝે કરના હૈ કર અપની ખુશીસે " એવું એવું વાંચેલું સાંભળેલું હોવા છતાં મ્હેં હજી સલાહ સાંભળવાના દરવાજા બંધ નથી કરી દીધા એ મ્હારી કમજોરી છે. એ કમજોરી પર મ્હને જેટલું હસવું આવે છે તેથી વધુ હસવું પોતેજ નરકડીઆ મારનાર છતાં મ્હને સોનેરી સલાહ આપવી ન ચૂકનારને જોઇને આવે છે.

અમારા એક મિત્ર પેપરમાં શું વાંચવા જેવું છે તેની લાલ લીટીઓ ખેંચીને મ્હને મોકલાવે છે અને હું જોઉં છું કે તેમાં સિનેમાની જાહેરાતનો એકાદ શેઅર હોય છે. એવીજ રીતે બીજા એક ભાઈ મ્હને સિનેમાનો જે ખેલ જોવાની સલાહ આપે છે તેમાં નાદીઆની "હએ"ની બૂમો સિવાય બીજું કશું જોવા સાંભળવાનું હોતું નથી.

આ ભાઇઓ આવી સલાહ કેમ આપે છે એનો તો કોઈ માનસશાસ્ત્રીજ તોડ કાઢી શકે પણ મ્હને જે દુઃખ થાય છે તે એટલુંજ કે તેઓ એવી સલાહો મ્હનેજ કેમ આપ્યા કરે છે? મ્હારા સિવાય સલાહ આપવાનુ બીજું કોઇ પાત્ર એમને મળતુજ નથી શું?

પણ બીજાઓની સલાહની વાત જવા દો. મ્હારા પોતાના ઘરનીજ વાત કરૂં. હું જ્યારે બહારગામ નોકરી પર હોઉં છુ ત્યારે મ્હને વડે મથકેથી કિંવા ઘેરથી સલાહ સૂચન મળે છે કે "હુલ્લડો વધી ગયા છે, શહેરમાં અંધારૂં રહે છે, પકડાપકડી ચાલુ છે, રેલગાડીના પાટા ઉખેડાઈ જાય છે માટે કાગળ જોતાંજ ઘેર ચાલ્યા આવજો." વગેરે......વગેરે......

મ્હારી આટલી બધી ચિંતા રાખનારનું દિલ ખુશ કરવા હું ચાલુ નોકરીને 'ડાઇવોર્સ' આપી ઘેર પહોંચુ છું. પરંતુ હજી અઠવાડીઉં પુરૂં નથી વીતતુ ત્યાં સંભળાવા માંડે છે. "મરદ જેવા મરદ થઇને શું ઘરમાં પડયા રહો છો? વગર ધંધે આમ ક્યાં લગી નભશે? ગામમાં ધંધો ન હોય તો જ્યાં ધંધો હોય તે ગામ જઇએ! બસ સૂઈ રહેતાં આવડે છે. યા અલ્લાહ હું ક્યાં ફસાઇ" ......

આવા ભાષણો સાંભળી મ્હને થાય છે કે લડાઈમાં ભરતી થઇ મિસર પહોંચી જાઉં. પરંતુ આપણે ગુજરાતી ભાઇ હોવાથી સરકાર ભરતીમાં લે કે કેમ! એ પ્રશ્ન આવતાં ચૂપ થઇ સુઈ જાઉં છું. બકે જાય કોઇને બકવું હોય તેટલું!

અને હવે તો મ્હેં સસલાની માફક કાન ફેલાવી કોઈનું કશુંજ ન સાંભળવાની ટેવ કેળવવા માંડી છે વાંચનારાઓએ સલાહ લેવા આપવાનું કામકાજ ચાલુ રાખવું કે બંધ કરવું એ તેમની મરજીની વાત છે.

o o o

સંજોગવશાત એક ભાઇ 'સંજોગ' (ફિલ્મમાં) મળી આવ્યા એમને આપણે મી. સંજોગજ કહીશું. એમની વાતચીતનો મૂળ મુદ્દો હતો સંજોગ; એટલે કે જગતની ઉત્પત્તિથી લઇને હિંદની ગુલામી તથા બંગાળનો ભૂખમરો વગેરેનું કારણ તેઓ 'સંજોગ'નેજ આભારી ગણાવતા રહ્યા. મે પૂછયું કે 'સંજોગ' (ફિલ્મ) નો નિર્માતા કોણ? બોલ્યા 'કરદાર.' તો પછી બ્રહ્માંડના સંજોગોનો નિર્માતા 'કિરતાર' કેમ નહિ?" મેં પૂછયું. જવાબમાં તેઓ ફીકકું હસ્યા પરંતુ સંજોગનું ભૂત તેમના દિમાગમાંથી ભાગ્યું નહિ

o o o

એવાજ બીજા મિત્ર ટ્રેનમાં મળી આવ્યા. એમનું મતવ્ય હતું, જગત બધુ શ્વાસ પર ચાલે છે. શ્વાસ અલબત્ત જીવનનો આધાર છે પરંતુ તેઓનું કહેવું કઇક જુદુંજ હતું. કહેલું બધું યાદ નથી પરંતુ કંઇક આવું કહેતા હતા કે જમણો શ્વાસ ચાલે તો આમ થાય અને ડાબો ચાલે તો આમ; હિટલર હારે છે તેમાં અને સ્ટેલિન જીતે છે તેમાં પણ. તેમની શ્વાસ લેવાની ક્રિયાનો થએલો ફેરફાર મુખ્ય વસ્તુ છે, એમ તેમનુ માનવું હતું. તેઓ યુવાન હતા. ઋષિ યા ફકીર ન હતા, કોટપાટલુનવાળા હતા. મને થયું કે યુવાનોને આ થયું છે શું? એક સંજોગ પાછળ પડયો છે, તો બીજો શ્વાસક્રિયા પાછળ. અને એ ઘેલછાઓ એમને જે ન કરાવે તે ઓછું!

# ગુજરાતી મુશાઇરહની ઉપયોગીતા

મિસ્તર
પિપાસુ

ગુજરાતમાં 'ગુજરાતી મુશાઇરહ' આજથી આશરે પંદર સત્તર વર્ષ પહેલાંજ શરૂ થયા. જેના જન્મદાતા તરીકેનો યશ "મુસ્લિમ ગુજરાતી સાહિત્ય મંડળ રાંદેર"ને ફાળે જાય છે. તે પછી છૂટાછવાયા મુશાઇરાઓ જેતપુર, ભાવનગર, ડભોઇ. વડોદરા, અમદાવાદ, સુરત, રાંદેર, નવસારી, અલીપોર, મુંબાઈ વિ. વિ. સ્થળોએ થયા અને થતા રહ્યા. હાલ "મહાગુજરાત ગઝલ મંડળ"ની સ્થાપના થયા પછી સુરતને તેનું કેન્દ્ર બનાવવામાં આવ્યું છે. બાદશ્રી શેખચલ્લીનો એક શે'ર છે કેઃ—

"શીરાઝની ગઝલ-સુરા છલકાવી 'સુરતે'
ગુજરાત ગર્વ લે કે તે ઇરાન થાય છે"

"હા હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ગુજરાતી મુશાઇરહ શા માટે થવા જોઇએ? એ સમાજને કોઇ રીતે ઉપયોગી થઈ પડે એમ છે કે કેમ?

એ તો સુવિદીત છે કે ગદ્ય કરતાં પદ્યની અસર માનવીના હૃદય પર સચોટ અને સુંદર થાય છે. પુરાણા ઝમાનાથી કાવ્યો દ્વારાજ પ્રિયાને રીઝવવાના પ્રયત્નો કરવામાં આવતા અને કાવ્યોમાંજ તેનાં ગુણગાન ગાવામાં આવતા. તદુપરાંત ઇશ્વિરનાં ગુણગાન વિ કાવ્યોદ્વારા કાવ્યમય ભાવનામાં થતાં–શુરાતન કેળવવા, યોદ્ધાઓને રણક્ષેત્રમાં શૂર ચઢાવવા કાવ્યોનોજ ઉપયોગ કરવામાં આવતો...કાવ્યો અને તે પણ તાલબદ્ધ...આવા કાવ્યોથી માનવની સુપ્ત ઉર્મિઓ જાગે છે અને અંતરની લાગણીઓ વલોવાય છે.

જે કાવ્યો જનતા ઝીલી શકે, જે લોકભોગ્ય હોય, સહેલાઇથી સમજી શકાય એવી સરળ અને સાદી ભાષામાં લખાએલાં હોય તો જનતાને તરતજ મોઢે ચઢી જાય છે.

શિલ્પકલા, ચિત્રકલા, નાટ્યકલા વિ. કલાઓની માફક શાઇરી પણ એક કલા છે. જેમાં આ ત્રણે કલા અને તે ઉપરાંતની કલાઓનો ચિતારનો પણ કલાત્મક રીતે સમાવેશ કરી શકાય છે.

શાઇરી માનવીના અંતરની લાગણીઓ અને ઉર્મિઓ જગવતી, એના અંતરાત્મા સુધી સોંસરી પેસી જાય છે. તેમાં હર્ષ પણ હોય છે, દર્દ પણ હોય છે. આશા નિરાશા વિ. ઘણું ઘણું હોય છે.

'મુશાઇરહ'માં કવિઓને રંગબેરંગી વાનગીઓ, વિચારો, ભાવનાઓ, કલ્પનાઓ, વાસ્તવિકતાઓ, વિ. વિ. રજુ કરતાં સાંભળવા અને નિહાળવા સાચા કાવ્યરસિકોને મઝા આવે છે. જનતાની સમક્ષ તેઓ જનતાનુંજ સાહિત્ય રજુ કરે છે. તેમનાજ હૃદયમાં રહેલી તંદ્રાવસ્થામાં મહાલતી ઉર્મિઓને થાપડ મારી જાય છે. ત્યારે શ્રોતાઓને એમ થાય છે કે જે અમારા હૃદયના ભાવ છે તેજ જાણે કવિઓએ કહી નાખ્યા છે. એમ શ્રોતાઓ અને કવિઓ એકતાનતા અનુભવે છે.

'મુશાઇરહ'માં કોઇ પણ ધર્મ કે પંથનો પ્રચાર કાવ્યોદ્વારા ન કરી શકાય. કવિ સમાજનો એક સજ્જ સુધારક થઇ શકે પણ તે ફક્ત, માનવતાની દ્રષ્ટિએજ–જ્ઞાનની સાથે સાથે મનોરંજન મળે એ મુશાઇરહનો મુખ્ય હેતુ છે.

'મુશાઇરહ'માં જે અને જેટલી મઝા શ્રોતાઓને મળે છે (પછી ભલે તેઓ ગમે તેવી જુદી જુદી વિચારસરણી ધરાવતા હોય) તેટલી ભાષણોમાં, વ્યાખ્યાનોમાં કે બીજા કોઈ પણ સમારંભોમાં મળતી નથી. છતાં પણ જેઓ પોતાને ખૂબ મહાન ગણતા હોય, જેઓ સૂકી ખુશ્ક તબીઅતના હોય છે તેવાઓને અપવાદરૂપે બાદ કરી શકાય.

---

"ગઝલ વિવેચન" આંક મળવાથી
આવતા અંકે

કવિ એ સમાજની આરસી છે. કવિને પોતાના એક શેર (કડી)ની કિંમત ખુબ ખુબ આપવી પડેલી હોય છે. એની પાછળ કંઇક મંથનો અને લોહીનું પાણી કર્યા પછી એને સાંત્વન મળ્યા પછીજ એણે પોતાના દરેક શેરને કાગળ ઉપર ઉતાર્યો હોય છે. તેમાં ભાવના હોય છે, ઉર્મિ હોય છે, કલ્પના હોય છે, શૌર્ય, શિખામણ વિ. ઘણું ઘણું હોય છે. દરેક કવિએ પોતાના વિચારોની છબી એ એક એક શેરમાં ચીતરી હોય છે. અને એ બધી મહેનતનું સરવૈયું એ જ્યારે મુશાઇરાહમાં પોતાનું કાવ્ય વાંચી જાય છે તો બીજા કવિઓ અને શ્રોતાઓને જો પસંદ પડે તો એને વાહ વાહની દાદથી આવકારે છે. ફક્ત એટલીજ છે મુશાઇરહમાં એના શેરની કિંમત-પણ જો કોઈ કવિના કાવ્યમાં ચિરંજીવી સાચાં તત્વો હોય તો તે કૃતિ કાવ્ય સાહિત્યમાં અમર રહે છે.

કવિતા એ કવિનું સર્જન છે. તેના જીવનનું-તેના મતવ્યોનું કથન...તેના હૃદયમાં જે જે મથનો, જે જે તૂફાનો, જે જે વેદના પોતે અનુભવે છે તે પોતાના કાવ્યદ્વારા પ્રતિબિંબિત કરે છે અને તેથીજ કવિ પોતાના કાવ્ય પાછળની સચુમ ભાવના જાણી શકે છે અને પોતાની રીતે મુશાયરામાં વાંચી વ્યક્ત કરે છે.

કલાકારજ પોતાની કલાકૃતિને સંપૂર્ણપણે તેના એક એક અંગને, તેની સાથે વણી દીધેલી ભાવનાને જાણે છે અને સમજાવી શકે છે...તે કાવ્ય ગાતો નથી, તેની જીવનગાથા કહે છે. તેની એક એક કડી તેના જીવનનો પ્રસગ, મંથન અને વેદના છે. વ્યથિતજ વેદનાનો અનુભવ સરસ રીતે દર્શાવી શકે છે. અને આમ કેવળ કવિજ પોતાના કાવ્યને સર્વોત્તમ રીતે સમજાવી શકે છે. કારણ કે ભાવ વિનાની વાણી શુષ્ક છે, નિરસ છે-હૃદયના ઉંડાણમાંથી નીકળતા શબ્દોજ અન્યોના હૃદયમાં ખુંપી જાય છે. અને એથીજ મુશાઇરહમાં કવિ જ્યારે પોતાનું કાવ્ય કથે છે ત્યારેજ જનતાને તે ઉત્તમ રીતે સમજાવી શકે છે.

આધુનિક જીવન એટલું બધું કાર્યશીલ થઇ ગયુ છે કે મધ્યમ વર્ગના શિક્ષિત સમૂહને વાંચનશોખ હોવા છતાં સાહિત્ય માટે પુરતો સમય વ્યતીત કરવાને મળતો નથી. એ આમતેમ દૈનિકો, અઠવાડિકોમાં ડોકીયાં કરી લઇ મનને મનાવી લે છે-એ વર્ગ માટે તો 'મુશાઇરહ' ખાસ ઉપયોગી હોય છે. કલાકારો, કાવ્યરસીકો અને સાહિત્યકારો વગેરેને આંતરિક આનંદ દેનારા અને જ્ઞાનવર્ધક થઇ પડે છે.

એ રીતે મુશાઇરહ સમાજને અતી ઉપયોગી છે અને રહેશે.

## 'ઝમીન'ની વાર્તાને 'ચિત્રપટ' સૂવર્ણ-ચંદ્રક મળે છે.

આગેવાન ગુજરાતી સીને અઠવાડીક 'ચિત્રપટ'એ પોતાના સદગત એડીટર મી. નગીનલાલ શાહ જેમણે સીને જગતને સફળતા અર્પવા ઘણી જેહમત ઉઠાવી હતી, તેમની યોગ્ય કદર કરી છે. હાલના એડીટર મી. જમનાદાસ નેનુજીની દોરવણી હેઠળ વર્ષની સર્વોત્તમ ફિલ્મી કથા લેખકને "નગીનલાલ સૂવર્ણ ચંદ્રક" આપવાની યોજના ઘડી કાઢી છે.

પહેલાજ વર્ષમાં "ચિત્રપટ"ના વાંચકોએ સર્વાનુમતે 'ઝમીન'ની વાર્તાને વર્ષની સર્વોત્તમ વાર્તા તરીકે ઠરાવી હતી. એજ સબબે 'ચિત્રપટ'ના સંચાલકોએ મી શીવકુમારને ૧૯૪૪ નો સૂવર્ણ ચંદ્રક ઇનાયત કરવાનો ઠરાવ કર્યો હતો. કમનસીબે મી. શીવકુમારની માંદગીના સબબે તે માટે નક્કી થયેલો જાહેર મેળાવડો મુલતવી રાખવામાં આવ્યો અને એ ચંદ્રક તેમને શોલાપુર મોકલી આપવામાં આવ્યો હતો.

મોઘાં મૂલ્ય. **સ્નેહનાં એંધાણ** [એક પત્ર]

કિસ્નાનગર,
તા. ૧-૩-૪૫
સ્ટેશન ૧૨

**સ્નેહી ભાઈશ્રી,**

સલામ બાદ તમારો પત્ર મળ્યો, વાંચી ખુબ આનંદ થયો. મારો કાસદ પણ આપને ત્યાં આવી ગયો હશે.

જીવનની એ ધન્ય પળ હતી, નસીબની એ અનોખી બારી હતી; ઉર્મિઓનો એ અપૂર્વ ઉત્સવ હતો, સ્નેહસાગરની એ અનોખી ભરતી હતી, વેદનાઓનું એ કરૂણ મૃત્યુ હતુ અને આંખનું જીવ્યું સાર્થક થતું હતું કે જ્યારે તમારી મુલાકાત થઇ. મહિનાઓથી છતાં વરસો જેવી. જેની અરસપરસને ભેટવા ઝંખના હતી, એવા બે પ્રવાસીઓનું મિલન; અજાણ્યું અણધાર્યું. મળવા આવનાર પ્રવાસીને જોઈ સ્થાનિક વ્યક્તિ કોઈ ન સમજાય એવી મુગ્ધતામાં ગરકાવ બની જાય છે; આત્મભાન તો એટલું ગુમાવે છે કે જાણે એ હકીકતને પણ સ્વપ્નવત્ માને છે; પરંતુ ના, એ ક્યાં સુધી? એવી દશા એ તો આગંતુકને ન ઓળખવા જેવી બીના થઇ પરતુ આત્મા આત્માને ઓળખે છે; આંખો આંખોને નીરખે છે, સ્નેહ સ્નેહમાં ભીંજાય છે. અને જીવનમાં તો જાણે માંગલ્ય અને આનંદનો મહોત્સવો મંડાય છે.

વરસો અને સૈકાઓ તો ઠીક, પરતુ જમાનાના જમાનાને ગળી જનાર કાળની ત્વરિત ગતિ પાસે એ નાનકડી, અધુરી, સંકોચદાર, એવી મુલાકાતની શી વિસાત? સ્નેહી સ્નેહીના સ્નેહનું પાન કરતાં કરતાં સ્નેહીનું સંપૂર્ણ સ્વાગત્ કરવાનું પણ વીસરે છે અને આવનાર સ્નેહી પણ જાણે પોતાની પરિસ્થિતિથી દૂર દૂર સ્નેહના પ્રવાહમાં તણાય છે—નથી એને પરવા સ્વાગતની-સરભરાની.

આવી ટૂંકી છતાં રમનરી; જીવનના સુવર્ણ પ્રસંગસમી મુલાકાત ઘવાય છે. વિયોગીના ઘડીના તીરથી. જનાર અને વળાવનાર પાસે વાચા નથી. અતર જાણે છે—વ્યક્ત કરી શકતું નથી પરાણે કોઇ અરસપરસથી દૂર છુટવી જાય છે માંડ માંડ હાથમાં આવેલી સ્નેહ પ્યાલીને હાથમાંથી ખૂચવાતી જોઇ, આંખો નીતરી જવા માંગે છે. પરતુ જિગર એને પાણી પહોંચાડવાની ફરજ ચૂકે છે. એ એના રૂદનમાં મસ્ત છે. આવ્યા હતા મળવા, બોલવા, હસવા, વસવા. અને આમ ચાલ્યા જવા દુઃખ દેવા રડાવવા, રડી પડયા, આજ મુલાકાતનું ફળ—આનુજ નામ સ્નેહ!

અને વિચારોનો સાગર મગજના કાંઠે એક પછી એક મોજા પછાડે જાય છે. મધ્યમાં જીવન—નૈયા ડગમગે છે.

પ્રવાસી તો ઉપડી ગયા. આંખ બંધ થઇ ગઇ, કેમકે એને એનું પરિચિત વદન ક્યાંય દેખાતુ નહોતું. દિલ ભગ્ન થઇ ગયું હતુ કેમકે એની સાથે કોઇ બોલનાર ન હતું. પગ મંદ પડયા કેમકે એમની જોડે કોઈ ચાલનાર ન હતું. જિવન નિરસ બન્યું કેમકે એને આશ્વાસન દેનાર જીવન એનાથી દૂર સુદૂર ચાલ્યું ગયું હતું.

વિદાય-વિદાય-વિયોગ, વિયોગ-દિલમાં પુનર્મિલનની પૂર્ણ ઝંખના જાગે છે. સ્નેહની શમ્આ વધુ પ્રકાશિત બની જીવન અજવાળે છે—એને કારણે કોક દિન મળશે આત્માને કરાર... અને વધુ વધુ તો શું લખું? સ્નેહનાં એંધાણ અર્પે...વિરમું છું

સ્નેહાધિન,
"ઉમર"

સમાજ જીવનનું સુંદર ચિત્ર લૉરી,
જેમાં માનવ એઠવાડ ઉભરાય છે.

# કચરાપટ્ટી

૦ નિસાર

મુડીવાદે જગતના બે ભાગ પાડયા છે ધનવાન અને નિર્ધન પણ ગાડીવાળાઓએ એ એના ત્રણ કર્યા છે. ફર્સ્ટ, સેકન્ડ, અને થર્ડ, મતલબ કે ટ્રેન યા મોટરની દુન્યા ત્રણ વિભાગમાં વહેંચાએલી હોય છે. એમ તો આખીએ લૉરીની વ્યવસ્થા સમાજની પેઠે કચરાપટ્ટીથી પુર હોય છે, પરંતુ એ માનવ–કચરાથી ખડકાતી અને પેટ્રોલથી ગંધાતી ગલીચ દુન્યામાં પણ વર્ગવારીની કિલ્લેબંધી જોવામાં આવે છે. અને રોકડીઆંના જોરે ઉતારૂ ફર્સ્ટ, સેકન્ડ, યા થર્ડમાં બેઠક મેળવી શકે છે.

મેં પણ એમજ કર્યું. સમાજની દ્રષ્ટિએ મારૂં ગમે તે સ્થાન હોય પરંતુ થોડીક ચાંદીના જોરે સેકન્ડ કલાસમાંજ મેં સ્થાન જમાવી લીધું. મરજી તો બારી પાસેજ બેસવાની હતી પરંતુ ત્યા એક "દેશી સાહેબ" બિરાજેલા હોવાથી એ આશા મનની મનમાંજ રહી ગઈ. આમ છતાં પેલા સાહેબ હવા ખાવા નીચે ઉતર્યા ત્યાં લગી થોડીક પળ માટે પણ હું ત્યાં ગોઠવાઈ ગયો "આવશે ત્યારે જોઇ લઇશું" એવી ખાસ હિંદુસ્તાની ટેવના બળે થોડીવારે પેલા સાહેબ હાંફળાફાંફળા પધાર્યા. પહેલાં તો તેમણે ખાસ અમલદારી દમામથી મારા પ્રતિ જોયું અને પછી કાયદાની દ્રષ્ટિએ પોતાની બેઠક ખાલી કરવાનું ફરમાવ્યું. જવાબમાં મેં થઇ શકતો બચાવ કરવા સારૂ એલચી તથા લીંબુ એમને બતાવ્યાં. જેનો અર્થ એ હતો કે મોટરમાં બેસવાથી મને વારવાર ઉલ્ટી થાય છે માટે કૃપા કરી અહીંથી ન ઉઠાડો તો સારૂ: કોણ જાણે કમ પણ એ પત્થરના ઇન્સાનના ગળે મારી વાત ઉતરી, અને પછી તો અમે હળીમળી ગયા, અને સાથે સફર કરી.

બેસવાની નિરાંત થતાં મેં સંતોષનો શ્વાસ લીધો, અને એક ઉડતી નજર લૉરીની દુન્યા પર ફેંકી, ફર્સ્ટ કલાસમાં એક સફેદ હાથી જેવા સાહેબ બહાદુર પાઇપ મોંમાં દબાવી બેઠા હતા. મી. "જેકસન" કે એવુંજ નામ હતું. હવા ખાવા માટે કાશ્મીર જઇ રહ્યા હશે. એમની પાસેની બેઠક પર મોટર માલિકના કુટુંબની બે ભુડણ જેવી સ્ત્રીઓ બેઠી હતી, બે બાળકોને લઇને. સેકન્ડ કલાસમાં હું અને "દેશી સાહેબ" ઉપરાંત એક સરદારજી તેમની સ્ત્રી, તથા પુત્રી હતાં. છેલ્લા કિંવા થર્ડ કલાસમાં પેલા મોટર માલિકની શેઠાણીઓની નોકરડી, સાહેબ બહાદુરનો પટાવાળો, બે કિસાન, એક મારવાડી, એક ગરીબ વાઘરણ વગેરે મનુષ્યો, તથા ખજુરના વાડીઆ અને એના પર બણબણતી માંખો વગેરે જડ, ચેતન બેઠેલાં હતાં.

આ મોટર લૉરી! આજના હિંદુસ્તાની જીવનનું આબેહુબ ઉદાહરણ! બધાથી આગળ અગ્રેજો, એની પાછળ મુડીવાદો, એની પાછળ નોકરીઆત વર્ગ અને એ બધાની છેક છેવાડે ખેડુતો. આહ! સૌથી આગળ બેસવાનો હકદાર સૌથી પાછળ હડસેલાય છે. કેટલી ઉત્તમ છે આજની આપણી જીવનની શ્રેણી. વર્ગભેદ. ઉભા કરવા, કમજોરોને નિર્ધનોને પાછળ હડસેલી કાઢવા એજ આજનું આપણું જીવન ધ્યેય છે શું?

લૉરી ત્રણ કલાક મોડી ઉપડી કારણ કે પેલી શેઠાણીઓ મોડી પધારી હતી. એ શેઠાણીઓ એ પહેરાય એટલું સોનું પહેર્યું હતું. તેઓ જાતે પણ સોના જેવી પીળી હતી. શેઠાણીઓ બે હતી, એક હતી ચોખાની ગુણ જેવી જાડી. એની કાજળ ભરી આંખો અને હલનચલન ઉપર પેલા "દેશી સાહેબ" બહુ ધ્યાન આપી

રહ્યા હતા. બીજી હતી સુકાએલી અને ચપટી. મોટા દ્રાક્ષા જેવા દાંત સિવાય બીજું કશું એનામાં જેવા જેવું ન હતું. પીંડળી સુધીના પગ ઉઘાડા કરીને તે બેઠી હતી વારંવાર હસીને તે તેના દાંત લોકોને બતાવ્યા કરતી, લક્ષ સાબુની જાહેરાતમાં આવતી એકટ્રેસોની જેમ. એવી સ્ત્રીઓ દૂરથીજ કંઈક ગમે. પરંતુ જો તેમની સાથે જીવન વિતાવાનું હોય તો મારા જેવાને, તો આપઘાત કર્યા સિવાય બીજો આરોજ ન રહે. હુ મનમાં ને મનમાં પેલી ચપટી સૂકલકડી સ્ત્રીના ધણીની પ્રશંસા કરવા લાગ્યો. કેવા હશે તે ભાગ્યવાન પુરૂષ જે એનું હાસ્ય વિદ્યુત સહન કરી ને જરા પણ કચવાતો નહિ હોય! સાચેજ તે પુરૂષ કોઈ ત્યાગી યા શહીદ વીર લેખાવો જોઈએ. તેનું જીવન એક મહાનનું જીવન ગણાવું જોઈએ.

શેઠાણીઓ સાથે જે બાળકો હતાં તેમને પણ એ વાતનુ ગુમાન હતુ કે આ મોટર લૉરી એમની છે અને ડ્રાઇવર, કલીનર વગેરે તેમના તાબેદાર છે. મન ફાવે ત્યાં મોટર-લૉરી થંભાવી દે, અને ઇચ્છે તેને કાન પકડીને ઉતારી દે, ગમે તે કલાસના ઉતારને પજવી શકે છંડી શકે વગેરે ઘણું કરીને આજ કારણસર તે બાળકો વારંવાર અમને હેરાન કરતા હતા. અને પેલી ચોખાની ગુણ જેવી જાડી સ્ત્રી પોતાના એરીંગો ઝૂલાવી ઝૂલાવીને કહેતી કે "માફ કરજો ભાઇ, છોકરાં જરા તોફાની છે અસલમાં એ શેઠના પોતરા છે." (એક છોકરાને બતાવીને) "આ છે સૌથી મોટો પૌત્ર અમારા આખા ઘરમાં એનીજ સત્તા ચાલે છે." આવું આવુ કહીને તે સ્ત્રી અમને પણ તેના કુટુંબની પાડોશ વ્યક્તિ કેરવી રહી હતી પેલી બીજી ચપટી સ્ત્રી વારવાર વણ નિમિત્તનું હસી હસીને કહેતી કે "હામ બાબી દિલ ચ્હાય છે કે કાશ્મીર પહોચી! ખૂબ ખૂબ મેવા ખાકે (ડ્રાઇવરને સંબોધીને) રામસીંગ જ્યારે સિયાલકોટ આવે તો જરા યાદ દેવાડજો ગરમ ગરમ પૂરી લેની છે." અને પછી પૂરી ખાની હોય તેનો સબાકો મારીને બન્ને હાથ ઉંચા કરી પોતાની ઉઘાડી પીંડળીઓ પર પછાડતી. એનું આ વર્તન જોઇને મારા મનમાં થતું કે આ ડાકણની ગરદન મસળી નાખી હોય તો! ના બાબીજી રહે, ના પૂરી. પેલી ચોખાની ગુણ વળી ધીમરી ધાંટાથી બરાડતી કે "સાવિત્રી તને ખબર છે! આ આખીએ સડકનો કંટ્રાકટ આપણા શેઠજીએ રાખ્યો છે ત્રણ લાખ રૂપીઆ નફો થવાનો છે." આમ કહીને તેણે અમારા પ્રતિ જોયું અને પછી નોકરડીને ગુસ્સાથી કહેવા લાગી, "જરા બાબુ માટે દૂધ અને ગ્લુકોઝ-'ડી' બોટલમાં કાઢી રાખજે અને હાં સુંસણી એકદમ ઘસીને ચોખ્ખી કરી રાખજે."

હવેજ મને ખબર પડી કે તે ગુણના ખોળામાં પાલવ નીચે એક નાનું સરખુ "બૂંડ" પોઢી રહ્યું હતું. શેઠજીનો એક વધુ વારસદાર ન્હાનકડો રૂપાળો અજગર મોટો થઈ ને એ અજગર......હજી મારો વિચાર દોરો આગળ લંબાય તે પહેલાં તો "જરા આ છોકરાને અમારી નોકરડી સુધી પહોંચાડો તો હાથોહાથ" કહેતાં તે જાડી સ્ત્રીએ બાળકને મારા હાથમાં પકડાવ્યો હવે મને પૂરેપૂરો વિશ્વાસ બેઠો કે શેઠજીના કુટુંબની એક પીડીત વ્યકિત છું. મુઠ્ઠી ભરીને રૂપીઆ આપી મોટરમાં બેસનાર આઝાદ ઉતારૂ નહિં.

ગુજરાનવાલા આવતાં વિસામા માટે લૉરી ઉભી રહી અને થર્ડ કલાસમાં ત્રણ નવા પેસેન્જરો ચડયા. બે પોલીસ અને એક કેદી—કેદી ખાદીધારી હતો. કંઇક તોફાની ધૂની અને માથાનો ફરેલ જેવો લાગતો હતો મેં નીચે ઉતરી થોડીક કેરીઓ ખરીદી. દેશી સાહેબે

થરમોસ ખોલી બરફવાળું પાણી પીધું. અંગ્રેજ બહાદુરે બોયને બીસ્કીટનું ટીન લેવા દોડાવ્યો. મોટરવાળાઓના એજન્ટે આવીને શેઠાણીઓને સલામ કરી. "બ્હેન ઉતરોને ખાઈને જવાશે." ડ્રાઈવર પોતાની હિંદી વફાદારી બતાવતો બોલ્યો 'શરબત પીશો બ્હેન? મગાવુ કે?' મિઠાઈવાળો બોલ્યો "બરફી તાજીજ છે" નારિયેરના ખુન્ચા-વાળો આવ્યો-તો પેલી ચપટી સદા હાસ્ય વેરનારી બોલી "હાય ભાભીજી જીવ થાય છે કે નાળિયેરજ ચાવ્યા કરૂં. નાળિયેર કેમ આપ્યા અલ્યા?"

"ચાર આને."

"આ લોકો તો બસ લુંટવાજ બેઠા છે, બોલ એક આને આપવું છે?"

"ના, બાઈ."

"સારૂં બે આના લે, પછી કાંઈ."

એક બુઢો કાગળની ચકલીઓ વેચતો હતો, પેલા માલિકના બાળકને તે ખુબ ગમી એટલે તેણે રમવા માટે ડોસાના હાથમાંથી બેચાર ખેંચી લીધી અને તેને દબાવી ઉછાળી અધમુઇ પણ કરી નાખી. પેલી ભાભીજીની નણંદ કરડ...કરડ...નારિયેર ચાવી રહી હતી મને એના કર્કશ અવાજથી એવો ધિક્કાર આવતો હતો કે એ નારિયેર ચાવનારીને નારિયેરની પેંડેજ ચાવી નાખું. પરંતુ વળી પાછો વિચાર આવતો કે "- બિચારી સીતાના રૂમ એકલા પડી જશે." મોટર ઉપડી પેલો ચકલીવાલો ડોસો મૂંઝો મારતોજ રહ્યો "મારા પૈસા! ત્રણ ચકલીઓ લેવાઇ છે." પણ સાંભળે કોણ! મોટર દૂર નીકળી ગઈ હતી.

પેલા ખાદીધારી કેદીથી આ જોઈ ચૂપ રહેવાયુ નહિં તે મોટે સાદે કહેવા લાગ્યો. "એ લોકો ગરીબોને આવીજ રીતે લૂંટે છે. મૂડીવાદીઓ પોતાની સ્ત્રીઓના હોઠની લાલી માટે ગરીબોના લોહીના પૈસા વાપરે છે. જોતા નથી તેઓ કેવા લાલ લાલ થઇને ફરે છે? તેઓની આવી ચૂસણ નીતિને લઇનેજ ગરી-બોની બેરીઓ પચ્ચીસ વર્ષની વયે બુઢ્ઢી જેવી બની જાય છે અને માલદારોની સ્ત્રીઓ ચાલીસ ચાલીસ શિયાળા વિતાવવા છતાં સફરજનની પેઠે સુર્ખ રહે છે."

ડ્રાઇવરે મોટર થોભાવી અને સિપાઇઓને સૂચના આપતાં જણાવ્યું કે "એ શ્રીમાનને જરા કાબૂમાં રાખો નહિંતર હમણાં ઉઠીશ તો બોચી પકડીને પટકી નાખીશ." ભાભીજી ઘણા ઠસ્સાપૂર્વક કહેવા લાગ્યા "સિયાલકોટ આવવા દો બધુંય ઠીક થઇ જશે. શેઠજીના ફુઆ ફોજદાર શાદીલાલ એમને સારી રીતે ખોખરા કરશે પછી તે સાવિત્રીને શાદીલાલની ઓળખાણ આપવા લાગી. વધુમાં ઉમેર્યું કે "આપણે જરા મોટર ઉભી રખાવી એમને ત્યાં જઇ આવીશું હોં સાવિત્રી!"

પેલો કેદી કહેવા લાગ્યો "હું મોટરને ક્યાંએ રોકાવા દઇશ નહિં." સિપાઇએ એક જોરદાર ધક્કો લગાવતાં તેને કહ્યું "ચુપ મરને હવે! તું વળી કોણ આવ્યો છે મોટર ન રોકાવનાર! ન ત્રણમાં ન તેરમાં......"

ડ્રાઇવરે મોટરની ગતિ વધારી મૂકી. મોટર પૂર ઝડપે સિયાલકોટ તરફ ધસી રહી હતી. માર્ગમાં લીમડાની આછી આછી છાંયડીમાં બેસી ક્યાંક ક્યાંક કાળી ભેંસો નિરાંતે વાગોળતી હું જોઈ રહ્યો હતો એ ભેંસોની આંખમાં એવાં તો ચેન અને શાંતિ ભરેલાં હતાં, જે આ મોટરમાંના એક પણ માણસને નસીબ ન હતાં. મને વાંચેલું કંઇક યાદ આવ્યું "જ્ઞાનીઓએ જીવનને ભેંસની ઉપમા આપી છે." તે કેટલી વ્યાજબી છે! કીચડમાં બદબદ હોવા છતાં

નિરાંતથી વાગોળવું. કેટલું શાંતિપ્રિય જીવન! આનંદધામ કાશ્મીર પહોંચીને પણ મને આટલી શાંતિ મળશે ખરી?

પેલા અંગ્રેજ બહાદુર પોતાની બેઠક પર ઉંચા નીચા થઈ રહ્યા હતા, પેલા સરદારજીની બૈરી પોતાનું પીળું પચરક મોં એવી રીતે બનાવી રહી હતી જાણે ચીમળાએલી કેરી! સાહેબ બહાદુરનો બોય પોતાના માલિકનાં વખાણ પેલી શેઠાણીઓની ચાકરડીને ખાસ ઢબમાં સંભળાવી રહ્યો અને તે ચાકરડી નવાઇ પામતી હોય તેમ વારંવાર જીભ કાઢી "એમ કે!" કહે જતી હતી.

સારાંશ કે મોટરની દરેક વ્યક્તિ જગતની જંજાળ રૂપી કાદવમાં ખરડાએલી છતાં અશાંત હતી. શાંત અને નિર્લેપ કોઇ અગર હતુ તો પેલી ભેંસો, મનમાં આવ્યું કે માણસ થવા કરતાં ભેંસ થવું શું ખોટુ? ઝાડની સુંદર શિતળ છાયા નીચે બેસી નિરાંતે વાગોળવાનું તો મળે; કેટલું સુખી જીવન છે ભેંસનુ! લૉરીમાંના પણ કોઈ પણ માણસ ભેંસ ન હતો,–માણસ પણ ન હતો, બલકે કોઇ બોય હતો તો કોઈ સાહેબ, કોઈ કેદી હતો તો કોઇ પોલીસ, કોઇ શેઠાણી હતી તો કોઈ વાઘરણ. ટુંકમાં સૌ માણસો માણસ ન હતા માણસ સિવાયનુ બીજુંજ કંઇ હતા અને તેમને ઉંચકીને મોટર પૂર ઝડપે જઇ રહી હતી.

એકાએક ગાયોનું એક ધણ રસ્તામાં વચ્ચે આવતાં લૉરી થંભી ગઈ. આ જોઇ ડ્રાઇવરનો મિજાજ ગયો અને તેણે નીચે ઉતરીને ગોવાળીઆને બેચાર ખેંચી કાઢી. "હરામજાદા! ગાયોને સડકની વચ્ચેજ ચલાવી રહ્યો છે? લાટ સાહેબનો બેટો. બિચારો ગોવાળીઓ વ્યાકુળ અને આશ્રયની નજરે ડ્રાઇવરને જોઈ રહ્યો હતો ને બિચારાએ લૉરી આવતી જોઇને ગાયોને એક બાજુ ખસેડવાની પૂરી કોશીશ કરી હતી પણ ગાયો આડી ઉતરી એમાં એનો શો વાંક? ગોવાળીઆની આંખમાં ફર્યાદ અને ન્યાયની માંગણી હતી. પણ આ નવા યુગના નવા લોકોમાં એવી વાતોને ગણકારે છે કોણ? સમાજમાં ડ્રાઇવરનું સ્થાન ગોવાળીઆથી ઉંચુ છે અને દરેક ઉંચી પાયરીવાળાને નીચી પાયરીવાળા પર રૂઆબ કસવાનો તેને પજવવાનો હક છે, જ્યાં સુધી આ ઉંચ નીચનો દુર્ગ ભાંગીને ભૂક્કા ન થાય ત્યાં સુધી આમજ કમઝોરો પર ધમકી અને મારપીટ ચાલુ રહેવાની છે.

પેલો ખાદીધારી કેદી રામસીંગ ડ્રાઈવરને લઈ મર્યો "એક ગરીબને મારપીટ કરનાર તું છે કોણ? તું પણ એક ગરીબ મજુર છે એ ભૂલી ન જા! શું થયું ડ્રાઇવર થયો તો! તું કાંઈ શેઠ નથી. શા ઉપર આટલો એંટી રહ્યો છે તું?"

હે ઇશ્વર! આ કેવો જંગલી દેશ છે! આ ભૂમિ પર તો હવે એક મહાન પ્રલય થાય તો સારૂં! એક જબ્બર ધરતીકંપ થાય તો સારૂં! જેમાં આખુંએ હિંદુસ્તાન બરબાદ થઇ ભુંસાઈ જાય, મટી જાય, કોઇજ ન બચે, કશુંજ ન રહે. આ દેશમાં કશું બચાવવા જેવું નથી. કોણ કહે છે આ ગાંધીનું ભારત છે! કોણ કહે છે આ જિન્નાહનો મુલ્ક છે! શું આ હિંદુસ્તાન છે?-શું આ પાકિસ્તાન છે? મારા ધારવા પ્રમાણે તો આ ઉલ્લુસ્તાન છે. અહીં નર્યા ઉલ્લુઓ વસે છે. ઉલ્લુજ, આ ઉલ્લુઓને વળી, સ્વરાજ જોઇએ છે? સ્વરાજ! તેના મોંમાંથી લાળ ટપકે જતી હતી છતાં તે બોલ્યે જતો હતો. સિપાઇઓએ તેને ઘણો વાર્યો, એક સિપાઇએ તો તેના મોં પર હાથ મૂકી તેનો સાદ દાબી દીધો. આમ છતાં તે

દબાએલા સાદે બોલ્યેજ ગયો. "દબાવો – ઓર વધુ દબાવો, બને તો ઠાર મારી નાખો. પરંતુ હું ચૂપ રહેવાનો નથી. મારો અવાજ હિંદના ખૂણે ખૂણે પહોંચીને પડઘા પાડશે."

એનો દબાએલો સાદ સાંભળી અને તથા દેશી સાહેબને હસવું આવ્યું. અમને હસતા જોઈ તે વધુ છંછેડાયો. ને અમારા ઉપરજ વરસી પડયો. "કમીનાઓ, બાયલાઓ, મારા પર હસો છોને? હસો, ખૂબ હસો, અત્યાર લગીમાં હું દસવાર સરકારનો મેહમાન બની આવ્યો છું, મારી સ્રીને ક્ષય થયો અને તે મરી ગઈ, મારો છોકરો કેળવણીના અભાવે ખીસ્સા કાતરૂ બની ગયો છે, મારી જમીન દરરાજ થઈ ગઈ છે, મારૂં ઘર જપ્ત થઇ ગયું છે. કેમ છે ને મારા હાલ હસવા જેવા! ઝાલિમો હું તમને બરાબર પારખી ગયો છું. તમે મૂડીવાદીઓ છો, અનેકનવાનવા સ્વાંગમાં નજરે પડો છો. કદી બાબુજી થઇને તો કદી લીડર બનીને, કદી પોલીસ બનીને તો કદી ધર્માત્મા બનીને પણ છો એકના એકજ. હું તમને બરાબર ઓળખું છું. મનુષ્યનું રૂધિર પીનારી જાતો, ઇન્સાનનો શિકાર ખેલનારા નર વરૂઓ..."

પોલીસના સિપાઇએ ફરીને તેના બરડા પર થાપો માર્યો, રામસીંગે ગાડી ઉભી રાખી. સિયાલકોટની કચેરી સામેજ હતી અને કેદી તથા સિપાઇઓને ત્યાંજ ઉતરવાનું હતું એટલે તેઓ ઉતર્યા. નોકરડી બોલી, "ગાંડો છે મુઓ, ગાંડો." અંગ્રેજ નાકનું ટેરવું ઉંચું કરી પાઇપ સળગાવવા લાગ્યો. સાવિત્રી બોલી "હાય બાબીજી તમને યાદજ હશે કે આ કચેરીની ઇમારત આપણા શેઠજીએ બાંધી છે."

સિપાઇઓ કેદીને લઈ કચેરીની અંદર ગયા, મોટરની એક બાજુ થોડે દૂર એક મોટો થાંભલો હતો. જેના પર બોર્ડમાં મોટા અક્ષરે ચિતરેલું હતું.

"આ રસ્તો કાશ્મીર જાય છે."

અને પછી માનવ એઠવાડ અને કચરાપટ્ટીથી ભરેલી એ મોટર કાશ્મીર જવાને ઉપડી.*

* ઉર્દૂ પરથી.

# શું કરૂં?

[ મુખમ્મસ ]

આવી નઃ કામ મારી વફાઓ તો શું કરૂં?
ઘેરી રહી છે ઘેરી બલાઓ તો શું કરૂં?
એ ક્રૂરની છે ક્રૂર અદાઓ તો શું કરૂં?
બાળીને મુજને લે છે મઝાઓ તો શું કરૂં?
ઝાલિમ તણી સહું નઃ જફાઓ તો શું કરૂં?

આવી છે આપોઆપ ઘટાઓ તો શું કરૂં?
તૌબાને તોડી જાશે હવાઓ તો શું કરૂં?
સાકીની આજ થઈ છે કૃપાઓ તો શું કરૂં?
યાદ આવી સંત મયની મઝાઓ તો શું કરૂં?
લપકાં હૃદયમાં લેજો તપાઓ તો શું કરૂં?

આહો ભરૂં છું અશ્રુઓ સારૂં છું રાતદિન;
એમજ હૃદયની બળતરા ઠારૂં છું રાતદિન;
અકલ્પ્ય કૈં વિચારો વિચારૂં છું રાતદિન;
જીવન મરણની વાટે ગુજારૂં છું રાતદિન;
વિતે નઃ સુની સુની નિશાઓ તો શું કરૂં?

આશાઓના શમી ગયા દિલમાં ચડીને પૂર;
દુઃખ પર દુઃખો સહીને હૃદય થઇ ગયું છે ચૂર;
સુખ ચેન લઇ ગયા તે પ્રથમથીજ હાય! દૂર;
મુજથી રહે છે નિત્ય હવે દૂર દૂર દૂર;
લૂંટાઈ મુજ જીવનની મતાઓ તો શું કરૂં?

ઘુંઘટ હટાવી મુખને છુપાવે છે વાર વાર;
દિલ પર નયનનાં બાણુ ચલાવે છે વાર વાર;
નખરાં કરી હસે છે બનાવે છે વાર વાર;
એમજ મને સતાવે રિબાવે છે વાર વાર;
દે છે નઃ દર્દ દઇને દવાઓ તો શું કરૂં?

જુઠા, છે એના લાખ કરે છોને વાયદા;
વિયોગની સહું છું સદા આપદા, વ્યથા;
તડપન, જલન, ધગશ ને રહે દિલમાં બળતરા;
મુજને તે સાંત્વન નઃ કદી આવ્યા આપવા;
ઉડ્ડી છે રૂપ કેરી પ્રથાઓ તો શું કરું !

મારી નજર ને એની નઝર એક થઇ નઝર;
સહચર તને બતાવું ? હતી એમાં શી અસર;
નઝરો મળી ને થઇ ગયો એટલો હું બેખબર;
કે લઇ ગયા તે મારૂં ચુરાવીને દિલ-જિગર;
મારી હવે સુણે નઃ કથાઓ તો શું કરૂં !

વલખાં હૃદય નકામાં તું મારે છે એમ કેમ;
નિષ્ઠુર નવ પિછાની શકે તારો શુદ્ધ પ્રેમ;
શું ખાક આવશે એ તને માત્ર છે વહેમ;
વિતાવી દે વિરહની નિશાઓને જેમ તેમ;
સમજે નઃ ક્રૂર દિલની બિનાઓ તો શું કરૂં !

અપરાધ મારા જો નઃ ખુદા તુજ કૃપાઓ જો;
મોહમય જગતને જોને જગતની મઝાઓ જો;
ચોપાસ ઘેરી રહેતી અને તે બલાઓ જો;
જંજાળમય જીવનને જીવનની વ્યથાઓ જો;
મિથ્યા તું નિરખે મારી ખતાઓ તો શું કરૂં !

મારૂં છું ઉષ્ણ આહો હું પકડીને નિત હૃદય;
પાષાણ પર નઃ પ્રાપ્ત થયો મુજને કંઈ વિજય;
આશાઓની જહાનમાં આવી પડયો પ્રલય;
"બિસ્મિલ" સુણાવું કોને કથા મારી દર્દમય;
થઈ ગઇ છે મંદ દિલની ક્રિયાઓ તો શું કરૂં !

△ "બિસ્મિલ" ધોરાજવી.

# ઉમર ખૈયામ

આંતર રાષ્ટ્રિય ખ્યાતિ પામેલો ઈરાનનો.
એક સાધારણ કોટિનો કવિ.

લેખકઃ—'યાવર' બી. એ.

ઉમર ખૈયામ વિશે ઘણું ઘણું લખાઈ ચુક્યું છે. વિદ્વાનો, લેખકો, ટીકાકારો, ઇતિહાસકારો અને ભાષાંતરકારોએ તેના જીવન, કવન, ભાષા અને શૈલી ઉપર ચોતરફથી પ્રકાશ નાખવા પોતાનો બનતો પ્રયત્ન કર્યો છે. એમાંએ ખાસ કરીને પશ્ચિમના લેખકોએ તેના પ્રત્યે એટલું બધું ધ્યાન કેન્દ્રિત કર્યું છે કે તેની ખ્યાતિ સમગ્ર જગતમાં ફેલાવવામાં કશીએ કચાશ રાખી નથી. મને નવાઇ લાગે છે કે પશ્ચિમના વિદ્વાન ગણાતા સાહિત્ય શોધકો, ખુદ ઇરાનમાં સાધારણ કોટિના ગણાતા એક કવિને આટલી હદ સુધી અગત્યતા કેમ આપે છે? અને આ ખ્યાતિને એટલે ઉંચે ડુંગરે બેસાડી દીધી છે કે ઉમર ખૈયામને ઇરાનના પ્રથમ પંક્તિના કવિ તરીકે માનવામાં આવે છે. આ એક ગંભીર ભૂલ છે. ઇરાનના પ્રથમ કોટિના કવિઓ જેવા કે **હાફિઝ, રૂમી, ફિરદોસી, સા'દી કે અનવરીની** હરોળમાં ઉમર ખૈયામનું સ્થાન ક્યાંય નથી. એ સત્યને ઇરાન તો આજે પણ વળગી રહ્યું છે. એને માટે કારણો ઘણાં છે. કોઇ પણ કહી શકશે કે ફક્ત રૂબાઇના ક્ષેત્રમાં થોડી રૂબાઇયાત લખીને રૂમી કે ફિરદોસીના અખૂટ અને ક્લાસીક ભંડાર સમક્ષ મુકવામાં આવે તો એ તુલનાજ અજુગતી લાગ્યા વગર રહે નહિ. એ કવિઓએ તો કદાચ સાહિત્યના દરેકે દરેક અંગને નીચોવી કાઢ્યું છે. શરાબ અને સુંદરીના નશામાં જે બેભાનજ રહ્યો છે તેની થોડીક રૂબાઇયાતો ફિરદોસીના 'પાંત્રીસ વર્ષની' મેહનતના શાહનામા આગળ, રૂમીની ફક્ત 'મસ્નવી' આગળ કે ઉપરોક્ત દર્શાવેલા બીજા કોઇ પણ પ્રથમ પંક્તિના શાઇરની કૃતિઓ આગળ સાહિત્યની દ્રષ્ટિએ કંઇજ વિસાતમાં નથી.

ખૈયામને કવિ તરીકેની ખ્યાતિ અપાવનાર એની રૂબાઇયાત છે અને એ સુંદર છે એની મને ના નથી. હું અહિં આ રૂબાઇયાત વિશે થોડુંક લખવાનું ઉચિત ધારૂં છું. જુદી જુદી હસ્તલિખિત પ્રતોમાં એ જુદી જુદી સંખ્યામાં જોવામાં આવી છે. જુનામાં જુની પ્રતમાં ૧૫૮ રૂબાઇઓ છે. લંડનની ઇંડિયા ઓફીસની બે પ્રતોમાં અનુક્રમે ૩૬૨ અને ૫૧૨ રૂબાઇયાત છે. એમાંથી ઉમર ખૈયામની કેટલી છે એ કહેવું મુશ્કેલ છે કારણ કે કેટલાક સમકાલીન કવિઓની રૂબાઇઓ એમા ઘુસી જવા પામી છે. પરિણામે તે ઉમર ખૈયામના નામે બહાર આવી છે ડૉ. રઝાઝાદા 'શફક' એક જગ્યાએ લખતાં જણાવે છે કે ખૈયામના નામ પર લગભગ ૧૨૦૦ રૂબાઇયાત બહાર આવી છે, એમાંથી લગભગ ૨૫૦ થી ૩૦૦ જેટલી રૂબાઇઓ ઉમર ખૈયામની પોતાની હશે. જો કે હજી એ બાબત શંકાને સ્થાન છે. આપણે હાલ તો એટલાથીજ સંતોષ લેવો રહ્યો કેમકે સાહિત્યનું તેનું આ એકજ પુસ્તક છે. આ રૂબાઇયાતો દ્વારા તેણે સાદી અને સરળ ભાષામાં સચોટ રીતે અસર કરી જાય એવી ભાવના મૂકી છે જે વાંચક પર છાપ મુકી જાય છે: જિંદગી, આનંદ, શરાબ, સુંદરી અને મસ્તીના સૂરને તે આલાપે છે અને તે સૂરમાં તાઝગી અને મીઠાશ છે.

તેની આધુનિક પ્રથમ પંક્તિ તરીકેના કવિની ખ્યાતિ પશ્ચિમના તેના અનુવાદકો અને વિવેચકોએ અપાવી છે. તેના અસંખ્ય ભાષાંતરોમાં ફીટ્ઝજીરલ્ડનું ભાષાંતરજ તેની રૂબાઇયાતને અમરત્વ બક્ષે છે. આ ભાષાંતરને લઇનેજ તેની ખ્યાતિ દુન્યાના ખુણેખુણામાં પ્રસરી ગઇ છે. ખૈયામની મસ્તીને એણે એવી રીતે જનતા સંમક્ષ મૂકી છે અને તેના મૂળ તત્વને એ રીતે

પ્રતિબિંબમાં, ગોઠવ્યું કે જે કે એ ભાષાંતર પણ અંગ્રેજી સાહિત્યમાં એક ઉંચું સ્થાન ધરાવે છે. આજથી લગભગ ૮૭ વર્ષ પર જ્યારે ફિટ્ઝજીરલ્ડનું પ્રથમ પ્રકાશન-(એડીશન) બહાર પડ્યું ત્યારે તો સંજોગવશાત લોકોએ તેને અપનાવ્યું નહિ; ત્યાર બાદ ધીમે ધીમે લોકો પશ્ચિમની ભાવનાભરી શૈલીથી અંજાઈ ગયા. એક બાદ એક એમ તેના કેટલાએ પ્રકાશનો બહાર પડ્યાં. અને આજ સુધી પણ તેના ભાષાંતરનો રસ સૂકાયો નથી. વળી એની આ પૂર્વની રંગીન ભાવનાએ કેટલાક ચિત્રકારોનું મન આકર્ષ્યું, અને વિદેશના ડયુલાક જેવા ચિત્રકારોએ એ રૂબાઇઓને જીવન બક્ષ્યું. દરવીશ નામના ઇરાનના એક હાલના ચિત્રકારે તો યુરોપમાં પણ લોકોને એ રૂબાઇયાત ચિતરીને આંજી નાખ્યા. તેના કેટલાક ચિત્રો તો લંડનમાં પ્રદર્શનમાં મૂકાયાં. આમ ચિત્ર સૃષ્ટિએ પણ ઉમર ખૈયામને તેની ખ્યાતિ પર ઓપ ચડાવી આપ્યો. યુરોપની અને હિંદુસ્તાનની લગભગ બધી ભાષામાં તેની રૂબાઇયાતનું ભાષાંતર થયું છે. આમ તેને આંતરરાષ્ટ્રિય ખ્યાતિએ પ્રથમ પંક્તિના કવિઓની કોટિમાં એક અજુગતું સ્થાન અપાવી દીધું છે, જે સ્થાન સાહિત્યની દ્રષ્ટિએ તેને કદી પણ મળી શકે નહિ. બાકી ઇરાનમાં તો મહત્તા જુદાજ કારણોને લીધે અંકાય છે.

અહિં હું તેના જીવન ઉપર પ્રકાશ નાખવા માંગતો નથી કારણ કે આ લખાણ ચર્ચાત્મક દ્રષ્ટિએ લખ્યું છે એટલે તે ચર્ચાત્મકજ રહે તો ઠીક છે. તેની રૂબાઇયાતના ભાષાંતરો થયા બાદ વિદેશી લેખકોએ તેના જીવન પર પ્રકાશ નાખવાના પ્રયત્નો કર્યા છે, અને કોઇ પુરાણી કિતાબ એવી નથી કે જેમાંથી આપણને ખૈયામની પૂરેપુરી જીવન-કથા મળી શકે; એટલે એ લેખકોએ ફક્ત તેની રૂબાઇયાતોના નવા નોખા અર્થ કરી તેમાંથી તેના જીવન પર અજાણ્યા પ્રસંગો રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે. જુદાજુદા લેખકોએ જુદીજુદી દ્રષ્ટિએ ખૈયામને ગુંથવા પ્રયત્ન કર્યો છે. સૌથી જુનામાં જુનું ફારસીનું પુસ્તક કે જેમાંથી આપણને ઉમર ખૈયામ ઉપર સ્હેજ પણ જાણવા મળે છે તે "ચહાર મકાલા" છે. આ પુસ્તક ક્યારે લખાયું તેની ચોક્કસ તારીખ મળતી નથી પરંતુ બીજા સમકાલીન લેખકોની નોંધ પરથી એટલું કહી શકાય કે આ પુસ્તક સન. ૧૧૫૧-૫૨માં લખાયું હોવું જોઇએ. આ પુસ્તકના લેખક નિઝામી અરૂઝી સમરકન્દી છે. તેમણે એ પુસ્તકમાં સમકાલીન તેમજ પ્રાચીન શાયરો, હકીમો ખગોળ શાસ્ત્રી અને પ્રધાનો ઉપર જુદાજુદા વિભાગ પાડી નોંધો લખેલી છે અને એ લખાણ પરથી ઘણાં મોટા માણસોના જીવન ઉપર પ્રકાશ પડે છે. એમાં કવિઓના વિભાગમાં ઉમર ખૈયામ વિશે ક્યાંય નોંધ નથી પણ ખગોળ શાસ્ત્રીઓના વિભાગમાં ઉમર ખૈયામનાં બે એક પ્રસંગો આલેખ્યા છે. તેમાં તેની કવિત્વ શક્તિ વિશે ક્યાંય સંતોષકારક નોંધ નથી. પ્રસ્તુત નોંધમાં ઉમર ખૈયામને એક મહાન ખગોળ અને ગણીતશાસ્ત્રી તરીકે ઓળખાવ્યો છે. કદાચ તે સમયે તેની ખ્યાતિ એના અભ્યાસ પરજ અવલંબેલી હશે હું પણ આજ વસ્તુ પર વધુ વજન આપવા માંગુ છું કે ઉમર ખૈયામને મહાન ખગોળ શાસ્ત્રી અને ગણીત શાસ્ત્રી તરીકેજ ઓળખવામાં આવે અને ઇરાનના મહાન કવિ તરીકે નહિ. જો તેને કવિ ગણવામાં આવે તો તેને એક સાધારણ કોટિનોજ કવિ ગણી શકાય.

હવે તેને હું ખગોળ વિદ્યાનો મહાન અભ્યાસી કેમ ગણું છું તે વિશે ઐતિહાસિક પુરાવા સાથે મારી દલીલ રજુ કરૂં છું. ઉપર દર્શાવેલા "ચહાર મકાલા"ના પુસ્તક પર આધાર

રાખી શરૂ કરીએ તો જણાશે કે પ્રથમ આ પુસ્તક પર આધાર રાખવાને પણ ચોક્કસ કારણો છે. પ્રથમ તો એ કે આ પુસ્તકનો લેખક અરૂઝી. સમરકન્દી ઉમર ખૈયામનો સમકાલિન હતો. એના દાખલા ઐતિહાસિક તારીખ જોતાં પણ મળે છે અને ખુદ લેખકે પણ પુસ્તકમાં પોતે ઉમર ખૈયામની મુલાકાત લીધી હતી એ બાબત ઉલ્લેખ કરેલો છે. એટલે આ પુસ્તકની હકીકતો સત્ય માનવાને કારણ મળે છે, બીજું આ પુસ્તકની અગત્યતા અને તે પણ ઇતિહાસ તેમજ સાહિત્યની દ્રષ્ટિએ અગત્યતા ઉપર લખનાં ઉર્દૂના જાણીતા વિવેચક અન્દલીબ શાદાની લખે છે.—

"આ પુસ્તકની એક મોટી અગત્યતા ઐતિહાસિક દ્રષ્ટિએ છે. ત્રીજા વિભાગની અંદર ઉમર ખૈયામ વિશે જે કંઈ જણાવવામાં આવ્યું છે એનું મહત્વ તો કદરદાનીને કાબિલ છે. કારણ કે એક તો "ચહાર મકાલા" પ્રથમ પુસ્તક છે જેમાં ઉમર ખૈયામનો ઉલ્લેખ છે. બીજું લેખકે પોતે ઉમર ખૈયામનો સમકાલીન હતો અને તેમની જોડે મુલાકાત પણ થઈ હતી.

"દૌલતશાહ" નામના એક ફારસી લેખકે પોતાના પુસ્તક "તજકેરહ"માં ઉમર ખૈયામનો ઉલ્લેખજ કર્યો નથી. આ પુસ્તક ઐતિહાસિક અને લગભગ ૧૫૦ ફારસી કવિઓના જીવનવૃત્તાંત ઉલ્લેખે છે, છતાં એમાં ઉમર ખૈયામ વિશે કંઈ નથી. એનું કારણ એ હોય કે કદાચ ઉમર ખૈયામને તે કવિ તરીકે ન ગણતો હોવાના કારણે પોતાના પુસ્તકમાં દર્શાવવાથી અલિપ્ત રાખ્યો હોય.

ઉમર ખૈયામ ખગોળ શાસ્ત્રનો મહાન અભ્યાસી હતો એ "ચહાર મકાલા"ના પુસ્તક પરથી તો સાબિત થાય છે. તર્કશાસ્ત્ર અને ફિલ્સુફીનો પણ તેણે અભ્યાસ કર્યો હતો. ગણીત શાસ્ત્રમાં પણ તે પારગત હતો, અને ગણીતને આધારે તે ખગોળ જોતો. તે મોટો ગણીત શાસ્ત્રી હતો તેનો એક દાખલો આપણી પાસે મૌજૂદ છે. તે વખતના સુલ્તાન મલિક શાહે ખૈયામ તેમજ બીજા જાણીતા ખગોળશાસ્ત્રીઓને બોલાવી તે વખતનું કેલેન્ડર સુધરાવ્યું હતું. સુધારેલું કેલેન્ડર ઘણુંજ ઉત્તમ નિવડ્યુ અને તે જલાલી કેલેન્ડરના નામે મશહૂર છે. ખગોળ શાસ્ત્રનો અભ્યાસી હોવાથી તે હવામાન, ઋતુ અને આકાશની તારા સૃષ્ટિઓ જોઇ, તેનો અભ્યાસ કરી કેટલીક વાર ઉપયોગી ભવિષ્ય વાણી કહેતો. આ સૂચનનો નિર્દેશ કરતા બે દાખલા આપણને 'ચહાર મકાલા'માંથી મળી આવે છે. તે નીચે પ્રમાણે છે.

સન. ૫૦૦ હિજરીમાં એકવાર શિયાળાની ઋતુમાં બાદશાહને શિકારે જવાનું મન થયું. સીઝન સારી ન હોવાથી બાદશાહે ઉમર ખૈયામને અનુકૂળ સમય માટે પુછ્યું. બે દિવસ અભ્યાસ કરી તેણે બાદશાહને શિકારે નિકળવા માટે સલાહ આપી પોતે પણ બાદશાહની સાથે ચાલી નિકળ્યો. થોડેક દૂર ગયા ત્યાં તો વાદળ ચઢી આવ્યાં. બરફ ને ધુમસની શરૂઆત થઇ. બાદશાહે પાછા ફરવાની ઇચ્છા દર્શાવી પણ ઉમર ખૈયામે કહ્યું, "ધીરજ રાખો. હમણાંજ વાદળ સાફ થઇ જશે અને પછી પાંચ દિવસ સુધી વરસાદનું એક ટીપું પણ પડશે નહિ. અને અને થયું, પણ તેમજ, ત્યાર બાદ રહેજે વાદળાં પણ દેખાયાં નહિ.

આ દાખલા ઉપરથી આપણને જણાય છે કે તે એ અભ્યાસમાં કેટલો પારંગત હતો. પુસ્તકમાં એક બીજો પ્રસંગ એવો છે કે લેખક જ્યારે ઉમર ખૈયામને મળે છે ત્યારે વાતચીત દરમ્યાન ઉમર ખૈયામે જણાવ્યું હતું, "મારી કબ્ર એવી જગ્યાએ હશે જ્યાં મારી પર પુષ્પ વૃષ્ટિ થશે" આ વાતનો ઉલ્લેખ કરતાં આગળ લેખક જણાવે છે કે જ્યારે તે કેટલાક વર્ષો

પછી નિશાપુરમાં જાય છે તે સમયે ઉમર ખૈયામ તો મૃત્યુ પામ્યો હતો. એક માણસને સાથે લઈ લેખક કબ્રસ્તાનમાં તેની કબ્ર પર જાય છે. અને જુએ છે તો માલમ પડે છે કે તેની કબ્ર એક બગીચા પાસે છે અને તે ઉપર બાગમાં વૃક્ષોના એટલા બધા ફૂલો ખરેલાં છે કે તેની કબર ઢંકાઇ ગઇ છે. આ જોઈ તેને ઉમર ખૈયામની વર્ષો પહેલાંની મુલાકાત અને તેના શબ્દો યાદ આવે છે: તે રડી પડે છે. આ બે પ્રસંગો 'ચહાર મકાલા'માંથી આપણને મળી આવે છે. જાણવા મળે છે કે તેણે કુલ દશ પુસ્તકો લખ્યાં હતાં. તેમાં સાહિત્ય ઉપર તો આ એક રૂબાઇયાતનું પુસ્તક છે. બાકીના બીજાં પુસ્તકો કે જેમાંના સાત પુસ્તકો તો અસ્તિત્વ ધરાવતાં નથી તે બધા ગણીત, જોમેટ્રી, કુદરતી સાયન્સ અને એસ્ટ્રોલોજી પર લખેલાં હતાં. આવા અઘરા વિષયોને પુસ્તકોમાં આલેખનાર મહાન ગણીતશાસ્ત્રી અને ખગોળ શાસ્ત્રીજ હોઇ શકે. કોઇ પણ કવિને આવા સુક્કા વિષયો પરત્વે આટલો અભ્યાસ અને રસ હોય એ માનવા જેવું નથી. બાકી રહ્યું એક રૂબાઇયાતનું પુસ્તક જેમાંની કેટલીક ઉમર ખૈયામની હોવા વિષે શંકા છે તે ઉપરથી તેને એક મહાન કવિ અને પ્રથમ પંક્તિમાં મૂકી શકાય નહિ.

દિવસનો મોટો ભાગ તે પોતાના ખગોળ અને ગણીતના અભ્યાસમાંજ કાઢતો. આવા સુક્કા વિષયમાં કંટાળો આવે એ સ્વાભાવિક છે. એટલે તે પણ જ્યારે જ્યારે કંટાળીને પોતાના અભ્યાસમાંથી બહાર નિકળતો; ત્યારે મિત્રો જોડે બેસતો. મનને બહેલાવવા અને આનંદ આપવા ખાતર આવી શરાબ ને સુંદરીની રૂબાઇઓ રચતો અને કહી સંભળાવતો. તેના મિત્રો પણ એવીજ રીતે કાંઈ ગઝલ કે રૂબાઇ છેડતા. આમ કંટાળેલું માનસ સહેજ આરામ લેતું અને આનંદ કરતું. સમયના વહનની સાથે રૂબાઇઓ વધતી ગઇ અને છેવટે એની અને મિત્રમંડળની પણ રૂબાઇઓ એના નામ પર ચઢી બહાર આવી. એમાં થાકેલા કે કંટાળેલા મનની તાજગી અર્થે મીઠી મીઠી લાગણીઓજ છે. બાકી ઉંડે ઉતરી જોઇએ તો એમાં કવિતાના સાયન્સની દ્રષ્ટિ ઉચ્ચતમ્ ટેકનીક નહિંજ માલૂમ પડે. એ રૂબાઇઓનું વહન એક ધારૂંજ ચાલ્યું જાય છે. બાકી બીજા કવિઓમાં તો આયુષ્યની પક્વતા સાથે વિચારોની પણ પક્વતા હોય છે, તે એમાં નથી.

ગમે તેમ એ રૂબાઇઓએ તેને અમર બનાવ્યો છે. જગતનો બીજો આટલો નાનો કવિ આટલી મોટી ખ્યાતિ પામ્યોજ નથી. એનું કારણ તો એ ખ્યાતિ આપનારાજ જાણે.

એક રસિક સંવાદ
જીવાતી જિંદગીની મિસાલ

# ના !...

શાકિર ઉનીઆ
એમ. એ.

આજે તો જીવનમાં બધુંજ તોળી અને માપીને અપાય છે. હું જીવનની મર્યાદાઓમાં માનતો નહિ. સરયુ કહેતી જીવનને જેટલું મર્યાદિત બનાવો એટલું વધુ સુંદર અને સરસ. હું દલીલ કરતો કે પ્રભુની સૃષ્ટિને મર્યાદા નથી. એની લીલા અપરંપાર છે. એણે સર્જેલું ભૂરું ભૂરું આકાશ અનંત છે; એણે ઉભી કરેલી ગીરિમાળા અને સમુદ્રો અનંત છે તો પછી જીવન મર્યાદિત શી રીતે હોઈ શકે? સરયુ જવાબમાં કહેતી "જીવનની મર્યાદાઓ સમજવા માટે તમારે બીજો જન્મ લીધે પડશે એમ મ્હને લાગે છે. તમારી અને મ્હારી જીવનદોરી મર્યાદિત–તમારો અને મ્હારો પ્રેમ મર્યાદિત–મ્હારા અને તમારા હૃદયના ધબકારા મર્યાદિત! મર્યાદિત જીવન એટલે તમે અને હું. તમારામાં અને મ્હારામાં જે તફાવત છે તેજ જીવનની મર્યાદા! **સ્ત્રી અને પુરૂષ એટલે જીવનની છેલ્લી મર્યાદા!**"

સરયુ, જીવનને બહુ બારીકાઈથી જોતી. હું જીવનનો સાર જોવા મથતો ત્યારે એ જીવનને મીઠું ઝરણું બનાવવા પ્રયત્ન કરતી. એક સાંજના મેં એને મ્હારી સાથે ફરવા આવવા કહ્યું. એ તૈયાર થઇ અને અમે નીકળ્યા.

એક હાડપીંજર જેવું ભૂખ અને ટાઢથી કરમાઈ ગએલું શરીર, બીજા એવાજ એક અધ શરીરને દોરીને જઇ રહ્યું હતું. મેં સરયુને પૂછ્યું "આ બે આત્મા વચ્ચેની લાકડી જીવનની મર્યાદા બતાવતી હોય એમ તને નથી લાગતું?" એણે પોતાની સાડીની કોર બતાવીને કહ્યું 'મ્હારા જીવનમાં પડતી અનેક રંગીન છાપો વચ્ચે આ કોર મર્યાદા બાંધે છે. જગતની ચિંધાની આંખો અને મ્હારા કોમળ દેહ વચ્ચે આ કોર રક્ષાની હદ બાંધે છે. તમારા પ્રેમ અને મ્હારી ઉર્મિ વચ્ચે આ કોર માર્ગ બાંધે છે. એનીજ રીતે જગતની દયા અને માનવતાની કંગાલીઅત વચ્ચે પેલી લાકડી પૂલ બાંધે છે. અંધકાર અને પ્રકાશ–ઉજાસ વચ્ચેની નાજુક મર્યાદા. એટલે પેલી લાકડી! મર્યાદાઓ! સર્વત્રજ મર્યાદાઓ!" સરયુ એકદમ બધુંજ બોલી ગઇ. "સરયુ, એ બધું ખરૂં હોય તો એ ત્હારા અને મ્હારા પ્રેમને મર્યાદા હોય એમ માનવાને હું તૈયાર નથી." હું બોલ્યો. "તમારા પૂરતુંજ તમે બોલી શકો છો. મ્હારા તરફથી તમને એવું માની લેવાનો અધિકાર નથી." સરયુએ મ્હને ચેતવણી આપતાં કહ્યું. મેં પૂછ્યું, "એમ કેમ-વારૂ?" એણે જવાબ આપ્યો "લોકો કહે છે ચકોર ચંદ્રની પાછળ પાગલ છે. પણ અત્યાર લગી કોઇએ એમ કહ્યું છે કે ચંદ્ર ચકોર ઉપર પણ ફિદા ફિદા થઈ જાય છે? તમે ચકોર હેવ તો ભલે રહો. મ્હારે ચંદ્ર નથી બનવુ." મ્હને જરા ખોટું લાગ્યું. મેં કહ્યું "સરયુ, આપણે હવે આપણો પંથ એકલાંજ કાપવો રહ્યો છે. મ્હને લાગતું હતું કે ત્હારા વગર જીવનનો લાંબો પંથ કાપવું મુશ્કેલ થઇ પડશે. હવે એમ લાગે છે ત્હારી સાથે જીવનપંથ કાપવામાં મ્હને ઘણી અગવડતાઓ વેઠવી પડશે. આજથી તું અને હું એકલાં એકલાં મન્જિલ પર પડી જઇએ તો કેમ?" સરયુ બોલી "હવે તમને પ્રેમની મર્યાદાઓનું ભાન થતુ હોય એમ હું જોઈ શકું છું. મ્હારી એક ના એટલે આપણા બંનેના જીવનની મર્યાદા. મ્હને એકલા મન્જિલ ઉપર જવામાં બીક નથી. ફિકર માત્ર એટલીજ છે કે તમે વળી પાછી કોઈ અમર્યાદિત જીવનવાળાની સાથે ન તે ચડી જશો નહિ." અમે વિખુટાં પડ્યાં.

બીજે દિવસે સરયુ મ્હારે ત્યાં આવી. મ્હારે માટે એક ફૂલ પણ સાથે લેતી આવી. ટેબલ ઉપર ફૂલ મુકતા સરયુ બોલી "આ ફૂલને સાંજ સુધી ટેબલ ઉપર રાખી મૂકો એટલે તમે જીવનની મર્યાદાઓ સમજશો."

મ્હેં તરતજ એ ફૂલના અત્તરની શીશી ખોલી અને સરયુની સાડી ઉપર થોડુંક અત્તર છાંટયું અને કહ્યું "જીવનની અનંતતાનો ખ્યાલ હવે ત્હને આવશે." "ના, સુમનભાઈ એમ નથી, જીવનની જ્યારે અમુક હદબંધી કરવામાં આવી ત્યારે તમારૂં. આ અત્તર બન્યું. નર્યું ફૂલ અત્તર નથી. મ્હારી એક વાત કદાચ તમને કામ આવશે. જીવનમાં કોને કેટલું 'અને કયારે આપવું એટલુંજ શીખી લેજો. મ્હારી એક "ના" યા "હા"નું મૂલ્ય આંકવામાં ઉતાવળ કરશો નહિ.

મ્હારા જીવનની મર્યાદા એટલે સરયુ.

# "કોઈની"

જાય છે જો! જો! જવાની કોઈની,
નવ રહેશે એ નિશાની કોઈની.

હું પથિક છું, મ્હારા જીવન પંથમાં,
છે નિરંતર મેંરબાની કોઈની.

વાત વાતોમાં કોઇ લૂટી ગયું,
દિલ લગી દિલ-શાદમાની કોઇની.

છળકપટના દાવ નિત ખેલાય જ્યાં,
શું કરૂં હું વાત માની કોઇની!

આંખ ઝબકી ઝબકીને મિંચાઈ ગઈ,
ના અસર કો', થૈ દવાની કોઇની.

તડપી તડપી વિરહ માંહે કોઇના,
રાત પૂરી થૈ જવાની કોઇની.

ભેદ ખુલ્લો થૈ જશે જોજે કદી,
નવ રહેશે વાત છાની કોઈની.

દિલ ન જા લવલેશ તું દુન્યા પરે!
ત્હારી કે એ નવ થવાની કોઇની.

અશ્રુના એક એક બિન્દુમાં ખચિત,
છે છુપી એક દિલ-કહાની કોઇની.

જોઉં છું હું ચાલબાઝીઓ હવે-
ક્યાં સુધી છે ચાલવાની કોઈની!

ઝિંદગીની શું કહું 'અશરાફ' હું!
દુઃખ ભરી છે ઝિંદગાની કોઇની.

'અશરાફ' (વહાલુ)

# હું જ્યાં વસું છું

હાશિમ ટીમોલ

આજકાલ હું માહિમમાં છું. સમરસેટ માહિમ નહિ, 'બાબર'નું માહિમ પણ નહિ, માત્ર નર્યું માહિમ, એકલું માહિમ. હું જ્યાં વસુ છું તે માહિમ. આ સ્થળ મને ઘણું ગમે છે કેમકે આ સ્થળના વસવાટે કરી મારી ઉદાસીમાં અનેક ઘણી વૃદ્ધિ થવા પામી છે. મારા મકાનની સામેજ નાળિયેળના વૃક્ષોનું ઝુંડ છે, નાળિયેળીઓ હવામાં ઝોલાં ખાય છે, સાગરનો તોફાની પવન નાળિયેળના પત્રો સાથે અટખેલીઓ કરતો હાથ તાળી દેતો આગળ વધે છે, આકાશ ભૂરાં ભૂરાં વાદળોથી આચ્છાદિત હોય છે. કદી કદાચ થોડો વરસાદ પણ પડી જાય છે પણ તે કોઇ મહાજનના દાનની પેઠે થોડો જ. વિશેષત હું બાલ્કનીમાંજ હોઉં છું. એક સ્ખટુ અને બટકેલની પેઠ આમથી તેમ આંટા મારતો હોઉં છું લોકો મને જોઇને એમ વિચારતા હશે કે આ માણસ અહિંજ શા માટે ઉભો રહે છે? એ કોઇ ચક્રમ લાગે છે? અને હું લોકોને જોઇને આમ વિચારૂં છું કે "હું તમારી દરેક વાતને ખુબ સમજુ છું" મને સાવ બોઘો ન સમજતા તમારી દુન્યા મેં જોઇ લીધી છે" કિંતુ મેં તેમને મારા અંતરના એ ઉમળકા બતાવવા કદીયે કોશિશ કરી નથી.

હું જ્યાં રહું છું તેની સામે એક એકટર વસે છે. એ એકટરના બેઠક રૂમમાં એક રૂપાળી છોકરીને ઘણીવાર આંટા મારતી હું જોઉં છું સાંભળવા મુજબ એ Extraનું કામ કરતી હતી. તેને આ નટ મહાશયે પસંદ કરી ઘરની ચાર દિવાલોમાં બંદીવાન કીધી છે. મુંબઇમાં વધુ પ્રમાણમા લોકો સીનેમા નટીઓ સાથે લગ્નથી જોડાય છે. અને જ્યારે એ આનંદ પક્ષી બંધને બંધાય છે ત્યારે તેને ઘરમાં પુરી રાખે છે. પડદા પરનો કૃત્રિમ વર. કૃત્રિમ પ્રેમ. જીવનમાં પણ કૃત્રિમતા ઘસડી આણે છે. પત્નીની સ્ત્રીની સ્વાતંત્ર્યતા હણાય છે. તે કોઇ અન્ય પુરૂષ સામે નજર ઉઠાવીને જોઇ સુદ્ધાં શકતી નથી. અર્થાત લગ્ન થતાં જીવનજ પલટાઇ જાય છે, અને પૂર્વ જીવનની માત્ર સ્મૃતિ રહી જાય છે. આનું પરિણામ એજ આવે છે કે તેમના જીવનમાં નિરાશા, વિવશતા, ઓશિયાળાપણું, એક પ્રકારનો ભય, જે નિત્ય તેમની આસપાસ આંટા મારતો હોય છે, આવી વસે છે. પર પુરૂષ સાથે વાતો કરતાં પકડાઇ કે ખલાસ છેવટ એજ કે જે જીવનથી કંટાળીને તેણે આ જીવન સ્વીકાર્યું હતું—તેજ તેને મળે છે. 'આખર મોચીના મોચી' જેવું. પરિણીત જીવનના થોડાજ વર્ષ પછી એમને ખાત્રી થઇ જાય છે કે આ જીવનમાં પણ એટલીજ કડુતા છે. એટલુંજ ઝેર છે, એટલીજ કડવાસ છે, એટલીજ ઉદાસી છે, જેવી પ્રથમના જીવનમાં હતી. કદી કદી એ એકટરની પત્નિ મારા પ્રતિ જુએ છે તો એની આંખોમાં પારાવાર ઉદાસી, એના વદન પર છુપો ભય, અને એના જીવનમાં નિરાસા અને હતાશા સિવાય અન્ય કશુંજ મને દેખાતું નથી. પવન જોરથી ફૂંકાય છે, નાળિયેળના પર્ણો આનંદથી નાચે છે, કલરવ કરે છે; એક ધેરૂં હળવું ગીત સંભળાય છે, બારીઓના પડદા કંપે છે, નેત્રો ચમકે છે પણ આ બધું પળભર માટેજ; પછી તો હતો તેનોજ અંધકાર બધે પથરાઇ જાય છે. અંધકાર બસ અંધકાર.

હું જ્યાં વસું છું તે મકાનની નીચે કચરાપટ્ટીનો ઢગ ખડકાતો રહે છે. કહેવાય છે કે મુંબઇ ઘણુંજ સ્વચ્છ સ્થળ છે. પણ તમે કદી માહિમ આવો તો તો ખબર પડે કે માહિમ બહારથી ગંદકી અને અસ્વચ્છતામાં ઉતરે તેમ નથી. અમારા ઘરની ડાબી બાજુએ ધોબીઘાટ

છે જ્યાં આખો દિવસ કપડાં ધોવાતાં રહે છે. જુઓ પેલી દોરડી પર જાતજાતના કપડાં લટકતાં દેખાય છે. જુઓ પેલું ફ્રોક! કોઈ જવાન છોકરીનું લાગે છે અને પેલું લાંબુ ફ્રોક કોઈ વૃદ્ધાનું હશે! રંગબેરંગી સાડીઓ, ધોતીયાં, પાટલુનો, ચાદરો જ્યાં ત્યાં લટકેલી દેખાય છે. સમીપમાંજ એક નારિયળનું વૃક્ષ પડેલું છે. જરાક જોઈને ચાલજો ક્યાંક ઠોકર ન ખાતા. થોડાક દિવસ પર પવન પાણીનું ભારે તોફાન થયું હતું તેમાં એ વૃક્ષ ઉખડી પડયું હતું. પેલું એક ન્હાનકડું મંદિર જુઓ. મંદિર જેવું તો એ લાગતું નથી. કેવળ એક ટીનની છત છે. જેના નીચે એક મૂર્તિ ગોઠવી દેવામાં આવી છે. આદિમના હિંદુઓને એ મંદિરની ખાસ આવશ્યકતા જણાઈ હશે એટલે બિચારાઓએ એક ટીનની છત તળે મૂર્તિ ગોઠવી દીધી છે. સ્ત્રીઓ પરોઢીએ ઉઠીને અહીં આવે છે અને એ પથરનું પૂજન કરે છે. પેલું નારિયળનું ઝાડ એ પત્થર પર કહોને કે એ ભગવાન પર! એ પડયું ત્યારે, અને હજી પડેલું છે ત્હોય એ દેવતા ઉપર કેટલાય દિવસથી પડેલું છે. ઝાડ જંગી છે, દેવતા બિચારા કશુંજ કરી શકતો નથી. બિચારો નારિયેળીની નીચે દબાઈ રહ્યો છે છતાં કશું એનાથી થતું નથી. વીસમી સદીના ભગવાન પણ નિષ્પ્રાણ છે, જડ છે, અચેતન છે. એ તો ઠીક છે કે આ લડાઈ દરમિયાન હિંદુ મુસ્લિમોને ખાવા પીવા માટે કંઈને કંઈ ગળી જાય છે. નહિંતર આ કશું ન કરવાનું સામર્થ્ય રાખનારે ઘણું ઘણું કરી બતાવ્યું હોત. આ બનાવ પર એક ભારે હુલ્લડ ફાટી નીકળ્યું હોત હિંદુઓ એમજ કહેતે કે મુસલમાનોએ જાણી જોઇને એ ઝાડને અમારા ભગવાન પર પાડયું છે. અમારા પરમાત્માનું આ અપમાન? પણ આજે એ સવાલોને કોણ પૂછે? પેટ ભરેલું હોય ત્યારે ઇશ્વર યાદ આવતો નથી. બિચારા ધર્મો......

આ છે મિસ્ટર ચેટરજી! એમનાથી હાથ મિલાવો. તેઓ બંગાળના એક ગામડાથી અહીં આવ્યા છે ધંધાની શોધમાં...ધંધાની શોધ એ કાંઈ નવી વાત નથી, અંગ્રેજો હજારો માઈલ ખેડીને અહીં આવે છે, તો એક બંગાળી જુવાન મુંબઈમાં પોતાનું ભાગ્ય કસવા આવે તો એમાં ખોટું શું છે? ચેટરજી રંગે શ્યામ છે, અને તેઓ જ્યારે બ્લેક સૂટ પરિધાન કરી સિગરેટ સળગાવી મોઢામાંથી ધૂમાડાના ગોટા ઉડાવે છે ત્યારે હુબહુ રેલ્વેના એન્જીન જેવા લાગે છે. સાધારણ બંગાળીઓ જેવાજ દુબળા પાતળા છે જાણે કે ક્ષયના રોગી. પીળા પચ ગાલ નિસ્તેજ વદન, લાંબા બાહુ અને રસકસ વગરના પાતળા અને તે પણ સુકાઇ ગએલા પગ, આંખો મોટી મોટી કાળી કિંતુ તેજ વિહીન, ઉંડાણમાં ઉતરી ગએલી કોઈ વસ્તુની શોધમાં હોય એવી, આવનાર યુગની આશા પર જીવંતા, તે યુગ કે જ્યારે ભૂખ અને બેકારીનો નાશ થઈ ગયો હશે. જ્યારે દુન્યામાં માનવતાનું રાજ્ય હશે, જ્યારે નવા જીવનની ઉષા ઉગશે ઠીક...ચેટરજી અત્યંત શાણા છે જ્યારે જુઓ ત્યારે કંઇને કંઈ કરતાજ રહે છે. કદી બેકાર નથી જોયા એમને! કિંતુ હાલત એ છે કે આજ સુધી એમને કંઇજ કામ મળ્યું નથી. તેઓ મુંબઇ એટલા માટે આવ્યા છે કે એક સફળ કેમેરામેન બને. ભાઇ ફોટોગ્રાફર હતો. બાપાનીજ દુકાન પર ફોટોગ્રાફીનો ધધો શોધ્યો હતો. ઉર્દૂ ભાષા સારી રીતે બોલી શકે છે. હિંદી પણ સારી જાણે છે. તુટીફુટી અંગ્રેજી પણ બોલે છે યુનિવર્સિટીની કોઇ ડીગ્રી નથી કિંતુ એક સામાન્ય ગ્રેજ્યુએટથી પણ સરસ ઇંગ્લીશ બોલે છે. એક વેળા ફિલ્મમાં પણ કામ મળ્યું હતું પણ થોડાક દિવસો પછી રજા મળી ગઈ. હવે ડાયરેકટર બનવાનો ઇરાદો રાખે છે, અને પછી પ્રોડયુસર. કહે છે કે "એક

દિવસ પ્રોડ્યુસર બનીનેજ બનાવીશ.' એની પાસે ખાવા માટેના પૈસા નથી, કદી કદી મારી પાસે માંગી લે છે. હમણાં હમણાં તો એક ટંક ખાઈનેજ ચલાવે છે એ કારણે એનું શરીર દિવસે દિવસે દુર્બળ થતું જાય છે. હમણાં હમણાં સળેખમ થઈ ગયું છે, અને સાથે તાવ પણ આવે છે. એક તો એમજ કમજોર હતા સળેખમ આવે તાવે ઓર પણ નિર્બળ બનાવી દીધા છે, નિસ્તેજ આંખો ઉંડી ઉતરી ચૂકી છે, મુખ વધુ શ્યામ થઈ ગયું છે, ચાલે છે તો પગો પણ કંપે છે, વાતો કરતાં શ્વાસ ચઢી જાય છે. કિંતુ હજી હિંમત છોડી નથી. હજી પણ કહે છે કે "એક દિવસ તો જરૂર પ્રોડ્યુસર બનીશ." એક દિવસ જરૂર ફિલ્મ ડાયરેક્ટર કરીશ. શું થયું અગર તેની પાસે પૈસા નથી? શું થયું અગર તે દિવસમાં એકજ ટંક ખાય છે? તે ભૂખે મરશે, જીવનથી લડશે, ફિલ્મી દુનિયાના દરેક માણસ સાથે જંગ કરશે. તે સારી રીતે જાણે છે કે લોકો કેવી રીતે પ્રોડ્યુસર બને છે! મુંબઈમાં અગર કોઈ પ્રોડ્યુસર બનવા ચાહે તો તેને જોઈએ કે તે કોઈ રૂપાળી લલનાને ફસાવે અથવા તો પોતે એટલો ખૂબસુરત હોય કે કોઈ આ એને અપનાવે. કિંતુ ચેટરજી ન તો ખૂબસુરત છે ન તો જવાન છે. તેનામાં ન કોઈ અસાધારણ બુદ્ધિ પ્રભા છે ન જ્ઞાન. કોઈ સ્વરૂપવાન સ્ત્રી એનાથી સ્નેહ કરી શકતી નથી, પરંતુ તે પોતાની ધુનમાં મક્કમ છે. એનો નિશ્ચય પર્વતની જેમ અચળ અને મજબૂત છે. પણ જ્યારે તે મુંબઈના સ્ટુડીઓના આંટાફેરાથી થાકી જાય છે, તો હતાશ થઈને કહે છે કે, "હવે હું જીવન નથી કંટાળી ગયો છું. ક્યાં સુધી પ્રયાસ કરતો રહીશ? ક્યાં સુધી લોકોના મેણા સાંભળીશ? હવે તે જગતના લોકોને ધિક્કારવા લાગ્યો છે, જિંદગીથી પણ હવે તે કંટાળી ગયો છે. તે આત્મહત્યા કરી લેશે? જ્યારે તે ખુરશીમાં બેસી આપઘાત સંબંધી વિચારે છે તો મારા શરીરના રુંવાટાં ઉભા થઈ જાય છે. પછી તે એક વિચિત્ર પ્રકારનું હાસ્ય કરે છે. આહા! એ શુષ્ક હોઠો પર કેમ વમરતું હાસ્ય! ના, એ હાસ્ય નથી, રુધિર છે. ઉપરાઉપરી ભૂખમરાનું એક દારુણ ચિત્ર છે. જે છલકતું થઈને એના હોઠો પર નૃત્ય કરે છે, છતાં સૃષ્ટિના અણુ અણુ શાંત છે. મુંબઈનો પ્રત્યેક ધનાઢ્ય જીવંત છે, મુંબઈની દરેક હોટલમાં વિજળીના બલ્બો ઝગમગી રહ્યા છે. મુંબઈની શરાબપીઠોમાં તસુભર જગ્યા ખાલી નથી, નાચગાન થાય છે. નિગાહોમાં તૃષા અને વાસનાની વિજળી લપકારા મારે છે. મરીન ડ્રાઈવ પર હજારો વિજળી ગોળાથી પ્રકાશજ પ્રકાશ પથરાઈ રહ્યો છે સાગરના મોજાંઓ હીલોળે ચઢે છે, ઘોંઘાટ કરે છે, અને પાછા હઠી જાય છે. ટ્રામો ભાગે, અને મોટરોના મુસાફરો બંધ પડતા નથી. કિંતુ આ માણસ એક પ્રકાશ વિહોણા ખંડમાં બેઠો બેઠો ઉદાસ છે! એની આંખોમાં મૃત્યુની તમન્ના છે. આખર એના વિફળ પ્રયત્નોનું પરિણામ શું? એનો આશય શું! આજકાલ ચેટરજી ઉધરસથી પીડાય છે. ડૉક્ટર બચાવે એ ઉધરસથી, શું તેને ક્ષય થઈ ગયો હશે? શું કોઈ દિવસ નહિ બને એ ડાયરેક્ટર? એ પ્રોડ્યુસર ક્યારે બનશે? બધા એને ગાળો ભાંડે છે. એને ઘરમાંથી બહાર કાઢી મૂકવાની ધમકી આપે છે કેવળ એટલા માટે કે એનો કોઈ વારસ નથી, માત્ર એજ કારણે કે એની પાસે ધન નથી, તે ભાડું ચૂકવી શકતો નથી. તે ઘણું કરીને બીજાઓનો ઓશીઆળો છે. કેવળ એજ માટે કે તે દુબળો પાતળો મનુષ્ય છે. તે બધાની ગાળો, બધાના ટોણા, સાંભળી લે છે, સહી લે છે અને શાંત રહે છે. એટલા માટે કે તે જાણે છે કે જો

એને અહિંયાંથી તગેડી મૂક્યામાં આવે તો, ક્યાં અને કઇ તરફ જશે? તે કયા સ્થળે રાત પસાર કરશે? તે ગુસ્સામાં આવીને કાગળ લખવા બેસી જાય છે કોને? કદાચ પોતાના પિતાને—જેણે એને જન્મ આપ્યો. શક્ય છે કે પોતાની માતાને જે ક્યારનીય આ જગત ત્યાગી ગઇ છે, અથવા પોતાના ભાઇને જે એક કંગાળ ગામડાંમાં ઝિંદગીના દિવસો કાપી રહ્યો છે. લખો કાગળ, બસ લખતાજ રહો. જગતના પંથ-દર્શકોને પત્રો પાઠવો! ચર્ચિલને પત્ર લખો, પ્રમુખ રૂઝવેલ્ટને ટેલિગ્રામ કરો, કે તે તમારા પર નાણાં મોકલે! સ્ટાલીનને પણ લખો જેણે હિંદુસ્તાનની આઝાદી સંબંધી કયારે પણ કશુંજ કહ્યું નથી! જગતના તમામ મહાન માણસોને પત્ર લખો કે તેઓ આ દુઃખી જીવનમાંથી તમને ઉગારે! જગતની તમામ મહાન વ્યક્તિઓને પૂછો કે તમે (ચેટ-રજી) આ જગતમાં કેમ એકલા અટુલા છો? કેમ ભૂખે મરો છો? તમને સુવા માટે જગ્યા કેમ મળતી નથી? કિંતુ ખુદા ખાતર ખામોશ ન રહો, દોસ્તોની ગાળો ચૂપચાપ ન સાંભળી લો! તમે કેમ શા માટે આ અપમાન સહન કરો છો? અસહ્ય લાગે છે મને તો આ અપમાન! અસહ્યજ નહિ કિંતુ એવું લાગે છે કે મારે ગળે ટુંપો દેવાઇ રહ્યો છે. હું એ ખામોશી સહન કરી શકતો નથી—અને કદી કદી હું વિચારૂં છું તો એ બધાને બાલકનીમાંથી નીચે ફેંકી દેવાનુ મન થાય છે જગતમાં બધાજ માણસો નીચ છે? અધમ છે?......

જગતને એક એવી વ્યવસ્થાની જરૂર છે, પેલો—હું સામ્યવાદી બનવા નથી માંગતો, હું ફેસિઝમનો હિમાયતી નથી, હું કોઈપણ વાદનો પ્રચાર કરવા નથી ઇચ્છતો, હું વાર્તા લખી રહ્યો છું પણ વાર્તા લખવાનું જાણતોજ નથી. મારી વાર્તામાં નથી હોતો પ્લોટ. ન હું વાતાવરણ ખડું કરી શકું છું ન પાત્ર નિરૂપણનો ચમત્કાર દાખવું છું, ન રંગીન શૈલિ જાણું છું. હું ખોટી ભાષા લખું છું, અને નર નાન્યતર જાતિનુંય ભાન નથી. નવાં નોખાં દ્રષ્ટાંતો પણ આપી શકતો નથી. હું ચિત્તાકર્ષક સ્ટાઇલનો માલિક નથી, હું મોપાસા કે ટોલ્સટોયની જેમ મહાન સાહિત્યકાર બનવા માંગતો નથી. હું કીર્તિમાં માનતો નથી—હમણાં મારી પાસે ફક્ત ચાર આના છે, ચારજ આના માત્ર—હું જે કંઇ પણ કહીશ તે સાફ સાફ કહીશ. મારા વિચારો માત્ર એક વ્યક્તિ, એક કોમ, કે એક દેશનાજ નહિં બલકે સમસ્ત માનવજાતના પ્રતિનિધિરૂપ છે. હું માનવતાનો માનનાર છું અને એટલેજ તો પૂછું છું કે આ જગતમાં આટલી નીચતા શા માટે? દુન્યામાં આટલા બધા અત્યાચારોનું સામ્રાજ્ય કેમ? આટલી બેકારી શા માટે? શું વાળશો એનો ઉત્તર તમે? ઇન્સાની ખુદા અને નેતાઓ પાસે એનો કોઇ જવાબ છે?—ખેર.

આ હરિચંદને જૂઓ. એમનું વતન યુ. પી. છે યુદ્ધ ફાટી નીકળવા પહેલાં એ પોતાના ધનવાન કાકા સાથે હતો કિંતુ યુદ્ધ ફાટી નીકળતાંજ એના કાકાએ સટ્ટામાં બધી દૌલત ગુમાવી દીધી અને બિચારા હરિચંદને નોકરીની શોધમાં મુંબઈ આવવું પડયું. થોડોક સમય તે ડેપોમાં કામ કરતો રહ્યો. કિંતુ ફાવટ ન આવી અને તેણે તે નોકરી છોડી દીધી. "એકટર બની જાવ!" એમ કોઇએ એને કહી દીધું, બસ હવે પૂછવાનુંજ શું હતું? એકટર બનવાનું ભૂત માથે સવાર થઈ ગયું છે. મુંબઇની અડધી વસ્તી એકટર બનવાની ઉમેદમાં ને ઉમેદમાં મરી જાય છે. બિચારા હરિને પણ એ રોગ લાગ્યો છે કાશ! એને વાસ્તવિકતાથી પરિચિત કરવામાં આવ્યો હોત! પરંતુ મનુષ્ય પોતાની જાતને ધોકો દેવા ચાહે છે. તે હકીકતનો કદી પણ સામનો કરવા ઇચ્છતો નથી. હરિ દિવસમાં દસથી વીસ વખત માથાના વાળ ઓળે છે, દર્પણ હંમેશાં એની સામે હોય છે. એના શરીરની રચનામાં એક અજબ ઓત્વની

જબક છે. એવું દીસે છે જાણે તે પુરુષ ઓછો અને સ્ત્રી વિશેષ છે. તે અજબ પ્રકારના વાળ ઓળે છે, સ્નાનગૃહમાં બબ્બે કલાક ગાળે છે, ખબર નથી તે આટલો સમય સ્નાનગૃહમાં શા માટે ગાળે છે? તે સ્નાન કરીને બહાર નીકળે છે તો ક્રિમ અને પાઉડરની ભરમાર થએલી હોય છે. ચહેરા પર ક્રિમ ચોળે છે, અને ચોળતોજ રહે છે. કિંતુ ચહેરામાં કશોજ ફરક પડતો નથી, કપડાં પણ બમણી મજુરી આપીને ધોવડાવે છે અને ઘેરથી રૂપીઆ મંગાવી ગુજારો કરે છે કિંતુ એમ ક્યાં લગી? વળી પાછો સટ્ટો રમવા ચાહે છે. તે કહે છે કે સરકારી નોકરી કરીને કોઇ માણસ પૈસાદાર થયો નથી. તે સુંદર મકાનમાં રહેવા માંગે છે, રેડિયો પણ ખરીદવો છે, મોટર પણ વસાવવી છે, રૂપાળી સ્ત્રીઓ સાથે પ્રેમ પણ કરવો છે-બતાવશો? આમાં કઈ વાત બુરી છે? પ્રત્યેક સમજદાર માણસ આવી ઇચ્છાઓ ધરાવે છે? હરિચંદ જાણતો હતો કે ડેપોની નોકરી કરીને તે આ વસ્તુઓ પ્રાપ્ત કરી શકતો નથી એટલે તે એક્ટર બનવા માગે છે. કારણ કે એક્ટરો આજે હજારો રૂપીઆ કમાય છે, તે સટ્ટો એટલા માટે રમવા ચાહે છે કે કયા તો અમીર કે કયા તો ભીખારી! તે જીવન સાથે પણ જુગાર ખેલવા ચાહે છે જે પરિસ્થિતિમાં જે વાતાવરણમાં તે જીવે છે અને રહે છે. એ વાતાવરણમાં એને સ્હેજે સુખ મળતું નથી દિવસે દિવસે એની કાયા ઘસાઈ રહી છે, માથાના વાળો ઓછા થતા જાય છે, આંખોમાં નિરાશાના ચિન્હો તરવરી રહ્યાં છે. તે થાકેલો પાકેલો દેખાય છે. તે હવે શક્તિની દવા ખરીદી લાવ્યો છે. એનુ દરરોજ સેવન કરી તે જીવન જંગ જારી રાખશે. દવાઓના સેવનથી ઇન્સાન ક્યાં સુધી જીવતો રહી શકે? અંતે ક્યાં લગી? જે હોટલમાં તે ખાય છે ત્યાંના ખોરાકમાં વિટામીનનો અંશ પણ નથી ચોક્કસ છે કે તે એ ઉપરાઉપરી મુસીબતોનો સામનો કરી શકશે નહિં. હું તેને અનેકવાર સમજાવી ચૂક્યો છું કે ડેપોની નોકરી પાછી સ્વિકારી લે કિંતુ તે હંમેશાં નકારમાં જવાબ આપે છે અને દર્પણને સામે રાખીને હાસ્ય વેરી વાળ ઓળતાં કહે છે કે હું ધીરે ધીરે મરવા નથી ચાહતો. હું જાણું છું કે મારા જીવનના દિવસો પૂરા થઈ ચૂક્યાં છે સંધ્યા સમયે મારા કદમ ડગમગવા લાગે છે, માથું ભમે છે. કોઈ રાત્રી એવી નથી જતી કે જ્યારે તાવે મારા શરીરમાં આશરો ન લીધો હોય, ઉધરસ પણ વધવા લાગી છે. છતાંય ડેપોની નોકરી તો નથીજ કરવી તે સખ્ત મજુરીની કેદ છે હું એ કેદ સહી શકતો નથી. આ ટ્રંકમાં મારી બી. એ ની ઉપાધી પડી છે, જો હું મરી જાઉં (પુનઃ હસે છે મોટા મોટા હોઠો પર એક ખિસીયાણું હાસ્ય, જાણે તે કદી મરશેજ નહિં) તો એ ડીગ્રી લખનૌ યુનિવર્સિટીને પરત કરી દેજો. એને તમારી પાસે ઝાઝો સમય રાખી મૂકશો નહિ એનો કેટલોક ભાગ ઉધઈ ખાઇ ગઈ છે. અને શેષ—રહ્યુ પણ શું છે?

હું એને સમજાવું છુ કે ભાઇ, નોકરીએ ચઢી જાવ, પરંતુ એ એકનો બે નથી થતો. આ મુસીબતોના જમાનામાં ચિત્રવિચિત્ર માણસોનો સામનો કરવો પડે છે. સર્વત્ર ગરીબીની ઘેરી છાયા પ્રસરેલી છે અને પ્રત્યેક ઇન્સાન એક સુંદર જીવન વિતાવવાની ચિંતા કરી રહ્યો છે પરંતુ તે લોકો જેમના હાથમાં જગતના લોકોની કિસ્મત છે ચુપચાપ બેઠા છે. એમના પેટનું પાણી પણ હાલતું નથી તેઓ તો પોતાની કીર્તિ, મોભો, અને દરજ્જાને જાળવી રાખવા માટે તેજ માર્ગે જઇ રહ્યા છે જેના પર ચાલીને કેટલાક સૈકાઓ લગી એમના બાપ દાદાઓએ હુકુમત કરી હતી

અરે! આ રઘુવીરની ઓળખ આપવાનું તો ભુલીજ ગયો. એ આખો દિવસ બહાર રહેતો હોય છે અને લગભગ રાત્રીના બારના ટકોરે પાછો વળે છે. એ શું કરે છે? એમ

તમે તરતજ પૂછશો તો હું એનો ઉત્તર વાળી શકું એમ નથી. આ માળામાં જેટલા પણ વસે છે તેમના સંબંધી ચોક્કસપણે તો હું કશુંજ કહી શકતો નથી કે તેઓ શું ધંધો કરે છે. અને વાસ્તવમાં તો જેઓ આ માળામાં નિવાસ કરે છે તેઓ કંઇ કામજ નથી કરતા. તારાસિંગના અપવાદ સિવાય કિંતુ એનું વર્ણન હુ પાછળથી કરીશ.

જોયો રઘુવીરને તમે? ઠીંગણું કદ, દૂરથી જુઓ તો એક ખુબસુરત રમકડું દેખાશે. એના વાળો ભુરાં, ઘઉંવર્ણો રંગ એનું સૌંદર્ય એના સોનેરી વાળોમાં વિર્માત છે. સારાં કપડાં પહેરવાનો ઘણોજ શોખીન જ્યારે પણ સુંદર વસ્ત્રોમાં સજ્જ થઈ ટાઇ સાથે ફ્લેટ બહાર પગ મૂકે છે તો ગલીની દરેક યુવતિ એના પ્રતિ ટીકીને જુએ છે અને રઘુવીર એક પંક્તિ બોલતો હોય છે. "જીવન ચંદ્રસમ સ્ત્રીની સિવાય કશુંજ નથી" રઘુવીર કવિ છે છતાં એનું એક પણ કાવ્ય કોઇ પત્રમાં પ્રગટ થયું નથી. એ એક સફળ એકટર છે કિંતુ આજ સુધી કોઇ પણ ચિત્રમાં એને કામ મળ્યું નથી. એ એક દિલચસ્પ પ્રેમી છે. પ્રત્યેક સ્ત્રીને ચાહે છે. સડક પર ચાલતાં ફરતાં, ટ્રામમાં ચડતાં ઉતરતાં, ગલીના વળાંક પર, હોટલ, સિનેમા, બાગ, સ્ટેશન. દરેક સ્થળે તે છોકરીઓથી પ્રેમ કરે છે અને "જીવન ચંદ્રસમ સ્ત્રી સિવાય કશુંજ નથી" એ પંક્તિ એના મુખમાંથી સહસા સરી પડે છે. હમણાં એ એક બંગાળી સ્ત્રીના પ્રેમમાં પડયો છે. પ્રથમ લગ્ન માટે એની પ્રેયસી ગીતા એ વચન આપી પાછળથી 'નન્નો' સંભળાવી દીધો. ગીતા એક નર્તકી છે. બનવાજોગ છે કે ગીતાના બીજા ચાહકોએ ગીતાને હસાવ્યું હોય કે તે શા માટે એક ભટકતા કંગાળ છોકરા સાથે પ્રેમ કરે છે, અમારી તરફ જો! આ આલીશાન મહેલો નિહાળ, આ કારો, આ ગાડીઓની તરફ નજર કર, આ ઝગઝગતા હિરા, આ સોફા, આ રંગીન પરદા, આ સેવકો, આ સેવિકાઓ, અને પ્રકાર પ્રકારના સ્વાદિષ્ટ ભોજનો–એ કવિ તને શું આપવાનો હતો? લઇ દઇને થોડીક કાવ્ય પંક્તિઓ બીજું કશુંજ નહિ. જો તું એનાથી લગ્ન કરશે તો ભૂખથી ટળવળીને મરી જશે. જે પોતેજ ભૂખ્યો છે તે તને શું ખવડાવશે? અને વળી તે બંગાળી પણ નથી. ઉત્તર હિંદનો એક સાધારણ રિયાસતનો રહીશ છે. પોતાના દેશમાંજ રહો, આ કલકત્તામાં રહો, અહિં નાચો, ગાઓ, મોજ કરો અને જીવનના દિવસો ઉલ્લાસમાં...વ્યતિત કરતી જાવ. અને ગરીબ રઘુવીર જેને પોતાનું ભાવી આશાભર્યું લાગતું હતું તેને હવે પગ તળેથી ધરતી સરકી જતી લાગે છે સ્ત્રીની બેવફાઇએ એને તદ્દન ઉદાસ બનાવી દીધો છે. રાત દિવસ શરાબમાં ચૂર રહે છે. જીવનથી કંટાળી ગયો છે. જીવનને ઉત્તર હિંદુસ્તાનમાં જઈ વળી પાછું જીવવા યોગ્ય બનાવવા મનોમંથન કરી રહ્યો છે. તે સિમલાના શિખરોને કદી ભૂલી શકતો નથી પર્વતો પર પ્રસરેલી આછી સફેદી, શિતળ વાયુ લહેરીઓ એને ત્યાં જવા પ્રેરી રહી છે. તે ગમાર યુવતીની વાદ એના સ્મરણમાં આવી જાય છે જેણે એને શહેરમાં જતાં અટકાવ્યો હતો. તરુણીની આંખોમાં અશ્રુ હતાં અને ચોનરફ ધુમ્મસ પ્રસરેલું હતું અને તેઓ જાણે સાથે ઉડી રહ્યાં હતાં કયાં? કઇ તરફ? રઘુવીરે યુવતીને હૈયાં સરસી ચાંપી લીધી. એ પ્રસંગને એ કદી વિસરી શકતો નથી. કિંતુ હજી સુધી એ યુવતી એની વાટ જોઇ રહી હશે?–કદાચ–કિંતુ કોણ કહી શકે છે કે કોઈ ધનવાન જમીનદારે એ યુવતી સાથે લગ્ન ન કરી લીધાં હોય, ગ્રામ્ય અને શહેરી જીવનમાં હવે તફાવત શું રહ્યો છે? ઉભય જગ્યા પર જુલ્મ છે, બળજબરી છે, જ્યાં જુઓ ત્યાં પ્રેમનું ખૂન કરવામાં આવે છે. જુલ્મ અને અત્યાચારનો ફેલાયલો અધકાર માનવ દિલોને પણ શ્યામ બનાવી રહ્યો છે. રઘુવીરના મુખમાંથી શરાબની દુર્ગંધ આવી

રહી છે, બહાર નારિયેળના વૃક્ષ પર ઘુવડ બોલી રહ્યું છે. પવન સુસવાટા મારી રહ્યો છે. બિચારો રઘુવીર.

અને તારાસિંગ? એ પણ જાણવા જેવી વ્યક્તિ છે. એક સરકારી ડેપોમાં નોકરી કરે છે. સવારે છ વાગે ઘેરથી નીકળી રાત્રે આઠ વાગે પાછો વળે છે. તે એવા ડેપોમાં કામ કરે છે. જ્યાં "જેટલું વધારે કામ કરો એટલો વધારે પગાર મળે છે." અને તારાસિંગ વધુમાં વધુ કમાણી કરવા ચાહે છે. તે પંજાબના એક ધનિક જાટનો પુત્ર છે કહે છે કે ટુંકમાંજ એનો પગાર વધનાર છે એ કારણેજ એ કપડાં સ્વચ્છ રાખવાની વધુ દરકાર રાખે છે જે એના સુપ્રિટેન્ડેન્ટને અત્યંત પસંદ છે. દફતરનો સુપ્રિટેન્ડેન્ટ એક અંગ્રેજ છે, બીજા નોકરો ધોતી અથવા સુરવાળ પહેરીને આવે છે એટલા માટે એમને બહુ પસંદ કરવામાં નથી આવતા. તારાસિંગને ઈશ્વરમાં વિશ્વાસ નથી. ગુરૂવારે પણ જતો દાઢી પણ મુડાવે છે પરંતુ શીખો ઉપર કોઈ ટીકા કરવામાં આવે તો એને માઠું લાગે છે. શીખો વિરૂદ્ધ કોઈ વાત સાંભળવાનું પસંદ કરતો નથી એ વિરોધાભાસનું એક ખડલ છે. તે આઝાદ ખ્યાલનો હોવા છતાં ભારે પ્રત્યાઘાતી છે.

હમણાં હમણાં એ પણ જીવનથી કંટાળી ગયો લાગે છે. એવુ લાગે છે કે આ ફ્લેટની હવામાંજ ઉદાસી રચીપચી ગઈ છે. એ પણ કહે છે કે ડેપોનું જીવન એને પસંદ નથી. અંતે ક્યાં લગી? ગત દિવસ કામ કરતો રહે અને શા માટે? ડેપોનું કામ મનુષ્યને ગુલામ બનાવી દે છે અને કેટલુ અધમ છે એ કામ? અંદર પ્રવેશવા માટે પરિચય કાર્ડ આવશ્ય છે. કાર્ડ બતાવ્યા પછીજ અંદર પ્રવેશવા દેવામાંજ આવે છે કદી કોઈથી બે મિનીટ મોડું થઈ ગયું તો પગારમાંથી પૈસા કાપી લેવામાં આવે છે આ જીવન છે? ના, મિત્ર એ જીવન નથીજ સાક્ષાત મૃત્યુ છે અને

એ પળોમાં કદી ઉલ્લાસ પ્રાપ્ત થતો નથી. કદી તો ઈન્સાન પેટ ભરીને હસી લે, કોઈ સ્ત્રી સાથે સહાસ્ય વાત કરે, તેનાં રૂપાળાં વાળો સાથે રમે. કદી તો સ્ત્રીના પ્રેમાળ પત્રની દાદ આપી શકે. કિંતુ અહિંયાં એવું કશુંજ નથી.

હું જ્યાં વસું છું તે મકાનના વચલા માળે એક સંગીત માસ્તરનો વાસ છે. જે એક વેશ્યાને બોલાવી લાવ્યો છે. એને મેં હમેશાં રૂદન કરતીજ ભાળી છે. જાળીના સળિયા પાછળ બેસીને રાહદારીઓને વ્યાકુળ નજરે જોતી હોય છે. સંગીત માસ્તર એને ક્યાંથી ઉપાડી લાવ્યો એ સમજાતું નથી. સંગીત માસ્તરનો દેખાવ રસોઈયાના જેવો લાગે છે. ઘરની સામે એક મોટર ઉભેલી હોય છે રાત્રી પડે છે તો પેલીને કારમાં બેસાડી ક્યાંક લઈ જાય છે. અર્ધી રાત્રે તેઓ પાછા વળે છે. બન્નેને એક પણ દિવસ આનંદિત નથી જોયા. દરરોજ ખંડમાંથી ટટાનો અવાજ સંભળાતો રહે છે. સ્ત્રી ધાંટો પાડીને રડે છે, બૂમો પાડે છે. કહે છે કે તે અહિંથી ભાગી જશે. તે

અહિંયા એક પળ પણ રહી શકતી નથી કિંતુ બીજા દિવસે જુઓ તો જાણે કશુંય બન્યું ન હોય !

હવે સંભાળપૂર્વક સીડીઓ ચઢો, જો જો ક્યાંય લપસી ન પડો રહેજ થોભો, માત્ર આ એકજ બિલ્ડીંગમાં તમે આખા હિંદનું દર્શન કરી શકશો. અહિં એક ક્રિશ્ચિયન યુવતી પણ છે, એ યુવતી છે, સ્ત્રી છે, અથવા માતા કે કોઈની પત્નિ છે એની મને ખબર નથી. સાંભળ્યું છે કે એના ત્રણ બાળકો છે બાળકો સીડીઓ પર રમતાં હોય છે એમના શરીરે ગુમડાં નીકળ્યાં છે. ક્રિશ્ચિયન યુવતી દરવાજામાં ઉભી રહી પોતાના બાળકોથી અંગ્રેજી ભાષામાં વાતો કરે છે એનું નામ જાણવાની શી જરૂર! એની દશા ઘણીજ ખરાબ છે. જો કે રંગે શ્વેત છે કિંતુ શરીરમાં લોહી નથી. ચહેરાના હાડકાં ઉપસી આવ્યાં છે. ઉપરના જડબાંના ત્રણ દાંત આગળ આવી ગયા છે શરીર જાણે હાડપિંજર જેવું. મેં એના પતિને કયારેય જોયો નથી. એ કોઈને પ્રતિક્ષા કરતી હોય એવું લાગે છે. એની આંખો કહી રહી છે કે એ એના પ્રિયતમની રાહ જુએ છે જે કદી આવનાર નથી. ક્યાં સુધી એ રાહ જોતી રહેશે? એ હું પણ કહી શકતો નથી. મેં હમેશાં એના તરફ દુર્લક્ષ કરવાની કોશિશ કરી છે કિંતુ મે એને હમેશાં દ્વાર પર ઉભેલી જોઈ છે.

એની સામેજ કેટલીક મદ્રાસી સ્ત્રીઓ રહે છે બલકે એક વિધવા સ્ત્રી રહે છે જેની અનેક છોકરીઓ છે, કિંતુ તે યૌવન કેવું જે તમને પોતા પ્રતિ ન આકર્ષે! તે સ્ત્રી કેવી જેના પ્રત્યે એક નજર જોવાનું મન ન થાય! સ્ત્રીના રૂપમાં આકર્ષણ હોવું જોઈએ કદી તમે એકવાર એના તરફ જોઈ લો તો તમને એનું ભાન થાય કે તમે એક જીવંત અને ચૈતન્ય પૂર્ણ વર્તુળની અંદર ઉભા છો કિંતુ આશિયાના બિલ્ડીંગમાં સૌંદર્ય મૃતપ્રાય છે. યૌવન લુપ્ત થયું છે, જીવન અચેત છે હું સમજું છું કે જીવન સૌંદર્યમાંથી ઉદ્ભવે છે. સુંદર વસ્તુને જોઈને સુંદર બનવાનું દિલ થાય છે. અહિંયાં તો બદસૂરતીનો મુકાબલો છે. છોકરીઓની માતા વિધવા છે અને એણે પોતાના વૈધવ્યના બધાજ કાનૂનો પોતાની છોકરીઓ પર લાદયા છે. કદી નથી જોઈ છોકરીઓને હસતાં? ખડખડાટ હાસ્યનો અવાજ પણ કદી સાંભળ્યો નથી. ઘરના દ્વાર હમેશાં બીડાયેલાં હોય છે. અને કદી ઉઘડે છે તો પેલી વિધવા સ્ત્રીના મુખનું દર્શન થાય છે મોટી મોટી આંખો, પળ માટે ચમકે છે પછી એક યુવાન સુડોળ બાહુ આગળ લંબાય છે અને પછી આખું શરીર પાછળ રહી જાય છે. તમે વિધવાનો ચહેરો નથી જોયો? મુખ પર તિરસ્કારની રેખાઓ તરવરતી હોય છે. નાશ પામતા યૌવનની અંતિમ પળો, વૈધવ્યની કઠોરતા, જીવનથી હદપારની નફરત, અને એક કદી પણ ન તૃપ્ત થનારી પ્યાસ, જે મદ્રાસણની આંખોમાંથી વ્યક્ત થાય છે. કેવળ એનીજ આંખોમાંથી નહિં બલકે એનું પ્રતિબિંબ તમે તે જવાન યુવતીઓની આંખોમાં સ્પષ્ટ જોઈ શકો છો. કેવળ આંખોમાંજ નહિં. કિંતુ એ તિરસ્કાર એ તૃષા, એ ભૂખ, એ વૈધવ્ય, એ સ્ત્રીના સ્વરૂપમાં તમે પેલી છોકરીઓના શરીરમાં પણ જોઈ શકો છો. જેઓ હમેશાં ઉદાસ ગમગીન, અને નારિયેળના વૃક્ષો પ્રતિ મીટ માંડી રહેલી હોય છે. આ તે કઇ જીવન છે! ઊર્મિઓનું જ્યાં નામનિશાન નહિ ત્યાં હાસ્ય

તો ક્યાંથી હોય ? ન જીવન, ન મૃત્યુ સાવ જડ, સાવ પ્રાણવિહોણી, યૌવન ભાંગી ગયું છે હતાશ વ્યાપી ગઈ છે. જો એના યુવતીઓના જીવન-ક્રમને, વાતાવરણને, રહેવા સહેવાની રીતોને એક નવું સ્વરૂપ, એક નવો આકાર આપવામાં આવે તો શક્ય છે કે આખું વાતાવરણ બદલાઈ જાય, જીવનક્રમ પરિવર્તન પામી જાય, અને પોઢેલું જીવન વળી પાછું ઉલ્લાસમય અને આલ્હાદક બની જાય. દૂર શા માટે જાવ છો ? આજ મહોલ્લામાં એક બીજી યુવતી રહે છે જેનો રંગ બરાબર મદ્રાસી સ્ત્રીઓ સાથે મળતો છે કિંતુ કેટલું આકર્ષણ છે, કેટલું ખેંચાણ છે એના રૂપમાં ? એ યુવતી ઘણું કરીને શ્વેત સાડી પહેરે છે. શ્યામવર્ણ અને શ્વેત સાડી-શ્વેત સાડી અને શ્યામ વર્ણ-શ્યામ વર્ણ શ્વેત સાડીમાં ગજબનો દીપી નીકળે છે. તે દરરોજ સાડી બદલે છે કદી ગ્રીન રંગની જેવાં કે નારિયેળીના હરિયાળા પાંદડાં, કોઈ વાર રક્તરંગી જાણે કે ક્ષિતિજની લાલીમાં, રંગો બદલાય છે રેખાઓ બદલાય છે. યૌવન પણ પનટો ખાય છે અર્થાત્ વસ્તુઓ પરિવર્તન પામે છે કિંતુ સ્ત્રીનું સૌંદર્ય પલટો ખાતુ નથી, બદલાતુ નથી.

જુઓ ! તે યુવતિ આવી રહી છે આશિયાના બિલ્ડીંગની બીજી બાજુનો પ્રત્યેક મનુષ્ય તેના પ્રતિ જોઈ રહ્યો છે. દૂર કબૂતરો હવામાં ઉડ્ડયન કરી રહ્યાં છે, નારિયેળના પાન હવાની ગોદમાં ઝૂલી રહ્યાં છે. સૂર્યના રશ્મિકિરણો બાલકની પર નૃત્ય કરે છે. કેટલું મોહામણું દ્રશ્ય છે. સાગર મસ્તીએ ચડ્યો છે તરંગો ઉઠે છે. કિનારાથી ટકરાય છે અને પુનઃ પાછા વળી જાય છે અને ઉપર-એક નાનકડું રૂપાળું મુખડું નાના નાના પાતળા પાતળા હોઠ, આંખો શ્યામ, પાંપણો જવાનીના ભારથી લચેલી, આંખોમાં મસ્તી છે, જાદુ છે, કેટલું આરોગ્યપૂર્ણ છે એનું શરીર ! એ ડગ આગળ ભરે છે ને હરિચંદ પોતાના વાળોમાં હાથ ફેરવતાં એક ઉંડો નિશ્વાસ નાખે છે. ચેટરજી એક અનોખા પ્રકારનું હાસ્ય વેરે છે જાણે મડદું જીવતું થઈ ગયું; તારાસિંગ વાંકો વળીને જુએ છે ત્યારે રઘુવિર પેલી પંક્તિ લલકારે છે "જીવન ચંદ્ર સમ સ્ત્રીના સિવાય બીજું કશું જ નથી."—બધાજ પાછળ હરે છે ખુરશીઓમાં ગોઠવાઈને ગાળો કાઢે છે, ઈશ્વરને, સભ્યતાને, ગરીબાઈ અમીરીને, સરકારને, માતપિતાને, દરેકને. રઘુવિર પાગલની જેમ ખંડમાં ચક્કર ફરે છે ચેટરજી ખુરશીમાં ઢગલો થઈ જાય છે, તારાસિંગ પાઘડી ઉતારે છે અને હું યુવતી પ્રતિ જોઈ રહ્યો છું, જોઈજ રહ્યો છું. તે એટલે સુધી કે સૌંદર્ય દ્રષ્ટિ-મર્યાદાથી પર થઈ જાય છે, ત્યાં લગી કે યૌવનનો પમરાટ વાયુમાં લુપ્ત થઈ જાય છે અને કોઈનો પદરવ ધીમે ધીમે વિલીન થઈ જાય છે—અને કેવળ રંગોનો અવાજ માખીઓના બણબણાટની જેમ દિમાગ સાથે ટકરાય છે અરે ! એ હરામજાદા અરે ઓ ! ઉલ્લુના પઠ્ઠા *

* સૂચિત (ફેરફાર સાથે)

# બિસ્મિલ્લાહ શરીફની ફઝીલતો

△ રિફાઈ સાબેરી

(ગતાંકથી ચાલુ)

'ફૌલાદની છરી જેનો હાથો પણ ફૌલાદનો હોય' તેની ઉપર "બિસ્મિલ્લાહ" શરીફ લખી ૩૩૧ વખત પઢી તેની ઉપર ૩૩૧ વખત દમ કરે એટલે દરેક વખત પઢી દમ કરે. એવી રીતે ૩૩૧ વખત દમ કરે અને તે છરીથી મરઘો ઝુબ્હ કરે અને તેનું માથું જુદું કરી તેને છોડી દીએ. એ મરઘો માથા વગર ચાલવા લાગે તો તે વખત તેનું માથું લઇ જે ઘરમા જિન્નાત-અને જાદુ ટોણા હોય તેના દરવાજામાં દફન કરેથી જાદુ ટોણા દૂર થઇ જિનાત વગેરે ઘર છોડી ભાગી જશે. અને જો એજ માથને ઝેતૂનના તેલમાં ડુબાવી તે તેલની બીમાર માણસ માલિશ કરેથી ઈ. અ. બીમારી જતી રહેશે. તેમજ જે ઔરતનું હૈઝ બંધ થતું ન હોય તે પણ માલિશ કરશે તો ઈ. અ. બંધ થઇ જશે.

"બિસ્મિલ્લાહ" શરીફમાં ખુદાપાકે અનેક ભેદો છુપાવેલા છે જે ભેદો એના રિવાઝ કરનાર ઉપર ધીમે ધીમે ખુદાપાક તરફથી ખોલવામાં આવે છે અને એજ કારણને લઇ એના ફાયદાઓ એટલા બધા અને એવા એવા છે કે તે ખોલીને કોઇએ લખ્યા નથી અને લખી પણ શકાય નહીં. સબબ ભેદની વાતો જાહેર કરવાની કોનામાં તાકત અને હિમ્મત છે? ખુદાપાક ચાહે તેને એ એવડા દૌલતથી માલામાલ કરે છે અને તેઓનેજ એના ઝાકિર બનાવે છે અને તેઓનેજ એની તૌફીક રહમત આપે છે: ખુદાપાક એ અમુલ્ય નેઅમત સૌ કોઇ ઉમ્મતીને અતા કરે, આમીન.

રિવાયત છે કે-જે માણસે દુન્યામાં ખરા અકીદા અને નિયતથી ૩૦૦ વખત "બિસ્મિલ્લાહ" શરીફ પઢી હશે જે તેના નામએ આમાલમાં લખાઇ હશે તે માણસને કયામતને દહાડે ખુદાપાક તેના હિસાબ આપવાથી આઝાદ કરી જન્નતમાં દાખલ કરવામાં આવશે.

ઇન્જિલ શરીફમાં છે કે: ખુદાપાકે હઝરત ઇસા નબીયેના (અલૈ.)ને ફરમાવ્યું છે કે "નમાઝ અને કિરાઅતમાં "બિસ્મિલ્લાહ" પઢયા કરો કારણ કે જે માણસ એને પઢતો રહેશે તે મુન્કર-નકીરની બીકથી બચેલો રહેશે અને મરણ વખતની સખ્તી તેને થશે નહીં એટલે આસાનીથી મરણ પામશે અને તેની કબ્ર કુશાદા-ફરાગત કરવામાં આવશે અને જ્યારે કબ્રમાંથી ઉઠાવવામાં આવશે ત્યારે આખું બદન ગોરૂં ગોરૂં અને મોટું નૂરથી ચમકદાર બનાવવામાં આવશે અને કયામતને દહાડે બહુજ થોડો અને આસાનીથી અલ્લાહતઆલા હિસાબ લેશે અને તેના આમાલનું પલ્લું ભારે કરશે અને પુલસિરાત ઉપર તેની સાથે તે જન્નતમાં દાખલ થશે ત્યાંસુધી, નૂર રહેશે અને કયામતના મેદાનમાં મગફિરતની સાથે તેની પુકાર થશે.

હઝરત ઇસા નબીયેના (અલૈ.)એ અર્ઝ કરી "યા ખુદા આ બધી નેઅમતો કોને માટે છે? જવાબ મલ્યો કે:-તમારે માટે અને તમારી પૈરવી કરનાર તમારા ઉમ્મતીઓ માટે અને તમામ પછી હઝરત મુહમ્મદ (સલ.) અને તેમના બધા ઉમ્મતીઓ માટે છે:

હઝરત ઇસા નબીયેના (અલૈ.)એ પોતાના ઉમ્મતીઓને એ શીખવી હતી પણ તેઓ (અલૈ.)ના આસ્માન ઉપર તશરીફ લઈ ગયા પછી તેમના ઉમ્મતીઓ ગુમરાહીમાં પડયા અને એને છોડી દીધી: અને ખુદાપાકે એને આસ્માન ઉપર પાછી ખેંચી લીધેલી.

જ્યારે આપણા નબી (સલ૦) પધાર્યા ત્યારથી એને ખુદાપાકે પાછી નાઝિલ કરી અને તેઓએ (સલ.) જાતે એને પોતાના "તકીયા કલામ" તરીકે હમેશાં ઉપયોગમાં રાખી અને એની ફઝીલતોને લઇ કુર્આન શરીફમાં દરેક

સુરતની શરૂઆતમાં રાખવામાં આવી છે તેમજ દરેક ઉમ્મતી જે જે કિતાબો વગેરે લખે છે તેમાં પણ શરૂઆતમાં એને લખે છેઃ

ખુદ ખુદાપાકે કસમ ખાઈ કહ્યું છે કેઃ– "જે મેમિન બંદો ખરા દિલથી "બિસ્મિલ્લાહ" કહી જે કંઈ કરશે તેમાં હું બરકત આપીશ."

હુઝુરે (સલ૦) ફરમાવ્યું છે કેઃ–જે માણસ ખરા દિલથી "બિસ્મિલ્લાહ" કહે છે તેની મગફિરત માટે પહાડ દુઆ માંગે છે જો કે પઢનાર તે સાંભળી શકતો નથી અને એ પણ ફરમાવેલું છે કેઃ–જ્યારે બંદો ખરા દિલથી "બિસ્મિલ્લાહ" પઢે છે ત્યારે જન્નત કહે છે કેઃ–હું હાજર છું. એ ખુદા તારા ફલાણા બંદાએ "બિસ્મિલ્લાહ" પઢી છે તું તેની નેકીઓને તેની બુરાઇઓ કરતાં ભારે કર."

કયામતને દહાડે હઝરત (સલ.)ના ઉમ્મતીઓના આવા દરજ્જા જોઇ બીજા ઉમ્મતીઓ કહેશે કેઃ–સુબ્હાનલ્લાહ; અલ્લાહ તઆલાએ હઝરત (સલ.)ના ઉમ્મતીના પલ્લા બહુજ ભારે કરી દીધાં. ત્યારે તેઓના નબી (અલૈ.) જવાબ આપશે કે એનો સબબ એ છે કેઃ–આ ઉમ્મતીઓ દરેક કલામ અને કામની શરૂઆત "બિસ્મિલ્લાહ" શરીફથી કરતા હતા, અને "બિસ્મિલ્લાહ" શરીફમાં ત્રણ નામો એવાં છે કે જો એ ત્રણને એક પલ્લામાં અને બીજા પલ્લામાં આસ્માન અને ઝમીન અને તેમાંની બધી મખ્લૂકને મુકવામાં આવે તો પણ એ ત્રણ નામો વાળું પલ્લું ભારે રહેશે. અને "બિસ્મિલ્લાહ" શરીફને અલ્લાહ પાકે દરેક બલા, બીમારી અને શૈતાનથી હિફાઝતમાં રાખી છે એટલે એને પઢનાર એ બધાથી હિફાઝતમાં રહે છે અને એજ કારણે આ ઉમ્મતીઓ ખસ્ફ એટલે ઝમીનના ધસી જવું, મસ્ખ એટલે ઇન્સાનની સૂરતોનું બુરી સૂરતોમાં બદલાઇ જવું ખુદાપાકના અઝાબને લીધે, અને કઝફ એટલે ખુદાપાક તરફથી તરછોડી દેવામાં કે ફેંકી દેવામાં આવે તે, એ બધા અઝાબે ઇલાહીથી મહફૂઝ છેઃ આપણને જોઇએ કે "બિસ્મિલ્લાહ" શરીફની યાદથી કદી ગાફિલ ન રહી ખુદાપાકની રઝામંદી હાસિલ કરી તેની દુન્યાની બેહતરી મેળવીએ. ખુદાપાક એને માટે બધા ઉમ્મતીને રહમત અતા કરે. આમીન.

રિવાયત છે કેઃ–સૌથી પહેલાં હઝરત આદમ (અલૈ.) ઉપર "બિસ્મિલ્લાહ" શરીફ નાઝિલ થએલી ત્યારે આપે (અલૈ.) ફરમાવેલું કે જો મારી ઔલાદ એને પઢતી રહેશે તો અઝાબે ઇલાહીથી નજાત મેળવશે. તેઓ પછી ખુદાપાકે એને આસ્માન ઉપર ખેંચી લીધી. એ પછી હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ને જ્યારે આગમાં નાખવામાં આવેલા ત્યારે તે વખતે તેમના ઉપર નાઝિલ થએલી અને એનીજ બરકતથી, આગ ગુલ્ઝાર થઇ ગઇ હતી. એ પછી પાછી ખુદાપાકે એને આસ્માન ઉપર ખેંચી લીધેલી. જે પછી હઝરત સુલૈમાન (અલૈ.) ઉપર નાઝિલ થએલી ત્યારે ફરિશ્તાઓએ કહેલું કેઃ હવે સુલૈમાન (અલૈ.)નો મુલ્ક પૂરો થઇ ગયો. ત્યારે ખુદાપાકે હુકમ કર્યો કેઃ–બધા આબિદ અને પરહેઝગારોમાં મુનાદી કરો કે જેને પણ ઈમાનની આયત સાંભળવી હોય તેણે હઝરત સુલૈમાન (અલૈ.) પાસે જવું. બધા હઝરત સુલૈમાન (અલૈ.) પાસે હાજર થયા ત્યારે આપે (અલૈ.) મિમ્બર ઉપર ચઢી "બિસ્મિલ્લાહ" પઢી સંભળાવી. બધા ખુશ ખુશ થઇ ગયા અને અરજ કરીઃ–અમો ગવાહી આપીએ છીએ કે એ સુલૈમાન બિન દાઉદ (અલૈ.) આપ બેશક ખુદાના રસૂલ છોઃ એ પછી ખુદાપાકે એને પાછી આસ્માન ઉપર લઈ લીધીઃ એ પછી હઝરત મૂસા (અલૈ.) ઉપર નાઝિલ થઈ અને એનીજ બરકતથી આપે (અલૈ.) ફિરઔન અને હારૂનને મકહૂર અને મગ્લૂબ કર્યા હતા. એ પછી પાછી ખુદાપાકે એને આસ્માન ઉપર લઇ લીધી જે પછી હઝરત ઇસા (અલૈ.) ઉપર નાઝિલ થઇ ત્યારે ખુદાપાકે તેમને સવાલ કરેલો કેઃ–તમો જાણો છો આ શું આયત છે? ત્યારે આપે (અલૈ.) જવાબ આપેલો કે "હા" ત્યારે ખુદાપાકે હુકમ કરેલો કે આ આયત "ઇમાન" છે. એને રાત દહાડો હમેશા હરતા ફરતા, ચાલતા, ઉઠતા બેસતા, ખાતાપીતા મતલબ હર હાલત અને વખત એને પઢતા રહો કારણ કે કયામતને દહાડે જેના પણ નામએ આમાલમાં એ હશે તેનાં આગળા પાછળા બધા ગુનાહ બખ્શી દેવામાં આવશેઃ માશા અલ્લાહ ખુદાપાક એની રહમત અતા કરે. આમીન (અપૂર્ણ.)




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

●

**સવાલ** શૈતાની વસવસા દૂર કરવા કોઈ વઝીફો બતાવશો?

જવાબ–શૈતાની વસવસા આવે તો કંઇ વાંધો નથી. તેના ઉપર પકડ થશે નહિ. દર વખત ખુદાતઆલાનો ઝિક્ર કરે તેનાથી શૈતાન દૂર રહે છે. અને જો નઠારું કામ કરવાનો ખ્યાલ આવે તો અઉઝો બિલ્લાહે મિનશ્શૈતાનિર્રજીમ પડે.

**સવાલ**–આજકાલ વેપારમાં વ્યાજનું લેણુંદેણુ બહુ છે. ત્યાં નોકરી કરવી કેમ છે?

જવાબ–વ્યાજ લેવું અને દેવું હરામ છે. તેમજ વ્યાજનું નામું લખનાર પણ ગુન્હેગાર છે. માટે એવી નોકરી ન કરવી જોઇએ.

**સવાલ**–મારી ફોઇ પાસેથી મારી માતાજીએ રૂપીઆ વીસ ઉછીના લીધા હતા. ફોઇનો ખાવિંદ ગુજરી જવાથી તેમણે બીજે ઠેકાણે નિકાહ કર્યા. ફોઈ હવે ગુજરી ગયાં છે. તેમને બન્ને ખાવિંદોથી કોઇ ઔલાદ નથી. ફક્ત ફોઇની એક સગી બ્હેન છે. હવે અમારે મજકુર ઉછીના લીધેલા રૂપીઆ કોને આપવા?

જવાબ–દશ રૂપીઆ તેની બ્હેનને અને બાકીના દશ તેણીના ધણીને આપવા.

**સવાલ**–અહિં કંતાન, ચાંદી, સુતરનો સટ્ટો થાય છે. તેમાં એક ભાઇ કહે છે કે આપણે કંતાનની પાંચ ગાંસડી હાજર વેચાતી લઇને રાખીએ પછી જો ભાવ વધે તો એક મહિનાના વાયદા પર વેચીએ તો જાયઝ છે. (માલની ડીલીવરી એક માસ પછી લેવાની છે.) માલ આપણા ઘરમાંજ છે ફક્ત જબાની સોદો થયો કે આ માલ એક મહિનાની મુદતે તમને છ આને આપું છું. તે માલ તમારે એક મહિના પછી ઉપાડવાનો છે. તે દરમ્યાન માલનો ભાવ પાંચ આના થઈ ગયો, અને લેનાર પાંચ આનામાં પાછો આપવા રાજી છે અને એક આનો ભાવ ફેરનો પણ આપવા રાજી છે. તો શું એ રીતે વેપાર કરવો જાઇઝ છે?

જવાબ–એ વહેપાર જાઇઝ નથી. કારણ કે એ એક જાતનો જુગાર છે અને જુગાર શરીઅતમાં હરામ છે. માટે એવા વહેપારથી બચવું જોઇએ.

**સવાલ**–ઝૈદનો છોકરો બીમાર હતો. તેની આંખો પણ દુઃખતી હતી; ઝૈદ તેની આંખમાં દવા નાખતો હતો. ઝૈદની ઔરત પણ પાસે ઉભેલી હતી. ઝૈદને દવા નાખવામાં કંઇક વાર લાગી એટલે તેની ઔરત બોલી ઉઠી કે "શા માટે ખુદા આવા ઘેર બીમારી મોકલતો હશે. જ્યારે ચાકરી બરદાસ્ત થઈ ન શકે!" ઝૈદે તેને મારી એ વાતથી તૌબાહ કરાવી.

ઝૈદની ઔરત પોતે બીમાર હતી. તેણીએ ઝૈદને કહ્યું કે "મારા માટે પૈસા ખરચી દવા મંગાવો." ઝૈદે કહ્યું સરકારી હૉસ્પીટલમાંથી મંગાવો. હમારા પાસે પૈસા નથી અને ખાનગી મંગાવવી હોય તો તમારા પૈસાથી મંગાવો. તેણી બોલી ઉઠી "દવા પણ હમારા પૈસાની, કુર્બાની પણ હમારા પૈસાની, ઝકાત પણ હમારા પૈસાની! ઝૈદે કહ્યું ત્યારે ઝકાત કુર્બાની કોના પૈસામાંથી અપાય? ત્યારે તે બોલી: "એમ તો સઘળા પૈસા ખલાસ થઈ જાય: મારી પાસે એટલા પૈસા ક્યાં છે?" ત્યારે ઝૈદે કહ્યું "તમે નિસાબનાં માલિક છો." એમ કહી મારી અને તૌબહ કરાવી: આ બન્ને સુરતોમાં કુફ્ર થાય છે કે નહિ! નિકાહ તૂટે છે કે નહિ! તૂટે તો

તો ઝૈદના શિરે ઔરત ફરી નિકાહ કરવાનું ના કહે તો મહેર આપવાની છે કે નહિ? ને ૩॥ મહીનાનો ખરચ આપવાનો છે કે નહિ? અને નિકાહ કરવાનું કહે તો ઝૈદના સાળા અને સાસુ અને સાળાની ઔરત એટલે તે ઔરતનો ભાઇ તથા મા તથા ભાઇની ઔરત સામે પોતાના ધણીને પોતાની ઝાત બક્ષી દે તો એ નિકાહ થઇ જશે કે નહિ?

જવાબ—મજકુર ઔરત કાફિર થશે નહિ. પણ સખ્ત ગુનેહગાર થશે. એવા કલેમાત ઝબાનથી બોલવા ન જોઇએ. જે કંઇ મુસીબતો આવે છે આપણા નઠારા કામોના કારણે. માટે તેની માફી માંગવી જોઇએ. કુર્આન શરીફમાં આવ્યું છે:—(જે કંઇ મુસીબત આવે છે તમારા કામોના લીધે) માટે પોતાના ગુનાહોની માફી માગે અને તૌબહ કરે ઝકાત કરવાથી વિષે એવું કહેવું કે માગો માલ ખલાસ થઇ જશે. કેવું ખરાબ કહેવાય? શુ બધું ખુદા તઆલાએ નથી આપ્યુ? તમારી પાસે શું હતું? તો તેના નામ ઉપર (૪૦)મો ભાગ કાઢવા શું મુશ્કેલ છે? શું આપણે સરકારને મેહસુલ નથી આપતા? દરેક ચીજમાં ટેક્ષ નથી ભરતા? તો ખુદા તઆલાના નામ ઉપર આપવું શુ મોટી વાત છે? એવી વાતો ઝબાનથી બોલવી ન જોઇએ. એવી વાતોથી કાફિર થશે નહિ; નિકાહ પણ નહિ તૂટે; ફરીથી નિકાહ કરવાની જરૂરત નથી પણ મજકૂર બાઇએ તૌબહ કરવી જોઇએ.

સવાલ—એક ગરીબનું મકાન એક માલદારે ખરીદ કર્યું પછી તે મકાનને તોડી નાંખ્યું તો અમુક રૂપીઆ મળ્યા. તેણે તે પૈસાને લિલ્લાહ મસ્જિદમાં આપી દીધા તો તે પૈસાનો સવાબ બન્નેમાંથી કોને મળશે?

જવાબ—જડેલા પૈસા એકદમ લિલ્લાહ આપી ન દેવા જોઇએ બલ્કે બધા લોકોને પૂછે. જો કોઇ માલીક નીકળી આવે તો તેને આપી દેવા જોઇએ અને માલીક ન આવે તો લિલ્લાહ આપી શકે છે. જો લિલ્લાહ આપ્યા પછી કોઇ તેનો માલીક નીકળશે તો આપવા પડશે અને જો તે લિલ્લાહ આપવા ઉપર રાઝી થઇ જાય તો તે ખૈરાતનો સવાબ તેને મળશે. લિલ્લાહ આપતી વખતે એવી નૈયત કરે કે આ પૈસાનો સવાબ તેના માલીકને મળે તો તેનો સવાબ તેના માલીકને પહોંચશે. આપનાર માણસને શરીઅતના હુકમ પર અમલ કરવાનો સવાબ મળશે.

—સવાલ—એક માણસ બહારગામ હતો તેની ઔરત મકાનમાં ગુજરી ગઈ. તે બાઇની જે મિલ્કત હતી તેના માબાપ લઈ ગયા. તેનો ધણી ઘેર આવ્યા પછી આ વાતની લોકોએ ખબર કરી લોકોએ તેનાં માબાપને બોલાવી કહ્યું કે જે કંઇ લઈ ગયા છો તે બધું આપી દો. તેમણે બધું આપી દીધું પછી તેના ધણીએ ઔરતની બધી મિલ્કત લિલ્લાહ આપી દીધી તો તેનો સવાબ કોને મળશે?

જવાબ—એનો સવાબ તેના બધા વારસોને મળશે. માબાપનો પણ હક છે માટે માબાપને પણ સવાબ મળશે પણ તેનાં વારસોમાં કોઇ નાબાલિગ હોય તો તેનો હિસ્સો આપી દેવો જોઇએ અને લિલ્લાહ આપવામાં બધા રાજી હોવા જોઇએ.

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

# અને તેમના વંશજો

## ઈ. સ ૧૭૦૭થી ઈ. સ. ૧૮૦૬

અનુવાદક: 'તાજ' રાંદેર.

કુર્આન.–આપનું સૌથી પહેલું કામ કુર્આન શરીફની તાલીમનો પ્રચાર છે. એ બાબતમાં આપનું સૌથી અગત્યનું કામ તો કુર્આન શરીફનો ફારસી તરજુમો છે. હિંદુસ્તાનમાં અરબી જાણનાર થોડાજ લોકો છે. ફારસી ભાષા કોર્ટમાં ને લોકોમાં પ્રચલીત હતી. પરતુ એ ભાષામાં કુર્આન શરીફનો કોઇ તર્જુમો ન હતો. ગુલિસ્તાન, બોસ્તાન, સિકંદરનામા ને શાહનામાનું વાંચન કરતી પરંતુ તેઓ કુર્આનની તાલીમથી અજ્ઞાત હતા. પ્રાચીન આલિમોમાં "કુર્આન શરીફ પઢવાનો રિવાજ હતો પરંતુ તેઓ કુર્આનની ભાષાથી તો અજ્ઞાત હતા. જેથી તેઓ જોઇએ તેટલો કુર્આન શરીફથી લાભ ઉઠાવી શકતા ન હતા. શાહ સાહેબને એ ઉણપનું ભાન થયું અને ઈ. સ. ૧૭૩૭-૩૮માં આપે કુર્આન શરીફનો ફારસી ભાષામાં તરજુમો કર્યો. જ્યારે આલિમોને એ વાતની ખબર થઇ ત્યારે તેઓ ઘણાજ ક્રોધે ભરાયા અને કહેવા લાગ્યા કે "કુર્આન શરીફનો એ તરજુમો કરવાથી બેઅદબી થાય છે. કેટલાક લોકોનું આમ પણ કહેવું છે કે 'આ વિરૂદ્ધતાને લઈ શાહ સાહેબની જાન પર આવી બન્યું', તેથી તેમને કેટલાક સમય સુધી દિલ્હી છોડવું પડયું.' અંતે શાહ સાહેબની હિમ્મત અને કર્તવ્ય પરાયણતાની સફળતા થઈ. આપે લોકોને સમજાવ્યા કે 'કુર્આન શરીફ એટલા માટે નથી કે એને રેશમી જુઝદાનોમાં લપેટીને તાકમાં પાક વસ્તુ સમજીને રાખી મૂકીએ, અથવા બીજી અન્ય કોમો જેમ મંત્ર ભણે છે તેમ આપણે પણ પોપટની માફક એનું ભણતર કરીએ. કુર્આન શરીફ માનવ-જીવનના કર્તવ્યને સ્પષ્ટ દર્શાવે છે. કુર્આન શરીફ એટલાજ માટે આવ્યું છે કે આમ જનતા એનું સમજીને વાંચન કરે અને એમાંની સત્યતા પર અમલ કરે.' પછી તો ધીમે ધીમે લોકોની વિરૂદ્ધતા ઓછી થતી ગઈ. છેવટે આમ જનતામાં કુર્આન શરીફના તરજુમાઓ પ્રચલીત થયા અને ઉર્દૂમાં પણ કુર્આન શરીફના તરજુમાઓ થવા લાગ્યા.

કુર્આન શરીફના ફારસી તરજુમાથી શાહ સાહેબનું નામ હિંદુસ્તાનમાં અમર થઇ ગયું. સાથે સાથે આપે તે મુશ્કેલાતોનો પણ અંત આણ્યો કે જે આલિમોના અંધ અનુકરણોથી એ માર્ગમાં આડ આવતી હતી. આપનું ભાષાંતર ખરેખર એક ઉચ્ચ કોટીનું છે. આપના ભાષાંતરની વિરૂદ્ધતા એટલા માટે થતી હતી કે આપે એના આત્માને તજીને એના ધ્યેય તરફ વધુ લક્ષ આપ્યું. કુર્આન શરીફનું ભાષાંતર ખરેખર એક મુશ્કિલ કાર્ય છે, કારણ કે ભાષાંતર કરવામાં એની ભાષાની ખૂબી અને એમાં રહેલા રહસ્યને ભાષાંતરકાર દુરસ્ત રીતે દર્શાવી શકતા નથી. દેશના અનેક આલિમોએ અને સાહિત્યકારોએ એ કાર્ય તરફ પોતાનું લક્ષ આપ્યું છે. પરંતુ આજે કુર્આન શરીફનું એક પણ ભાષાંતર રહ્યું નથી કે જેને આપણે મૂળ સ્વરૂપ જેવું કહી શકીએ. શાહ વલીયુલ્લાહ (રેહ.)ના ભાષાંતર માટે આપણે એ તો કહી

શકતા નથી કે કુર્આન શરીફનું એથી ઉચ્ચતર ભાષાંતર બીજું કોઇ થયું નથી. પરંતુ એટલું તો કહી શકીએ કે એ ભાષાંતર ઉર્દૂ ભાષાના બીજા ભાષાંતર કરતાં ઉચ્ચતર છે. એ વાત તો નિઃસંદેહ છે કે કુર્આન શરીફનું યોગ્ય ભાષાંતર કરવામાં જે યોગ્યતા ભાષાંતર કર્તામાં જોઇએ એવી યોગ્યતા ખરેખર શાહ સાહેબથી વધુ બીજા કોઇ ભાષાંતર કર્તાઓમાં જોવામાં આવતી નથી. મૌલાના નઝીર અહમદ સાહબ ફરમાવે છે કે "કુર્આન શરીફનું ભાષાંતર કરવામાં જે જે યોગ્યતાઓ ભાષાંતર કર્તામાં હોવી જોઇએ તે સર્વે મૌલાના શાહ વલીયુલ્લાહ (રેહ)માં જોવામાં આવે છે. એ જોતાં આપણને સાફ જણાઈ આવે છે કે પ્રત્યેક શબ્દને માટે મુફસ્સિરીનના જેટલા કથનો હતા તે સર્વે આપે નજર સમક્ષ ટાંકેલા છે, ને એમાં જે અપનાવવા યોગ્ય હતા તેને આપે અપનાવ્યો છે."

શાહ સાહેબે માત્ર કુર્આન શરીફનું ભાષાંતરજ કર્યું નથી, બલ્કે એ પ્રકરણમા આપે એના જુદા જુદા દ્રષ્ટિબિંદુઓ પર એક રિસાલો પણ લખ્યો છે અને '**મુકદ્દમા ફી તરજુમાતુલ કુર્આને મજીદ**મા કુર્આને મજીદના માર્ગદર્શન અર્થે કેટલીક અગત્યની બાબતો આલેખી છે.

શાહ સાહેબ પોતાના એક પુસ્તકમાં લખે છે કે "ખુદાપાકે મારા જેવા વૃદ્ધ પર અનેક ઉપકારો કર્યા છે, અને તેના સૌથી અગત્યનો ઉપકાર તો એ છે કે તેણે મને કુર્આન શરીફ સમજવાની શક્તિ અર્પી" રસૂલે કરીમ (સલ.)ના ઉપકારો પોતાની ઉમ્મત પર સૌથી વધુ તો એ હતા કે એમણે કૌમમાં કુર્આન શરીફનો પ્રચાર કર્યો.

કુર્આન શરીફનો પ્રચાર શાહ સાહેબે માત્ર ભાષાંતર રૂપેજ કર્યો નથી. બલ્કે ઇલ્મે તફસીરના સંબંધમાં આપે અનેક પુસ્તકો લખ્યાં છે જેમાં '**અલ ફૌઝુલ કબીર ફી અસુલત તફસીર**'* અગત્યના છે. એ પુસ્તક પુરા ચાર ભાગમાં છે.

(૧) પહેલા ભાગમાં પંચગાનાનું વર્ણન છે. જેમાં શાહ સાહેબે કુર્આન શરીફના વિષયોને ક્રમશ આપ્યો છે.

(અ) ફરમાનની વિધા.

(બ) ઇલ્મે મુનાઝિરા. એટલે યહુદી, નસારા, મુશરિકો અને મુનાફિકોની ટેવો એમાં વર્ણવી છે. એમાં એમ પણ જણાવ્યું છે કે એમની કેટલીક ટેવો અજ્ઞાન મુસલમાનોમાં આજે પણ પ્રચલીત છે. એવાઓ માટે કુર્આન શરીફના આદેશો લાભ કરતા થશે.

(ક) ઇલ્મે તઝકીર બાલા, ઉલ્લાહ.

(ડ) ઇલ્મે તઝકીર બાયા ઉલ્લાહ.

(ઇ) ઇલ્મે તઝકીર મૂત બાદે મૌત.

(૨) બીજા ભાગમાં કુર્આને શરીફની વ્યવસ્થા બાબત છે. જેમાં તે આંટીઘૂંટીઓ અને મુદ્દાઓનું વર્ણન છે જે કુર્આને મજીદના સમજવામાં ઉપસ્થિત થાય છે. એ પ્રકરણમાં આપે નાસ્તિક અને મનસુખના પ્રકરણ પર વિવેચન કર્યું છે.

(૩) ત્રીજા ભાગમાં કુર્આને શરીફની ખૂબીઓ અને એની ભાષાનો ઉલ્લેખ છે. એ પ્રકરણમાં અસાલીબે કુર્આનની તશરીહ કરી છે. એમાં તે ટીકાઓના જવાબો આપ્યાં છે જે લોકો કુર્આન મજીદનાં ક્રમશ પર કરે છે.

(૪) ચોથા ભાગમાં ભાષાંતર કર્તાઓની કળા પર આલેખ્યો છે. એમાં એના વિવિધ દ્રષ્ટિબિંદુઓ પર પ્રકાશ નાખવામાં આવ્યો છે. આપે આલિમોના અનેક પ્રકાર બનાવ્યા છે. જેમકે મોહદ્દેસીન, મુતકલ્લેમીન, નજામી મીફ્ન, અદબાબ મુતસોફીન. એ દરેક પોતપોતાના દ્રષ્ટિબિંદુઓથી ભાષાંતર કરે છે. [ અપૂર્ણ ]

* તરજુમો "ફૌઝુલ કબીર" જે જ. રશીદ અહમદ અનસારી સાહેબે અલીગઢ યુનિવર્સીટી માટે પ્રગટ કર્યો છે. તેમાંથી એ અવતરણો લીધા છે.

# આવાઝકી દુન્યા

સંભળાવનાર : 'એકાર'

પંજાબની ભૂમિ અસલથીજ એની ફળદ્રુપતા માટે જાણીતી છે. જેમ એ ભૂમિમાં ઘઉં ને ચણા વધારે પાકે છે તેમ પ્રેમીઓ અને પીરો પણ વધારે પાકે છે. છેલ્લે છેલ્લે તો નબીઓનો પાક પણ ફુતરવા માંડયો છે. કાદીયાનના પેગંબરનું ધાંધલ તો વરસો થયાં શમ્યું નહિ, ત્યાં વળી સિયાલકોટની એક ઇસ્લામી હાઇસ્કૂલના એક ટીચર સૈયદ મહંમદ સાદિક નબી થવાનો દાવો જાહેર કર્યો છે. કોઇ બનાવટી રેશનીંગ ઓફિસર થાય કે બનાવટી ફોજદાર થાય તો તેને પકડીને સજા કરવામાં આવે છે; પણ બનાવટી પેગમ્બર થનારને કોઇ સજા કરતું નથી એટલે જેના મગજમાં ધૂન ભરાય તે બેધડક પેગંબર થઇ શકે છે! આ યુગજ બનાવટ યુગ છેને? બનાવટી શાઇર મળે છે, બનાવટી ઘી મળે છે, બનાવટી સોનું મળે છે, બનાવટી ખોરાક મળે છે, બનાવટી હાથ-પગ-કે આંખ મળે છે, અરે! બનાવટી બાપ-બેટા-કે બનાવટી પતિ પણ મળે છે તો પછી બનાવટી પેગંબર કેમ ન મળે? એ બનાવટી પેગંબર સાહેબ જણાવે છે કે "ખુદાએ જમાનાને તાલીમ આપવા મને હિદાયત કીધી છે.' તો સવાલ એ છે કે ખુદાએ એ નકલી પેગંબરને સ્વપ્નામાં હિદાયત કીધી હશે કે કેળવણી ખાતાના અધિકારી મારફતે એને હિદાયતનો સરક્યુલર મોકલ્યો હશે? હવે એ બનાવટી નબી પાકયો છે તો એના ઉપરી તરીકે કોઇએ બનાવટી ખુદા તરીકે પણ જાહેર થવું રહ્યું; કે જેથી પંજાબીઓને પ્રાર્થના માટે પણ આકાશ તરફ હાથ ઉઠાવવા ન પડે!

ખરા મુસલમાનો તો આકાએ નામદાર હઝરત મોહંમદ મુસ્તુફા (સલ.)નેજ નબીયે આખિરુઝ્ઝમાન માને છે એટલે તેમને તો આવા તકલાદી નબીથી કંઇ અસર થવાની નથી પણ પણ પંજાબના કાદીયાનીઓ આ નબીની ત્રીજી આવૃત્તિથી જરૂર ભડકવાના! એમને માટે કુસ્તીનો અખાડો શરૂ થવાનો! કાદીયાનીઓની સામે ઝંડો ઉઠાવનાર મૌલ્વી અતાઉલ્લાહ બુખારી સાહેબને પણ હવે ઝાઝી તકલીફ નહિ લેવી પડે. કારણ કે આ નવા ઉભા થએલા બનાવટી નબીની ઉમ્મત કાદીયાનીઓની સાથે ફોડી લેશે.

●

સિંધી બળદો જેમ ઉચું ઘાલીને અડી જવામાં પહેલા નબરના હોય છે તેમ સિંધી લીડરોય ઉધું ઘાલીને અડી જવામાં બલ્કે ગળાને ઉઝેતરી નાખવામાં પહેલા નંબરના હોય છે! ખટપટ અને કારસ્તાનમાં સિંધનો પહેલો નંબર છે. ખુનામરકી અને જંગલીપણામાં પણ પહેલોજ નંબર છેને? જેમ ઇંદ્રનું ઇંદ્રાસન સ્થિર ગણાતું નથી તેમ સિંધનું પ્રધાન મંડળ

પણ કોઇ જમાનામાં સ્થિર રહ્યું નથી. અનેક ચુસાંટઆઓ એ પ્રધાન મંડળમાં આવી ગયા છે. અને ખરી રીતે જોઇએ તો સરકસના ખેલાડીઓ જેવા મુત્સદ્દીઓ હોય તેજ એ પ્રધાન મંડળમાં ટકી શકે! સીધાસાદા માણસોનું ગજું નહિ. હાલમાં ત્યાં લીગનું પ્રધાન મંડળ છે છતાં લીગનેય ડાબા ગજવામાં ઘાલીને હોદ્દોજ ટકાવી રાખવાનો પ્રયત્ન ત્યાંના પ્રધાનો કરી રહ્યા છે! કોઇપણ પ્રયત્ને પાટલા ઘોની જેમ પ્રધાનપદાંની ખુરસીને ચોંટી રહેવું. એ પ્રધાનોનું ધ્યેય છે! જેમ કેટલાક લોકો શિરા ખાતર શ્રાવક થાય છે તેમ સિંધમાં પ્રધાન થવા ખાતર લીગમાં જોડાય છે કે લીગમાંથી બ્હાર સિફતથી નીકળી પણ જવાય છે. આન અને શાન, ઇજ્જત અને વટ, ધ્યેય અને ફર્ઝ એ સિંધી આગેવાનોને મન કહેવા સાંભળવાના શબ્દો છે. ફક્ત પ્રધાનપદાંની ખુરસી અને ચાર આકડાનો પગાર એજ એમનુ લક્ષબિંદુ છે! બીજે સ્થાને તો ફક્ત મોહરમમાંજ 'મેશ' નીકળતા હશે પણ સિંધમાં તો વારેઘડીએ મેશ નીકળતાજ રહે છે! ખરી રીતે જોઇએ તો મોહર્રમના વાધોજ ત્યાં ફાની જાય છે. લીગના આગેવાન કાઇદે આઝમ જેવા શિસ્તપાલનની કડક તકેદારી રાખનાર પણ સિંધથી પાકયા કે થાકયા હશે! ખેડૂતો પણ સિંધી બળદીવાએથી હેરાન પરેશાન થાય છે તો પછી રૈયત તેમના લીડરોથી કેમ હેરાન ન થાય?

o

આજે સૌ કરતાં વધુ સસ્તું કોઈ થઇ ગયુ હોય તો તે સિલ્વર જ્યુબીલીઓ અને માનપત્રો છે. મુંબઈની એકેએક ફિલ્મ સિલ્વર જ્યુબીલી જુવે એવી તેના દીગદર્શકોની અને પ્રોડયુસરોની ઇચ્છા છે. અને તે ઇચ્છા પુરી કરવાને તમ ચો મારીને પણ ગાલ રાતો રખાય છે તેમ તાણીતુસીને પણ ગમે તેવાં પિકચરોની જ્યુબીલી ઉજવી નંખાય છે! એક તરફ આવી રીતે ફિલ્મોવાળા જ્યુબીલીઓ ઉજવવા પર ચડયા છે તો બીજી બાજુ કાઠિઆવાડના રાજવીઓ પણ પોતાની જ્યુબીલીઓ ઉજવવા કટિબદ્ધ થયા છે. તેમણે એ ૨૫ વરસના પોતાના રાજ્ય અમલમાં પ્રજાનુ કશું ઉકાળ્યું હોય કે નહિ! ફક્ત તેઓશ્રી પોતે રાજીખુશીથી ને અકળ હુશિયારીથી રાજસિંહાસન પર પચ્ચીસ વરસ સુધી ટકી રહ્યા તેની ખુશાલીમાં જ્યુબીલી ઉજવે છે. અને તે પણ અમલદારોની મારફતે આડકતરી રીતે ઉઘરાણું કરી, કરાવીનેજ! કેટલાક તો પોતે પરણ્યાને પચ્ચીસ વરસ થયાં તેનીય જ્યુબીલી ઉજવે છે! અલબત્ત આ ડાઇવૉર્સના ઉદય કાળમાં ૨૫ વરસ સુધી સીધી રીતે સુખરૂપ દાંપત્ય જીવન વિતાવવું એ એક અભિમાન લેવા યોગ્ય બાબત હોઈ જ્યુબીલી ઉજવાય તે વાંધા પડતુ તો, નથીજ! કોઈ એકટર-એકટ્રેસે હજુ સુધી પોતાના લગ્ન-જીવનની જ્યુબીલી ઉજવી નથી એ નોંધ પાત્ર બીના છે બાકી પચાસ વટાવી વનમાં પેઠેલી એકટ્રેસો પણ હજી પોતાની વયની સિલ્વર જ્યુબીલી ઉજવવાની યાને ૨૫ મી વરસગાંઠ ઉજવવાની હીંમત કરે ખરી!

રોજ ને રોજ લાંચ-રૂશ્વત લે છતાંય ન પકડાય એવા અમલદારોએય નોકરીનાં ૨૫ વરસની સિલ્વર જ્યુબીલી ઉજવવી ઘટે! આ નો થઈ સિલ્વર જ્યુબીલીની વાત. પણ માનપત્રોની મરકેટ તો આજે ખૂબ તેજી પર છે.' કોઈ દિલ્લીની જાત્રા કરી આવે કે માનપત્ર અપાય! કોઇ કાળા બજારમા લોકોને વેતરી મોટાઓને ડીનરપાર્ટી આપે કે માનપત્ર અપાય! કોઈ જેલ જઇને આવે કે માનપત્ર અપાય! કોઇની બદલી થાય કે માનપત્ર અપાય! કોઇ યુરોપની સહેલગાહે જાય તો માનપત્ર અપાય!

કોઈ બીમારીમાંથી ઉઠે તો માનપત્ર અપાય! કોઇ પરણી બેસે તો માનપત્ર અપાય! કોઇ બેંક કે વીમા કંપની કાઢે તો માનપત્ર અપાય! કોઇ અમલદાર રૈયતને ખૂબ આપદા પાડીને રિટાયર્ડ થાય છતાં માનપત્ર અપાય! કોઈ પાંચમીવાર પુનર્લગ્ન કરે તોય માનપત્ર અપાય! કોઇ જાત્રા કરી આવે તો માનપત્ર અપાય! કોઇ દેવાંળું ફુંકે તોય માનપત્ર અપાય! કોઇ દાદાગીરી કરે તોય માનપત્ર અપાય! કોઇ કાઉન્સીલ કે ધારાસભામાં જઇ દેશની દલાલી કરે તોય માનપત્ર અપાય! મતલબ કે કાળાંધોળાં કરીને કે ગમે તે રીતે ભલે નામે કે બુરે નામે જે પ્રખ્યાત થયા હોય તેને માનપત્ર અપાય છે! પણ આ અપાય છે શબ્દમાંય વાંધો છે. કારણ કે સેંકડે લગભગ ૯૯ માનપત્રો અપાતાં નથી પણ લેવાય છે! એમાંના ૫૦ ટકા તો સીધે સીધા માનપત્ર લેનારના જોખમે ને હિસાબેજ અપાય છે ત્યારે બાકીનાં ૪૯ ટકા વચગાળેના દલાલો મારફતે અપાય છે. એટલે કે આથી સાબિત થાય છે કે માનપત્રોએ આજે આપવાની નહિ પણ લેવાની વસ્તુ છે અને તે પણ સારા માણસ હોય તો મોઢે માગીને લેવાની અને નઠારા માણસ હોય તો બીજાની મારફતે લેવાની! લોકો જો આવી માગેલાં ઘરેણાં જેવી વસ્તુનો મોહ દિવસે દિવસે કેમ વધતો જાય છે એજ સમજાતું નથી? લોકોની મનોવૃત્તિ કાંટા જરાય ન વાગે ને ફૂલનો હાર પહેરીને મ્હાલવાની છે! ફૂલના હાર પહેરવા મથતા હરખપદુડાઓનો આ દેશમાં તોટો નથી ત્યારે કાંટાનો તાજ પહેરનાર કોક વીરલા તો કઇ જેલના ખૂણાઓમાં ગોંધાઇ રહ્યા હશે?

●

હિંદીઓ પાછા માથા પર ઉઘરાણીઓ મૂકાને તૈયાર રહો. હિંદી બજેટમાં રાખેલા મુજબ ખોટ આવી છે. ૧ અબજ ૬૩ કરોડ અને ૮૯ લાખ રૂપિયાની! એ ખોટને પુરવા માટે નવા કરવેરા ઠોકાઈ રહ્યા છે. કરવેરાનો વજનદાર ટોપલો ઉંચકીને હિંદીઓના તાળવાના વાળ તો સલામત રહ્યા નથી, હિંદીઓનાં બોચાં તો યુદ્ધનો ભાર વહન કરીને બેસી ગયાં છે; છતાં પડયા પર પાટુની જેમ નવા કર વેરા હિંદી સરકાર ઠોકી રહી છે ઇન્કમટેક્ષ, તાર, ટપાલ, તંબાકુ, ટેલીફોન, વગેરે પર ચાર્જ વધારવાની જાહેરાત થઈ છે! નવ્વાણું ત્યાં સો પુરા કરવા લગ્નવેરો, મરણવેરો, વાંઢાવેરો, વિધુરવેરો, વાંઝીયાવેરો એવા એવા તો ઘણા વેરા હજુ બાકી છે; તે તરફ નમ્રપણે નામદાર સરકારનું ધ્યાન હજુ કેમ નહિ ખેંચાયું હોય?

> "ન અન્ન આરોગવા વસ્તો ન તન છે,
> મરે તો ઢાંકવાને નવ કફન છે.
> છતાંયે ટેક્ષનુ ભારે વજન છે;
> હવે તો હે હરિ તારૂં ભજન છે!"

અને તબુરો લઈ ભજન ગાવા સિવાય હવે આપણે બીજું આ બાબતમાં કરી શકીએ એમ પણ શું છે?

---

## મહાગુજરાત ગઝલ મંડળ.

મહાગુજરાત ગઝલ મંડળ, સુરતનો એક સ્થાનિક કવિઓનો માસિક મુશાયરો તા. ૪-૩-૪૫ના રોજ પ્રો. વ્યાસના પ્રમુખપદે મી. હસનઅલી મીલવાળાના મકાનમાં યોજાયો હતો જેમાં 'અમીન આઝાદ', 'ગની', 'પવાર', યૂસુફ, હીરાલાલ, નઈમ, અનીલ, ઈ. વીમાવાળા વિ. કવિઓએ પોતાના કાવ્યો સંભળાવ્યાં હતાં તેમજ ગઝલ પર અભ્યાસપૂર્ણ છણાવટ થઈ હતી.

## સ્વીકાર–સમાલોચના

**મુહમ્મદી કાવ્ય સંગ્રહ:**–પૂનાના 'નસીમે સહર' માસિક તરફથી નવી–અંક તરીકે જ. કલીમુદ્દીન હુસૈનીએ સંપાદન કરેલ છે. મૂલ્ય આઠ આના. નબીએ આખરૂઝ્ઝમાન સલ૦ની પ્રસંશામાં લખાયેલાં ગુજરાતી ભાષામાં આ કાવ્યો અનોખું સ્થાન જમાવશેજ એ નિઃશંક છે. ઉર્દૂના સીધા તર્જુમા થયેલ કાવ્યો પણ સ્થાન પામ્યાં છે. ભાષાન્તરની કળા એ પણ એક અનોખી કળાજ છે એ અમે પણ કબૂલ રાખીએ છીએ પણ ભાષાન્તર કરનાર મૂળ કવિઓનું નામ છુપાવવા પ્રયત્નો કરે એ પસંદ કરવા જોગ તો નથીજ. જ૦ કલીમુદ્દીન સા૦ને અંક માટે મુબારકબાદી પેશ કરીએ છીએ. મેળવવાનું સ્થાનઃ ૧૭૫ રવિવાર પેઠ, પૂના સીટી.

**સ્વામી સાવઃ**–લેખિકા સુભદ્રા ગાંધી. કીં. રૂા. ૪. પૃ. ૨૭૫. સરદાર પૃથ્વીસિંહની જીવનકથા, લોક પ્રકાશન મંદિર, મુંબઈ–૪ તરફથી મળ્યું છે. ક્રાન્તિકારી ધૂનસાં રાચનારાઓને શી શી વિટંબણા અને મુસીબતો નડે છે તે આ જીવનકથા મારફત જાણી શકાય છે. આજકાલ લેખોમાં ઉર્દૂ–ફારસી શબ્દોનો પુષ્કળ ઉપયોગ થાય એ ઇચ્છવા જોગ તો છે પણ તેને બગાડીને ઉપયોગમાં લેવાય તે માટે અંગુલી નિર્દેશ કર્યા વિના રહી શકતા નથી. દિમાગને દિમાક લખવામાં શો હેતુ હશે? જીવનકથાના શોખીનો માટે અમૂલ્ય પુસ્તક છે.

—તંત્રી




*Printed by: Maganlal Mangaldas Patel, at The 'Gangotri' Printing Press Kanpith, Khand Bazar, Surat.*

*Published by: Asum Ahmad Esmail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya. Trase Road, Surat*



## આ અંકમાં




: તંત્રીઓ :
"વહશી" રાંદેરી.
નિસાર અહમદ
: વ્યવસ્થાપક :
"તાજ"

વહશી સાહિત્ય કાર્યાલય ટાવર રોડ, સુરત.

મુસ્લિમ ગુજરાતનું મુખ્ય માસિક



પુ. ૬ ઠ્ઠું   એપ્રીલ ૧૯૪૫   અંક ૮ મો

# માથે !

નજર ! તું જ નહિં શણગાર માથે,
એ કાચો રંગ છે આકાર માથે.

ન લચકે ડાળીઓ ફૂલો ભરી કાં ?
છે એનાં રંગ-બૂ નાં ભાર માથે.

ભલેને છાને—છાને તું કરે છે,
ખુદા છે પાપને જોનાર માથે.

નથી એ દ્રષ્ય પણ આછું મનોહર !
ફરે છે આંગળીઓ તાર માથે.

પડે છે, એટલે શોભી રહ્યું છે,
પ્રતિબિંબ આપનું ગુલઝાર માથે.

ગુઝારી એ શકે આઝાદ જીવન,
ન હોજો કોઇનો ઉપકાર માથે.

ખરેખર તું એ દીવાના ! સુખી છે,
ઘણાં કષ્ટો છે દુન્યાદાર માથે.

પતંગા પંથ ક્યાં ભૂલે ન નિજનો !
શમ્આ ઊભી લઈ અંગાર માથે !

જવાની ! ગર્વ શા માટે કરે છે ?
રહ્યાં છે દિન ફક્ત બે ચાર માથે.

ખિઝાં આવી અને પરદો ઉપાડ્યો—
નજર સહુની હતી શણગાર માથે.

ચડે છે ખાક પર તો ફૂલ—ચાદર,
પડી માટી ફક્ત મરનાર માથે.

ચમનથી પ્રેરણાઓ કેમ મળતે ?
ન હોતે પાનખર જો બ્હાર માથે,

**'સગીર'** એ ફૂલની નફરત નથી ને ?
અણી ખીલી રહી છે, ખાર માથે.

મુંબઇ ]   **"સગીર"**

વાર્ષિક લવાજમ:—હિન્દ રૂા. ૪. પરદેશ શી. ૧૦ (રૂા. ૬॥) છુટક નકલ સાત આના.

# રૂપ અને રેખા

(સંપાદકીય)

'કારવાં'નું સાહિત્યીક રૂપ બદલાયું ત્યારે આ શીર્ષકથી સંપાદકીય નોંધ લખી હતી. વચ્ચેના બે અંકો એના સિવાયજ પ્રગટ થવા દીધા, લેખકો અને વાંચકોની માંગણીથી તે ફરીને ચાલુ કરવામાં આવે છે.

સમાજ, વ્યક્તિઓનો બને છે. સાહિત્ય પણ વ્યક્તિઓજ સર્જે છે. એટલે જે સાહિત્યમાં સમાજ-જીવન લોક-જીવન ધબકતું ન હોય તેવું સાહિત્ય થોડી મોજ ભલે આપી જતું હોય પરંતુ કામનુ બિલ્કુલ નથી હોતું. આજનો ઇન્સાન માત્ર આજનીજ વાત ઇચ્છે છે. આજનાજ દર્પણમાં તે પોતાની છબી જોવા ચાહે છે. ગઇ કાલે શું હતું અને આવતી કાલે શું થશે એ પ્રશ્નો ચિંતકો અને ઇતિહાસકારોને સોંપી મનુષ્ય આજે એટલુંજ વિચારે છે કે આજે હું શું છુ ? આજની દુન્યા શું છે ! અને એજ વસ્તુ ને સાહિત્યમાં પણ જોવા ઇચ્છે છે.

સમાચાર અને વિચાર એ બે છે અખ્બારના મુખ્ય અંગો. દૈનિક અને સાપ્તાહિકમાં વાંચક ક્રમે ક્રમે સમાચાર વધુ અને વિચાર ઓછા, સમાચાર અને વિચાર બન્નેની સમતુલા માંગે છે, જ્યારે માસિકમાં તે માત્ર વિચાર માગે છે. આમ માસિકનું મહત્વ પણ ઓછુ નથી પરંતુ તે આજના વિચારો આપતું હોય તો, 'કારવાં' ગુર્જર મુસ્લિમોનું એવું માસિક થવાની ઇચ્છા રાખે છે અને એજ ધ્યેય સામે રાખીને તે આગળ વધી રહ્યું છે.

આ અંકમાં "ઉર્દૂ ગિરાના અણમોલ રત્નો"માં ઉર્દૂનો પહેલો લોકકવિ અમીર ખુસરૂનું વિવરણ છે, અને તેના લેખક છે આપણા પરિચિત જનાબ ગુલામ હુસૈન મુસ્તફા. અભ્યાસ અને મનનની દૃષ્ટિએ જોતાં 'ફાની' કરતાં 'ખુસરૂ' પર લેખકની કલમે વધુ જોર બતાવ્યું છે. પરંતુ મુસ્તુફા સાહબ જૂનામાંથી વિશેષ ભૂત તરફ કિંવા આગળ ચાલવાને બદલે પાછળ શા માટે હઠી રહ્યા છે ? તે સમજાતું નથી. અમે તેમને વર્તમાન યુગના ઉર્દૂ કવિઓ પર લખતા જોવા ઇચ્છીએ છીએ. તેઓ સાંભળે છે કે ?

વિવેચન લેખોમાં પીઠ અને ગઝલ વિવેચન બન્ને આ અંકે જોવા મળે છે બન્ને ચાલુ કોલમો છે, છતાં એમાંના નાવીન્ય વિષે નિર્દેશ ન કરવો એ અન્યાય લેખાશે. આજના પાંગળા પુસ્તક પ્રકાશન પરે શ્રી. વણજારાની આલોચના વેધક હોવા ઉપરાંત માર્મિક પણ છે. હળવી વાણીમાં કડવી વાતોમાં નિહાશ ભરતી એ શૈલી સુંદર ગદ્ય વાંચન પુરૂં પાડે છે, ત્યારે બિરાદર પિપાસુ નર્યા ટીકાકાર બનીનેજ રહી જાય છે. પિપાસુની કલમમાં પાણી છે પરંતુ તે હજી જોઇએ તેટલું દાખવી શક્યા નથી. ઉર્દૂના 'નિયાઝ' ફતેહપુરી 'ફ્રૈઝ' અને મીરાંજી એહતેશામ હુસૈન અને ઇબાદત બરેલ્વી જેવું તેઓ લખે ત્યારેજ વધુ રંગત જામે. ગુર્જરગિરામાં એ સમય આવતાં હજી વાર છે. ગઝલ હજી જોઇએ તેવો વિકાસ સાધી શકી નથી ત્યાં એના વિવેચનની તો વાતજ શુ ! આમ વિચારતાં પિપાસુનું લખાણ અગત્યનું અને અભ્યાસી છે. એની ના પડાય તેમ નથી.

આ અંકમાં વાર્તાઓ ત્રણ છે. (૧) મ ચમ દલીવાળી 'કમલકાન્ત'ની કૃતિ છે. 'કમલકાન્ત' કારવાં દ્વારા પહેલીજ વાર સાહિત્યની દુન્યામાં પગલાં પાડે છે, એ માટે 'કારવાં' પોતાને ધન્ય લેખે છે કે એમની વાર્તામાં ટેકનીક જરાતરા ખામી ભલે હો પરંતુ એક નવજવાન મુસ્લિમ પહેલીજવારમાં આવું સુંદર લખી શકે છે એ જાણી કોને હર્ષ નહિ થાય ? એ

વાર્તા મેં ત્રણ ચાર વાર વાંચી છે અને દરેક વેળા-મારી આંખમાં ઝળઝળીઆં આવી ગયાં છે. સજીવ, તરવું, મરયમ એની વાતચીત અને ટ્રેનમાં ઝુલતો હાથ, એ ભૂલ્યાં ભૂલાતી નથી.

'જેનાથી મ્હને પ્રેમ હતો' એ જનાબ 'વલી' સાહબની વાર્તાકૃતિ છે. એની ભાષા ઝમકદાર છે. ઉઠાવ પણ સરસ છે પરંતુ એમાં વસ્તુ નવી નથી છતાં વાંચતાં કંટાળો ઉપજે તેવી નથી. જનાબ શાકિર ઉનીયાની કૃતિ 'સરયૂ'ને વાર્તામાં ગણ્યું છું, પરંતુ મન માનતું નથી. વાર્તાના એક ભાગ જેવું એ લાગે છે. ટુંકી છતાં એ રમ્ય રચનામાં નવીનતા છે. વસ્તુ છે. પરંતુ એ ભાઈ વાતને 'વિકસાવતા કેમ નથી એજ સમજાતું નથી.

ઋતુની અસર ગણો યા કવિઓ વધુ મસ્તીમાં હોવાનું માનો. આ અંકમાં કાવ્યો વધુ છે અને વધુ સુંદર પણ છે. **સગીર** અને **ઘાયલ** 'કારવાં'માં લાંબે ગાળે પધારે છે અને એની શાનથી પધારે છે કે યાદ રહી જાય. પોતાના રંગના બન્ને ઉત્તમ ગઝલકારો છે. વાંચકો એમની ગઝલ વાંચે અને મસ્તીથી ડોલી ન ઉઠે તો એના જવાબદાર અમે! 'મઝાક' અને 'સીરતી'ની ગઝલો પણ નબળી નથી.

અઝીઝી અમીન આઝાદે ગઝલ પ્રચારના હેતુથી સુરતમાં માસિક મુશાઇરા શરૂ કર્યા છે. એમની મીઠી નજરના પરિણામે "માસિક મુશાઇરાની ગઝલો મેળવવા હું ભાગ્યશાળી થયો છું. "શું શું કહો બને ના આ વીસમી સદીમાં." એ પંક્તિ પર અમીન આઝાદ, ગની, આસી, તથા અતીલ. એમ ચારેય સ્થાનિક ગઝલકારોની ગઝલો છે. અને ખૂબ છે. આપ એને વારાફરતી વાંચો અને ગાવ. મુશાઇરાહની પુરી મઝા એમાંથી મળી રહેશે.

નઝમ-(કાવ્ય) કોઈ લખતું નથી એ ફરિયાદ ઉભીજ છે. અમારા ગઝલકારો એ પ્રતિ પણ ધ્યાન આપશે કે?

—નિસાર અહમદ

## માસિક મુશાઇરા

તા. ૧-૪-૪૫ની રાત્રે ક. ૯-૦ 'પ્રતાપ' દૈનિકના સહતંત્રી શ્રીયુત્ ઈશ્વરલાલ ઈ. દેશાઇના પ્રમુખસ્થાને જ૦ હસનઅલી મીલવાલાના મકાનમાં યોજાયો હતો. મહાગુજરાત ગઝલ મંડળના સ્થાનિક સભ્યો પૈકી 'અમીન-આઝાદ', 'ગની', 'પવાર', હિ. પટેલ, કરીમ, અનિલ, ઈ. વીમાવાળા, નાનુભાઈ દેસાઇ, વી૦ ભાગ લીધો હતો. પંકિત ઉપરની ગઝલો અને ત્યાર બાદ સ્વતંત્ર કૃતિઓ રજુ થઈ હતી. ગઝલ સાહિત્યને હજી વધુ વેગવંતુ કરવા વિષે સુચના આપતાં ટૂંક પ્રવચન કરી પ્રમુખ સા૦ મુશાઇરા બરખાસ્ત કર્યો હતો. હવે પછી તા. ૬-૫-૪૫ના એજ સ્થળે મુશાઇરા થશે. પંકિતઃ-"જવાબ ક્યાંથી મળે કોઇ જ્યાં સવાલ નથી."
કાફિયહ રદીફ

ઇ
સ્લા
મી
શિ
ક્ષ
ણ

## કુર્આન

### અલ્લાહ તઆલાનું ફરમાન

(૩૩૩) જે લોકો મુસલમાન પુરૂષો અને મુસલમાન સ્ત્રીઓને એવા કામ(ની આળ)થી, જે તેમણે કર્યું ન હોય, ઇજા આપે તો તેઓએ તોહમત અને સ્પષ્ટ અપરાધનો બોજો પોતાના માથા પર ઉઠાવ્યો.

× × ×

(૩૩૪) નિસંદેહ ફેસલાનો દિવસ તે સૌ(ના ઉઠવા)નો સમય છે. જે દિવસે કોઈ મિત્ર બીજા મિત્રને જરાએ કામ નહિ આવે અને ન તેમને મદદ મળશે પરંતુ જેનાં ઉપર ખુદાપાક રહમ કરે.

× × ×

(૩૩૫) તું કહી દે જે મોતથી તમે નાસો છો તે તો (એક દિવસ) જરૂર તમારી સામે આવીનેજ રહેશે ફરી તમો ગુપ્ત અને જાહેરના જાણનાર (ખુદા)ની પાસે લઈ જવામાં આવશે. ફરી જે કંઇ તમે કરતા હતા તે સઉ બતાવી (શિક્ષા) આપશે.

× × ×

(૩૩૬) અને જે કંઈ અમે તમને આપ્યું છે તેમાંથી કંઇક એ પહેલાં દાન આપો કે તમારાથી કોઈનું મોત આવી પહોંચે, ત્યારે તે કહેવા લાગે હે પરવરદિગાર! ત્હેં મને થોડીક વધુ) મુદ્દત કેમ મોહલત ન આપી કે હું ખૈરાત કરી લેત અને નેક લોકોમાં (શામિલ) થઈ જાત!

× × ×

(૩૩૭) અને ખુદાપાક કોઈ પણ જીવને જ્યારે તેનો વાયદો આવી પહોંચે તો તેને કદિ મોહલત નહિ આપે, અને જે કંઈ તમે કરો છો તેની ખુદાપાકને ખબર છે.

સંપાદક—મૌ૦ અબ્દુર્રહીમ—

## રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન

(૩૩૩) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે સારાં અને નઠારાં સહચરોનું ઉદાહરણ અત્તાર (અત્તર વેચનાર) અને લુહાર સમાન છે. જ્યારે અત્તાર તમને વિના મુલે સુગંધી આપશે કાંતો તમો તેનાથી ખરીદ કરશો. અને લોહકાર તમારા લુગડાં બાળશે અગર તેનાથી દુર્ગંધી મેળવશો. (શૈખેન)

× × ×

(૩૩૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જ્યારે બે મુસલમાન ક્યાંએ મળે અને ઉભય પરસ્પર મુલાકાત કરે, તો બન્ને છુટા થાય તે પહેલાંજ તેઓની બક્ષિશ થઇ જાય છે (અબૂદાવૂદ)

× × ×

(૩૩૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જે માણસ કોઇને દુઃખ દેશે અલ્લાહ તેને પીડિત કરશે અને જે માણસ અન્યને તકલીફમાં નાખશે અલ્લાહ તેને આપદામાં નાખશે. (અબૂદાવૂદ).

× × ×

(૩૩૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે કિયામતના દિવસે અલ્લાહની નજદીક ભારે વિશ્વાસઘાત એ હશે કે પતિ પત્ની એકાન્તવાસ થયા હોય ફરી ઉભયમાંથી કોઇ પણ તે સમયની સ્થિતિને પ્રગટ કરે (મુસ્લિમ)

× × ×

(૩૩૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જે સ્ત્રી મરણ પામે અને તેનો પ્રાણેશ તેનાથી રાજી હોય તે સ્વર્ગમાં દાખલ થશે. (તિર્મિઝી)

—આદિક સા૦ રાંદેરી.

# પોઠ




આ તે શા તુજ હાલ, સુરત સોનાની મૂરત,
ગયા પુરા બેહાલ, સુરત તુજ રડતી સૂરત.

—નર્મદ

નવાં બહાર પડેલાં કેટલાંક ગુજરાતી પુસ્તકો જોઇને સહસા મને ઉપલી કડી યાદ આવી. જે વાત નર્મદે સુરત માટે લખી છે તેજ વાત આજના આપણા પુસ્તકાકાર પામેલા સાહિત્ય માટે પણ કેટલી બંધબેસતી આવે છે! સાચેજ એની બેહાલી અને રડતી સૂરત રેકીથી જોનારને રડાવ્યા સિવાય રહેશે નહિ. સુંદર અને અસ્તરી બંધ કપડાંથી દેહને અક્કડ રાખી રહેલા આજના ગુજરાતી યુવાનની પેઠે આપણું સાહિત્ય પણ સુંદર અને અક્કડ જેકેટના બળેજ ઘડીભર આકર્ષક લાગે છે. પરંતુ એ ફૂંદરાને ઉતારીને જોતાં એમાં ઠઠુરાએલી દેહ વધુ બળવાન યા કાંતિવાન હરગિઝ નથી લાગતી. એની આ દશા જોઇને પૂછાઇ જવાય છે કે "આ તે શા તુજ હાલ! ગુર્જર સાહિત્ય!

એની આવી હાલદવાલી કરનારમાં પહેલા નમ્બરનો આરોપી આજનો ગ્રંથકર છે. અપમાનનો રોષ વહોરી લઇનેય કહેવું પડે છે કે આજનો એ ગ્રંથકાર વધુ પ્રમાણમાં સીને-એક્ટર બની રહ્યો છે! નામના પામેલો એક ફિલ્મીનટ જેમ એકી સાથે સાત સાત ફિલ્મ કંપનીઓમાં જોડાય છે અને આપણે તેને એકજ કાળમાં એકી સાથે ભગવાનથી માંડી, દરવાન સુધીની ભૂમીકામાં નિહાળીએ છીએ. આબાદ તેવીજ દશા આપણા ખ્યાતિ પામેલા લેખકની છે. તે એકી સાથે ચાર પાંચ પ્રકાશકો સાથે કોન્ટ્રેક્ટ કરે છે અને વાર્તાકારથી માંડીને ટીકાકાર સુધીના વેશ ધારણ કરે છે. નિબંધકાર, નવલકથાકાર, હાસ્યકાર અને એવી ઘણી ઘણી 'કારો' પર તે એકી સાથે સવાર થઇને દોડી રહ્યો છે અને બસ બેફામ દોડી રહ્યો છે. ક્યાં! કઈ તરફ? શા માટે? તે કશું વિચાર્યા વિના, અને નક્કી કર્યા વિના. પરિણામે મશ્હૂર નટની પેઠે, મશ્હૂર લેખક વિષે પણ આ ટાણો શીટ આવે છે કે 'નામ મોટાં અને દર્શન ખોટાં.'

જગુભાઇએ એક સાપ્તાહિકનું એક ભેટ પુસ્તક લખી આપ્યું ત્યારથી તેઓ નવલકથાકાર તરીકે ચોંટીજ ગયા છે અને દર વરસે દર સેંકડે પાંચ ટકાની તેરીખે પુસ્તકો લખતાજ જાય છે. હજી તેઓ ચાર બાળકોના બાપ બનવાની ઉમરે પહોંચ્યા નથી. પરંતુ આટલી અપાકટ વયમાં તેમણે બારેક પુસ્તકો તો ઘસડી કાઢ્યાં છે અને તે પણ એકલી વાર્તા કિંવા લાડુ નહિ, બરફી, પેંડા, ધારી, સેવ ગાંઠીઆ અને પાઉ રોટી જે માગો તે તેમની દૂકાને મળે છે. આ જગુભાઇએ એકાદ નવલિકાઓ લખેલી અને તે પ્રસંશાને વરી એટલે તેમણે પ્રેમચંદ અને રવિન્દ્રનાથ યા શરદબાબુની હરીફાઇ કરવા માંડી છે. તેઓ પણ એકલા વાર્તાકારજ નથી, મહાજનોના જીવનચરિત્રો, સ્રીઓ તથા બાળકોનું સાહિત્ય, પાઠ્ય પુસ્તકોની સીરીઝ અને ગ્રંથમાળા પણ ચલાવે છે. એક ડેલી પેપરની રોજીંદા કટાર ઉપરાંત બબ્બે અઠવાડીકોની ચાલુ કોલમો પણ હાંકે છે અને કમાલ તો એ કે આ બધું એમનું સાઇડ વર્ક છે. મૂળમાં તો તેઓ વીમા કંપનીની ઑફિસમાં દફ્તરી ક્લાર્ક છે. અને આ અમૃતલાલ, કૉલેજમાં પ્રાધ્યાપક છે. ગુજરાતનો દરેક પ્રાધ્યાપક આજન્મ કવિ અને વિવેચક હોય છે તે ઉંદરડીના બચ્ચાંથી માંડીને 'હિટલર' સુધીનાં કાવ્યો લખે છે. એ કાવ્યો અને કાવ્યોનું માપ અને ટીકાપણ એના પોતાના સ્વતંત્ર હોય છે. જે તેજ સમજે યા તેના જેવા બીજા 'પંડો' સમજે. આમ છતાં તેના

કાવ્યના ઢગલા ગુર્જરગિરા પર-સીંચાતા જાય છે. અને આ તંત્રી મહાશય! એમને તો સર્વજ્ઞ તરીકેજ સ્વીકારો નહિતર તમને સાંભેલે સાંભેલે મારશે. તેઓ શું જાણે છે એ ન પૂછો. તેઓ શું નથી જાણતા એજ કહો સાહિત્યના બધાય રસના એ માલિક. 'જમીન અને આસમાન વચ્ચે જે જે વસ્તુઓ છે અને હવે પછી પેદા થશે તે દરેક પર તેઓ પુસ્તક રચી શકે છે. કહો તો આભની ઉપરની અને જમીનની નીચેની વાતો પણ ચીતરી કાઢે. ધર્મ, રાજ-કારણ, વિજ્ઞાન, સાહિત્ય કઇ વસ્તુ એવી છે જેના પર એમનો ઇજારો નથી? આ તો થઇ મૌલિક સાહિત્યની વાતો. અનુવાદનું સાહિત્ય એનાથી પણ વધુ ચરેરાટી ઉપજાવનારૂં છે. બંગાળનો સાહિત્યકાર ખાંસે યા છીંકે તેનું પણ ગુજરાતી ભાષાંતર થઇ જાય છે. બંગાળી જાણવાનું તો બાજુએ મૂકો, ગુજરાતી પણ પુરૂં નહિ જાણનારા તેની પાછળ મચ્યા છે. આમ ગુજરાતીમાં સાહિત્યનો વેપાર ધમધોકાર ચાલી રહ્યો છે. દુઃખકર તો એ બીના છે કે અમુક ટોળકીજ તેના પર ઇજારો જમાવી બેઠી છે અને તેથી તેમાં અમુક છાપનુંજ સાહિત્ય ઘડાઇ રહ્યું છે અને તે પ્રો. સંજાણા-ના શબ્દોમાં કહીએ તો 'ખાદી કફની' છાપનુંજ. એકજ સાંકડી બારીમાંથી એકજ જાતના ચશ્મા પહેરીને ગુજરાતી સાહિત્ય સુંદરી નીકળે છે. ન તેમાં વિવિધતા છે, ન વિશેષતા. ગુજરાતમાં બીજું કોઇ વસતુંજ નથી બસ જ્યાં જુઓ ત્યાં ભગુભાઇ, જગુભાઇ અને રઘુ-ભાઇ, કોકિલા, સુશીલા અને શકુંતલા.

° ° °

જેમની કલમનો વેપાર ધમધોકાર ચાલી રહ્યો છે એવા એક મિત્રે મને કહેલું તે સાંભરે છે. "મારે જો વીસ હાથ હોત તો કેવું સારૂં? હું વીસ સ્થળે લખી શકત", મેં કહ્યું "વીસ હાથની સાથે વીસ દિમાગની પણ વાત કરોને? વીસ હાથ હોય અને દિમાગ એકજ હોય તો બધે કેમ પહોંચી વળાય?" તેમણે જવાબ આપ્યો કે "લખવાનું પેનથી હોય છે, અને તે પેન હાથમાં રહે છે. દિમાગમાં નહિ." લખતી વેળા વળી વિચારવાનું કેવું? વિચારવા બેસીએ તો લખાઇજ રહ્યું!" થોડુંક અટકીને વળી બોલ્યા, "તું મોટો વિચારક છે તો તેં લખી લખીને શું લખ્યું છે? એકાદ પુસ્તક તો લખ્યું હોત! મને જો (ઇશારતથી બતાવીને) આટલાં પુસ્તક લખ્યાં છે અને કીર્તિ તથા કલદાર પણ મેળ-વ્યાં છે! જ્યારે તું હજી વિચાર્યાજ કરે છે, તું તારે વિચાર્યાજ કર."

સાચેજ આજે સાહિત્યનો વેપલો ચાલી રહ્યો છે અને વેપારની વસ્તુમાં તે રસ ક્યાં જે ભાવથી ભાવિકે રજુ કરી હોય!

આપણા સાહિત્યની બેહાલીના બીજા આ-રોપીઓ પ્રકાશક અને વિવેચક છે. પ્રકાશક વેપારી છે એટલે તેને કશું કહેવું નથી અલબત્ત વિવેચક વિષે ઘણું ઘણું કહી શકાય છે. પણ તેના વિષે એકજ વાત કહીશું. વિવેચક પોતે પણ ગ્રંથકાર હોય છે, અને એ રીતે જોતાં તે પણ પ્રકાશક અને લેખકની સેહમાં તણાતો રહે છે, એની કલમ આઝાદ નથી. તે ખરાબોલું ઓછા અને વ્યવહારૂ વધુ છે તે સાફ લખ-વાને બદલે ગોળ ગોળ ચીતરે છે અને વાંચકો વિષે તો કશું કહેવું નકામું છે. તેઓ તો આના પાઈ સિવાઈની બીજી વાતોમાં વધુ ઉંડા ઉતરવા માંગતા નથી. તેમને તો બધુંય ખપે છે. આ છે આપણા સાહિત્યની 'રડતી સુરત'-નો ચિતાર.

° ° °

અનુસ્વરનું નાનકડું ટપકું અર્થમાં કેવો ફેરફાર કરે છે તે 'બે ઘડી મોજ'ના તા. ૨૫-૩-૪૫ના અંકમાં પ્રગટ થએલી 'શયકીન' જેતપુરીની ગઝલથી રમુજ સાથે જાણવા મળે છે ગઝલનું મથાળું છે "પુછમાં. જો ખરૂં જોતાં 'પૂછ મા' હોવું જોઇતું હતું (એટલે કે

'પૂછીશ નહિ.') પરંતુ કવિએ જોડણીની ઝાઝી દરકાર રાખેલી ન હોવાથી પૂછ અને મા છુટ્ટા પાડયા નહિ ફક્ત એ બન્ને શબ્દોને ભેગા લખી મા ઉપર અનુસ્વારનું મીંડું પણ ઠોકી દીધું એટલે 'પુછમાં' થયું. જેનો અર્થાભાસ છે 'પુછડામાં.' પુછમાં ગઝલની રદીફ હોવાથી આખીએ ગઝલને છેડે પુંછડામાં પુંછડામાં આવે છે જેમકે એક શેઅર છે.

કેટલી રંગીન છે એની કલાએ પુછમાં,
કેટલી દિલજુત છે એની બલાએ પુછમાં.

મતલબ કે કલાએ અને બલાએ પુછડામાં છે.

આપણા ગઝલકારોએ જોડણી પર બરાબર ધ્યાન આપવાની જરૂર છે નહિતર આવા ઘણા અનર્થો ઉભા થશે સાથે કવિતી ભવામુડીનું દેવાળું પણ દેખાઇ આવવાનો સંભવ છે.

° ° °

'નસીમે સહર'નો 'નબી અંક' મુહમ્મદી કાવ્ય-સગ્રહ (ખરું જોતાં 'કાવ્યાંક') નજર સામે છે. એના ઘડતરમાં યુવાન કવિ 'કિસ્મત'નો હાથ છે તેથીજ એ એક ટીકાનુચનાનકરી લઉં છુ. કાવ્યાંક કાઢવાની પ્રથા આવકારદાયક જરૂર છે. પરંતુ તેને **હયદરી, મુહમ્મદી, ફાતેમી,** બનાવવા જતાં કવિનાનું નાવીન્ય એમાં ખેડાવું જોઇએ તે ખેડાતું નથી. ધાર્મિક વિભુતિઓ વિષે શ્રદ્ધાની અન્જલી આપવા ઉપરાંત કવિઓ બીજું શું લખી શકે છે? તે આ અંક જોતાં ઝટ જણાઈ આવે છે આવા વિષયો પર ગદ્ય સારૂં લખાય પરંતુ પદ્ય માટે તો એ કવિને 'પરાણે' લખવા પરજ લાચાર કરે છે એમ લાગે છે. હું ધારું છું કે જે જે કવિઓ એમાં ભાગ લેતા નથી તેમની આવી ફરિયાદ હોવી જોઇએ. બીજું આવા કાવ્યોમાં ગુજરાતીપણું પણ ઓછું દેખા દે છે. ઉર્દૂ-ફારસી-અરબી શબ્દોની ભરમાર, એક મુસ્લિમ નહિ તેના વાંચક માટે કંટાળારૂપ પણ થઇ પડવાનો સંભવ છે. કેટલેક સ્થળે પુરી ગુજરાતી લીટીમાં એક બે અગુજરાતી શબ્દો આવીને અર્થનો અનર્થ પણ કરાવી બેસે છે જેમકે, પનું ૨૪ની આ કડી.

ઘડીઓ હુશ્રમાં તેના શિરે ભારી નહિ બનશે,
હુશે આકાનો જેને પ્રેમ તે નારી નહિ બનશે.
જામી ધારાજવી

આમાં 'નારી' શબ્દનો અર્થ એક સાધારણ ગુજરાતી વાંચક કયો સમજશે? તે વિચારવાની જરૂર હતી. પાના ૧૮ પરની ઘાયલની આ પંક્તિ પણ અર્થનો ઘુંચવાડો ઉભો કરે છે.

સલામ એને હતું જેનું હૃદય જગમાં દિલાસા રૂપ,
સલામ એને હતું જેનું કવન જગમાં જવાસા રૂપ.

'જવાસા રૂપ' એટલે શું? એ ઉપમા ગુજરાતીમાં કેવા રૂપમાં વપરાય છે તે સમજાવવાનું ન હોય. ગમે તે રીતે જોતાં પણ એ ઉપમા ધૃણાજનક અને ભુંડી છે. હું કવિનાની ભાષામાંજ આ લખું છું. ધાર્મિક આવેશમાં નહિ. આ તો એક ઉડતી નજરે પકડાઇ ગએલાં ઉદાહરણો છે. સપાદકે તેના પર ખાસ લક્ષ આપવાની જરૂર હતી. હવે પછી '**ફાતેમી**' અંકની જાહેરાત થઇ ચુકી છે. એટલે બીજું તો શું કહેવું એ અંકમાં આવી ક્ષતિઓ ઓછી થાય એમ ઇચ્છીએ, તદુપરાંત આવેલા કાવ્યોમાંથી વીણીને કાવ્યોજ લેવાય એમ ભલામણ કરીએ છીએ ગુજરાતમાં કવિઓ ઘણા છે પણ કવિતા જેવું ઘણું ઓછું લખાય છે. એ સંપાદકો અભ્યાસથી જરૂર સમજતા થયા હશેજ.

# —: નગ્માતે આતશી :—

વોહ નગ્મે સાઝે ઉલ્ફત પર સુનાયે જા. મુઝે નગ્મા.

વોહ નગ્મે જો મિટા દેં ઇફ્તેરાકે માઓ તૂ નગ્મા,
વોહ નગ્મે જો બનાદેં એનિયાઝે જુસ્તજૂ નગ્મા;

વોહ નગ્મે જો ભુલાદેં કેરીયાતે રંગો બૂ નગ્મા,
વોહ નગ્મે જો સિખાદેં મુઝ્કો આઝાદીકી ખૂ નગ્મા

વાહ નગ્મે સાઝે........મુઝે નગ્મા.

વોહ નગ્મે જિન્સે એહસાસે બશર બેદાર હો જાયે,
વોહ નગ્મે હર નફસ જિન્સે મેરા ઝંકાર હો જાયે;

વોહ નગ્મે જિન્સે સોઝે કલ્બકા ઇઝહાર હો જાયે,
વોહ નગ્મે જિન્સે ફિતરત ભી તરન્નુમ બાર હો જાયે.

વાહ નગ્મે સાઝે ...... મુઝે નગ્મા.

વોહ નગ્મે ઝિંદગી જો ફૂંકદે મુરદા દિલોંમેં ભી,
વોહ નગ્મે જો કે કામ આયેં જહાંકી મુશ્કિલોંમેં ભી;

વોહ નગ્મે ખિઝર બન જાએ જો મેરી મંઝિલોંમે ભી,
વોહ નગ્મે જો સફીના બનકે આએ સાહિલોંમેં ભી.

વોહ નગ્મે સાઝે ...... મુઝે નગ્મા.

વોહ નગ્મે જો કે છા જાએં જહાં પર રંગો બૂ બનકર,
વોહ નગ્મે જો કે રેહ જાએં દિલોંમે જુસ્તજૂ બનકર;

વોહ નગ્મે જો સિમટ આએ ખુમારે હર સુબૂ બનકર,
વોહ નગ્મે જો ન રેહ જાએ સદાએ હાયે હૂ બનકર.

વોહ નગ્મે સાઝે........ મુઝે નગ્મા.

વોહ નગ્મે તોડ ડાલે જો યે ઝંજીરેં ગુલામીકી,
વોહ નગ્મે જો જલા ડાલેં યે તસ્વીરેં ગુલામીકી;

વોહ નગ્મે જો મિટા ડાલેં યે તન્વીરે ગુલામીકી,
વોહ નગ્મે જો હિલા ડાલે યે તઅમીરેં ગુલામીકી

વે.હ નગ્મે સાઝે ........મુઝે નગ્મા.

વોહ નગ્મે જો દિલોંમેં ફૂંક દેં એક રૂહે આઝાદી,
વોહ નગ્મે જો મિટા ડાલેં યે ઇન્સાનોંકી જલ્લાદી;

વોહ નગ્મે જો ભૂલા ડાલેં જહાં ભરકી યે બરબાદી,
વોહ નગ્મે જિન્કે . ઝેરોબમમે પિન્હાં હો નઈ શાદી

વોહ નગ્મે સાઝે.........મુઝે નગ્મા.

વોહ નગ્મે મુઝતરિબ કરદેં જો દુન્યાકે હરએક દિલકો,
વોહ નગ્મે ખુદ સફીના જો બનાદે મેરે સાહિલકો;

વોહ નગ્મે જો પિલા દેં હોશકી હર એહલે મેહફિલકો,
વોહ .નગ્મે ખીંચ લાએં જો કહીં તક મેરે સાહિલકો

વોહ નગ્મે સાઝે.. ......મુઝે નગ્મા.

હઝરત સૈ० મુહમ્મદ ગુલામ હુસૈનશાહ "બર્કી" ચિસ્તી સાબેરી.

# મરચમ દહીંવાળી

કમલકાન્ત બી. એ.

તરવાનો મને ભારે શોખ છે. આજેય પણ તળાવ યા નદી જોઉં છું. તો મનમાં થાય છે કે "મારૂં ભુસકો અને જાઉં સામે પાર" પણ તેમ થાય છે થોડું ?

ઉક ન્હાનો હતો ત્યારે ગફૂરે મને ધક્કો મારીને ગામના તળાવમાં હડસેલી દીધેલો ને તળાવનું મરોડીયાળું જાડું રગડા જેવું કેટલુંય પાણી હું પી ગએલો. જો એવારા પરના લોકોએ મને બચાવ્યો ન હોત તો આજે ક્યારનોય સ્વર્ગમાં પહોંચી ગયો હોત પરંતુ તેમ થયું નહિ. ઉલટું તરવાનો મ્હારો શોખ વધી ગયો અને એ હજુય કાયમ છે. ગામનું તળાવ ભરાય અને નાળિયેર વધેરાય ત્યારે એ નાળિયેરને પકડી લાવનાર તરીકે મ્હારૂં નામ પ્રખ્યાત હતું. ગામના તળાવમાં તરતાં તરતાં મે વીસ વરસ વીતાવ્યાં પછી તો એ ગામ છૂટયું, એ તળાવ છૂટયું, અને એની ઝાખી માત્ર રહી ગઈ

એકવીસમે વરસે સરસપુરમાં શિક્ષક તરીકે હું સર્વિસમાં જોડાયો. ગામનું નામ જો કે સરસપુર હતું છતાં મને એમાં કંઇજ સરસ લાગતું નહિ. ભણતો હતો ત્યારે માસ્તર સાહેબને જોઈ થતુ કે આવા થવા હોઇએ તો કેવી મઝા! ખુરસીમાં બેઠા બેઠા છોકરાઓ પર હુકમ કરવાનો અને સારા સારા વસ્ત્રો પહેરી રોબ મારવાનુ મળે! પરતુ માસ્તર થયો ત્યારે અનુભવ્યુ કે 'આવા' થવા કરતાં 'હતા તેવા'જ રહેવામાં મઝા હતી વિદ્યાર્થી તરીકેની મસ્તીખોર ઝિંદગી શિક્ષક થતામાં સ્વપ્નવત્ થઇ જાય છે. ન તળાવમાં તર્યા કરાય, ન ભુસકા મારી શકાય, ન આઝાદ રહી શકાય. મનુષ્ય ઉમ્મે ચઢીને, વધુ ડાહ્યો અને સંસ્કારી બનીને, સુખી થાય છે કે દુઃખી તેજ સમજાતું નથી. વધુ જ્ઞાન, વધુ દરજ્જો, વધુ વિવેક એ બધાં મળી જીવનની આઝાદી, જીવનની મસ્તી ખૂંચવી લે છે અને તે જીવન શા કામનું જેમાં જરી મસ્તી નથી.

છએક માસ તો શિક્ષક તરીકેની સજ્જનતા અને મોભો સાચવી સાચવીને ખેંચ્યા પરંતુ એટલાથીજ એટલો બધો હું મુંઝવાઈ ગયો કે વધુ વાર એજ દશા રહેત તો ગામ છોડીને નાસી જવું પડત. સામાજીક વિવેકની બેડીઓમાં પુરાએલું દબાએલું જીવન આધેડ મનુષ્ય માટે ભલે ભલું લેખાતું હોય પરંતુ યુવાન માટે તો એ એક કારાવાસથી ઓછું નથી. એ ૭ માસને હું ૭ માસની જેલની કહાણી લેખું છુ પરંતુ તેય વીતી ગયાં.

વર્ષા ઋતુ આવી જમીને લીલી સાડી ધારણ કરી. અષાઢની ઘનઘોર ઘટાઓ ખૂબ વરસી અને જગત આખું જળ બંબાકાર થઇને રહ્યું. તરવાના શોખે ફરીને જોર પકડયું. ને મેં તે પુરો કરવાનું સ્થળ પણ શોધી કાઢયું.

ગામથી દૂર રેલ્વે લાઇનના ગરનાળા પાસે એક તળાવડી હતી. જળક્રીડા માટે તેને મેં પસંદ કરી શાળાના ટાઇમ ઉપરાંત મારી કલબ યા રમતગૃહ જે ગણો તે એ તળાવડી હતું. નાળાના ઉંચા ટેકરા પરથી કૂદવું અને ડુબકી મારી અડધી તળાવડીએ નીકળવું એ મારી નિત્યની રમતગમત હતી. જગ્યા શાંત અને રમણીય હતી જે મારા જીવને ખુબખુબ માફક આવી અને હું પાછો જગતમાં તરવા લાગ્યો. પૃથ્વી પર પણ ચાલવાને બદલે તરવાનુંજ હોત તો કેવું મઝા? પાણી નહિ તો હવામાં તરવાનુ? તરવાનું નહિ તો ઉડવાનું મનમાં આવ્યું કે મનુષ્ય કયાં નથી ઉડતો? જવાબ મળ્યો એ તો યાંત્રિક ઉડ્ડયન છે! એમાં સ્વૈર વિહાર જેવું કયાં છે? યંત્ર આવે ત્યાં આનંદ કયાં રહે છે? સ્વેચ્છાએ ઉડતાં પક્ષીઓ અને

યંત્રથી ઉડતાં મનુષ્યોમાં ફેર છે એકનું ઉડ્ડયન આનંદ, મસ્તી પ્રેરનાર હોય છે ત્યારે બીજાનું આફત, અને આગ લાવનારૂં હોય છે. એક સ્વર્ગીય છે તો બીજું દોઝખી. ઇન્સાન પૃથ્વીને સ્વર્ગ કયારે બનાવશે? કેમ નથી બનાવતો? શું તે વધુ સુધરીને જગતને વધુ યાતનાઓજ આપવા જન્મ્યો છે? કંઇજ સમજાતું નથી.

હા, કંઇજ સમજાતું નથી. સમજાતું હોત તો આવા સુદૂર સ્થળે એક યુવતિને એકલી આવવાનું કારણ હું તરત સમજી શકયો હોત. માન્યું કે તે કપડાં ધોવા આવી હતી. પણ શું કપડાં ધોવા માટે પાદરનું તળાવ ન હતું? ત્યારે? શું એ સમાજના સિનમથી કંટાળીને આ...કરવા આવી હતી? હા, ઠીક સમજાયું। કોઇ યુવાન-એ લયલાનો મજનૂં, એ શીરીંનો ફરહાદ-હમણાં ટપકી પડશે! એક હિંદુસ્તાની દિમાગ એક યુવતિને એકલી જોઇને એથી વધુ સારૂં શું કલ્પી શકવાનો હતો? "પણ તારે એ બધી પંચાત શા માટે?" મારૂં દિલ મને કહેવા લાગ્યું તું તારે તર્યા કરને? તળાવડીની પાળ પરના વૃક્ષો, આ રેતના પાટા, આ ઉડતાં પક્ષીઓ, આ માછલીઓ અને દેડકાં. આ ભુરૂં ભુરૂં આકાશ. શુ રોજ તને તરતો જોતાં નથી? એ બધાની હાજરીમાં તને કશુંજ શુગળામણ જેવું નથી થતું તો એક છોકરી-એક અબળાને જોઇને તું આવો ગાંગો કાં બને? ભાઈ, "પલટ, તેરા ધ્યાન કિધર હય ભાઈ." એક યુવતિથી હુ ગભરાઉં છું? હું એક સશક્ત યુવાન! એક સુશિક્ષિત નાગરીકમાં આવું પોચાપણું!! મને સહસા હસવું આવ્યું. આમ છતાં હું તરવાની મઝા વધુવાર માણી શક્યો નહિ. એક અકારણ ઉદ્વેગ સહિત હું તળાવડીમાંથી બહાર નીકળ્યો અને કપડાં પહેરી ચાલતો થયો. જતાં જતાં એક નજર મેં તે યુવતિ પ્રતિ જોઇ લીધું. મને જે થયું હતું તેમાંનું કશુંજ ત્યાં ન જોતાં મને સંતોષ થયો. મનુષ્ય મનોમન શું શું નથી ધારતો? કોણ? કોની છોકરી? કેમ જુએ? અને જુએ તો પણ તે દ્રષ્ટિમાં... છટ કલ્પનાઓની ભૂતાવળથી માનવી શું કદિ મુકિત નહિ મેળવે?

બીજે, ત્રીજે, ચોથે, પાંચમો અને છઠ્ઠો દિવસ. તે યુવતિ તો રોજ આવવા લાગી. છઠ્ઠે દિવસે જોઇ તે આવી કે તરત હું ત્યાંથી નીકળી ભાગ્યો. જતાં જતાં મેં તેના તરફ રોષની નજરે જોયું તો તેણે પણ મારા પ્રતિ જોયું. એ આંખમાં કઇક આવા અક્ષરો ઉકેલાયા "મ્હને જોઇને નાસો છો? મેં કયાં તમરૂં કંઇ બગાડયું છે! ન્હાવ, કુદો, તરો. મેં તમને વાર્યા છે થોડા?. અને આ તળાવડી કંઇ તમારી એકલાની તો નથી! મ્હારા પર રોષ શેના કરો છો? નથી હું બોલી કે ચાલી. શું હું તમને જોઉં પણ નહિ? મ્હારાથી ગભરાવ નહિ. હું કાંઇ નવા યુગની નથી કે તમને પ્રેમપત્રો લખવા લાગીશ. હું તો છું સીધી સાદી ગ્રામ્યબાળા."

કોઈ શુ છે તેની મેં કદિ પરવાહ રાખી નથી પણ કોઇ મારા માર્ગમાં મારી વધુ નજીક આવે અને તે એક યુવાન સ્ત્રી હોય એ મને ગમતું નથી. સ્હણી પ્રેમમાં હુ માનતો નથી અને સાચો પ્રેમ મે જોયો નથી. આ યુગમાં તે છે કે નહિ તેની પણ મને ખબર નથી. હા એટલું જાણું છું કે કવિઓ તેને પોતાની કવિતામાં વાગોળ્યા કરે છે અને પ્રેમનાં રોદણાં રડયા કરે છે. મેં તે તળાવડી પર જવાનું બંધજ કરી દીધું. મારા શોખનું આમ ગળું ઘુટાઇ ગયું અને મને લાગ્યું કે તે યુવતિ સાથે દષ્ટિયુદ્ધ થયું હતું તે પણ ખલાસ. સારૂં થયું કે કંઇ વાત કરવાની-બોલવાની-નોબતજ ન આવી. નહિતર વળી પ્રેમની એકાદ ફિલ્મ વધુ ઉતરત. તે કહેત "હું તમને ચાહું છું." હું કહેત "ચાહે છે તો ચાલ

સાથે વિહરીએ!" તે કહેત "પણ મારા માબાપ શું કહેશે!" માબાપ! સમાજ! ઓહ સીગ્રીફાઇડ લાઇન, બે યુવાન દિલોને જુદા પાડતી ચીનની દીવાર! સમાજ-માબાપ! તે પ્રેમ કરત મારી સાથે અને લગ્ન કરત બીજા સાથે. મનનો સ્વામી હું થાત અને તનનો... ..ઓહ હટાવ પ્રેમનાં આવાં ચેડાં ફિલ્મમાં શોભે. હું કોઇ એક્ટર નથી, શિક્ષક છું. પણ શિક્ષક એટલે તો શિક્ષા આપનાર. અને મારે ભાગે આવ્યું છે શિક્ષા ખમવાનું. જો એમ ન હોત તો એક વરસમાંજ મારી બદલી સરસપુરથી નંદગામ ન થાત!

નંદગામમાં આવીને પણ આનંદ જેવું કશું ન હતું. કોણ જાણે આનંદ જેવુ કંઈ જગતમાં છે પણુ ખરૂ? હોય તો તે મારે ભાગ કેમ નથી આવતું? કદાચ ભવિષ્યમાં આવશે. હા, બચ્ચા તું તારે આશા સેવ્યે જા જેનુ વર્તમાન આશ્ચર્યવિરામ જેવું છે તેનું ભવિષ્ય પ્રશ્નવિરામથી વધુ શું હશે? અને એ પ્રશ્નવિરામ તો હમણાં પણ પજવતુ હતું. સિંગલ આદમીને કોઇ ઘર ભાડે દેવા તૈયાર ન હતું. જેમ તેમ કરીને ઘર મેળવ્યું અને લાગી ગયો ધધે "ક ને કંઈનહિ ક. ક ને કાનો કા" જેને કઇ નહિ એવો 'ક' બિચારો મઝામાં રહેતો હશે બાકી જ્યાં એની સાથે કાનો અને હ્રસ્વઈ ભળ્યાં કે તેની સ્વતંત્રતા ખતમ. મેં નક્કી કરી લીધુ કે મારે પણ જેને કઇ નહિ એવા 'ક' જેવું રહેવુ. હ્રસ્વઇ અને કાનાને જીવનમાં પેસવા દેવાજ નહિ.

પણ હ્રસ્વઇ અને કાનાને છોડવા જતાં એક દીર્ઘઈ મારા જીવનમાં પ્રવેશવા લાગી. તે હતી દહીંવાળી મરયમ. દીર્ઘઇ હું તેને એટલા માટે કહું છુ કે તે દીર્ઘ કિવા લાંબી હતી. અને માથે દહીની મટુકી મૂકતી ત્યારે તો પુરેપુરી દીર્ઘઇ બની જતી. વળી તે મારાથી વધુ ઉંમરની હતી તેથી પણ તેને દીર્ઘઇ કહેવામાં વાંધો નથી. એકવાર દહીં લીધું એટલી તેનાથી પિછાણ. પરંતુ તે પછી તો તે રોજ સવારે "દહીં લેવું છે કે માહતર" કહીને પોકારતી અને જ્યાં લગી બારીમાં હું ના ન કહું ત્યાં લગી ઓટલા પરથી હટતી નહિ. હું જોતો હોઉં અને તે જતી હોય ત્યારે એની નજરની ભાષામાં કહેતી કે "કન્હૈયા, હું તો તમારી રાધા છું. જુઓ. રાધાની પેઠે માથે આ મીઠું મટકી લઇને ફરૂં છું. કોઇ દિવસ તો આ ગોપીની રાહ રોકી નંદલાલ પેઠે છેડો! પણ હું નંદલાલની નકૂચાઇ બનાવી શક્યો નહિ હોતે એજ સ્ત્રી મને જળનીરે અલબેલી બનીને અકળાવતી તો ન હતી? મારાથી કંઈજ સમજાતુ નથી કે આ બધું શું અને શા માટે થાય છે!

અને એક દિવસ રાધાએજ કન્હૈયાની છેડતી કરી.

"માહતર, વહુને કેમ તેડતા નથી!" તે બોલી.

"હજી તે જન્મી નથી" મેં કહ્યું

"મારા હમ? તો શું આટલી મોટી ઉંમરે પણ..."તે આશ્ચર્યપૂર્વક અટકી.

"વાંઢા છો એમને?' મે તીખાશ બતાવી.

"ના, પણ બૈરી વિનાની જીંદગી..."તેણી બોલી.

"નકામા એમજને. બૈરીની બૈરી તરફેણ નહિ કરે તો કોણ કરશે. પક્ષપાદ દરેક વાતમાં ખરોજ" મેં હસતાં હસતાં કહ્યું.

"જુઓ, માહતર, આ હાથે રડાકૂટો કરો છો તે મને સહેજ ગોઠતું નથી. ડાહ્યા ડમરા થઇને પરણી જાવ." મરયમ વાતમાં વધુ વધવા લાગી

"પરણું તો ખરો પણ કોને પરણું?" મેં પૂછ્યું.

'તમો જેવા માટે. પરણનારીની શું ખોટ? એક ચાહો ત્યાં એકવીસ...' તે બોલી.

"હાં. હાં. એ એકવીસને હું રાખીશ ક્યાં!

# —: નગ્માતે આતશીં :—

વોહ નગ્મે સાઝે ઉલ્ફત પર સુનાયે જા. મુઝે નજમા.

વોહ નગ્મે જો મિટા દેં ઇફ્તેરાકે માઓ તૂ નજમા,
વોહ નગ્મે જો બનાદેં બેનિયાઝે જુસ્તજૂ નજમા;

વોહ નગ્મે જો, ભુલાદેં કેફીયાતે રંગો બૂ નજમા,
વોહ નગ્મે જો સિખાદેં મુઝંકો આઝાદીકી ખૂ નજમા
વાહ નગ્મે સાઝે........મુઝે નજમા.

વોહ નગ્મે જિન્સે એહસાસે બશર બેદાર હો જાયે,
વોહ નગ્મે હર નફસ જિન્સે મેરા ઝંકાર હો જાયે;

વોહ નગ્મે જિન્સે સોઝે કલ્બકા ઇઝહાર હો જાયે,
વોહ નગ્મે જિન્સે ફિતરત ભી તરન્નુમ બાર હો જાયે.
વાહ નગ્મે સાઝે ..... મુઝે નઝમા.

વોહ નગ્મે ઝિંદગી જો ફૂંકદે મુરદા દિલોંમેં ભી,
વોહ નગ્મે જો કે કામ આયેં જહાંકી મુશ્કિલોંમેં ભી;

વોહ નગ્મે ખિઝર બન જાએ જો મેરી મંઝિલોંમે ભી,
વોહ નગ્મે જો સફીના બનકે આએ સાહિલોંમેં ભી.
વોહ નગ્મે સાઝે ...... મુઝે નજમા.

વોહ નગ્મે જો કે છા જાયેં જહાં પર રંગો બૂ બનકર,
વોહ નગ્મે જો કે રેહ જાએ દિલોંમે જુસ્તજૂ બનકર;

વોહ નગ્મે જો સિમટ આએ ખુમારે હર સુબૂ બનકર,
વોહ નગ્મે જો ન રેહ જાએ સદાએ હાયે હૂ બનકર.
વોહ નગ્મે સાઝે....... મુઝે નજમા.

વોહ નગ્મે તોળ ડાલેં જો યે ઝંજીરેં ગુલામીકી,
વોહ નગ્મે જો જલા ડાલેં યે તસ્વીરેં ગુલામીકી;

વોહ નગ્મે જો મિટા ડાલેં યે તન્વીરે ગુલામીકી,
વોહ નગ્મે જો હિલા ડાલે યે તઅમીરેં ગુલામીકી
વોહ નગ્મે સાઝે ........મુઝે નજમા.

વોહ નગ્મે જો દિલોંમેં ફૂંક દેં એક રૂહે આઝાદી,
વોહ નગ્મે જો મિટા ડાલેં યે ઇન્સાનોંકી જલ્લાદી;

વોહ નગ્મે જો ભૂલા ડાલેં જહાં ભરકી યે બરબાદી,
વોહ નગ્મે જિન્કે ઝેરોબમમે પિન્હાં હો નઈ શાદી
વોહ નગ્મે સાઝે.........મુઝે નજમા.

વોહ નગ્મે મુઝતરિબ કરદેં જો દુન્યાકે હરએક દિલકો,
વોહ નગ્મે ખુદ સફીના જો બનાદે મેરે સાહિલકો;

વોહ નગ્મે જો પિલા દેં હોશકી હર એહલે મેહફિલકો,
વોહ નગ્મે ખીંચ લાએં જો કરીં તર મેરે સાહિલકો.
વોહ નગ્મે સાઝે.. ......મુઝે નજમા.

હઝરત સૈ૦ મુહમ્મદ ગુલામ હુસૈનશાહ "બકીં" ચિસ્તી સાબેરી.

# મરચમ દહીંવાળી

કમલકાન્ત બી. એ.

તરવાનો મને ભારે શોખ છે. આજેય પણ તળાવ યા નદી જોઉં છું. તો મનમાં થાય છે કે "મારું ભુસકો અને જાઉં સામે પાર" પણ તેમ થાય છે થોડું ?

છેક ન્હાનો હતો ત્યારે ગફૂરે મને ધક્કો મારીને ગામના તળાવમાં હડસેલી દીધેલો ને તળાવનું મટોડીયાળું જાડું રગડા જેવું કેટલુંય પાણી હું પી ગએલો. જો ઓવારા પરના લોકોએ મને બચાવ્યો ન હોત તો આજે ક્યારનોય સ્વર્ગમાં પહોંચી ગયો હોત પરંતુ તેમ થયું નહિ. ઉલટું તરવાનો મ્હારો શોખ વધી ગયો અને એ હજુય કાયમ છે. ગામનું તળાવ ભરાય અને નાળિયેર વધેરાય ત્યારે એ નાળિયેરને પકડી લાવનાર તરીકે મ્હારું નામ પ્રખ્યાત હતું. ગામના તળાવમાં તરતાં તરતાં મેં વીસ વરસ વીતાવ્યાં પછી તો એ ગામ છૂટયું, એ તળાવ છૂટયું, અને એની ઝાંખી માત્ર રહી ગઈ

એકવીસમે વરસે સરસપુરમાં શિક્ષક તરીકે હું સર્વિસમા જોડાયો. ગામનું નામ જો કે સરસપુર હતું છતાં મને એમાં કંઇજ સરસ લાગતું નહિ. ભણતો હતો ત્યારે માસ્તર સાહેબને જોઈ થતુ કે આવા થયા હોઇએ તો કેવી મઝા! ખુરસીમાં બેઠા બેઠા છોકરાઓ પર હુકમ કરવાનો અને સારાં સારા વસ્ત્રો પહેરી રૌબ મારવાનુ મળે! પરંતુ માસ્તર થયો ત્યારે અનુભવ્યુ કે 'આવા' થવા કરતાં 'હતા તેવા'જ રહેવામાં મઝા હતી. વિદ્યાર્થી તરીકેની મસ્તીખોર જિંદગી શિક્ષક થવામા સ્વપ્નવત્ થઇ જાય છે. ન તળાવમાં તર્વા કરાય, ન ભુસકા મારી શકાય, ન આઝાદ રહી શકાય. મનુષ્ય ઉંચે ચઢીને, વધુ ડાહ્યો અને સંસ્કારી બનીને, સુખી થાય છે કે દુઃખી તેજ સમજાતું નથી. વધુ જ્ઞાન, વધુ દરજ્જો, વધુ વિવેક એ બધાં મળી જીવનની આઝાદી, જીવનની મસ્તી ખૂંચવી લે છે અને તે જીવન શા કામનું જેમાં જરી મસ્તી નથી.

છએક માસ તો શિક્ષક તરીકેની સર્વિસના અને મોભો સાચવી સાચવીને ખેંચ્યા પરંતુ એટલાથીજ એટલો બધો હું મુંઝાઈ ગયો કે વધુ વાર એજ દશા રહેત તો ગામ છોડીને નાસી જવું પડત. સામાજીક વિવેકની બેડીઓમાં પુરાએલું દબાએલું જીવન આધેડ મનુષ્ય માટે ભલે ભલું લેખાતું હોય પરંતુ યુવાન માટે તો એ એક કારાવાસથી ઓછું નથી. એ છ માસને હું છ માસની જેલની કહાણી લેખું છું પરંતુ તેય વીતી ગયાં.

વર્ષા ઋતુ આવી. જમીને લીલી સાડી ધારણ કરી. અષાઢની ઘનઘોર ઘટાઓ ખૂબ વરસી અને જગત આખું જળ બંબાકાર થઇને રહ્યું. તરવાના શોખે ફરીને જોર પકડયું. ને મેં તે પુરો કરવાનું સ્થળ પણ શોધી કાઢયું.

ગામથી દૂર રેલ્વે લાઈનના ગરનાળા પાસે એક તળાવડી હતી. જળક્રીડા માટે તેને મેં પસદ કરી. શાળાના ટાઇમ ઉપરાંત મારી કલબ યા રમતગૃહ જે ગણો તે એ તળાવડી હતું. નાળાના ઉંચા ટેકરા પરથી કૂદવું અને ડુબકી મારી આખી તળાવડીએ નીકળવું એ મારી નિત્યની રમતગમત હતી જગ્યા શાંત અને રમણીય હતી જે મારા છંદને ખુબખુબ માફક આવી અને હું પાછો જગતમાં તરવા લાગ્યો. પૃથ્વી પર પણ ચાલવાને બદલે તરવાનુંજ હોત તો કેવું સારું ? પાણી નહિ તો હવામાં તરવાનુ ? તરવાનું નહિ તો ઉડવાનું. મનમાં આવ્યું કે મનુષ્ય કયાં નથી ઉડતો ? જવાબ મળ્યો એ તો યાંત્રિક ઉડયન છે! એમાં સ્વૈર વિહાર જેવું કયાં છે ? યંત્ર આવે ત્યાં આનંદ કયાં રહે છે ? સ્વેચ્છાએ ઉડતાં પક્ષીઓ અને

યંત્રથી ઉડતાં મનુષ્યોમાં ફેર છે એકનું ઉડ્ડયન આનંદ, મસ્તી પ્રેરનારૂ હોય છે ત્યારે બીજાનું આફત, અને આગ લાવનારૂં હોય છે. એક સ્વર્ગીય છે તો બીજું દોઝખી. ઈન્સાન પૃથ્વીને સ્વર્ગ કયારે બનાવશે? કેમ નથી બનાવતો? શું તે વધુ સુધરીને જગતને વધુ યાતનાઓજ આપવા જન્મ્યો છે? કંઇજ સમજાતું નથી.

હા, કંઇજ સમજાતું નથી. સમજાતું હોત તો આવા સૂદૂર સ્થળે એક યુવતિને એકલી આવવાનું કારણ હું તરત સમજી શકયો હોત. માન્યું કે તે કપડાં ધોવા આવી હતી. પણ શુ કપડાં ધોવા માટે પાદરનું તળાવ ન હતું? ત્યારે? શું એ સમાજના સિતમથી કંટાળીને આ...કરવા આવી હતી? હા, ઠીક સમજાયું! કોઇ યુવાન-એ લયલાનો મજનૂં, એ શીરીનો ફરહાદ-હમણાં ટપકી પડશે! એક હિંદુસ્તાની દિમાગ એક યુવતિને એકલી જોઇને એથી વધુ સારૂ શું કલ્પી શકવાનો હતો? "પણ તારે એ બધી પચાત શા માટે?" મારૂં દિલ મને ન્હેવા લાગ્યુ તું તારે તર્યા કરને? તળાવડીની પાળ પરના વૃક્ષો, આ રેલના પાટા, આ ઉડતાં પક્ષીઓ, આ માછલીઓ અને દેડકાં. આ ભુરૂં ભુરૂં આકાશ. શુ રોજ તને તરતો જોતાં નથી? એ બધાની હાજરીમાં તને કશુંજ શરમાળપણ જેવું નથી થતું તો એક છોકરી-એક અબળાને જોઇને તું આવો ગાંગો કાં બનેરે! ભાઈ, "પલટ, તેરા ધ્યાન કિધર હય ભાઈ." એક યુવતિથી હુ ગભરાઉ છું? હુ એક સશકત યુવાન! એક સુશિક્ષિત નાગરીકમાં આવું પોચાપણું!! મને સહસા હસવું આવ્યું. આમ છતાં હું તરવાની મઝા વધુવાર માણી શકયો નહિ. એક અકારણ ઉદ્વેગ સહિત હું તળાવડીમાંથી બહાર નીકળ્યો અને કપડાં પહેરી ચાલતો થયો. જતાં જતાં એક નજર મે તે યુવતિ પ્રતિ જોઇ લીધું. મને જે થયું હતું તેમાંનું કશુંજ ત્યાં ન જોતાં મને સતોષ થયો. મનુષ્ય મનોમન શું શું નથી ધારતો! કોણ? કોની છોકરી! કેમ જુએ? અને જુએ તો પણ તે દ્રષ્ટિમાં... છટ્ કલ્પનાઓની ભૂતાવળથી માનવી શું કદિ મુકિત નહિ મેળવે?

બીજે, ત્રીજે, ચોથો, પાંચમો અને છઠ્ઠો દિવસ. તે યુવતિ તો રોજ આવવા લાગી. છઠ્ઠે દિવસે જોઇ તે આવી કે તરત હું ત્યાંથી નીકળી ભાગ્યો. જતાં જતાં મે તેના તરફ રોષની નજરે જોયું તો તેણે પણ મારા પ્રતિ જોયું. એ આંખમાં કંઇક આવા અક્ષરો ઉકેલાયા "મ્હને જોઇને નાસો છોને? મે કયાં તમરૂં કઇ બગાડયું છે! ન્હાવ, કુદો, તરો. મેં તમને વાર્યા છે થોડા? અને આ તળાવડી કંઇ તમારી એકલાની તો નથી? મ્હારા પર રોષ શેના કરો છો? નથી હુ બોલી કે ચાલી. શું હું તમને જોઉં પણ નહિ? મ્હારાથી ગભરાવ નહિ. હુ કાંઇ નવા યુગની નથી કે તમને પ્રેમપત્રો લખવા લાગીશ. હું તો છું સીધી સાદી ગ્રામ્યબાળા."

કોઈ શુ છે તેની મેં કદિ પરવાહ રાખી નથી પણ કોઇ મારા માર્ગમાં મારી વધુ નજીક આવે અને તે એક યુવાન સ્ત્રી હોય એ મને ગમતું નથી. ચલણી પ્રેમમાં હું માનતો નથી અને સાચો પ્રેમ મે જોયો નથી. આ યુગમાં તે છે કે નહિ તેની પણ મને ખબર નથી. હા એટલું જાણુ છું કે કવિઓ તેને પોતાની કવિતામાં વાગોળ્યા કરે છે અને પ્રેમનાં રોદણાં રડયા કરે છે. મે તે તળાવડી પર જવાનું બધજ કરી દીધું. મારા શોખનું આમ ગળું ઘુટાઇ ગયું અને મને લાગ્યું કે તે યુવતિ સાથે દ્દષ્ટિયુદ્ધ થયું હતું તે પણ ખલાસ. સારૂં થયું કે કંઇ વાત કરવાની-બોલવાની-તોફાનજ ન આવી નહિતર વળી પ્રેમની એકાદ ફિલ્મ વધુ ઉતરત. તે કહેત "હુ તમને ચાહું છું." હું કહેત "ચાહે છે તો ચાલ

સાથે વિહરીએ !" તે કહેત "પણ મારા માબાપ શું કહેશે?" માબાપ! સમાજ! ઓહ સીગ્રીફાઇડ સાઇન, બે યુવાન દિલોને જુદા પાડતી ચીનની દીવાર! સમાજ-માબાપ! તે પ્રેમ કરત મારી સાથે અને લગ્ન કરત બીજા સાથે. મનનો સ્વામી હું થાત અને તનનો... ..ઓહ કદાચ પ્રેમનાં આવાં ચેડાં ફિલ્મમાં શોભે. હું કોઇ એક્ટર નથી, શિક્ષક છું. પણ શિક્ષક એટલે તો શિક્ષા આપનાર. અને મારે ભાગે આવ્યું છે શિક્ષા ખમવાનું, જો એમ ન હોત તો એક વરસમાંજ મારી બદલી સરસપુરથી નંદગામ ન થાત!

નંદગામમાં આવીને પણ આનંદ જેવું કશું ન હતું. કોણ જાણે આનંદ જેવુ કઈ જગતમાં છે પણ ખરૂ? હોય તો તે મારે ભાગ કેમ નથી આવતું? કદાચ ભવિષ્યમાં આવશે. હા, બચ્ચા તું તારે આશા સેવ્યે જા જેનું વર્તમાન આશ્ચર્યવિરામ જેવું છે તેનું ભવિષ્ય પ્રશ્નવિરામથી વધુ શું હશે? અને એ પ્રશ્નવિરામ તો હમણાં પણ પજવતું હતુ. સિંગલ આદમીને કોઇ ઘર ભાડે દેવા તૈયાર ન હતું. જેમ તેમ કરીને ઘર મેળવ્યું અને લાગી ગયો ધંધે "ક ને કઈ નહિ ક. ક ને કાનો કા" જેને કઇ નહિ એવો 'ક' બિચારો મઝામાં રહેતો હશે બાકી જ્યાં એની સાથે કાનો અને હ્રસ્વઈ ભળ્યાં કે તેની સ્વતંત્રતા ખતમ. મેં નક્કી કરી લીધુ કે મારે પણ જેને કઇ નહિ એવા 'ક' જેવું રહેવુ. હ્રસ્વઇ અને કાનાને જીવનમાં પેસવા દેવાજ નહિ.

પણ હ્રસ્વઇ અને કાનાને છોડવા જતાં એક દીર્ઘઈ મારા જીવનમાં પ્રવેશવા લાગી. તે હતી દહીંવાળી મરયમ દીર્ઘઇ હુ તેને એટલા માટે કહું છુ કે તે દીર્ઘ ઇવા લાંબી હતી. અને માથે દહીંની મટુકી મુકતી ત્યારે તો પુરેપુરી દીર્ઘઇ બની જતી. વળી તે મારાથી વધુ ઉંમરની હતી તેથી પણ તેને દીર્ઘઇ કહેવામાં વાંધો નથી. એકવાર દહીં લીધું એટલી તેનાથી પિછાણ. પરંતુ તે પછી તો તે રોજ સવારે "દહીં લેવું છે કે માસ્તર" કહીને પોકારતી અને જ્યાં લગી બારીમાં હું ના ન કહું ત્યાં લગી ઓટલા પરથી હટતી નહિ. હું જોતો હોઉં અને તે જતી હોય ત્યારે એની નજરની ભાષામાં કહેતી કે "કન્હૈયા, હું તો તમારી રાધા છું. જુઓ રાધાની પેઠે માથે આ મીઠું મટી લઇને ફરૂં છું. કોઇ દિવસ તો આ ગોપીની રાહ રોકી નંદલાલ પેઠે છેડો? પણ હું નંદલાલની નકલ બનાવી શકયો નહિ કારણ એજ સ્ત્રી મને જળતીરે અગમેગી બનીને આકળાવતી તો ન હતી? મારાથી કંઇજ સમજાતું નથી કે આ બધું શું અને, શા માટે થાય છે!

અને એક દિવસ રાધાએજ કન્હૈયાની છેડતી કરી.

"માસ્તર, વહુને કેમ તેડતા નથી!" તે બોલી.

"હજી તે જન્મી નથી" મેં કહ્યું.

"મારા હમ? તો શું આટલી મોટી ઉંમરે પણ..."તે આશ્ચર્યપૂર્વક અટકી.

."વાંધો છો એમને?' મે તીખાશ બતાવી.

"ના, પણ બૈરી વિનાની જીંદગી..."તેણી બોલી,

"નકામી એમજને. બૈરીની બૈરી તરફેણ નહિ કરે તો કોણ કરશે. પક્ષવાદ દરેક વાતમાં ખરે.જ" મેં હસતાં હસતાં કહ્યું.

"જુઓ, માસ્તર, આ હાથે રડાકૂટો કરો છો તે મને સહેજ ગોઠતું નથી. ડોહા ડમરા થઇને પરણી જાવ." મરયમ વાતમાં વધુ વધવા લાગી

"પરણું તો ખરો પણ કોને પરણું!" મેં પૂછ્યું.

'તમો જેવા માટે પરણનારીની શું ખોટ! એક માંગો ત્યાં એકવીસ...' તે બોલી.

"હાં હાં. એ એકવીસને હું રાખીશ કયાં!

પણ હમણાં તો એ એક અને એકવીસને એમને ઘેરજ રહેવા દો અને આપ સીધાવો મારે નિશાળે જવાનું મોડું થાય છે." કહી હું કપડાં પહેરવા લાગ્યો. જતી જતી તે બે પગથીયાં ઉતરીને પાછી ચઢી ને પછી કશું બોલ્યા વિના ચાલી ગઈ.

ત્રીજે દિવસે તે ફરીને આવી. શ્વેત રંગની બારીક સાડીને બને તેટલી સજાવટથી તેણે પહેરી હતી. એક શરમાળ નવવધુ પોતાના પતિની સામે આવે એવી રીતે તે મારી સામે આવીને બેઠી. ખરું જોતાં તેજ મને તાકી રહી હતી છતાં મને ઠપકો દેતાં તે બોલી–"શું જોઈ રહ્યા છો માહતર."

"એજ કે પે ૧ પરણનારી એકવીસ જણીઓ ક્યારે આવે છે? મેં કટાક્ષમાં પૂછ્યું.

"માહતર .." તે વધુ ન બોલી શકી.

હું પણ ચૂપ રહ્યો. થોડીક પળો એમજ વીતી ગઈ. એકાંતના ભયને વિદારવા મે પૂછ્યું "શું મને દહીંની દુકાને બેસાડવા ચાહો છો?

"ના, હું દહીં વેચવાનું છોડી દેવા ચાહુ છું." તેણીએ ઉંડાણમાંથી ઉચ્ચાર્યું.

"કેમ, ભારે ખોટ આવી કે શું? મેં હસતાં હસતાં પૂછ્યું.

"ખોટ તો નથી આવી પણ ભારે નફો મળી જવાથી ધંધો કરવાની 'ઇચ્છા રહી નથી.' તેણી બોલી.

"નફો તમારા હાથમાં આવી ગયો છે?" મેં પૂછ્યું.

"નજર સામે તો છે. હાથમાં પણ આવી જશે."

"નજર સામેનું બધું હાથમાં આવે છે ખરું?"

"નસીબમાં હોય તો આવે પણ ખરું."

"હવે તમારે ઘેર જવું જોઇએ. મારે પણ નોકરીએ જવાનો ટાઇમ થઇ ગયો છે."

"તે તો હું જઇશજ. પરંતુ હું જવા માટે આવી ન હતી." તેણી મગ્ન થતાં બોલી.

"ત્યારે શા માટે આવ્યાં હતાં?" મેં પૂછ્યું.

"કેટલા ભોળા છો તમે? જાણે જાણતાજ નથી. માહતર, ચાલો આપણે ચાલ્યા જઇએ. દૂર કલકત્તા–કરાંચી..."

"ઘણા રૂપીઆ ભેગા કર્યા લાગે છે?" મેં પૂછ્યું.

"જે છે તે આ રહ્યું" એક પોટલીમાં નાણું તથા જણસો જેવું લપેટેલું લાગતું હતું. તે તેણે આગળ ધર્યું.

"મરયમ તમે મને ચાહો છો?" મેં પૂછ્યું.

તેણી ખામોશ રહી.

મેં આગળ બોલવા માંડયું. "તમારી વ્યથા હું ન સમજી શકું એટલો નાદાન નથી. તમારી ભોગ આપવાની તમન્ના, તમારું સ્ત્રીત્વ, તમારી માયા, એ બધું અપ્રતિમ છે. જિગરની જે મિદાસ માટે તમે તરસો છો તે બધું શું તેમાંનું કશુંએ પણ તમે મારી પાસેથી મેળવી નહિ શકો. હું ઘણો દુઃખી અને રખડેલ માણસ છુ. હું શા માટે વિશ્વમાં આવ્યો છું તે હું જાણતો નથી પરંતુ સર્જનહારે મને મોકલતી વેળા પૂછ્યું હોત તો આવી રીતે આવવા હું ખુશીજ ન થાત. શું........"
હું આંખ જરા મીચી ગયો હતો તે ખોલીને જોયું તો ત્યાં કોઇજ ન હતું. તે દિવસે હું નિશાળમાં પણ ગયો નહિ. રાતે ઉંઘ આવી નહિ; સવારે સાંભળ્યું કે 'મરયમ નાસી ગઇ.'

*

પાંચેક વરસ પછી આણંદના સ્ટેશને એક સફેદ બંગડીઓવાળો હાથ ટ્રેનના ડબ્બામાં હાલતો જોયો. મને બોલાવવાની તે ઇશારત હતી. હું ત્યાં પહોંચ્યો તો મરયમ બેઠી હતી સાથે બે બાળકો પણ હતાં.

મેં પૂછ્યુ "કોનાં છે?"

"તમારાંજ તો." તે વગર વિચાર્યે બોલી.

"હવે તો તમે મઝામાં છોને?"

"તું કયામત સુધી પણ મારું નામ છોડશે કે નહિ? મરયમ?"

તેની આંખનાં ઝળઝળીયાં અને હું ચૂપચાપ બીજી ટ્રેન તરફ વળી રહ્યો હતો.

▲ બિરાદર પિપાસુ

# ગઝલ વિવેચન

સામ્યવાદી છે 'પિપાસુ'ની નઝર,
આંખ છે બે, તોય દ્રષ્ટિ એક છે.

ફઊલુન, ફઊલુન, ફઊલુન, ફઊલુન, એ છંદ પર લખાયેલી જનાબ 'શયદા' સાહબની એક-ગઝલ 'બે ઘડી મોજ' તા. ૧૧–૩–૪૫ના અંકમાં "પુકાર્યા કરે છે"ના હેડીંગ નીચે છપાઇ છે જે માર્ચ મહિનાના 'નવચેતન' માસિકમાં પણ પ્રગટ થઇ છે. આ છંદ 'ભુજંગી' છંદ સાથે મળતો આવે છે, ફેર માત્ર એટલોજ છે કે ભુજંગી છંદમાં પ્રાસ અનુપ્રાસની જાળવણી થતી નથી, અને ગઝલમાં થાય છે. ભુજંગી છંદ અક્ષરમેળ છે જ્યારે અરબી-છંદો ગણમેળમાંજ હોય છે. ગુજરાતીમાં એવા બહુ ઓછા છંદો ગઝલના છંદોને મળતા આવે છે.

## "પુકાર્યા કરે છે"

હવે વાત મારી વિચાર્યા કરે છે;
ન વાર્યા કરે છે તે હાર્યા કરે છે. ૧
પતંગો બળીને ગયા ખાખ પળમાં;
બળીને દીપક અશ્રુ સાર્યા કરે છે. ૨
કદી એનું હસવું, કદી એનું રડવું–
ડૂબાડયા કરે છે ને તાર્યા કરે છે. ૩
નથી પામતુ કોઈ પણ પાર એનો;
મળી વિશ્વ આખું વિચાર્યા કરે છે. ૪
અજાણી હું આફતમાં ઘેરાઉં છું તો–
મને મારૂ મનડુ મઠાર્યા કરે છે. ૫
ઠરીને નજરથી એ પોતાની પોતે–
ઉતારો નિરંતર ઉતાર્યા કરે છે. ૬
શું કરવા કરે છે હૃદય આશ ઝાઝી?
શું કરવા નિરાશા વધાર્યા કરે છે? ૭

વાર્યા, હાર્યા, મઠાર્યા,ના કાફિયદમાં અરબી પિંગળ પ્રમાણે તપાસતાં 'ર્યા' અક્ષરનું વઝન દોઢ અક્ષર એટલે ગુરૂ, અક્ષર કરતાં પણ વધુ છે એ ઉચ્ચારવાથી જણાશે. વઝનની દ્રષ્ટિએ 'ર્યા'નો અર્ધ ર કાફિયદના વઝનમાં વધારે પડતો છે, એટલે કે વાર્યા, હાર્યા, મઠાર્યા એ રીતે આવે તો વઝનની સરળતા જળવાય છે, નહિં તો 'ખટકો' રહે છે. ગુજરાતી ગઝલો માટે આ પ્રશ્નો નવીન છે. આ રહી 'શયદા' સાહબની 'ગઝલ.'

હૃદયને નથી કોઈ શત્રુ કે સ્નેહી;
સલામી બધાની સ્વીકાર્યા કરે છે. ૮
મને મારી નાખે તમારો ઇશારો:
તમારો ઇશારો ઉગાર્યા કરે છે. ૯
અચળ હોય તારા એ ડૂબે વમળમાં;
અને ઇન્તનારાજ હાર્યા કરે છે. ૧૦
હું જાણું છું–જાણું છું શબ્દો તમારા;
નજીવા છતાં કામ ધાર્યા કરે છે. ૧૧
હૃદય આહ કરવા કરે છે ઉતાવળ;
અને એમની આંખ ટાર્યા કરે છે. ૧૨
બધી હાથમાંથી ગુમાવીને બાજી–
હવે હાથ પર હાથ માર્યા કરે છે. ૧૩
હૃદય વાળમાં છે પ્રભુ જાણે કોનું?
એ નિત ઊઠી વેણી સમાર્યા કરે છે. ૧૪
અરે! સાંભળો! સાંભળો!! આપ 'શયદા'
જુઓ, કાળ તમને પુકાર્યા કરે છે! ૧૫
'શયદા'

જનાબ 'શયદા' સાહબ દરેક રીતે બધાના હૃદયમાં ચોક્કસ સ્થાન પામી ચૂકયા છે. તેમની દરેક ગઝલો પ્રાણવાન હોય છે, તેમની ભાષાની સરળતા, યોગ્ય જગ્યાએ શબ્દોના યોગ્ય ચોકઠાઓની ગોઠવણી અને એમાં રહેલા માધુર્ય અને લાલિત્યને ચમકાવવાની કળા, વિ.. વિ.માં વર્ષોના અનુભવિ અને મુરબ્બી ગઝલકાર તરીકે તેઓ સન્માનાયા છે. અને 'ગઝલ સમ્રાટ'ની પદવી પણ મેળવી ચૂકયા છે. આપણા 'શયદા' સાહબની ઘણી એવી કડીઓને ઉર્દૂ ગઝલ-કડીઓની પંગતમાં બેસાડી શકાએ એમ છીએ. છતાં પણ અમૂક અમૂક જગ્યાએ રહી ગએલી ક્ષતિઓ પર આંખ મીંચામણા કરી શકાએ નહિ.

**છપાઈ ચૂકેલી દરેક કૃતિ સાહિત્યની મિલ્કત કહેવાય છે, એ ફક્ત એના સર્જકનીજ રહેતી નથી.** (જ. શયદા

સાહબનું પણ એવું મંતવ્ય છે.) અને એટલેજ કોઈ પણ **કૃતિની ટીકા, કે વિવેચન, સાહિત્યને ખાતર આવશ્યક છે.**

કૃતિ રચાઈ જાય પછી, ઘણી વેળા એવું બને છે કે એનો સર્જક એની ઉપર બીજી ચિંતનશિલ દ્રષ્ટિ નાંખવાની પર્વા કરતો નથી, અને તેજ પ્રમાણે 'શયદા' સાહેબની આ કૃતિ વિષે થયું હોવું જોઇએ. એમની બેપર્વાઇથી ઘણી વસ્તુઓ એમણે ચલાવી લીધી છે, પણ એમણે યાદ રાખવું જોઇએ કે એમની પાછળ આવનારા, એમને માનનારા, એસનુ અનુકરણ કરનારા એમના અનુગામીઓના રસ્તામાં તેઓ ફૂલ સાથે કાંટા પણ વાવી રહ્યા નથી ?

ગુજરાતમાં, શાસ્ત્રિય રીતે ગઝલના ખેડાણજ હજી તો થઇ રહ્યાં છે અને **'શયદા', 'નસીમ'** વિ. વિ. જેવાઓ તો ઉર્દૂના **'સોઝ', 'મીર', 'દર્દ', 'આતિશ', 'સૌદા', 'મસહફી', 'નાસિખ'**, વિ. વિ. જેવાજ ગણાય, (આ બધા ઉર્દૂ ગઝલભૂમિના મુખ્ય ખેડુતો જેવા ગણાય છે.) એમ કહીએ તો વધારે પડતું ન કહેવાય એમ કહી શકાય.

'શયદા' સાહેબે પોતાની શાયરીમાં અમૂક શબ્દોને તો કાયમજ કરી નાંખ્યા છે. જેવા કે **'જગ' કે 'જગત'** ને બદલે **'જગ્ત.' ચઢી** ને બદલે **'ચડી'** વિ. વિ. એમના ઘણા **'મકતઅ'**, જેમાં ઉચ્ચ ભાવો હોય છે છતાં, એમની બેપર્વાઇને લીધે તેમાં નાની નાની ભૂલો રહી જવા પામે છે. એમનો એક મકતઅ છે.

> સામનો 'શયદા' હુ એનો શું કરૂં,
> જે બિચારા કાલના જન્મેલ છે.

અહિં **એનો** એકવચન વપરાયું છે, અને **બિચારા** બહુ વચન છે. આવી ક્ષતીને ઉર્દૂમાં "શુતુર ગુર્બા" (ઉંટ-લૂખડી) કહેવામાં આવે છે. જો ઉપલી પંક્તિ એમ હોત કે "સામનો તેઓનો 'શયદા' શું કરૂં ?" તો દોષ રહેવા પામતે-નહિં.

હવે એમની "પુકાર્યા કરે છે" નામવાળા-વાળી ગઝલના થોડાંક શે'ર પર આપણે નઝર નાંખીએ. એમનો પહેલો **'મત્લઅ'** લઇએ. ખૂબી એ છે કે **'બહર'** ના'ની હોવા છતાં, એક કહેવતને પણ એમાં સમાવી દેવામાં આવી છે, છતાં ઉણપ એ છે કે કંઇક અસ્પષ્ટતા રહી જાય છે. મત્લઅમાં એક જાતની 'તૃષા' રહી ગઈ છે. કવિ એ કહેવતને સરળતાથી ગોઠવી શક્યા નથી, અને જે ભાવ આલેખવા માંગે છે તે અપૂર્ણ રહી જાય છે.

એમનો ત્રીજો શે'ર લઇએ.

ઉપલી પંક્તિને, નીચલી પંક્તિ સાથેની રચનાના ક્રમમાં ગોઠવવામાં આવી નથી એટલે **'હસવુ, ડુબાડે' ને 'રડવું તાર્યા કરે છે'** એમ અર્થ થઇ જાય છે આવી કૃતિને **'તાકીદ'** કહેવામાં આવે છે. જો એમ હોત કે "કદી એનું રડવું. કદી એનું હસવું" તો એ ઉણપ દૂર થઈ ગઇ હોત.

એમનો પાંચમો શે'ર જેનો કાફિયક **'મઠાર્યા'** છે. **'મઠાર્યા'**નો અર્થ સુધારવું-સાફ કરવું એમ થાય છે. અને "અજાણી આફતમાં ઘેરાવાથી" મનકું **સમજાવી** શકે એ ખરૂં, પણ અહિં **'મઠાર્યા'** શબ્દનો પ્રયોગ જરા ઠીક લાગતો નથી, કેમકે તેમાંથી એ અર્થ નીકળતો નથી, જે કવિ કહેવા માંગે છે.

એમનો સાતમો શે'ર એમાં 'શું'થી જે ઉઠાવ થાય છે તેમાં વઝન થડકારાય છે **'શું' કરવા**'ને બદલે, બેઉનું બોલવું પડતું હોવાથી શકરવા જેવું થઇ જાય છે. એમની આ ગઝ-

---

**કવિ બિરાદરોને—**

આ કોલમ આપને પસંદ છે ? આપની મુંઝવણો-વિરોધો વી૦ કાંઈ હોય તે લખવા કૃપા કરશો ? બિરાદર 'પિપાસુ'ની ક્ષાતિઓ અથવા કોઇને અન્યાય થતો હોય તો તે લખવા ચૂકશો નહીં. ન્યાય ખાતર તેને 'કારવાં'માં સ્થાન મળશેજ.

—તંત્રી

---

લન ।બધા શે'ર લગભગ લઘુ અક્ષરેજ શરૂ થાય છે જેથી છંદનું માપ બરાબર જળવાયું છે. અહિં કવિએ ગુરૂ અક્ષરથી શરૂઆત કરી છે એટલે એમ થાય છે. જો કે શે'ર બહુ સુંદર છે.

એમનો આઠમો શે'ર. આ શે'રના કાફિયહમાં જરા વઝન વધુ તણાય છે. ગુજરાતી ગઝલો માટે આવી આવી વસ્તુઓ આપણે ચલાવી લેવી કે કેમ એ હજી પ્રશ્નજ રહ્યો છે. અને એવા પ્રશ્નો આપણુનેજ ઉકેલવાના છે.

એમના અગ્યારમા શે'રમાં નજીવા શબ્દ વપરાયો છે એ 'નજેવા' અમ હોવો જોઇએ કે નજીવા ચાલી શકે? અહિં પણ શેર'નો ઉઠાવ ગુરૂ અક્ષર 'હું'થી થયો છે

એમનો તેરમો શે'ર એમાં હાથથી બાજી ગુમાવ્યા પછી હાથ પર હાથ મારવાનો 'મુહાવરો' જરા વિચિત્ર લાગે છે. બંને હાથ મસલવાના, કે હાથ પર હાથ ઘસવાના હોય એ ચાલી શકે, પણ અહિં હાથ પર હાથ માર્યા કરે છે. એ ગલત મુહાવરો છે.

એમનો ચૌદમો શે'ર આ ગઝલનો છેલ્લો શે'ર છે, બહુ સુંદર છે. 'તગઝ્ઝુલ-ગઝલ રંગ' છે, 'ખ્યાલ' છે, 'શયદા' સાહેબનો ખાસ રંગ છે. એ શે'ર આપણે કોઇને સંભળાવીએ અને સાંભળનાર કવિ હોય તો તરત કહી દે કે 'શયદા' સાહેબનો શે'ર છે.

આ શે'રમાં જે શબ્દ 'ઊઠી' છે તે 'ઉઠી'ને બદલે 'ઊઠી' કરવું પડ્યું છે પણ ઊઠીનેજ વેણી સમારવાનું શા માટે? 'બેસી' ને નહિં? અને 'સમાર્યા કરે છે.' એ પણ 'મઠાર્યા કરે છે.' જેવું નથી લાગતું! સમારવાનો અર્થ જુદોજ થાય છે.

હવે એમનો 'મકતઅ' (અંતકડી) લઇએ.

ખરેખર જો શયદા સાહેબ વડીલની જગ્યાએ ન હોત તો બહુ કડવુ લખી નાંખતે. કેટલો સુંદર ભાવ છે પણ એમણે પહેલી પંકિતમાં 'આપ' વાપર્યું છે અને બીજી પંક્તિમાં 'તમે' વાપર્યુ છે. એવી એવી 'શયદા' સાહબની બેપર્વાઇથી રહી ગએલી ભૂલો માટે ગુજરાતના સમજુ ગઝલકારોને બહુ આઘાત થાય છે. ઉપર પણ એક 'મકતઅ'નો નમૂનો મેં આપ્યો છે અને આ બધું એમની ઉતાવળે લખવાની ટેવ, અને પોતાની કૃતિ પર બીજી દ્રષ્ટિ નહિં નાંખી જવાની કુટેવથી રહી જવા પામ્યું છે. તેઓ 'શુતુરગુર્બા'થી બચતા રહે એવી આશા છે.

અને એટલું તો જરૂર કહેવુ પડશે કે ભવિષ્યના ગઝલકારોને એ યાદ રાખવુંજ પડશે કે કોઈ 'શયદા' પણ પેદા થયા હતા. અને હાલ પણ 'શયદા' મુશાઇરહની મેહફિલમાં વડીલ, અને બધાના હૃદયમાં ઉચ્ચ સ્થાને છેજ અને રહેશે. એવી એવી કૃતિઓથી મહાનની મહાનતા ઘટતી નથી. માણસ માત્ર, ભૂલને પાત્ર.

# અશ્રુની ચાદરમાં

(ગઝલ)

પુનિત પગલાં થયાં'તાં આપનાં મારા પતિત ઘરમાં,
જતાંવે છે પ્રણય પણ કેવાં કેવાં સ્વપ્ન નીંદરમાં.

જાળી જાએ, મુકદ્દર તેનું જે મારાં મુકદ્દરમાં,
રહું હું પણ કોઇની યાદમાં, નજરોમાં, અંતરમાં.

રમે છે સૌની આંખોમાં—રહે છે સૌના અંતરમાં,
વસે છે તે ઘરેઘર પણ, નથી જડતા કોઈ ઘરમાં.

તરે છે યાદ એની મારા અશ્રુના કલેવરમાં,
કરે છે જળ-ક્રીડા જળ-સુંદરી જાણે સરોવરમાં.

નિહાળી લઉં છું એને હું છુપાવી તેને તેનાથી,
કદી સૂરજના કિરણોમાં કદી ઝાકળની ઝરમરમાં.

નજર ફાંધી ન ફાંધી ત્યાં નજર તે ફેરવી બેઠા,
અહીં બગડી ગઇ દુન્યા બનીને પાછી પળભરમાં.

ગયા પોતે અને લેતા ગયા રૌનક બધી સાથે,
પડયું છે એમ ઘર જાણે નથી રે'તું કોઈ ઘરમાં.

નમ્યું છે જ્યારથી તેને નથી મસ્તક થતું નીચું,
મને ડર છે કહાં મેહશર ઉઠાવું હું ન મેહશરમાં.

મરણની મે'રબાની કે જીવન ઘટમાળથી છૂટ્યો,
બિચારો કયારથી ખાતો'તો ચક્કર જીવ ચક્કરમાં.

"વિતાવી ક્યાં જીવન ઘડીઓ?" ગણાવું? ક્યો ગણાવી દઉં,
ગણો! એક જાનના ગમમાં, અને એક મૌતના ડરમાં.

નિરાશ્રિત હોય છે તેને મળે છે કુદરતી આશ્રય;
સીંચે છે કોણ પાણી કે ઉગે છે વૃક્ષ પત્થરમાં?

પતંગોના જીવન સળગાવતાં કૈં શર્મ ના આવી?
શમ્અ શિદ મુખ છુપાવે છે, હવે અશ્રુની ચાદરમાં.

ભલે એને જગત મોજાં, કહે કે બુદબુદા સમજે,
ઉછાળા ખાય છે પાણી, સમંદરનું સમંદરમાં.

એ કોની યાદ દિલમાં આવીને ચાલી ગઈ "ઘાયલ"
સિતારા આભના તૂટી પડયા ઝાકળની ઝરમરમાં.

અમૃત-ઘાયલ
(પાજોદ).

# ઉર્દૂનો પહેલો લોક-કવિ

ગુલામહુસૈન સુરતકર [કરાંચી]

તેરમા સૈકાની શરૂઆતમાં જ્યારે દિલ્હીનું રાજસિંહાસન ગુલામ વંશના સુલ્તાનોના હાથમાં જઈ રહ્યું હતું ત્યારે અમીર સૈફુદ્દીન નામનો એક પુરુષ કશ-હઝારાથી મોગલ અત્યાચારની ભીંસમાંથી છટકીને હિંદ આવ્યો અને સંયુક્ત પ્રાંતમાં ...ના ઈટા જિલ્લાના પટિયાલી ગામને પોતાનું વતન બનાવ્યું.

સુલ્તાન શમ્સુદ્દીન અલ્તમશ ત્યારે દિલ્હીની રાજગાદીએ હતા. એમણે અમીર સૈફુદ્દીનને દરબારમાં ન્હોતરી સરદારનો ખિતાબ આપી નવાબ ઈમાદુલ મુલ્કની કન્યા સાથે લગ્ન કરાવી આપ્યાં, એમને ત્રણ બાળકો હતાં. ઇઝઝુદ્દીન અલીશાહ, હિસામુદ્દીન અહમદ અને ત્રીજા અબુલ હસન કે જેઓ અમીર ખુસરૂ નામે જગવિખ્યાત બન્યા છે.

'ખુસરૂ' ઉપનામે પ્રસિદ્ધ થએલા આપણા અબુલ હસનનો જન્મ ઈ. સ. ૧૨૫૫માં પટિયાલી ગામમાં થયો. ઈ. સ. ૧૨૬૪માં ૮૫ વર્ષની વયમાં એમના પિતાશ્રી યુદ્ધમાં ખપી ગયા જેથી બાળકોને લઈ એમની અમ્માએ દિલ્હી વસાવ્યું.

ખુસરૂએ એમના માતામહ-નાના ઇમાદુલ મુલ્ક પાસે જે શિક્ષણ મેળવ્યું હતું તેથી એમની બુદ્ધિ વિશેષ સતેજ બની હતી. 'તોહફતુસ્સગ્ર' નામના ગ્રંથની ભૂમિકામાં ખુસરૂ લખે છે કે-'અલ્લાહની મહેરબાનીથી હું બાર વર્ષની વયમાં અસ્આરો અને રૂબાઈઓ બોલતાં શીખી ગયો હતો જે સાંભળીને વિદ્વાનો આશ્ચર્ય પામતા હતા અને મને ઉત્સાહ આવતો, તે સમયે મારો કોઈ કાવ્ય ગુરૂ નહિ હતો જે મારી અંગળ લેખિનીને વારી શકે. જૂના અને નવા શાયરોની કવિતાઓનું મનન કરી હું તેમાંથી પ્રેરણા લેતો."

ખ્વાજા શમ્સુદ્દીન ખ્વારઝમી એમના કાવ્ય-ગુરૂ એટલા માટે કહેવાતા હતા કે, તેમણે હઝરત અમીર ખુસરૂનો કાવ્યગ્રંથ 'પંજગંજ'ની શુદ્ધિ કરી હતી. દિલ્હીમાં તે સમયે સુલ્તાનુલ મશાએખ ખ્વાજા નિઝામુદ્દીન મુહમ્મદ બદાયૂનીની ધૂમ હતી. હઝરત અમીર ખુસરૂને તસવ્વુફ-બ્રહ્મજ્ઞાનની રઢ લાગી હતી અને તેથી ખ્વાજા સાહબના સંપર્કમાં આવ્યા અને એમના મુરીદોના હલ્કામાં દાખલ થયા. ખુસરૂની નિખાલસતા અને પરિશ્રમથી ખ્વાજા સાહબ બહુ પ્રસન્ન રહેતા અને એમને 'તુર્કે અલ્લાહ' નામે બોલાવતા.

હ૦ અમીર ખુસરૂએ આરંભમાં સુલ્તાન ગ્યાસુદ્દીન બલ્બનના જ્યેષ્ઠ પુત્ર શાહઝાદા મુહમ્મદ સુલ્તાનની નોકરી સ્વીકારી, જે મુલ્તાનનો સૂબેદાર હતો. એ અતિ ઉદાર અને કવિતા-પ્રેમી હતો, એણે એક સંગ્રહ તૈયાર કર્યો હતો જેમાં વીસ હજાર અશઆરો હતા. ખુસરૂએ પાંચ વર્ષ ઘણીજ સુખ-શાંતિથી એમની નોકરી બજાવી હતી

ઇ. સ. ૧૨૮૪માં જ્યારે મોગલોએ પંજાબ ઉપર આક્રમણ કર્યું ત્યારે એ શાહઝાદાએ

પોતાના જીવનો ભોગ આપીને દીપાલપુરના યુદ્ધમાં મોગલોને પરાજિત કર્યા હતા. મોગલોના હાથમાં સપડાએલા યુદ્ધ કેદીઓમાં એક અમીર ખુસરૂ પણ હતા. મોગલોએ અમીર ખુસરૂને હીરાત અને બલ્ખમાં બે વર્ષ નઝરકેદ રાખીને મુક્ત કર્યા.

અટકાયતમાંથી મુક્ત થતાંજ અમીર ખુસરૂ ગ્યાસુદ્દીન બલ્બનના દરબારમાં હાઝર થયા અને દીપાલપુરના યુદ્ધમાં માર્યા ગએલા સુલ્તાનના શાહઝાદાના વિયોગમાં અમીર ખુસરૂએ જે મરસિયો પઢયો તેની કારી અસર બલ્બન ઉપર પડી અને ત્રીજા દિવસે સુલ્તાન આલોકનો ત્યાગ કરી ગયા.

આ દુઃખદ ઘટના પછી અમીર ખુસરૂ, અમીરઅલી મિર્ઝા મદાર કે જેઓ અયોધ્યાના સુબા હતા તેમની સાથે બે વર્ષ રહ્યા, આ કાળ દરમિયાન ખુસરૂએ 'અસ્પનામા' લખ્યું.

ઇ. સ ૧૨૮૮માં કૈકૂબાદે તેમને પુન. દિલ્હી બોલાવ્યા અને પોતાના સમયનો ઇતિહાસ લખવાની આજ્ઞા કરી અને છ મહીનામાં 'કિરાનુસ્સાદૈન' નામનો ગ્રંથ તેમને સપુર્દ કર્યો મસ્નવી 'કિરાનુસ્સાદૈન' કે જેનો અર્થ—બે શુભ તારકોનુ મિલન થય છે તેમાં બલ્બનના મૃત્યુ પછી તેનો પૌત્ર કૈકૂબાદ જ્યારે દિલ્હીની ગાદીએ બેઠો ત્યારે એનો પિતા નસીરૂદ્દીન બુગરાખાં બંગાલના સુલ્તાન તરીકે ઓળખાવતો હતો તે દિલ્હીની ગાદી લેવા સૈન્ય લઇને ધસ્યે, પુત્ર પણ પિતાને ભેટવા સામે સેના લઇને ગયો, અયોધ્યાના સરયૂ તીરે બન્ને સેના આવી ચઢી ત્યાં પરસ્પર સંધિ થતાં પિતા–પુત્ર ભેટી પડયા. આ ઘટનાનો ૩૯૪૪ અસ્આરોમાં ખુસરૂએ વર્ણન કર્યું છે.

ઈ. સ ૧૨૯૦માં કૈકૂબાદ યુદ્ધમાં માર્યો ગયો હોવાથી ગુલામ વંશ નાબૂદ થયો અને ૧૭ વર્ષની અવસ્થામાં જલાલુદ્દીન ખિલજીએ દિલ્હીની ગાદી ઉપર કબ્જો કર્યો, એણે ખુશરૂની પ્રતિષ્ઠા વધારી અમીરની પદવી અર્પણ કરી ૧૨૦૦ 'તમન'નું વેતન કરી આપ્યું.

દિલ્હીની ગાદી ઉપર ભલે ગમે તે રાજકર્તા હોય પણ દિલ્હીના ખરા ધણી તો હઝરત નિઝામુદ્દીન ઔલિયા હતા. જલાલુદ્દીન ખિલજી એ ભેદને જાણતો હતો. જેથી ખુસરૂ દ્વારા ખ્વાજા સાહબને મળવાની તેણે ઇચ્છા પ્રદર્શિત કરી, પરંતુ ખ્વાજા સાહબ એનાથી નારાઝ હતા; જેથી મુલાકાતનો ઇન્કાર કર્યો. સુલ્તાનુલ મશાઇખને ખબર પડી કે જલાલુદ્દીન આજ્ઞા વિના અહીં આવી રહ્યો છે તે પહેલાં ખ્વાજા સાહબ એમના પીર ફરીદુદ્દીન શકરગંજ (રહ.)ની પાસે પટ્ટન પહોંચી ગયા. આ બનાવની ખબર પડતાં જલાલુદ્દીન ઉગ્ર બની ગયો અને ખુસરૂ ઉપર શંકા લાવતાં પૂછપરછ કરી. ખુસરૂએ પ્રાણની બીતિ વિના અથ ઇતિ કહી સંભળાવી.

ઈ. સ. ૧૨૯૬માં પોતાના કાકાને કતલ કરી અલાઉદ્દીન દિલ્હીનો સુલ્તાન બન્યો અને એણે 'મલકુશ્શોઅરા'નો ઇલ્કાબ ખુસરૂને આપ્યો. સુલ્તાન અલાઉદ્દીન ખિલજીની પંદર વર્ષની કાર્યકર્દગીનો ઇતિહાસ અમીર ખુસરૂએ 'તારીખે અલાઇ'માં રજુ કર્યો છે, ૧૮૮ પૃષ્ઠના એ પુસ્તકને પ્રત્યેક પાને પંદર–પંદર પંક્તિઓ છે 'હયાતે ખુસરવી'ના કર્તા કહે છે કે એની એક પ્રત જયપુરના પુસ્તકાલયમાં પણ છે.

સુલ્તાન અલાઉદ્દીન પછી એમનો પુત્ર ખિઝરખાં ગાદીએ આવ્યો અને તેણે 'ખિઝરનામાં' લખવાનું ફરમાન કર્યું. અમીર ખુસરૂએ એ પુસ્તકમાં ખિઝરખાં અને દેવળદેવીના પ્રેમનું મસ્નવીમાં

વર્ણન કર્યું છે. આરંભમાં ઘોરી અને ગુલામવંશનું સંક્ષેપમાં વર્ણન કર્યું છે, એ પછી અલાઉદ્દીન ખિલજીએ મોગલો ઉપર જે વિજયો મેળવ્યા તેનું વિવરણ છે તે પછી ખુસરૂએ ક્રમશ ગુજરાત, ચિતોડ, માળવા વિગેરે પરની ચઢાઇનો વૃતાંત આલેખ્યો છે, ગુજરાતના છેલ્લા રાજા કર્ણદેવની રાણી કમળાદેવીને યુદ્ધ કેદી બનાવીને અલાઉદ્દીનના રણવાસમાં લઇ જવામાં આવી એ કથાનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે,, અલાઉદ્દીનનું મૃત્યુ થતાં મલિક કાફુરે ખિઝરખાંને અંધ બનાવી મૂકયો. એ પછી મુબારકશાહે મલિક કાફુરને મારી દિલ્હીનો કબ્જો મેળવ્યો. આ બન્ને નિમકહરામોએ રાજવંશમાં જે અમાનુષી અત્યાચાર કર્યા હતા તેનો હૃદયદ્રાવક ચિતાર પણ આપવામાં આવ્યો છે.

ઈ. સ. ૧૩૧૭માં કુત્બુદ્દીન મુબારકશાહ સુલ્તાન થયો અને તેણે ખુસરૂના કસીદા ઉપર પ્રસન્ન થઇને જર ઝવેરાત આપ્યું.

ઈ. સ. ૧૩૨૦માં તેના પ્રધાન ખુસરૂખાંએ તેને ઠાર કર્યો એટલે ખિલજી વંશનો પણ અંત આવી ગયો.

પંજાબથી આવીને ગાઝીખાં દિલ્હી-પતિ બન્યો અને ગિયાસુદ્દીન તુગ્લક નામે જાહેર થયો, અમીર ખુસરૂએ એના નામ ઉપર પોતાનું છેલ્લું પુસ્તક 'તુગ્લકનામા' લખ્યું એ પુસ્તકમાં ખિલજીઓનુ પતન અને તુગ્લકોના ઉદયનું પૂર્ણ ઐતિહાસીક વર્ણન છે.

ઈ સ. ૧૩૨૪માં ગિયાસુદ્દીન તુગ્લક સાથે અમીર ખુસરૂ બંગાલના પ્રવાસે જતા હતા ત્યાં માર્ગમાં સુલ્તાનુલમશાઇખ હઝરત નિઝામુદ્દીન ઓલિયાની વફાતના દુઃખદ સમાચાર મળતાં અમીર ખુસરૂએ સર્વ પડતું મૂકી તરતજ દિલ્હીનો માર્ગ લીધો. જ્યારે તેઓ ખ્વાજા સાહબના મઝાર પાસે આવી પહોંચ્યા ત્યારે નીચેનો દોહો બોલીને, બેહોશ બનીને ઢળી પડયા.

ગોરી સોવે સેજ પર, મૂખ પૈ ડારે કેસ<br>
ચલ ખુસરુ ઘર આપને રૈન ભઈ ચહુ દેસ'

અમીર ખુસરૂ પાસે જે કંઈ માલ-દૌલત હતી તે સર્વસ્વ લૂટાવી મૂકી અને હઝરતના મઝાર ઉપર ધૂની રમાવીને બેઠા અને એજ વર્ષની ૧૮મી શવ્વાલ અને બુધવારે એમનો પ્રાણ પંખેરૂ પણ ઉડી ગયો.

હઝરત અમીર ખુસરૂએ પોતાની સગી આંખોએ ગુલામ વંશનું પતન, ખિલજીઓનો ઉદય-અસ્ત અને તુગ્લક વંશનો આરંભકાળ જોયો હતો.

● ખુસરૂના સમયમાં દિલ્હીની ગાદીએ ૧૧ સુલ્તાનો બેઠા જેમાંથી સાતની એમણે સેવા કરી હતી. ખુસરૂ અતિ પ્રસન્નચિત્ત, મિલનસાર અને ઉદાર હતા. સુલ્તાનો અને સરદારોથી જે કંઇ ધન મળતુ તે સર્વ બ્હેંચી આપતા હતા, સલ્તનતના અમીર અને રાજકવિની પદવી ઉપર હોવા છતાં તેઓ અમીર અને ગરીબ સાથે છૂટથી મળતા. તેઓ નિરાભિમાની અને નિષ્કપટ હતા

'ગુર્રતુલકમાલ' કે જેમાં ખુસરૂએ પોતાનું જીવન આલેખ્યું છે તેમાં જણાય છે કે એમને એક પુત્રી અને ત્રણ પુત્રો હતા. એથી વિશેષ એમના વંશની હકીકત મળતી નથી.

માનવીની સાથે એનું નામ પણ જગતમાંથી અલોપ થાય છે પણ લોકનાયકો અને કવિગણોનું કાર્ય અમરત્વ પામે છે. અમીર ખુસરૂ પણ એવી વ્યક્તિઓમાંથી છે કે જેમને વિદેહ થયે આજે સાતસો વર્ષના વ્હાણા વાયા છતાં એમનાં કાવ્યો આજે જીવિત છે. લોકોક્તિ બનેલા એમના ગીતો, ખાયણા, ઉખ્ખાણા વિ૦ કહેનાર એમના જેવો લોક કવિ આપણી મુલ્કી ઝબાનમાં થયો નથી. ખુસરૂ અરબી, ફારસી, તુર્કી અને વ્રજભાષા–ખડી બોલીના વિદ્વાન હતા તથા થોડેક અંશે સંસ્કૃતનું જ્ઞાન પણ હતું. તેઓ ફારસીના પણ પ્રતિભાશાળી કવિ હતા. એમના ગ્રંથોની સંખ્યા ૯૯ની બતાવાય છે જેમાં કેટલીએ લાખ કાવ્ય પંક્તિઓ હતી. પરંતુ એ ગ્રંથોમાંથી માત્ર ૨૦–૨૨ ગ્રંથો મળે છે જે નીચે મુજબ છે.

(૧) કિરાનુસ્સાદૈન. (૨) મત્લઉલ અન્વાર. (૩) મસ્નવી શીરીં વ ખુસરૂ. (૪) મસ્નવી લૈલા–મજનૂં. (૫) સિકંદરનામા. (૬) હસ્ત બહિસ્ત. (૭) ખિઝરનામા. (૮) મસ્નવી નૂહ–સિપર (૯) તુગલકનામા. (૧૦) તારીખે અલાઇ (૧૧) ઇન્શાએ ખુસરૂ (૧૨) એ'જાઝે ખુસરવી. (૧૩) અફ્ઝલુલ ફ્વાઈદ. (૧૪) રાહતુલ મૌજ (૧૫) ખાલિકે બારી. (૧૬) જવાહિરુલ બહ્ર. (૧૭) મુકાલા. (૧૮) ચહાર દરવિશ. (૧૯) તોહફતુસ્સગ્ર. (૨૦) વુસતુલ હયાત. (૨૧) ગુર્રતુલ કમાલ. (૨૨) પંજગંજઃ બકીયા–નકીયા.

હિંદમાં ફારસી શાઇરીનો ઝૌક મુગલ સમયથી શરૂ થયો અને એમની સાથેજ આથમી ગયો. અકબર અને જહાંગીરના સમયમાં ફારસી શાઇરીનો સૂર્ય મધ્યાન્હે તપતો હતો અને શાહજહાં પછીથી એમાં મિશ્રણ થવા માંડયું. ખાસ કરી એ બે સૈકાની અંદર, શાહજહાંના અંતિમ સમયમાં એક 'બેદિલ'નો જન્મ થયો અને બહાદુરશાહના સમયમાં 'ગાલિબ'. પરંતુ આશ્ચર્ય તો એ છે કે, એ બસો વર્ષના કાળમાં ઇરાનમાં પણ કોઇ મહા કવિ નથી પાક્યો જ્યારે હિંદમાં પાંચ સૈકામાં ફારસીના પાંચ મહા કવિઓ થયા છે. (૧) ખુસરૂ. (૨) ફૈઝી. (૩) મિર્ઝા અબ્દુલ કાદિર 'બેદિલ' (૪) મિર્ઝા મઝહર 'જાન જાનાન' અને (૫) મિર્ઝા 'ગાલિબ.'

ખુસરૂની ફારસી શાઇરીની પ્રશંસા કરનાર 'ઉર્ફી' 'હાફિઝ' અને 'જામી'એ મુક્તકંઠે કરી છે.

ખુસરૂએ પોતાના ગ્રંથોમાં તે સમયની ઐતિહાસીક ઘટનાઓને સમાવી છે. એ સહૃદયી કવિએ આ નિરસ વિષયને રસિક બનાવવામાં સારી સફળતા મેળવી છે, ને સમયના સુલ્તાનોના ભોગવિલાસ, ઐશ્વર્ય, યાત્રા અને યુદ્ધ વિગેરેનું તાદ્રશ્ય ચિત્ર દોરીને બતાવ્યું છે. એમના કાવ્યોમાં શૃંગાર, શાંતિ, વીર અને ભક્તિરસનું મિશ્રણ હોવાના કારણે ખુસરૂ જનતાનો લાડકવાયો કવિ બની ગયો. ખુસરૂના સમયમાં કવિતાની ભાષા પ્રાકૃત–વ્રજ હતી જેથી એમના ગીતો, ઉખ્ખાણા, ખાયણા, તુકબંદી, દકોસલા અને દોસૂખના વિ.માં ખડી બોલી અને વ્રજ ભાષાની અસર વિશેષ જોવામાં આવે છે. એના થોડાંક દ્રષ્ટાંતો આ રહ્યાઃ ખુસરૂના ઉખ્ખાણા તો આજે પણ લોકજીભે રમી રહ્યા છે.

'એક થાલ મોતીયોં ભરા, સબકે સર પર ઉંધા ધરા,
ચારોં ઓર વો થાલ ફીરે, મોતી ઉસસે એક ન ગિરે. આકાશ

શ્યામ બદનકી એક હે નારી, માથે ઉપર લાગે પ્યારી,
જો માનુષ ઇસ અરથ કો ખોલે, કુત્તેકી વો બોલી બોલે. હુક્કો

o o o

અંદર ચિલ્મન બાહર ચિલ્મન બીચ કલેજા ધડકે,
અમીર ખુસરૂ યૂં કહે હોલે-હોલે સરકે.

o o o

દો સૂખને: ગોશ્ત ક્યૂં ન ખાયા: ડોમ ક્યૂં ન આયા? ગલા ન થા,
અનાર ક્યૂં ન ચખ્ખા-વઝીર ક્યૂં ન રખ્ખા? દાના ન થા.

એક વેળા ખુસરૂ પ્રવાસે નીકળ્યા હતા માર્ગમાં તેમને તૃષા લાગી એટલે કોઈક ગામના પાદરે કૂવા ઉપર ઉભેલી પનીહારીઓ પાસે ગયા અને તરસ છીપાવવા પાણી માંગ્યું એટલે સર્વની નજર આ નવીન મુસાફર ઉપર પડી. એમાંથી એક ચંચળ-નારીએ એમને ઓળખી લીધા અને કહ્યું, અરે! આ તો જેના ગીતો બધા ગાય છે તે અમીર ખુસરૂ છે. જગતમાં ત્રિયા હઠ તો મશહૂર છે એટલે બધી એકે અવાજે બોલી પડી કે, ગીત સંભળાવો તો પાણી મળશે.

ખુસરૂએ પૂછ્યું શેનું ગીત સંભળાવુ? એકે કહ્યું: ખીરનું. બીજી બોલી ચરખાનું. ત્રીજી ટહૂકી કૂતરાનું, જ્યારે ચોથીએ ચોક્ર પૂર્યો કે મને તો ઢોલકનું ગમે. ખુસરૂએ નીચેની 'અનમેલ' કહી સર્વની ઇચ્છાને સંતોષી.

ખીર પકાઈ જતનસે, ચરખા દિયા જલા,
આયા કુત્તા ખા ગયા, તૂં બેઠી ઢોલ બજા-લા પાની પીલા

ક્યાંક ખુસરૂની વાણીમાં નવા બોલ પણ મળે છે જેને! 'ઢકોસલા' કહે છે, જોઇએ.

ભાદું પકી પીપલી ચૂ-ચૂં પડી કપાસ,
બી મહેતરાની દાલ પકાવગી કે નંગા હી સો રહૂં?

માલાના મુહમ્મદ હુસૈન આઝાદ 'આબે હયાત'માં લખે છે કે:-ખુસરૂની ઉન્નત કવિત્વ શક્તિ અને વાણી-વિદ્યા ઉપર ઊંડો વિચાર કરતાં જણાય છે કે, તેઓ જ્યારે નીચલા વર્ગનું દર્શન કરે છે તો આબેહૂબ નકશો ઉતારે છે. એમના શબ્દ બાહુલ્ય ઉપર દૃષ્ટિ કરો; કેટલા પ્રાકૃતિક છે. સ્ત્રી અને કન્યાની દિલની વાતો કેવા સુંદર સ્વરૂપમાં રજૂ કરે છે. નીચેની 'મુક-રની'-બાયણામાં ખુસરૂએ કલ્પના કરી છે કે, સામ-સામે હિંડોળે બે યુવતીઓ બેઠી છે જેમાં એક પરિણિત છે તે, એની સહીયરના હૃદયને ગલીપચી કરાવે છે. એ યૌવનાઓ ગર્ભિત ભેદનો પ્રશ્ન પૂછે છે ત્યાં એની સખી બોલી ઉઠે છે: **અય સખી સાજન** એટલે સામેથી પેલી ખડ-ખડાટ હસી પડે છે અને જવાબ બીજોજ નીકળે છે.

સગરી રૈન મોરે સંગ જાગા ભોર ભઇ તો બિછડન લાગા,
ઉસકે બિછડત ફાટત હીયા;
અય સખી સાજન,
ના સખી દીયા. (ઉત્તર: દીવો)

અર્થાત-આખી રાત મારી સાથે જાગ્યો, સવાર પડી તો જવા બેઠો; એના વિયોગથી મારૂં હૃદય દ્રવે છે. (એની સખી કહે છે) એ તો તમારો પતિ હશે. (ત્યારે પેલી યુવતી કહે છે) ના-રે-ના સખી એનું નામ દીવો-દીપક.

સરબ સલૂણા સબ ગુન નીકા, વા બિન સબ જગ લાગે ફીકા,
ઉસકે સર પર હોવે કૌન?
અય સખી સાજન,
ના સખી લૂન. (ઉત્તર: નિમક-સબરસ)

અર્થાતઃ-સૌથી સલૂણો અને ગુણકારક એના વિના દુન્યા ફિક્કી લાગે છે. એના માથે કોણ હોય?-પતિ સિવાય બીજો કોણ?-ના-રે-ના સખી એનું નામ સબરસ-નિમક.

વોહ આવે તબ શાદી હોવે, ઉસ બીન દૂજા ઔર ન કોઈ;
મીઠે લાગે વા કે બોલ.
અય સખી સાજન!
ના સખી ઢોલ. (ઉત્તર: ઢોલ)

° ° °

ટટ્ટી તોડ કે ઘરમેં આયા, અરતન-બરતન સબ સરકાયા;
ખા ગયા પી ગયા દે ગયા બુત્તા:
અય સખી સાજન!
ના સખી કુત્તા. (ઉત્તર: કુતરો)

દિલ્હીમાં ચમ્મૂ નામની એક સ્ત્રી બહુજ સરસ ભાંગ બનાવતી તેની પ્રશસ્તિમાં ખુસરૂ કહે છે કેઃ—

ઔરોંકી ચૌ પહેરી બાજે, ચમ્મૂકી આઠ પહેરી,
બાહરકા કોઇ આવે નહિ, આવે સારે શહેરી.
સાફસૂફ કર આગે રાખે, જિસમેં નાહીં ત્રુસલ,
ઔરોંકે જહાં સીંક સમાવે ચમ્મૂ કે વહાં મુસલ.

અર્થઃ-રાજા મહારાજાઓને ત્યાં ચોઘડીયાં વાગતા ત્યારે ચમ્મૂના એટલે આઠે પહોર ડંકા બજે છે. ખુસરૂ કહે છે કે, ચમ્મૂના 'ખાનએ ભંગ'મા પ્રજાનો પગરવ નહિ તો પણ અમીર ઉમરાવો આવતા અને એની ભાંગ એટલી તો ઘટ્ટ બનતી કે બીજાને ત્યાં સળીયો ઉભો રહે તો ત્યારે એને ત્યાં સાંબેલું.

ખુસરૂ વૈદિક વિદ્યા પણ જાણતો હોય એમ લાગે છે. દુઃખતી આંખોના ઉપાય માટે લખે છેઃ—

લુધ ફટકરી મુરદા સંગ, હલદી ઝીરા એક એક ટંગ,
અફયૂન ચનાભર મિરચે ચાર, ઉળદ બરાબર થોથા ડાર,
પોસ્ત કે પાની પોટલી કરે, તુરત પીળ નયનોંકી હરે.

અમીર ખુસરૂએ પોતાના ગીતો, ઉખ્ખાણા વિ૰માં છૂટે હાથે વ્રજભાષા અને ખડી બોલીનો ઉપયોગ કર્યો છે. એમના કેટલાક ગીતો એવા પણ છે કે જેની રચના ફારસી છે અને વિચાર-ભાવના હિંદી છે, એવા એક મનોરંજક અને ગંગા-જમની રસિક ગીતમાં ખુસરૂ કહે છેઃ—

ઝહાલ મિસ્કીં, મકું તગાફુલ દર આયે નયનાં બનાએ બતીયાં.
કે તાબે હિજ્રાં ન દારમે ઈજાં ન લેહો કાહે લગાએ છતીયાં.

સખાને હિજ્રાં દરાઝ ચૂં ઝુલ્ફ઼ો રોઝે વસ્લત ચૂં ઉમ્ર કોતાહ,
સખી પિયાકો જો મૈં ન દેખૂ તો કૈસે કાટૂ અંધેરી રતીયાં

—મારા જેવી નિરાધાર સાથે આમ અળગાપણું ક્યાંસુધી, દ્રષ્ટિ ચોરી કરીને વાતો નહિ બનાવો.

મારામાં વિયોગ સહન કરવાની શક્તિ નથી મને છાતી સરસી કેમ નથી ચાંપતા? વિયોગની રાત્રી કાળા કેશ જેવી લાંબી અને તારો મિલન દિવસ આયુષ્ય જેટલો ન્હાનો છે.

ઓ સખી! પ્રીતમ વિના આ અંધારી રાતો કેમ ગુજારૂં?

વર્ષાઋતુ છે નવોઢા-યુવતીઓ હિંડોળે ઝૂલે છે એમનું મન માવતરે છે એમની આંતર-ભાવનાને ખુસરૂએ આ રીતે ઝીલી છેઃ—

અમ્મા મેરે બાબાકો ભેજોજી, કે સાવન આયા,
બેટી તેરા બાવા તો બુઢ્ઢા રે, કે સાવન આયા,
અમ્મા મેરે ભાઈકો ભેજોજી, કે સાવન આયા,
બેટી તેરા ભાઈ તો બાલા રે, કે સાવન આયા,
અમ્મા મેરે મામુ કો ભેજોજી કે સાવન આયા,
બેટી તેરા મામૂ તો બાંકા રે, કે સાવન આયા,

'સાવન આયા' એ આ ગીતનું Burden—વજન છે અને એ સામ-સામે બોલાય છે. જેમણે વીસ પચ્ચીસ વર્ષ પહેલાનું ગ્રામ્ય જીવન જોયું છે તેઓ આ વસ્તુને સરસ પ્રીછી શકે છે.

ખુસરૂનો એક હેતૂ ભાષાદ્વારા હિંદુ-મુસલમાનને પ્રેમની એક સાંકળમાં ગાંઠવાનો હતો અને એમાં તેમનો વિજય થયો, 'બિયા બિરાદર-આવરે ભાઇ'નો સંદેશો આપીને ખુસરૂએ હિંદુ-મુસ્લિમને એકબીજાની નિકટ લાવી મૂક્યા. હિંદુઓએ ફ્રારસી શીખવા માંડી અને મુસલમાન સૂફીઓએ હિંદી-હિંદુસ્તાનીમાં કવિતા લખી, બન્નેએ એકબીજાની ભાષા અને સંસ્કારને એવી રીતે અપનાવ્યા કે આજે કોઇ પણ એમ નહિ કહી શકે કે, કોણે કોના પાસેથી ક્યા સંસ્કારો ગ્રહણ કર્યા છે.

ખુસરૂની ભાષા તે સમયની સાહિત્યક ભાષા નથી. એમના યુગમાં તો કવિતા પ્રાકૃતમાં લખાતી. પરંતુ ખુસરૂએ દીર્ઘદર્શીતાથી પ્રયાસ કરીનેજ લોકભાષામાં કવિતા લખી ભવિષ્યની પ્રજાને પ્રેરણા આપી અને આજે એમની વાણીનોજ પ્રતાપ છે કે આપણે હિંદી-હિંદુસ્તાની-ઉર્દૂમાં વાર્તાલાપ કરીએ છીએ.

મધ્યકાળનો મલકુશ્શોઅરા, સુલ્તાનુલ મશાઇખ નિઝામુદ્દીન ઓલિયાનો પ્રિય પટ્ટશિષ્ય, ચિશ્તીયા-નિઝામીયા સંપ્રદાયનો મહાન સૂફી, ગુલામ અને ખિલજી રાજ્યવંશનો મોટો અમીર જેણે લોકભાષામાં સાહિત્ય સર્જન કર્યું છે તે આજે આપણી વચ્ચે નથી પણ એમની વાણી આજે અમરપદ પામી છે.*

*લેખકના અપ્રગટ "અમીર ખુસરૂ"માંથી

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

( ગતાંકથી ચાલુ )

'અલ ફોઝુલ કબીર ફી અસૂલતુ-તફસીર' અરબી ભાષામાં છે. તેનું ઉર્દૂમાં એક ભાષાંતર પણ મળે છે. કેટલીક બાબતોમાં એ પણ એક ઘણુંજ દિલચસ્પ પુસ્તક છે. એ પછી સ્પષ્ટ સમજાય છે કે શાહ સાહેબે ખુદાઇ ફરમાનોને સવિસ્તાર સમજાવવાના પ્રયત્નો કર્યા છે. એમાં જુદી જુદી આયતો અને સૂરતો કેવા સંબંધમાં તે ઉતરી તેના ક્રમશ ખાસ લક્ષમાં રાખ્યો છે. સાથે સાથે એ પણ પ્રયત્નો કર્યા છે કે કુર્આન શરીફના મૂળ આદેશો વિસારે ન પડે. પહેલા ભાગમાં લખે છે કે "કેટલાક મુફસ્સિરોએ પ્રત્યેક આયતને ચાહે તે વિવાદની હોય યા ફરમાનની. એક વાર્તાની સાથે જોડી દીધી છે. એ વાર્તાને એ આયતને માટે અગત્યની લેખી છે. પરંતુ સત્ય હકીકત" તો એ છે કે કુર્આન શરીફનો દુન્યામાં આવવાનો આદેશ માનવ સંસ્કૃતિની ઉન્નતિ માટે છે. માનવ જાતિમાં પ્રચલીત અસત્ય માન્યતાઓ અને કેટલીક અધર્મ બાબતોનો નાશ કરવાનો છે. એ માટે આયાતે મુનાઝિરાના ઉતરવા સબંધી મુશ્રિકોનની અસત્ય માન્યતાઓને જે ફરમાનની આયતો છે તે માટે અનિષ્ઠ અને અધર્મોવાળી. આયાતે તઝકિરાના ઉતરવા માટે એમનું વર્ણન 'અલાઇલ્લાહ' અને 'અયામુલ્લાહ'ને મોત મૃત્યુ, અને મૃત્યુના પ્રસગો જણાવવાનું હતું. ખાસ પ્રસંગો કે જેને વર્ણન કરવાની મહેનત ઉઠાવી છે. તેમનું નુઝૂલ પ્રકરણ સાથે કંઇ સંબંધ નથી. કેટલીક આયતો કે જેમાં કેટલાક પ્રસગો તરફ ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે જે રસૂલે કરીમ (સલ૦) અથવા એમના પહેલાના સમયમાં બનવા પામ્યા હતા.

એ દ્રષ્ટિબિંદુથી એમણે નસ્ખ પ્રકરણમાં ઘણીજ વિદ્વતાભરી દ્રષ્ટિ નાખી છે. જો કે એમણે સર સૈયદના સમય એ વાતથી સાફ ઈન્કાર કર્યો નથી, કારણ કે રસૂલે કરીમ (સલ૦)ના વખતમાં કેટલાક હુકમો રદ થયા હતા જેમકે પહેલાં મુસલમાનો બૈતુલ મુકદ્દસની તરફ મુખ ફેરવીને નમાઝ પઢતા હતા ને પછી હરમૈન કા'બાની તરફ મુખ રાખવાનો હુકમ થયો. ઉપરાંત કેટલાક લોકોએ આ પ્રકરણને ઘણુંજ આંટીઘૂંટીવાળું લખે છે. પરંતુ શાહ સાહબે નસ્ખ પ્રકરણને તેની સિદ્ધાંતી માન્યતા—એની અગ-

ત્યતા–એટલી ઓછી કરી કે આજે એ મુદ્દામાં કુર્આની હુકમોને વિસારે પાડવાના બહાના ન રહે. આરંભમાં એવી રદ થએલી આયતોની સંખ્યા ૫૦૦ સુધી બતાવેલામાં આવી છે જ્યારે અલ્લામા જલાલુદ્દીન સયૂતી (રેહ) એ ૨૦ બતાવી છે. શાહ સાહેબે એ રિસાલામાં એ ૨૦ 'રદ થએલી આયતોને' પાછળના દૂર-માનો મુજબ રદ થઈ નથી એવું સિદ્ધ કર્યું છે. માત્ર ચાર આયતો એવી છે કે જે એમના વિચાર પ્રમાણે બીજી આયતોને લીધે રદ થઈ નથી.

આ રિસાલાની બીજી ખાસ બાબતો એ છે કે શાહ સાહેબનું ન્યાયપણુ તેમજ એમની કર્તવ્યનિષ્ઠા છે. ખુદાએ એમને વિશાળ દ્રષ્ટિ આપી હતી. તેઓ જાણતા હતા કે કેટલાક કાફિરોને એહલે કિતાબના સબંધમાં ખોટી વાતો કરી ઈસ્લામની સર્વોપરિતા સિદ્ધ કરતા હતા. એ કાર્યને પોતાની વિદ્વતા અને જ્ઞાન જનતાને રાજી રાખવાના માટે સહેલો માર્ગ સમજતા. આપે કહ્યું કે 'એવાઓ ખરેખર કૌમના દુશ્મન છે જે ન્યાયના સબંધમાં ઈશ્વરી આદર્શોની પરવા કરતા નથી' શાહ સાહેબે એ નિતિ કદી પણ અખત્યાર કરી નથી. ઉપરાંત આપ બીજી કૌમોના વિચારોથી એટલા જાણકાર હતા કે એથી વધુ કો' જાણકાર ન હતો. છતાં આપે કદી પણ એમના પ્રત્યે અન્યાયી વર્તન કર્યું નથી. શાહ સાહેબે એ પ્રકરણના ન્યાયદ્રષ્ટિએ સાફ સાફ વાતો લખી છે. જેમકે આપે લખ્યું છે કે 'મુશ્રિકોના મૂળ રિવાજોમાં યતીમો ને ફકીરોને સહાય કરવી, અને કરોકરીના વખતે એક બીજાની મદદ કરવાના રિવાજો હતા. મુશ્રિકોમાં એ કામ કરનારાઓની ખ્યાતિ લેખાતી પરંતુ મુશ્રિકોએ એ કાર્યને વિસારે પાડયું હતું. એમના એ ગુણો કાના લમયફૂન થઇ ગયાં હતા. ખૂન, મરકી, ચોરી, વ્યભિચાર, લાગ્રવગને પારકો માલ-પચાવી પાડવાની વાતો પુરી લેખાતામાં આવતી, પરંતુ પાછળથી મુશ્રિકો પોતાના નફસની ખાતર એ બાબતો પર ચાલવા લાગ્યાં. વળી તેઓ માનતા હતા કે ખુદા કે જે જમીન અને આસમાનનો કર્તા છે પોતાના બંદાઓને કૌમના તેમના કાર્યની સજા અને અજ્રાઅ દેનાર છે. કારણ કે તેમના કવન એ વાત સિદ્ધ કરે છે પરંતુ મુશ્રિકોએ એ માન્યતામાં અનેક શકાઓ ઉપસ્થિત કરી નાખી હતી.

એ પછી આપે મુશ્રિકોના કેટલાંક 'અનિષ્ટો 'ખુલ્લા ઝુલ્મો' અને 'અધર્મ રિવાજો'નો ઉલ્લેખ કર્યો છે. ઉપરોક્ત લખાણથી એમણે સાબિત કર્યું છે. એમના વિષે લખતા આપે ઢાલની એક બાજુ બતાવી નથી. અરબના મુશ્રિકો વિષે આલેખતાં આપે ન્યાયને વિસારે પાડયો નથી. એવીજ રીતે કેટલાક મુસલમાનોની માન્યતા છે કે યહૂદીઓ અને ઇસાઈઓએ પોતાના મૂળ ધાર્મિક પુસ્તકોને બદલી નાખ્યાં છે. પરંતુ શાહ વલીયુલ્લાહ (રેહ.)એ વાત માનતા નથી. તેઓ લખે છે કે "યહૂદી તેહરીફ લફ્ઝી તૌરાતના ભાષાંતરો કરતા હતા નહિં કે મૂળ તૌરાતના. કારણ કે ફકીરની પાસે એની શોધ થઇ છે. અને ઇબ્ને અબ્બા-સનું પણ એવુંજ માનવું છે."

(અપૂર્ણ)

# બિસ્મિલ્લાહ શરીફની ફઝીલતો

(ગતાંકથી ચાલુ)

રિફાઈ સાબેરી.

"બિસ્મિલ્લાહ" શરીફની ફઝીલતો માટે હુઝૂરે (સલ૦) ફરમાવ્યું છે કે:-જે માણસ સવારે ઉઠતાંની સાથેજ '**બિસ્મિલ્લાહિલ અઝીમિલ્લઝી લાયદુર્રો મઅ ઈસ્મેહી શૈઉન ફિલ્અર્દે વલા ફિસ્સમાએ વ હોવસ્સમી ઉલ અલીમ.**" ત્રણ વાર પઢશે તો બીજી સવાર સુધી તે માણસ દરેક આફત બલાથી બચેલો રહેશે. અને એક રિવાયતમાં છે કે ફાલેજ-લકવા વગેરે બીમારીથી બચેલો રહેશે.

રિવાયત છે કે:-હઝરત ખાલિદ બિન વલીદ (રદી૦)ને એક માણસે ઝેહરે કાતિલનું પ્યાલુ આપ્યું અને કહ્યું કે: જો આ આયત (બિસ્મિલ્લાહ શરીફ) બરોબર છે તો તમો આ ઝેહર પી જાઓ. આ વખતે ઘણા સહાબી (રદી) હાજર હતા. આપે (રદી.) "**બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ**" પઢીને તે ઝેહર પી લીધું છતાં આપ (રદી.)ને કંઇ પણ નુકસાન થયું નહીં અને બીજી રિવાયતમાં છે કે:-આપે (રદી.) આ મુજબ "**બિસ્મિલ્લા હિલ્લઝી લાયદુર્રો મઅ ઈસ્મેહી શૈઉન ફિલ અર્દે વલા ફિસ્સમાએ વહોવસ્સમી ઉલ અલીમ.**" પઢી ઝેહર પી લીધું અને સહી-સલામત ત્યાંથી ઉઠી ચાલ્યા ગયા અને પરસેવો થઈ બધું ઝેહર નીકળી ગએલુ.

"બિસ્મિલ્લાહ" શરીફની બુઝુર્ગી જુઓ કે એણે ઝેહરની તાસીરને પણ કેવી ખૂબીથી બાતેલ કરી દીધી. અલ્લાહપાકના બધા નામોમાં એજ નામ બુઝુર્ગ છે. જો આપણને પણ દરેક આફત બલા વગેરેથી નજાત મેળવવી હોય તો દરેક વખત એને પઢતા રહેવું જોઇએ.

હુઝૂરે (સલ૦) ફરમાવ્યું છે કે: જ્યારે ઘરથી બહાર જાઓ અને જ્યારે ઘરમાં દાખલ થાઓ ત્યારે "બિસ્મિલ્લાહ" પઢો. બીજી રિવાયત મુજબ "**બિસ્મિલ્લાહિ ખૈરજના વ ખરજના વ અલૈહે તવક્કલના.**" પઢો કે જેથી દરેક આફત બલાથી બચેલા રહો.

ઘરનો દરવાજો બંધ કરતા તેમજ ખોલતા પણ "બિસ્મિલ્લાહ" પઢો કે જેથી તેમાં બરકત થશે તેમજ ઘરમા શૈતાન દાખલ થશે નહીં.

જ્યારે તમો બિસ્તર પર સુવા માંગો ત્યારે "**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ વ અલા મિલ્લતે રસૂલિલ્લાહે**" પઢો કેમકે એમ પઢવાથી એની બરકતથી ખુદાપાક દરેક આફત બલાથી બચાવી લેશે. બીજી રિવાયત મુજબ એની સાથે "**લાઈલાહા ઈલલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ**" એટલા શબ્દો વધારી પઢી સુવું કે જેથી અગર મૌત પણ આવશે તો ઇ. અ. ખુદાપાક તેને વગર હિસાબે જન્નતમાં દાખલ કરશે.

હુઝૂરે (સલ.) એ પણ ફરમાવેલું છે કે:-જેણે "**બિસ્મિલ્લાહ**" પઢવા વગર વઝૂ કર્યું તેનું વઝૂ થશે નહીં: અને એ પણ ફરમાવ્યું છે કે જેણે **બિસ્મિલ્લાહે સેકતમ બિલ્લાહે વ તવક્કોલા અલૈહે** પઢીને જુઝામની બીમારીવાળા સાથે બેસીને ખાશે તો ઇ૦ અ૦ તેને કંઇ નુકસાન અને ઝરર પહોંચશે નહીં.

રિવાયત છે કે:-જ્યારે હઝરત જીબ્રઈલ (અલૈ.) ઈસ્મે આઝમ લઈ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા ત્યારે તે જન્નતના એક

કરવ પર લખેલું હતું અને તેની ઉપર મુશ્કની મહોર કરવામાં આવી હતી જેની અંદર "અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા બેઈસ્મેકલ મખ્ઝૂનિલ મક્નૂનિ ત્તાહેરિલ મુતહહેરિલ્ કુદ્દુસિસ્ હય્યિલ કય્યૂમિ ર્રહમાનિર્રહીમે ઝિલ્જલાલે વલ ઈક્રામે." લખેલું હતું.

મજકૂર ઇસ્મે આ'ઝમ છે એને પઢી જે કંઇ દુઆ માંગવામાં આવશે તે ઈ. અ. ખુદાપાક જરૂર પૂરી કરશે. ખુદ "બિસ્મિલ્લાહ" શરીફ પણ ઇસ્મે આ'ઝમ છે જેના અનેક ફાયદા ઉપર લખવામાં આવ્યા છે અને હવે પછી લખવામાં આવે છે.

(૨૧) જે કોઈ "બિસ્મિલ્લાહ" શરીફને ૭૮૬ વખત પઢી જાદૂ વગેરે ઉપર દમ કરશે તો ઇ. અ. તે બાતિલ થઇ જશે. (૨૨) જે કોઈ એને ૭૮૬ વખત પઢી જે કંઇ દુઆ માંગશે તે ઇ. અ. કબૂલ થશે. (૨૩) જે કોઈ એને હમેશાં દરરોજ ૧૫૦૦ વખત પઢતો રહેશે તેને ખુદાપાક છુપા ભેદોથી ધીમે ધીમે વાકિફ કરશે, એટલે છુપા ભેદો તેની ઉપર ખોલવામાં આવશે. (૨૪) જે કોઇ હમેશા કસરતથી એનો ઝિક્ર કરશે તેને ઝમીન અને આસ્માનમાં ખુદાપાક હૈબત નસીબ કરશે એટલે ઝમીન અને આસ્માનની બધી મખ્લૂક તેનાથી ડરશે અને તેની ઇઝ્ઝત કરી તેની સાથે મહબ્બત કરશે.

ખુદ "બિસ્મિલ્લાહ" શરીફ ઇસ્મે આ'ઝમ છે અને એના વડે ખુદાપાકે દુન્યા અને પહાડો અને બધા ઝાડોને કાયમ રાખેલાં છે. "બિસ્મિલ્લાહ" શરીફમાં ખુદાપાકે અનેક ભેદો રાખેલાં છે, જે એના ઝાકિરને ધીમે ધીમે ખુદાપાક જાહેર કરે છે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રઝી.)થી રિવાયત છે કે: જેને કંઈ પણ હાજત હોય તે બુધ, જુમેરાત અને જુમ્માના રોઝા રાખી એને કસરતથી પઢતો રહે અને જુમ્માને દહાડે ગુસલ કરી મસ્જિદે જાય અને જતાં જતાં રસ્તામાં તાકાત મુજબ સદકો પણ આપે અને નમાઝ પછી આ (નીચે લખેલ) દુઆ પઢે અને પોતાંની હાજતનું નામ લે ઈ. અ. બહુ જલ્દી હાજત પૂરી થશે:—

"અલ્લાહુમ્મા ઇન્ની અસ્આલોકા બેઈસ્મેકલ અઝીમે બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમિ લ્લઝી લાઈલાહા ઇલ્લા હોવા આલેમુલ ગૈબે વ શ્શહાદતે હોવર્રહમાનુ ર્રહીમે અસ્અલોકા બેઇસ્મેકલ્લઝી મલઅ્ સમાવાતે વલ અર્દ વ અસ્અલોકા બેઇસ્મેકા બિસ્મિલ્લાહ હિર્રહમાનિર્રહી મિલ્લઝી અનત્ લહૂલ વજૂહો વ ખશઅત્ લહૂલ અસ્વાતો વ વજેલતિલ કોલૂબો મિન ખશ્યતેહી અન્તો સલ્લેયા અલા સૈયેદેના મોહમ્મદિંવ વ આલા આલેહી વ સહ્બેહી વ તોસલ્લેમા વ અન્તકદેયા હાજતી"

આ દુઆ જાહેલોને નહીં શીખવવા મજકૂર સાહેબે ફરમાવ્યું છે કારણ કે તેઓ એનો ઉપયોગ એક બીજાની બરબાદી તેમજ શરીઅત વિરૂધ્ધના કામો માટે કરશે.

"બિસ્મિલ્લાહ" શરીફમાં ૧૯ હરફ છે અને તે હરફ પ્રમાણે અસ્માઉલ હુસ્નાના નામો નીચે મુજબ થાય છે. એનો હમેશા ઝિક્ર કરનાર એના ફાયદા જાણી શકશે: લખી શકાય એમ નથી:-

અલ્લાહુ ર્રહમાનુ ર્રહીમુ ર્રબ્બુ સ્સલામુલ મુઅમેનુલ મોહેમેનુ સ્સત્તારૂલ હૈયુલ મોહયિલ અલીમુલ હન્નાનુલ મન્નાનુલ કૈયુલ કય્યૂમુલ બાકિઉલ મોઘનીયુ ર્રહીમુલ હલીમો."

[ અપૂર્ણ ]

# "જેનાથી મ્હને પ્રેમ હતો."

સેન્ટ્રલ રોઝીઝમાંથી વળાંક લઈ એક પેકાર્ડ રાજમાર્ગ પર દોડી રહી હતી. પેકાર્ડમાં બે જવાન જિગરો હતાં. નરગિસ, અને યૂસુફ.

ચાંદની લીસોટા વેરી રહી હતી. મોટર લીસોટામાં રમત રમતી પરી, મિસાલ આગળ વધી જતી હતી.

"......અરમાં વો' કયા જાને.

બાત ન માને.

રાત ચાંદની, હાથ હાથમેં હાં ફિર......"

અને બે જવાન જિગરોને રમાડતી મોટર નરગિસના બંગલા નિકટ આવીને થોભી ગઈ.

મોટરનો દરવાજો ઉઘાડતાં પહેલો યૂસુફ બહાર આવ્યો. પાછળ ખભાને ટેકો દઈ નરગિસ ઉતરી. કાંડા પરની ઘડીયાળમાં નજર ફેંકતાં નરગિસ બોલી ઉઠી, "ઓહ! સવાનવ!"

"ચાલો હજી તો સવાનવજ વાગ્યા છે. થોડો ટાઇમ વાર્તાલાપમાં ગાળીશું." નરગિસે યૂસુફનો હાથ હાથમાં લેતાં કહ્યું.

"એરા ચાલો, તમારી વાતને નકારવાનું સાહસ મારામાં નથી." યૂસુફે હસતાં હસતાં ઉત્તર વાળ્યો.

"ઓહ! આઈ સી. લાગ્યા બનાવવા! સારી વાત છે. આપ ખુશીથી વિદાય થઇ શકો છો. સાંભળ્યું છે કે આપનું નિવાસ સ્થાન અહીંથી ઘણુંજ દૂર છે."

"અરે નહિ! મેં કયારે આમ." યૂસુફ હસતો હસતો ગાતો ગાતો દાદરના પગથીયાં ચઢવા લાગ્યો.

વીજળીની સ્વીચ દબાવી. એટલામાં નરગિસ પણ આવી પહોંચી.

ખુરસીમાં ફસડાઇ પડતાં યૂસુફે સીગારેટનો એક દમ લગાવ્યો.

"પિકચર કેવું હતું નરગિસ?"

"તમે કહોને."

"મારી દ્રષ્ટિએ તો વાર્તા; ઘણી સારી બલ્કે અતિ ઉત્તમ હતી. જ્યાં શરદબાબુની કલ્પના, અને ન્યુ થીએટર્સ જેવી કંપની હોય ત્યાં પિકચરમાં પૂછવાનુંજ શું હોય!"

"પરંતુ યૂસુફ મને એ વાત હજુય નથી સમજાતી કે શીલા અને ડૉકટર વચ્ચે પ્રેમ હતો તો શીલાના પિતાએ એમના લગ્ન શા માટે ન કરી આપ્યાં? એક તો એ બિચારીને એની ઇચ્છા વિરૂદ્ધ વિવાહ કરવો પડયો. અને એમ છતાંય એ નરેન્દ્રનો પ્રેમ તે સંપાદન ન કરી શકી.

"વહેમ ઉઠયો હતો જે નરેન્દ્રના મનમાં." યૂસુફે કહ્યું, "માની લો કે આપણે એક બીજાથી લગ્ન કરવાનો ઇરાદો રાખીએ છીએ પરંતુ તમારા પિતાને આ સંબંધ મંજૂર ન હોય અને તમારા લગ્ન બીજે કયાંક ગોઠવાઇ જાય. ...ને પછી તમારા પતિને આ વાતની જાણ થઈ જાય કે તમો મારાથી પ્રેમ કરો છો તો શું તમારાથી તમારો પતિ પ્રેમ કરી શકશે ખરો કે?"

નરગિસ અવાક બની ગઇ. એની જીભ સીવાઇ ગઇ તે પ્રતિ ઉત્તર ન વાળી શકી. યૂસુફ બોલતો રહ્યો નરગિસ સાંભળતી રહી. એના મસ્તકમાં શાદી...શાદી...ના વિચારો ઘુમરીયો ખાવા લાગ્યા. સમાજે એક નિર્મળ નારીને લગ્નરૂપી દોરડાં વડે બાંધી દીધી છે. ચાર દીવારો વચ્ચે એક કેદીની માફક તેને જીવન વ્યતિત કરવું પડે છે. સ્વત્વ વિસરી જઇ તેને પતિમાં સમાઇ જવું પડે છે.

યૂસુફ વાત કરતાં કરતાં ધ્યાનપૂર્વક નરગિસના મુખભાવ વાંચી રહ્યો હતો અને મુખ દ્વારમાંથી બહાર નીકળતા ધૂમાડાઓને ચીરતો, યૂસુફનો અવાજ નરગિસના કાનોએ અથડાઈ રહ્યો હતો.

"શું વિચારી રહ્યાં છો નરગિસબાનુ ?"

"કંઇક નહિ જરા અમસ્તીજ," નરગીસે સ્વસ્થ થતાં કહ્યું.

"યૂસુફ હજી સુધી વાલિદ આવ્યા નથી. તમો અહીંજ ખાણું લઇ લો તો !",

"તો...તો...ઠીક!" યુસુફે મસ્તકમાં ટેકો આપ્યો. અને નરગિસ યુસુફને પૂછ્યા વગરજ ખાણું લેવા અંદર દોડી ગઇ.

ખાણાને ઇન્સાફ આપ્યા પછી યુસુફે વિદાય લીધી–ઘર તરફ.

રાત ભર નરગિસને ઉંઘ ન આવી. તે વિચારતી રહી કે કદાચ યુસુફથી તેની શાદી ન થઇ તો ? તો પછી તેણી આટલી સ્વતંત્ર થઇને રહી નહિજ શકે. આ રીતે સિનેમા જોવા પણ નહિજ જઈ શકે. બીજાઓથી આટલી છૂટછાટ નહિજ લઈ શકે.

અને એના હૃદયમાં ફુલઝરી છૂટી ગઈ. જે વાતોની તેણીએ આ અગાઉ કલ્પના સરખી પણ કરી ન હતી. તેજ વાતોએ આજે એને બેચૈન બનાવી મૂકી હતી. એના હૃદયમાં એક પ્રકારનું તૂફાન ઉઠ્યું હતું. તેણી જેમ જેમ વિચારતી ગઈ. તેમ તેમ પોતાને પોતાનામાં ડૂબી જતી લાગતી.

વિચારોએ એને ભાન કરાવ્યું કે નારી એક નિર્બળ પ્રાણી છે. શાદીની સાંકળે લાંગર્યા પછી એને નવુ જિવન–પુસ્તક ઉઘાડવુ પડે છે. જે પહેલાથી તદ્દન નવુ, તદ્દન અપરિચિત, તદ્દન નિરાળુ હોય છે.

યૂસુફ અમદાવાદની મેડીકલ કોલેજમાં અભ્યાસકરી રહ્યો હતો અને તે હવે ટૂંક વખતમાં ડૉકટર બનનાર હતો એના પિતા મહત્વાકાંક્ષી હતા. તેઓ એને વધુ કેળવણી માટે પરદેશ મોકલવા વિચારી રહ્યા હતા, પરતુ આ યુદ્ધના સમયમાં એમના વિચારો મનના મનમાંજ સમાઇ જતા.

યૂસુફ અને નરગિસ એક બીજાથી એટલાં નઝદીક જઈ રહ્યાં હતાં કે એક બીજાને દિવસભરમાં એક વાર મળ્યા વગર ચૈન ન પડતું. અને આ મૈત્રિના પરિણામે પ્રશ્ન ઉદ્ભવતો કે આજની આ મૈત્રી હંમેશ માટે કાયમ રહેશે કે કેમ ?

o o o

પાણીના રેલાની માફક બે વરસો વીતી ગયાં. યુસુફ વધુ અભ્યાસ માટે વિલાયત ચાલ્યો ગયો. યુસુફ ગયો નરગિસમાં પ્રાણ મૂકીને, નરગિસમાં વિશ્વાસ મૂકીને.

પરતુ અહીં જુદુજ બનવાકાળ બન્યું. નરગિસના પિતાએ તેની શાદી માટેની તૈયારીઓ કરવા માંડી. પિતાએ શોધેલી જગ્યા નરગિસને પસંદ હતી કે કેમ, એ તો એક સવાલ છે પરંતુ ઘણી વખત એના દિલને થયા કરતું કે તેણી સ્પષ્ટ શબ્દોમાં કહી દે કે યુસુફને છોડી હું કોઇથી શાદી નહિજ કરૂં." પરંતુ જબાન એટલું કહેવા પણ ન ઉપડતી. કારણ કે તે એક મુસ્લિમ નારી હતી.

યુસુફને વિશ્વાસ હતો કે નરગિસ તેનીજ છે. પરંતુ યુસુફની એ તો એક ધારણા માત્ર હતી. ના. તે ફક્ત આટલાજ ટેકાના બળે વિલાયત પહોંચ્યો હતો. એવી કોઇને જાણ ન હતી અને કદાચ હોય તો પણ શું કરી શકે ?

અને એક દિવસ ધામધુમ સહિત નગરના એક પ્રતિષ્ઠિત વેપારી શેઠ નાસિર હુસૈન સાથે નરગિસની શાદી થઇ ગઇ. ગાય કસાઇના ખીલે બંધાય ગઈ. નવજીવનનો આરંભ શરૂ થઇ ચૂક્યો. પતિએ નરગિસનુ સ્વાગત કર્યું. એને ખુશ રાખવા ખાતર અનેક જાતની સામગ્રીઓ એની તેહનાતમાં રજુ કરી અને નરગિસે...

કયારેક એ વિચારતી કે યુસુફને આ વાતની જાણ થશે ત્યારે તેના દિલને કેટલો આઘાત પહોંચશે. કેટલી વ્યથા તેનું વિશ્વાસુ અંતર અનુભવશે પરંતુ તેથી શું ? સમાજ આંધળો છે, ધન લોભી છે. અને વળી મુસ્લિમ અબળા માટે એટલી છુટ કયાંથી હોઇ શકે ? તો પછી તે નરગિસમાં કયાંથી હોય ?

નરગિસ આ નવા જીવનમાં અત્યંત સુખી હતી કે કેમ? એ કહેવું તો કઠણ છે. પરંતુ એટલું તો ખરૂંજ કે તેણી એક મુસ્લિમ નારીને છાજે એ પ્રમાણેની ફરજો અદા કરવામાં લેશ માત્ર પણ ચૂક આવવા ન દેતી. પોતાની જાતને પતિને સહારે સોંપી દીધી હતી. એનો પોતાનો કોઇ પંથ ન હતો. જે તરફ નાસિર ચાલતા તે તરફ નરગિસ જતી. એંજીનની પાછળ જોડાએલા ડબ્બાની પેઠે.

° ° °

પાંચ વરસ પછી યૂસુફ વિલાયતથી પાછો વળ્યો. યૂસુફના સ્વાગત માટે કુટુંબનાં બધાંય નાનાં મોટાં મુંબઇ ગયાં. યૂસુફે વિચાર્યું હતું કે નરગિસ તો અવસ્ય આવશે, અને બધામાં એને મારા આવવાથી અત્યંત ખુશી ઉત્પન્ન થશે

યૂસુફ આવ્યો નવજીવનનો લ્હાવો લૂટવાનો ઉમળકો લઇને. નરગિસને એક વાર ભેટી પડવાનો મનનો છૂપો આનંદ લઇને. એણે કુતૂહલ નઝરે આવેલાં બધાંને જોયાં. બધાંથી મળ્યો પરંતુ એની આંખો જેને જોવા માટે તલસી રહી હતી એ નરગિસ કે જે તેનો પ્રાણ હતી. તે નરગિસ ત્યાં હાજર ન હતી. જ્યારે પ્લેટફોર્મ પર યૂસુફે નરગિસને ન જોઈ તો તેના દિલને એક જબરો આંચકો લાગ્યો.

અને જ્યારે તેણે સાંભળ્યું કે નરગિસની શાદી અન્ય સ્થળે ત્રણ વરસ થયાં થઈ ચૂકી છે ત્યારે તે ડઘાઇને રહી ગયો. પાછલા દિવસોના દ્રષ્યો ચલચિત્રની માફક એની આંખ સામે આવવા લાગ્યાં.

પછી તો એણે એ પણ ન પૂછ્યું કે તેણીની શાદી ક્યાં? ક્યારે? કોને ત્યાં? કોની સાથે થઇ છે? જ્યારે શાદીજ થઈ ચૂકી છે તો તે બીજાની થઈ ચૂકી. એટલે પરાયા ધન'ને પોતાનું ગણવાની યૂસુફે માથાઝીક મૂકી દીધી અને હવે વિચારે પણ શું તે નરગિસના બારામાં?

યૂસુફે સુરતમાં આવી પ્રેકટીસ શરૂ કરી. પ્રતિભાશાળી હતો. યશ પ્રાપ્ત થતાં વખત ન લાગ્યો. લક્ષ્મી એના કદમ ચૂંમવા લાગી.

° ° °

નાસિર શેઠની તબીઅત ઘણીજ ખરાબ થઈ ગઈ હતી. ઘણાય ડૉકટરોના ઇલાજ કરવા છતાંય તેઓને તસુભર પણ ફેર ન પડયો ત્યારે તેઓ નિરાશ થઈ ગયા. નરગિસને તેઓ પ્રાણથી પ્યારી ગણતા પરંતુ નરગિસ?

સુરતના મશ્હૂર ડૉકટર યૂસુફની એમણે અધિક પ્રશંશા સાંભળી હતી.

આજ ત્રણ માસ થયાં એઓ માંદગીની પથારી પર હતા. તબીઅતમાં કોઈ ફેરફાર જણાતો ન હતો. શરીર તદ્દન નંખાઈ ગયું હતું. તમામ શકિત ક્ષીણ થઇ ગઇ હતી. લોહી સુકાઈ ગયું હતું અને હાડકાં બહાર નીકળી આવ્યાં હતાં.

ડૉકટર યૂસુફની સાંભળેલી પ્રશંશાથી ખેંચાઇને નાસિર શેઠ સુરત આવ્યા હતા. નરગિસ પણ સાથેજ હતી અહીં આવ્યા પછી ડૉકટર યૂસુફથી દવા કરાવવાનો પ્રબંધ કર્યો.

નરગિસને એ વાતની જરાએ જાણ ન હતી કે ડૉકટર યૂસુફ તેજ યૂસુફ છે, જેને મેળવવા માટે તેણીએ કયારેક કોશિશ કરી હતી, અને જેનો હસમૂખ ચહેરો એકવાર જોવાની લાલસા એના અંતરના એક ખુણામાં છૂપાયલી પડી હતી.

અને તે દિવસે યૂસુફને જોતાંજ તે કંપી ઉઠી. તેજ હાસ્યમય મુખડું, તેજ મોટી મોટી આંખો, બધુંય તેનુ તેજ હતું. જેવું એણે અગાઉ જોયુ હતું. પરંતુ હવે લાચારી એટલી હતી કે તેણી એક શબ્દ માત્ર પણ બોલી શકતી ન હતી અરે એને બોલવાનો અધિકાર પણ ન હતો.

એ બીકથી કે કયાંક શેઠને આ વાતનો વહેમ ન જાય કે "એનાથી મ્હને પ્રેમ હતો."

યૂસુફે શરીર તપાસ્યું અને દવાનું પ્રિસ્ક્રીપ્શન લખી લઇ ઉઠવાની તૈયારી કરી.

ચાલતાં ચાલતાં તેણે નરગિસ પ્રતિ દ્રષ્ટિ તો નાંખી પરંતુ ધ્યાન પૂર્વક નહિ.

બે દિવસ પછી જ્યારે ડૉક્ટર યૂસુફ નાસિર શેઠના મુખમાં થર્મોમિટર મૂકી ગરમી માપી રહ્યા હતા ત્યારે નરગિસ ટેમ્પરેચર ચાર્ટ લઇ નિકટ આવી ઉભી, યૂસુફે એને જોઇ. ધ્યાનપૂર્વક જોઇ. પરંતુ ઓળખી ન શક્યો, અને ચાર્ટ લઇ તેણે રોગીની તરફ પોતાનું ધ્યાન પહોંચાડ્યું.

નાસિર શેઠ નરગિસને જિગર સમજતા હતા. તેના પર એમનો સંપૂર્ણ વિશ્વાસ હતો. છતાંય યૂસુફનું આ પ્રમાણેનું નરગિસ તરફ જોવું એમને પસંદ ન હતું. એમના દિલમાં શંકાએ જન્મ લીધો. એક કલુષિત ભાવના પેદા થઇ ગઇ. તેઓ આ વાત પર જેટલોય વિચાર કરતા. એટલોજ એમનો વહેમ મજબૂત થતો જતો કારણ એ મળતુ કે. ડાક્ટર યૂસુફના આવવાના સમયે નરગિસ સામે આવીને ઉભી રહી જતી. નાસિર શેઠના હૃદયમાં વહેમની જવાળા જે ભડકે બળી રહી હતી તે જોશ પર જતી, પરિણામે તેઓ વક્ર દ્રષ્ટિએ નરગિસ અને યૂસુફની તરફ જોઇ રહેતા.

આ રીતે કેટલાય દિવસો પસાર થઇ ગયા. એક દિવસ યૂસુફ જઇ રહ્યો હતો જતાં જતાં નરગિસથી. કહી ગયો હતો. કે "શેઠને રાતે ઉંઘ ન આવે તો આ દવા આપજો."

નાસિર શેઠ આ બધું સાંભળી રહ્યા હતા. રાતના વખતે નરગિસે જ્યારે શેઠને દૂધ પીવાનું કહ્યું તો શેઠ તાડૂકી ઉઠયા અને ગુસ્સામાં એમની ઉંડી ઉતરી ગએલી કમજોર આંખો વધુ પીળી લાગી. એમણે ખોખરા અવાજે નરગિસને ધમકાવતાં કહ્યું. "દૂધ...દૂધ શા માટે?"

"એમાં ઉંઘ આવવાની દવા છે." નરગિસે નમ્રતાથી કહ્યું. "પરંતુ મ્હને ઉંઘ આવે છે. દવો શા માટે?"

"ડૉક્ટરની આજ્ઞા છે!"

"નરગિસ! મ્હને ડૉક્ટર સારો માણસ નથી લાગતો. ડૉક્ટરના વેશમાં ડાકુ લાગે છે."

"આપ આ શું કહી રહ્યા છો! યૂસુફ! ડૉક્ટર યૂસુફ એમને હું બરાબર ઓળખું છું. તો શું એનાથી હમે........"

"નરગિસ! જા અહીંથી ચાલી જા. મારો વહેમ જુઠો નથી, જુઠો નથી. મ્હને કોઇ છેતરી શકે એમ નથી. નાસિર શેઠને બનાવી જાય એ અસંભવિત છે." પિડીત શેઠે આવેશમાં આવી જઇ ઉભરો ઠાલવ્યો.

નરગિસ ચૂપ રહી ગઈ.

બીજે દિવસે ડૉક્ટર યૂસુફે શેઠની આંખોમાં એક પ્રકારની વિચિત્ર ભાવનાને નૃત્ય કરતી જોઇ. સહસા એનાથી પૂછાઇ જવાયું. "શેઠ સાહબ. આજ આપને આટલી બેચેની શા માટે? આપની તબીઅત પર કોઈ જુદીજ અસર પહોંચી હોય એમ લાગે છે!"

નાસિર શેઠ મૌન રહી ગયા. ઉત્તર માટે એક શબ્દ પણ ઉચ્ચારી ન શકયા. અને ઉત્તર માટે એમની પાસે શબ્દજ કયાં હતાં કે જે વાપરી શકે! કદાચને તેઓ બનાવટ પણ કરતે તો પણ ન તેમને વિશ્વાસ આવતે. ન: મનને ચૈન સાંપડતે.

નરગિસ આવી ગઇ. એને જોતાંજ શેઠ ક્રોધે ભરાઇને બરાડી ઉઠયા. "તું અહીંયા શા માટે આવી. ડૉક્ટરને જોવા? દૂર હઠ મારી સામેથી કમબખ્ત...... ..."

યૂસુફ આ બીનાને જરાય ન સમજી શકયો. એને તો આ બધું નાટકના તખ્તા જેવું લાગ્યું. નરગિસે જતી વખતે ડૉકટરના હાથમાં એક પત્ર મૂકયો જેમાં તેણીએ અત્યાર સુધીની તમામ કેફીયત વિસ્તારીને વર્ણવી હતી.

બીજે દિવસે જ્યારે ડૉક્ટર યૂસુફ આવ્યો તો શેઠે સાફ શબ્દોમાં ના કહી દીધું. "ડૉક્ટર સા'બ માફ કરજો. મારે હવે દવા નથી. કરાવવી. આપ જુઓ છો કે દિવસે દિવસે મારી માનસિક વ્યથા વધતી જાય છે."

"શેઠ સાહબ આપ સંપૂર્ણ તંદુરસ્ત થઇ ચુકયા છો પણ આપને એવો ભ્રમ છે. કે આપ બીમાર છો અને એટલા માટેજ આપ બીમાર છો. આપને ખોટા વહેમ છે અને એની દવા કયાંય જડી શકે એમ નથી."

"નહિ ડૉકટર આ અસીમ યન્ત્રણાથી હું છૂટકારો માંગુ છું. આ મુર્દા દિલની ધડકન શીઘ્ર શા માટે બંધ થઇ જતી નથી? ડૉકટર ડૉકટર!"

બરાબર આજ સમયે મકાનના અંદરના ખંડમાંથી કોઇની દર્દભરી ચીસ સંભળાઇ, ડૉકટર દોડયો અને સાથે લથડતા પગે નાસિર શેઠ પણ. ત્યાં નરગિસનો નિર્જીવ દેહ તરફડી રહ્યો હતો. મૌત તેણીના માથા પર ઘુમરીયો ખાતું હતું. નરગિસે એકવાર છેલ્લી આંખ ઉઘાડી. અને યૂસુફ સામે એક મીઠી નઝર ફેંકી. યૂસુફની આંખમાં પાણી આવી ગયાં.

ભાંગેલા શબ્દોમાં નરગિસે કહ્યું "યાદ છે યૂસુફ તે પાંચ વરસ પહેલાંની વાત. આપણે અમદાવાદના સેન્ટ્રલ ટોકીઝમાં એક પિકચર જોયું હતું તે એક સ્ક્રીન વાર્તા હતી. અને આ પણ એક..." નરગિસનો પ્રાણ રૂંધાઇ જતો હતો છતાંય તૂટતા શબ્દોમાં તેણીએ લવારી ચાલુ રાખી હતી.

"ખાવિંદના દિલમાં મારા પ્રત્યે વહેમ ઉત્પન્ન થયો હતો. પછી હું એમનો પ્રેમ નજ સંપાદન કરી શકું એ દેખીતી વાત છે. મને ભય હતો કે હંમેશ એમના મનમાં આ વહેમ ઘર કેરી બેસશે તો એમનો જાન જોખમમાં છે. તેઓ કદી પણ સુખ ભોગવી શકશે નહિ. હવે કદાચ તેઓ સારા થઈ જશે."

ડૉકટર અને નાસિર બેઉ સાંભળી રહ્યા હતા. નાસિર શેઠનું માંદલું હૃદય દ્રવી ઉઠયું. ડૉકટર વાંચી રહ્યા હતા એમના મનોભાવને અને એમનું અંતર પુકારી રહ્યું હતું નરગિસ... નરગિસ..."જેનાથી મ્હને પ્રેમ હતો."*

*સુચિત

# મા સિ ક

## હું ક્યાં એ આરસીમાં !

પલ્ટાય છે હ્રદયના રંગો ઘડી ઘડીમાં,
ગમમાં કદી ખુશી છે, છે ગમ કદી ખુશીમાં.

ના ચૈન છે ખુદીમાં, ના ચૈન બેખુદીમાં,
ઝુલે છે દિલ બિચારું, એ બેઉ લાગણીમાં.

છે પ્રેમ રૂપ બન્નેમાં એટલો તફાવત,
છે જેટલો તફાવત, સાગર અને નદીમાં.

દુન્યાથી પર રહીને દુન્યાને પરહરું છું,
થઈ જાઉં છું હું જ્યારે ગુમ મારી શાયરીમાં.

તસ્વીર આત્માની એમાં ન જોઈ શકયો,
દેખાઉં છું ભલે પણ 'હું' કયાં એ આરસીમાં!

મૃત્યુની રાહ અમને જોવી પડી હંમેશાં,
ભગવાનની દયા છે, બસ એજ જિંદગીમાં.

ધારો કે આશ્વાસન એમાં મને મળ્યું પણ,
છે પ્રશ્ન શું મળે છે ઇશ્વરને બંદગીમાં!

બન્ને શિકાર શોધે બન્ને શિકાર ખેલે,
શો ફેર છે અમારા હાકિમ ને પારધીમાં.

સૂરજના તેજને તો આછો કરી શકે છે!
દેખાવે કંઇ નથી પણ છે કંઇક વાદળીમાં.

અમને 'અમીન' એમાં શું શું નથી મળ્યું પણ,
માનવતા શોધવાનું નિષ્ફળ છે માનવીમાં.

સુરત ] [ અમીન આઝાદ

## "શું શું છે માનવીમાં"

સંધ્યાના રંગ જાણે છે એની જિંદગીમાં,
રંગો મેં એવા જોયા નિરંગ માનવીમાં.

મઝદૂરના સુખોને છીનવીને તેં પૂર્યાં છે,
ધનવાન તારી મોટી નાણાંની કોથળીમાં.

સુનસાન જે મહાલય વાતો કરે ગગનથી,
રાખી શકે છે એને, રઝળે છે જે ગલીમાં!

અંજાશોના નગરની જોઇને ઉજળી સૂરત,
અંધકાર છે છુપેલો ઉજળી એ રોશનીમાં.

એક ગ્રંથ મોટો જાણે છે માનવીનું જીવન,
વાંચી શકો તો વાંચો શું-શું છે માનવીમાં.

ખોટા છે એ વિચારો ભમણી સમી છે વાતો,
ભગવાન કયાં વસે છે! કંગાળ ઝુંપડીમાં।

છે ધર્મવીર એવા છે વેશધારી એવા,
બીજાની પડતી માંગે ઇશ્વરની બંદગીમાં.

છે દૂર-દૂર મંઝિલ કંટક ભર્યાં છે રસ્તા,
પ્હોંચીશ ત્યાં હું ક્યારે ટૂંકી આ જિંદગીમાં!

તું જોને તારું જીવન, તું જોને તારા કામો,
ચહેરો 'અનિલ' શાને જુએ છે આરસીમાં.

સુરત ] [ 'અનિલ'

# મુશાયરા

## ...લૉટરીમાં

આનંદ જ્યાં મળે શું માણસને ઝિંદગીમાં,
જ્યાં દૂધમાં છે પાણી, ને કોપરેલ ઘીમાં!
આ છે દશા તમારી ભારતના હે 'ગુલામો,
બી. એ. ભણી 'વિતાવ્યું જીવનને નોકરીમાં.
છે ગામના અમારા ભગવાન ને હરી પણ,
વિશ્વાસ હિંદીઓને કયાં છે હવે હરીમાં?
સટ્ટા બજારની છે દુન્યા વિચીત્ર દુન્યા,
કોઇ ભિખારી પળમાં, રાજા કોઇ ઘડીમાં!
હે નવયુવાન રસીયા, રસ શું મળે છે તુજને?
ચૂસેલી ગોટલી સમ એ ફિલ્મની નદીમાં.
ફાટી નીકળ્યા ચારે બાજુથી પ્રેમ ભકતો,
જાણે કે પૂર આવ્યા છે નર્મદા નદીમાં.
છે તેજ સર્વે ધંધા આજે પરંતુ 'આસી',
મળ્યો નહિ ને અમને જીવનની લૉટરીમાં.

સુરત ] [ આસી

## પાંખડીમાં

એક સ્વર્ગ સાંપડયું છે જીવિત આ ઝિંદગીમાં,
દુન્યાથી જઇ વસ્યો છું તેઓની આંખડીમાં!
થાકી ગયો એ કિન્તુ નિશદિન છે નવ ગતિમાં,
યુગ-યુગથી કાફલો છે, જગનો મુસાફરીમાં.
ચોંટી છે રૂપ સામે મુજ દ્રષ્ટિ એમ જાણે,
મુખ જોય છે ચકોરી ચંદાની આરસીમાં.
માનવ છું માનવીનું દુઃખ મારૂં દુઃખ ગણું છું,
છું પુષ્પ પ્રાણ મારો છે સર્વ પાંખડીમાં.
તેઓના મુખ પર જ્યાં જોયા મેં કેશ કાળા,
ત્યાં ચંદ્રને લપાતો જોયો મેં વાદળીમાં.
ઝીલી કિરણ રવિના ઝાકળ ઉડીને બોલ્યું,
ઉપવનની ઉન્નતી છે મારી અધોગતીમાં.
હર રંગમાં 'ગની' હું દુન્યાને કામ આવ્યો,
મિત્રો ને દોસ્તીમાં શત્રુને દુશ્મનીમાં.

સુરત ] [ 'ગની'

# આવાઝકી દુન્યા

સંભળાવનાર : 'એકાર'

સરકાર જેમ કોઈ વસ્તુ પર કંટ્રોલ મૂકે છે કે તે વસ્તુ ગધર્વના શિંગની જેમ અદ્રષ્ય થાય છે; તેમ લોકો જે વસ્તુનું સપ્તાહ ઉજવે છે; તેની અછત જણાવા માંડે છે. અમદાવાદમાં દૂધ સપ્તાહ ઉજવાઇ ગયું, સુરતમાં ઉજવાઈ ગયું એટલે હવે આશા રાખવી રહી કે દૂધની અછત વર્તાતાં એ શહેરોમાં પણ મુંબઇની જેમ પાવડરની પધરામણી થવાની! એજ પાઉડર જ્યારે હોલાંડથી આવતો હતો અને કોઈ કોઇ વહેપારીઓ તેને વાપરતા ત્યારે એ નુકસાનકારક વસ્તુ હોઇ દૂધ વહેપારીઓ દંડાતા. પણ આજે એ ઓસ્ટ્રેલીયાથી આવતાં ગુણકારક સાબિત થયો છે, અને ન વાપરનારા દંડાય છે! દાકતરો મગફળીમાં વિટામીન્સ હોવાનું જાહેર કરે છે તે જમાનામાં દાલડામાંથી વિટામીન્સ કેમ ન નીકળે? જ્યાં સરકારજ દાલડામાં વિટામીન્સ ગોતવા લાગી છે ત્યાં એ નીકળીનેજ રહે છે! ભલેને અમદાવાદના પચાસ પચાસ દાકતરો ભેળા બળે કહે છે એ ઓસ્ટ્રેલીયન ઘઉથી લોકોના પેટમાં ચૂંક ચાલે છે; પણ સરકાર તે વાત માનવાની નહિ: કારણ કે ઓસ્ટ્રેલીયન ઘઉમાં પુરતું વિટામીન છે બલ્કે એમાંથી મણે દસ શેરના પ્રમાણમાં નીકળતા ભૂસાંમાં પણ વિટામીન છે! ખાતરી કરવી હોય તો થોડાક દિવસ એ ભૂસાં પર રહી જુવો? ખંચકાશો નહિ ને અચકાશો પણ નહિ. કારણ કે જે યુગમાં છાસમાંથી પ્રોટીનનાં તત્વો શોધાઇ રહ્યાં છે, અને અનાજ કરતાં પણ ઘાસ ખાવાથી વધુ પોષણ મળે છે; એવી શોધો થઇ રહી છે તે જમાનામાં ઘઉંનું ભૂસું શું ખોટું છે?

અને વળી દર સાલ રાષ્ટ્રીય સપ્તાહ ઉજવાય છે તેમ તેમ રાષ્ટ્રીયતાનીય અછતજ વર્તાય છેને? આજે રાષ્ટ્રીયતા તો કાળાં બજારોમાં ડોકીયાં કરી રહી છે! બાકી જો આજે વસ્ત્રને અભાવે બંગાળમાં સ્ત્રીઓ આપઘાત કરે છે અને ક્યાંક ક્યાંક તો કફનો પણ ચોરસાયાના સમાચાર સંભળાય છે; છતાં લોકો જો 'વસ્ત્ર સપ્તાહ' ઉજવવા નીકળશે તો કફનનાય સાંસા પડી જવાના! જુઓ અન્ન સપ્તાહો ઉજવી ઉજવીને બંગાળ ભૂખે અધમુવું થઇ ગયું! જો 'પગરખાં' સપ્તાહ' ઉજવાય, તો લોકોને ઉઘાડે પગે ફરવાનોજ વારો આવે! વિરમગામની 'જકાત બારી'નો દિન ઉજવતાં ઉલ્ટી આફત વધુ ઉતરી, 'રેલ્વે દીન' ઉજવતાં ઉલ્ટી થર્ડ ક્લાસની આફતો વધી! દીન ઉજવવાથી કે સપ્તાહો ઉજવવાથી કશોય દા'ડો વળવાનો નથી. અલબત્ત વિજય ઉજવવા માટે કસર કસીને તૈયાર રહેજો. રડીઓ નચાવજો, ચાહે તો હીજડા નચાવજો, ગમે તે રીતે આનંદ માણજો, પણ જો વિજય ઉજવતાં ન આવડે તો પાડોશનાં કોઇ દેશી રાજ્યમાં જઇને શીખી આવજો. લડનવાળાં પણ ખરા વિજય ઉજવવા માટે આપણે ત્યાંથી ૧૬ દેશી રજવાડાંની આયાત કરવાના છે. આપણી શાદીમાં 'ડુમનીઓ' આવતી, ગાતી અને નાચતી હતી; તેમ ડુમ-

નીઓ તરિકે એ ૧૯ રાજવીઓ લંડનમાં આનંદ વર્તાવવા જઈ રહ્યા છે!

●

આ વાઝકી દુન્યા પાછી ખૂબ-રંગમાં આવી છે. જેમ જેમ સાન્ફ્રાન્સીસકોની પરિષદ્ નિકટ આવતી જાય છે તેમ તેમ જગતનાં પ્રચાર ચક્રો ખૂબ ખૂબ ગતીમાન થતાં જાય છે! રશિયા વધુ મતો મેળવી જશે, એની રૂઝવેલ્ટને ચિંતા છે, તો રૂઝવેલ્ટ વધુ મતો મેળવી જશે એની ચર્ચીલને ચિંતા છે! આમ ત્રણ મોટાઓ પોતપોતાની ખેંચતાણુમાં પડયા છે. ત્યારે ઊંટની પાછળ ચાલતી લેંકડીઓની જેમ નાનાં રાજ્યો આશામાં ને આશામાં ઘસડાઈ રહ્યાં છે. જગતનું ભાવિ ત્રાજવે તોળાઈ રહ્યું છે. ઊંટડો કઈ બાજુ બેસે છે તે તરફ મિટ મંડાઇ રહી છે. 'લુબ્લિન' સરકારના પ્રતિનિધિને રૂઝવેલ્ટ–ચર્ચીલ સ્વીકારતા નથી ને બિચારો આલ્બેનીયાનો અહમદ જોગુ બાંગ પોકારે છે; પણ કોઇ સાંભળતું નથી. તુર્કીના ડાર્ડેનલ્સ પર સ્ટેલીનની આંખ ગઈ છે. એ લાલ ડોળા સામે તુર્કીએ ધા નાખી છે. હિંદને ફ્રિસ્કો પરિષદમાં રમાડવા માટે કાંઇ નવીન ઘુઘરો તૈયાર કરવા વેવલ સાહેબ ઉડીને લંડન ગયા છે ને હિંદમાંથી અલ્લામા મશરેકીયો, સાવરકરો, આંબેડકરો સપ્રુઓના તારો બંધારણ ઘડવા કે તોડવા માટે જઈ રહ્યા છે; ત્યારે સરકારે તો હિંદને ઊંઠાં ભણાવવા પોતાની તૈયાર કરેલી બોલતી ચાલતી રેકાર્ડોને અમેરિકા મોકલવાનો નિર્ધાર કર્યો છે. રશિયાએ જાપાન સાથેના કરારો તોડયા છે, હવે એ બંને આયડી પડશે એવાં કોઈ દૂર, બેઠાં બેઠાં સ્વપ્નો જોઇ રહ્યા છે. જર્મનીની લડાઇ પતી નથી જો તા. ૨૫ પહેલાં પતે એમ નથી છતાં શાંતિ પરિષદ, વિશ્વ સલામતી પરિષદ્ ભરાઇ રહી છે. કોણ જાણે અશાંતિને જન્મ આપવાજતો!

ઇઝનહોવર તો લાંબી લેખણે રૂઝવેલ્ટને પત્ર પાઠવે છે કે જર્મનીની લડાઇ વહેલી પતે એમ લાગતું નથી. ગોરીલા યુદ્ધ થશે અને તે હનૂમાનના પૂંછડાની જેમ લંબાતુંજ જશે! વળી જર્મનીની ચાલ પણ સમજાતી નથી. રીબનટ્રોપ બોલી ગયો હતો કે "અમેરિકનો તથા અંગ્રેજોને એક ડગલું પણ જર્મનીમાં આગળ ઘુસવા નહિ દઈશું!" તેને બદલે આજે પશ્ચિમ તરફથી મિત્રો બર્લીનની છેક નીકટ આવતા જાય છે ત્યારે પૂર્વમાં ઓડરને કાંઠે જર્મનો રશિયનોને જરાય આગળ વધવા દેતા નથી! આમ થવાનું કારણ શું હશે? જર્મનો અંતે અંગ્રેજો મામા ફોઇના થાય છે તે સગાઇના સબંધને લીધે હેત ઉભરાઈ ગયું હશે કે પછી જર્મનોનો કોઇ ભેદી દાવ હશે? આજે તો 'ઝુકોવ' કરતાં 'મોન્ટી', બર્લીને વિજયના હારતોરા પહેરી જાય એમ દેખાય છે. જાપાન નવું પ્રધાન મંડળ રચીને કંઇ નવો તમાશો રચે છે કે સાષ્ટાંગ દંડવત્ત પ્રણામ કરવાની તૈયારી કરે છે તેજ હવે જોવાનું છે? બર્મામાં મિત્ર લશ્કરો જેમ જેમ માંડલેથી રંગુન તરફ આગળને આગળ ધપતાં જાય છે; તેમ તેમ બર્મા રિફ્યુજીઓ, પેટી બિસ્તરા બાંધવા ને બર્મામાં મ્હાલવા માટે કમર કસી રહ્યા છે! જોજો હિંદીઓ કંઈ હોંસમાં ને હોંસમાં બર્મામાં જઇને 'કુલી' ન બની જાય? બાકી મુંબઈમાં સાગર તટે ઠંડી લહેરોમાં મ્હાલતા મરીનડ્રાઇવની અપ-ટુ-ડેટ મ્હોલાતોમાં રહેતા શેઠીયાના મસ્તકે લોઢાની પનોતિ બેઠી લાગે છે! શનિવાર એમ મસ્તકે સવાર થયો છે તેથીજતો નવા સૈનિકોને વસાવવા માટે ૧૫૦ મકાનો ખાલી કરાવાયાં છે ને લયલાની શોધમાં મજનૂં નીકળી પડે તેમ મરીનડ્રાઇવના એ માનવીઓ મકાનોની શોધમાં નીકળી પડયા છે! 'જાફતમાં આફત' તે આનુંજ નામ?

●

અમદાવાદમાં મુસ્લિમ એજ્યુકેશનલ કોન્ફરન્સ મળી ગયા પછી; હવે પ્રાથમિક કેળવણી સમેલન પણ મળી ગયું છે. બંનેય કોન્ફરન્સોએ પોત પોતાની દિશામાં સારો ફાળો આપ્યો છે. આવી ગમે તેટલી કોન્ફરન્સો ભરાય અને શિક્ષકો તરફ સહાનુભૂતિ દર્શાવાય પણ જ્યાં સુધી શિક્ષકો પોતે ઉભા નહિ થાય ત્યાં સુધી કંઈ વળવાનું નથી. 'મહેનતાં' અને 'પગુજી'ના દિન-દિન બિરૂદને ફગાવવા એમણે સંગઠન કેળવવું અને હિંમતથી ઉભતાં શીખવું જોઈએ. કાગળ પર નમાલા ઠરાવો કરવાથી, વિનંતિઓ અને અપીલો કરવાથી કશોય દાડો વળવાનો નથી! ફુગાવો આજે દસ ગણો વધી ગયો છે; ત્યારે શિક્ષકનો પગાર તેની તેજ મેંડક જેવી સુષુપ્ત સ્થિતિમાં રહ્યો છે. શિક્ષકને રાષ્ટ્ર ઘડતરનો ઉધ્ધારક અને ભાવિ નાગરિકોનો સર્જક માનવામાં આવે છે પણ તેનો પગાર તો ફક્ત ૧૫ રૂપરડી હોય છે! આજે શિક્ષકોની દશા દ્રૌપદી જેવી થઇ પડી છે. તેને પાંચ પતિ હતા તો શિક્ષકોને ઓછામાં ઓછા ચાર પતિ હોય છે। શિક્ષકોની હાલતના રોદડાં રડે કંઇ વળવાનું નથી! શિક્ષક એ કંઈ લંગોટીઓ બાવો નથી કે એને પૈસાની જરૂર ન હોય? જ્યાં સુધી શિક્ષકોનું આર્થિક ધોરણ ન સુધરે ત્યાં સુધી શિક્ષણમાં કંઇ વળવાનું નથી! ભૂખ્યા પેટે જેને ચક્કર આવતા હોય, કુટુંબની ચિંતામાં જેનું મગજ ઘેરાયલું હોય તો શિક્ષક શિક્ષણમાં પ્રગતિ શી રીતે સાધી શકે! જ્યાં પુરતુ પેટજ ન ભરાય ત્યાં શિક્ષણની વેઠ પણ સંતોષકારક શી રીતે થઈ શકે!

●

અમદાવાદમાં મુસલમાનોની બોર્ડીંગો છે યતીમખાના છે. વડોદરામાં બોર્ડીંગ ને યતીમખાના છે, સુરતમાં અને રાંદેરમાં બોર્ડીંગ ને યતીમખાના છે, પણ ભરૂચમાં સાતડેસાત છે. એકાદ બોર્ડીંગ છે પણ તે ખડખડ પાંચમ જેવી! આજે ભરૂચ જીલ્લો કેળવણીમાં ખૂબ પ્રગતિ કરી રહ્યો છે. ભરૂચના પટેલો ને શેખો, મલેકો ને સૈયદો નોકરીઓમાં પણ ખૂબ વધી ગયા છે. વહેપારમાં પણ ભરૂચીઓએ પોતાનું ખમીર સરી રીતે બતાવી દીધું છે. ઠીકઠીક ધૂમી રહ્યા છે. ભરૂચ જીલ્લામાં મુસ્લિમ જમીનદારો પણ ખાનદાની છે. પણ તે છતાં ન તો ભરૂચમાં મુસ્લિમોની કોઇ હાઇસ્કૂલ છે, ન તો બોર્ડીંગ છે. કે યતીમખાનુ છે. કેળવણીમાં ને નોકરીઓમાં પોતાનો ધ્વજ વિન રાખનાર ભરૂચીઓ આ બાબતમાં પાછળ કેમ? ભરૂચના આગેવાન ખાન બહાદુરો ને ખાન સાહેબો ઘડપણને લીધે ઢીલા પડયા હોય તો શું જુવાનો પોતાની ફરજ ન બજાવે! ધી આમોદ મુસ્લિમ પટેલ એસોસીએશન અને યંગ મુસ્લિમ પટેલ એસોસીએશન એકઠા જઇ ધ રે તો બધું થઇ શકે એમ છે. નાણાના આ ચાલુ ફુગાવામાં હિંમત કરો તો બની શકે એમ છે. વળી આફ્રિકા, ખાનેના પટેલ બિરાદરોની વહેપારી તેજીના સમાચાર પણ ઠીકઠીક આવી રહ્યા છે. આપણા અલીભાઇઓ અને વલીભાઇઓ, ભરૂચાઓ અને યૂસુફ આદમો, વલી ઇસાઓ અને ઇબ્રાહિમ સુમાઓ, કાનમવાસીઓ ને બારાંવાસીઓ, કંથારિયાઓ અને ટંકારિયાઓ, માણુંબરિયાઓ અને કરમાડિયાઓ, શારોદીઓ, આછોદીઓ કોઈ તો જાગો? ખુદા અમને અને તમને જગાડે. આમીન.



મૌલાના : અહુમદ અશરફ રાંદેરી



**સવાલ**–એક માણુસ રૂા. ૧ની ચોરી કરે અથવા તો રૂા. ૧૦૦)ની ચોરી કરે શરીઅતથી ગુનોહ સરખો છે કે રૂા. ૧) વાળો ગુનોહ થોડો અને રૂા. ૧૦૦ વાળો વધારે? શરીઅત પ્રમાણે જવાબ જોઇએ, કોરટ પ્રમાણે નહી. ચોરીમાં ઓછા વધારે ગુનાહના દરજ્જા છે કે ચોરી નામથીજ ગુનોહ સરખો છે.

**જવાબ**–રૂા ૧)ની ચોરીના ગુનાહ કરતાં રૂા. ૧૦૦)ની ચોરીનો ગુનોહ વધારે થશે બીલકુલ ખુલ્લી વાત છે કે રૂા ૧)નો ગુનોહ રૂા. ૧૦૦)ની સરખામણીમાં નાનો છે. અને રૂા. ૧૦૦)નો ગુનોહ મોટો છે. ગુનાહમાં પણ દરજ્જા છે. કેટલાક નાના હોય છે અને કેટલાક મોટા, ગુનાહમાં પણ કોઇ વધારે મોટા, કોઇ તેનાથી નાનો માટે રૂા. ૧૦૦)ની ચોરીનો ગુનોહ વધારે થશે.

**સવાલ**–અહીંયા એક મુન્શી સાહેબનું કહેવું છે કે રસુલ (સલ૦)ના જમાનામાં બંદુક અને તોપ હતી અને હજની બાદ તે ફોડવામાં આવતી હતી, બીજા ઉપયોગમાં લેતા ન હતા. તો શું એ વાત ખરી છે? અને હજની બાદ જે ફોડવામાં આવતું હતું તે શું છે?

**જવાબ**–નબી કરીમ (સ૦)ના ઝમાનામાં બંદુક અને તોપને કોઇ જાણતુ પણ ન હતું. લડાઇના હથીઆરમાં તલવાર, તીર, નેઝા, ભાલા, વગેરે વાપરતા હતા. મુન્શી સાહેબને ગલત ફહમી થઇ છે. હાં એક વખતમાં તુર્કીના બાદશાહ જ્યારે હજ કરવા જતા હતા તો હજ પછી તોપ ફોડતા હતા. એમ કહેવામાં આવે છે. સહીહ હદીસોથી એની કંઇ સાબેતી નથી.

**સવાલ**–એક માણુસે પોતાની ઔરતને ત્રણ તલાક આપી દીધી. મઝકુર ઔરત હામિલાહ છે. તલાક વેળા હમલની મુદ્દત સાત માસની હતી, અને એક છોકરો છે. જેની ઉંમર બે વર્ષની છે. હવે સવાલ એ છે કે મજકુર બાઇ તથા તેના છોકરાઓનો તલાક આપનારના ઉપર કાંઇ હક છે કે નહી? મઝકુર છોકરાઓના ભરણ પોષણનું શું? તેઓ કેમ કરી પોતાની ઝિંદગી બસર કરે? મુતલ્લકા બાઇની મેહર તેના ખાવિંદે તલાક અગાઉ અદા કરી દીધી છે.

**જવાબ**–મજકુર ઔરત પોતાના ધણીની નાફરમાન હોય તો ધણીના ઉપર મેહર સિવાય કોઈ ચીઝ વાજિબ નથી. રહેવાને ઘર આપવું પડશે. જો ધણીના ઘેર રહે તો અને નાફરમાન ન હોય તો બચ્ચું પેદા થતાં સુધી ખરચો

અને રહેવાનું ઘર આપવું પડશે. ત્યાર પછી ખરચો દેવા ધણીના ઉપર વાજિબ નથી. છોકરાની પરવરીશનો હક સાત વર્ષ સુધી માને છે અને એટલી મુદ્દત છોકરાનો ખર્ચ તેના બાપને આપવો પડશે અને સાત વર્ષ પછી છોકરાઓને તેમના બાપને સોંપી દેવામાં આવે. (હીદાયહ અવ્વલીન. સ. નં. ૪૨૦ પર) એના હાસીયા નં. ૫.માં લખેલું છે કે નાફરમાન ઔરત ખર્ચાની હકદાર નથી પણ રહેવાના માટે ઘર આપવું પડશે.

**સવાલ**—ઝૈદ થોડીક ઝમીન છોડી ગુજરી ગયો હવે તે ઝમીનનું વહેંચતી વખતે તેની અસ્લી કીમત ગણવી કે હાલમાં જે કીમત આવે તે ગણવી?

**જવાબ** હાલ મોજૂદ વખતમાં ઝમીનની જે કીમત ગણાતી હોય તે ગણવી જોઇએ. અગર બધા વારિસો રાઝી થઈ જાય કે અસ્લી કીમત ગણીશું તો પણ કંઇ વાંધો નથી પણ શરીઅતમાં જે દરેકનો હિસ્સો મુકર્રર કર્યો છે તે પ્રમાણે વહેંચે, નહીં તો ગુનેહગાર થશે. અસલી કિમત ગણવાની સુરતમાં બધા વારિસો બાલિગ હોવા જોઇએ.

**સવાલ**—એક માણસ રૂપીઆ ત્રીસ લઇને મદ્રેસો તેમજ મસ્જિદમાં પેશ ઇમામી કરે છે તેને જમાઅત તરફથી ખાવું મળે છે. બીજું તે માણસ વહેપાર પણ કરે છે. વહેપારમાં તેણે તેવો માલ રોક્યો છે જેની હમેશાં ઘરાકી રહેતી નથી. હવે તે માણસે નોકરીમા ખ્યાલ કર્યો, તેમજ બીજા સારા માણસની સલાહ લીધી તો એવું સમજવામાં આવ્યું કે તમો દીન વેચીને નોકરી કરો છો. હવે આ માણસને નોકરી છોડી દેવી છે, ને વહેપાર કરવો છે, તેની પાસે માલ છે પરંતુ હમેશાંનુ ઘરાક આવે તેવો નથી હવે તેને હમેશાં વહેપાર ચાલે અને પોતાનું ગુજરાન નીકળે તેવો વહેપાર કરવો છે તો તે માણસ મારી પાસે રૂા. ૫૦૦ માગે છે અને કહે છે કે મને વ્યાજે આપશો. તો હું આપવું તો ગુનેહગાર છું કે નહિ? તે નોકરીવાળો માણસ ગરીબ છે.

**જવાબ**—જે માણસે સલાહ આપી છે તે તદ્દન ખોટી છે, બચ્ચાં પઢાવવા અને ઈમામત કરવી દીનની મોટી ખિદમત છે. નિય્યત સારી રાખે. એના ઉપર ઉજરત (પૈસા) લેવી જાઇઝ છે, કંઇ વાંધો નથી. ફુકહાએ કેરામ (રેહ૦)એ ત્રિષે પગાર લેવાની છુટ આપી છે. એને દીનનું વેચવું સમજવું શૈતાની વસ્વસો છે માટે ઇમામત અને બચ્ચા પઢાવવાનું કામ ન છોડે. હદીસ શરીફમાં છે કે બેહતરીન ખિદમત કુર્આન શરીફનું પઢાવવાનું છે. બાકી વ્યાજે પૈસા લઇ વહેપાર કરવો હરામ છે. વ્યાજમાં વ્યાજ લેનાર અને આપનાર, તેમાં સલાહ આપનાર, તેમાં મદદ કરનાર બધા ગુનેહગાર થશે. માટે એ કામથી બચવું જોઇએ, નહિંતર તમો પણ ગુન્હેગાર થશો.

# ફરિશ્તા

## આ અંકમાં

| | | પૃષ્ઠ |
|---|---|---|
| આ અંકના લેખકો | ... ... | ૧ |
| ઇસ્લામી શિક્ષણ (કુર્આન) | ... ... | ૨ |
| ,, ,, (હદીસ) | ... ... | ૩ |
| ગઝલ વિવેચન | ... ... ... | ૫ |
| પોઠ | ... ... ... ... | ૭ |
| ત્રણ ગઝલો | ... ... ... | ૯ |
| સુકાં લાકડાં | ... ... ... | ૧૦ |
| પત્રવ્યવહાર | ... ... ... | ૧૩ |
| ચાંદીના ચીથરાં | ... ... ... | ૧૪ |
| પરિવર્તન | ... ... ... | ૧૬ |
| બિસ્મિલ્લાહ શ૦ની ફઝીલતો | ... | ૧૭ |
| પ્રિયતમાને પત્ર | ... ... ... | ૧૯ |
| શાહ વલીયુલ્લાહ (રહ૦) | ... ... | ૨૦ |
| જેની દુન્યા અમાપ છે | ... ... | ૨૨ |
| ફતાવા | ... ... ... ... | ૨૩ |
| જીવન ચિત્ર-જ૮૦ "એકાર" | ... ... | ૨૫ |
| ફર્ઝ ધ્યેય | ... ... ... | ૨૯ |
| એમ. એમ. પી. સ્વીકાર | ... ... | ૩૫ |
| વતન-પ્રેમ | ... ... ... | ૩૬ |
| આવાઝકી દુન્યા | ... ... ... | ૩૮ |
| "ભર્યો દરબાર" | ... ... ... | ૪૧ |
| રાંદેરઃ મુસ્લિમ-શાદી-જન્મ-મરણ ટાઇટલ ઉપર | | |



વહશી સાહિત્ય કાર્યાલય ટાવર રોડ, સુરત

કાઇદે આઝમ:—

"—મુસ્લિમો ઘણા પછાત છે. તેમણે મોટી સંખ્યામાં શિક્ષણ લેવા આગળ આવવું જોઇએ. **કૌમની બધી બીમારીઓનો ઈલાજ ઈલ્મ છે.** ઇલ્મ જ્યાં નથી ત્યાં અંધકાર સિવાય બીજું શું હોઈ શકે? માલદારોને પૈસો ખરચવા માટે કેળવણી કરતાં વધુ સારૂં કારણ શું મળી શકે? જ્યાં સુધી તમો ખરી રીતે એકત્ર થઇ કાર્ય ન કરો ત્યાં સુધી કંઇ થઇ શકે નહીં. જ્યાં સુધી તઅલીમ ન હશે ત્યા સુધી તમો યોગ્ય રીતે સંગઠીત થઈ શકો નહીં. તમારે બધી કૌમોની હરોળમાં ઉભા રહેવું છે. તમારી જોખમદારી અને જવાબદારી સમજો.

તમે લોકોએ ઘણા પૈસા બચાવ્યા. **તમારી પૉકેટોના ત્રાટ ખોલો અને કૌમ માટે ખરચો.** ખામોશ થઇ તમો સરકારે લાદેલા ટેક્ષ કેમ આપી દો છો? આને પણ એક ટેક્ષ સમજી પૈસા આપો. આ પૈસા આપણી કૌમના બાળકોની તઅલીમ માટે ખરચાશે અને એ પૈસાની પુરેપુરી કીંમત તમો મેળવી શકશો.

બાઇબિંધ કૌમો આગળ વધી રહી છે. આપણે પણ તેમની જેમ કદમ ઉઠાવવો જોઇએ. તમારા ખીસાંઓ ખાલી કરો અને ઈસ્લામી શાળાને સફળ બનાવવા કમર કસો.

[માથેરાન મુસ્લિમ સ્કૂલનો પાયો નાંખતી વેળાના પ્રવચનમાંથી—] કેળવણી વિષે **હવે અમારે કશું કહેવાનું રહેતુંજ નથી.** [વધુ માટે પૃ. ૩૫મું જુઓ]

મુસ્લિમ ગુજરાતનું મુખ્ય માસિક




પુ. ૬ ઠું જુન ૧૯૪૫ અંક ૧૦મો

# આ અંકના લેખકો—

( અલ્પાક્ષરી ઓળખ આપનાર 'વલી' )

**સારોદી બી. એ.**

એમનું નામ ઇસ્માઈલ મહંમદ પટેલ છે. એમનો જન્મ જંબુસર તાલુકામાં આવેલા સારોદ ગામમાં ૨૧ ઓગસ્ટ સને ૧૯૦૭ના થયો હતો.

સુકલકડી શરીર અને પ્રફુલ્લિત ચ્હેરાવાળા ગુર્જરીની નઝરે બહુ ઓછા ચઢયા છે. એમનું ઝાઝું સર્જન નથી. પરંતુ જ્યારે તેઓ કલમ હાથ ધરે છે તો કંઈક આપીને રહે છે.

ભાઈ સારોદી "કારવાં"માં પહેલીવાર પગરણુ માંડે છે. ગુજરાતના મુસ્લિમ લેખકોમાં એમનું આગેવાનીભર્યું સ્થાન છે. એમના સર્જનમાં જોમ અને પ્રાણુ હોય છે. આ અંકમાં એમણે 'પત્રવ્યવહાર' આપ્યો છે, એ ઉપરથી આપ લેખકનો અંદાજ આંકી શકશો.

**'નસીમ'**

નામ હસનઅલી રહીમ કરીમ, ઉપનામ 'નસીમ', જન્મ સ્થળ મુંબઈ, વય ૩૫ની આસપાસ.

સાહિત્યના જુના અભ્યાસી લેખક અને કવિને કોણુ જાણતું નથી.

પપીહાના કિલરવ જેવી એમની મન્જુલ કવિતાઓ ભાવનાયુક્ત અને પ્રશંસનિય હોય છે. ગુજરાતના ઉચ્ચ કોટીના ગઝલકારોમાં એમનું સ્થાન નોખું તરી આવે છે. એઓ વિચાર-પૂર્વક સર્જન કરી જાણે છે.

કાવ્ય શાસ્ત્રના અચ્છા અભ્યાસી હોવા ઉપરાંત સાહિત્યના વિભિન્ન અંગોનો બહોળો અભ્યાસ ધરાવે છે. એમના વિચારો ગંભીર અને ચિંતક હોય છે. આ અંકમાં રજુ થતી એમની "હાર અફસોસ" નામક ગઝલ વાંચવાથી આપ એમની કાવ્ય મીઠાશ પારખી શકશો.

**"સગીર"**

પુરૂં નામ ગુલામ હુસૈન મોહંમદ, ઉપનામ 'સગીર', રહેઠાણુ મુંબઇ, વય લગભગ ૪૫ વર્ષ.

મુસ્લિમ ગુજરાતમાં જીવંત કાવ્યો લખનારાઓમાં ભાઈ 'સગીર'નું નામ નિઃશંક મોખરે મૂકી શકાય એમ છે. એમની ગઝલોમાં હંમેશ શાબ્દિક ઝલક અને ઉંડું વ્યક્તિત્વ જોવામાં આવે છે. ગુજરાતના પ્રખ્યાત માસિક 'કુમાર'માં જો કોઇ પણુ મુસ્લિમ કવિએ* સ્થાન મેળવ્યું હોય. તો તે પહેલા ભાઇ 'સગીર' છે. આ અંકની એમની 'ચાહયો' ગઝલ એમના આદર્શ મંથનમાંથી ઉપજેલું નમણું સર્જન છે.

*સગીર સાહબ ઉપરાંત બીજા મુસ્લિમ કવિઓના પણ 'કુમાર'માં કાવ્યો છપાયાં છે 'વલી' સાહબ તેને વિસરી જતા લાગે છે. સહતંત્રી.

[ અનુસંધાને પૃ. ૪થું ]

# કુર્આન

## અલ્લાહ તઆલાનું ફરમાન

(૩૪૧) (તે વખત યાદ કરો) જે દિવસે તમને સૌના એકઠા થવાના દિવસે ભેગા કરશે (તો) એજ હારજીતનો દિવસ છે, અને જે કોઈ અલ્લાહ પર ઈમાન લાવે અને સુકૃત્ય કરે તો અલ્લાહ તેનાથી તેની બુરાઈઓ દૂર કરશે અને તેને એવા બગીચાઓમાં દાખલ કરશે, જેમની નીચે નહેરો વહે છે જેમાં તેઓ સદા માટે રહેશે; એજ મહાન સફળતા છે. અને જેઓ કાફિર થયા તેમ અમારી આયતોને જુઠાડી તે લોકો દોઝખવાળા છે; તેમાજ સદા રહેશે, અને તે ખરાબ ઠેકાણું છે. (કુર્આન)

× × ×

(૩૪૨) અને અલ્લાહનો હુકમ માનો તથા રસૂલના આધીન રહો. ફરી જો તમે મ્હોં ફેરવશો તો તો (યાદ રાખો) અમારા રસૂલને શિરતો માત્ર સ્પષ્ટ રીતે પહોંચાડી દેવુંજ છે. અલ્લાહના સિવાય કોઇની બંદગીજ નથી, અને અલ્લાહ પરજ ઈમાનવાળાઓએ ભરોસો રાખવો જોઇએ. (કુર્આન)

× × ×

(૩૪૩) જો તમે ખુદાપાકને ભલી રીતે (ખરા દિલથી) કરજ ધીરશો તો તેને તમારા માટે તે વધાર્યા કરશે, અને તમને બખ્શી દેશે; અને ખુદાપાક કદરદાન સહનશીલ છે. ગુપ્ત તથા જાહેરનો જાણનાર, જોરાવર, હિકમતવાળો છે. (કુર્આન)

× × ×

(૩૪૪) હે ઈમાનવાળા! પોતાની જાનને તથા પોતાના કુટુંબીઓને તે આગથી બચાવો જેનું બળતણ માણસો અને પત્થરો છે તેના ઉપર આકરા સ્વભાવનાં જોરાવર ફરિશ્તા નીમાયલા છે (ખુદાપાક) જે કંઇ તેમને હુકમ આપે. તેમાં તેઓ ખુદાપાકની નાફરમાની કરતા નથી અને જે કંઈ તેમને હુકમ થાય તેજ કામ કરે છે. (કુર્આન)

સંપાદક—મૌ૦ અબ્દુર્રહીમ—

## રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન

(૩૪૧) રસૂલુલ્લાહ સલ.એ ફરમાવ્યું કે એક દીનાર તેં અલ્લાહના માર્ગ (જિહાદ)માં ખર્ચ કર્યો અને એક દીનાર તેં ગુલામ આઝાદ કરવામાં ખર્ચ કર્યો, અને એક દીનાર તેં મિસ્કીનો (દરિદ્રી) ઉપર સદકો કર્યો, અને એક દીનાર તેં પોતાના ઘરવાળાઓ પર ખર્ચ કર્યો. આ સર્વમાં જે તેં પોતાના ઘરવાળા પર ખર્ચ કર્યો તેનો સવાબ મોટો છે. (મુસ્લિમ)

× × ×

(૩૪૨) રસૂલુલ્લાહ સલ.એ ફરમાવ્યું કે ખચીત મારા પછી તમારા પર બીજાઓની ચઢતી થશે અને જે કામ તમને બુરાં લાગે છે તે થવા પામશે. સહાબાઓએ અરજ કરી કે યા રસૂલુલ્લાહ તો આપની અમારા માટે શી આજ્ઞા છે? આપે ફરમાવ્યું કે જે હક તમારા ઉપર છે તેને અદા કરતા રહેવું અને તમારૂં હક અલ્લાહથી માન્યા કરવું. (સહીહૈન)

× × ×

(૩૪૩) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે ખચીત હું તો બશર (માણસ)જ છું જ્યારે હું તમને દીનની કોઇ બાબતનો હુકમ કરૂં તો તમો તેને ગ્રહણ કરો (એટલે તે પર અમલ કર્યા કરો) અને જ્યારે હું (દુન્યાની બાબતમાં) કોઈ ચીજ પોતાની અક્કલથી બતાવું તો હું પણ તો આખર આદમીજ છું. (મુસ્લિમ)

× × ×

(૩૪૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે તમો વાસણને ઢાંકો અને મશકનું મોં બાંધો, કારણ કે વરસ દહાડામાં એક રાત એવી છે જેમાં વબા (મરકી) ઉતરે છે જે વાસણ પર ઢાંકણુ ન હોય તથા જે મશકનું મોં બંધાયું ન હોય તે પર તેનું ગુંજર થવાથી તેમાં તે (વબા) ઉતરે છે. લૈસ બિન સઅદ કહે છે અમારા પાડોશી અજમીઓ "કાનૂન અવ્વલ" (ડિસેમ્બર)માં એથી બચાવ કરે છે. (મુસ્લિમ)

—સાદિક સા૦ રાંદેરી.

ઇસ્લામી શિક્ષણ

"અશરફ"

નામ યુસુફ મોહંમદ પટેલ, જન્મસ્થળ વહાલુ, જન્મ તા. ૨૩ એપ્રિલ ૧૯૧૨. ગુજરાતની ગઝલવાડીમાં પગરણુ માંડીને એઓ ભાઇ હમણાંજ બહાર આવ્યા છે. એમના કાવ્યો દર્દથી ભરપુર હોય છે. ગુજરાતીના ધૂની કવિ મર્હુમ ભાઈ 'ફાની' પછી એમના સ્થળે ભાઇ "અશરફ"નું નામ નિસંદેહ મૂકી શકાય છે. બહુ ઓછા બોલા, એક લાંકડીવા, સુકલડી શરીરવાળા ભાઇ અશરફ ગઝલના અભ્યાસી અને વિચારક છે એઓ ગઝલ માપીને લખે છે. દર્દ, ચિંતન, મનન, એ એમની ગઝલોનું મુખ્ય લક્ષબિંદુ. આ અંકમાં રજુ થએલી એમની "ડંખનાર શુ કરૂં"વાળી ગઝલ કંઇક વિચાર સાથે ઘેરૂં દર્દ ઉપજાવી જાય છે.

"બિસ્મિલ"

નામ વલીશાહ, ઉપનામ 'બિસ્મિલ', જન્મ ધોરાજી, જન્મ તારીખ ૧૫ મે ૧૯૧૧

ગુર્જરીની મહેકતી વાડીમાં ખીલેલાં નવ પલ્લવોમાંના ભાઇ 'બિસ્મિલ' પણ એક છે. એમની ગઝલો ભાવનાત્મક સાથે વિચાર પ્રેરિત હોઇ વાંચકના દિલો દિમાગ પર યાદ જમાવી જાય છે.

બજાર ચોક ધોરાજીમાં; ધોરાજવીઓને પાનની પીકો મરાવતા આ ભાઇ ગુજરાતી અખબારોમાં જોરદાર 'ગઝલ' પીકો મારતા ઠેર ઠેર નજરે ચઢે છે.

એમને 'કવિતાનું કારખાનું' કહી શકાય નહિ વારૂ ?

—કિસ્મત

પુરૂ નામ ઉમર ચાંદભાઇ કુરેશી, ઉપનામ '**કિસ્મત**' જન્મ ૧૯૨૧ મે, જન્મસ્થાન ભાવનગર.

સાહિત્ય ધરતી પર જે નવા છોડ ઉગી રહ્યા છે તેમાં ભાઇ 'કિસ્મત'નું નામ મોખરે છે. ગુર્જરના આ ફાંકડા બટકબોલા નવજવાન માટે મુસ્લિમ ગુજરાત જેટલો ગર્વ કરે એટલો ઓછો છે.

હાસ્યમય મુખાકૃતિ, નમણો દેહ, અને ચશ્માની નાજુક ફ્રેમને વારેઘડીયે સંકેલતા, યુવાન તમે ભાવનગર જાવ, અને સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસની ખુરશી પર પ્રુફ તપાસતા જુઓ તો સમજી લેજો કે એ ભાઇ 'કિસ્મત' છે. એઓ ગુજરાતના સ્વીકારાયલા કવિ છે. એમના કાવ્યોમાં ભાવના ને મુર્તિમંત કરતી ઝલક દેખાઈ આવે છે. એ ઉપરાંત એઓ એક અચ્છા નવલિકાકાર અને નાટિકાકાર છે. આવતી કાલના સાહિત્યકારોમાં એમનું સ્થાન મોખરે છે.

આ અંકમા એઓ મૌલિક નાટિકા લઇને રજુ થાય છે ભાષા લાલિત્ય, સાથે ભાવ પ્રદર્શિત કરતી નાટિકાઓ લખનારા મુસ્લિમ ગુજરાતના ઘણા ઓછાઓમાંથી ભાઇ 'કિસ્મત' એક છે.

જ્યારે ઇસ્લામી આદર્શો અને ઇસ્લામી તવારીખ પ્રત્યે આપણી કલમો કંઇક ઉદાસીનતા સેવી રહી છે; ત્યાર એમની આ નાટિકા આવકારપાત્ર છે. ધાર્મિક વિષય છતાં એને જરાય પ્રચારલક્ષી બનાવ્યા વિના લેખક જીવનને ફરજ અને ધ્યેય અભિમુખ કરતી એક સફળ અને અજોડ નાટિકા આપી જાય છે.

ગુજરાત એમનાથી આવી મૌલિક ધ્યેયલક્ષી નાટિકાઓની આશા રાખે છે.

[અનુસંધાન પૃ. ૪૨ મું]

◀ બિ. પિપાસુ

# ગઝલ વિવેચન

સામ્યવાદી છે 'પિપાસુ'ની નઝર,
આંખ છે બે, તોય દ્રષ્ટિ એક છે.

[ આ ગઝલં વિવેચનના ઘણુ ખમી શકે તેમ નથી ઝીણવટથી જોતાં પુષ્કળ ક્ષતિઓ તરી આવે છે, ના છૂટકે, થોડીક છૂટછોટ મૂકી સમાલોચના કરવા પ્રયત્ન કર્યો છે. ]

'કારવાં'ના ગયા અંકમાં 'ત્રણુ ગઝલો'ના શિર્ષક હેઠળની ગઝલોમાં એક ગઝલ જનાબ 'મઝાક' ચિસ્તીની પણુ છે. જેના રદીફ છે "માર્યો ગયો." ફાઇલાતુન, ફાઇલાતુન, ફાઇલાતુન, ફાઇલુન. રમલ મહ્ઝૂફ છંદમાં આ ગઝલ લખાઈ છે. આ ગઝલ છંદ, ઉર્દૂ, ગુજરાતી, બન્ને ભાષાઓમાં ખૂબજ વપરાતો છંદ છે. એમાં પ્રવાહિતા અને સરળતા હોવાથી ખાસ કરીને નઝમો પણ મોટે ભાગે આજ છંદમાં લખાય છે. જેમકે, જનાબ 'મઝાક'ની ગઝલ ઉપરાંત, આ અંકમાંની જ૦ 'સીરતી'ની ગઝલ તથા શ્રી. 'ખુરશીદ'ની 'નઝમ' પણુ એજ છંદમાં છે.

હવે જનાબ 'મઝાક'નો મત્લઅ (પૂર્વકડી) લઇએ. એમણે એવો તૂકાન્ત પસંદ કર્યો છે છે જે વિચિત્ર લાગે છે અને એટલેજ ઘણી જગ્યાએ રદીફના અર્થને તેઓ સાચવી શકયા નથી. ઉર્દૂ શબ્દ પ્રયોગ "મારા ગયા" પરથી તેમણે "માર્યો ગયો" વાપર્યું હોય એમ લાગે છે. જે ગુજરાતી ભાષા પ્રયોગમાં ભળી જતું લાગતું નથી.

"સૌ કહે છે હાય તે તો મુફતમાં માર્યો ગયો,
એ કોઇ કેહતું નથી કે કેમ કયાં માર્યો ગયો"

આમાં કોઇ ઉંડું ચિંતન કે હ્રદયંગમ ભાવ નથી, તેમ ન તેમાં કાંઇ અર્થ ચમત્કૃતિ છે. ભાષા પણુ મધુર નથી. પહેલી પંક્તિમાં કવિ કહે છે કે "મુફતમાં માર્યો ગયો" (મુફતમાં કેવું બેહુદુ લાગે છે?) જ્યારે નીચલી પંક્તિમાં વળી, કેમ માર્યો ગયોનો પ્રશ્ન કરે છે. મુફતમાં માર્યો ગયો, એ જ્યારે જાહેર થઇ ચૂકયું હોય તોય શું એ પ્રશ્ન કરવાનો રહે છે કે કયાં માર્યો ગયો? ને કેમ માર્યો ગયો? ખુબીની વાત તો એ છે કે મરનાર કોણુ છે તેજ સમજાતું નથી. તે એટલે કોણુ?

હું ખુદા છું બોલતાં બોલી ગયો મન્સૂર પણ,
બોલ બોલેલું નીભાવા બોલતાં માર્યો ગર્યો.

આ શે'રની ઉપલી પંક્તિ બરાબર છે પરંતુ નીચલી પંક્તિમાં 'બોલ બોલેલું' એ શબ્દ પ્રયોગ ખોટો છે, એના બદલે "બોલ બોલેલાં" એમ હોવું જોઇએ. એજ રીતે અહીંઆં 'નીભાવા' શબ્દ પણુ ખોટો વાપર્યો છે. ખરી રીતે 'નીભાવવા' હોવું જોઇએ. પરંતુ તે લાવવાથી પંક્તિ માપમાં વધી જાય છે. આ તો થઈ ભાષાદોષની વાત. અર્થદોષમાં 'બોલી ગયો મન્સૂર', અને પછી બોલતાં માર્યો ગયો.' એ બન્ને બાબત પરસ્પર વિરોધાભાસી છે. 'બોલતાં માર્યો ગયો' હોય તેને પછી બોલેલું નિભાવવાનો સમય કયાંથી મળે?

ત્રીજો શે'ર:-

મુજને મારી ઝિંદગી પ્યારી નથી–પ્યારી નથી,
ભૂલથી પણુ એ જો શબ્દો નીકળ્યા માર્યો ગયો.

'ઝિંદગી પ્યારી નથી એકજ વખત કહેવું બસ હતું. ત્રીજી વાર પ્યારી નથી કહેવું બીન જરૂરી છે વળી 'ભૂલથી એ શબ્દો નીકળ્યા તો માર્યો ગયો' એ કેવું વિચિત્ર! એનો શો અર્થ?

ચોથો શે'ર:-

'આજુબાજુ, નીચે ઉપર, ડાબા જમણી, સૌ તરફ,
તુ ન ચાલ્યો જોઇને. આંખો છતાં માર્યો ગયો.'

આ કડીમાં નર્યો ઉપદેશ છે જે 'ગઝલરંગ', અને 'કાવ્યત્વ'ના નિયમ વિરૂદ્ધ ગણાય. આજુબાજુ, નીચે ઉપર, ડાબા જમણી, કહી લીધા પછી 'સૌ તરફ'ની જરૂર ન હતી. તેમ 'માર્યો ગયો'નો અર્થ કવિએ 'મરી ગયો'ના ભાવમાં લીધો છે જ્યારે એનો અર્થ 'મારી નાંખવામાં આવ્યો' એવો થાય. ઘણી નબળી કડી છે.

પાંચમો શે'ર:-

'રૂપને ને પ્રેમને શોધે છે કાં તુ એક જગ્યા,
નાઝ નખરાં એક જગ્યાએ જો મળ્યાં માર્યો ગયો.'

૩૫. અને પ્રેમ, એટલે 'હુસ્ન', અને 'ઇશ્ક', એની સાથે નાઝ અને નખરાં એકજ જગ્યાએ મળ્યાં અને 'માર્યો ગયો' એ બધી ગડબડ ભરેલી વસ્તુ છે. કવિ કહેવા 'શું માંગે' છે? બિલકુલ વિચાર વિહોણો શેર છે બાળ રમત લાગે છે. !

છઠ્ઠો શે'રઃ–

'ગર્વ કોઈનો રહ્યો ક્યાં? ગર્વ કોઈનો રહે!
ગર્વથી પરતાય ના, તો ગર્વમાં માર્યો ગયો.'

અહિં પણ 'મારી નાખવામાં આવ્યો' એવો અર્થ નીકળતો હોવાથી શે'ર અવારત નિ થઇ જાય છે. દાવા દલીલનું ઠેકાણું નથી.

સાતમો શે'ર

લોહીનો જો શૌક છે તો રંગ તું મેંહદી થકી,
હાથ 'ચગને શી' રંગે કો' ખૂનમા માર્યો ગયો.'

પ્રિયાને સંબોધાઇ શે'ર લખાયો છે. અર્થની વાત જવા દઇએ 'શૌક' શબ્દ ગુજરાતી વાપર્યો હોય તો 'દુઃખ'ના અર્થમાં લેવાય. કવિ કદાચ 'શૌક' અરબી શબ્દ વાપરવા માગે છે. નીચલી પંક્તિને ધ્યાનથી વાચીએ તો કો' (વઝનમા) વધારાનો જણાઇ આવશે. અર્થ સમજાતો નથી નિરર્થક કડી છે.

આઠમો શે'રઃ–

'મુજને હૈરાં જોઈને મુજને પરેશાં જોઇને,
જો થયો હૈરાં પરેશાં કોઇ ત્યાં માર્યો ગયો.'

આ કડીમાં ભારોભાર ઉર્દૂમય ગુજરાતી છે. સહેજ ફેરફારથી ઉર્દૂ શે'ર થઇ જશે. હરાની, અને પરેશાનીની પોતાની અંતિમ કક્ષા, કવિ દાખવવા માંગે છે પણ તેમાં તેઓ સફળ થઈ શક્યા નથી ગઝલમાં અનુસ્વરના કાફિયહ તેમણે બરાબર જાળવ્યાં છે. 'ત્યાં'નો કાફિયહ અહિં બરાબર છે છતાં એનો અર્થ સાવ ઢીલો છે વળી "માર્યો ગયો" રદીફ, પાછો અનર્થ કરી નાંખે છે.

એમનો મક્તઅ (અંતિમ કડી)

'હક પરસ્તીમાં રહી છે બુત પરસ્તી અમ 'મઝાક'
કઇ છબીનો પાડનારો પાડતાં માર્યો ગયો'

મને આ શે'રમાં બરાબર સમજ પડી નથી એટલે એની સમાલોચના કરતાં અચકાઉં છું.

છેવટે એટલું કહીશ કે કેટલાક વિવેચકો સારી ગઝલોને ખંડણી આપવાની દરકાર તો કરતા નથી પણ નબળી ગઝલો પરથી તરતજ તેઓ ગઝલ સાહિત્યનું મૂલ્યાંકન કરી નાંખી ગઝલ સાહિત્ય પર ગમે તેવી ટીકાઓ કરે છે, અને જો આવાજ નમૂનાઓ તેઓ સમક્ષ આવતા રહ્યા તો આપણને એનો જવાબ દેવો મુશ્કિલ થઇ પડશે એ સ્પષ્ટ છે. આવી ગઝલો લખાતી ભલે રહે, પણ પ્રગટ ન થાય એજ વધુ ઇચ્છનિય છે. જનાબ 'મઝાક' અમારી સાફ દિલી સમજી શકશે અને ખેલ દિલીથી આ કડવું સત્ય સ્વીકારી લેશે એજ અભ્યર્થના.

# પોઠ




'આ ગાડી મુંબઈ જવાની કે ?'

'કોણ જાણે.'

'આપ ક્યાં જાવ છો ?'

'ભરૂચ.'

કેવો વિચિત્ર જવાબ છે? મનમાં ચોકખું ચાંદની જેવું સમજે છે કે ગાડી મુંબઈ જવાની છે. અને તેથીજ તો પોતે ભરૂચ જવા સારૂ ગાડીમાં બેઠા છે છતાં જવાબ આપે છે "કોણ જાણે." આ તો એક સાધારણ વાત થઈ. બાકી લોકો દરેક પૂછપરછનાં જવાબમાં એવાજ વળકા વાળે છે "કોણ જાણે." 'અમે શું જાણીએ !' 'હું શું જાણું !' વગેરે.

ત્યારે શું લોકો કશું જાણતાજ નથી ? તેઓ જઇ રહ્યા છે, ફરી રહ્યા છે, (કંઇને કંઇ) કરી રહ્યા છે. એ બધું વગર જાણ્યેજ છે શું ? છેકજ એમ તો ન હોય લોકો જરૂર જાણે છે. પરંતુ પોતાનું જ્ઞાન છુપાવવા માંગે છે. પોતે જે જાણે છે તે બીજો ન જાણી જાય એટલા માટે. સમજાતું નથી કે આપણે જાણીએ છીએ તે બીજા જાણી જાય તો એમાં વાંધો શું છે ? એમાં કઇ મહત્તા ઘસાઇ જવાની હતી ? 'જિસ્કો પાયા ઉસને છુપાયા' જેવું શા માટે ?

પણ ના, ના. લોકો જાણતાજ નથી. અને જાણતા હોય તો પોતાના જાણવા ઉપર એમને અચળ વિશ્વાસ નથી. અને વિશ્વાસ હોય પણ ક્યાંથી ? જે ગાડી ભરૂચ જશે તે ગાડી મુંબઇ પણ જશે એમ શ્રદ્ધાપૂર્વક કહેવું ભરૂચના ઉતારૂ માટે વધુ પડતું છે. કેમકે તે તો ભરૂચ ઉતરી જવાનો છે. તેના ઉતર્યા પછી ગાડી આગળ ગઇ કે પાછી વળી તેની તેને શું ખબર ? અને આગળજ જાય છે એમ તેણે જોયું હોય તો પણ તે આગળ જઇને રોકાઇ નહિ જાય તેની ખાત્રી તે કેવી રીતે આપી શકે ? રસ્તા-માં વખત છે શું બન્યું શું નહિ ! માટેજ તો તેણે મુંબઇ જવા બાબતમાં જવાબ આપ્યો કે "કોણ જાણે" હું શું જાણું ? મતલબ કે જાણું છું છતાંય કેમ કહું ? શા આધારે કહું ?

પણ રહો; તે ભરૂચના ઉતારૂને બીજી રીતે પૂછીએ "અલ્યા, એટલુંય નથી જાણતો કે મુંબઈ જવાની ગાડી કઇ ! કોઇ દિ સ્વપ્નામાં મુંબઈ ભાળ્યું હોય ત્યારેને ?"

લ્યો, હવે કાનને તૈયાર રાખો સાંભળવા માટે. "પચ્ચીસ વાર જઇ આવ્યો છું મુંબઈ. તેમાં આજ ગાડીમાં દસવાર ગયો છું. તે તું એકલોજ નવાઇનો મુંબઇ જાય છે ! બહુ જાણ-કાર થવા બેઠો છે તે !

બસ જોઈ લીધું ને ? સીધાની દુન્યા છે ? માટે જાણવું હોય તો ઉલ્ટું પૂછો !

o o o

ગોધરાના મુશાઇરાની કેટલીક વાતો ભૂલવા ઇચ્છું છું પણ મગજમાથી હઠતી નથી. એક તો ભાઇ 'સીરતી'ને ખુશ થઈ એક સજ્જને પ્યાલું (જામ) ઇનામ આપ્યું છે. શાઇરને પ્યાલું ભેટ મળે એમાં રસિકતા છે. શાઇરી છે, સૂચન છે. "ભર ભર જામ પીલાવ," ગુજ-રાતને ગઝલસૂરાથી મસ્ત કરી દો. ગુજરાતમાં કાવ્ય આનંદ પ્રસરાવો વિગેરે. બીજી વાત મુશાઇરો પાંજરાપોળમાં ગોઠવાયો હતો તે. વ્યવસ્થાપકોએ જાણે અજાણ્યે કરેલી આ સ્થળ પસંદગી આજના આપણા સમાજમાં કવિનું

સ્થાન ક્યાં છે. તેના સુંદર ઉદાહરણ રૂપ હતી. એમાં ગઝલકાર ન હોય તેવા, યા કોઈ વાડાના યા સ્કૂલના કવિઓને, ઠેકડી કરવાનો ગર્વ લેવાનું નથી. બધેબધ આ દેશમાં કવિની દશા છે. પાંજરાપોળના પ્રાણી જેવોજ સમાજ તેને લેખે છે, ગાંડો, ઘેલો, ધૂની, આળસુ અને એવાં એવાં ઘણાં બિરૂદો તેને વણમાગ્યાં મળે છે. રૂપીઆ, આના, પાઇનેજ બધું સમજવા-વાળા આ દેશમાં જ્યાં બીજી કોઇ લલિતકળા વિકસવા નથી પામતી, ત્યાં 'કવિતા' અને 'કવિઓ' પાંજરાપોળેજ શોભવાં જોઇએ: ગુલામ દેશમાં બહાદુરો અને દેશભક્તોનું સ્થાન કારા-વાસમાં હોય છે. તો પછી કવિઓનું સ્થાન પાંજરાપોળે રહે એમાં આશ્ચર્ય જેવું કંઇજ નથી. ત્રીજી વાત ઇકબાલ હાઇસ્કૂલના વિદ્યાર્થી-ઓએ શાયરોને આપેલી પાર્ટી અને તે અંગે યોજેલી ન્હાનકડી કાવ્ય સભા. અને ખરૂં પૂછો તો ગોધરામાં આનંદ આવ્યો હોય તો તેજ સભામાં. એ ન્હાનેરા વિદ્યાર્થી ભાઇઓના નામો મને યાદ નથી પરંતુ એમની છબીઓ આંખ આગળ તરે છે. એમનો ઉત્સાહ અને જોશ: એમની ભલી લાગણીઓ અને માનાંજલિઓ ભૂલી ભૂલાય તેમ નથી. ચોથી વાત હિંદી ગીતકાર 'તોમર'ની છે. અણપીછ્યા, અને ખામોશ જેવા એ ગ્રામ્ય ગીતોના ગાયક ગાઇને ખૂબ રંજન આપતા હતા. એમના ગીતોમાં કાવ્ય જેવું ઘણું ઓછું હોવા છતાં એમની છટા ખેંચાણકારક હતી. ગઝલકારોએ ગીતો તરફ પણ વળવું જોઇએ એમ કેટલાક ભાઇ-ઓને ત્યારે લાગ્યું હતું. છેવટ મહાગુજરાત ગઝલ મંડળનું નામ ખાળવા અને ગુજરાતની હદો જ્યાં મળે છે ત્યાં લગી પ્રસરાવવા માટે મંડળના મંત્રી 'અમીન આઝાદ'ને પણ મુબારકબાદ!

° ° °

લેખક થવાની ઇચ્છા છે તો જનતાના જીવ-નને અવલોકતાં શીખો. 'દિમાગી ઐયાશી' છોડો અને પીડીત બધુંઓ પર નજર નાખો..એક આદમ એક મનુજ કરાંજતો હોય, જીવવા માટે તડપતો હોય અને તેને જોઈ તમારૂં હૈયું વલોવાઈ જતું ન હોય તો તમને કલમ ચલાવવાનો કરો અધિકાર નથી. ફેંકી દો એ સુંદર ને સુરંગી પેનને! જે એક માનવના વિકાસ માટે તેની ઉન્નતિ માટે, તેને જીવંત રાખવા માટે, તેનામાં જીવનતત્ત્વ સીંચવા માટે વપરાતી નથી. તોડી નાખો એવી કલમને, જે તમારા દિલ અને દિમાગની નાપાકીઓને કાગળ પર લાવે છે! મોજ માણવા માટે, દિમાગી ઐયાશી જાહેર કરવા માટે, જનતાનું જિગર દુભાવવા માટે, જનતાને ડરપોક બનાવવા માટે, લખવા બહાર પડયા છો? પેટને શીરાપુરી ખાઇને ભૂખના ગીતો લલકારવા આવ્યા છો? મોટરોમાં ફરીને ગામડાંની શેરીઓના ચિત્રો રજુ કરો છો! પોતાની જાતને અમનચમનમાં રાખી દેશની કવિતાઓ લખવા નીકળ્યા છો માંડીવાળો મિત્રો! બીજા ઘણા ધંધા છે; લેખક જ શા માટે બનો છો?-લેખક થવું અને દુન્યવી મોજમજાહમાં રહેવું એ આકાશ કુસુમવત છે. આ ધંધો પાગલોનો છે. સભ્ય સમાજની બધીએ ટીકાઓ પી જઇ, છડેચોક પાગલ ગણાવવું હોય તો લેખક બનો. એમાં સદા આપવાનુંજ છે, લેવાનું કંઇ નથી. માટે કલમ હાથમાં પકડતાં પહેલાં ડરો. ખૂબ ડરો. અને એને ગ્રહણ કરીજ લીધી તો કોઈથી પણ ન ડરો. એને વાપરો, વેચો નહિ; એને ચલાવો. એનાથી રમો નહિ.

—મહાગુજરાત ગઝલ મંડળ, સૂરત.

મુશાયરો: તા. ૧-૭-૪૫ સાંજે ૬-૩૦ (ન. ટા)

સ્થળ:—નગીનચંદ હોલ, સુરત.

પંક્તિ:—

"બસે થઈ વાર્તા પૂરી, પરંતુ સાર બાકી છે."

કાફિયા:—સાર, વાર, તાર વી૦

રદીફ:—બાકી છે.

ફક્ત સભ્યો માટેજ.

બીજા વર્ષ માટે સભ્ય થવા વિનંતી છે.

# ત્રણ ગઝલો

## ઘૂમ્યો અરણ્યે જઇને

ઊઘડયાં મારાં નહિ–ઊર તણાં દ્વાર અફસોસ!
આત્મદર્શન ન થયું-પરખ્યો ન શણગાર, અફસોસ!
આંખ તો જોઇ શકી બાહ્ય સ્વરૂપી દરયો,
એનાં અંતરનો પરંતુ ન મળ્યો સાર, અફસોસ!
પ્રેમ ઝંખન મહિં હું ઘૂમ્યો અરણ્યે જઇને;
તાર ઊરનો ન થયો–તારથી એકતાર, અફસોસ!
એનાં સૌંદર્યથી ખાલી ન હતું એક રજકણ;
ઊર ખાકે ન થયો, તેજનો સંચાર અફસોસ!
સુરભિયો સુંધી ગુલાબોની વિવિધ બાગ મહિં;
હું બનાવી ન શકયો ગુલ કોઈ–ગુલઝાર, અફસોસ!
ગુલ તો ક્યાં ભાવિ મહિં, રંગ અને બુય કહિં;
રક્તબીનોય કરે, એ ન મળ્યો ખાર, અફસોસ!
વાંસળીનાય રૂદનમાં હતી ઊર્મિની ઝલક;
ઊર બે–સૂર હતું, ઊઠયો ન ઝંકાર, અફસોસ!
એક મન્ઝિલ તો રહી દ્રષ્ટિમાં–પંથે કાપ્યો;
ઝિન્દગીનો નહિં દીઠો કોઈ પગથાર, અફસોસ!
ખાક મારી હતી ધરતીને હદે ભાર **'નસીમ'**;
મૃત્યુ એ પણ ન કર્યો હળવો જરી ભાર, અફસોસ!

**'નસીમ'**

## મુલાયમી ચાલ્યો

જે પડી આફતો ખમી ચાલ્યો,
બાળની જેમ હું રમી ચાલ્યો.
કેવી 'મંઝિલ? ન ચિન્હ પણ જોયું,
ખૂબ જગમાં ભમી–ભમી ચાલ્યો.
જન્મ લેનારને કહે છે જગ,
છે ખબર? ક્યાં ગયો આદમી ચાલ્યો!
કાફલો જે અહીં જરા થોભ્યો,
શીસ પાડીને કારગી ચાલ્યો.
વિશ્વમાં ક્રાંતિ થતીજ રહી,
કોઇ સિક્કો ન કાયમી ચાલ્યો.
માણસોમાં મલીનતા જોઈ,
તારલા જેમ ચમકી ચાલ્યો!
હર્ષ કેવળ હતો પ્રભાત સમાન,
લૈ જગતથી ઘણી ગમી ચાલ્યો.
અન્ય દુન્યામાં 'હું મરણ' થાતાં,
સૂર્યની જેમ આથમી ચાલ્યો.
આંસુઓથી હું કોઇના માટે,
રાહ કરતો મુલાયમી ચાલ્યો.
એ નથી આત્મઘાત; તો શું છે?
શ્વાસને હું કરી કમી ચાલ્યો.
એટલો એ થયો બુલંદ "**સગીર**",
જેટલો જે અહીં નમી ચાલ્યો.

—સગીર

## ડંખનાર શું કરૂં?

ત્હારી કૃપા વિના કશું પરવરદિગાર શું કરૂં?
રાખીને કોઇના પરે દારો મદાર શું કરૂં?
દિલને નથી જરાય પણ, મ્હારા કરાર શું કરૂં?
વળગી પડી છે વ્યાધીઓ એને હજાર શું કરૂં?
સમજું છું જેને બાવફા નીકળે છે તેય બેવફા;
પુષ્પને બદલે હાથમાં આવે છે ખાર શું કરૂં?
મ્હારૂં જો ચાલતે તો હું દુન્યા ઝુકાવી દેત પણ,
મળ્યો ન જગતમાં મ્હને કો' ઇખ્તિયાર શું કરૂં?
સ્નેહી મળ્યું ન એક પણ, અર્પે જે દિલને શાંત્વન,
મળ્યાં જગતમાં જેટલાં સૌ ડંખનાર શું કરૂં?
લાયક રહ્યો ન આને હું, લાયક રહ્યો ન તેને હું,
બતલાવ બેકરાર દિલ, છું બેકરાર શું કરૂં!
સ્વપ્ન રચેલ સેંકડો એક એક કરી સરી ગયાં,
મનમાં રહી ગયાં છે મુજ મનના વિચાર શું કરૂં!
આગ લગાવી ઉર મહીં હટી ગયા છે દૂર જે,
એવા કોઇનો હું કરીને ઇન્તેઝાર શું કરૂં!
વાકિફ નથી જ્યાં હું જ ખુદ મ્હારા જીવનના સારથી,
જાણીને આખા જગતનો '**અશરફ**' સાર શું કરૂં!

'અશરફ'

☐ વી. એસ. પટેલ

# સુકાં લાકડાં

ગામથી દૂર ઘણે છેટે. નીરવ, નિર્જન, એવા બિહામણાં ઠેકાણે. હતું એક ઝાડ. સાવ સુકું! કાળના ઝાપટાં ખાઈ ખાઇને ઘોવાઇ ગયેલું હાડપીંજર જેવું ખોખરૂં. પીડિત "વડનું ઝાડ."

એની હરીભરી લીલીછમ લચકાતી ડાળો ક્યારનીય મરી પરવારી હતી. તો પછી ફુલ અને ફળની તો આશાજ શી? ભલે ફળફુલ ન હતાં એની પાસે. પરંતુ એની પાસે જે હતું એ કિંમતી. "હતું એવું એક હૃદય." કેવળ એક હૃદય. વેદના અને આહોની કારુણ્ય-મૂર્તિ સમુ."

ક્યારેક પાછલા દિવસોને યાદ કરી એ રડયા કરતું, છાનું છાનું, હળવે હળવે. પરંતુ એનાં એ નીરવ આંસુડાંને જોનાર કોઈ ન હતું...એના રૂદનને રોકનાર કોઇ ન હતું ત્યાં હાજર.

એ વિચારતો–એના પાછલા જીવનને આંખ સામે લાવીને. અરે! મ્હારો સંસાર પણ કેટલો લીલોછમ, કેટલો ભર્યોભાર્યો હતો. તે દિવસો ન જાણે ક્યાં સંતાઇ ગયા! પેલી રંગબેરંગી ચકલીઓ મારી લચકાતી ઘટામાં કેવી સંતા-કુકડી રમતી હતી. કુદીકુદીને કેવાં ગીતો લલ-કારતી, હું કેટલો ડોલી ઉઠતો, કેટલો મદ્દમર્દિત્ત થઈ જતો લયમાં મસ્ત બનીને તે સમે.

અને જ્યારે એ ચકલીઓ મ્હારાથી રીસાઇ જતી, રૂઠી જતી તો મારે કેવડી ઉદારતા બતાવીને ખુશામત કરવી પડતી હતી એમની. કેવાં મનામણાં, કેવાં રીસામણાં કોઇને ફુલ દઇને કોઇને ફળ-દઇને...કરવાં પડતાં એમનાં.

અને પછી તેઓ પાંખો ફફડાવી ગાવા લાગતી; નાચવા લાગતી. સ્વરમાં કેટલી મીઠાશ હતી. કેટલી માધુર્યતા કેટલી માદકતા હતી. એમનાં નૃત્યમાં કેવો થનગનાટ હતો. જાણે મેંદી ભર્યાં પગની બાજતી પાયલ...

અરે! એ ચકલીઓ તો અબઘડી સુધી મ્હને ભૂલી નથી. અહીં એમનો માળો હતો. તણખલાંનો કેવો ઘટાદાર માળો. કોઇ ગરીબની છાજની ઝૂંપડી જેવો માળો. અને એમાં એમનાં નાનાં નાનાં ચીચવાં કેવાં મઝેથી લપાઈ રહેતાં.

જ્યારે ચકલી રાણી બહાર જતી તો મ્હને કહીને જતી, જોતા રે'જો વડ દાદા. "મા'રાં આ લટુડીયાંને." ક્યાંક નીચે ગબડી ના જાય.

હું કહેતો જાઓ રાણી. તમે તમારે બેફિકર રહેજો. હું મારી ડાળીઓને સંકેલી લેતો કે નાનાં બાળુડાં તાપમાં ચીમળાઈ ન જાય.

પરંતુ એક દિવસ—

હૃદય કંપી ઉઠે છે કહેતાં...વનમાં લાહ્ય લાગી. અને પડયો પડયો રાની પશુઓનો.

ચકલીયો દોટ મૂકી ચીખતી, પાંખો ફફ-ડાવતી આવતી હતી માળા તરફ. પરંતુ અફ-સોસ લાગી ગઈ એમને દવની ઝાળ. શેકાઇ ગઈ બિચારી.

મારૂં અંગેઅંગ રડવા લાગ્યું. પેલાં બાળુડાં પણ છૂટી ન શક્યાં. પ્રભુ! ત્યારે હું પણ કેમ રાખ ના થૈ ગયો.

એવીજ વિનેક યાદીઓને યાદ કરી એનું શરીર સૂકાતું-ગયું...અને છેવટે એ સૂકાઇ ગયો.....

(૨)

એક પૈસો ! દયા કરો બાબુજી;

આ આંધળી, ભૂખી, મોહતાજ પર દયા કરો મે'રબાન

ચાલ દૂર હટ ! સવારનાં પહોરમાં ભટકાઇ પડી રસ્તામાં.

તું જુગ જુગ જીવજે બેટા !

એક પૈસો ! દયા કરો ! મે'રબાન !

અને આંધળી હાથ લંબાવી રાખતી. પથિક આગળ ચાલ્યો જતો. એમ આખો દિવસ ધુત્કાર, તિરસ્કાર, અને ધક્કા સિવાય અન્ય કાંઇ ન મળતું બાપડીને.

તો પછી સાન્તવના તો કોણ દે બિચારીને. આંધળીને ચાલી જતી. વિનેલ યુગના પડછાયા જેવી. આંખોથી વહી જતું હતું પાણી. હાસ્યનું પાણી, લોહીનું પાણી.

દુઃખ મોટું દુઃખ. વાહરે કિરતાર ! હજી પણ તું ધક્કા ખવડાવીશ આ નફ્ફટ દુન્યામાં. હવે તારે કેવડું દુઃખ બતાવવું છે. આ ધરતી પર !

ઓહ ! આજ પણ હું તે ભીષણ ઘર કંકોસને યાદ કરૂં છું. રૂવાંટાં ખડાં થઈ જાય છે, દિલ હચમચી ઉઠે છે. એક નહિ, બે નહિ. પુરા ચાર જવાન જોધ દિકરા હતા. એક દિ' નાની સરખી વાત પર ઝગડો થઇ ગયો. ઘરવખરી વહેંચાઇ ગઇ. અને ત્યારથી ઘર તારાજ થઇ ગયું. તમામ વ્યવસાય નષ્ટ થઈ ગયો.

ન જાણે દિકરા પરદેશ યા બીજે કયાંય ચાલ્યા ગયા. આ ઘરડાં ખોખરાંને એકલાં મૂકીને.

પણ એટલેથીય દુષ્ટ દૈવ સતુષ્ટ ન થયો. એક વરસ પછી ઘરડાંની પણ આંખો મીંચાઇ ગઈ. એક પૈસાની દવા સરખીય ન કરી શકી. હાય ! કહેતાં કાળજુ હાથમાં નથી રહેતું.

ઓહ ! પ્રભુ ત્હેં આંખો પણ ઝુંટવી લીધી !

આંધળી એમજ રડતી, કકળતી, વિચારતી જઇ રહી હતી શહેરથી દૂર દૂર ઘણે છેટે. એ જઇ રહી હતી. એટલુંય ન જાણતી કે તેણી કયાં જઈ રહી છે. છેવટ આંધળી પહોંચી ગઈ ત્યાં, જ્યાં પેલા વડલાનું ઝાડ ઉભું હતું. સુક્કુ ઝાડ.

આંધળી બડબડયે જતી "પ્રભો, તું મ્હને કેમ ઉઠાવી નથી લેતો ?"

અને માલિકે એની કાકલુદિ સાંભળી લીધી. પૂર્વ જન્મ પર પશ્ચાતાપ વેરતી. આંધળી પેલાના વડનાં ઠુંઠા સાથે ભટકાઈ પડી. જે પોતાના ફુટેલા ભાગ્ય પર ઉભો ઉભો આંસૂ વેરી રહ્યો હતો. લોહીની ઝરણ રેલાઈ.

વડ કંપી ઉઠયો.

આંધળી હાય ! હાય ! કરતી પછડાઇ પડી એટલામાં એક તૂફાન આવ્યું. પેલું વડનું ઝાડ કડડભુસ થઇ અમળાઇને નીચે પડયું. જોવાવાળા કહી શકતે ? કે વડ આંધળીના કાનમાં કંઇક કહી રહ્યો છે અને આંધળી ધ્યાનપૂર્વક સાંભળી રહી છે. તેની વાતને—સાચી સહાનુભૂતિ હતી વડને આંધળીથી—

▲ ઇસ્માઈલ સારોદી બી. એ.

# પત્રવ્યવહાર

(નીચેની જાહેર ખબર–લાહોરના 'સમાજ' નામના પત્રના તા. ૨૮ ડીસેમ્બર ૧૯૪૪ના અંકમાં છપાઈ હતી)

હું સરકારી નોકર છું. પગાર સારો મળે છે. ઓફીસના કામકાજને અંગે દેશભરમાં ફરીને હમણાંજ પાછો ફર્યો છું. મારી ઉંમર ૨૬ વર્ષની છે. હું એક સંસ્કારી કેળવાએલી યુવતી સાથે પત્રવ્યવહાર કરવા માગું છું એટલા માટે કે કદાચ એ પત્રવ્યવહાર અમારા લગ્નનું કારણ બને. 'દૂધમાં પોરા' લેવાની ટેવવાળાઓ અને સમાજના કીડાઓ આ જાહેર ખબરનો જવાબ આપવા તસ્દી ન લે. પત્ર લખવાનું ઠેકાણું:—દિ. ક. બોક્ષ નં. ૪૨૧ C/o પોસ્ટ માસ્તર કાનપુર

**અપરિચિત શ્રીમાન દિ. કું.,**

(બો. નં. ૪૨૧ C/o પો. મા. કાનપુર)

પહેલાંજ હું તમને જણાવી દઉં છું કે મને તમારા એ કથન ઉપર સ્હેજ પણ વિશ્વાસ નથી આવતો. તેમ ન તો હું એવું કહેનારને સાચો માનું છું કે પ્રત્યેક સ્ત્રી એકબીજાની બ્હેન છે. અને તમે દરેક સ્ત્રીને આ દ્રષ્ટિથી જોતા લાગો છો. તમે ઢોંગી છો! હું ધારું છું કે તમે સ્ત્રીઓને બેવકૂફ બનાવવા માટે આટલી લાંબી જાહેર ખબર આપી છે યા તો કેટલાક મિત્રોનું એ ટીખળ છે. ઠીક સુઝયું છે. માફ કરજો, હું જરા નીડર લખનાર છું. ભલે–જવા દો એ વાતને! હું તો પ્રથમથીજ એ વાત માનવા તૈયાર નથી કે તમે પુરુષ છો. કદાચ નિશાળની કેટલીક છોકરીઓએ મળી ફંડ ભેગું કર્યું હોય અને પોતાની સ્વજાતિને બેવકૂફ બનાવવા અથવા તેમની ઠેકડી કરવાની યુક્તિ કરી હોય.

વારુ, હું માની લઉં છું કે તમે એક પુરુષ છો અને મશ્કરી નથી કરતા. તો શું આ રીત છે લગ્ન કરવાની? ઠીક, તમારી મરજી. હું માત્ર આ તૂત આગળ ધપાવવા માટે જાહેર ખબરનો ઉત્તર આપું છું. તેથી પહેલાંતો હું એ દર્શાવવા માગું છું કે હું લગ્ન કરવા નથી માંગતી–ખાસ કરીને હમણાં તો નહિજ–એનું સ્પષ્ટિકરણ પછી કરવામાં આવશે. એટલે મારી સાથે પત્રવ્યવહાર કરવાથી તમને કંઇ લાભ નથી. પણ પરસ્પર ઓળખાણ કરવામાં કંઇ ખાસ વાંધા જેવું નથી. સાંભળો, હું બહુ વાતોડીયણ છોકરી છું. (મારી માતા દિવસમાં આસરે દસ વખત મને એ યાદ દેવડાવે છે એટલે મને ખાત્રી થઇ છે કે તે પોતાના અનુભવને આધારે ભૂલ નહિજ કરતી હોય.) સારી પત્નિ બનવાની મારામાં સહેજ પણ લાયકાત નથી. હું રસોઇ નથી કરી જાણતી. સીવણ ગુંથણ માત્ર સાધારણ આવડે છે. રીતભાત પણ મારી ફીકીફકજ છે. મારી મુખાકૃતિ અને રંગ એવો છે કે મને 'સુંદર' કહી શકાય. મગજ ખરાબીની હદ પર્યંત ફરેલું છે. અને હદ એટલી બધી કે ન પૂછો વાત. ટુંકમાં જે માઇ પુરુષ મને તેની પત્નિ બનાવશે તો પોતાની જોખમદારી ઉપર! હું તમને સલાહ આપું છું કે ઉડી સ્ત્રી સાથે કદિ લગ્ન નહિ કરશો. હું પણ એક ઉડી છોકરી છું જેને ગામડીયા ભાષામાં 'મીંઠી' કહી શકાય?

આ તો થયું મારું ઓળખાણ. તમે પોતે કેવા છો–ઉંચા કે નીચા, જાડા કે પાતળા કે સાધારણ. તમે સારા માણસ છો કે ખરાબ, સ્હેજ પુરદો હટાવી દો તો હું તમારી મુખાકૃતિ સારી રીતે જોઈ શકું!

તમે મારો પત્ર વાંચી હસી પડશો કે ઠીક ઉલ્લુ બની, પણ નહિ. હું ઉલ્લુ નથી બની શકતી. મેં આ પત્ર આમ સમજીનેજ લખ્યો છે કે તમે દગાબાજ છો. ઠીક, આ વિવાદ તો પછી પણ થઇ શકશે. એક બીજી પણ વાત છે. મારી ઉંમર વીસ વર્ષની છે અને એ તદ્દન સાચી વસ્તુ છે. અતિશયોક્તિ ન સમજશો.

મારી જીંદગીમાં પહેલીજવાર આવો પત્ર લખ્યો છે. માતાજીને એનું જ્ઞાન નથી. (મારા પત્રો આવે અથવા જાય તે મારાં માતુશ્રી અવશ્ય પહેલાં જુએ છે તેથી આ પત્ર બારોબાર પોસ્ટ ઓફીસમાં નાખું છું. અને મારૂં સરનામું C/o પોસ્ટ માસ્તર લખું છું. હું જાતે ત્યાં જઇને મારો પત્ર લઇ આવીશ. કારણ કે મોટી પોસ્ટ ઓફીસ મારી શાળાની તદન નજીકમાં છે. વારૂ માસ્તર, મીસીસ કે મીસ અજ્ઞાતને મારા પ્રણામ.

તમારી નિખાલસ
લ. કુ.

° ° ° °

દિલ્હી તા. ૪-૨-૪૩

શ્રીમાન દિ. કુ. C/o પો. મા. જનરલ કલકત્તા

તમારો વ્યવસાય પ્રતિદિન બદલાતો રહે છે એનું કારણ કદાચ એ છે કે ઓફીસની જરૂરીયાતો તમને એમ કરવાની ફરજ પાડે છે. તો તમને જાહેર ખબરના જવાબમાં બાવન અરજીઓ અર્થાત જવાબ મળ્યા. તો હવે તમારી પાસે ગંજીફાના બાવન પત્તાં થયાં અને તમે જેની સાથે જે પ્રમાણે ચાહો રમી શકશો. તમે બાવન અરજીઓમાંથી માત્ર એક અરજી પર ખાસ પક્ષપાત બતાવો છો. મહદ્ ઉપકાર તમે પોતાનું નામ પણ જાહેર કર્યું પણ સાથે એ પણ જણાવ્યું કે એ નામ ધંધાર્થી છે બહુ સારૂ. તમે તમારા ચહેરા પરથી પર્દો ઉંચક્યો તો ખરો. તમે મારા ઘણા સવાલોનો જવાબ આપવાની તસ્દી લીધી છે તે માટે ઉપકાર. તમે પત્ર સારો લખી જાણો છો તો તમે આખર પુરૂષ છો ! કાંઈ વાંધો નહિ હું કબુલ કરૂં છું. પણ મશ્કરી હદ પર્યંત રહે તો સારૂં. જ્યારે આપણ ઉભયને એવું લાગવા માંડે કે પરીસ્થિતિ ગંભીરતાની હદમાં દાખલ થાય છે ત્યારે આ તમાશાને ત્યાંજ પુરો કરવો જોઇએ. કેમ ઠીક છે ના !

તમે ફોટો પણ મોકલ્યો છે. મહેરબાની. માથાના વાળ એટલા સફેદ કેમ છે? ફોટો ખરાબ છે કે તમે અથવા તમારાજ ઉપર ચિંતા ઉતરી પડી છે. પણ ચ્હેરા ઉપરથી ઉમર વધુ નથી લાગતી. કદાચ ગરમી વાળ ઉપર ઉતરી હશે. મને કાળા ભમ્મર જેવા વાળ પસંદ છે. અને હું તમારા આવા સફેદ વાળ પસંદ નથી કરતી, જો ગરમી હોય તો 'બ્રાહ્મી' જેવું કોઇ તેલ વાપરો.

તમને કદાચ એ ખબર નહિ હોય કે તમારા પત્રાં અદ્ભૂતતા અને કળા અને કેટલેક દરજ્જે ભાવનાનું અજબ મિશ્રણ હોય છે. વસ્તુતઃ જીવનમાં તમે કેવા છો? ભાવનામય કે કળાબાજ? તમે લખો છો કે બહુ દુઃખ ઉઠાવો છો પણ કોઇને દુઃખ દેતા નથી. એની મતલબ કે તમે લાગણીવશ છો. હું ધારૂં છું કે તમારા પત્રો વાંચીને તમારૂં પુરૂં જીવનચરિત્ર કહી શકું. હજુ તો શરૂઆત છે 'લ કુ.'ના સંબોધનથી પત્ર લખતા રહેજો (હા જી, આ પણ ધંધાર્થી અક્ષરો છે!) મારૂં ખરૂં નામ જાણીને પણ શું ફાયદો? ઘણુંજ જૂનવાણી નામ છે. વારૂ રજા લઉં છું.*

(અપૂર્ણ)

ઉર્દૂમાંથી અનુવાદ.

# ચાંદીનાં ચીંથરાં

"દુન્યા તો સૌ એમજ ચાલે.
સંસાર તો સૌ ગડમથલ છે."

લેખકઃ-કેશવ વી. પટેલ
બી. એ. એલ. એલ. બી

સ્વાધિનતા માટે પ્રજામાં સળુસળાટી જોઇએ. આ સળુસળાટી કયાં છે? કેમ નથી? મનુષ્ય સામાજિક પ્રાણી છે. સમાજથી દૂર જઈ વસાય તેમ નથી. સમાજની અસરથી તે અલિપ્ત રહી શકતો નથી. સમાજ મનુષ્યને ઘડે છે. આ સમાજની પરિસ્થિતિ અત્યારે સુષુપ્તિમય અને જડ છે. તેની અસર મનુષ્ય ઉપર-સમસ્ત પ્રજા ઉપર છે. ઘણુંય મનુષ્યો આ સુષુપ્તિમાં સ્વપ્ના સેવે છે. તંદ્રામાં રહે છે. અને મન મનાવે છે.

વર્તમાન સમાજની પરિસ્થિતિ તેના સાચા સ્વરૂપમાં આપણે નિરખી છે. દેશ પ્રેમની મસ્તીમાં મસ્ત થએલા ભૂતકાળના સ્વપ્નાં સેવે છે. અમારી ભૂમિ! અમારા મહાપુરૂષો? અમારી સંસ્કૃતિ? આ સર્વેની બડાશો મારે છે. ભૂતકાળમાં જીવવા મથે છે. કેવળ, દ્રવ્યો પાર્જનની પ્રવૃત્તિમાં પડેલા પોતાને વ્યવ્હાર કુશળ ગણે છે. "દુન્યા તો એમજ ચાલે. શું આપણે દુન્યાને સુધારી નાખવાના હતા? કાળ કાળનું કામ કરશે "સસાર તો સૌ ગડમથલ છે. ભકિત પથે વળેલા તો સૌ પ્રભુની માયા દેખે છે. પ્રભુજ સત્ય છે એનુંજ શરણુ લઇ લ્યો!"

આમ સામાજિક પરિસ્થિતિની અવગણના ચાલે છે. એટલે આ સ્થિતિ-આ મડદાલ સ્થિતિ-નભ્યે જાય છે આ સ્થિતિ કેવી છે? સમાજના કેટલાય જુદાજુદા ભાગ, તેમા એક સગીન જથાબંધ ભાગને અડકાય નહિ. ભલે તેમને દુન્યાની સામાન્ય જરૂરીયાત ન મળો! ભલે તેમને પીવાનું પાણી સુદ્ધાં પણ ન મળે!

એ તો હલકાં, નમાલા, નીચ, હિન્દુ ને મુસલમાનથી આભડછેટ, મુસલમાનને હિન્દુથી નફરત! પછી આવી હલકી વણુજ એમની મજુરી સમાજ લે, પણ એમનું મનુષ્યત્વ ન સ્વીકારે. એમનીજ સ્થિતિમાં સબડવા દે. એમને અજ્ઞાનવશ રાખે. વ્યસનમાં ડુબેલા હોય તેને આપણે શું કરીએ?

આ લોકોની સમાજ સ્થિતિનો વિચાર તીવ્રતથી નથી થતો. છૂટક પ્રયત્નો થાય છે. તેની ના નથી પરંતુ સમાજને પોતપોતાની પડી છે. એક કરોડ ગુજરાતીઓ હોવાનું આપણે અભિમાન ધરાવીએ છીએ. પણ એક કરોડમાંથી આવા કેટલા?

આ આખી પરિસ્થિતિનો-સાચી સ્થિતિનો તેના ચોકખા સ્વરૂપમાં કેટલાયે વિચાર કર્યો છે!

સુંદર કલામય પહેરવેશથી શોભતી. અલંકારમદથી ડોલતી યુવા સમયે પ્રૌઢાની હાવભાઈ ધરેલી. ગુર્જરી યુવતિના બાહ્ય સૌન્દર્ય ઉપર તદ્રાવશ યુવકો સુંદર કવિતાઓ કરે છે. પુતળી અને દેવીના રૂપકો આપી. તેની સરખામણી માટે આભના તારલા અને ચંદ્રિકાને આકાશેથી નીચે ઉતારે છે. પણ આ યુવતિના અગાધ અજ્ઞાનથી, તેના વહેમમાં ડૂબી રહેલા મનથી તેના અતિશય નાના જગતથી. કોઇ કવિ હૃદયી યુવકને અરેરાટ થએલો જોયો નથી. કવિત્વ-શક્તિથી સત્ય સ્થિતિને ઉલટી બનાવી, પોતાના જ્ઞાનબળથી, અંધ રૂઢિઓને સુંદર રૂપમાં વર્ણવી, આખા સમાજને આ તંદ્રાવશ કવિઓ અવળા પાટા બંધાવે છે.

આ સ્થિતિમાંય આશાના અંકુરો છે. યુવકસંઘની પ્રવૃતિમાં સામાજિક વિષયોને સ્થાન મળ્યું છે તે પ્રોત્સાહક છે. યુવકને છાજતાં જોમ અને જુસ્સાથી, અડગ નિડરતાથી, પરિણામની બેદરકારીથી કોઇ કોઇક પ્રશ્નો ઉપાડયા છે. હવે યુવાનોમાં જાગૃતિનો સાદ ફેલાયો છે.

જગતના આદિકાળથી વયોવૃદ્ધો યુવાનવર્ગ પાસેથી દાસત્વ માંગી રહ્યા છે. જુવાનીનો જુસ્સો મહાસાગરના મોજાં જેવો છે. તે ઉછળે છે. ફીણ ભર્યો ઉછળે છે અને કિનારાના અડગ, ખડકને પાયે જઇને તે પછડાય છે. વૃધ્ધો આ ખડક સમા છે. તેઓ યૌવનની કલગી સમા આ જુસ્સાને નિરર્થક પછડાવા દે છે. અને યૌવન ધન ઓસરવા દઇ તેમાં ઓટ આણે છે. વૃધ્ધો બદલાય તે નહિ પણ યુવાનો હવે સમજવા લાગ્યા છે. દાસત્વ સ્વીકારી, સેવા માટે સર્વસ્વ અર્પણ કરવા યુવાનો તૈયાર છે પણ વિકરાળ પહાણાને પાયે. હવે તેઓ યૌવન નિરર્થક નહિ સમર્પે. યૌવનની ભરતીનો જુવાળ તેઓ સમાજને ચરણે ધરશે.

યુવાન એટલે વીસથી ત્રીસ વર્ષના મનુષ્ય નહિ. યુવાની કંઇ ઉંમર સાથે સંબંધ નથી ધરાવતી. એ તો ઉત્સાહ સાથે સંબંધ ધરાવે છે. જેઓ જોખમજ નથી ઉઠાવવા માંગતા, જેઓ વાતવાતમાં ડહાપણુ ડહાપણુ ને ડહાપણુજ જોઇ રહે છે. જેઓ પગલું ભરતાં પહેલાં આગળ જુએ છે અને પાછળ જુએ છે. તે સૌ વૃદ્ધ છે. પછી તેની ઉંમર ગમે તેટલી હોય! જેઓમાં ઉત્સાહ છે. જેઓ નીડર છે. જેઓ જોખમ ખેડવા તૈયાર છે જેઓ તાઝગી અનુભવે છે તેઓ સદાકાળ જુવાન છે ..... હિમાલયની ઉંચી ટોચે પહોંચવા જેમણે યત્નો કર્યા છે. જેમણે પ્રયોગશાળાઓમાં હજારો નિષ્ફળ પ્રયોગો કર્યા છે. છતાંય અડગ નિશ્ચયથી ત્યાંજ ચોંટી રહ્યા છે. તે સૌમાં યૌવન છે.

# "પરિવર્તન"

આજે મારી હૃદયવિણા પર આ પોતાનું ગીત કોણ-ગાઇ રહ્યું છે?...જ્યારે જ્યારે મેં મારું ગીત ગાવાનો પ્રયત્ન કર્યો છે ત્યારે મને નિષ્ફળતાજ મળી છે...મારાથી અનાયાસે પણ તેનુંજ ગીત ગવાઇ જતું.

...આજે મારું હૃદય મારું નથી રહ્યું. જ્યારે જ્યારે મેં તેને મારા કહેવા પ્રમાણે કર્યું ત્યારે મને નિષ્ફળતાજ મળી છે...તે તો સદા કોઇ અન્યની આજ્ઞા પ્રમાણેજ વર્તે છે.

...મારી જે જે વસ્તુઓ પર મને મમતા હતી તે મારી નથી રહી. મારી સર્વ શક્તિઓ કોણ જાણે કયાંય અદ્રશ્ય થઇ ગઇ છે...મારું જ્ઞાન, મારી શક્તિ એ સર્વ આજે કોઇ અન્યના સ્વામિત્વમાં જતાં રહ્યાં છે!

...તે કોણ છે તે હું જાણતો નથી. તે તો સદા અદ્રશ્યજ રહે છે...કિંતુ મને એટલો ભાસ થાય છે કે મારા હૃદયના આસન પર કોઇ બીરાજીત છે.

...તે એ દેવ! તું તો નહી હોય ને?

—"ઇન્દુ"

—o—

**લેખકની મુશ્કેલી**

લેખક થવામાં ત્રણ જાતની મુશ્કેલીઓ નડે છે.

(૧) ઉત્તમ લખાણો લખી શકવા.

(૨) લખાણોને પ્રગટ કરનાર પ્રમાણિક વ્યક્તિઓનો ભેટો થવો.

(૩) સમજુ વાંચક સમુદાયની પ્રાપ્તિ થવી.

—કોલ્ટન

**સલાહ**

લાંબી સફર કરવા ઇચ્છનારે સખત જોડા રાખવા ન જોઇએ.

રિફાઇ સાબેરી

# બિસ્મિલ્લાહ શરીફની ફઝીલતો

(ગતાંકથી ચાલુ)

(૨૭) દીનો દુન્યાની ગમે તે હાજત પૂર્ણ થવા, જગ્યા અને વખત નક્કી કરી, દરરોજ રાત્રે ૭૮૬ વખત પઢી બે રકાત નફીલ પઢવી અને દરેક રકાતમાં સુરએ ફાતેહા એક વખત અને અલમ નશરહ પંદર વખત પઢવી અને સલામ ફેરવી નીચે લખેલ દુઆ એક વખત પઢવી એવી રીતે ત્રણ વખત પઢવું એથી છ રકાત નમાઝ થશે અને દરરોજ રાત્રે "૨૩૫૮" વખત "બિસ્મિલ્લાહ" શરીફ થશે. આ રીતે પઢવાથી ઇ. અ. બહુ જલ્દી કામ પૂરૂં થશે. દરૂદ શરીફ જરૂર પઢવા ખિયાલ રાખવો. નમાઝ પછી પઢવાની દુઆ નીચે મુજબ છે.

"અલ્લાહુમ્મા ઈન્ની અસ્અલોકા બેફ્દલે બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ, વ અસ્અલોકા બેઅઝમતે બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ, વ અસ્અલોકા બેજલાલે વ સનાએ બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ, વ અસ્અલોકા બેહૈબતે બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ, વ બેહુર્મતે બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ, વ બેજબરૂતે વ મલકૂતે વ કિબ્રિયાએ બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ વ બેઇઝ્ઝતે વ કુવ્વતે વ કુદરતે બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ ઈર્કીઅ કદ્રી વ યસ્સેર અમ્રી વ અંજબેર કસ્રી વ અગ્ને ફક્રી વ અત્લે ઉમ્રી બેફદલેકા વ કરમેકા વ એહસાનેકા યામન હોવા કાફ-હા-યા-ઐન-સુવાદ, હામ્મીદ-ઐન-સીન-કાફ, અલિફ લામ-મીમ, અલિફ-લામ-રા. બેસર્રે ઇસ્મિલ્લાહિલ અઅઝમિલ્લાહો લાઈલાહા ઇલ્લા હોવલ્હૈયુલ કય્યૂમુલઅલીય્યુલ અઝીમુલ અકરમો ઝુલ્જલાલે વલ ઇકરામે વ અસ્અલોકા બેજલાલિલ હૈબતે વ બેઇઝિઝલ ઇઝ્ઝતે. વ અસ્અલોકા બેકિબ્રિયાઇલ અ-ઝ-મ-તે, વ બેજબરૂતિલ કુદ્રતે, અંતજઅલની મિનલ્લઝીના લાખૌફુન અલૈહિમ, વલા હુમ યાહઝનૂના, વ અસ્અલોકા બેદવામિલ બકાએ વ દેયાઈન્નૂરે અ તજઅલની મિનસ્સાલેહીના, વ અસ્અલોકા બેહુસ્નિલ બહાએ વ બિસ્રાકે વજ્હેકલ કરીમે અંતુદ ખેલફે બેરહમતેકા ફીજન્નાતિન નઈમે યારબ્બલ આલમીના વ સલ્લલ્લાહો અલા સૈયદેના વ નબીય્યેના મોહમ્મદિંવ વ અલા આલેહી વ સહબેહી વ સલ્લમ."

(૨૮) દીન દુન્યાની ગમે તે હાજત પૂર્ણ થવા, જગ્યા અને વખત નક્કી કરી, કામ પૂરૂં થાય ત્યાં સુધી, દરરોજ રાત્રે ઇશા પછી, બે રકાત નફીલ પઢી, નીચે લખેલ દુઆને ૧૧૮ વખત આગળ-પાછળ દરૂદ શરીફ સાથે પઢવી. ઈ-અ. બહુ જલ્દી કામ પૂરૂં થશે.

બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ, અલ્લાહુમ્મા ઈન્ની અસ્અલોકા બેફ્દલે બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ, વ બેહક્કે બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ, વ બેહૈબતે બિસ્મિલ્લાહ હિર્રહમાનિર્રહીમ વ બેમન્ઝલતે બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ ઈર્કીઅ કદ્રી વ યસ્સેર અમ્રી વ્રસ્રહ સદ્રી યામન હોવા કાફ-હા-યા-ઐન-સુવાદ, હામ્મીમ-ઐન-સી-

ન–ક઼ાફ, અલિફ–લામ–મિમ, અલિફ–લામ–મીમ–સુવાદ, અલિફ–લામ–રા, હામ્મિમ, અલ્લાહો લાઇલાહા ઇલ્લા હોવલ હૈય્યુલ કૈયૂમો બિસર્ લિ હૈબતે વલ્ કુદ્રતે વ બેસરિલ જબરૂતે વલ અઝમતિજઅલની મિન અબાદેકલ મુત્તકીના વ અહલે તાઅતેકલ મોહિબ્બીના વ અફઅલો બિ–ક–ઝા યારબ્–લ આલમીના વ સલ્લલ્લાહો અલા સૈયેદેના વ નબીય્યેના મોહમ્મદિવં વ અલા આલેહી વ સહબેહી અજમઈન.”

દીનો દુન્યાની ગમે તે હાજત માટે બુધ, જુમેઅરાત અને જુમ્મા એમ ત્રણ દિવસ રોઝા રાખી “બિસ્મિલ્લાહ” શરીફને વગર ગણત્રીએ કસરતથી રાત દિવસ પઢતા રહેવું અને જુમ્આને દહાડે ગુસલ કરી જુમ્આ મસ્જિદમાં જવું, જતાં જતાં ગુંજાયશ મુજબ ખેરાત પણ કરવી, નમાઝ પછી નીચે લખેલ દુઆ પઢી પોતાની હાજત ખુદાપાકથી માંગવી ઈ–અ–કામ બહુ જલ્દી થઇ જશે. (મજકુર અમલ તેમજ આ અગાઉ લખેલ અમલ પઢતી વખત શરૂઆત, વચ્ચે, અને છેલ્લે દરૂદ શરીફ પણ જરૂર પઢવા યાદ રાખવું.)

“અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા બિસ્મેકર્રહમા નિર્રહીમે અલ્લાહો લાઇલાહા ઇલ્લા હોવલ હય્યુલ કય્યૂમ, લાતાખોઝોહૂ સેનતુનં વલા નૌમ, લહૂ માફિસ્સમાવાતે વલ અર્દે મન્ઝલ્લઝી યશ્ફઓ ઇન્દહૂ ઇલ્લા બેઇઝ્નેહી, યાઅલમો માબૈના ઐદીહિમ વમા ખલ્ફહુમ, અલ્લઝી અનત્ લહુલ્વોજૂહો વ ખશઅત્ લહુલઅસ્વાતો વ વજેલતિલ કોલૂબો મિન ખશ્યતેહી અસ્અલોકા અંતોસલ્લી વ તોસલ્લેમા અલા સયેદેના વ નબીય્યેના મોહમ્મદિવં વ અલા આલેહી વ સહબેહી વ અંતકદેયા હાજતી.”

એતેરતુર્રિયાઝમાં લખ્યું છે કેઃ—જનાબ રસૂલે ખુદા (સલ.)એ ફરમાવ્યું છે કે “જ્યારે “લૌહ” અને “કલમ”ને ખુદાપાકે પૈદા કર્યા ત્યારે કલમને હુકમ કર્યો કે “દુન્યામાં જે જે થનાર છે તે લખ, અને એની શરૂઆત બિસ્મિલ્લાહથી કર” ત્યારે કલમે બહુજ અદબની સાથે એક હજાર વર્ષમાં લૌહે મહફૂઝ પર “બિસ્મિલ્લાહ” શરીફ લખી ત્યારે ખુદાપાકે ફરમાવ્યું કેઃ “મને મારા જલાલ અને ઇઝ્ઝતની કસમ છે કેઃ—ઉમ્મતે મુહમ્મદ (સલ.)માંથી જે કોઇ અદબની સાથે “બિસ્મિલ્લાહ” શરીફને માત્ર એકજ વખત પઢશે તેના આમાલનામામાં સાતસો ઇબાદતનો સવાબ લખવામાં આવશે” અને એક બીજી રિવાયતમાં છે કેઃ—સાતસો વરસની ઇબાદતનો સવાબ લખવામાં આવશે.”

(અપૂર્ણ.)

[યુદ્ધની મોં બારીએથી–

# પ્રિયતમાને પત્ર

—જયતૂન

સુસવાટા મારતો પવન, ધૂળના ઉડતા ગોટા અને મોતની કારમી કિકિયારીઓ વચ્ચે લોહીથી ખરડાયલાં; ભયંકર બદબૂ મારતા રણ–મેદાનમાં; રકતથી છલકાતા ખાબોચીઆમાં અને તરફડતા નાળાઓ વચ્ચે; ગાઢ નીરવ અંધકાર, સુન્ય હાહાકાર, અને સ્મશાનભૂમિ જેવી કારમી જગ્યાએ કટોકટીની સંતાકુકડી જેવી કારમી ક્ષણો વચ્ચે, પ્રિયે તારી પ્રેમાળ મૂર્તિ; સ્નેહાળ આકૃતિ; આંસુથી છલકાતી બે નયન પ્યાલીઓ; અને વિલાઇ જતું તારૂં મુખડું યાદ આવે છે. અને જ્યારે તું યાદ આવે છે. વિજય પામવાની ઝંખના જાગે છે. પરંતુ પ્રિયતમા હવે અમારો વિજય–દિન નઝદીક છે. અમારો વિજય, વિજય, વિજય.

° ° °

જ્યારે જ્યારે હૈયું ભાંગી નાખે એવી પળો કારમી ક્ષણો આવી પડે છે. જ્યારે વિજયના રાચેલ સ્વપ્નાઓ અને તને મળવાના મનના મનોરથો ઓગળી જાય તેવી પળો આવે છે. જ્યારે લોહીથી નીગળતી ધરતી પ્રેમભરી હુંફથી ઘરની યાદ આપે છે. ત્યારે ત્યારે તારી યાદ પ્રબળ બને છે.

° ° °

અને ત્યારે કંટાળો,–થાક, બધુંજ જતું રહે છે. માથાનો દુઃખાવો અને હૈયાની વેદના કયાંક અદ્રસ્ય થઇ જાય છે.

° ° °

"મ્હને કોઇની તમા નથી. કોઇની પરવા નથી" એવી ઉત્તમ પ્રમત્ત ભાવના સાથે હૃદયની રહીસહી નિર્બળતા પણ જતી રહે છે. તારૂં મધુર સ્મરણ મ્હારા હૈયા ઉપર કોઇ અષાઢી વર્ષાના છંટકાવની માફક ટાઢક વાળે છે, અને એ ઠંડકમાં મસ્ત બનાવે છે. બધોય શ્રમ, બધોય ભય–બીક, અને બધુંજ જતું રહે છે. અને મ્હારામાં મરણીયો નિશ્ચય જન્મ પામે છે દેહમાં કોઇ દૈવી તાકાત આવી વસે છે. અને ઘોર પંથનો સૈનિક બનીને હું કદમ ઉપાડું છું.

(અંગ્રેજી કાવ્ય પરથી)

અનુ : તાજ

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

( ગતાંકથી ચાલુ )

ઉસૂલે ફિકહ—શાહ સાહેબને ફિકહથી ઘણી દિલચસ્પી ન હતી. એમણે ફનાવા કે ફિકહના ગૂઢ મસલાઓ ઉપર ઘણી કિતાબો લખી નથી. પરંતુ આપ તમામ ઇસ્લામી ઉલૂમ જાણતા હતા. સંજોગોવશાત આપે ફકીહી સ્વરૂપ આપવામાં અનેક પ્રયાસો કર્યા છે. એ ઉપર આપે એવાં પુસ્તકો પણ લખ્યાં છે કે જાણકારો અને સમજનારાઓ માટે હિદાયા અને ફતાવાએ આલમગીરીથી ઉપર ફિકહ અને શરીઅતના મૂળ ઝરણો સુધી પહોંચાડી આપે છે. એજ કારણથી આપ એમની ઇલ્મીયતનું અંદાજો કરી શકો છો કે જેમના આસરા હેઠળ શરીઅત અને ફિકહની ઉન્નતિ થઇ. આ પ્રકરણમાં એમની એક સર્વોત્તમ કૃતિ–સંક્ષિપ્ત રિસાલો નામે 'ઇન્સાફ ફી બ્યાન સબબુલ ઇખ્તેલાફ' છે. આ કિતાબને આપણે 'ફિકહ અને ઇલ્મે હદીસનો ઇતિહાસ' કહીએ તો અતિશયોક્તિ ન ગણાશે કારણ કે એ કિતાબ અહદે સહાબતથી લઇને પાંચમી સદી સુધી ફિકહની ઉન્નતિ, હદીસોની કિતાબોની એકત્રતા અને ભિન્ન ભિન્ન મઝહબના ફકીહોનો આરંભ એમાં ઇતિહાસિક દ્રષ્ટિએ આલેખ્યો છે. મૂળ કિતાબ અરબી ભાષામાં છે. હાલમાં મૂળ અરબીનો સરળ ઉર્દૂ ભાષામાં* મૌલાના મહમદ હસન નાનોતીએ તરજુમો કર્યો છે. એ કિતાબના પાંચ ભાગ છે. એને શાહ સાહેબની વિદ્વતા અને કાબેલીયતનો બેનમૂન નમૂનો સમજવો જોઇએ. કેટલાક મુસલમાન આલિમો પર ટીકા કરવામાં આવે છે કે તેઓ મસલાઓના સંબંધમાં ઇતિહાસિક દ્રષ્ટિબિંદુને સમજતા નથી અર્થાત હદીસના ઇલ્મોમાં જે ચીલિમ હદીસનો સબક જે પુસ્તકમાંથી આપે છે એના વિષયોથી તેઓ સારી રીતે જાણકાર હોય છે, પરંતુ હદીસના ઇતિહાસની એમને પૂરી વાકફીયત હોતી નથી. વળી નબવી સમયથી લઇને આજ સુધીના મુહદ્દિસોના જુદા જુદા યુગો, હદીસ એકત્ર કરવાની ઢબ, હદીસો માટે જુદા જુદા લોકોના વિચારો એ બાબતો ઉપર ક્રમશઃ સત્ય બીના એમના જાણમાં ન હતી એવીજ રીતે ફકીહો પણ હતા. જેઓ ફતાવા તો દેતા હતા અને જે બાબતો પર એમને ફત્વો આપવો પડતો તે વખતે પોતાના ઉસ્તાદો અથવા મશહૂર લેખકોની કિતાબોને જોઇ મસલા આપતા. પરંતુ ફિકહમાં ક્રમશ ઉન્નતિ તેમજ ફેરફારો કેવા રીતે થયા. તેમજ જુદા જુદા સમયથી લઇ સંજોગોવશ કેવું ભિન્ન સ્વરૂપ ધારણ કર્યું એ બાબતથી અજ્ઞાન હતા. હિંદના આલિમો માટે આ કથન એક હદ સુધી સત્ય હતું પરંતુ

* શાહ સાહેબની કિતાબોનો તરજુમો કરવો એ ઘણું વિકટ કાર્ય છે. પછી ભાષાંતરના વિવિધ પ્રકરણ પાડી તેના મથાળા બાંધવા એ પણ અગત્યના છે. દરેક કિતાબ માટે આરંભમાં પ્રસ્તાવના લખવી કિતાબના માટે આવશ્યકતા છે જ્યારે નૂતન નીતિ પ્રમાણે શાહ સાહેબની કિતાબો આધૂનિક પ્રજાની નજરે પડે ત્યારે તે સમજી શકશે કે શાહ સાહેબ કેટલી ઉચ્ચ કક્ષાના બુઝુર્ગ હતા. જ્યાં સુધી એ કિતાબોનું ઉત્તમ ભાષાંતર નહિ થાય, એક પુસ્તક ઉપર બે કોલમમાં મૂળ અરબી અને ઉર્દૂ ભાષાંતર સાથે સાથે હોય તો ઉચ્ચીત છે. અને એવીજ રીતે ભાષાંતર થવું ઉત્તમ છે.

શાહ વલીઉલ્લાહના આ સંક્ષિપ્ત રિસાલાઓ જોતાં સાફ જણાઇ આવે છે કે એમને ઇસ્લામી ફિરકાના ઇતિહાસની કેટલીક જાણ હતી. ઉર્દૂમાં આ પુસ્તક ૫૦ પાનાથી વધુ નથી. પરંતુ એમાં ઘણી ખૂબીની સાથે અને ન્યાયપણાથી લગભગ તે સર્વ મૂળ મસલાઓનું વર્ણન કરવામાં આવ્યું છે કે જેને માટે આલિમોમાં ઇખ્તેલાફ છે. એ ઇખ્તેલાફોની ચોખવટ કરી છે. સાથે સાથે ચારે મઝહબ એટલે હનફી, શાફઇ, માલેકી અને હમ્બલીની વિશેષતાઓ અને એમના જુદા સ્વરૂપો વિષે એક વિદ્વતાભર્યો ઇતિહાસ આલેખ્યો છે. હદીસની એકત્રતા માટે મુહદ્દિસો જેવાં કે બુખારી, મુસ્લિમ, અબૂદાઉદ, તિરમીઝીના સંગ્રહોની વિશેષતા જણાવી છે. ઇજતેહાદ અને તકલીદના મસલા પર પ્રકાશ નાખ્યો છે અને તે કારણો જણાવ્યા છે કે જેને લઇ મુસલમાનોમાં તકલીદની પ્રથા પડી. અમે આ કિતાબમાંથી લાંબા લાંબા પ્રકરણો ટાંકવા માંગતા નથી કારણ કે અમારું માનવું છે કે દરેક માણસ કે જેને ઇસ્લામી ફિરકાના ઇતિહાસથી કંઇક દિલચસ્પી હશે તે એને પોતે વાંચી જશે. પરંતુ તકલીદને માટે પાછળથી જે લોકોએ કંઇક વિચાર્યું છે એ માટે શાહ સાહેબનો ફેંસલો ઘણોજ દિલચસ્પ છે. કિતાબના અંતમાં લખે છે કે—એ પછી લોકોમાં ઘણાજ કુટુંબીઓ નર્યા તકલીદ કરવા પર સર્જાયા કે જેઓ ન તો સત્યને અસત્યથી જુદું કરતા ન તો લડાઇને નકકામી વાતોથી. ફિકહ આ સમયે તેજ હતો જે ઘણો બકયો અને મુફ્તી થઇને ફિકહના જોરદાર અને મુસ્તદ કોલના ફર્ક કર્યા વગર, તેને રટી લે અને એનું વર્ણન લોકોમાં કરતા ફરે. મુહદ્દિસ એ હતા જે ખરી અને સકીમ હદીસોની ગણત્રી કરી લે અને પોતાની વાંક છટાથી એમ કહાનીયોની સમ સંભળાવતા ફરે અને એ પછી જે કુટુંબીઓ થયા તે અકસર ફિતનામાં અને તકલીદમાં વધારે અને લોકોના દિલો પરથી ઉતરી ગયા તે એટલે સુધી કે દીનના સબંધમાં વિચારો કરવા પણ તકલીફ ન લેતા અને કહેતા કે અમે અમારા બાપ-દાદાઓને એકજ દીન પર ચાલતા જોયા છે અને અમે એનુંજ અનુકરણ કરીએ છીએ. (અપૂર્ણ)

## જેની દુન્યા અમાપ છે

મહાસાગરના તળીએ કેટલાયં કિંમતી મોતીઓના થર બાઝેલા છે. અમૂલ્ય અને અનુપમ.
અને પેલું નીલરંગી આસમાન અસંખ્ય ચમકદાર તારલાના જુથને ગોદમાં લઇ બેઠું છે.
પરંતુ મ્હારી પાસે શું છે?
દિલ! અને દિલમાં વળખાતી મહબ્બત.

+ + + +

મહાસાગર અને આસમાનની પહોળાઇ કોઇ માપી શક્યું છે?
ના!

પરંતુ મ્હારું દિલ એથીય વધુ અમાપ છે. અને મ્હારી મહબ્બત પેલા ચમકદાર મોતીઓ કરતાંય અને પેલાં ઝળહળિત તારલાઓ કરતાંય વધુ તેજસ્વી વધુ ચમકદાર, વધુ સુંદર, વધુ ક્રાન્તિવાન છે.

જ્યારે મ્હારા દિલનો પ્રકાશ ચોમેર પથરાય છે.
અય હસીન પ્રિયતમા!
તું મ્હારા દિલની આ અમાપ ઉંડાઇમાં સમાઇ જા.
કારણ મ્હારું દિલ પેલા આસમાન અને મહાસાગરની પ્રેમ જ્વાળાથી પ્રજ્વલિત થઇ રહ્યું છે.

—નયનમનોહર.




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

●

**સવાલ**–એક માણસે પોતાનું "વીલ" યાને વારસનામાનો કાચો ખરડો પોતાના હાથે સાહીથી લખી બનાવ્યો. સહીવાળુ પાકુ કાયદાસરતુ વીલ તૈયાર થયું નહિ અને તે માણસ ગુજરી ગયા, તેમજ મરતી વખતે કોઇ વસીયત પણ કરી નહિ.

મર્હૂમે મજકુર વીલના કાચા ખરડામાં પોતાની મીલ્કતમાંથી "ત્રીજી પાંતી"નું વકફ બનાવવાનું લખેલું છે. હવે મર્હૂમના વારસો (જેમાં હાલમાં સગીર પણ છે) ઉપર જણાવેલા કારણોને લઇ એ વકફ નહિ બનાવે તો શું તેઓ ગુનેહગાર થશે ?

કેટલાક લોકોનું કહેવું છે કે એ વકફ નહિ બનાવે તો હરકત નથી કારણ કે પહેલાં તો મરહુમની સહીવાળુ પાકુ કાયદાસરતું વીલ નથી, તેથી એમજ સમજવાનું કે મર્હૂમનું વીલ છેજ નહિ. અને બીજુ મર્હૂમ જ્યારે પાકુ વીલ કરતે ત્યારે બનવા જોગ છે કે વકફની હકીકત કાઢી પણ નાખતે અથવા વકફની રકમ ઓછી કરતે.

જ્યારે કેટલાક લોકોનું કહેવું છે કે મર્હૂમે વીલનો કાચો ખરડો પોતાના હાથેજ સાહીથી લખેલો છે તેથી વારસોએ એ વકફ બનાવવું જોઇએ. વીલ પર મર્હૂમની સહી નથી તો પણ. શરીઅત મુજબ શું ખરૂં છે ?

**જવાબ**–મર્હૂમે જો કે પોતાના હાથથી શાહીથી વીલપત્ર લખ્યું છે પણ સહી કર્યા વગર તે વીલપત્ર કાચું કહેવાશે. તે માતબર ગણાશે નહિં. ઉર્ફમાં પણ જ્યાંસુધી કોઈ ચીઝના ઉપર કોઇની સહી ન હોય ત્યાંસુધી તે લેખ માતબર ગણાશે નહીં. પોતાના હાથથી લખવાથી મર્હૂમનો ઇરાદો માલમ પડે છે પણ જો પાકો ઇરાદો હોત તો દસ્તખત કરી પાકું વીલપત્ર બનાવી કોઇને આપી જાત, માટે વારિસો અગર વકફ નહિ બનાવે તો ગુનેહગાર થશે નહિ.

**સવાલ**–અલ્લાહના સ્મરણ સિવાય કોઈ વલી અથવા પીરના કબ્ર પર જઇને અગર તો દૂરથી પોકારીને મદદ માગવુ જોઇએ છે યા નહિં?

**જવાબ**–ખુદાતઆલા સિવાય કોઇ બીજાથી હકીકી મદદ માગવું શિર્ક છે. એનાથી આદમી સખ્ત ગુને'ગાર થાય છે. અને ખુદાતઆલાને પણ આ વાત ઘણીજ ના–પસંદ છે. દરેક નમાઝમાં "વ–ઇય્યાક નસ્તઇન" પઢવામાં આવે છે કે "તારા સિવાય કોઇથી મદદ નથી માગતા." તો અવલિયાએ કિરામ યા હુઝૂર (સલ.)થી મદદ માગવું હરામ છે. અલબત તેઓના વસીલાથી અલ્લાહના દરબારમાં દુઆ માંગી શકીએ છીએ. અવલિયા અલ્લાહ પણ ખુદાથીજ માગે છે અને તેના મોહતાજ છે.

(શરહે અકાઇદ)

**સવાલ**–જે શખ્સ હુઝૂર નબી (સલ.) યા વલીયોને હાજર નાજર જાણે છે, તેનો અકીદો દુરસ્ત છે યા નહિં? અગર દુરસ્ત નથી તો તેનો શું ગુનોહ છે? શું "શિર્ક–ફિરસીફાત" કરે છે યા નહિં?

**જવાબ**–ખુદાવંદે–કરીમ સિવાય કોઇની પણ ઝાત હાજર નથી. ઇસ્લામી મઝહબમાં ક્યાંય પણ એનો સુબૂત નથી કે નબી (સલ.) હરેક જગા હાજર નાજર છે. આ તો તદન બાતિલ અકીદો છે. એનાથી મુસલમાનોએ બચવું જોઇએ, આ પ્રકારના અકીદાઓથી ઈમાનના નિકળી જવાનો સંભવ છે. આવા અકીદાઓથી તૌબાહ કરી લેવી જોઇએ. નહિંતર આખેરતમાં સખ્ત પકડ થશે.

(શરહે–અકાઇદ અને ફિકહે–અકબર)

**સવાલ**–શું હુઝૂર નબીએ કરીમ (સલ.)

મા અવલિયાએ કિરામ, દરેક જમા હાજર નોજર છે? અને અમને, ત્યા અમારા અર્અમાલોને જોઇ રહ્યા છે?

જવાબ-ઉપર પ્રમાણેનો જવાબ

સવાલ-શું હુઝુરે નબીએ કરીમ (સલ.)ને ઇલ્મે-ગૈબ હતો? શું નબીએ-કરીમ (સલ.)ને આલેમુલ-ગૈબ કહી શકીએ છીએ? હુઝૂર (સલ.)ને 'આલેમુલ-ગૈબ' સમજનાર ઇસ્લામી દ્રષ્ટિએ કેવો છે? જ્યારે કે આલેમુલ-ગૈબ તો માત્ર અલ્લાહની સિફત છે!

જવાબ-ખુદાવંદે કરીમ પોતાનો કુર્આને પાકમાં ફરમાવે છે કે: "લા-યઅલમુલ-ગૈબા ઇલ્લલ્લાહ." એટલે ઇલ્મે-ગૈબ ખુદા સિવાય કોઇ નથી જાણતો. ઉપરોક્ત આયતથી સાબિત થાય છે કે નબીએ કરીમ (સલ૦)ને પણ ઇલ્મે-ગૈબ ન હતો. હા, આપને જેટલી ગૈબની વાતો અલ્લાહ તઆલાએ બતાવી છે, બસ તેનો ઇલ્મ છે. એ સિવાય આમ કહેવું કે હુઝૂર (સલ૦) દરેક ગૈબની વાત જાણી લે છે, એ સાવ ગલત છે. એની સાબિતી કોઇ પણ દલીલથી નથી વળી કેટલીક હદીસોથી સાબિત થાય છે કે આપને ઇલ્મે-ગૈબ ન હતો.

સવાલ-શું નઝર-નિયાઝ અલ્લાહના નામ સિવાય કોઇ અન્ય વલી અથવા પીરના નામ પર કરી શકીએ છીએ?

જવાબ-નઝર નિયાઝ અલ્લાહના નામ સિવાય કોઇના નામ પર જાઇઝ નથી. કબ્રો પર ચઢાવો ચઢાવવો, પીરોના નામની નઝર નિયાઝ માનવી આ બધું હરામ છે. એનાથી મુસલમાનોએ તોબહ કરવી જોઇએ. ખુદા તઆલા સિવાય કોઇના નામ પર ચઢાવેલી નિયાઝનું ખાવું પણ હરામ છે. કુર્આન-શરીફમાં છે કે, વમા...એટલે જે વસ્તુ પર ખુદા તઆલા સિવાય કોઇ બીજાનું નામ લેવામાં આવ્યું હોય તે પણ હરામ છે.

સવાલ-એક માણસે આ પ્રમાણે નઝર માની કે અગર હું પરિક્ષામાં પાસ થઇ જઇશ તો અલ્લાહના નામ પર બે મણ ચાવલોનો પુલાવ પકાવીને ખૈરાત કરી દઇશ, તો હવે આ નઝર નિયાઝ માનેલું ખાણું ફકીરો સિવાય 'સાહબે-ઝકાત' અમીરો પણ ખાઇ શકે છે કે નહિં? અગર કોઇ માલદાર ખાઇ લે તો આ જાઇઝ છે યા નહિં?

જવાબ-એના હકદાર કેવળ ફકીરો અને મિસ્કીનો છે. માલદારો માટે ખાવું જાઇઝ નથી. (દુર્રે મુખ્તાર).

સવાલ-આજકાલ તીજું, ચાલિસમું, દસમું, વીસમું વગેરે મૈયતની રૂહને સવાબ પહોંચાડવા માટે કરવામાં આવે છે તો, એ દુરસ્ત છે યા નહિ? અને આ રસ્મી ચીઝો કદિ સહાબાએ પણ કીધી છે કે નહિ? હુઝૂર (સલ૦)નુ દસમું વગેરે સહાબાએ કીધું હોય; એની સાબિતી ક્યાંય હદીસ ફિકહમા મૌજૂદ છે?

જવાબ-મૈયતના ઇસાલે-સવાબ માટે ત્રીજુ, ચાલિસમુ બારમુ વગેરે જે ખવડાવવામાં આવે છે, તે કટમુલ્લાઓની પેદા કરેલી બિદઅતો છે. એનો સુબૂત કોઇ પણ દલીલથી નથી. એનાથી કાંઇ પણ સવાબ હાસલ થતો નથી. બલ્કે માણસ ઉલ્ટો સખ્ત રીતે ગુનેહગાર થાય છે સવાબ પહોંચાડવાની ખરી રીત આ છે કે કોઇ પણ તારીખ નક્કી કર્યા સિવાય ફકીરો અને મિસ્કીનોને ખવડાવી દે. અથવા મદ્રસાઓમાં તેના નામની કંઇ રકમ મોકલી આપે, અથવા કોઇ વકફ કરી દે. (કુતુબે-ફિકહ)

# ઈબ્રાહિમ દાદાભાઈ પટેલ–'બેકાર'



પરિચયકાર

▲ વલી ▲

'બેકાર'ના નામથી કોણ અપરિચિત હોઈ શકે ? ગુજરાતભરમાં આજે એમનું નામ જાણીતું છે. નીચલા થરથી માંડી સમાજના શિષ્ટ અને સંસ્કારી વર્ગ સુધીના બધાય એમને ઓળખે છે. એમનું મૂળ નામ ઈબ્રાહિમ દાદાભાઈ પટેલ છે. અને 'બેકાર' તખલ્લુસથી ગુજરાતમાં ઘેર ઘેર જાણીતા થયા છે.

એમનો જન્મ સને ૧૯૦૦માં એમના વતનમાં ભરૂચ જિલ્લાના ખાનપુર દેહ ગામમાં થયો હતો. "મહાપુરૂષો આપત્તીકાળેજ જન્મે છે." ભાઈ 'બેકાર' માટે પણ કંઈક એવુંજ બનવા પામ્યું છે. ગુજરાતભરમાં છપ્પનીયા દુકાળનો કારમો કે'ર પ્રવૃત્તિ રહ્યો હતો ત્યારે ભાઈ 'બેકાર'નો જન્મ થયો. એ જન્મ્યા અને છપ્પનીયો છેલ્લાં ડૂસકાં ખાઇ રહ્યો. એમનો જન્મ થયો અને મહારાણી વિકટોરીયા સ્વર્ગે સંચર્યાં.........આ બધી આપત્તિ નહિ તો બીજુ શું ?

બાળપણમાં એમણે ગામડાંની પ્રાથમિક શાળામાં કેળવણી લઇ, અમદાવાદ જઇ વ. ફા.નું સર્ટિફિકેટ મેળવ્યું.

વધુ અભ્યાસ માટે એઓશ્રી અમદાવાદ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થયા. કોલેજના ત્રણ વરસના અભ્યાસક્રમની પૂર્ણાહુતિ પછી સીનીયરની ઉપાધી સાથે બહાર આવ્યા. કોલેજ જીવનમાં એમણે ઝાઝો વિકાસ સાધ્યો હતો. ચિત્રકળા અને સંગીતમાં એઓ નિપૂણ હોવાથી કોલેજ તરફથી એમને 'મેડલ' અર્પણ થયો હતો. સાહિત્ય અને નાટક પ્રત્યે એમને પ્રથમથીજ અનુરાગ હતો. કોલેજના વાર્ષિક ઉત્સવોમાં એમનું સ્થાન મોખરે રહેતું.

નોકરીમાં પગરણ માંડયા પછી સને ૧૯૧૯માં એમણે પ્રભૂતામાં પગલાં માંડયાં. ભાઈ 'બેકાર'નું જીવન પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે હાસ્ય, તાણાંવાણાંથી ગૂંથાયલું છે. એમના લગ્ન પ્રસંગે પણ હાસ્ય ઉપજાવનારા એક બે બનાવો બન્યા હતા. લગ્નમાં વરને વરવાઘા (લુગડાં)ની પહેલી જરૂર હોય છે. ભાઇ 'બેકાર' લગ્નના લુગડાં ઘેર ભૂલીને પરણવા સિધાવ્યા હતા. આ એમનાં જીવનનો પહેલો એકસીડન્ટ હતો.

વળી નવાઇની વાત તો એ હતી કે ગણુપતીની જેમ પાલખીમાં એમનો (સરઘસ) વરઘોડો નીકળ્યો હતો.

બીજો હાસ્ય પ્રસંગ એમના લગ્ન પ્રસંગે એ બનેલો કે ટંકારીયા ગામની અમીન ક્રિકેટ કલબના ૪૦–૫૦ જેટલા મિત્રો એકજ જાતના સૂટ-બૂટ સજીને લગ્નમાં આવ્યા હતા. અને એ બધા એકજ જાતના ડ્રેસવાળા જુવાનીયાઓને જોઇ એમના સસરાએ કહ્યું હતું કે આ **પઇઘમીયા** (વાજાંવાળા) આટલા બધા છે તો વેવાઈની જાન તો કેટલી મોટી હશે ?

સને ૧૯૨૦માં ગુજરાતના પેરીસ જેવા રાંદેર કસ્બામાં એમનો વસવાટ થયો. રાંદેરમાં આવ્યા અને એમની સાહિત્ય પ્રવૃત્તિઓ શરૂ થઇ.

અમદાવાદથી નીકળતા 'અલ-મેહબૂબ' નામના માસિકમાં **'લેખકનો લવારો'**વાળા લેખથી એમણે સાહિત્યમાં પગરણ માંડયા. દિવસે દિવસે એમનું ધ્યાન એ દિશામાં વધુ

ને વધુ ગુંચાતું ચાલ્યું. એમણે કામમના લખાણો રાંદેરથી નીકળતા 'સાદિક' માસિકમાં લખવા માંડ્યાં. એમાં એમની પહેલી કવિતા અને લેખ **"લાલ ટોપીમાં"**.એ શીર્ષક હેઠળ રજુ થયાં હતાં.

**"અમે ને અમારાં લગ્ન"**વાળા લેખે ગુજરાતભરમાં ખૂબ ઉહાપોહ જગાવ્યો હતો. જેનું પરિણામ એ આવ્યું કે રાંદેરના **'સાદિક'** માસિકે એમને સહકારી તરીકે ઉચકી લીધા. 'સાદિક'માં એમનો પગ જામતાં 'સાદિક'ની કાયા પલટાવી નાંખી અને ગુજરાતભરના તે વખતના તમામ મુસ્લિમ માસિકોમાં 'સાદિક'ને મોખરે આણ્યું.

ત્યાર પછી એમની ખ્યાતિ ગુજરાતભરમાં ચોમેર ફેલાવા માંડી. ગુજરાત બૃહદ ગુજરાતના અનેક સામયિકોમાં. અઠવાડિકોમાં એમણે લેખો લખવા માંડયા.

સને ૧૯૨૫માં 'બેધડી મોજ'માં **'ઉંદર પરિષદ'**ના લેખથી આરંભ થયો. 'સાદિક'ના સહકાર પછી એમણે અભ્યાસ ખૂબ વધાર્યો. ગુજરાતી, ફારસી, અરબી, હીન્દી અને અંગ્રેજી એ તમામ ભાષા સાહિત્યનો પરિચય એમણે કેળવવા માંડ્યો.

એમની વધતી જતી ખ્યાતિએ એમનો વધુ સત્કાર કર્યો. **'કાનાકાકાના કુળદિપકે'** એમને ઇનામના હકદાર ઠેરવ્યા અને ત્યારથીજ સરસ્વતી સાથે લક્ષ્મીને દોસ્તી થઈ ગઈ.

ત્યાર પછી એમણે ગુજરાતભરના તમામ પત્રોમાં એકધારી કલમ ચલાવવા માંડી **બેધડી** મોજ અને સાદિક ઉપરાંત ગુજરાતના ધરખમ પત્રો જેવાં કે **નવચેતન, વીસમી સદી, કુંજ કોકિલ, શારદા, પદકાર, સાકી, પટેલ મિત્ર, ઈસ્માઈલી, ઈન્સાફ, આરામ** વગેરે અનેક નાના મોટાં અખબારોએ એમનો સત્કાર કર્યો. એમનો વાંચન શોખ પણ દિન પ્રતિદીન વધતો ગયો. તેઓ અકબર ઇલાહાબાદીના સાહિત્ય સર્જનના ખાસ ઉપાસક છે. સાહિત્ય અને શાયરી એ એમના પ્રિય વિષયો છે...'મુલ્લાં એન્ડ મોભેલાની કું.'ના નામે એમણે પારસી તથા વહોરાઓની શૈલીમાં ઘણા લોકપ્રિય વિષયો 'સાદિક' તથા 'રમતા રામ.'માં લખ્યા હતા.

ફક્ત લેખો લખીનેજ એઓ બેસી રહ્યા નથી. એમણે કવિતાની ભૂમિનું પણ ખેડાણ કર્યું છે. એમની છટાભરી બોલવાની ઢબ સાંભળનારાઓને હાસ્યરસમાં નવરાવી નાખે છે.

એમણે અત્યાર સુધીમાં એટલે સને ૧૯૨૫થી ૧૯૪૫ સુધીમાં અગીઆર જેટલાં પુસ્તકો ગુજરાતને ચરણે ધર્યાં છે. એમનાં પુસ્તકો ગુજરાતભરમાં લોકપ્રિય છે. સને ૧૯૨૫-૨૬ માં **પ્રેમ પીંજણ** (ત્રીઅંકી નાટક) નામનું એમનું પ્રથમ પુસ્તક બહાર આવ્યું. અને એક આવૃત્તિ ખલાસ થતાં બીજી આવૃત્તિ પણ બહાર પડી. એ પછી તો એમના ધડાકાબંધ પુસ્તકો બહાર પડવા માંડયા. સુરતના જાણીતા

'હરિહર પુસ્તકાલયે' એમને ઝડપી લીધા. અને ગુજરાતભરના તમામ પ્રકાશકોની નજર ભાઇ બેકાર પ્રતિ મંડાઈ.

'બેકારનાં **રસનાં ચટકાં, જુની આંખે નવા તમાશા, કલમ ચાબુક અને અક્કલના ઈજારદાર** એ પુસ્તકો જનતામાં ખુબ વખણાયાં છે જ્યારે **હરિહર પુસ્તકાલય** તરફથી બહાર પડેલા પુસ્તકોમાં હું રાજા હોઉં તો? **'રમતારામ'** અને **''સનમની શોધમાં''** એમની જ્વલંત કારકિર્દીનો ખ્યાલ આવી જાય છે.

**કલમ ચાબુક**માં એમણે પોતેજ પોતાની જીવન કથા આલેખી છે. જે એમની હાસ્ય સર્જનની શક્તિનો આછો પરિચય આપે છે.

એમનું છેલ્લું પુસ્તક **'હાસ્ય મંઝિલ'** છે. અમદાવાદની નવચેતન કાર્યાલય* સંસ્થા તરફથી **'સનમની શોધમાં'** બહાર મૂકાયું છે હાસ્ય મંઝિલે એમને ખુબ યારી આપી છે. **'હડમત ઓઝા'**ના નામે કટાક્ષ કાવ્યો પણ એમણે ખુબ લખ્યાં છે. અને આજે પણ બીજાં એક બે ગુપ્ત ઉપનામોથી એઓ લખેજ જાય છે. એમનું પોતાનું કહેવું છે કે ''પ્રેરણા માટે મારે બાગબગીચા કે એકાંતમાં જવું પડતું નથી. કલમ હાથમાં ઉઠાવી કે પ્રેરણા આપોઆપ આવીજ લાગે છે.'' ગુજરાતભરના તમામ નાના મોટા મુશાયરાઓમાં એમણે ભાગ લીધો છે. માત્ર મુસલમાનોજ ભાઇ 'બેકાર' પર ફિદા છે એટલુંજ નહિ પણ હિન્દુ-પારસી, વિગેરેમાં પણ બેકારના ચાહકો છે. બલ્કે મુસલમાનો કરતાંય હિન્દુ-પારસી ભાઈ 'બેકાર'ના પુસ્તકોના વધુ ગ્રાહકો છે.

સને ૧૯૩૧માં રાંદેર ખાતે **'મુસ્લિમ ગુજરાત સાહિત્ય મંડળ'**ની સ્થાપના થઇ. ગુજરાતના અગ્રગણ્ય મુસ્લિમ કવિઓના પ્રમુખપદે મુશાયરા ભરાયા. જેમાં ભાઇ 'બેકાર'ની રંગત ન્યારીજ રહેતી. એમના સંચાલનથી શ્રોતાજન ગુલાબી હાસ્યની હવા માણે છે.

એમના કુશળ અને કાર્યદક્ષ વ્યવહારથી ગુજરાતમાં મંડળનું નામ પ્રખ્યાત થયું. સને ૧૯૩૩માં સાતમાં સંમેલનના પ્રમુખ એઓશ્રીને ચૂંટવામાં આવ્યા હતા. ત્યાર પછી સંજોગોવસાત એ મંડળમાં ઓટ આવી અને એ મંડળનું નામ ભૂંસાઇ ગયું. છતાં તેનું કામ તો ગુજરાતમાં સાહિત્યરૂપે દેખાતુંજ હતું.

સને ૧૯૪૪માં સુરત ખાતે **મહાગુજરાત ગઝલ મંડળ**ની સ્થાપના થતાં પ્રથમ વર્ષના પ્રમુખ તરીકે એમની પસંદગી થઇ. અને એઓ મંડળના પ્રમુખ ચુંટાયા.

એમના સતત પ્રયાસો અને અથાગ મહેનતે મહાગુજરાત ગઝલ મંડળને એકજ વર્ષમાં પગભર બનાવ્યું અને મંડળની ખ્યાતિમાં વધારો કર્યો. લગભગ ગુજરાત અને કાઠિયાવાડના મળી ૩૦ થી ૩૫ મુશાયરા એમના કુશળ સંચાલન હેઠળ સફળ થયા.

કાઠિયાવાડમાં **ભાવનગર** અને **જેતપૂર**ના મુશાયરાએ એમનો સત્કાર કર્યો. અને કાઠિયાવાડે તો એમને **હઝલ સમ્રાટ**નો ખિતાબ અર્પણ કર્યો. ગુજરાતમાં ગઝલ સમ્રાટો* તો હતાજ ને હવે હઝલ સમ્રાટ પાક્યો.

'હઝલ સમ્રાટ'ના બિરૂદને ભાઇ બેકારે દીપાવ્યું છે!

છેક છેલ્લે ગુજરાતભરમાં અપૂર્વ* એવો એક મુશાયરો રાજપીપળામાં યોજાઇ ગયો. છેલ્લા પંદર વરસમાં ભાઇ 'બેકાર' રાજપીપળામાં માન ખાટી ગયા.

*'નવચેતન સાહિત્ય મંદિર' છે. સહતંત્રી

*અમારી જાણમાં એકલા શયદા સાહબજ એ માન ધરાવે છે. —સહતંત્રી.

* એનાથી વધુ સરસ મુશાયરા થયા છે. સહતંત્રી

રાજપીપળાના રાજકુટુંબની ચાહ કાયમના માટે મેળવી એમણે એમની કિર્તીમાં વધુ ઉમેરો કર્યો...

મ્હેં મારી જિન્દગીમાં પહેલ વહેલોજ પ્રસંગ રાજપીપળામાં નિહાળ્યો હતો કે જનતાને હાસ્ય અને હળવું મનોરંજનજ જોઇએ છે. અને તેમાં 'બેકાર'એ હાસ્ય અને હળવું મનોરંજન આપી જવામાં ખૂબ કામયાબ નિવડયા હતા.

હાલમાં તેઓ 'ચિત્રપટ', 'કારવાં', 'બે ઘડી મોજ', 'ફિલ્મીસ્તાન' વિગેરેમાં કાયમી કટાક્ષ કોલમો લખે છે.

એ ઉપરાંત ફિલ્મચિત્ર, સોસાયટી, યુવક, કનક, ઇસ્માઇલી, 'નવચેતન', આફતાબ, ઔલાદ, વિગેરે માસિકોમાં અવરનવાર લખાણો લખે છે.

ભાઇ 'બેકારે' ગુજરાતને જે પુસ્તકો આપ્યાં છે આજદિન સુધી એકાદ અપવાદ સિવાય કોઇ મુસ્લિમ સાહિત્યકારે આટલી કારકિર્દી હાસિલ કરી નથી.

સને ૧૯૩૭માં સુરતથી આઝમ અહમદ ઇસ્માઇલ 'વહશી'ના તંત્રીપણા હેઠળ કારવાં માસિકનો જન્મ થયો. ભાઈ વહશી સાથે મળીને ભાઇ બેકારે 'કારવાં'માં સ્થાન જમાવ્યું. ભાઇ 'બેકાર'ની દેખરેખ હેઠળ કારવાં નિયમિત પ્રગટ થતું રહ્યું.

'કારવાં'નો પ્રથમ અંક એ એમની મહેનતનું ફળ હતું. ગુજરાતના તમામ નાના મોટાં કવિ મિત્રોના ફોટા બ્લોકો, તથા તેમના લેખો માટે જોઇતાં ચિત્રો વિગેરે દોરાતી. 'કારવાં'ને ગુજરાતમાં અન્ય માસિકોની હરોળમાં મૂકવાનો સુંદર પ્રયાસ એમણે કર્યો હતો.

અને એ રીતે કારવાં ગરવી ગુર્જરીનું ઉત્તમ માસિક બન્યું. અને તે પછી તો 'કારવાં' એ દિનપ્રતિદિન વધુને વધુ વિકાસ સાધ્યો છે.

કારવાંમાં ભાઈ 'બેકાર' એના જન્મથી માંડી આજદીન સુધી એકધારૂં લખાણુ આપ્યે જાય છે. 'આવારકી દુન્યા' એ 'કારવાં'માં બેકારની મુખ્ય લેખમાળા છે.

ગુજરાતી સાહિત્યકારોમાં આજે અનેક સુપ્રસિદ્ધ સાહિત્યકારો એમના અંગત મિત્રો થઇ પડયા છે. એઓ હાસ્યકવિ તરીકે ગુજરાતભરમાં જાણીતા થયા છે.

ગુજરાતના ચાર્લસ ડીકન્સ સમા 'બેકાર' સાહબની આટલી રૂપરેખા બસ નથી. એમના જીવન વિષે ઘણું ઘણું કહેવાનું છે. પરંતુ ગુજરાત એમની પાસે ઘણું માંગે છે...એમની પ્રતિભા એટલી મહોબ્બતવાળી છે કે હજી ગુજરાત એમના તરફ હાથ લંબાવ્યેજ જાય છે. અને ગુજરાતની કદર કરીને એઓ પણ કંઇક નવીન કંઇક વધુ ગુજરાતને આપવાની ખ્વાહિશ ધરાવે છે.

જેમણે એમને સાંભળ્યા છે, જેઓ એમના પરિચયમાં આવ્યા છે, તેઓ એમનામાં પળે પળે હાસ્ય ઉત્પન્ન કરવાની શક્તિ જોઇ શક્યા હશે.

જનાબ બેકાર ઘણું જીવો.

# ફર્ઝ-ધ્યેય

[ ઉદ્‌બોધક નાટિકા ]



: લેખક :
'કિસ્મત'
ભાવનગર.

## દ્રશ્ય પહેલું

સ્થળ: શેરીના એક ઘરનો ઓટલો.

[સામેજ દેખાતા ઓટલા પર બે છોકરા ગંજીફે રમી રહ્યા છે. બંનેની વય પંદર આસપાસની. ડાબી અને જમણી બાજુ શેરીનો રસ્તો પથરાયેલો છે.]

આદમ: (ગંજીફો ટીપતાં) યાર, આમાં તો મજા નથી આવતી.

રૂસ્તમ: કેમ ? દરરોજ રમીએ છીએને?

આદમ: હા પણ, ત્રણ-ચાર જણા હોય તો વધારે મજા આવે. (પાનાં વહેંચવા માંડે છે.)

રૂસ્તમ: હા યાર, તારી વાત તો ખરી છે. (પાનાં હાથમાં લેતાં) સાલા, આજ કયાં મરી ગયા બધા ? (ડાબી તરફ શેરીમાં નજર ફેંકતાં) લે, આ બેટો હમીદિયો આવે એનેજ બેસાડીએ.

આદમ: જવા દેને એ દોઢ ડાહ્યાને. એ તો જાણે એને લાટસાબ સમજે છે. આખો દી ઓલા રોશનાની પછવાડે પૂછડીની જેમ ભમ્યા કરે છે.

[હમીદ આવી પહોંચે છે. એની વય બારેક વર્ષની.]

રૂસ્તમ: એય ઉલ્લુ! અહીંયાં આવ

હમીદ: (ચાલતાં-ચાલતાંજ) ઉલ્લુ તું.

રૂસ્તમ: ( પાનાં ફેંકી ઊભો થતાં) એમ છે બેટા! બહુ ખુમારી આવી ગઇ છે! (ચાલ્યા જતાં હમીદનો ખમીસનો કાંઠલો પકડે છે.) રોશનાની પૂછડી.

હમીદ: (કાંઠલો છોડાવવા મથતાં) છોડી દે કહું છું.

રૂસ્તમ: નહિં તો ?

હમીદ: ( હોઠ ભીડતાં ) નહિ તો આમ. (રૂસ્તમને એક તમાચો ચોડી દે છે.)

[રૂસ્તમના હાથમાંથી કાંઠલો છૂટી જાય છે. એ અને હમીદ હાથોહાથ આવે છે. આદમ પણ એમાં સામેલ થાય છે. ઘણીજ બૂમાબૂમ અને ધીંગામસ્તી મચી રહે છે. એના અવાજથી સામેના ઘરમાંથી રૂસ્તમના પિતા બહાર ઓટલા પર નીકળી આવે છે.]

રૂસ્તમના પિતા: એય રૂસ્તમડા ! આ શું ધમાલ મચાવી છે ?

[તેમને નીચે ઊતરતા જોઈ છોકરા લડતાં અટકી જાય છે. આદમ પલાયન થાય છે. હમીદ રડી પડે છે.]

રૂસ્તમના પિતા: ગધેડા જેવા, બાઝવાજ કરો છો ? ( હમીદને માથે હાથ મૂકતાં ) શું થયું બેટા ?

હમીદ: (રડતે સાદે) ચાચા બેય જણાએ મને માર્યો.

રૂસ્તમના પિતા: (એને પંપાળતાં) છાનો રહી જા બેટા ! જો, હું એની આજ વલે કરૂં છું. ( રૂસ્તમને તમાચો ફટકારતાં ) નાલાયક ! મોટો ભાઇ થઇને એને મારતાં શરમાતો નથી? પાજી. જા ઘરમાં.

[રૂસ્તમ ઘર તરફ વળે છે. એ પહેલાંજ હમીદ સરકી ગયો હોય છે.]

રૂસ્તમના પિતાઃ (પાછળ મોઢું ફેરવતાં) અરે, હમીદ ક્યાં ગયો? કેવો ડાહ્યો છોકરો છે? જેવો એનો બાપ હાશમ અકોણો એવોજ આ કલ્લાગરો છે. ખરેખર,

'ફૂલ હોતા નથી કૈં' ખારથી આધે આઘે.'

●

## દ્રશ્ય બીજું.

સ્થળ : ગામ બહારનું ટેકરીવાળું મેદાન.

[ હમીદ, રોશન, યુસુફ અને કાસિમ ટેકરીની તળેટીમાં બેઠા છે. કાસિમ હમીદનો સમવયસ્ક લાગે છે. રોશન અને યુસુફની વય સોળની આસપાસ હશે. ટેકરીની પાછળ દૂર ગામની મસ્જિદના મિનાર અને ઘુમ્મટ તેમજ ઘરોનાં છાપરાં દેખાય છે. સંધ્યા થતી આવે છે.]

હમીદઃ આ ઉનાળામાં સાંજે ફરવાની કેવી મજા પડે છે?

રોશનઃ મજા તો પડેજને? આખા દિવસના સખત ઉકળાટ પછી અત્યારની ખુશનુમા હવા કોને ન ગમે?

હમીદઃ આ જગા પણ કેવી સુંદર છે? આ...ઘે પેલા મિનારા ને ઘુમ્મટ કેવા સરસ લાગે છે?

કાસિમઃ અરે હા, રોશન! તું એક મિનારાના ગીતની વાત કરતો હતોને?

યુસુફઃ હા, એ તો ભુલાઇ ગયું.

હમીદઃ હા હા, રોશન! એ ગીત સંભળાવ યાર!

રોશનઃ જવા દોને એ ગીત; મને હજી તો એ આખું યાદ પણ નથી થયું. ચાલો, એ કરતાં કોઇ રમતજ રમીએ.

યુસુફઃ વાત ખરી છે! હજી તો અમારા ઉસ્તાદે એ આજેજ શિખવાડયું છે.

હમીદઃ પણ જેટલું આવડે તેટલું. રોશન! સંભળાવને ભાઇ!

રોશનઃ તુંય હમીદ! ગાયનનો ભારે રસિયો છે. આ કાંઇ સિનેમાનું ગીત નથી હો. તું તો સમજી પણ નહિ શકે.

હમીદઃ (કૃત્રિમ રોષમાં) ભલે ન સમજી શકીએ. તમે બધા આલિમ છો એ ખબર છે.

રોશનઃ (હસતાં) બસ ખિજાઇ ગયો એટલી વારમાં? લે, સાંભળઃ

[રોશન એકદમ ગંભીર બની જઇ દૂરના ઘુમ્મટ-મિનારા તરફ તાકી રહે છે. બધા એની સામે એવીજ ગંભીરતાથી જોઇ રહે છે અને રોશનના કંઠમાંથી ગીત વહેવા માંડે છે.]

> હે મિનાર! હે મિનાર!
> આસમાન ચૂમનાર, ભેટનાર અભ્રને,
> હિલચાલથી દીપી ઉઠી હિલાલને દિપાવનાર,
> સગર્વ ઊભનાર, દૃષ્ટિ દૂર દૂર ફેંકનાર.
> ઘુમ્મટો તણા સમાન પાસબાન!

[રોશન ગીત ભૂલી જતાં અટકે છે એટલે યુસુફ ઉપાડી લે છે]

> તાકી ઉચ્ચતાથી દૂર દૂર વિસ્તરી જઇ
> સર્વને નમાઝ કાજ મસ્જિદે જમા કરી,
> ખુદા સમક્ષ મસ્તકો બધાયનાં ઝુકાવનાર.

[ફરી રોશન ઉપાડી લે છે.]

> બંદગી કરાવનાર, એકતા બઢાવનાર,
> પાંચવક્ત બાંગી-કંઠથી સરેલ દિવ્ય એ
> અજાન શી અમોલ ને અપૂર્વ ભેટ વિશ્વને
> આપી કોણ આત્માને વિકાસ અર્પતું ગયું?
> હે મિનાર! હે મિના.............ર!

[ગીત પૂરું થતાં કોઈ કંઈ બોલતું નથી. બધાય મસ્જિદ ભણી તાકી રહ્યા હોય છે. થોડી શાંતિ પછી ધીમે ધીમે રોશન બોલે છે.]

રોશનઃ દોસ્તો, આખું ગીત મને આવડતું નથી. અમારા ઉસ્તાદે એનો સાર સરસ રીતે કહ્યો હતો.

હમીદઃ તો અમને કેમ નથી કહેતો?

રોશનઃ એજ કહું છું હમીદ! આપણે હમેશાં ખાઇએ-પીએ છીએ, ભણીએ છીએ

અને મજા કરીએ છીએ પણ કોઇ દી અલ્લા-હને યાદ કરીએ છીએ?

કાસિમ: કેમ વળી રોજ તો યાદ કરીએ છીએ.

રોશન: એમ તો બધાય યાદ કરે છે, પણ આપણે પાંચે વખતની નમાઝ પઢીએ છીએ? એના દરબારમાં જઈ આપણું સર ઝુકાવીએ છીએ?

[માત્ર મૌન પથરાય છે.]

રોશન: (ઉત્તેજિત સ્વરે) કેમ ચૂપ થઇ ગયા? તમારી એ ફર્ઝ નથી કે તમારા રબની બંદગી કરો? તમારી એ ફર્ઝ નથી કે કુર્આને શરીફનાં ફરમાનોનો અમલ કરો? તમારી એ ફર્ઝ નથી કે પ્યારા નબી સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની પૈરવી કરો?

બધા: બેશક, બેશક.

રોશન: અને છતાંય આપણે એ ફર્ઝ બજાવતા નથી. દૂર ઊભેલા એ મિનાર તરફ જુઓ. કેવો શાંત ઊભો છે એ? પણ એ શાંત નથી.

હમીદ: શું એ શાંત નથી?

રોશન: ના. એના દિલમાં છૂપો દાવાનળ સળગે છે. એની આંખમાંથી અશ્રુની ધારા વછૂટે છે.

કાસિમ: શું મિનાર રડે છે?

રોશન: હા, એને દુઃખ થાય છે. આજે એના હૈયે પોકારાતી અઝાન સેંકડો મોમીનો સાંભળે છે, સમજે છે અને પોતાની ફરજ સંભારે છે. પણ મસ્જિદમાં નમાઝ વખતે પૂરી પાંચ સફ પણ થતી નથી.

"વસતી મસ્જિદોની આજ રંગધામમાં વસી"

આજે આ મોટી મોટી મસ્જિદો જાણે વેરાન જેવી લાગે છે. નમાઝીઓના વિયોગમાં દિનરાત નિસાસા નાખે છે.

હમીદ: (રોશનનો હાથ પકડતાં) રોશન, રોશન!

રોશન: સાંભળ હમીદ! એ નિસાસાનું પરિણામ છે આજની આપણી અવદશા નથી આજે આપણામાં એકતા, નથી આપણામાં ઉન્નતિની ભાવના, નથી આપણામાં ઇલ્મ, નથી તાલીમ અફસોસ! આપણે બધું...ય ગુમાવી બેઠા. (બે હાથ પર હડપચી ટેકવી કોઈ ઊંડા ચિંતનમાં ડૂબી જાય છે.

[હમીદ એકાએક ઊભો થઈ લલકારે છે.]

છે સબક જીવંત આ ઇસ્લામનો,
સામ્ય કેરો પાઠ દેનારી નમાઝ.
કાં ચૂકે મોમીન કદી જીવન મહીં?
હશ્રમાં છે મોક્ષની બારી નમાઝ.
મૌન શું, શું ધ્યાન, શું આરાધના;
સર્વ છે તારાજ આભારી નમાઝ –['નિશાત']

હમીદ: (ગીત પૂરું કરી) બસ, આજથી આપણે પાકા નમાઝી બનવું જોઇએ.

કાસિમ: હા હા. કાલે જુમ્માનો પાક દિવસ છે. આપણે ચારેય જઈએ.

યૂસુફ: આપણે ચારજ શું કામ? મોહલ્લાના બધાય છોકરાને તૈયાર કરીએ.

હમીદ: બસ, ચાલો આજે રાતેજ ફરી વળીએ.

(મોટે અવાજે ગાય છે) હે મિનાર! હે મિનાર!

[રોશન ઊભો થઇ શાંત પગલે ચાલવા માંડે છે. બાકીના એનું અનુકરણ કરે છે.]

## દ્રશ્ય ત્રીજું.

**સ્થળ:** હમીદનું ગરીબી ગાતું ઘર.

[ટાકામાંનું કોડિયું ઘરમાં આછો પ્રકાશ પાથરે છે. હમીદનો પિતા હાશમ ખાટલા પર બેઠો બેઠો બીડી પીવાનો આનંદ માણે છે. 'હે મિનાર! હે મિનાર!' ગાતો હમીદ પ્રવેશે છે.]

હાશમ: એ મિનારવાળા! ક્યાં મરી ગ્યો'તો અત્યાર સુધી?

હમીદ: (ધરબાયેલા અવાજે) ફરવા ગયો હતો.

હાશમ: (ધુમાડાના ગોટેગોટા ઉડાવતાં) હં...મોટાં માલદારનો છોકરો ખરોને? કોણ કોણ હતા?

હમીદ: માસીનો યુસુફ, કાસમ અને... અને......

હાશમ: અને શું? બોલ્યો રોશનો. રખડેલનો સરદાર. એલા, તને કેટલીવાર કીધું એની ભાઇબંધી કરવી રે'વા દે. માંડી વાળેલ, દી કેમ ફરી ગ્યો છે? એના બાપ આગળ બચકો છે એવો છે તારા બાપ આગળ? એની જેવા નખરા કરવા ગ્યો તો મૂઓ પડયો જાણજે. આજ તો જવા દઉં છું. પણ હવે એની ભેળો ભાળીશ તો તારું ચામડું ખેંચી કાઢીશ. જા બકરી લઇ આવ ને પછી કરી લે વાળુ.

[હમીદ જાય છે. થોડીવારે રૂસ્તમ પ્રવેશે છે.]

રૂસ્તમ: કેમ હાશમચાચા!

હાશમ: આવ બેટા! આવ.

રૂસ્તમ: ચાચા! હમીદ નથી?

હાશમ: આ ઘડીએજ બકરી લેવા મોકલ્યો.

રૂસ્તમ: કેમ હજી અત્યારે!

હાશમ: હજી હમણાં તો ઇ આવ્યો.

રૂસ્તમ: તે અત્યાર સુધી ક્યાં ગયો હતો!

હાશમ: આ ઓલો લખપતિનો દીકરો છે ને........

રૂસ્તમ: હા, હા, રોશન.

હાશમ: એની ભેળો ફરવા ગ્યો'તો. મેં એને હજાર વાર કીધું કે તું એની ભાઇબંધી કર મા. પણ જાણે પાણકા માથે પાણી. તનેય કીધું કે તું એને તારી ભેળો રાખ પણ તુંય માનતો નથી તો.

રૂસ્તમ: પણ ચાચા! એ માને તોને! એ તો રોશનનેજ એનો ભાઇબંધ સમજે છે. મને તો દેખે છે ત્યાંથી બાઝવા દોડે છે.

હાશમ: એમ! દુશ્મનના દીકરા એને વ્હાલા લાગે છે. તને બેટા! ક્યાંથી ખબર હોય કે એ રોશનડાના બાપને ને મારે કેવી અદાવત છે. હું તો એ ઘરના કોઇપણ માણસને ભાળું છું ને મને કાળ ચડે છે. મને એમ કે નમાયાને વધારે શું કહેવું? પણ હવે હમીદિયાને છૂટ આપવા જેવી નથી. હવે જો એને એ કાળમુખા ભેળો ભાળે તો કહેજે. જોઇ લે પછી મજા.

રૂસ્તમ: ચાચા, બીજું તો કાંઈ નહિ, પણ એ રોશનો એવો બરાડી છે કે ગામ આખાની છેડતી કરે છે. એની સાથે કો'ક દી આપણેય બદનામ થઇએને? (ઊભો થતાં) ઠીક ત્યો ચાચા! બેસો ત્યારે; ને હું હમીદની ખબર તમને જરૂર આપીશ.

## દ્રશ્ય ચોથું

**સ્થળ:** મોહલ્લાનો ચોક.

[નાહી ધોઇ સ્વચ્છ પોશાકમાં છોકરાઓનું ટોળું ઊભું છે. એમાં હમીદ, યુસુફ અને કાસિમ તથા આદમ પણ છે.]

એક છોકરો: આજ જાણે ઇદ હોય એવું લાગે છે, નહિ?

બીજો છોકરોઃ હા યાર! તારી વાત ખરી છે.

ત્રીજો છોકરોઃ આવું રોજ થાય તો કેવી મજા પડે ?

હમીદઃ બસ, હવે તો રોજ આવું થવાનું.

[રોશન આવી પહોંચે છે]

રોશનઃ (સસ્મિત) ઓહો, બધાય આવે છેને શું ? અરે હા, પણ રૂસ્તમ કયાં છે ?

આદમઃ એ નથી આવવાનો.

કાસિમઃ કેમ ?

યુસુફઃ એને રોશનની ભાઇબંધી નથી કરવી.

રોશનઃ પણ આમાં તો મારી નહિ પણ ખુદાની ભાઇબંધી કરવાની છે.

હમીદઃ હું જાઉં એને બોલાવવા ?

રોશનઃ ના ના, આજ નહિ તો કાલ. આવ્યા વગર થોડોજ રહેવાનો છે ?

[અઝાન સંભળાય છે.]

હમીદઃ ચાલો, ચાલો. નમાઝનો વખત થઈ ગયો.

[બધા ઉપડે છે.]

## દૃશ્ય પાંચમું

### સ્થળ : હમીદનું ઘર.

હાશમઃ (વિચારગ્રસ્ત દશામાં આંટા મારતાં) બસ, આજે એ નમાયાની સાન ઠેકાણે લાવી દઉં તોજ હા. ખબર છે એ બેવકૂફ છોકરાને કે એના રોશનડાના બાપે એના સગા બાપ પર કેવા સિતમ ગુજાર્યા છે ? મારી દૌલત, મારી ઇઝઝત, મારી ઝિંદગી જેવી ઝિંદગી એણે ધૂળધાણી કરી નાખી. અને હજીય જાણે એટલાથી ન ધરાયો હોય એમ મારી અવદશા જોતો એની હવેલીના ત્રીજા માળે બેઠો બેઠો મારી કંગાળ ઝૂંપડી પર હસે છે, શું કરૂં (હાથ મસળતાં, દાંત પીસીને) મારા હાથ હેઠા પડયા છે નહિ તો એનો તો રોટોજ પીસી નાખત. એનો છોકરો હરામખોર હવે મારા છોકરા પર જાળ પાથરવા નીકળ્યો છે. અને સા........છોકરાનેય અક્કલ નથી કે એનો નચાવ્યો નાચે છે. રૂસ્તમે આવીને જ્યારથી મને કહ્યું છે ત્યારથી મને ચેન પડતું નથી. મારી ઔલાદ એ શૈતાનના છોકરાની પાછળ પાછળ ફરે ? એની તાબેદારી ઉઠાવે ? જુગાર રમતાં શીખે ? મારી ઉપરવટ થઇને એના ઘરે જઇ આવે ? દુશ્મનના આંગણે ઊભો રે' ? ને હું એ સાંખી રહું ?

[ચુપકીદીથી પ્રવેશતા હમીદને જોતાં હાશમ ભભૂકી ઊઠે છે.]

હાશમઃ કમજાત ! નાલાયક ! (હમીદની પાસે જઈ એને મારવા માંડે છે) એની ભેળો ફરતો ફરતો છેક એના ઘરમાં ઘુસવા માંડયો. મારા દુશ્મનને રાજી કરવા ?

હમીદઃ (રડતાં, રડતાં) બાપુ ! બાપુ !

હાશમઃ (મારતો અટકી) ચૂપ ! હું તારૂં કાંઇજ સાંભળવાનો નથી. આજ એના ઘરે જુગાર રમી આવ્યો, કાલે દારૂ પીવા જજે. લાકડી લેવા દે. એ વગર તું પાંસરો નહિ થાય. (લાકડી લેવા જાય છે.)

હમીદઃ પણ બાપુ ! હું એના ઘરે નહોતો ગયો.

હાશમઃ (ક્રોધમાં ધસી જઇ એને એક તમાચો ફટકારતાં) મને બનાવવા નીકળ્યો છે ? એના ઘરે નહોતો ગયો ?

હમીદઃ ના ના, બાપુ !

હાશમઃ ત્યારે કયાં ગયો'તો ?

હમીદઃ ખુદાના ઘરમાં, મસ્જિદમાં.

હાશમઃ હેં........એ ?

હમીદઃ હા બાપુ ! હું તો નમાઝ પઢવા ગયો હતો.

હાશમઃ પણ તારી ભેળો રોશન તો હતોને ?

હમીદઃ પણ બાપુ ! અલ્લાહના ઘરમાં તો બધાય આવે. ત્યાં આવવાની કોઇને મના હોય ખરી ?

[હાશમ સ્તબ્ધ જેવો બની ખાટલા પર બેસી જાય છે.]

હમીદ: (હાશમ પાસે ઘૂંટણભર બેસી, એના બંને હાથ પકડી લેતાં) બાપુ ! રોશનેજ બધાને નમાઝ પઢતા કર્યા, એણેજ બધાને ફર્ઝનું ભાન કરાવ્યું. બાપુ ! એ બહુજ ડાહ્યો છોકરો છે. હું એની સાથે ફરૂં એ તમને નથી ગમતું ?

[હાશમ અનુત્તર રહી કંઇ વિચારતો હોય એમ હમીદની સામે તાકી રહે છે.]

હમીદ: બોલોને બાપુ ! તમને એ ન ગમતું હોય તો હું કાલથી એની સામે પણ નહિ જોઉં. હું કસમ...

હાશમ: બેટા ! (હમીદના મોઢે હાથ મૂકી દે છે.)

હમીદ: બાપુ !

[રોશન ચુપચુપ આવી પિતાપુત્ર ન જુએ તેમ ઊભો રહી જાય છે.]

હાશમ: બેટા ! આજ મારી આંખો ઊઘડી ગઇ છે. આજથી જેવો તું એવો મારે મન મારો રોશન.

રોશન: (એકદમ આગળ ધસી હાશમને ભેટી પડતાં) ચાચા ! મને દુઆ દો, ચાચા !

હાશમ: (હમીદ અને રોશનના માથે હાથ મૂકતાં) સુખી થાઓ બેટા !

રોશન: ચાચા ! એક વચન આપશો ?

હાશમ: માગ બેટા ! માગ

રોશન: મારા બાપુ ખૂબ પસ્તાવો કરે છે. તમને મળવા ઝંખે છે. આવશોને મારે ઘરે ?

[હાશમ વિચારમાં પડી જાય છે.]

રોશન: કેમ ચૂપ થઇ ગયા ચાચા ? તમે કહો તો મારા બાપુને અહીં બોલાવું.

હાશમ: ના ના, બેટા ! એ મારા મોટાભાઈ છે. એમને મળવા આવવું એ મારી ફર્ઝ છે. હું જરૂર બજાવીશ.

[યુસુફ, કાસિમ, આદમ અને રૂસ્તમ પ્રવેશે છે.]

રૂસ્તમ: (ધીમે પગલે હાશમ પાસે જઇ) ચાચા, મને માફ કરો. મેં તમને ભરમાવ્યા છે.

હાશમ (ઊભો થઇ કૃત્રિમ રોષમાં) હરામખોર ! તને સજા કરૂં છું કે મિલાવ બધાની સાથે હાથ. (હસી પડે છે.)

[બધાય હસી પડે છે, રૂસ્તમ બધા સાથે હાથ મેળવે છે.]

હાશમ: (લહેરમાં) ચાલો, ભાગી જાવ બધા. મારૂં તો માથું પકવ્યું હરામખોરોએ.

[બધા જાય છે.]

●

## દશ્ય છેલ્લું

સ્થળ: ગામ બહારનું ટેકરાવાળું મેદાન.

[દૂરેથી અવાજ આવે છે 'હે મિનાર ! હે, મિનાર !' ધીમે ધીમે અવાજ છેક નજીક આવે છે રોશન, હમીદ, યુસુફ, કાસિમ, આદમ અને બીજા બેત્રણ છોકરા ગાતા ગાતા પ્રવેશે છે.]

બધાય હે મિનાર ! હે મિનાર !
હે મિનાર ! હે મિનાર !

રોશન: તુંજ એ દુઆ ગુજાર,
આદમ: તુંજ એ દુઆ ગુજાર,
રોશન: ફર્ઝ–ધ્યેય જિંદગી તણાં
ગુમાવી બેસનાર,
હમીદ: ફર્ઝ–ધ્યેય જિંદગી તણાં
ગુમાવી બેસનાર,
રોશન: છિન્નભિન્ન થૈ ગયેલ
આ વિરાટ કારવાન,
યુસુફ: છિન્નભિન્ન થૈ ગયેલ
આ વિરાટ કારવાન,
રોશન: ફરી નમી તણે ડગે ડગે પ્રવાસ આદરે,
કાસિમ: ફરી નમી તણે ડગે ડગે પ્રવાસ આદરે,
રોશન: હશ્રની નજાત ને બહિસ્તનાં સુખોવરે,
રૂસ્તમ: હશ્રની નજાત ને બહિસ્તનાં સુખોવરે,

[બધાય મિનાર તરફ જુએ છે]

રોશન: હે મિનાર ! હે મિનાર !
બધાય: હે મિનાર ! હે મિનાર !

[ પડદો ]

# વિજય

બર્મામાં શત્રુ પરાજય પામ્યો છે.
રંગુન કબ્જે થયું છે.
ખુદાનો શુક્ર એહસાન

# V જય

## પણ

**યુદ્ધ પહેલાંની સ્થિતિએ આવવા માટે હજી પૂરતો સમય જોઇશે.**

એમ. એમ. પી. ચેરીટેબલ ટ્રસ્ટ, રાંદેરના ટ્રસ્ટીઓ સને ૧૯૪૪-૪૫માં મળેલી મદદ માટે દાતાઓનો આભાર માને છે અને ટ્રસ્ટની પોતાની આવક ચાલુ થાય ત્યાં સુધી માટે મદદ ચાલુ રાખવા વિનવે છે. વખતો વખત મળતી મદદનો જાહેર સ્વીકાર તેઓ 'કારવાં' દ્વારા પ્રકાશિત કરતા રહેશે.

**દાતાઓના મુબારક નામો.**

રૂ. ૧૦૦૦) શેઠ હબીબ ઇસ્માઇલ મેમોરિયલ ટ્રસ્ટ મુંબઇ.
રૂ. ૧૦૦૦) શેઠ જશવંતરાય ચુરામણી લાહોર.
રૂ. ૧૧૮૬ા= આફ્રિકા ખાતે થયેલ ચંદાના હા. મી. ઇસ્માઇલ રાવત જોહાનસબર્ગ.
રૂ. ૫૫૧) શેઠ શેખ અબ્દુલ વહાબ સા૦ દિલ્હી.
રૂ. ૫૦૦) શેઠ ઠાકોરદાસ રંગીલદાસ વીલેપારલે (મુંબઇ)
રૂ. ૪૦૧) શેઠ સોરાબ મહેતા નસરવાનજી એન્ડ કું. કરાંચી.
રૂ. ૨૫૦) મી. આદમભાઇ રસુલભાઇ વહોરા ઇન્જીનીયર ભોપાલ.
રૂ. ૨૩૯ા- મી. ઇસ્માઇલ મોહમદ રાવત ડરબાન.
રૂ. ૧૨૫) મી. શેખ મુર્તુઝા બનુ કપલસાડી
રૂ. ૧૦૦) મી. અલી હાશિમ ઔલિયા બી. કોમ. કરાંચી.
રૂ. ૧૦૦) મી મોહમ્મદભાઇ વલીભાઇ પટેલ કપલસાડી.
રૂ. ૧૦૦) મી ઇબરાહીમ મોહમ્મદ અહમદાબાદી જુનાગઢ.
રૂ. ૧૦૦ શેઠ હૈદરબક્ષ જમાલુદ્દીન ગેટન જોધપૂર
રૂ. ૧૦૦) મી. ઈસ્માઈલ ઇબરાહીમ મીનટી ડરબાન.
રૂ. ૧૦૦) શેઠ અલી મૂસા ભરચા મુંબઈ.
રૂ. ૧૦૦) હાજી હસન સુલેમાન પટેલ હા. મૌ. અહમદ અશરફ
રૂ. ૫૦) શેઠ ઇસ્માઇલ મોહમદ એન્ડ સન્સ ડરબાન
રૂ. ૨૯ા= મી. ઇબરાહીમ ઇસ્માઇલ રાવત ડરબાન.
રૂ. ૨૫) મી. પીરમોહમદ અ. રહીમ મન્સૂર સુરત.
રૂ. ૨૫) શેઠ સુલેમાન ઉમર એન્ડ કું. કરાંચી.
રૂ. ૨૫) મર્હૂમ શેઠ હસનજી વકફ ફંડ હા. રાંદેર સુન્ની વ. પં. રાંદેર
રૂ. ૨૧) મેટ્રીકની પરીક્ષાના વિદ્યાર્થીઓ (જુદા જુદા ગામોના)
રૂ ૨૦) મી. ફીકુભાઈ ગોવીંદજી ભગત રાંદેર.
રૂ. ૧૦) મી. અલીભાઈ યુસુફભાઈ પટેલ મહેમદાબાદ.
રૂ. ૧૦) મી. મોહમદ અબ્બાસ મલેક મહેમદાબાદ.
રૂ. ૫) મી. મોહમદ આલમ ગુલામનબી મહેમદાબાદ.
રૂ. ૫) મી. ગુલામ રસુલ શમશેરમીયાં મહેમદાબાદ.
રૂ. ૫ા મી. ઇસ્માઇલ મોહમદ માસ્તર જોરહટ.
રૂ. ૩ા=ા રસુલબીબી ઇબરાહીમ આજમ ઇસ્માઇલની છોકરી રાંદેર.
રૂ. ૧૦૬ા= પરચુરણ મદદ.

# વતન-પ્રેમ

—"બિસ્મીલ"

ધવલ એ ચાંદની રાતો મને પણ યાદ આવે છે;
પરસ્પરની મુલાકાતો મને પણ યાદ આવે છે,
જે દીધી દીલની સોગાતો મને પણ યાદ આવે છે;
પ્રણય ને રૂપની વાતો મને પણ યાદ આવે છે,
હવે એ ઉદ્ભવેલા પ્રેમ-ઉચ્માતોને ભૂલી જા;
મહબ્બતમાં વિતાવેલી એ દિનરાતોને ભૂલી જા.

મને નિરખી તું કરતી સ્મિત અને હરખાય જાતી'તી;
નિકટ હું આવતો, તું નાસતી સંતાઈ જાતી'તી,
હું પકડી પાડતો દોડીને, તું શરમાય જા'તીતી;
મૃદુ ભાવે પછી મારા ગળે વીંટાઈ જાતી'તી,
એ મોંઘેરી મહબ્બતને ભુલાવી દે ને ભૂલી જા;
મને મળવાની આદત ને ભુલાવી દે ને ભૂલી જા.

કદી તું આવી પાછળથી દબાવી આંખો છેતરતી;
હું કોમળ હાથ પકડી ખેંચતો તું બાહુમાં સરતી;
અને શરમાયને પગના અંગૂઠે ધરતી ખોતરતી;
પછી નજરો મિલાવી શીશને મારા ખભે ધરતી;
નથી ભૂલ્યો નથી ભુલ્યો હજુ એ સુસ્મરણ મનથી;
હું માનું છું કે એ ભૂલી જવું પણ છે કઠણ મનથી:

હજૂ પણ યાદ છે મુજને કરેલી તે પ્રણય-વાતો;
મળી ઉદ્યાન-કુંજોમાં જે કરતાં'તા ઉભય વાતો;
વિની સંકોચે કરતા છાની છાની કંઈ હૃદય-વાતો;
કદી તું મૌન રહેતી, કરતો કરવા હું વિનય વાતો:
ગણીએ સાર દીધું: સ્વપ્નસમ યાદોને ભૂલી જા;
હૃદયપટની પુરાતન સર્વ આબાદીને ભૂલી જા.

પ્રણયની મીઠી વાતોમાં કદી તકરાર થઇ જાતી;
ફરી તું છણકો મુખ ફેરવતી, બંધ ગુફ્તાર થઇ જાતી;
ઉભયની ચોર નજરો એક વારંવાર થઇ જાતી;
પછી તું ત્યાગી ગુસ્સાને ગળાનો હાર થઇ જાતી;
હૃદય-બાગે હજૂ તારી, મેં એ ઉલ્ફત દબાવી છે;
ઘણી એકાંતમય એ યાદમાં ઘડીઓ વિતાવી છે.

અને હું પણ તને દિલમાં નિરંતર આવકારીને;
દબાવી લે લો બાહુમાં મને ખુદને વિસારીને;

ઉભય એક પ્રેમ-સૃષ્ટિને નવલ દિલમાં સંવારીને;
પ્રણય-સાગરમાં જતા સ્નેહ-નૌકા પાર તારીને;
ધડકતે હૈયે તારો પ્રેમ ભુલી જાઉં છું હું પણ;
નથી દિલ માનતું પણ કેમ ભુલી જાઉં છું હું પણ.

જુદા આપણને કરવા મોતની પણ કયાં હતી તાકત;
મહામૂલી હતી એકમેકના દિલમાં ખરી ઉલ્ફત,
નિરંતર મળવું, લડવું, હસવું, રૂસવું એ હતી આદત;
ઉભય નિજ પ્રાણથી ગણતા અધિકતર પ્રેમની કીંમત,
અહા એ યાદ મારી દિલમાં આવી જાય છે જ્યારે;
જુદા પડવાને મારૂં મન જરી અચકાય છે ત્યારે.

તને મારા પ્રત્યેની ચાહના ને પ્યારના સોગંદ;
સિતારા ને શશીમય વ્યોમના શણગારના સોગંદ,
તે શીતળ વાયુ-લહેરો, કુંજો ને ગુલઝારના સોગંદ;
કે જ્યાં બેસી કર્યા ઈકરાર તે ઇકરારના સોગંદ,
તને સોગદ પાવન પ્રેમના દિલભર તું ભૂલી જા;
મને આજેજ અંતરથી હવે સત્વર તું ભૂલી જા.

વતનની દુર્દશાનું તુજ કને હું શું કરૂં વર્ણન;
હજૂ આઝાદી લેવી છે ગુલામીનું કરી ખંડન;
વતન કાજે લડાવી દઇએ ચાલો સાથમાં જીવન;
ખુદા હાફિઝ ન કર હું જાઉં છું દે આખરી દર્શન;
વતનના પ્રેમ પાસે તુચ્છ તારો પ્રેમ માનું છું;
વતન પર પ્રાણ દઇ દેવાને મારો પ્રેમ માનું છું.

*પ્રેરિત

## મુબારકબાદ

શેઠ હાજી અહમદ યૂસુફ બોટાવાલાની નૂરચશ્મી બહેન સારહબીબીએ ચાલુ વર્ષની મેટ્રિકની પરીક્ષામાં કામયાબી હાસિલ કરી છે તે માટે શેઠ મૌસૂફ અને કુટુંબીઓને અભિનંદન પાઠવીએ છીએ.

—તંત્રી

## આભાર સ્વીકાર

મસ્કતથી ડૉ. કાસિમ ઈબરાહીમ મોતાલાએ ટેલીગ્રાફ મનીઓર્ડર દ્વારા મી. આંઝમ અહમદ ઇસ્માઇલને નામે રૂા. ૧૫૦)ની રકમ ઑલ્ડ બોય્ઝ સ્કોલરશીપ ઝકાત ફંડ માટે તા. ૭-૬-૪૫ના મોકલાવી છે તે એમ. એમ. પી. ઑલ્ડ બોય્ઝ એસોસીએશન, રાંદેરનાં ઓન. સેક્રેટરીને પહોંચાડવામાં આવી છે.

ડૉ. મોતાલા પણ એમ. એમ. પી.ના 'એક ઑલ્ડ બોય્ઝ' છે અને અન્ય ઑલ્ડ બોય્ઝ બંધુઓને પણ ખુદાપાક એમનું અનુકરણ કરવાની શક્તિ અને તૌફીક અર્પે.

—તંત્રી

# આવાઝકી દુન્યા

સંભળાવનાર : 'ઍકાર'

**ફીસ-ફૅસ-ફુસ !**

ટાયરમાંથી હવા નીકળી જતાં તે ફુસ્સ ફુસ્સ થઇ જાય; તેમ ફ્રીસ્કો પરિષદમાંથી રશિયન પ્રતિનિધિ ચાલ્યો જતાં ફુસ્સફુસ થઇ ગયું છે! જેમ જુગારીઓના ટોળા પર પોલિસનો દરોડો પડતાં જુગારીઓ જુગારનાં પાનાં તથા પૈસા પડતા મૂકીને નાસી છુટે છે તેમ કેટલાક પ્રશ્નોને વેરણછેરણ પડતા મૂકીને ઘણાખરા પ્રતિનિધિઓ પોતપોતાના પંથે પડયા છે ને પરિષદ જાણે આપોઆપ હવાઇ ગઇ છે! કોઇ નિષ્ફળ ફિલ્મ કે નાટક પુરું થતા પહેલાં પ્રેક્ષકો બગાસાં ખાતા ખાતા ઊઠી જાય ને ઘચરકાં ખાતા ઘર ભેળા થાય; તેમ ફિસ્કોનું થયું લાગે છે! ખેલ ખતમ થયો છેનું પૂર્ણાહુતિ વાક્ય કહેનાર પણ કોઇ દેખાતું નથી! મેળામાંથી લોકો કોઇ પણ જાતનો લાભ પ્રાપ્ત કર્યા વિના ફક્ત ધરી પારી લોથ થઇને સુઇ જાય એવું થયું છે. શાંતિ પરિષદદ્વારા જગતમાં શાંતિ સ્થાપે તે પહેલાં પોતે પરિષદજ નિશ્ચેત થઇ શાંતિમાં ફેરવાઈ ગઈ હોઇ, સાનફ્રાન્સીસ્કોમાં સ્મશાનવત શાંતિ ફેલાઇ ગઇ છે. અને તેનું મૂખ્ય કારણ એજ છે કે ચાર મૂખ્ય સત્તાઓના સંચાલકો વચ્ચે મન ઐક્ય નથી. ફક્ત સ્વાર્થ સિદ્ધ ખાતર તાણીતુશીને એકતાનો દેખાવ કર્યો હતો; તે સ્વાર્થના પવનનો એક ઝપાટો લાગવાથી એ એકતાનો માંડવો તૂટી પડયો છે. "કહીંકી ઈંટ કહીંકા રોડા; ભાનુમતીને કુંબા જોડા!" જેવો શંભુ મેળો જમા થએલો જેથી વાસ્તવિક પરિણામની આશા ક્યાંથી રાખી શકાય! બ્રિટનની કાન ભંભેરણીને પરિણામે અમેરિકા રશિયા તરફ અવિશ્વાસની નજરથી સ્હેજ જોતું થયું હોય, 'આવ ભાઇ હરખા કે આપણે બંને સરખા' જેવી બ્રિટન-અમેરિકાની વાતને ન પારખી શકે એટલો સ્ટેલીન ભોળો તો નથીજ! બાંગડ ફોલ્કા મોલોટોવે તો સામાનું પાણી ઉતારવાનાજ વારંવાર પ્રયત્નો કર્યા છે. ચર્ચીલની 'સાંવલેકી મોર છાવ' નો કે 'હારે હાં ભાઇ હારે હાં'ની નીતિના અનેક પીઠ્ઠીઓ હોવા છતાં રશિયાની બાંગડ જાતિના કારણે પરિષદનું પંજરણ ઢીલવાઈ ગયું છે, ને તમાશાના શોખીનો નિરાશ થયા છે.

●

**કાલનાં અળસીયાં આજે અજગર બને છે!**

હજી કાલ સુધી તો ફ્રાન્સ નાઝીઓની એડી નીચે રગદોળાઇ રહ્યું હતું, અને દગોલે માંદી મરઘીની જેમ લંડનના દરબારમાં ભરાઇ ગયો હતો. ચર્ચીલે દાણાપાણી નાખીને એ મરઘીને જરા ટહાર કરી, મિત્રલશ્કરોએ ઉત્તર આફ્રિકામાં ઉતરાણ કરી પગ જમાવ્યા, અને એણે ફ્રાન્સને પણ મુક્ત કર્યું તો એ મરઘીનો મરઘો થઇ ગયો. ફ્રાન્સનો એ કૂકડો પાંખો ખંખેરી આઝાદીની બાંગ પોકારવા લાગ્યો. હજુ એનાં પીંખાએલાં પીંછડાં પુનઃ વ્યવસ્થિત થયાં નથી તેવામાં તો કલગી ઉંચી કરી પોતાનો ભૂલાએલો સામ્રાજ્યવાદી સૂર ઉંચો કર્યો. એ અળસીઉં જોતજોતામાં ફણીધર નાગ બની

સીરીયા-લબનોનના અરબો સામે ફુંફાડા મારવા લાગ્યું! સામ્રાજ્યવાદની મોરલી પર ડોલતું એ અળસીઉં કાલની વાતને વિસરી ગયું! ભલ-ભલા ચમરબંધીના તાજ ઠોકરે ઉડી રહ્યા છે, તેવા આ લોકશાહીના જમાનામાં અઢારમી સદીનું પુનરાવર્તન કરવા બેઠું છે તે જગત શી રીતે સહન કરે? હાલ તો બ્રિટીશ બાજીગરે એને ઠંડું પાડયું છે. પણ એણે તો બ્રિટીશ બાજીગરની સામે પણ ફુંફાડા મારવા શરૂ કર્યા છે! જો કે એમાં મોટો મગર નાના મગરને શિખામણ આપવા હાલી નીકળે એવી વાત છે પણ જોઇએ છીએ કેરોની અરબ પરિષદ ગાજીગાજીને કેવીક વરસે છે? બાકી 'બડેભાઇ-તો બડેભાઇ ને છોટે ભાઇસો સુબ્હાન અલ્લાહ' જેવી વાત છે કે ફ્રાન્સને સિરીયામાં શિખામણ આપવા તત્પર થનાર બ્રિટન ઇરાનમાંથી એ માટે લશ્કર ખેંચવાની ના પાડે છે કે "બ્રિ. લશ્કર પાછું ખેંચી લેવાથી નાહક ૫૦ હજાર ઇરાનીઓ, બેકાર બની ભૂખે મરી જશે એટલે કે તે ૫૦ હજાર ઇરાનીઓને બેકાર બનતા અટકાવવા માટે પરોપકારાર્થેજ બ્રિ. લશ્કર ઇરાનમાં રહ્યું છે! આજે પરોપકારાર્થે શું શું થતું નથી? લોકો ધાડ પણ પરોપકારાર્થેજ પાડતા હશેને?

## વળી પાછું શિયાળ ને ઊંટ!

ઊંટની પાછળ શિયાળ કંઇક શિકારની આશાએ ફર્યું કે આવડું મોટું જાનવર છે કંઇક શિકાર કરીને પડતો મૂકશે તો મારૂં પેટ ભરાશે. પણ તેની ધારણા પાર ન પડી, આખો દિવસ ઊંટની પાછળ ઉંચું ડોકું રાખીને ફર્યા કર્યું. પરિણામે ગરદન દુઃખી આવી પણ શિકાર ન મળ્યો. ઊંટ એ કંઇ વાઘ નથી કે બીજા-ઓને માટે પાછળ કંઇ પડતું મૂકે! અલબત્ત હિંદની હાલત પણ બ્રિટન જેવા ઊંટના પૂંછડાં પાછળ ભમતા શિયાળ જેવી છે. સ્વરાજની આશામાં એની ગરદન અક્કડ રહી ગઇ; પણ ન મળ્યું તે નજ મળ્યું હવે બ્રિટનમાં પુનઃ ચુંટણી જંગ શરૂ થયો છે ને હિંદના નામે આશાનાં લીલાં ઝાડવાં ઉગાડવા માંડયાં છે. ચર્ચીલ અને તેનો ટોરીપક્ષ તો જાણે સામ્રાજ્યવાદના માંડવાના ઢોલી હોઇ હિંદને, જરાય રેઢું ન મુકવાની વાત કરે એ બનવા જોગ છે.પણ મજુર સભ્ય બેવીન, એટલી વગેરે હિંદને ચુંટણીમાં કેસેદ્દ મળતાં સ્વરાજ આપી દઇશે તે જોઇશું? રાજાજી કહે છે કે મજુર પક્ષ પાસેથી હિંદને ઘણી આશા છે પણ ભૂતકાળમાં રામ્સે મેકડોનલ્ડ કયાં મજુર પક્ષનો ન હતો? પહેલા યુદ્ધના ઇનામ પેટે તો હિંદને 'રોલેટ એકટ' મળ્યો હતો, જોઇએ છીએ હવે શું મળે છે? અમારૂં તો માનવું છે કે મજુર પક્ષ જીતશે તોય હિંદને તો સ્વરાજને બદલે લીલું નાળિએરજ મળશે. કારણ કે એ કાગડા ભલે જુદાજુદા રંગના કે જુદાજુદા ઘાટનાં દેખાતાં હોય પણ એ બધાંય, એકજ વાંસના છોબડાં છે ને? પોતાનો ઘોડો વીનમાં લાવવા ગમે તેવો પ્રચાર કોઇ કરે પણ પછી તો ધારેલું હોય તેજ કરે! એ કંઇ પૂર્વના બાબારામોની જેમ વચન આપ્યું તે પાળવા બંધાય રહે, એવા એકનું એક પૂછડું પકડી રાખનારા ઓર્થોડોક્ષ નથી! પશ્ચિમની

મુત્સદ્દીગીરી એટલે ચકડોળ! જેવુંને જગતનો ઉદ્ધાર કરવા ઉપસ્થિત થએલો અટલાંટિક ચાર્ટર કેવો દરિયાના તળિએ જઇને બેઠો; તેવી રીતે ચુંટણી પછી હિંદનો તરાપોય દરિયાના તળિએ નહિ બેસે એની શી ખાતરી? આઝાદી એ કંઇ માગી-ભીખીને લેવાની વસ્તુ નથી!

## ભરૂચીઓ જાગે છે!

મુંબઇ ઇલાકામાં પારસીઓની જેટલી વસ્તી છે તેટલીજ ભરૂચ જીલ્લામાં પટેલ બિરાદરોની વસ્તી છે. પટેલ કોમ ખેતી પ્રધાન કોમ છે. શેરાતનમાં પટેલ ભાયડાઓ આગળ પડતા ગણાય છે તેમ ખેતીમાં અને વહેપાર વણજમાં પણ આગળ આવી રહ્યા છે ખુદાનો લાખ લાખ શુક્ર છે કે હવે કેળવણીમાં પણ ઠીક ઠીક પ્રગતિ સાધી રહ્યા છે. આફ્રિકા ખાતે પણ કાનમીયા બિરાદરોની આજકાલ બોલબાલા થઇ રહી છે. પારસી સ્કોલરશીપથી ભણી ખાનાર કોમમાં હવે સ્કોલરશીપો આપીને ભણાવી શકે એવા સેંકડો માણસો પાકયા છે. આ તકનો લાભ લેવાનું ધી બોમ્બે મુ. પટેલ એસોસીએશને યોગ્યજ પગલું ઉપાડયું છે. એની અવાજને ઉઠાવી લેનારાઓ પણ અનેક છે. ભરૂચ જીલ્લામાં આટઆટલા મુસલમાનો કેળવણીથી ફુલ્યા ફાલ્યા છતાં તે પારકા બારણે ધક્કા ખાઇનેજ. મુસલમાનોની પોતાની કહી શકાય એવી એકકેય હાઇસ્કૂલ ન હોવાથી ધી બોમ્બે મુ. પટેલ એસોસીએશને 'મુસ્લિમ ફ્રી હાઇસ્કૂલ' સ્થાપવાની બિસ્મિલ્લાહ બોલવાનો આરંભ કર્યો છે. મુંબઇમાં એક કવ્વાલીના જલ્સાદ્વારા ૧૮ હજારની રકમ એકઠી કરી છે, અને હવે આગળ ડગમાં મંડાઇ રહ્યાં છે. એ શુભ કામને નેક નીય્યતીથી ઉપાડી લેવાની ખુદા સૌ જુવાનોને તાકત આપે. યાદ રહે કે એ હાઇસ્કૂલ એકલી પટેલીયાઓની નહિજ હોય. 'મુસ્લિમ ફ્રી હાઇસ્કૂલ' એટલે બધીજ જાતના મુસલમાનો માટે નક્કી થશે. બધાઓએ ઝાઝા 'હાથ રળિયામણા'ની કહેવતને ખરી પાડવાને પ્રયત્ન કરવો રહ્યો. સાથે સાથે ફ્રી બોર્ડીંગની પણ યોજના છે. આવડી મોટી યોજના બોલવાથી કે એક બે પેપરોમાં લખવાથી ન પુરી થાય. એ માટે મુરબ્બી વડીલો, જોશીલા જુવાનો અને બધાય કેળવણીના હિમાયતીઓએ કામ કરવાનાં છે, એક લાખ વહોરાઓજ ધારે તો એ કામ પાર પડે એમ છે. કાનમ જાગે, બ્હારાં જાગે, મુંબઇ જાગે અને આફ્રિકા પણ જાગે તો એ સ્કીમ માટે જોઇતી પાંચ લાખની રકમ એકઠી થતાં વાર ન લાગે. પણ તે કયારે? પક્ષાપક્ષીથી પર રહી, કામ કરનાર કોણ છે તે ન જોતાં, કામ કેવું થઇ રહ્યું છે, તે પર દ્રષ્ટિ ઠેરવી દરેક પોતાની ફરજ વિચારતા થાય ત્યારેજ. તન, મન, અને ધનની કુરબાની વગર એવી માતબર સંસ્થાઓ, અનિવાર્ય સાધનો અને ઉપયોગી કેન્દ્રો સ્થાપી શકાતાં નથી. અડગ નિશ્ચયબળથી બધુંજ કરી શકાય છે. નામ નહિ પણ કામની ખાતર કામ કરનારાઓની કોમને જરૂર છે. ભરૂચી બાયડાઓ જોઇએ છીએ કેવાક ગર્જે છે અને કેવાક વરસે છે?

## ઇલ્મ દાન

એક મેટ્રિક કલાસના ગરીબ મુસ્લિમ વિદ્યાર્થીને માટે રૂ. ૧૦) માસિક સ્કૉલરશીપની જરૂરત છે. ઉદાર શેઠિયા આ તરફ લક્ષ આપી પોતાની ફરજ બજાવશે એવી અપીલ છે.

લખો, E.
C/o **Bekar Office**
**Rander** (Surat)

*Printed by.-Magania Mangaldas Patel, at the 'Gangotri' Printing Press* Kanpith Khand Bazar, SURAT.

Published by:-Azum Ahmed Esmail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya, Tower Road, SURAT.

## વિરોધાભાસ

(કત્અ)

ભલે આ રંજો ગમ મારા કોઇની શાદમાની હો,
ભલે મારાં પતનથી ઉન્નતિ કો'ની થવાની હો;
ખુદાયા! આટલું પણ આ વિરોધાભાસમાં હોજો,
કે મારાં મોતથી મળતી કોઇને જિન્દગાની હો.



# ભર્યો દરબાર

(ગઝલ)

જિગર મારૂં હમેશા જખ્મ પારાવાર ચાહે છે,
અને મુજ આંખ અશ્રુધાર અનરાધાર ચાહે છે.
તમોને એ રીતે તો આ સકળ સંસાર ચાહે છે,
ખરા પ્રેમે પરંતુ આજ તો બે-ચાર ચાહે છે.
તમોને દર્દ, ગમ, આશા, તમન્ના, પ્યાર ચાહે છે,
પધારો કો'ક દી, દિલનો ભર્યો દરબાર ચાહે છે.
અરે, એ તો અધીરો થઇ રહ્યો છે વીજને મળવા,
ન મારો માળ, ખાલી વીજનો ઝણકાર ચાહે છે.
જીવનનાં ગીત ગાવા મેં હજી છેડી ન છેડી ત્યાં,
અરે. તૂટી જવા ત્યાં ઉર-વિણાના તાર ચાહે છે.
નઠારૂં હોય કે સારૂં, અકારૂં હોય કે પ્યારૂં,
જીવન મારૂં સદા તારૂં શરણ કિરતાર! ચાહે છે.
છો સત્કારો તમે પ્રેમે, છો ધુત્કારો તમે ક્રોધે,
તમારાં દર્શ મારૂં દિલ તમારે દ્વાર ચાહે છે.
ભલે આવે ખડક આડા. ભલે આંધી ઉઠે, તો પણ,
તરી હું જઈશ. મુજને કોઈ સામે પાર ચાહે છે.
રહું છું એ રીતે ગુલઝારમાં હું પ્રેમ-દ્રષ્ટિથી,
ગુલો તો ઠીક, પણ મુજને સદા ખુદ ખાર ચાહે છે.
બને છે ગુલની જેવું એ બને છે ખારની જેવું,
જીવન એવું બને છે તું જેવો આકાર ચાહે છે.
પ્રણય-વ્યવહારની "બેફામ!" કૈં આની ખબર ન્હોતી,
નયનથી દૂર રહેવા અંતરે વસનાર ચાહે છે.

"બેફામ"

"બેફામ"

[અનુસંધાન પૃ. ૪]

ભાઈ બરકતઅલી ગુલામહુસૈન વીરાણી. 'બેફામ' ઉપનામથી તાજ્રાજ બહાર આવ્યા છે. એમની ગઝલોમાં શિષ્ટ તત્વો અને વાસ્તવિક જીવન દર્દની સ્પષ્ટ છાયા હોય છે.

એ ઉપરાંત એઓ એક અચ્છા ગાયક છે. સાયગલની ઢબથી એઓ મુશાયરામાં મેદાન મારી જાય છે. સવારની ઠંડી હવાની જેમ એમનો સુરીલો આવાજ શ્રોતાજનને મુગ્ધ બનાવી દે છે.

આવતી કાલના ભર્યા ફાલમાં ભાઇ 'બેફામ'નું નામ અવશ્ય ગુર્જરીના પાલવમાં ઝીલાઇ રહેશે.

"વહશી"

એમનું પુરું નામ આ'ઝમ અહમદ ઇસ્માઇલ, ઉપનામ 'વહશી', જન્મ સ્થળ રાંદેર. જન્મ તા. ૧૯-૧૧-૧૯૯૭.

કો'ક્વાર તમો 'કારવાં' ઓફિસમાં જઇ ચડો. તો જેમ દાણા પીઠના શેઠીયાઓ ગાદી તકીયે બેઠેલા જોવામાં આવે તેમ રિંદાના હાલતમાં બેઠેલા મધ્યમ કદના ઠરેલ અને વ્યવહારૂ માણસ વારે ઘડીયે દેશી સીગારેટના ગોટા કાઢતા, અને પા પા કલાકે ચાના કપ રેડતા જુઓ તો સ્હમજી લેશો કે એ બિરાદર 'વહશી' સાહબ છે. એઓ "બહુ ન બોલીએ તો ?"માં માનનારા હોઇ સજ્જન પણ એોહુંજ કરે છે. એઓ અચ્છા ગઝલકાર છે. એમની ગઝલોનો રંગ નોખો છે. આવા 'કારવાં'ના માલિક અને તંત્રી માટે વધુ કહેવા કરતાં આવા વિકટ સમયમાં 'કારવાં'ને અઘરી મંઝિલમાંથી પસાર કરનાર અને એને માટે છૂટા હાથે નાણાં વેરનાર માટેની આટલી ઓળખ બસ છે *

'વલી'

એમનું સત્તાવાચક નામ અને ઉપનામ જે સમજો તે 'વલી' છે. તેઓ કયાં જન્મ્યા? કયારે જન્મ્યા? કેટલી વયના છે? શું કરે છે? કયા ખાનદાનના છે? પિતાનું નામ શું છે? એ વિષે હુ કશું જાણતો નથી. જાણવાનો યત્ન પણ કરતો નથી. એટલું જાણું છું કે તેઓ કવિ છે, લેખક છે અને સાચા મિત્ર છે, મુઠ્ઠીભર હાડના દુબળદેહી લાગતા એ યુવાનમાં ગઝબની હિંમત દાખવીને જે ચોર લોકો વલી બની બેઠા હતા. તેમને ચોર (અરે! ધંધી ચોર!)ના ચોર સાબિત કરીને છોડયા છે.

સાહિત્યકારની સાચી ઓળખ એનું સાહિત્ય છે. એની કલમ બોલે છે, એના શબ્દો એનું સ્વરૂપ સમજાવે છે. એનો ક્ષરદેહ કંઇ નથી અક્ષર દેહજ બધું છે. 'વલી' પણ આ તુલનામાં પુરા ઉતરે છે. એમ કહી શકાય છે.

આ અંકનું સંપાદન તેમણે કર્યું છે. ચાલુ કૉલમોના લખાણો સિવાયના બીજા લખાણો એમની કોશિશનુંજ ફળ છે. એ લખાણો કેવાં છે તે પર ટીકાત્મક કંઇજ કહેવું નથી. કેમકે તેમણે લેખક પરિચયમાં કડી બાવુ બાળીને અલમનસાઇ બનાવી છે. ત્યારે એ મિઠાશમાં તીખાશ (કડવાશ નહિજ) હુ શા માટે ભેળવુ?

હા, એમના મતવ્યો સાથે અમે સંમત નથી. આ અંકના લેખકોની ઓળખ તેમણે જે રીતે આપી છે. તે માટે તેઓજ જવાબદર છે, અમે પણ એ લેખકોને ઓળખીએ છીએ પરંતુ 'વલી' સાહબ ઓળખાવે છે તેનાથી ભિન્ન રીતે એમની સાહિત્યવાનગી અમે પણ ચાખી છે પરંતુ વલી સાહબ પેઠે સબડકા ભર્યા. વિના હાવકા મુખે. અમને ગમી તે રીતે.

* લેખ પ્રગટ થયા વિના ઓળખ આપવા માટે 'વલી' સાહનો આભાર. —'વહશી'

## ....આ અંકમાં...



: તંત્રીઓ :
"વહશી" રાંદેરી.
નિસાર અહમદ
: વ્યવસ્થાપક :
"તાજ"



કિંમત : ૭ આના.

વહશી સાહિત્ય કાર્યાલય ટાવર રોડ, સુરત.

:કબાદ:—

રાંદેરના વતની અને રંગુનની સુરતી બરા બજાર કું૦ લી૦ ના અને હાલમાં ધી બર્મા ઇન્ડિયન એસોસીએશન, સુરતના સેક્રેટરી જનાબ ગુલામ હુસેન અહમદ સુરમાના ફરઝન્દ મી૦ આ'ઝમ મુંબઇ યુનિવરસીટીની ડૉકટરી પરીક્ષા, એમ. બી. બી. એસ. (ફાઇનલ)માં ફતેહયાબ થયા છે તે માટે અમારી દિલી મુબારકબાદ પેશ કરીએ છે.

—તંત્રી.

મુસ્લિમ ગુજરાતનું મુખ્ય માસિક




પુ. ૬ ઠું | જુલાઈ ૧૯૪૫ | અંક ૧૧મો

# 'કારવાં'ના ગ્રાહકો, લેખકો અને કવિ બંધુઓને—

'કારવાં'ની શરૂઆતથી હાલ સુધી 'કારવાં'નું પ્રગટ સ્થાન સૂરત ખાતેજ છે. આજ દિન સુધી બધો પત્રવ્યવહાર સૂરતનાજ સરનામે થતો આવ્યો છે. રાંદેરની એમ. એમ. પી. ચેરિટેબલ ટ્રસ્ટ હસ્તક ચાલતી હાઇસ્કૂલ અને હોસ્ટેલનું સંચાલન સને ૧૮૯૫ થી મારા વાલિદ સાહેબ કરી રહ્યા છે. આજે ૭૧ વર્ષની વયે પણ તેઓ આ કાર્ય સંભાળી રહ્યા છે. છેલ્લા બે વર્ષથી મજકૂર ટ્રસ્ટના ટ્રસ્ટીઓ પૈકી મને પણ ચૂંટવામાં આવ્યો છે. જુનથી શરૂ થતી નવી ટર્મથી મને એમ લાગી રહ્યું છે કે મારો પણ મજકૂર સંસ્થાના તંત્રમાં હિસ્સો લેવો જોઇએ કે જેથી મારા વાલિદ સા૦ના કાર્યનો બોઝ કંઇક ઘટે અને કંઇક અનુભવ મને પણ મળે. હાલના સંજોગો જોતાં છેવટે તા. ૧૧ મી જુન ૧૯૪૫ થી ક૦ ૨–૦ સુધી (ન. ટા.) મારો સમય મેં તે સંસ્થાની સેવા માટે અર્પણ કર્યો છે તેથી કાર્યાલય દરરોજ બપોરના ક૦ ૨–૩૦ (ન. ટા.) પછીજ ઉઘડશે. ગ્રાહકો. લેખકો અને કવિ બંધુઓ આ સમયની નોંધ લે અને તે સમય અગાઉ આવવા તસ્દી નહીં લ્યે એટલી વિનંતી છે.

'કારવાં' કે કાર્યાલય અને ધી રાંદેર સ્ટોર્સના નામે આવતા મનીઓર્ડરો અને રજીસ્ટર્ડ પત્રો મને રાંદેર ખાતે મળે એવી ગોઠવણ મેં ટપાલ ખાતા સાથે કરી છે પણ તેથી ઢીલ થવાનો સંભવ રહે છે તેથી વિનંતી કે હવેથી રજીસ્ટર્ડ ટપાલ, મનીઓર્ડર, ઇન્ડીયન પોસ્ટ ઓર્ડર વી૦ રાંદેર ઓફીસના સરનામાથીજ મોકલવા. આફ્રિકાના ગ્રાહકોએ પોસ્ટલ ઓર્ડરમાં Rander પોસ્ટ ઓફીસનું નામ ભરી મોકલવું.

'કારવાં' એ મારા શોકની સાહિત્ય-સેવા છે. ઇન્શાઅલ્લાહ તે નિયમિત ચાલુજ રહેશે. ગુજરાતની એક જુની અને જાણીતી સંસ્થા, જેને મર્હૂમ સર ઇબ્રાહીમ રહેમતુલ્લાહ સા૦ શી. આઇ. ઇ.એ એક આદર્શ સંસ્થા ગણાવી છે, તેની સેવા માટે દીવસનો અડધો સમય આપવા જ્યારે મેં હિમ્મત કરી છે તો આશા છે કે યોગ્ય સહકાર મળીનેજ રહેશે.

આપનો,

"વહ્શી" રાંદેરી.

તંત્રી અને માલિક, "કારવાં"

## અલ્લાહ તઆલાનું ફરમાન

(૩૪૫) અને જેમણે પોતાના પરવરદિગાર(ની તવહીદ)થી નકાર કર્યો તેમના માટે દોઝખનો અઝાબ છે, અને તે બુરી જગ્યા છે. જ્યારે તેઓ તેમાં નાખવામાં આવશે તો તેનો ભારે બીહામણો અવાજ સાંભળશે અને તે ગુસ્સો કરતી હશે. (કુર્આન)

× × ×

(૩૪૬) બેશક માણુસ અધીરો પેદા થયો છે. જ્યારે તેને બુરાઇ પહોંચે તો (હદ ઉપરાંત) ગભરાટમાં પડે છે પણ જ્યારે તેને ભલાઇ પહોંચે તો (જાન માલને નેક માર્ગથી) અટકાવનાર બને છે. (કુર્આન)

× × ×

(૩૪૭) હે ઈમાનવાળા! પોતાની જાનને તથા પોતાના કુટુંબીઓને આગથી બચાવો જેનું બળતણ માણસો અને પત્થરો છે તેના ઉપર આકરા સ્વભાવના જોરાવર ફરિશ્તા નીમાયલા છે કે (ખુદાપાક) જે કંઇ તેમને હુકમ આપે તેમાં તેઓ ખુદાપાકની નાફરમાની કરતા નથી. અને જે કંઈ તેમને હુકમ થાય તેજ કામ કરે છે. (કુર્આન)

× × ×

(૩૪૮) (હે ઇમાનવાળાઓ!) આપસમાં નેક કાર્ય તથા પરહેઝગારી પર મદદ કરતા રહો, અને પાપ તથા ઝુલ્મ(ના કાર્ય)માં કોઇની મદદ ન કરો, અને અલ્લાહથી ડરતા રહો, બેશક (હુકમો વિરૂદ્ધ કરનારને) અલ્લાહ સખત શિક્ષા કરનાર છે. (કુર્આન)

× × ×

(૩૪૯) (હે નબી!) તું કહી દે કે નાપાક અને પાક સરખા નથી ભલેને નાપાકનો વધારો તને આશ્ચર્ય પમાડે, માટે હે બુદ્ધિશાળીઓ! અલ્લાહ(ના હુકમ વિરૂધ્ધ કરવા)થી ડરતા રહો કે જેથી તમે (સંપૂર્ણ) સફળતા મેળવો. (કુર્આન)

× × ×

(૩૫૦) અને અમે તેઓ (યહુદીઓ)ની વચ્ચે કિયામતના દિવસ સુધી (માંહોમાંહેની) દુશ્મની અને વેર નાખી દીધું છે, (તેથીજ) જ્યારે કદિ (મુસ્લિમો સાથે) લડવા માટે આગ સળગાવવા ચાહે છે, ત્યારે અલ્લાહ તેને ઓલવી નાખે છે, અને (પછી હતાશ થઇ) તેઓ દેશમાં (ગુપ્ત રીતે) ફસાદ કરતા ફરે છે. અને અલ્લાહ ફસાદ કરનારાઓને ચાહતો નથી. (કુર્આન)

સંપાદક—મો૦ અબ્દુર્રહીમ—

## રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન

(૩૪૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જ્યારે તમારામાંહે કોઈ માણસના ખાવા (પીવા)માં માખી પડી જાય તો તેને ડૂબાડી કાઢી નાખે કારણ કે તેની એક પાંખમાં બીમારી છે અને બીજામાં તેની દવા છે. (બુખારી)

× × ×

(૩૪૬) રસૂલુલ્લાહ સલ૦ ફરમાવ્યું કે વ્યભિચારી સંભોગ કરતી વખતે, ચોર ચોરી કરતી વખતે, અને શરાબી શરાબ પીતી વખતે ઈમાનની હાલતમાં રહેતો નથી. (બુખારી)

× × ×

(૩૪૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જનાઝામાં ઉતાવળ કર્યા કરો. જો તે ( મુડદું ) સદાચારી છે, તો તેને બેહતરીની તરફ પહોંચાડી દેશો, અને જો તે દુરાચારી છે, તો પોતાની ગરદનથી બોજ (ભાર) હલકો કરી દેશો. (બુખારી)

× × ×

(૩૪૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે હિબા (બક્ષિસ) કરી પાછુ લેનાર તે કુતરા સમાન છે. જે ઉલટી ( વોમીટ ) કરીને ખાઈ લે. (બુખારી)

× × ×

(૩૪૯) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે કોઈ માણસ બીજા કોઇને ફાસિક (દુરાચારી) કે કાફિર કહે નહિ. કારણ કે અગર તે માણસ તેવો ન હશે તો આ શબ્દો કહેનાર તરફ પાછા ફરશે. (બુખારી)

× × ×

(૩૫૦) રસૂલુલ્લાહ સલ૦ ફરમાવ્યું કે કિયામતના દિવસે તમો પોતાના તથા પોતાના બાપના નામ વડે પોકારવામાં આવશો; તમો ભલા નામ રાખ્યા કરો. (અબૂદાઉદ)

—સાદિક સા૦ રાંદેરી.

# પોઠ

હાંકનાર

વણજારો

'હું' કેમ લખું છું' ને બદલે "હું કેમ નથી લખતો?"નો પ્રશ્ન વહેતો મૂકવામાં આવે તો હું માનું છું કે સારા જેવું સાહિત્ય મેળવી શકાય. કારણ કે આપણે ત્યાં સતત લખ્યે જનારા કરતાં થોડું લખીને લાઇન ત્યજી જનારાની ફોજ નાનીસૂની નથી. અને ખરૂ જાણવાનું તો તેજ છે કે શા માટે તેઓ સાહિત્યની દુન્યા છોડી ગયા! હું કલ્પું છું ત્યાં લગી હોંસ અને ઉમંગથી કલમ લઇને મેદાનમાં આવેલી કોઇપણ વ્યકિત પોતાની મરજીથી લાઇન છોડી ગઇ હોય એમ થવું અસંભવિત છે ત્યારે વિચાર આવે છે કે કઇ વસ્તુએ તેમને ન લખવા માટે લાચાર કર્યા હશે? મારી ધારણા મુજબ એના કેટલાક સ્વરૂપો હું સમજાવું છું.

પહેલું તો સરસ્વતીના એ ભકતને આપણે ત્યાં લેખનકાર્ય શોખ તરીકે કરવુ પડે છે. કેમકે એના બદલામાં એને થોડીક વાહવાહ સિવાય કાંઇજ મળતું નથી આવી પરિસ્થિતિમાં તેને પોતાના ગુજરાન માટેની કલાકોની મજુરી કર્યા પછી બચે તે ટાઇમમાં લખવાનું કામ કરવાનું હોય છે. અને તેમાંય પણ તેનું ગૃહ-જીવન આડે આવે છે. સુંદર કલ્પનામાં રમતો તે જ્યારે ઘેર પહોંચે છે અને લખવા માટે કાગળ હાથમા લે છે ત્યાં પત્નિ અને કુટુમ્બીઓની ફોજ તેના કલ્પનાના પુરચા ઉડાવી દે છે. ફલાણું ઠીક નથી. ફલાણું લાવ્યા નહિ. અને એવી વિટંબણાની પરંપરા વચ્ચે તે પોતાની લેખનકામ માટેની સ્વસ્થતા ગુમાવે છે. ગમે તેવું ભયડતું તેને ગમતું નથી, અને ઉત્તમ સર્જન તેના કાબુની વાત રહેતી નથી પરિણામે અકળાઇને તે મરજી વિરૂધ્ધનું તે લેખન કાર્ય માંડી વાળે છે.

હજુ આપણે ત્યાં સાહિત્યકારના સામાજીક દરજ્જા જેવું કશું ગણાતું કે મનાતું નથી. અર્થદાસોની સામે તેનું વ્યકિત-મૂલ્યાંકન કશું (નહિ જેવું પણ) નથી અને આમ જોતાં તે પોતાના લેખન કાર્ય માટે સામાજીક વ્યકિત તરીકે કશોજ ગર્વ કરી શકાતો નથી.

ત્રીજું કારણ જેમનામાં લખવાની શકિત નથી છતાં પોતાની આર્થિક દશાની નિરાંતને લઇ કંઇને કંઇ ભચડતા રહેનારાઓની ફોજ છે. આ ફોજ તંત્રીઓ અને સંપાદકોને સારા લેખક તરફથી ભેપરવા બનાવી દે છે. કેમકે એમને ત્યાં લેખોનો અંબાર ખડકાએલોજ રહે છે, ઉત્તમ લેખકની નહિ તો સામાન્ય લેખકનીજ સહી કરીને કૃતિઓ છાપી અંક તૈયાર કરી શકાય છે. પણ હજીય આનાં બીજાં ઘણાં કારણો હશી હોઇ શકે છે. આપણા ખામોશ થઈ ગયેલા કેટલાક લેખકો કવિઓ એ વિષે કંઇ લખી મોકલે તો મહા ઉપકાર થશે ભલે તેઓ કંઇ કૃતિઓ ન મોકલે પરંતુ તેમણે લખવાનું કયા કારણસર માંડી વાળ્યું. તે તો દર્શાવે. ઓછામાં ઓછું ગુર્જરગિરામાં એની નોંધ તો રહે કે અહીંઆં સાહિત્યકારનાં જીવનમાં શી શી આડખીલીઓ ઉભી થાય છે.

જનાબ કોકિલ, જ. સારોદી, જ. નયન, જ. કલીમ, જ. ઇસ્હક, જ. મુસ્તુફા બાદી, જ. ફના રાંદેરી, જ. ઐયુબખાન ખલીલ, જ. મુસાબના, જ. ઝિયા, જ. શબનમ, જ. માંડવીઆ અને એવા બીજા મિત્રોને મ્હારી વિનતિ છે કે તેઓ પોતાનું છેલ્લું સ્ટેટમેન્ટ મોકલી આપે કે તેઓએ લખવાનું કેમ માંડી વાળ્યું?

° ° °

**માનસી**માં શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ મુશાઇરાની કવિતા માટે આવું કંઇક લખ્યું છે:

"મુશાઇરાની કવિતામાંથી ઉત્તમ કવિતા શોધવી એ ધૂળધોયો ધૂળમાંથી સોનું શોધે તેનાથી પણ વધુ મુશ્કેલ કામ છે."

ત્રિવેદી સાહેબે ધૂળધોયાની રીતે મુશાઇરાની કવિતા ચાળી જોવાનો ઉદ્યમ કર્યો હોત તો

જરૂર તેમને થોડું સોનું મળી રહેત. પેલી કવિતાનુસાર "**ઉદ્યમીઓ ધૂળમાંથી સોનું શોધી જાય છે**" બીજી એક વાત પ્રોફેસર સાહબને યાદ દેવાડવાની કે સોનું ધૂળમાંથીજ (માટીમાંથીજ તો) નીકળે છે અને ખાણુમાં મોટા પાયા પર થતા ધૂળધોયાના યત્નોમાં વધુ ભાગે સોનાની કણો મળીનેજ રહે છે. બીજી પણ એક વાત યાદ રહે કે ધૂળધોયાઓને કાંઇને કાંઇ મળતુંજ રહે છે નહિનર એ ધંધો કયારનોય બંધ થઈ ગયો હોત. આમ દરેક રીતે જોતાં પ્રોફેસર સાહેબની ટીકા વ્યાજબી નથી ઠરતી. છતાં અમે તેને આવકારીએ છીએ કેમકે ગુજરાતનો સાક્ષરવર્ગ ગઝલ પ્રતિ જે ઉદાસીનતા ભરી વલણુ દાખવી રહ્યો છે તેનું આ પ્રતિબિંબ છે પ્રોફેસર સાહેબે કેટલા મુશાઇરામાં ભાગ લીધો છે. તેની નોંધ મારી પાસે નથી, પરંતુ તેઓ દૂરથીજ દૂર રહીનેજ આ બધું લખી રહ્યા છે એમ લાગે છે.

મુશાઇરામાં રજુ થતી કવિતાઓમાં કેટલાક નવા અને ઢંગધડા વગરના કવિઓ ગમે તેવા ગડબડ ગોળા ગબડાવી જાય છે એ વાત સાચી છે. અને એવીજ છાપ શ્રી. ત્રિવેદી પર પડી હોય એ બનવા જોગ છે. પરંતુ મુશાઇરામાં કવિત્વ જેવું કંઇ રજુજ થતું નથી. એમ કહેવું એ અન્યાય છે. ત્રિવેદી સાહબ કવિતાના ખરા સોનાના પારખુ હોય અને ગઝલ સામે પૂર્વગ્રહ સેવતા નજ હોય તો મુશાઇરામાંથી પણ તેમને સાચું સોનું મળીજ રહેશે. ભલે તેઓ ધૂળધોયા તરીકે એને ચાળી જુએ.

° ° °

શ્રી **દ્વિરેફે** અઠ્ઠાવન વરસે **ત્રીજી રેફ** પોતાની સાથે જોડી એ જાણી આનંદ થાય છે. (**રામનારાયણની બે રેફ અને હીરા** બ્હેનની એક રેફ) હવેથી તેઓ પોતાનું તખલ્લુસ '**ત્રિરેફ**' રાખે એવી મ્હારી ભલામણ છે. ગુજરાતના ઘણાખરા વિદ્વાનો આ સંબંધમાં સંમત એમ પેપરો વાંચતાં જણાયું. કેટલાક નવલેહીઆ લેખકોને આ જરા નથી રૂચ્યું પણ તેઓના બખાળાને પૂછે છે કોણ? અને એવા બખાળા કાઢનારા ઉંડી સમજ ધરાવનારા નથી એવું મેઘાણી જેવા પીઢ સાહિત્યકાર લખે છે ત્યારે તો એ સવાલમાં ચર્ચવા જેવું કશું રહેતુંજ નથી. પણ એક સલાહ મારી માનો તો સાહિત્યકારોએ પચ્ચાસ વર્ષ પુરાં કર્યા પછીજ પરણવું જોઇએ કેમકે પચ્ચીસ વર્ષ લગી તો એનો સાહિત્ય શોખ એની અર્ધાંગનાની **શોક્ય** જેવો બનીને રહે છે. અને તેમાં "ચોપડાં મૂકો અને મારી સામે જૂઓ"નીજ ખેંચતાણુ થતી રહે છે માટે સાહિત્યમાંથી નિવૃત્તિ લેવાય ત્યારેજ પરણવાની પ્રવૃત્તિ આદરાય એ બીના સાહિત્યકારોએ સુખી થવા માટે વિચારવી ઘટે છે. શ્રી. પાઠકે લાંબા વિચાર પછીજ આ પહેલ કરી છે અને તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

° ° °

શ્રી. '**ખુરશીદ**'નું '**શિક્ષા**' નામનું કાવ્ય (જે 'કારવાં'ના મે અંકમાં છપાયું હતું) ગુજરાતના બીજા ત્રણ પેપરોએ 'કારવાં'માંથી નોંધ સહિત ઉતાર્યું છે. '**ઇન્સાફ**' '**આરામ**' અને '**પુસ્તકાલય**'માં તે જોવામાં આવ્યું છે. આ બદલ શ્રી. ખુરશીદને ધન્યવાદ આપવા ઘટે. હજી તો બેજ કાવ્યકૃતિ એ ભાઇએ રજૂ કરી છે. ત્યાં આટલી દાદ મળે છે એ આનંદ પામવા જેવું છે. પરંતુ ભાઇ ખુરશીદથી એ વાત જાણી અત્યંત દુઃખ થયું કે એક પણ ગઝલકાર મિત્રે એની ખંડણી આપી નથી. માત્ર ગઝલમાંજ રાચનારા મિત્રોની આ વલણુ શોચનીય છે. 'નઝમ' પ્રત્યે આવી ઉદાસીનતા વધુ દુઃખદ છે. શું તેઓ મુશાઇરાનેજ શાઈરીની મેઅરાજ માને છે? "ક્યાં લગી હે મિત્ર આવું ક્યાં લગી."

° ° °

જનાબ કલીમ વાકિરી ધોરાજવી સાહબને '**ગઝલ નરેશ**'નો સુવર્ણચંદ્રક એમના મિત્રો અને પ્રશંસકો તરફથી મળ્યો છે. કલીમ સાહબને એ બદલ ધન્યવાદ. પરંતુ એ ગઝલ નરેશ હવે બીજા નરેશોની પેઠે પોતાની પ્રજા કિંવા સાહિત્યને ન ભૂલે તો સારૂં એમનાં એ ઇલકાબના દાનમાં તેઓ 'કારવાં'ને શું ભેટ મોકલે છે તે જોવું રહ્યું

● કમલકાન્ત

# માથે ચઢીને બોલ્યું!

અભી ઝિન્દા હું, લેકિન સોચતા રહતા હું ખિલ્વતમેં,
કે અબ તક કિસ તમન્નાકે સહારે જી લિયા મયને;
બસ અબ તો દામને દિલ છોડ દો બેકાર ઉમ્મીદો,
બહોત દુઃખ સેહ લિયા મયને બહોત દિન જી લિયા મયને
—સાહિર

પ્રિય મિત્ર,

પત્ર મળ્યો, વાંચ્યો, સુંદર ભાષા, સુંદર વિચારો અને સુંદર અક્ષરોની દાદ દઉં છું "કિત્ના પ્યારા જવાબ હય પ્યારે" પરંતુ ચિંતન અને દર્શનની ગહનતા, તથા જીવન અભ્યાસની મનનપૂર્વક છણાવટ એમાં નથી. હજી કાચા છો. વિચારે, અને વયે. પરિણામે આવા બાળક જેવાં ચેડાં ચિતરી કાઢો છો. તમે લખો છો, "તમે દુઃખી છો" એમ જ્યારે સાંભળું છું ત્યારે મ્હારૂં અતર દ્રવે છે. રડે છે પરંતુ સાથે સાથે એક વિચારધ્વનિ દિમાગ પર અથડાય છે કે તમે દુઃખ સહેવામાં કમજોર છો, કોમળ છો નર્યા માસુ'મ જાણે. દુઃખ જેવી વસ્તુમાં હું માનતો નથી, દુ ખ તો માનવ માટે ફુરસદે રમવાનુ રમકડુ છે હૃદય એનાથી રમી લે છે નયન હસી લે છે અને આપણે એક અટ્ટહાસ્ય વેરી હૃદય એન્જિનમાંથી એક સુવાસિત ધુમાડો હવામાં પ્રસરાવી આત્મસંતોષ અનુભવીએ છીએ."

આવું લખનાર કોઇ જ્ઞાની યા ચિંતક હોત અને તે મારી સામે આવીને તે વાંચી સંભળાવત તો હુ એને, એવો તો ઉધડો લેત, કે તે તેની થીઅરી લઇને ભાગતો નજરે પડત. અને કદિ પણ મોં બતાવવા પાછો ન ફરત. પરંતુ તમે મિત્ર છો, સ્નેહી છો, બંધુ જેવા છો એટલે 'કુમળી' કલમ વાપરીને તમારા મંતવ્યોની ખંડનાત્મક સમીક્ષા કરું છું.

"હું દુઃખી છું." એ જાણી તમારૂં અંતર દ્રવે છે. એ હમદર્દી બદલ ધન્યવાદ. પરંતુ એવા લુખાસુકા સાંત્વનની મને મુદ્દલ જરૂર નથી. મેં એવું લખેલું તે મ્હારી હાલની સ્થિતિથી તમને વાકેફ કરવા પુરતું જ. તમને રડાવવા હરગીજ નહિ. હું જ્યારે મ્હારી વ્યાકુળ દશા પર હસતો હોઉં ત્યારે મિત્રોને રૂદન કરવાની જરૂરજ ક્યાં છે ?

મને દુઃખ સહેવામાં કોમળ લખી-કમજોર દર્શાવી, જે મુરબ્બીવટ અને પાકટપણાનો સ્વાંગ તમે બજવ્યો છે તે બદલ હસવું આવ્યા વિના રહેતું નથી.

આ એકજ વાક્યથી એમ લાગ્યું કે તમે મને હજીય પારખી શક્યા નથી. ચર્ચામાં આગળ વધતા પહેલાં દુઃખ વિષેની તમારી ફિલોસોફીની જરા ખબર લેવા ચાહું છું. દુઃખને તમે માનતા નથી અને માનો છો તો રમકડું માત્રજ. કેટલા ભોળા અને કાચા છો તમે! દુઃખને રમકડાની ઉપમા? સંતો મહંતોથી પણ વધી ગયા તમે તો! એક જીવલેણ વસ્તુને રમકડું કહેવું એ છોકરવાદ નથી તો શું છે? આખુય-ભુલકું નાગની ફેણને ઘુઘરો સમજી રમવા જાય તેવુંજ તો! પરંતુ ના, પહેલાં દુઃખની વ્યાખ્યા નક્કી કરીએ. ઘણું કરીને તમે જીવનવ્યવહારમાં આવતી સામાન્ય અડચણો, યા નડતરોનેજ દુઃખ માનતા લાગો છો. જ્યારે હું દુઃખ એટલે ગમ રંજ-પરેશાની એવો ભાવાર્થ કાઢું છું અને એવા ગમથી, રંજથી વ્યાકુળતાથી મહાન માણસો પણ જીવતાં લગી મુક્ત નથી થયા તો હું કોણ માત્ર, તમે જેને રમકડું કહો છો તેને ગાલિબ આમ વર્ણવે છે. "કૈદે હયાત. બંદે ગમ, અસલમે દોનોં એક હય, મૌતસે પેહલે આદમી ગમસે ન જાત પાએં ક્યું."

*

ગમે હસ્તીકા અસદ, કિસસે હો બજુઝ મર્ગ ઇલાજ,
શમ્આ હર રંગમે જલતી હય સહર હોને તક."

×

અને વિશ્વકવિ ઈકબાલ કહે છે,

સરાયા દર્દ હું હસરત ભરી હય દાસ્તાં મેરી.

*

તેરી દુન્યામેં મય મહકૂમો મજબૂર.

*

સમન્દરસે મીલે પ્યાસે કો શબનમ.

*

હુઝૂર દેરમેં આસૂદગી નહિં મિલતી.
તલાશ જિસકી હય વોહ ઝિંદગી નહિં મિલતી.

*

ઉદાહરણો લંબાવવાં નથી. વિશ્વના એ બે ઉત્તમ કવિઓ દુ:ખી હતા. રંજૂર હતા. એ કલ્પના નથી હકીકત છે. તો પછી 'હું દુ:ખી છું' એમ કહેવામાં ઇન્સાન તરીકે સામાજીક વ્યક્તિ તરીકે હું સાચો ઠરૂં છું. જ્યારે આવા મહાન જીવોએ વારંવાર દુ:ખી હોવાના અંગાર સમા ઉદ્‌ગાર કાઢ્યા છે. ત્યારે 'હું દુ:ખી છું' એવું લખું તો તે માટે 'કમજોર છો, કોમળ છો', એવું લખીને કટાક્ષ ફેંકવાની જરૂર રહે છે ખરી? મિત્ર થઇને આવા છોકરવાદથી મને છેડો છો ત્યારે દુ:ખ થાય છે પણ તે ક્ષણિક! તમે લખો છો તેવું દુ:ખ.

તમે દુ:ખમાં માનતા નથી કારણ કે દુ:ખનો ખરો (મુલાકાત) ભેટો તમને થયોજ નથી (ઇશ્વર કરેને ન થાય) ભૂતની વાતો સાંભળીને ડર લાગે છે છતાં વીરતા દાખવવા બાળકો કહે છે "અરે હું તે એનાથી ડરૂં?" પણ એ 'હાઉ'ની કયાંક મુલાકાત થાય ત્યારે? ભાઇસાહેબ બેહોશજ થઇ જાય. એમની આંખોજ તરી જાય. અને છ મહીના લગી ખાટલાના મિત્ર બને. દુ:ખ પણ એજ પ્રકારનું ભૂત છે જે માણસને કારૂણ્યની મૂર્તિ, દર્દની છબી, બનાવીને જંપે છે. દુ:ખી છું એમ કહેવામાં, કે બતાવવામાં ગર્વ કરવા જેવું કશુંજ નથી. દુ:ખ તે દુ:ખજ છે, એમાં મિઠાશ નથી કડવાશ છે. નરી કડુતા. રબ્બરના ફુગ્ગામાંથી હવા નીકળી જતાં એની જે દશા થાય છે તેવીજ દશા દુ:ખી ઇન્સાનની છે.

મનુષ્ય શા માટે વિશ્વમાં આવે છે તે હું જાણતો નથી, જાણી શકયો નથી. પરંતુ શા વડે કયા બળ પર તે જીવે છે એ હું જાણું છું એ બળનું નામ છે **આશા** આરઝૂ...હવે જેની આશાઓ મરી પરવારે, જેના અરમાનોના ચૂરા થઇ જાય. જેની ઉમ્મીદો મીટ્ટી દાણાદાણ થઇને રહે તે ઇન્સાન કયા સહારે જીવતો હશે? કેવા સુખમાં જીવતો હશે? એને દુ:ખી ન કહેવાય તો શુ કહેવાય? તે સમજાવશો. શુ એવા દુ:ખને જોઇ નયનો હસી શકે ખરાં? શુ મુંઝાઇને રહેવાનું નામ આત્મસંતોષ છે? એક મોટરમાં મહાલતો મનુષ્ય શું જાણે કે એક પેટે ચાલતા ઇન્સાનને જમીન માપતાં કેવું દુ:ખ પડે છે! બોલો, બોલો. મિત્ર આનો તમારી પાસે શું જવાબ છે?

## ગ્રાહક નોંધ લે:—

કે 'કારવાં' દર અંગ્રેજી માસની પંદરમી તારીખે પ્રગટ થઇ તેજ દીવસે ટપાલમાં રવાના થાય છે. તે તારીખ અગાઉ તે માસનો અંક નહી મળવાની શિકાયત કબૂલ છે.

કે શિકાયત લખતી વેળા ગ્રાહક નંબર લખવો જરૂરી છે. તે દરેક અંકના રેપર ઉપર સરનામાની ઉપર નિયમિત લખવામાં આવે છે. તે પોતાની ડાયરીમાં નોંધી રાખે.

કે જો શિકાયત વેળા આ નંબર નહીં લખાશે તો ઉત્તર આપવામાં ઢીલ થવા સંભવ છે.

કે જો આ કારણસર ઢીલ થાય તો તે માટે કાર્યાલય કસૂરવાન નથીજ. એ સ્પષ્ટ છે.

—વ્યવસ્થાપક

વરસોથી દિલમાં દબાવી રાખેલી એક યાતના રજુ કરૂં છું. ડરૂં છું કે ન લખ્યું હોત તો સારૂં. પરંતુ વાત નીકળી છે તો કહીજ લઉં છું. જગતને ધ્રુજાવી નાખનારા મહાન નરોનું ખાનગી જીવન વાંચ્યું છે? કેવું રમત જેવું હોય છે એ! આજે આટલી વયે વીતેલા જીવન પ્રતિ પાછું વળીને જોઉં છું તો લાગે છે કે નાનપણમાંજ મરી ગયો હોત તો સારૂં! ઓછામાં ઓછું પરણ્યોજ ન હોત તો સારૂં. એટલું તો આશ્વાસન મળત કે હું કુંવારો રહ્યો અને મર્યો.

સાહિત્યની પેઠે પત્નીની પણ ઉત્તમ પસંદગી કરીને પ્રભુતામા પગલાં માંડ્યાં હતાં. પરંતુ જાણો છો એ દુષ્યંતની શકુંતલાના શા હાલ છે? આજે એક ડાકણ જેવી તે લાગે છે. પ્રેમદા નહિ પણ પ્રેત જેવી. સુંદર સ્વપ્નાં સેવ્યાં હતાં પણ તે ભાંગીને ભુકો થઈ ગયાં છે. પત્નિની રિબાતી ઝિંદગી જોઇને લોહીના આંસુ રડું છું. શું દુઃખી થવાજ તે મને પરણી હતી? એ એના ભાગ્યનું ફળ છે કે મ્હારા તે કંઇજ સમજાતું નથી. એના જિગરની નાજુક ભાવનાઓનું ખૂન કરવાનું શું મ્હારે નસીબેજ લખાયું હતું. જીવન છે કે થંભી ગયુ છે. વરસો વીતે છે મહાન યુદ્ધો થાય છે. જગતમાં ઉથલપાથલ થઇને રહે છે પરંતુ મારા જીવનનું ગાડું જે ઘોંચમાં પડ્યું છે તે ત્યાંથી ચસકતુંજ નથી. 'પુરૂષાર્થથી બધુંજ પલટાવી શકાય છે' એ શબ્દો લખવા માટે સુંદર છે પરંતુ જિવનમાં એ કશાય ખપ લાગ્યા નથી. શું નથી કર્યું મે? દરેકનું પરિણામ પરાજય. નિરાશાને અને પરેશાની સિવાય કશુંજ નથી જોયું. અરમાનો મુરઝાઇ રહ્યા છે, આશાઓ મરી રહી છે. આ જીવનરૂપી ઘરના પાયામાં લુણો લાગ્યો છે. તે પડું પડું થઇ રહ્યું છે. હું ચૂપ છું. બધું જોઈ રહ્યો છું અને કશુંજ કરી શકતો નથી દરેક પાસા અવળા પડે છે. હું હારેલા યોદ્ધા જેમ ચૂપ છું. બધીય સજા ભોગવવા માટે તૈયાર જેવો.

દોસ્ત હું કમજોર નથી. વજ્રનું હૈયું ધરાવું છું હું. પરંતુ જો રાતની સવારજ ન થાય. જો પ્રવાહ આગળજ ન વધે ત્યારે એ અંધારાં ક્યાં લગી ઉલેચાશે? આ દેહ કઇ આશાએ ટકશે! શા માટે ટકશે? મ્હારૂં દુઃખ આ પ્રકારનું છે. હું શાયર છું. યુવાન છું મને આનંદો ગમે છે. સંકટોમાં મર્દાનગીથી અડગ રહેવામાં હું માનું છું પણ આભ તૂટી પડે ત્યારે અડગ કેમ રહેવાય? હું તો હર્ષગીતોજ ગાવા ચાહતો હતો મને જગતની મસ્તીજ ગમતી હતી. પરંતુ સર્જનહારે મને ઇચ્છિયું તે ન આપીને, તેમ પણમાંગ્યું બધું આપીને મારી ક્રૂર ઠેકડી કરી છે. મને હસાવવાને બદલે રડાવવા પરજ કમર કસી છે. આમ હું દુઃખી છું અને એ દુઃખતા ઘાવ પર આપ મીઠું ન ભભરાવો એ આપ પાસે ચાહું છું.

આપનો
કમલકાન્ત

---

## આફ્રિકાના ગ્રાહકોએ—

ફક્ત બ્રિટિશ પોસ્ટલ ઓર્ડર મારફત લવાજમ મોકલવું.

પોસ્ટ ઓર્ડરમાં:—

**Vahshi Sahitya Karyalaya**
Rander Post Office.

નામ ભરી રાંદેરને સરનામે મોકલવા વિનંતી છે.

—વ્યવસ્થાપક

◁ યાવર બી એ.

# સેકન્ડ કલાસનો ડબ્બો

**એમ** તો હું થર્ડ કલાસમાંજ મુસાફરી કરું છું, કારણ કે ત્યાંની અગવડતાઓ મને ગમે છે. વળી મારી આર્થિક પરીસ્થિતિ પણ એવી છે કે સેકન્ડ કલાસના ડબ્બામાં મુસાફરી કરવી પાલવે એમ નથી.

મેં ઘણા વખતથી સાંભળ્યું પણ હતું અને મને એમ થયાં પણ કરતું હતું કે સેકન્ડના ડબ્બામાં મુસાફરી કરી હોય તો ખૂબ મઝા આવે છે. ભીડભાડ ન મળે, વિજળીના પંખા, ગાદીવાળી બેઠકો, સફાઇદાર જાજરૂ વિગેરે કેટલીએ વસ્તુઓ જે મેં ઘણીવાર સેકન્ડ કલાસના ડબ્બા પાસેથી આવજા કરતાં નીરખી હતી, તે ગમે તેને પણ સ્હેજે આકર્ષી શકે એમાં શંકા નથી. મને ઘણીવાર વિચાર આવતો કે હું એકાદવાર તો સેકન્ડની મઝા માણું! એ વિચારતાંજ હું એમાં ડુબી જતો અને થર્ડમાં મુસાફરી કરતો હોઉં ત્યારે પણ એક પળને માટે એમ લાગતું કે નીચેની પાટીયાની બેઠકો ગાદી જેવી નરમ નરમ બનતી જાય છે. મારો હાથ અજાણે નીચે સરકતો અને મારા હાથ લોખંડ જેવો પાટીયાનેજ અડકતો અને મારી વિચારસરણી તૂટી જતી.

પણ એ વિચારોનો એક દિવસ અંત આવીજ ગયો. મેં સેકન્ડ કલાસની ટીકીટ લીધી અને હું ચઢી બેઠો. એ એક નાનકડો ડબ્બો હતો. સામાસામી બે લાંબી બેઠકો હતી. આખા ડબ્બામાં ફક્ત પાંચજ વ્યકિતઓ બેઠેલી હતી જેમાં એક ચાર વર્ષની નાની બાલિકા પણ હતી જે છઠ્ઠી વ્યકિત તરીકે ગણી શકાય, પરંતુ હું એને ગણતરીથી અલિપ્ત રાખું છું, કારણ કે અહિં પાંચજ વધુ મહત્વ ધરાવે છે. એક બાજુની સીટ પર ત્રણ વ્યકિતઓ હતી. બે પુરૂષ ને એક સ્ત્રી, બીજી સીટ પર બે પુરૂષો હતા. બેબી તો કયારેક બેસતી, કયારેક બારી આગળ જઇ ઉભી રહેતી. બીજી સીટ પર જ્યાં બેજ માણસો હતા ત્યાં હું જઇને બેઠો. ગાદીવાળી સીટ! અહાહા! જરા ચારે બાજુ નજર ફેરવી બધી વ્યકિતઓને નીરખી લીધી. એક મિનિટ, બે મિનિટ ત્રણ મિનિટ, ચાર મિનિટ, પાંચ મિનિટ...દશ મિનિટ, કોઇ કંઇ બોલતુંજ નથી બધાંજ ચુપચાપ. બધુંજ વાતાવરણ શાંત ગાડીનો અવાજ પણ એ ગંભીરતાને તોડી શકવા જાણે અસમર્થ હતો! હું ચારે તરફ જોઇ રહ્યો હતો. મને એવો ખ્યાલ હતો કે થર્ડ કલાસના ડબ્બામાં જ્યારે ગમે તે માણસ ગમે તેની સાથે વાતો કરે છે. બૂમબરાડા પાડે છે. વખતે બેઠક માટે લડે પણ છે. ત્યારે અહિં બીજું કંઈ અવિવેકી વર્તન તો નહિ પરંતુ શુદ્ધ આચાર વિચારવાળી વાતો તો થઇ શકતી હશે! વખત પસાર થતો હતો અને હું એની વાટ જોઇ રહ્યો હતો કે કોઈ બોલે. મારી તો વાત કરવાની ઇચ્છા હતી, પરંતુ બધાંની ચુપકીદી જાણે મને ડરાવી રહી હતી કે "એય! ચુપ રહે!" થર્ડ કલાસના ડબ્બામાં આવો ખ્યાલ મને કયારેય આવ્યો નહોતો ડબ્બામાં પેસતાંની સાથેજ તડ ને ફડ મેં કેટલીય વાતો કરી નાખી હતી. મિત્રતા બાંધી લીધી હતી; અને એકાદ બે વાર લાંબી મુસાફરી વખતે પાસે બેઠેલા ભાઇની પુરી ને શાક પણ ખાઇ ગયો હતો પરંતુ અહિં તો મને પળેપળે એમજ લાગ્યા કરતું હતું કે મને એક મોટા રૂના ઢગલામાં કોઇએ દબાવી દીધો છે! સામેની બેઠક પર મેં નજર નાખી. પાસે બેઠેલા સ્ત્રી અને પુરૂષ પતિપત્ની હતાં. પેલી બાળકી પણ એમનીજ હતી.

પતિના ચહેરા પર સેકન્ડ કલાસના ડબ્બામાં મુસાફરી કરે છે એની હવા જામી ગઇ હતી.

✍ ચાવર બી એ.

# સેકન્ડ કલાસનો ડબ્બો

**એમ** તો હું થર્ડ કલાસમાંજ મુસાફરી કરૂં છું, કારણ કે ત્યાંની અગવડતાઓ મને ગમે છે. વળી મારી આર્થિક પરીસ્થિતિ પણ એવી છે કે સેકન્ડ કલાસના ડબ્બામાં મુસાફરી કરવી પાલવે એમ નથી.

મેં ઘણા વખતથી સાંભળ્યું પણ હતું અને મને એમ થયાં પણ કરતું હતું કે સેકન્ડના ડબ્બામાં મુસાફરી કરી હોય તો ખૂબ મઝા આવે છે. ભીડભાડ ન મળે, વિજળીના પંખા, ગાદીવાળી બેઠકો, સફાઇદાર.જાજરૂ વિગેરે કેટલીએ વસ્તુઓ જે મેં ઘણીવાર સેકન્ડ કલાસના ડબ્બા પાસેથી આવજા કરતાં નીરખી હતી, તે ગમે તેને પણ સ્હેજે આકર્ષી શકે એમાં શંકા નથી. મને ઘણીવાર વિચાર આવતો કે હું એકાદવાર તો સેકન્ડની મઝા માણું! એ વિચારતાંજ હું એમાં ડુબી જતો અને થર્ડમાં મુસાફરી કરતો હોઉં ત્યારે પણ એક પળને માટે એમ લાગતું કે નીચેની પાટીયાની બેઠકો ગાદી જેવી નરમ નરમ બનતી જાય છે. મારો હાથ અજાણે નીચે સરકતો અને મારા હાથ લોખંડ જેવો પાટીયાનેજ અડકતા અને મારી વિચારસરણી તૂટી જતી.

પણ એ વિચારોનો એક દિવસ અંત આવીજ ગયો મેં સેકન્ડ કલાસની ટીકીટ લીધી અને હું ચઢી બેઠો. એ એક નાનકડો ડબ્બો હતો. સામાસામી બે લાંબી બેઠકો હતી. આખા ડબ્બામાં ફક્ત પાંચજ વ્યકિતઓ બેઠેલી હતી જેમાં એક ચાર વર્ષની નાની બાલિકા પણ હતી જે છઠ્ઠી વ્યકિત તરીકે ગણી શકાય, પરંતુ હું એને ગણતરીથી અલિપ્ત રાખું છું, કારણ કે અહિં પાંચજ વધુ મહત્વ ધરાવે છે. એક બાજુની સીટ પર ત્રણ વ્યકિતઓ હતી. બે પુરૂષ ને એક સ્ત્રી, બીજી સીટ પર બે પુરૂષો હતા. બેબી તો કયારેક બેસતી, કયારેક બારી આગળ જઇ ઉભી રહેતી. બીજી સીટ પર જ્યાં બેજ માણસો હતા ત્યાં હું જઇને બેઠો. ગાદીવાળી સીટ! અહાહા! જરા ચારે બાજુ નજર ફેરવી બધી વ્યકિતઓને નીરખી લીધી. એક મિનિટ, બે મિનિટ ત્રણ મિનિટ, ચાર મિનિટ, પાંચ મિનિટ...દશ મિનિટ, કોઇ કંઇ બોલતુંજ નથી. બધાંજ ચુપચાપ, બધુંજ વાતાવરણ શાંત ગાડીનો અવાજ પણ એ ગંભીરતાને તોડી શકવા જાણે અસમર્થ હતો! હું ચારે તરફ જોઇ રહ્યો હતો. મને એવો ખ્યાલ હતો કે થર્ડ કલાસના ડબ્બામાં જ્યારે ગમે તે માણસ ગમે તેની સાથે વાતો કરે છે. બૂમબરાડા પાડે છે. વખતે બેઠક માટે લડે પણ છે. ત્યારે અહિં બીજું કંઈ અવિવેકી વર્તન તો નહિ પરંતુ શુદ્ધ આચાર વિચારવાળી વાતો તો થઇ શકતી હશે! વખત પસાર થતો હતો અને હું એની વાટ જોઇ રહ્યો હતો કે કોઈ બોલે. મારી તો વાત કરવાની ઇચ્છા હતી, પરંતુ બધાંની ચુપકીદી જાણે મને ડરાવી રહી હતી કે "એય! ચુપ રહે!" થર્ડ કલાસના ડબ્બામાં આવો ખ્યાલ મને કયારેય આવ્યો નહોતો ડબ્બામાં પેસતાંની સાથેજ તડ ને ફડ મેં કેટલીય વાતો કરી નાખી હતી. મિત્રના બાંધી લીધી હતી; અને એકાદ બે વાર લાંબી મુસાફરી વખતે પાસે બેઠેલા ભાઇની પુરી ને શાક પણ ખાઇ ગયો હતો પરંતુ અહિં તો મને પળેપળે એમજ લાગ્યા કરતું હતું કે મને એક મોટા રૂના ઢગલામાં કોઇએ દબાવી દીધો છે! સામેની બેઠક પર મેં નજર નાખી. પાસે બેઠેલા સ્ત્રી અને પુરૂષ પતિપત્ની હતાં. પેલી બાળકી પણ એમનીજ હતી.

પતિના ચહેરા પર સેકન્ડ કલાસના ડબ્બામાં મુસાફરી કરે છે એની હવા જામી ગઇ હતી.

એમ તો સામન્ય રીતે પાંચેયના ચહેરા પરથી લાગ્યા કરતું હતું કે સેકન્ડ કલાસનો પ્રભાવ અથવા ગર્વ તેમને ચોતરફથી આવરી રહ્યો છે; અને કોઈ પણ સ્હેજે નીચે ઉતરવાની તૈયારી દર્શાવવા તત્પર નથી. ડબ્બામાંની ચૂપકીદી, કોઇ સ્ટેશને ગાડી થોભતા બહાર આનજા કરતાં અને પડાપડીમાં ગભરાયલા થર્ડ કલાસના પેસેન્જરો પ્રત્યે તિરસ્કારભરી સુક્કી નજર, ચાવાળો "ચાઇ લાઉં સાબ." બોલી આશાભર્યો ઉભો રહ્યો હોય તેને મહામહેનને આંખોની પાંપણો ઢાળી સ્હેજ ઊંચું ધુણાવી નકાર દર્શાવવાની રીત, વગેરે હાવભાવ સામાન્ય રીતે એક યા બીજી એમ બધી વ્યક્તિઓમાં જણાતાં હતાં; પરંતુ એથીય વધુ ગર્વિષ્ટ નજર પતિની હતી તે કદાચ એમ જણાવવા માંગતો હશે કે હું એકલોજ નહિ પરંતુ પત્નિને પણ સેકન્ડ કલાસમાં મુસાફરી કરાવું છું.-કયારેક તેની નજર ધીમે રહીને પત્નિ તરફ ફરતી ને થોડીવાર માટે થંભી જતી. પછી થોડીવાર પછી બાળકી તરફ ફરતી. પછી ઠપકાભરી દ્રષ્ટિ પત્નિ તરફ પાછી વળતી. કદાચ તે એમ કહેવા માંગતો હોય કે આ છોકરી તૂફાન કરે છે એને બેસાડ. એને એમ થયા કરતું કે એની પુત્રી પણ એની માફક શાંત બેસે.

આ પ્રકારના હાવભાવ પરથીજ હું કહું છું કે તે સ્ત્રી એની પત્નિ હશે. પેલી સ્ત્રી પણ કંઈ બોલતી નહોતી. નાનકડી છોકરીને પાસે આવતાં ખોળામાં ઉંચકી લેતી. નાનકડી બેબી વળી પાછી નીચે સરકી જતી. હવા ખાવા બારી આગળ જતી. નાનકડા નાનકડા પગો એડીમાંથી ઉંચા કરી બહાર ઉલટી દિશામાં ચાલી જતા વૃક્ષો જોવાનો પ્રયત્ન કરતી. પત્નિ પતિના મોઢા તરફ એવી રીતે જોતી કે જાણે કોઈ મોટી ઑફિસના સાહેબ આગળ એક સાધારણ

કલાક હવામણા ચહેરે ઉભો રહી એમ કહેતો હોય કે "સાહેબ, તમે માંગો છો એ કાગળીયાં તો ફાઇલમાંથી ગુમ થઈ ગયાં છે!" પતિ ત્યારે પેલી બાળકી પ્રતિ મોઢું બગાડી તાકી રહેતો. એ બગડેલું મુખારવિંદ મને ઘણુંજ ખરાબ લાગતું. કોઈ માણસ જ્યારે પ્રથમવાર ફોટો પડાવવા બેસે છે ત્યારે તેની સર્વસ્વ લાગણીઓ ચહેરા પર તરી આવે છે અને એ લાગણીઓના અણુઓ એના ચહેરાને બગાડી મૂકે છે. એવું લાગ્યા કરે છે કે તેના ચહેરાના હાવભાવ પોકારી પોકારીને કહી રહ્યા છે કે 'મારો ફોટો પડે છે!' "મારો ફોટો પડે છે!" પેલા પતિના ચહેરાની એવીજ સ્થિતિ થતી. તે એ પ્રમાણે બાળકી પ્રતિ જોઈ મુખ પરના ભાવો બદલતો ત્યારે એવું લાગ્યા કરતું કે તે એમ કહેવા માગે છે કે "હું એનો બાપ છું." "હું એનો બાપ છું." "હું ધારૂં તો એને મારી જેમ શાંત બેસાડી શકું છું" બિચારી બાળકી એમાનું કંઈજ ન સમજતી. એતો એનું મન ચાહે તેમ કૂદતી, ફાવે તેમ વર્તતી અહાહા! નિર્દોષતા!

જેમ કોઇ લેખક લખવા બેસે અને તેને માલમ પડે કે પેનની અંદર શાહી તો સૂકાઇ ગઈ છે, તેમ મારી સર્વ આશાઓ અંદર ને અંદર સૂકાઈ રહી હતી. સેકન્ડ કલાસના ડબ્બામાં બેસીશું, મોટી મોટી વ્યક્તિઓ જોડે વાતો થશે, ઓળખાણ થશે. સ્વચ્છ ડબ્બાની સગવડવાળી બેઠકો હશે, ઉપર વિજળીનો પંખો ચાલતો હશે. ખૂબ લહેઝત આવશે એવા એવા અનેક વિચારોનો અકાળે અંત આવી ગયો. હતું તો બધુંજ. ગાદીની બેઠકો હતી, સ્વચ્છતા હતી, વિજળીનો પંખો હતો, પરંતુ ત્યાં થર્ડ કલાસની અગવડતાભરી આઝાદી નહોતી. બધાંજ સ્હેજસાજ વાંકી નજર કરી એક બીજા પ્રત્યે જોઇ લેતાં. બોલવાની ઇચ્છા હતી છતાંય દરેક જણ પોતાને બીજાથી એટલો ઉંચો સમજતા હતાં કે પહેલી કોઇ વાત કરે તોજ બીજો તૈયાર થાય. પેલી સ્ત્રી કયારેક ઉંડો શ્વાસ લઇ જરા ઉંચી નીચી થતી, જાણે કે તે હવે મુસાફરીથી કંટાળી ગઈ છે. મેં એજ સામેની બેઠક પર ખુણામાં નજર નાખી, એ ત્રીજી વ્યકિત હતી.

તે હતો, ભીંડાના જેવો પાતળો દુબળો! આંખો પર ચશ્મા હતા તોએ જણાતું હતું કે તેની આંખો ઉંડે ઉતરી ગઇ છે. તેણે ગળામાં બાંધેલી નેકટાઈની ગાંઠ સ્હેજ ઢીલી કરીને ઉપરનું બટન ખોલી નાખ્યું હતું. હાથમાં ફાઇલ હતી. તેમાં પેપરોના કટીંગો ભેગાં કરી રાખ્યાં હતાં. પાસે બેઠક પર ચાર પાંચ સામાયિકો પડયાં હતાં. એ મહાશય કોઈ પત્રકાર હશે! એક વાર મને કોઇકે કહ્યું હતું કે જ્યારે માણસને કંઇ નથી સૂજતું ત્યારે તે પત્રકાર બને છે આ પત્રકારને જોઇને મને બરાબર યાદ આવ્યું. તે થોડી વારે ચશ્મા ઉતારી આમતેમ નજર ફેરવતો રૂમાલથી ચશ્માના કાચને સાફ કરી ફેરી નાકની દાંડી પર બેસી દેતો. કદાચ તે એમ જણાવવા માંગતો હશે કે 'હજી તો મારે આ અઠવાડિયાના અંકનો અગ્રલેખ તો લખવાનો બાકીજ છે. જાહેર ખબરો બરાબર આવી નથી ચારેક પાનાનું લખાણ કોઇ સાપ્તાહિકમાંથી તફડાવવાનું છે. ટાઇટલ પેજ પર કોનો ફોટો મૂકવો વગેરે વગેરે કેટલીયે સામગ્રીઓ હજી એમને એમજ પડી છે. એની ચૂપકીદીનું કારણ કદાચ આ બધું હશે; પરંતુ મને તો એમજ લાગ્યા કરતું હતું કે એ ફાઇલના કાગળો અને કટીંગોને ફક્ત ઉથલાવવા ખાતરજ ઉથલાવે છે. અત્યારે તેની સ્થિતિ એવી હતી કે સેકન્ડ કલાસનું અભિમાન તેની ફાઇલમાં અક્ષરો બનીને ચોંટી ગયું હતું અને તે એના પ્રતિ એટલા માટે તાકી રહ્યો હતો કે ડબ્બામાં બેઠેલી બીજી ચાર વ્યકિતઓ એના તરફ જોઇ અંદર અંદર ઘુસપુસ એનીજ

કર્યા કરે છે. અમારો તો નાકમાં દમ આવી ગયો છે. લ્યોને પરમ દિવસનીજ વાત કહું. આ છોકરીએ શાકમાં પાણી રેડી દીધું અને બધાંને એ પાણીવાળાં શાકથી ચલાવી લેવું પડયું...વગેરે..."

જ્યારે પેલા પત્રકાર મહાશયે ચલાવ્યું હોત કે "જુઓને મારે હજી તો ફલાણા નેતા કે એકટરની મુલાકાત લઇ તેમની બાબત જનતામાં જે અફવાઓ ઉડેલી છે તેનો ખુલાસાવાર જવાબ લેવો છે."

વેપારી મહાશય વચમાંજ કૂદી પડયા હોત કે "તમે પત્રકારોજ એવી અફવાઓ ફેલાવો છો. હજી લડાઇ તો બંધ પડી નથી ત્યાં તમે છાપી મારો છો કે લડાઇ ખતમ. તમે કયાં વિચાર કરો છો કે શેર બજાર અને સ્ટોક એક્ષચેન્જનું શું થશે!!!

અને હું મારી બેગમાંથી બામની શીશી કાઢી માથામાં ઘસતો હોત! મને બધાજ પ્રત્યે નફરત આવી ગઇ. પેલા માબાપો બાળકીની નિર્દોષતાને સભ્યતા અને વિવેકના નામે ડુબાડી દેવા માંગે છે. પેલો પત્રકાર પોતાની અજ્ઞાનતા અને અયોગ્યતાને છાપરે ચઢાવવા માંગે છે. પેલો વેપારી આખા જગતને પોતાના પેટમાં સમાવવાની નિરર્થક કોશિશ કરે છે. કંટાળો...કંટાળો...નફરત...નફરત ..

મને ગમી પેલી બાળકી. એનામાં નિર્દોષતાનું સામ્રાજ્ય છે. ચહેરા ઉપર અલૌકિક રેખાઓ છે. હું તો ચાહતો હતો કે એને ઉંચકીને ચુમી લઉં, એને ખોળામાં બેસાડી રમાડું. એના આ માબાપો પાસેથી છીનવીને ભાગી જાઉં. એ બારી આગળ ઉભી હતી. એનો હાથ બહાર લટકતો હતો. તે દૂર દૂર વૃક્ષો તરફ જોઇ રહી હતી. નિસર્ગનું સંગીત જાણે એને બોલાવતું હતું. પરતુ એજ બાળકી જ્યારે મોટી થશે, દુન્યાની માયા એને આવરી લેશે ત્યારે તેની આ નિર્દોષતા કયાં ગુમ થઇ જશે! હું વિચાર કરતો હતો. મેં બાળકી સામું જોયું. એ વૃક્ષોને ગણી રહી હતી...એક...બે...ત્રણ...ચાર. (સંપૂર્ણ)

---

## હુકમનું પાલન

ન્યુયોર્કના એક કારખાનાવાળાએ કારખાનામાં કામ કરનારાઓની ધગશ વધારવાના ઇરાદે, ઠેકઠેકાણે પોસ્ટર ચોંટાડયા જેની ઇબારત આ હતી.

'જે કાંઇ કરવું હોય તે આજેજ–અત્યારેજ–કરો.'

થોડા દિવસ વીત્યા કેડે શેઠના એક મિત્રે પુછયું કે તમારી આ હિદાયતની કારીગરો પર શી અસર થઇ? શેઠે મોં મચકોડતાં જવાબ વાળ્યો કે "મોળી મારો એ વાતને" પેલા મિત્રે વળીને પૂછયું "કેમ આવું બોલો છો?" ત્યારે શેઠેજ જવાબ આપ્યો "એ પોસ્ટર ચોંટાડવાના બીજેજ દિવસે.

મ્હારો કેશીયર ચાર હજાર ડોલર લઇ છ થઇ ગયો છે. ઓફીસ મેનેજર અને પ્રાઇવેટ સેક્રેટરી બાનુ બન્ને ગઠતિ કરી ગયાં છે. ત્રણ કલાર્કોએ પગાર વધારવાની અને કામદારોએ હડતાળ પાડવાની નોટીસ આપી છે. [illegible] ભરતી થઇ ગયો છે."

(નિગાર'માંથી)

'જોશ' મલીહાબાદી

# અય, વાય આદમી!

ખુશીયાં મનાને પરભી હય મજબૂર આદમી,
આંસૂ બહાને પરભી હય મજબૂર આદમી;
ઔર મુસ્કુરાને પરભી હય મજબૂર આદમી,
દુન્યામેં આને પરભી હય મજબૂર આદમી;
દુન્યાસે જાને પરભી હય મજબૂર આદમી, અય વાય આદમી!
મજબૂર દિલ શિકસ્ત વ રંજૂર આદમી, અય વાય આદમી!

કયા બાત આદમીકી કહું તુજસે હમનશીં,
ઇસ નાતવાંકે કબ્ઝએ કુદરતમેં કુછ નહિં;
રેહતા હય હુજરએ એઅજાઝમેં મકીં,
પર ઝિંદગી ઉલટતી હય જિસ વક્ત આસ્તીં;
ઇઝ્ઝત ગવાંને પરભી હય મજબૂર આદમી, અય વાય આદમી!

ઇન્સાનકો હવસ હય છૂએ સૂરતે ખીઝર,
ઐસા કોઇ જતન હો કે બન જાઇએ અમર;
તા રોઝે હશ્ર મોત ન ફટકે ઇધર ઉધર,
પર ઝિસ્ત જબ બદલતી હય કરવટ કરાહકર;
તો સર કટાનેભી હય મજબૂર આદમી, અય વાય આદમી!

ઇન્સાં મુઆમિલતમેંભી હય મઅદિલત પનાહ,
હર ઉઝરે નંગ ઉસકી શરીઅતમેં હય ગુનાહ;
રખતા હય ખુશ મુઆમિલગીહીસે રસ્મો રાહ,
લેકિન જબ આકે આંખ દિખાતા હય કર્ઝખ્વાહ;
હીલે બહાને પરભી હય મજબૂર આદમી, અય વાય આદમી!

ઇન્સાં હય જુદો બઝલ વ કનાઅતકી કાઇનાત,
લાલચકો ઔર હવસકો સમજતા હય દૂને ઝાત;
ઔર મારતા હય દૌલતે કારૂન પરભી લાત,
લેકિન બિગાળતા હય મુકદ્દર જબ ઉસકી બાત;
જુતે ચુરાને પરભી હય મજબૂર આદમી, અય વાય આદમી!

દિલકો બહોત હય હંસને હંસાનેકી આરઝૂ,
હર સુબ્હો શામ જશ્ન મનાનેકી આરઝૂ;
ગાનેકી ઔર ઢોલ બજાનેકી આરઝૂ,
પીનેકી આરઝૂ હય પીલાનેકી આરઝૂ;
ઔર ઝહેર ખાને પરભી હય મજબૂર આદમી, અય વાય આદમી!

હર દિલમેં હય નિશાતો મસર્રતકી તિશ્નગી,
દેખો જિસે વોહ ચીખ રહા હય "ખુશી ખુશી";

ઇસ કારગાહે ફિત્નામેં લેકિન કભી કભી,
ફરઝંદે નવજવાની ઉરૂસે જમીલકી;
મય્યત ઉઠાને પરભી હય મજબૂર આદમી, અય વાય આદમી!
હર દિલકા હુકમ હય કે રિફાકતકા દમ ભરો,
અહબાબકો હંસાવ મિયાં આપભી હંસો;
છુટે ન દોસ્તીકા તઅલ્લુક જો હો સો હો,
લેકિન ઝરાસી દેરમેં યારાને ખાસકો;
ઠોકર લગાને પરભી હય મજબૂર આદમી, અય વાય આદમી!
રહતા હય ઇત્રો ઊદમેં કયા કયા બસા હુઆ,
ફિરતા હય રંગે નરગિસો નસરીંસે ખેલતા;
રખતા હય ખૂએ ઝુલ્ફે દોતાસે મુઆમિલા,
પર મુફલીસી દબાતી હય જબ આન કર ગલા;
ઘર ઘર ઘુમાને પરભી હય મજબૂર આદમી, અય વાય આદમી!

દિલ હાથસે નિકલતા હય જિસ બુતકી ચાલસે,
મોજેં લહૂમેં ઉઠતી હય જિસકે ખિયાલસે;
સર પર પહાડ ગિરતા હય જિસકે મલાલસે,
યારો કભી કભી ઉસી રંગીં જમાલસે;
આંખે ચુરાને પરભી હય મજબૂર આદમી, અય વાય આદમી!

જબ ઇશ્ક દિખાતા હય કિસી ખૂશ ખિરામકો,
જપતા હય સુબ્હો શામ ઉસી બુતકે નામકો,
જી ચાહતા હય જાઇએ હર શબ સલામકો;
અન બન અગર હુઇ તો ઉસી લાલાફામકો;
ઠેંગા દીખાને પરભી હય મજબૂર આદમી, અય વાય આદમી!

ખુદદારો ખુદ સનાશ વ ખુદ આગાહ હય બશર;
સંજીદ-વ મતીન-વ ખુશ આદાબ-વ ખુશ-ગુહર,
પર દિલમેં એહતેતાજકા બજતા હય જબ ગજર;
તો સર હિલા હિલાકે તવાઇફકી ધુન પર,
તબ્લા બજાને પરભી હય મજબૂર આદમી, અય વાય આદમી!

('અર્શ વ ફર્શ'માંથી)

શાકિર ઉનીઆ એમ. એ.

# માળો

મહેલો અને મકાનોમાં રહેતા માનવીને પક્ષિઓના માળાની મહત્તા સમજાતી રહી. જ્યાં લગી જીવન અનંત છે, ભાવના જીવંત છે ત્યાં લગી મહેલ અને માળો, માનવી અને પક્ષિ વચ્ચે બહુ અંતર રહેતું નથી. સંસ્કૃતિના ઇજારદારો અને સાયન્સના જ્યોતિર્ધરોએ માનવી અને પક્ષિ વચ્ચે ઉંચી ઉંચી દીવારો ઉભી કરી દીધી છે. તે દીવારો એક દિવસ ભાંગી પડશે. એક વેળા માનવી અને પક્ષિ સાથે સાથે રહેતાં. આજે એને દૂર ધકેલી દેવામાં આવ્યાં છે।

એક દિવસ મ્હેં સરયુને પૂછ્યું "આપણા આ નાના સરખા બગીચામાં બે ત્રણ ઝાડ છે છતાં કશે પક્ષિનો માળો કેમ જણાતો નથી?" સરયુ થોડોક વિચાર કરીને બોલી "જ્યારે અહીં આ બંગલો નો'તો ત્યારે તો ઘણા પક્ષિઓ આવતાં. બે ત્રણ માળા તો મ્હેં પણ જોએલાં." અને પછી કટાક્ષમાં બોલી "આ તમારો બંગલો તેમને નહિં ગમ્યો હોય એટલે તેઓ બીજે કશે ચાલ્યાં ગયાં હશે." મ્હને લાગ્યું કે સરયુના કેહવામાં ખરેખર સત્યતા છે. મ્હારૂં અસલ મકાન જે પક્ષિના માળા સરખુ સુંદર અને સાદું હતું તેની જગ્યાએ હવે ઉંચો બંગલો ઉભો હતો. ત્યારે પક્ષિનો માળો ઉંચો હતો. આજે બંગલો ઉંચો છે. ત્યારે અહીં બધાં બાળકો કિલ્લોલ કરતાં આજે તેઓ બધાં શાંત છે. ત્યારે માળાઓને બાળકો તોડી પાડતાં હતાં છતાં નવા માળાઓ બંધાતા હતા. આજે ખાલી માળાઓ પણ કોઈ તોડી પાડનાર નથી છતાં એકે પક્ષિ અહીં આવતું નથી—આવે છે તે બંગલાની ઉંચાઇ નીરખીને માળો બાંધતું નથી. ત્યારે લોકો મ્હારે ત્યાં બહુજ થોડું આવતા. આજે લોકો બહુ આવે છે.

મ્હેં સરયુને પૂછ્યું "સરયુ, મ્હને લાગે છે કે મ્હારે આ બંગલામાં નહિં રેહવું જોઇએ." સરયુ બોલી "ના, ના, એમ કરવાની જરરત નથી. હું તમને એક ઉકેલ બતાવું છું. તમે અને હું કોલેજમાં ભણતાં. હું ત્યારે બંગલામાં રેહતી હતી, અને તમે સાદા ઘરમાં રેહતા. આજે તમારો બંગલો છે, અને મ્હારૂં સાદું જેવું ઘર. તે વખતે તમારાથી ઘર છુટતું નો'તું, આજે બંગલો છોડવાનું મન થાય છે. હું ત્યારે બંગલો છોડવા તૈયાર હતી અને આજે ઘર છોડવા પણ તૈયાર છું. બોલો શું વિચાર છે?" હું જરા મુઝવણમાં પડી ગયો. મ્હેં કહ્યું "એ ઉકેલમાં મ્હને ઝાઝી સમજ પડતી નથી." સરયુ તરત બોલી ઉઠી "ત્યારે હૃદય ઉર્મિઓ માનવતા સાથે અથડાતી હતી, આજે જીવનની નિર્મળતા પત્થર અને ચૂના સાથે અફળાઇ અને છુંદાઇ રહી છે. માટી સાથે માનવીનું દિલ માટી જેવું નરમ હતું. આજે પત્થરની દીવારોમાં રહીને માટી પત્થર જેવી થઈ ગઈ છે. ત્યારે માટીનું તેલ બળતું અને આંખોનો ઉજાસ ખીલતો. આજે એ તેલ બળતું નથી એટલે આંખે અંધારાં આવે છે. ત્યારે મોટા મોટા રસ્તાઓ ઉપર દયાળુ લોકો રસ્તે મુસાફરી કરતા કાફલાઓ માટે પાણીની પરબો બાંધતા. આજે એ પરબો તૂટીફૂટી પડી રહી છે. પણ ત્યાં કોઇ પાણી પાનાર નથી. જ્યાં જીવનનાં ઝરણાં વહેતાં હતાં ત્યાં આજે પાણીનો દુકાળ છે. પહેલાંના વખતનાં કબૂતરખાનાં આજે કબૂતરો વગર ખાલી પડી રહ્યાં છે" હું વધુ મુંઝવણમાં પડી ગયો. સરયુ ઉઠી અને ચાલી ગઈ.

નિશાળ અને કૉલેજ માનવતાની પરબો. માનવ જાતી એમાંથી જ્ઞાનના ઘૂંટ પીએ. સીનેમા અને નાટકઘરો પણ માનવતાની પરબો. જગતની અનેક વિટંબણાથી કંટાળેલો માનવી એ પરબ ઉપર જીવનનો થાક ખંખેરી નાખે. પણ માનવીએ બાંધેલા એના મહેલો અને મોહલ્લામાં માનવી પોતે થાકેલો જેવો દેખાય છે! એના બગીચામાં પક્ષિઓ માળા નજ બાંધે! બાંધકામ ખાતાએ ધરતી ઉપર બધેબધ રસ્તાઓ પાથરી દીધા છે અને આપણું જીવન એ રસ્તાઓ ઉપર કૂટાયા કરે છે પંખીડાં એ બધું જુએ છે અને જ્યાં એવા રસ્તાઓ અને મહેલો નથી હોતા ત્યાં ચાલ્યાં જાય છે!

મ્હારી સરયુ પંખીડાં જેવીજ. નિર્દોષ અને નિર્મળ! એને ગમે છે માનવતાના ઉંચા ઉંચા પર્વતો. માટી અને ચૂનાના બંગલાઓમાં એ રહે ખરી પણ એમાં એ સંમાઈ જતી નથી. એ તો એની ટોચ ઉપરજ બેસે છે. આજનો આખો માનવ સમાજ પત્થરો અને ઈંટોની દીવારોમાં અલોપ થઇ ગયો છે! જીવનને એણે પત્થર બનાવી દીધું છે! એણે નાના નાના મકાનો તોડી પાડયાં છે-જાણે માનવતાની ઉંચી ઉંચી ટેકરીઓ ભાંગી નાખી છે.

જે જગતમાં એકલા મ્હેલોજ હોય અને પક્ષિના માળા ન હોય તે જગતનો મહા આનંદ મ્હને ન જોઇએ: મ્હારી સરયુને પણ નહિ.

માનવી પક્ષિ સાથે માળો બાંધવાની હરીફાઇમાં ઉતર્યો અને એ માનવતા ખોઇ બેઠો! એણે ધર્મ કરતાં ધર્માલયોની દીવારો ઉંચી ઉંચી બાંધી દીધી અને ચાંચીયાઓ પૈદા કરી દીધા! અધમ માનવી! એ પક્ષિ સાથે ઉડવાની હરીફાઇમાં ઉતર્યો અને એણે ધરતી ઉપરના બધાજ માળાઓને ભયમાં મૂકી દીધા! સુંદર અને નરમ પીછાંવાળી પાંખોને બદલે માનવીએ લોખંડી પાંખો આકાશમાં પહોળી કરી દીધી! લોખંડી પાંખો વડે હવામાં પક્ષિની માફક તરવાની કોશિશ કરનાર માનવી કેટલો ભયંકર બની ગયો છે! સુંદર અને નિર્દોષ પંખીડાં જેમ જો એ આકાશમાં ઉડયો હોત તો? એણે એવું કર્યું નથી. શી સજા મળશે એને? આજની માનવતાની પરબો ઉપરથી શું આવાજ જ્ઞાનના ઘૂંટ એને પીવા મળતા હશે? જે જ્ઞાન માનવતાના હિત અર્થે ખર્ચી શકાય નહિ તેવા બધા અભ્યાસીઓને ફાંસી ઉપર લટકાવી દેવા નહિ જોઇએ વારુ?

સરયુ બીજે દિવસે મ્હારે ત્યાં આવી અને પૂછ્યું "કેમ, સુમનભાઈ બંગલો બદલવા વિષે શું નિર્ણય કર્યો છે?" મ્હેં સરયુને બંગલા ઉપરથી પસાર થતા એક લોખંડી પાંખવાળા પક્ષિને બતાવતાં, જવાબ આપ્યો "જ્યાં સુધી આ પંખીડું વાતાવરણને ગંદું કરવાની વૃત્તિ ત્યાગે નહિં ત્યાં લગી તો હું બંગલો છોડીશ નહિ." સરયુ ચુપ રહી અને પછી બોલી "જ્યાં સુધી આ તમારા બગીચાવાળા ખાલી પડેલા માળાઓમાં પક્ષિઓ આવીને વસે નહિ ત્યાં લગી સરયુ બંગલામાં રહી શકે નહિ"

અમારી વાત હજી અધુરીજ હતી ત્યાં તો એકાએક પવન જોરથી ચાલ્યો. પક્ષિનો માળો ઉડી પડયો અને એક મોટી ડાળે મ્હારા બંગલાની એક દીવાર ઉપર મોટું ગાબડું પાડયું. સરયુ તરત બોલી ઉઠી "પવનને રોકી શકે એવા કોઈ મહા મંત્રની મ્હારે હવે શોધ કરવી પડશે."

---

## ઉઘાડાં દ્વાર

ધબ દઇને માટીના ઢગ પર માટલીના ઠીકરાં આવીને પડયાં

માટીના ઢગલાએ પૂછ્યુ:—"કેમ શું થયુ?"

ઠીકરાં બોલ્યાં:—આસરો લેવા આવ્યાં છીએ. મળશે? જગતને હવે અમારી જરૂર નથી રહી એટલે ઉશેટી દીધાં.

'આવો, પધારો'નો આવકાર આપતાં ઢગલાએ કહેવા માંડયું, સુધરેલા અત્યારના સમાજની પેઠે, એના વિશાળ જગતની પેઠે; અમારા ઘરનાં દ્વાર કોઈને માટે બીડેલાં નથી અમે કોઇને ધુત્કારવાનું, કાઢી મૂકવાનું, જાણતાં નથી અમારા દ્વાર સદાય ઉઘાડાં છે. આવો, અને પેલી તૂટેલી માટલી એ માટીના ઘરમાં સમાઇ ગઈ.

—ઇસ્માઇલ ગુરૈયા (પોરબંદર)




પંક્તિ:—"મટી શકતો નથી હું કોઈ દી' પણ આપના મનથી."

( ૧ )

હતી શી આશ મુજ દુર્જનને બીજી આપ સજ્જનથી;
મને મારી તમો જીવી રહ્યા છો મારા જીવનથી.
શું ઓછું છે મળ્યું જે જે તમારા પ્રોત્સાહનથી;
કે જીવન મુજથી કંટાળ્યું હું કંટાળ્યો છું જીવનથી.
મને બોલાવનારા બોલ તારો શો ઇરાદો છે;
ઉરે છે આગ જગ સળગી જશે મારા નિવેદનથી.
પ્રહારો રોજના ઝીલી વધી મારી સહન શક્તિ;
ન મિત્રોથી મળે એ લાભ મેં લીધો છે દુશ્મનથી.
બુઝેલા કંઇકના ઉર દીપકો સળગી જશે આજે;
કે દિપક રાગ છેડું છું હૃદય વાજીંત્ર વાદનથી.
જમાનો આપનું બસ નામ દેતા ઓળખી લેશે;
તમોને ક્રૂર વર્તનથી મને કર્તવ્ય પાલનથી.
તમો જાઓ તો પગલાં પણ તમારાં ભૂંસતા જાઓ;
જગતને રેવ છે પગલાં ભરે છે માર્ગદર્શનથી.
હવા ચાલી, ઝુકી ડાળી, વસંત આવી ખિલ્યાં પુષ્પો;
હવે તો પારધી કર બુલબુલોને મુક્ત બંધનથી.
'ગની' છે મારી જીવન સંપત્તિ મારી કવિતાઓ;
થયા છે પ્રાપ્ત મરજીવા ને મોતી ખૂબ મંથનથી.

સુરત ] [ 'ગની'

( ૨ )

"મને એ શીખવા મળ્યું છે વાંચનથી ને ચિંતનથી;"
વધુ દુઃખ પામવાનું છે વધુ જીવન વિવેચનથી.
હજી મૃત્યુ નથી આવ્યું દયા તારી જીવનદાતા;
મને એ પ્રશ્ન મુંઝવે છે મળ્યું શું મુજને જીવનથી?
જુદી નીતિ, જુદી રસ્મો, જુદા વાડા, જુદા ધર્મો;
ભલું હો પૂર્વજોનું શું નથી આપ્યું સનાતનથી?
મને ભૂલી જવા ચાહો છો, ઇચ્છો છો, વિચારો છો,
મટી શકતો નથી હું કેમ તો પણ આપના મનથી!
વિરહમાં વિહવળ છું ને વિચારોમાં હું વિચરૂં છું;
મઝા એકાંતની ના લુંટવી લે તેઓ દર્શનથી.
જવાની આપની મેં જોશ ને બળ આપતું જાણ્યું;
કહો રોકી શકો પણ છો બુઢાપાને એ યૌવનથી?
ખરૂં છે સિંધુ-બિંદુથી બની છે એ સરિતા પણ;
બન્યો સિંધુ એ બિંદુની સરિતાના સમર્પનથી.
ન ઉજવું છું વરસ ગાંઠો ન મારી ઉમ્ર બાંધું છું,
ગણી લઉં છું ઘડીઓ ઝિંદગીના દિલની ધડકનથી.
થયો છે જન્મ જ્યાં મારો ને જ્યાં કહેવાઉં માળી હું;
ન સુરભિ પણ મને આજે મળે છે મારા ઉપવનથી.
નથી એવો નથી હું, આશ્વસન આપથી ઇચ્છું;
મળે છે આશ્વાસન મુજને અંતરની હુતાશનથી.
અમીન આઝાદ છું તો પણ હું બંધનમાં છું જીવનના;
પરીક્ષા લઈ રહી છે મારી, દુન્યા મારા બંધનથી.

સુરત ] [ 'અમીન' આઝાદ

( ૩ )

કહે છે ત્રાસી-ત્રાસી લોક એ શાસકના વર્તનથી;
બચાવે કોઇ તો સારૂ હવે પરદેશી શાસનથી.
વચન વર્તનની પર છે પ્રજાનાયક પ્રજાજનથી;
શરમ આવે ન એ શાસકને દેખી લોકશાસનથી.

હરે નિજ માતના વસ્ત્રો અહિં સંતાન છે એવા;
કપૂતો એ નથી ઓછા જરા પેલા દુઃશાસનથી.
રહે છે માનવી ને માનવી હણવા સદા આતુર;
નથી સમજાતું શાને આમ ચાલે છે સનાતનથી.
બન્યો છે માનવી એવો, બન્યો સંસાર પણ એવો;
અરે! સર્જાય સર્જનહાર પણ પોતાના સર્જનથી.
હતી એ આશ ના મુંજને કે આવો સાર સાંપડશે;
વ્યથા ને વેદના પામ્યો જીવનના સાર શોધનથી.
ભલે વેરાન હો, સુનસાન હો, બરબાદ હો તો પણ;
કરીશ આ દેશને આબાદ મારા રક્ત સિંચનથી.
ન એ ભગવાન હોતે જો ન હોતે માનવી જગમાં;
અરે સર્જાયો સર્જનહાર છે પોતાના સર્જનથી!
બધા મિત્રો બધા શત્રુ 'અનીલ'ને યાદ રાખે છે;
મટી શકતો નથી હું 'કોઈ દી' પણ કોઇના મનથી.
સુરત ] [ 'અનીલ'

(૪)

પરિચીત છે બધી દુન્યા તમારા ક્રૂર વર્તનથી!
મને મારી તમે જીવી રહ્યાં છો મારા જીવનથી.
ઉઠે છે આહ દિલથી ને વહે છે અશ્રુ લોચનથી,
મને મળતાં મળ્યું શું શું જુઓને પ્રેમ જીવનથી!
રે, એ બરબાદ કરનારા વિચારી એટલું લેજે:
નિકન્દન થાય ના ત્હારૂં અમારા કંઈ નિકન્દનથી.
વદન રેખા અમારી કહી રહી છે, વેદના દિલની;
ને દિલની વાત; અશ્રુ થઇ વહી ચાલી છે લોચનથી.
અમે જ્યાં રાત પડશે; રાત વાસો ત્યાં કરી લઇશું;
પ્રવાસી પ્રેમના છે મૂક્ત છે મંઝિલના બંધનથી.
તમે પથ્થર સમા દિલને નગીના સમ કરી દીધું;
તમે જોતો કર્યો; એક આંધળાને આજ દર્શનથી.
અમે નિર્ભાનતામાં ભાન ખોઇને રહ્યા બેસી,
ને પલ્ટો ખાઇ ગઇ દુન્યા, પરિવર્તનમાં વર્તનથી.
છે ઉચ્ચીત કે અમોને સાથ લઇ લે સંઘવાળાઓ;
પરિચીત છે અમે મંઝિલ ને મંઝિલના પ્રયોજનથી.
ઘણી મુસ્કિલ છે એ રાહો પ્રણયની પણ હબીબ એને;
કરે છે પાર કરનારા મનોબળથી, તપોધનથી.
સુરત ] [ મસ્ત 'હબીબ' સારોદી

# તારનાં થાંભલા

અનુઃ-રઝાકાઝી

તે દિવસે વ્યવસ્થાપકે યતીમખાનામાં એક અદ્‌ભુત દ્રશ્ય જોયું. તે એ હતું કે ચાર છોકરાઓ એક ફાટેલ ચોપડી માટે લડી રહ્યા હતા અને એકબીજાને ધક્કામુક્કી કરી રહ્યા હતા. આ દ્રશ્ય નિહાળી તે દુઃખી સ્વરે બોલ્યા, છોકરાઓ! આ શું કરી રહ્યા છો? કેમ લડો છો? હવે તમે લડશો તો આજે સાંજનું તમારૂં ખાવું બંધ, સમજ્યા કે!

એકે રડતાં કહ્યું-એણે મારી ચોપડી લઇ લીધી અને માંગુ છું તે આપતો નથી.

"જાુઓ!" તારી પાસે તો છે. બીજો બરાડી ઉઠયો.

કેમ જૂઠું બોલે છે?

તેમને યતીમખાનાની સંભાળ રાખનાર સુપ્રિન્ટેન્ડન્ટે સમજાવ્યા કે ઘણી દેખરેખ રાખવા છતાંય આવા બનાવો તો અહિં થતાજ રહે છે, કેમકે છોકરાઓને પુસ્તકો વાંચવાનો ઘણો શોખ છે પણ અહિં પૂરતાં પુસ્તકો નથી.

એ સાંભળી તેમને ઘણુ દુઃખ અને ચિંતા થઇ પરંતુ ચિંતા કરવાથી દુઃખ ઓછું થતું નથી પણ વધે છે એટલે તેમણે એ ભૂલી જવું યોગ્ય લેખ્યું.

થોડા દિવસ પછી તે પોતાના એક વકીલ મિત્રને ત્યાં દાવતમાં ગયા તો ત્યાં ધર્મ અને પરોપકારની વાત થઈ રહી હતી એટલે તેમને ઉપરોક્ત ઘટના યાદ આવી અને તેમણે વકીલ સાહેબ આગળ યતીમ છોકરાઓનો પુસ્તક સંબંધનો શોખ અને દેખરેખ રાખનારે કહેલી વાતનું સુંદર રીતે વર્ણન કર્યું.

એ સાંભળી વકીલ સાહેબ સુસનારૂપે બોલ્યા "એ છોકરાઓને પુસ્તકો અવશ્ય અપાવવાજ જોઇએ" અને એ પણ કહ્યું કે મ્હારે ત્યાં મ્હારા છોકરા માટે ખરીદેલ ઘણા પુસ્તકો છે કિંતુ એ બધા જ્યાં ત્યાં પડયા હશે એટલે એને શોધવું મુશ્કેલ છે

તેજ દિવસે સાંજે વકીલ સાહેબ પોતાના મિત્ર ઇબ્રાહીમભાઇ કે જેમનું સમસ્ત જીવન લોક-સેવા કરવામાંજ વિત્યું હતું તેમને મળ્યા અને યતીમખાનાના વ્યવસ્થાપકે કહેલી વાત સંભળાવી પોતાના તરફથી થોડું ઉમેરતા બોલ્યા. "યતીમ બાળકોના જ્ઞાનમાં વધારો થાય માટે તેઓને પુસ્તકો અપાવવાંજ જોઇએ."

ઇબ્રાહીમભાઇ બોલ્યા, એમાં તે શું મોટી વાત છે? હું કાલેજ "મુસલમાન"ની ઓફિસમાં જઇને યતીમ બાળકો માટે પુસ્તકોની અપીલ છપાવીશ.

બીજે દિવસે ઇબ્રાહીમે "મુસલમાન"ની ઓફિસમાં જઇ તંત્રી સાહેબને યતીમ બાળકો માટે પુસ્તકોની માંગણી કરતી અપીલ છાપવાનો આગ્રહ કર્યો.

સહતંત્રીએ તરતજ નીચે મુજબની અપીલ લખી નાખી:—

## યતીમ બાળકો તમારા સહારે!

યતીમ બાળકો પુસ્તકો વિના દુઃખ ભોગવી રહ્યા છે. અમે તમને કરગરીને આગ્રહ કરીએ છીએ કે કૌમની દીની અને દુન્યવી કેળવણી પ્રાપ્ત કરવા સારૂ સખી વજૂદ ગૃહસ્થોએ મદદ કરી લાચાર, નિરાધાર યતીમ બાળકોના ઉત્સાહમાં વધારો કરવો"

ઇબ્રાહીમભાઇએ ઉપરોક્ત અપીલ સાંભળી સંતોષ અનુભવ્યો અને તંત્રી સાહબનો આભાર માની ઘેર ગયા.

થોડા દિવસ પછી હું મ્હારા મિત્ર પ્રોફેસર સાથે-જઇ રહ્યો હતો જ્યારે અમે "મુસલ-

માન"ની ઓફિસ પાસેથી પસાર થઇ રહ્યા હતા તો મ્હેં "મુસલમાન"ની ઓફિસના દ્વાર પર એક ચિંથરેહાલ ગંદા કપડાં પહેરેલ માણુસને પોતાની દુર્બળ પીળી પડી ગએલ માંદલી છોકરી સાથે ઊભેલો જોયો. તેના હાથમાં પુસ્તકોનું એક બંડલ પણ હતું.

મ્હેં તેને પૂછયું:-કેમ ભાઈ શું કામ છે?

તેણે સલામ કરી સંકોચપૂર્વક ઉત્તર આપ્યો:-સાહેબ! અમે તે યતીમ બાળકો માટે થોડાં પુસ્તકો લાવ્યા છીએ કે જેના માટે "મુસલમાન"માં અપીલ છપાઇ હતી.

"પીળા પચરક પડી ગએલ છોકરીના મોં પર ગર્વની લાલી ફૂટી નીકળી."

હું તેમની પાસેથી પુસ્તકોનું બંડલ લઇ નોકરને આપતાં બોલ્યો 'સાહેબ તમારું નામ શું છે?"

તમને નામનું શું કામ છે? તેણે ગભરાતાં કહ્યું.

અમારે પુસ્તકો પર તથા રિપોર્ટમાં પુસ્તક આપનાર સખી વજૂહ ગ્રહસ્થનું નામ છાપવું પડશે.

તેની કંઈ જરૂર નથી. આપ લોકોની કૃપા છે સાહેબ, બાકી હું તો એક ગરીબ શ્રમજીવી માણસ છું. એક મીલ મઝદૂર! મ્હારે નામની શી જરૂર? અને પોતાની માંદલી છોકરીને લઇને ચાલતો થયો.

તે-વેળા મ્હને તાર મોકલવાની નવી કળાનું જ્ઞાન થયું. યતીમખાનાથી 'ખબર' મોકલવામાં આવી હતી જેને સાંભળનાર પેલો શ્રમજીવી મીલ મઝદૂર હતો. એકે માંગણી કરી અને બીજાએ તે પૂર્ણ કરી.

બાકી અમે તો માત્ર તારના થાંભલા હતા.

—(૦)—

△ ઈન્દુ બી. એ

# "અજ્ઞાત પ્રવાસી"

કો' અજ્ઞાત પથિક મારા દ્વારે આવી, આત્મિય શા સ્નેહ સાથે બોલાવે છે. પરંતુ જ્યારે હું તેના પ્રતિ સવિસ્મય, મૂક વદને જોઇ રહું છું ત્યારે તે મારા અજ્ઞાન પ્રત્યે મંદમંદ હાસ્ય કરતો ચાલ્યો જાય છે...દૂર દૂર ક્ષિતિજમાં વિલીન થવાને.

પ્રત્યેક ગૃહે જઇ તે સર્વને સસ્નેહ બોલાવે છે. પરંતુ તેના પ્રત્યુત્તરમાં જ્યારે તેની ઉપેક્ષા, તિરસ્કાર અને અટ્ટહાસ્યોજ સંભળાય છે. ત્યારે તે એક દીર્ઘ નિશ્વાસ મૂકી ચાલ્યો જાય છે કોઇ અનંત રાજમાર્ગના અંત પ્રતિ—

.. આમ તે યુગયુગોથી ચાલ્યો આવે છે, કિંતુ કોઇએ તેને-તેના વિષે જાણવાની કંઇ પણ જીજ્ઞાસા બતાવી નથી!

એકદા તે ભિક્ષુક વેષે આવ્યો અકિંચનતાના ભારથી કચડાતા મેં શરમથી નીચું જોયું અને કરૂણસ્વરે કહ્યું "મારા ખાલી પાત્રમાંથી તું શું પામશે?"

"હું ધનની ભીખ નથી માગતો...મારે તો જોઇએ છે પ્રેમની ભિક્ષા. મારા સ્નેહભર્યા આવાહનનો પ્રેમભર્યો પ્રત્યુત્તર, કિંતુ આ પ્રેમવિહોણા જગમાં મારી એ મનિષા તો અતૃપ્તજ રહી...અત્રે માનવીની અંકના તેની માનવતા પર નહી કેવળ ધન ઉપરજ થાય છે"

...હું મૂક બન્યો અને તેની સામે મારા અજ્ઞાનની-પાપની ક્ષમા યાચતી દ્રષ્ટિએ જોયું અને આવા જડજગતનું એક અંગ હોવા બદલ મનમાં ને મનમાં શરમાવા લાગ્યો ..તે એક ઉદારતાભરી દ્રષ્ટિ નાખી, સસ્મિત ચાલ્યો ગયો, અન્યો પ્રતિ દ્રષ્ટિપાત પણ કર્યા વિના—

હા; તે હજુયે આવે છે અને મારા દ્વારે આવી, મૂકવદને મારા પ્રતિ જોઇ, તેની સ્નેહભરી દ્રષ્ટિને મારી દ્રષ્ટિ સાથે મેળવી અન્યો સામે જોયા વિના ચાલ્યો જાય છે...કોઈ અજ્ઞાત પથ પ્રતિ!

...અને હું એ સુખદ ક્ષણોની સ્મૃતિમાં મારું સારૂંયે જીવન વ્યતીત કરૂં છું.

● અહમદ મુહમ્મદ પટેલ

# જીવન કિતાબનાં ત્રણ પ્રકરણ

ત્યારે હું શિશુ હતો.

બાળપણનું જીવન પણ કોઈ જીવન હતું. ત્યારની પ્રત્યેક હિલચાલ સ્વાર્થરહિત હતી, ભાવનાઓ અને લાગણીઓ હતી તો ખરી, પણ તેનાથી હું પોતેજ અજ્ઞાત હતો.

કુદરત અને સમાજના કાનૂનો મ્હારા પર લદાયલા તો હતાજ, પણ તે મ્હને સ્પર્શી શકતા નહિ. હું રૂદન કરતાં કરતાં હસતો અને હસતાં હસતાં રડી પડતો.

ઇશ્વરને મેં ઓળખી શકેલા નહિ, એ સાવ સાચું, પણ, તેનાથી હું પોતે ભયભીત પણ હતોજ, એય એટલુંજ સાચું છે.

તેનો ભય-સેવન એજ મ્હારી નિર્દોષ પ્રાર્થના હતી. હું શરારત કરતો ખરો, પણ પાપથી પર રહીને, હું એક સુન્દર ને રૂપાળા જગતમાં વસતો હતો.

શરદ ઋતુની લાંબી અને અંધકાર ભરી રાત્રિયોમાં આગિયાને હું ભૂલા પડેલા તારા સમાન ગણતો, ને આકાશને હું આગિયા-સૃષ્ટિજ સમજતો. આગિયાની પ્રકાશ-પ્રકટાવવાની રમતને હું જોયાજ કરતો, તે વારંવાર પ્રકાશ પાથરતો, પોતાની અલ્પજીવી પ્રકાશ-જ્યોતિદ્વારા તે પ્રગાઢ અંધકારભર્યા માર્ગમાં રસ્તો શોધતો. તારલાઓ નયન-વર્તન કરી તેને આકાશ-વિહાર કરવા આમંત્રતા, ત્યારે તો મને ઘણોજ આનંદ થતો.

× * ×

ત્યારે હું યુવાન હતો.........

હું સદા બહાર અનુભવતા વૃક્ષ જેવો હતો, ત્યારે તો હું એમજ માનતો, કે પાનખર આવે, તો બેચાર પાંદડાં ખેરવીને ચાલી જાય, એથી વધુ તે મ્હને કંઈ પણ શું શકે છે? મ્હારી વસંત જોઇને પાનખરને નિરાશ થઇને ચાલ્યાજ જવું પડે.

મ્હારૂં જીવન એક રમત સમાન હતું. જગત મ્હારા પર મોહિત હતું. મ્હારી બુદ્ધિ પરિપકવ હતી. મ્હારી પ્રત્યેક હિલચાલ પાછળ કોઇ ન કોઇ આશય તો રહેતોજ.

નયનો જોતાં તો મતલબથી, કાન સાંભળતા તો મતલબથી, મ્હારા પ્રત્યેક અંગોપાંગોની ક્રિયાપ્રક્રિયા પાછળ મતલબનોજ દોરીસંચાર હતો.

મ્હારી બુદ્ધિના પ્રકાશમાં હું મ્હારૂંજ હિત અહિત જોઈ શકતો. અન્યોના હિતો હું કચડતો, તે પરત્વે બેદરકારી સેવતો, ને આગેકૂચ કર્યોજ જતો.

મ્હારા અસ્તિત્વથી હું પરિચિત હતો, પણ મ્હારાથી હું સાવ અપરિચિત હતો.

હું મ્હારા અહંત્વમાં એટલો તો લિન રહેતો કે બીજાઓના અસ્તિત્વ પરત્વે વિચાર સુદ્ધાં કરવાની તકલીફ ભાગ્યેજ લેતો.

ઇશ્વરી અને જગતના પાર્થિવ કાનૂનોને હું મ્હારા માટે બંધન સમાન ગણતો નહિ; મ્હારા તરફથી તેમનો ભંગજ થતો.

ઇશ્વરના અસ્તિત્વ વિષે વિચાર કરતાં ઘણુ હું કષ્ટ ભોગવતો હોઉં એવું અનુભવતો.

ઇશ્વર પ્રત્યે મ્હારૂં મન ઢળ્યુંજ નહિ, હું વિષયવાસના તરફજ ઢળતો.

પાપ શબ્દને તો હું અર્થહિનજ સમજતો. પાપને હું પૂણ્ય લેખતો.

સૌન્દર્યનો તો હું ચાહક ને ગ્રાહક હતો. રંગબેરંગી પુષ્પોમાં હું સૌન્દર્ય શોધતો નહતો, મ્હારી લાગણીઓને ઉદ્દિપ્ત કરે, એવા સૌન્દર્યની શોધમાં હું હતો. હું તો એવા સૌન્દર્યની શોધમાં હતો, કે જે નયનોમાં મદ અને મસ્તી તેમજ શરીરમાં ઝણઝણાટી ઉપજાવે એવું અનોખું સૌન્દર્ય તો કોક ઉભરાતા યૌવનથી વિભૂષિત થયેલ નવયૌવનાના નારીદેહમાંથીજ સાંપડી શકતું હતું.

—*—

હવે હું વૃદ્ધ છું; એક ખખડધજ થઇ ગયલા વૃક્ષ જેવો, જેને વસંતની જીવન અર્પતી એકાદ વાયુ લહરિ પણ કંપાવી દે.

જીવન... .....એ એક ભાંગી ગયલું રમકડું છે. એની સાથે મેં રમત આદરી હતી, અને મ્હેંજ તેને ભાંગી નાખ્યું; એને પુનઃ સાંધવાના પ્રયાસો સરિયામ નિષ્ફળતામાંજ પરિણમ્યા છે.

હવે શું થશે? એ વિચાર મ્હારૂં હૈયું કોતરી ખાય છે. રાત્રિયે નિદ્રા આવતી નથી એટલે આપ મેળેજ ગતયૌવન–કાળની રંગીલી રાત્રિયોની યાદ આવીજ જાય છે!

યુવાનીમાં કદિય પ્રાર્થના કરવાનું સુઝતું નથી, ત્યારે સુઝે છે તો માત્ર બંડખોર બનવાનુંજ કહે છે, કે વૃદ્ધાવસ્થામાં નિદ્રા ઘણી ઓછી આવે છે; એમ શા માટે? શાને?

નવયુવાનોને મ્હારી આત્મકથા સંભળાવું છું, તો તેઓ હસીને કહી દે છે, કે "એની બુદ્ધિ હવે વૃદ્ધ થઇ ગઈ છે" હું એમને કેવી અને કેવી રીતે સમજાવું કે હું પણ એક દિન તેમના જેવોજ યુવાન હતો. હવે તેજ યુવાની માટે હું અશ્રુવારિ વહાવું છું. શું તેમને માટે પણ એવો દિન નહિ આવે?

મ્હારી આજની પ્રત્યેક હિલચાલમાં અર્થસૂચકતા અને ગંભિરતા છે.

પગો ઉપડે છે, પણ અત્યંત સંભાળપૂર્વક. જિવ્હા બોલે છે, પણ સંયમપૂર્વક. અને એ શા માટે? હા! એ એક રહસ્ય આસ્ય છે, પણ તે મ્હારા જેવા વૃદ્ધોજ સમજી શકે છે.

મ્હાન દેહ વિલયદ્વારા મ્હારા અસ્તિત્વના વિનાશની સંપૂર્ણ ખાત્રી તો કલ્પનીય થઇ ચુકી છે; ચિંતાનો વિષય તો હવે એજ છે, કે ત્યારપછી મ્હારૂં શું થશે?

ઇશ્વરી કાનુન સ્હામે યુદ્ધ કરવાની હવે-નવરાશજ ક્યાં છે? ઘમંડપૂર્વક અણનમ રહેલું મસ્તિષ્ક એની મેળેજ નમી પડે છે. દંભ માત્ર એટલોજ છે, કે એને નમવુંજ હતું, તો તે પ્હેલાથીજ કેમ નમ્યું નહિં? આ લોકમાં ઘમંડની શિક્ષા મૃત્યુ છે. મૃત્યુ પછીનું જગત જ્યાં મૃત્યુજ નથી ત્યાંની શિક્ષા શી હશે? કાળા વાળો સફેદ થઇ ગયા. દાંતો પડી ગયા છે, ચેહરા પર કરચળીયો પડી ગઈ છે; દર્પણમાં જોઉં છું તો યૌવનના ઘમંડ અને સૌન્દર્યનું વિલોપન થયેલું જોઉં છું

જે શક્તિયે મ્હને આ સ્થિતિએ પ્હોંચાડયો છે, તે શક્તિ ઇશ્વરી સત્તાજ છે. હવે હું વિષય વાસનાનો કીડો નથી રહ્યો, હવે તો પ્રભુમયતા અનુભવું છું.

બાલ્યાવસ્થા એટલે હર્ષાનંદ,<br>
યુવાની એટલે દીવાની.<br>
વૃદ્ધાવસ્થા એટલે યાતના;<br>
એ છે મ્હારી જીવન–કિતાબનાં ત્રણ પ્રકરણો.

જેને તે વાંચવાની ઇચ્છા હિંમતે તે વાંચી શકે છે.*

*રચિત

રિફાઇ સાબેરી

# બિસ્મિલ્લાહ શરીફની ફઝીલતો

(ગતાંકથી ચાલુ)

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે "બિસ્મિલ્લાહ" શરીફમાં જે જે ભેદો અને બરકતો રાખવામાં આવી છે તેને લઇ જે કોઈ ઉમ્મતી અને ખરા દિલ અને સાચી મહબ્બતથી પઢશે તેની ઉપર અઝાબ કરવામાં સૌ મુહમ્મદ (સલ૦) ને શરમ આવે છે.

આપણને જોઇએ કે "જે પાક હસ્તીને સદકે અને તુફૈલથી આપણને આવી અમૂલ્ય વસ્તુ મળી છે તેઓ (સલ૦) ઉપર હમેશાં દરૂદો સલામ મોકલતા રહી સાથેસાથ આ બેબહા અમલને પણ ચાલુ રાખીએ." ખુદાપાક હિદાયત આપે.

"દરૂદ" શરીફ તેમજ "બિસ્મિલ્લાહ" શરીફના ઝાકિરને જોઇએ કે પોતાના ઝિકરના વચ્ચે વચ્ચે **"બિસ્મિલ્લાહ અલીય્યીલ અઝીમે, અલહમ્દો લિલ્લાહ અલા દીનીલ ઈસ્લામ"** પણ પઢતો રહે. નમાઝી, પાંચ વખતની નમાઝ પછી, એને પઢતો રહે તો બેહતર છે.

"બિસ્મિલ્લાહ" શરીફમાં ખુદાપાકના એવા ત્રણ નામો છે કે જે દરેક નામોમાં ત્રણસો ત્રણસોથી પણ વધારે ફઝીલતો અને બરકતો ખુદાપાકે રાખેલી છે, જે એના ઝાકિરને ખુદાપાક ધીમે ધીમે અતા કરે છે.

### "ઇસ્તેખારા"

ઇશાની નમાઝ પછી બે રકાત નફિલ ઇસ્તેખારાની નિય્યતથી પઢી **"દરૂદ શરીફ"** એક વખત, પૂરી **"બિસ્મિલ્લાહ"** શરીફ એક વખત, **"યા ખબીરો અખ્બેરની"** એક વખત અને **"દરૂદ શરીફ"** એક વખત એવી રીતે ૭૮૬ વખત પઢવું. અને દુઆ માંગી, છાતી ઉપર દમ કરી સુઇ જવું. અને ઉંઘ (નિંદ્રા) આવે ત્યાં સુધી દરૂદ શરીફ પઢતાં રહેવું. મજકુર પઢવું શરૂ કર્યા પછી કંઇ પણ ખાવું પીવું નહીં તેમજ કોઇ સાથે વાત પણ કરવી નહીં. સુવાની જગ્યા પાક સાફ હોવી જોઇએ એ રીતે કરવાથી ઇ. અ. સાતમી રાત સુધીમાં ખબર મળી જશે.

### મુશ્કિલ આસાન થવા તેમજ દરેક હાજત પૂર્ણ થવા માટે.

ઇશાની નમાઝ પછી જે કામ માટે હોય તે પૂર્ણ થવાની નિય્યતથી બે રકાત નફિલ પઢી પ્રથમ ૧૦૧ વખત દરૂદ શરીફ, પછી પૂરી "બિસ્મિલ્લાહ" ૭૮૬ વખત અને છેલ્લે ૧૦૧ વખત દરૂદ શરીફ પઢવું અને દુઆ માગી છાતી ઉપર દમ કરી સુઇ જવું. અને ઉંઘ આવે ત્યાં સુધી દરૂદ શરીફ પઢતાં રહેવું. ઇ. અ. બહુ જલ્દી કામ થઇ જશે. આ અમલ શરૂ કર્યા પછી એટલે પઢવાનું શરૂ કર્યા પછી કંઇ પણ ખાવું પીવું તથા કોઇ સાથે વાત કરવી નહીં પણ પઢવું ખલાસ થયે તુરત સુઇ જવું. સુવાની જગ્યા પાક સાફ હોવી જોઇએ.

મજકુર અમલ દરરોજ ચાલીસન લિલ્લાહ કરવાથી કોઇની મોહતાજી થશે નહીં, ખુદાપાક પોતે તેની દરેક રીતે મદદ કરશે અને તેની દરેક હાજત પૂરી કરવા ઉપરાંત અનેક ફાયદાઓ આપશે. જે અમલ કરનાર જાણી શકશે પણ પઢનારને જે જે ભેદો વગેરે માલૂમ પડતા જાય તે કોઇને પણ કહેવાની સખત મનાઈ છે, એનો ખાસ ખિયાલ રાખવો, નહીં તો નુકસાની ઉઠાવવી પડશે.

હદીસ શરીફમાં છે કે: જનાબ રસૂલે મકબૂલે (સલ૦) ફરમાવ્યું છે કે "જ્યારે કોઇ મુસલમાન ખરા દિલથી માત્ર એકજ વખત "બિસ્મિલ્લાહ" પઢે છે ત્યારે બે ફરિશ્તાઓને ખુદાપાક હુકમ કરે છે કે: એના (પઢનાર) માટે એક હજાર નેકી લખો ત્યારે ફરિશ્તાઓ તઆજ્જુબ થઈ અર્ઝ કરે છે કે: આટલા નાના જરા જેટલા અમલના બદલે હજાર નેકીઓ! ત્યારે ખુદાપાક કહે છે કે: ઠીક ત્યારે બે હજાર નેકીઓ લખો: ત્યારે ફરિશ્તાઓ વધારે તઆજ્જુબ થાય છે, ત્યારે ખુદાપાક ત્રણ હજાર નેકીઓ લખવા કહે છે: આવી રીતે દશ હજાર નેકીઓ સુધી મામલો પહોંચે છે ત્યારે ફરિશ્તાઓ ચુપ થઇ જાય છે. ત્યારે ખુદાપાક ફરમાવે છે કે: ઐ ફરિશ્તાઓ! કસમ છે મને મારી ઇઝ્ઝત અને જલાલની, અગરને જો તમો મારી રહમતના જોશને અટકાવવા ચુપ થતે નહીં તો કયામત સુધી આવી રીતે નેકીઓમાં વધારો કરતોજ રહેતે.

નકલ (રિવાયત) છે કે: જે દહાડે જનાબ ઇમામ હુસૈને (રદી) "બિસ્મિલ્લાહ" સરૂ કરી તે દહાડે જનાબ હઝરત અલી (રદી૦)એ બહુ ખુશી મનાવી અને દશ હજાર દિર્હમ ખૈરાત કરવા નોકરોને આપ્યા ત્યારે નોકરોએ તઅજ્જુબ થઇ કહ્યું કે: હુઝૂર! "બિસ્મિલ્લાહ" કે જે માત્ર થોડાજ હરફો છે તેના બદલે આટલી મોટી રકમ? ત્યારે તેમણે (રદી૦) કહ્યું ઠીક ત્યારે વીસ હજાર દિર્હમ ખૈરાત કરો. ત્યારે નોકરો બેહદ તઅજ્જુબ થયા અને ઉપર મુજબ પાછું કહ્યું. ત્યારે આપે (રદી૦) ત્રીસ હજાર દિર્હમ માટે હુકમ કર્યો. ત્યારે નોકરો ચુપ થઇ ગયા તો આપે (રદી૦) કહ્યું કે:—જો તમો ચુપ થતે નહીં તો હું પણ મારા ઇરાદામાં કદી પણ પાછી પાની કરતે નહીં અને દિર્હમ વધારતોજ જતે, તમને ખબર નથી કે "બિસ્મિલ્લાહ" શરીફ ખુદ ખુદાપાકનું એવું સંપૂર્ણ નામ છે કે જે રહમાન અને રહીમ છે, અગર જો દુન્યાના બધા ખજાનાને એકઠા કરવામાં આવે તો પણ "બિસ્મિલ્લાહ" શરીફના માત્ર એકજ હરફના કરોડમાં ભાગ જેટલો પણ થઇ શકે નહીં

નકલ છે કે:—કોઇ એક બુઝુર્ગને બહુજ મોટો કાંટો પગમાં ભોંકાઈ ગયો. જેને લીધે બહુજ મોટો જખમ પણ પડી ગયો. તેમણે "બિસ્મિલ્લાહ" શરીફ પઢી કાંટો ખેંચી કાઢી, જખમ ઉપર દમ કર્યો તો તરતજ જખમ પણ સારો થઈ ગયો અને જાણે કંઈ પણ થએલુંજ નહીં એવી હાલત થઇ ગઇ.

રિવાયત છે કે:—જનાબ રસૂલે ખુદાએ (સલ૦) ફરમાવ્યું છે કે: જ્યારે કોઈ મુસલમાન તેના બચ્ચાને "બિસ્મિલ્લાહ" શરીફ શરૂ કરાવે છે ત્યારે ખુદાપાક તે બચ્ચાને, તેના મા બાપ અને ઉસ્તાદને દોઝખથી આઝાદ કરી દીએ છે. એટલે દોઝખ તેઓ માટે હરામ થઇ જાય છે પણ એ શરતે કે મરતાં સુધી એને સદંતર છોડી દીએ નહીં બલ્કે ઝિંદગીમાં કદી કદી પણ એને પઢતો રહે.

રિવાયત છે કે:—જનાબ રસૂલે મકબૂલે (સલ૦) ફરમાવ્યું છે કે જે મુસલમાન કોઈ પણ કાગળનો કકડો જેની ઉપર "બિસ્મિલ્લાહ" શરીફ લખેલ હોય અને તે રસ્તામાં અગર તેવી કોઇ નાપાક અથવા બેઅદબીવાલી જગ્યાએ પડેલ હોય તેને માન-ઇઝ્ઝત અને અદબની નિય્યતથી ઉઠાવી લઇ કોઇ પાક જગ્યાએ મૂકશે તેનો મર્તબો સિદ્દીકોમાં ખુદાપાક લખશે અને તેના માબાપનાં ગુન્હા માફ કરશે. જો માબાપ કુફ્ર ઉપર મર્યાં હશે તો તેઓના અઝાબમાં નરમી કરવામાં આવશે અને જો મુસલમાન હશે તો માશા અલ્લાહ! ખુદાપાક તેમને પણ બખ્શી દેશે. (અપૂર્ણ)

# રીલીફ ફંડ

મૂળ લેખકઃ-ઈબ્રાહીમ જલીસ
અનુવાદકઃ-હારિમ ટીમોલ

રીમ ઝીમ રીમઝીમ કરતાં વરસાદનાં ફોરાં ધરતીને પલાળી રહ્યાં હતાં. થોડીકવારમાં તો એકદમ જોરથી વરસાદ પડવા લાગ્યો. એના હુમલાથી બચવા હું વડના ઘટાદાર વૃક્ષ તળે ઉભો ઉભો અશ્રુઓ સારતાં બારી બારણાંને જોઈ રહ્યો હતો. સહસા મ્હને ફાતમા સાંભરી આવી. તે પણ હુબહુ એજ રીતે અશ્રુઓના બિંદુઓ અધર પર રેલાવતી હતી. અને મેં તેનો ત્યાગ કર્યો હતો. એ યાદ મારા આત્માના ઘાને પાછો તાજો કરી રહી હતી. સામેની એક શ્વેત રંગની હવેલીની બારીમાંથી ઝાંખતી એક પીળા ચહેરાની યુવતી ભૂખરા ભૂખરા વાદળોને આંસૂપૂર્ણ નયનોથી નીરખતાં ગાઇ રહી હતી..."ઉમડ ઉમડકર મેઘા બરસે"

"ઉમડ ઉમડકર મેઘા બરસે"–તેને મારી હાજરીનું ભાન નહોતું એટલા માટેજ તે ઘટાઓને જોર જોરથી મૂશળધાર વરસવાનું કહી રહી હતી. એનું ધ્યાન મારા પ્રતિ ખેંચવા માટે મેં બે ત્રણવાર ખોંખારો કર્યો તેના સાંભળવામાં આવે એટલા મોટા સાદે કાવ્યની બે ત્રણ પંક્તિઓ પણ લલકારી કિંતુ વરસાદ રીમઝીમ...રીમઝીમ કરતો કર્ણપ્રિય, મધુર, અને મંજુલ સંગીત સર્જતો વરસતોજ રહ્યો અને પેલી યુવતી જાણે એ વરસાદના રીમઝીમ રીમઝીમ કરતા ચિત્તહર સંગી સાથે સ્પર્ધા કરતી હોય તેમ ગીત લલકારતીજ રહી. જો તેને મારી હાજરીની જાણ થઇ જાત અને તે મને પલળતો નિહાળી લેત તો પણ તે ગીત લલકારવાનું બંધ નજ કરત. કેમકે ત્રીજી માળ અને સડકની સપાટી વચ્ચે ઘણું અંતર હતું. જયારથી ત્રીજી માળ જગતમાં જન્મી છે, માનવજાતમાંય ઉંચનીચનું અંતર પેદા થઈ ગયું છે. પેલા સમાજવાદી અથવા સામ્યવાદી યુવાનોની નરી મૂર્ખતા નથી તો બીજું શું છે કે ત્રીજી માળ અને સડકની વચ્ચેના અંતરનો એની અસમાનતાનોજ નાશ કરવા માંગે છે. માત્ર ખાંસવાથી કે ખોખારવાથી એ અંતર એ અસમાનતા એ ભેદભાવ શી રીતે દૂર થઇ શકવાનાં હતાં?

મારી ધારણા સાચીજ નીવડી પેલી યુવતીએ પ્રથમ તો સ્હેજ ક્ષોભ અનુભવ્યો અને મારા પ્રતિ કતરાતી દ્રષ્ટિએ જોઇને મુખ ફેરવી લઇ નયનોમાં દોડી આવેલાં અશ્રુઓને લુંછી નાખ્યાં. અને વિજળીની ગતિએ પોતાનું મુખ બારીની અંદર છુપાવી લીધું કદાચ એણે મને જોઇ લીધો હોય કે નીચે ખરબચડી ધરતી પર ખાંસતો ખોંખારતો એક જણ ધોધમાર વરસાદમાં પલળી રહ્યો છે—અલબત્ત એક વાત મારા અંતરને કોરી રહી હતી કે એ ત્રીજે માળે રેહતી યુવતી જેને કોઇ પ્રકારનું દુઃખ પહોંચે એમ નથી, અર્થાત ધોધમાર વરસાદમાં એ પલળી શકતી નથી. ખરા બપોરનો બાળી નાખતો તડકો એને સહન કરવો પડતો નથી. એશ અને આરામમાં વૈભવ અને વિલાસમાં જીવન વિતાવવાનાં સાધનો હોવા છતાંય એના નયનોમાં અશ્રુઓ શા માટે આવ્યાં હશે? એનું વદન આટલું પીળુંપચ કેમ? અશ્રુ? મનુષ્યના રૂદનનો કોઇ છેડો આવશે કે નહિ? આમ ને આમ એ કયાં લગી આંસૂઓ વહાવતો રહેશે? એ દ્રશ્ય જોવા પૂર્વે હું તો સમજતો હતો કે અશ્રુઓ તો માત્ર મારી અને ફાતમાની નિરાધાર અને નિઃસહાય આંખોમાંજ જન્મે છે! માનવી શા માટે આંસૂ સારતા હશે? એટલા માટે કે તે ભૂખ્યો અને દુઃખી છે? પરંતુ આ ત્રીજી માળે વસતી ધનના ઢગલામાં આળોટતી એ યુવતીના ચીકણાં ગાલો

પરથી વહી જતાં આંસુ આડી ખાઇ રહ્યાં હતાં કે ઇન્સાન ગમે તે સંજોગોમા રડતોજ રહેશે પછી તે ભૂમિની સપાટી પર હોય યા નીચે માળે! એના નસીબમાં રડવાનું અનિવાર્ય છે શું?

એ યુવતીને આંસુ વહાવતી જોઇ મારું હૈયું હાથમાં ન રહ્યું. વિચાર આવ્યો કે અહિં થીજ પાછો વળી જાઉં. અને ઓફિસે પહોંચી મારા સામ્યવાદી બિરાદરોને સ્પષ્ટ સંભળાવી દઉં કે કોમરેડ! ભૂખે મરતા બંગાળના રીલીફ ફન્ડનુ કાર્ય હવે મારાથી થઈ શકે એમ નથી. હજી હમણાંજ હું એક એવું દ્રશ્ય જોઇને આવ્યો છું કે...ત્યાં સહસા મારા કાને એક અપરિચિત સાદ અથડાયો.

"અરે બેટા કોણ છે તું? અને આમ ધોધમાર વરસાદમાં શા માટે પલળી રહી છે?" એ મમતાભર્યો સાદ હતો એક આધેડ વયની સ્ત્રીનો-કહો કે અકાળે વૃદ્ધ થયેલી સ્ત્રીનો-આહ! કેટલુ માધુર્ય હતું એ શબ્દોમા? કેટલી મમતા ભરી હતી એ અવાજમાં?

એ સાદના પડઘા હજી વાતાવરણમાં ફેલાઇ રહ્યા હતા ત્યા એક તરુણીનો તીણો સાદ મારા કાને અથડાયો એ હતી પેલી વૃદ્ધા સ્ત્રીની પુત્રી

"ભાઇશ્રી ...ત્યા ઉભા ઉભા શા માટે થર-થરી રહ્યા છો? આવોને અહિંયા! હું સડક ઓળંગીને તે પતરાંની છતવાળી ઓસરીમાં પહોચ્યો વૃદ્ધાએ અતિ સ્નેહથી નીતરતા શબ્દોમાં કહ્યું

"બેટા, તમે પાણીમાં તરબોળ થઈ ગયા છો. ખમીસ ઉતારી નાખો ખુરશીદ! એને નીચોવી દેશે." મને સંકોચ પામતો જોઇ વૃદ્ધા તરતજ બોલી ઉઠી "સંકોચ અનુભવવાની જરૂર નથી" ડોસીની એ વાત હજી પૂરી ન થાય એ પેહલાં મેં ખમીસ કાઢીને ખુરશીદના હાથોમાં આપ્યું. અને પાસે પડેલી એક સાવ જરીપુરાણી પેટી પર બેસી ગયો. વરસાદ તો વધુ ને વધુ જોરથી વરસવા લાગ્યો હતો. ડોસી એ જોઈ કરૂણાભર્યા સ્વરે કેહવા લાગી "નખ્ખોદ જાય આ કાળ-મુખા કમબખતના વરસાદનું-કાળમુખી લડાઇએ શી મણા રાખી હતી ગરીબો પર આફત વર-સાવવામાં? હવે આ વરસાદ એમના માટે નવી નવી મુસીબતો ઉભી કરી દેશે, હશે ગરીબો શી રીતે પોતાના દહાડા વિતાવશે?

હું વિચારવા લાગ્યો આ વૃદ્ધાએ "હવે" શબ્દ શા માટે આટલા ભારપૂર્વક ઉચ્ચાર્યો હશે? ગરીબો માટે આ લડાઇ પેહલાં પણ આવો અકાળે વરસાદ નહોતો પડયો ત્યારે પણ જીવવું આસાન અને સંતોષપૂર્વક ક્યારે હતું? છતાંય મેં આશ્વાસન આપતાં કહ્યું "ધીરજ ધરો માજી, ધીરજના ફળ મીઠા હોય છે."

ડોસી કંઇક ગણગણીને જાણે જીવનની કોઇ ભારે ચોટ ખાધી હોય એવી રીતે બોલવા લાગી.

"ધીરજ ધરૂં બેટા? ક્યાં લગી? જવાન જોધ જેવા બે પુત્રો પેટનો ખાડો પૂરવા લશ્કરમા જોડાઈ ગયા અને ખપી પણ ગયા. દર માસે પેન્શનના સાત રૂપીઆ સરકાર તરફથી મળે છે. એ સાત રૂપરડીમાં શો દહાડો વળવાનો હતો? મ્હને મારા લાલ જોઇએ છે લાવી આપશો તમે?

કેટલી વિચિત્ર એની માંગણી હતી? આ બુઢ્ઢી એના લાલોને પાછા માંગી રહી છે! મારી ફાનમા પોતાનું સૌભાગ્ય માંગી રહી છે. હું પૂછું છું કે શું કરશે એ એના લાલને પાછા મેળવીને? સૌભાગ્ય મળી જવા માત્રથીજ શું વળવાનું હતું? મારું માનો તો જેટલા પૈસા મળે છે એજ લેતા રહો. જીવન-નભાવવા માટે અસ્તિત્વ ટકાવી રાખવા માટે-વહાલસોયા પુત્રો અને સૌભાગ્ય કરતાંય રૂપીઆની વધુ જરૂરત છે. એ રૂપીઆજ સર્વસ્વ છે. મેં મારી એ વિચારધારાને થંભાવી બુઢ્ઢીને પ્રશ્ન કર્યો, કેટલાં માણસ છે તમારા કુટુંબમાં?

ડોસીના માથે વિજળી તૂટી હોય-તેવી ચોંકીને તેણે મારા પ્રત્યે જોયું. જાણે આવું પૂછવાથી તેનું કાળજું વિંધાઈ ન ગયું હોય?

"બે પુત્રો હતા અને પાચ પુત્રીઓ છે." ડોસીએ પ્રયત્નથી સ્વસ્થતા જાળવતાં કહ્યું. પુત્રો તો આ કાળમુખી લડાઇના મુખમાં હોમાઇ ગયા પણ ચાર પુત્રીઓ સાપના ભારાની પેઠે છાતી પર બેઠી છે. એક ખુરશીદનાં લગ્ન કર્યાં હતાં પણ ધંટીના એક પડની જેમ તે બીજા પડથી વિખુટી ન પડી.

ખુરશીદ પરણેલી છે! આ એક મુંગો ચિત્કાર હતો જે મારા શ્વાસની સાથે કંઠ સુધી આવીને થંભી ગયો અને મારા મુખમાંથી અનાયાસે શબ્દો સરી પડયા "શું ધંધો કરે છે ખુરશીદનો પતિ?"

ડોસીએ જવાબ વાળ્યો "અહિંયાં ખેતીવાડી ખાતામાં ચપરાસી છે શરૂ શરૂમાં તો ખુરશીદના દિવસો ઘણા સુખમાં ગયા પરંતુ એણે ઘરમાં એક બીજી સ્ત્રીને પણ રાખી છે. તે ખુરશીદાને ચેનથી રહેવા દેતી નથી. ચાર ચાર મહિનાથી તે અહિંયાં આવીને પડી છે. ખુરશીદા સીવવાનું કામ જાણે છે. એમાંથી કંઇક રોજી મળતી હતી કિંતુ હવે તો કફન માટે પણ જ્યાં વસ્ત્રો મળતાં નથી ત્યાં... હમણાં એક સરકારી મકાન તૈયાર થઈ રહ્યું છે ત્યાં હું કામે જાઉં છું. ઠીક છે, દિવસો ગમે તેમ પૂરા થાય છે. એવીજ ઇશ્વરની ઇચ્છા હશે."

મારી અજાયબીનો પાર ન રહ્યો કે જેના શરીર પર પુરાં વસ્ત્રો નથી, ખાવા માટે જેને ત્યાં અન્નનો દાણો નથી, રહેવા માટે પૂરૂં પાધરૂં મકાન નથી, માથા પર ચાર જુવાનજોધ પુત્રીઓનો અસહ્ય બોજ છે, આંખોમાંથી સતત આંસુઓની ધારા વહેતી રહે છે છતાંય આ ડોસીની ઇશ્વર પર આટલી અંધી શ્રદ્ધા છે? શું આ ઇશ્વરનો ન્યાય છે? તો ખુરશીદના બીજાં લગ્ન શા માટે નથી કરતાં? મેં જરા કડક શબ્દોમાં પ્રશ્ન કર્યો, 'બીજું લગ્ન?' એક ખાનદાની ઓરત એક ધણી હોવા છતાં બીજી વાર શી રીતે લગ્ન કરી શકે?" એ ખાનદાની સામેનો મારો બધો ઉકળાટ શમી ગયો, મેં મારી જાતને અપમાનિત લેખતાં કહ્યું

"માજી, હું તમારી ક્ષમા યાચું છું તમારૂં કહેવું અક્ષરસ સત્ય છે. ભલા કોઈ શરીફ યુવતી બીજીવાર લગ્ન કરતી હશે? જ્યાં યુવતીએ બીજું લગ્ન કર્યું કે તેજ ક્ષણે તેની બધી શરાફતનો અંત આવીજ ગયો સમજો? એ તો પુરૂષનોજ અબાધિત અધિકાર છે કે તે ચાર ચાર લગ્ન કરી શકે, છતાંય તેની ખાનદાનીને ઉની આંચ પણ આવે નહિ. મારા કટાક્ષભર્યા શબ્દોની કંઇક અસર થઈ છે એમ હું બુઢ્ઢીના મુખના ભાવો પરથી સ્પષ્ટ સમજી શક્યો. તેણે અત્યંત મંદ સ્વરે કહ્યું.

"હાં બેટા, ખુરશીદનો પિતા મારા જેવી દુર્ભાગી સ્ત્રીના માથે આ બોજો નાખી ગયો છે. પેલી સ્હામે જે બિલ્ડીંગ દેખાય છે-ડોસીએ તે બિલ્ડીંગ તરફ આંગળી ચીંધતાં કહ્યું-ત્યાંથી જે મળતું હતું તેના પર ગુજરાન ચાલતું હતું કિંતુ અમારી બદનસીબીએ એ સહારો પણ નથી રહ્યો.

સ્હામેની હવેલી? જેના ત્રીજા માળે પેલી યુવતી ગીત લલકારી રહી હતી. "ઉમડ ઉમડ કર મેધા બરસે..." મેં અત્યંત આતુરતાપૂર્વક પ્રશ્ન કર્યો. તમે ત્યાં કામ કરતાં હતાં?

હા, વરસો સુધી એમનું લૂણ ખાધું છે. પરંતુ કોણ જાણતું હતું કે જેણે નોકરી અપાવી એ નજમાબીબીજ એક દિવસ મને નોકરી પરથી અલગ કરી દેશે?

નજમાબીબી-એકાએક મારા હૃદયમાં ઝણઝણાટી વ્યાપી ગઇ, મારા અંતરના થડકારનો વેગ વધી ગયો. તરતજ મારા મનમાં વિચાર

ઉદ્‌ભવ્યો. જરૂર પેલી યુવતીના પીળા પડી ગએલા અધરો પાછળ–તેના કરૂણતમ ગીત પાછળ–કોઇ કરૂણ કથની હોવી જોઇએ. નહિંતર ત્રીજા માળે વસતી યુવતીઓનાં ગાલો તો ટામેટાથીય અધિક રક્તવર્ણા હોય છે. મારી અધીરાઇ વધતી ગઈ. મેં વધુ માહિતી મેળવવા પૂછ્યું.

"નજમાબીબી–પેલી પીળા ચેહરાવાળી સુકલકડી છોકરી ?

વૃદ્ધા મારા પ્રત્યે અર્થભરી દ્રષ્ટિએ જોઇ રહી.

"જાણો છો તેને તમે ? તેની સાથે તમારો પરિચય છે ?

બાળપણમાંજ એની માતા આ અસાર સંસારને ત્યાગીને ચાલી ગઈ, મેંજ તેને જતનપૂર્વક પાળીને ઉછેરી છે. એના પિતાએ બીજી વારનું લગ્ન કર્યું હતું.

દિવસો પાણીની જેમ વહેવા લાગ્યા. જોતજોતામાં નજમાબીબી જવાન થઈ. એક કોલેજીયન સાથે એનો પરિચય થયો. એમની મૈત્રીએ ગાઢ સ્વરૂપ લીધુ એક દિવસે એની સાવકી માતાને ખબર પડી ગઇ અને મને તેજ ક્ષણે આવીજ રીતે ધોધમાર વરસતા વરસાદમાં નોકરી પરથી કાઢી મૂકવામાં આવી. નજમાબીબીના લગ્ન કોઇ લશ્કરી અધિકારી સાથે થઇ ગયાં છે. પેલો કોલેજનો યુવાન અમને થોડી ઘણી સહાય કરતો રહે છે. અનાજના કાર્ડ સુદ્ધાં તે લાવી આપે છે.

અનાજની હાડમારી કાંઇ જેવી તેવી છે? અમારો રેશનીંગ કાર્ડ ક્યાંક ગુમ થઈ ગયો. બીજા કાર્ડની માંગણી કરી તો અમલદાર જેવું તેવું બકવા લાગ્યો. ખુરશીદને મુઓ એવી પાપી નજરથી જોતો હતો કે જો એનો પિતા જીવંત હોત તો એ હરામખોરને જીવતો ને જીવતોજ ગળી જાત ..

–ડોસીની આંખોમાંથી ટપટપ કરતાં આંસુઓ ખરી રહ્યાં હતાં. એ અશ્રુઓના પ્રવાહને હું કરૂણાભરી નઝરે જોતો વિચારી રહ્યો હતો કે જો ખુરશીદનો પિતા જીવતો હોત તો પણ પેલો રેશનીંગ અમલદાર એને એવીજ પાપી નઝરે નિહાળાત. કારણ કે અનાજ વિના કોણ જીવતું રહી શકે છે? અને એતો અન્નદાતા હતો ! !

એકાએક મારા દિલમાં તુમુલ તુફાન ઉઠ્યું. વિચાર આવ્યો કે લાવ પેલા હિંદની હાલતનું નિરીક્ષણ કરવા આવેલ ચાઇનીસ પ્રતિનિધિ મંડળના સભ્યોને જેઓ ગેસ્ટ હાઉસમાં આરામ કરી રહ્યા છે. તેમને–અહિંયા ખેંચી લાવું. અને આ ડોસીનું ઘર બતાવું **જુઓ–આ છે હિંદુસ્તાનનું સાચું અને વાસ્તવિક ચિત્ર. તાજમહાલ, કુતુબમિનાર, જામીઆ ઉસ્માનીઆ, ઇલોરા, અને અજન્ટામાં શું જોઈ રહ્યા છો? આ પતરાંની છતવાળું મકાન જુઓ અને અહિંયાંથીજ સીધા ચીન ચાલ્યા જાવ. આ દેશમાં એ સિવાય બીજી કોઈ વસ્તુ જોવા લાયક નથી'** રીમઝીમ...રીમઝીમ...કરતો વરસાદ પડી રહ્યો હતો ડોસી એકાએક ચોંકીને કહેવા લાગી,

હયો, જરા નરમ પડયો ખરો !

હું મારી જગ્યા પરથી ઉભો થયો. એટલે ડોસીએ લજ્જાથી અને સંકોચથી લચી પડતાં માતૃત્વને ગળે ટૂંપો દેતાં, સ્ત્રીત્વનો અંચળો સરકાવતાં ત્રુટક ત્રુટક ઉદ્‌ગાર કાઢયો "ત્યાં... ખુરશીદ...ખંડમાં ખમીસ લઇ તમારી વાટ..." એ શબ્દો સાંભળીને મારા શરીરના રૂવાટાં ઉભાં થઇ ગયાં. આ શબ્દો ? અને તે પણ એક માતાના મુખેથી ?—

એ વેળા મારા ખીસ્સામાં બંગાળ રીલીફ ફંડના પાંચ રૂપિયા હતા. મેં સત્વર તે ડોસીના

હાથમાં મૂક્યા અને જગતના સૌથી મહાન માનવતા પ્રેમી મનુષ્યની જેમ કહેવા લાગ્યો.

"મા,-આપ મારી માતા સમાન છો-અને ખુરશીદ એ મારી ભગીની છે-બહેન છે."

હજીય વરસાદ પડી રહ્યો હતો. પરંતુ એ સ્થળે હવે એક ક્ષણ પણ હું ઉભો રહી શકું એટલી મારામાં શક્તિ નહોતી. મારા શરીરમાં કંપારી છૂટી હતી. હું સડસડાટ કરતો ત્યાંથી નીકળીને કામરેડ કલબ તરફ ચાલી નીકળ્યો.

સંસ્થાની ઑફિસમાં કદમ મૂકું ત્યાં તો નૂરુ દોડીને મારે ગળે વળગી પડયો એની આંખોમાં અશ્રુ હતાં. હોઠ પર હાસ્ય રમી રહ્યું હતું. તેના બળવાન હાથોમાંથી મારી જાતને છોડાવતાં મેં પૂછ્યું.

"બિરાદર નૂરુ, આપની પારાવાર ખુશીનું કારણ ?

કામરેડ મોહનસીંગ બોલી ઉઠ્યો "શું તું નથી જાણતો કે એની કોમ પ્રિયતમા છે-નજમા! તે બંગાળ રીલીફ ફંડ માટે સ્ટેજ પર નૃત્ય કરશે અને પોતાની કળા દેખાડશે.

"શું કહ્યું ? નજમા ?" મારાથી સહસા બોલાઇ ગયું, ઓહ ત્યારે આજ છે પેલો નિષ્ફળ અને હતાશ પ્રે. ટેબલ પર બેસીને એક સીગારેટ સળગાવતાં મે ગંભીર સાદે કહ્યું.

"બિરાદરો! એમાં કશીજ શંકા નથી કે આપણું કાર્ય મહાન છે અને અત્યંત માનવતા ભર્યું છે. પરંતુ ભૂખમરો માત્ર એકલા બંગાળમાંજ નથી. હવે તો જ્યાં નજર નાખો ત્યાં બધેજ બંગાળનાજ અર્થાત ભૂખમરાનાજ દર્શન થાય છે.

નૂરુની અજાયબીનો પાર ન રહ્યો તે બોલ્યો.

"શું બકી રહ્યા છો!-વરસાદમાં ભીંજાવાથી દિમાગના સ્ક્રૂ ઢીલા તો નથી થઇ ગયાંને!"

મેં અર્થપૂર્ણ-દ્રષ્ટિએ નૂરુ પ્રતિ એક પળ તાકી જોયું અને હળવા કટાક્ષમાં જવાબ વાળ્યો.

"કૉમરેડ—તમે પણ એ બંગાળ જોઇ ચૂક્યા છો. તમારી હીરોઈન નજમાની કોટી સામે જે પતરાંની છાપરાનું મકાન છે. શું તે બંગાળ નથી ? ત્યાં એક બુઢ્ઢી છે-તેની પાંચ નવજવાન પુત્રીઓ, ચાંદીના થોડા સિક્કા માટે...અનાજના એક કાર્ડને ખાતર...શરીર ઢાંકવા માટે કપડાંના એક ટુકડા કાજે...પોતાનું જીવન પોતાનું સર્વસ્વ વેચી રહી છે. એટલે તમે મંજુરી આપશો એ આશાએ મીસ બાટલીવાળાએ આપેલા ફાળામાંથી પાંચ રૂપીઆ મેં તેમને આપી દીધા છે.' હું આશા રાખું છું કે આપણી પાર્ટી મારા એ કાર્યને પ્રશંસાની નજરે જોશે."

નૂરુે કોપાયમાન નજરે જોતાં કહ્યું.

"પાર્ટી તમારા કૃત્યને વખોડી કાઢે છે. તમે ખુરશીદની અસહાયતાનો અયોગ્ય લાભ ઉઠાવ્યો છે, કાલ સુધીમાં તમે ઉચાપત કરેલા તે રૂપીઆ અહીં જમા થઇ જવા જોઇએ."

પ્રથમ તો હું ગભરાઈ ગયો, પછી સ્વસ્થ થતાં જવાબ વાળ્યો.

"નૂરુ સાહબ તમે ભીંત ભૂલો છો. શકય છે કે આપ ખુરશીદની લાચારીનો લાભ ઉઠાવતા હોવ કિંતુ હું ખુરશીદને મારી બહેન સમજું છું."

નૂરુને એ શબ્દોએ ખાસ ચોટ કરી હોય એમ લાગ્યું. તે છંછેડાઇને બોલ્યો.

"જી હાં. જી હાં. પરંતુ આવતી કાલ સુધીમાં પાર્ટીના રૂપીઆ જમા થઇ જવા જોઇએ. પાર્ટીનો એજ નિર્ણય છે."

સોહનસીંગ, ઝહીર, સોહાની, વઝીરમોહંમદ બધાજ ખામોશ હતા. હું ટેબલ પરથી ઉઠયો અને નૂરુની આંખોમાં આંખો પરોવી હાસ્ય વેરતો બહાર નીકળી પડયો

માર્ગમાં રહી રહીને અને મારી પોતાની જાત પર ગુસ્સો આવતો હતો કે, "મેં ખુરશીદને બહેન શા માટે કહી!" (સમાપ્ત.)

—o<>o—

તસદુક

# "કોણ જાણે?"

(ગઝલ)

ગ્રહણમાં ગ્રહોની દશા કોણ જાણે!
વિપત્તિમાં દિલની વ્યથા કોણ જાણે!
હવા! આંધી! તૂફાન! વંટોળ શાને?
ઝમીં પર છે શું શું ખફા? કોણ જાણે?
ઝલક જેની પત્થરમાં પ્રગટાવે અગ્નિ,
કરે શું શું તેની અદા કોણ જાણે?
ઈબાદત કરી છે મદીરાની ધુનમાં,
અસર શું કરે છે દુઆ? કોણ જાણે!
જગતથી જે જોજનના જોજન છે આઘે,
એ બાંધે છે શાને હવા કોણ જાણે!
કિનારેથી તૂફાન મઝધાર લાવ્યો,
હવે ચાલે કેવી હવા કોણ જાણે!
ભલા કે બુરા જે ગયા તે ન આવે,
છે કેવી ત્યાં આબોહવા કોણ જાણે!
[illegible]નના કરેલા કરમના બદલમાં,
મળે છે ત્યાં કેવી સઝા કોણ જાણે!
મરીને તો જીવું છું નિશદિન પરંતુ.
પધારે છે ક્યારે કઝા કોણ જાણે?
તુમારા સમી બેવફાઈ, બુરાઈ,
ને વિશ્વાસઘાતો, દગા કોણ જાણે?
તમારી એ શતરંજની ચાલબાજી,
ન જાણું જો હું તો ભલા કોણ જાણે?
અધુરા જીવનની અધુરી કહાણી,
કહો કોણ સમજે ભલા કોણ જાણે?
હતી જેની હસ્તી 'તસદુક' થઇ તે,
પડે છે હવે કે ભલા કોણ જાણે!

# એક સત્ય વાત

દરરોજના રૂપીઓ બાર આના ખેરાતના નામે હટટા કટટા અને મુસ્ત-ન્ડા ભીખ-મંગા ભીખારીઓને પાઇ-પૈસો કરી આપતાં રહેવામાં તેઓ જ્યાં સુધી જીવે ત્યાં સુધીના ભીખ-મંગાઓજ રહે છે, વર્ષ દહાડે જો આ રકમનો સરવાળો કરીએ તો સાડી ત્રણસો રૂપીઆનો આશરો થાય છે.

જ્યારે એક ગરીબના હુસ્યાર બાળકને માટે એજ માસિક રૂા. ૨૫-૩૦ની રકમ જો ખર્ચ કરવામાં આવે તો તે બાળક કેળવણી લેઇ પોતાના કુટુંબનું ભરણ પોષણનું સાધન શોધે છે. કેળવણીના ફળ તેને મળી ચૂક્યાં હોય છે. તેથી તે પોતાના બાળકને પણ કેળવણી આપ્યા વિના રહેતો નથીજ.

આપને નથી લાગતું કે આપણી ખેરાતની પ્રથા પરિવર્તન માંગી રહી છે?

**કોમી તરક્કી કેળવણી દ્વારાજ થઇ શકે છે.**

વિચારી મનન કરો.

દિલ ગવાહી આપે તે મુજબ વર્તન રાખો.

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

( ગતાંકથી ચાલુ )

**કોશિશ અને અનુકરણ:**–(ઈજ્તેહાદો તકલીદ) એ પુસ્તકો ઉપરાંત આપે અનુકરણ અને અવિચાર.ના મુદ્દા ઉપર એક અગત્યનું પુસ્તક 'અકદલ જીદ ફી એહકામુલ ઈજ્તેહાદો તકલીદ'ના નામે લખ્યું છે. આ પુસ્તકના ચાર ભાગ છે. જેમાં કોશિશના પ્રકાર અને એના કર્તાઓની વિશેષતા ઉપરાંત એ મુદ્દા ઉપર ચર્ચા કરી છે કે એક જાહિલ ફિરકાની વિરૂદ્ધતા સમયે શું કરે? ઉપરાંત એક જાહિલ જુદા જુદા ધર્મની ભિન્ન ભિન્ન વાતો શું અખત્યાર કરી શકે છે? આપે એવી જમાતોને બે પ્રકારમાં વેચી છે. મુજતહેદીન (દીનના મસલા કાઢવાવાળાઓ) અને આમી (જાહિલ). મુજતહિદના ત્રણ પ્રકાર છે.

૧. મુજતહિદે મુતલક એટલે સંપૂર્ણ મુજતેહીદ કે મુજતહિદ મનતસબ. (જેમને દીનના મસલા કાઢવાની સંપૂર્ણ સત્તા હોય છે તે)

૨. મુજતહિદ ફી મઝહબ. (ધર્મ સંબંધી મસલા કાઢવાવાળા.)

૩. મુજતહિદ ફી ફતવા (દીનના મસલા સંબંધી ફતવા કાઢવાવાળા)

કોશિશની વ્યાખ્યા આપે એ કરી છે કે 'ખૂબ મહેનત કરવી અને શોધ કરવામાં શરીઅતના એહકામી ફુરૂઓને તેમની સવિસ્તાર દલીલોથી જેની એકત્રતા મુખ્ય ચાર વસ્તુ પર હોય એટલે કિતાબ અને સુન્નત, ઇજમા (બધાનું સંમત થવું) અને કિયાસ (અંદાજો.)*

*અકદુલ જેદનુ ભાષાંતર મૌલાના મહમૂદ હસન નાનોત્વીએ કર્યો છે અમે એમાંથી અવતરણ કર્યું છે.

સાબિત થાય છે કે શાહ સાહેબ કોશિશના બાબ બંધ થાય છે એમ માનતા ન હતા. તેઓ આમ જનતાને કોશિશ કરવાનો હક્ક આપતા ન હતા એટલુંજ નહિં પરંતુ મુજતહિદો માટે પણ એમણે માર્ગો મુકર્રર કર્યા હતા. કોશિશને માટે એમણે ઘણીજ કડક શરતો ઘડી હતી. અને એ પર જાતજાતની પાબંદીઓ રાખી હતી. પરંતુ આપ ક્યાંય એવું નથી કહેતા કે હવે કોશિશની આવશ્યકતા નથી. બલ્કે આપે એ વિચારીને જગે જગે તરવીદ કરી છે. આપ પુસ્તકના આરંભમાં લખે છે કે:—

'પછી જો એવું માનવામાં આવે કે એવા માણસ આલિમના હક્કમાં જે અક્સર મસલાઓમાં પોતાના ઇમામની મુજબ હોય પરંતુ એની સાથે દરેક હુકમની દલીલ ચાહતો હોય અને એ દલીલથી એનું દિલ રાજી હોય અને પોતાનું કામ સમજી બુઝીને કરતો હોય કે તે મુજતહિદ નથી તો એવું માનવું તે માણસના હક્કમાં ગુમાને ફાસીદ છે, અને એવી રીતે જો તે અભિમાન કરે કે મુજતહિદ આ જમાનામાં જોવામાં આવતા નથી. તો વિશ્વાસની રૂએ અભિમાન પહેલા પર એ અભિમાન ગુમાને ફાસીદ છે."

શાહ સાહેબ એ કિતાબમાં 'ઇર્શાદાને રબ્બાની' એક ઘણીજ અગત્યની વિશેષતાંઓ તરફ ઉલ્લેખ કર્યો છે, અને લખ્યું છે કે 'જો કોઈ શારેઅ અલેહિસ્સલામના હુકમો અને ફતવાઓનું ખૂબ સંશોધન કરે તો તેને એક આમ નિયમ મળી આવશે અને તે એ હશે કે શારેઅ અલેહિસ્સલામે નિતિના સર્વે પ્રકારને ભિન્ન

ભિન્ન રીતે સ્વીકાર્યો હશે છતાં પણ એ અર્કાન વિગેરેના વખાણોમાં જામેલ (એકઠા કરવાવાળાઓથી) અને માનેઅથી (રોકવાવાળાઓથી) ઘણી ચર્ચા કરી નથી.' જેથી અનેક દૃષ્ટાંતો આપી જેમાં રસૂલે અકરમ (સલ.)ની સખ્ત શરતો નથી લખાવી; શાહ સાહેબ લખે છે કે 'એ સૌના કારણ એ હતા કે આપે એવી બાબતો તેજ લોકોના મત ઉપર મૂકી હતી. રસૂલે કરીમ (સલ.)ના અકસર કૃતવાનો હાલ એવો છે કે જે વિદ્વાન કર્તાથી છૂપો નથી. અને અમે આપના હુકમોના સંશોધનથી એ સમજ્યા છે કે આપે ઉંડાણની વાતો વિસારી અને વ્યવસ્થાના પ્રકારોને વધારે ન વર્ણવવામાં એક મોટી ભલાઇઓ સમજી હતી' જેથી શાહ સાહેબે રસૂલે અકરમ (સલ.)ના રિવાજને ધ્યાનમાં રાખી એ નિર્ણય પર પહોંચ્યા કે વિરોધતાની બાબતમાં સખ્તી ન કરવી જોઇએ, અને સાધારણ વિરુદ્ધતાથી આલિમનો હેતુ નષ્ટ થતો નથી. જેથી આપ લખે છે કે 'જે કોઇ એ મસલાની હકીકત જેવી ને તેવી સમજી જશે. પ્રથમ એ કે કોશિશના અનેક સ્વરૂપોમાં અમરે હક્ની બેઉ તરફ મર્યાદિત રહેશે બીજું એ કે દીનના સંબંધમાં વિસ્તાર છે સંકુચીત નથી. ત્રીજું એ કે એક ચીજ પર અડી રહેવું અને વિરોધીઓની નાનો વિશ્વાસ કરવો કંઇ વાત નથી."

ફિકહની અગત્યની વિરુદ્ધતા અનુકરણના મસલા અને ફકીરની અનુકરણી છે અર્થાત શું એક મુસલમાનને ફિકહના ચારે મઝહબમાંથી કોઇ એક પર અમલ કરવો જરૂરી છે? અથવા તે જુદા જુદા મસલાઓમાં જુદા જુદા મઝહબ જેમકે શાફી, હનફી, માલેકી, હંબલીનું અનુકરણ કરી શકે છે? એ મસલા પર ઉલમાઓના ઘણા મતભેદ છે. હનફી ઉલમા તો તમામ તકલીદ (પેરવી કરવાવાળા) અને "લઝુમે મઝહબે મુઅીના"ના માનવાવાળા છે. એટલે હદીસની જમાત એને માનતી નથી. શાહ વલીઉલ્લાહ (રેહ૦)એ એ મસલાના જુદા જુદાં ભાગો ઉપર ચર્ચા કરી છે. જો કે એમણે પોતાના વિચારો ઘણીજ ઝીણવટથી પ્રદર્શિત કર્યા છે. એથી એ મત ઘણો સાફ અને એક વ્યસમય મુક્ત નથી રહ્યો. પરંતુ એમના પુસ્તકોના વાચનમાંથી એ જોવામાં આવે છે કે એઓ એક જાહિલને માટે "લઝુમે મઝહબે મુઅીના"ના માનવાવાળા છે. પરંતુ આલિમો અને મુજતહિદો માટે એની પાબંદી કરવી જરૂરી સમજતા નથી. જેથી તેઓ પોતાના પુસ્તકના પૃષ્ઠ નંબર ૭૨ પર લખે છે કે "ઉલમાઓ માટે દુરસ્ત છે કે અમારા ઇમામોમાંથી એકનો વચન કોઇ ભલાઇનાં વખતે લઇને ઇખ્તેયાર કરે." એવીજ રીતે આપે પુસ્તકના અંતમાં પણ લખ્યું છે કે 'અગર ઇન્સાન કોઇ મુજતહિદના, કે જેને કોશિશ જાઇઝ છે. એવા વચનની શોધ કરે જે એના નફસ પર સહેલી હોય તો અમને ખબર નથી કે શરેઅને એ કાર્ય પર એની બુરાઇ કાંધી હોય. રસૂલે કરીમ (સલ૦)નો રિવાજ હતો કે જે વાત આપની ઉમ્મત પર સરળતાની હોય એનેજ માન્ય રાખતા હતા." એ ઉપરાંત 'હયાતે વલી'માં મૌલાના રહીમ બખ્શ લખે છે કે "આપને મઝહબી ભિન્નતાના ઘર કરી બેઠેલા ઝઘડાઓથી કંઈ લાગતું વળગતું ન હતું. ન તો આપ તે મશહૂર ચાર મઝહબોમાંથી કોઇ એક ખાસ મઝહબના પાબંદ હતા કે જેથી એ એમના એ મુજબ અમલ કરે." —અપૂર્ણ.

# સંકલિત રુબાઇઓ

[ 'સંકલિત' એવું વિશેષણ એટલા માટે કે આમાંની પ્રત્યેક અનુગામી રુબાઈની ત્રીજી પંક્તિથી આરંભાય છે—જે એક પ્રકારની સંકલના છે વિચાર પ્રત્યેક રુબાઇનો સ્વતંત્ર છે.—'કિસ્મત' ]

### રત્નોનો મઝાર

હું નાવ લઇ આજ ખુંદું છું મઝધાર,
થૈ જાય ભલે મુજ પરે તોફાન સવાર;
ડૂબી હું અગર જાઉં તો શું છે નુકસાન,
છું રત્ન હું, પામીશ હું રત્નોનો મઝાર.

### સમંદરનો મહેમાન

ડૂબી હું અગર જાઉં તો શું છે નુકસાન?
પ્હોંચું જો કિનારે તો શું મળશે સન્માન!
ના ભૂમિ ઉપર કયાંય છે મારો વિશ્રામ,
હું તો છું સમંદરનો સદાનો મ્હેમાન.

### વિમાસણ

ના ભૂમિ ઉપર કયાંય છે મારો વિશ્રામ,
આકાશ-હૃદયમાં નથી મારું કહીં ઠામ;
સમજાતું નથી લેવી શી આજ હવે વાટ,
અંજામ પ્રથમ આવ્યો સફરનો અંજામ?

### તારો મલકાટ

સમજાતું નથી લેવી શી આજ હવે વાટ,
થાકયો છું હવે નાખું હું દ્રષ્ટિ કયે ઘાટ;
મૂંઝાય છે મન, કંપે છે જીવનની જયોત,
ઝંખું છું ખુદાયા! હવે તારો મલકાટ.

### માટીને પટારે

મૂંઝાય છે મન, કંપે છે જીવનની જયોત,
મલકાતું ઉભું આવીને દ્વાર પરે મોત;
નહિ ખોલી શકે કયારેયે રત્ન-ઝવેરાત,
માટીને પટારે પછી વ્યર્થ બધી ગોત.

### ઉદ્‌ઘાટન

નહિ ખોલી શકે કયારેયે રત્ન-ઝવેરાત,
તોડી ન શકે આંધી, પ્રલયના ઉત્પાત;
ઉઘડાવશે જો કોઈ એ વાસેલાં દ્વાર,
તો એક ફક્ત પ્રેમીની પ્રેમ ભરી વાત.

### અનાચ્છાદન

ઉઘડાવશે જો કોઈ એ વાસેલાં દ્વાર,
ખુલ્લો જો થશે રૂપતણો એ દરબાર;
વલ્લાહ, કહું છું તું એ માન કે ન માન,
સૌ મંદ પડી જાશે પ્રણયનાં બાઝાર.

### દિલનાં દાન

વલ્લાહ, કહું છું તું એ માન કે ન માન,
પણ પ્રેમ સરીખું નથી અન્ય કોઇ ગાન;
દુઃખ-અશ્રુસમી કો' નથી મત્તા અણમોલ,
દિલ-દાન સરીખું નથી અન્ય કોઇ દાન.

— કિસ્મત કુરેશી

# ફતાવા

મૌલાના : અહુમદ અશરફ રાંદેરી

**સવાલ**–અગર કોઇ માણસ મૈયતને ઇસાલે–સવાબની નિયતે કંઇ ખાવું, પકાવે, તો એ ખાણાનું મસરફ કય. લોક છે? શું તે માત્ર ફકીરો અને મિસ્કીનોજ ખાઇ શકે છે, યા અમીર માલદારો અને તેમના કુટુંબ કબીલા-વાળાઓ પણ ખાઇ શકે છે? આ ખાણું અમીરો માટે જાઇઝ છે યા નહિં. અને આ ખાણાનો સવાબ કયા લોકોને ખવડાવી તેનો સવાબ મૈયતને પહોંચાડવામાં આવે?

**જવાબ**–ગયા અંકના છેલ્લા સવાલના જવાબ મુજબ.

**સવાલ**–કોઇ વલી અથવા કોઇ આમ મુસલમાનની પાકી કબર બનાવવી જાઇઝ છે યા નહિં? કબ્રો પર ફૂલ વગેરે ચઢાવવું અને ઉર્સ કરવું. કવ્વાલી અને રંડીઓનું નચાવવું, કબ્રસ્તાન પર ઔરતોનું જવું વગેરે વગેરે જાઇઝ છે યા નહિં?

**જવાબ**–કબરને પાકી બનાવવું અને તે પર રોઝો વગેરે બનાવવું આ બધું નાજાઇઝ છે. હદીસોમાં પણ એની મના આવી છે. હા, અગર તેના કિનારા ઇંટોથી બનાવવામાં આવે, અને વચ્ચેની જગા ખાલી છોડી દેવામાં આવે, તો એમાં કાંઇ વાંધો નથી. અને કબ્રો પર ફૂલ ચઢાવવું. ચાદર નાખવું, આ બધું બિદઅત છે. અને ઉર્સ કરવું, કવ્વાલી કરવું, રંડીનું નચાવવું. આ બધુ હરામ છે. એનાથી અનેક ફિત્નાઓ ઉભા થાય છે, એવા કામોથી દૂર રહેવું જોઇએ. એમાં શરીક થનાર પણ સખ્ત ગુનેગાર થાય છે. આધુનિક જમાનાના પ્રચલિત ઉર્સોમાં શરીક થવાની મુમાનેઅત કાઝી સનાઉલ્લાહ (રહ.) પાનીપતિએ પોતાની 'તફસીરે મઝહરી"માં કરી છે. વળી ફતાવા આલમગીરીમાં છે કે કબ્ર પર ફૂલ ચઢાવવાથી શ્રેષ્ઠ તો આ છે કે તેટલીજ રકમ ખેરાત કરી દેવામાં આવે બુઝુર્ગોના મઝારો પર અણ ઇસ્લામી હરકતો કરવી અને કરાવવી ઘણીજ બે-ઇઝ્ઝતીની વાત છે. ખુદાની પનાહ.

**સવાલ**–મૈયતની રૂહને સવાબ પહોંચાડવાની નિય્યતે કુર્આન શરીફનો ખત્મ અથવા મજલિસ કરાવવી જાઇઝ છે યા નહિ! અને એમાં જે તબર્રૂક વહેંચવામાં આવે છે તે માલદાર અને ગરીબ બધા માટે જાઇઝ છે યા નહિ?

**જવાબ**–અગર ફક્ત તબર્રૂક તરીકેજ વહેંચવામાં આવે તો તેના લેવામાં અને ખાવામાં કાંઇ વાંધો નથી. (કુતુબે ફિકહ)

**સવાલ**–કોઇ માણસ પોતાની સાસુ તથા કાકી તથા મામી સાથે. નિકાહ કરી શકે છે કે નહિ?

**જવાબ**–સગી સાસુ સાથે નિકાહ દુરસ્ત નથી. કાકી, મામી સાથે એવી સુરતમાં નિકાહ થઇ શકે કે કાકાએ અથવા મામાએ તે ઓરતોને તલાક આપી હોય, અથવા મરી ગયા હોય, તો ઇદ્દત ગુઝરવા પછી નિકાહ કરી શકે છે.

**સવાલ**–મર્હૂમાની તબીઅત બહુ ખરાબ હતી. તે જેતપુરથી પાછો આવવાની વખતે દિલમાં ઇરાદો કરેલો કે હું બગસરા પહોંચતાંની સાથે બે બકરી છે તેનો સદકો કરીશ. પણ અમારી ઘરવાળી તો જેતપુરમાંજ ગુજરી ગયાં અને વતનમાં મોટરમાં લઇ આવ્યાં. હવે બે બકરીનો સદકો કરવો કે કેમ? કરવાનો હુકમ હોય તો એજ ઘરની બકરી કરવી યા તો બકરીની કીંમત આંકી ખેરાત કરવી કે કેમ તેનો જવાબ આપશો.

**જવાબ**–જો તમોએ એવી નજર માની કે હું મારી એહલીયાની સલામતની સાથે મકાન પહોંચી જઇશ તો બે બકરીની કુરબાની કરીશ.

તો કોઈ ચીજ વાજીબ થશે નહિ જ્યારે એહ-લીયા જેતપુરમાં ગુજરી ગયાં અને જો સવાબના ઇરાદાથી નજર માની તો ખેરાત કરવી પડશે. એ બકરીની ખેરાત કરે અથવા તેની કીંમતની ખેરાત કરે. ખાસ બકરી વાજીબ નથી.

**સવાલ**–મારી ઘરવાળાની મત્રાઇ માં છે. યાને મારી મત્રાઈ સાસુ અને એક તરફ અમારા મામી થાય છે. શરીઅત તેની સાથે નિકાહ કરવાની છુટ આપે છે કે નહિ ?

**જવાબ**–સગી સાસુ સાથે નિકાહ કરવો હરામ છે. સાવકી સાસુ સાથે નિકાહ કરવામાં કાંઇ વાંધો નથી કુર્આન શરીફમાં જે અ.વન છે કે તમારી સાસુ તમારા ઉપર હરામ છે એનાથી મુરાદ સગી સાસુ છે. સાવકી સાસુ સાથે નિકાહ કરી શકે છે. કાંઈ વાંધો નથી.

**સવાલ**–એક આફ્રીકન મુસલમાને આપણા ઇન્ડીઅન પેશ ઇમામ પાસે તાલીમ લીધી છે. દક્ષાએ શરીફનું બહુજ સારૂ જ્ઞાન ધરાવે છે. ને અરબી ભાષા ઉપર પણ સારો કાબૂ મેળવેલ છે. મગર તે ધંધો કસાઇનો કરે છે, તો તે માણસ પેશઇમામી કરે તો તેના પાછળ નમાજ પઢવી વાજબ છે કે કેમ ?

**જવાબ**–અગર મજકુર માણસ કુરઆન શરીફ સહી પઢતો હોય અને નમાઝના મસાએલથી વાકીફ હોય તો ઇમામતમાં કાંઇ વાંધો નથી. નમાઝ તેની પાછળ સહીહ થઇ જસે. ચાહે ગમે તે ધંધો કરતો હોય. હાં જો ખુલ્લે ખુલ્લો ગુનાહ કરતો હોય, દાઢી મુંડાવતો હોય, અંગ્રેજી બાલ કપાવતો હોય, એવા માણસની ઇમામત મકરૂહ થાય છે. એવા માણસને ઇમામ ન બનાવવો જોઇએ. બનતા સુધી કોઇ પરહે-ઝગાર નેક માણસને બનાવે.

**સવાલ**–અમારે ત્યાં એક શખ્સ છે. જે ઝાની તથા શરાબી લાઇનનો છે. પોતાના ઘરનો ખર્ચ પણ નીભાવી શકતો નથી. એ માણસના સસરાએ એને ઘણોજ સમજાવ્યો કે તું સારી ચાલ ચલગત ચાલ. પરતુ તે પોતાની હરકતોથી બાજ આવ્યો નહી. અને વેશ્યાને પોતાની ઔરત સાથે રાખવા લાગ્યો. જેથી એનો સસરો આવી પોતાની છોકરીને પોતાના ઘરે લઇ ગયો. છોકરીને એક વર્ષ બાપે પોતાને ઘરે રાખી અને પોતાના જમાઇને સારી ચાલ ચલગત ચાલવા જામીનની માંગણી કરી. અને એ પ્રમાણે થયે પોતાની છોકરીને મોકલવા ખુશી હતો, પરંતુ એ લોકોએ જામીન આપવા ના પાડી. અને પોતે બુરાઇઓનાજ કામોમાં મશગૂલ રહ્યો અને પોતાના ફેલથી બાજ આવ્યો નહી. જેથી છોકરીના બાપે કોર્ટનો આસરો લીધો. જેથી કોર્ટે છોકરાની બુરાઇઓ ધ્યાનમાં લઇ તલાક કરી આપી. ખૈર તલાક તો થઈ ગઇ. હવે બાકી નીચે બાબત હમો પૂછવા માંગીએ છીએ. કે નિકાહની વખતે છોકરીના બાપે પોતાની છોકરીને આપેલો માલ જેવા કે કપડાં, દાગીના, વગેરેનો હકદાર તે છોકરી થઈ શકે કે છોકરીને તલાક આપનાર ખાવિંદ થઈ શકે ?

**જવાબ**–એવી રીતે કોર્ટ છુટાછેડા (તલાક) કર્યા હોય તે દુરસ્ત નથી. શરીઅતના કાયદા પ્રમાણે ધણી પાસેથી તલાક લેવી જોઇએ. કોર્ટથી તલાકનો ચુકાદો મેળવ્યો હોય એથી તલાક પડતી નથી. એ વિષે વીગત જાણવી હોય તો અમારા "ફતાવા આરેફિય્યહ અશરફીય્યહ" ગુજરાતીમાં તલાકનું બયાન જોશો.

શાદીમાં છોકરીના બાપે જે "જહેઝ" (જેને જેઝદાન કહેવામાં આવે છે) છોકરીને આપ્યું છે, તે માલ છોકરીનો છે. તેના ધણીનો નથી. તેમજ છોકરીના બાપે જે વાસણો પોતાની છોકરીને વાપરવા આપ્યાં છે, તે સવાલમાં લખવા મુજબ છોકરીના બાપના છે, છોકરીના ધણીના નથી. અલ્લાહ વધુ જાણનાર છે.

# એમ. એમ. પી. રાંદેર

## સાભાર સ્વીકાર.

[ જોહાનસબર્ગ (દક્ષિણ આફ્રિકા)થી મી૦ ઈસ્માઈલ મોહમ્મદ રાવત બી. એ, એલ. એલ બી.એ ચંદો કરી રકમ અત્રે મોકલી આપી અને તેનો સ્વીકાર અતાંકમાં કરવામાં આવ્યો છે તેની વિગત.]

| પા. શી. પે | નામ |
|---|---|
| ૧-૧૦-૦ | મેસર્સ ગની એન્ડ લુણાત. |
| ૧-૦-૦ | મી૦ ઇસમાઇલ અહમદ દુકાનદાર. |
| ૧-૧-૦ | ,, મૂસાજી સુનારા. |
| ૧-૧૦-૦ | મેસસ બાય બાય બજાર. |
| ૫-૫-૦ | ,, આમોદ મુસાજી એન્ડ કું૦ |
| ૧-૧૧-૬ | મી૦ અહમદ અમેજી. |
| ૧-૧-૦ | મેસર્સ અહમદ અસ્લી એન્ડ સન્સ. |
| ૦-૫-૦ | મી૦ સઇદ વલી અહલાદ. |
| ૧-૧-૦ | મી૦ અબુબકર કાજી. |
| ૨-૨-૦ | ,, હસન કારા આકુડી. |
| ૧૦-૦-૦ | ,, ઇબ્રાહીમ હાશમ પટેલ અલી-પોરવાલા. |
| ૨-૨-૦ | ,, આદમ કારા. |
| ૧-૧-૦ | ,, મોહમદ ઇબ્રાહીમ. |
| ૦-૫-૬ | ,, આઇ. એસ. જસાત. |
| ૦-૧૦-૦ | ,, એબલવાળા. |
| ૧-૧-૦ | ,, મૂસા હસન લંબાત. |
| ૧-૧-૦ | ,, આઇ. એચ. લંબાત |
| ૦-૨-૬ | એક ગ્રહસ્થ. |
| ૩-૦-૦ | મી૦ મૂસાજી હસનન. |
| ૧-૧-૦ | ,, ઇબ્રાહીમ સુલેમાન સીદાત. |
| ૦-૧૦-૬ | ,, અહમદ ફકીર હસન |
| ૧-૧-૦ | ,, ઇસમાઇલ સાલેહ માપત. |
| ૧-૧-૦ | ,, એમ. એચ દાઉદ. |
| ૦-૨-૦ | ,, અહમદ ગ્રાહેમ. |
| ૧-૧-૦ | ,, મહમૂદ ઇસુપ વાડી. |
| ૨-૨-૦ | મેસર્સ એમ. આઇ. કરોલીયા એન્ડ કું. |
| ૧૦-૧૦-૦ | મી૦ ઇસમાઇલ કાસીમ વાલોડ. |
| ૩ ૩-૦ | ,, અહમદ સિદાત, |

| પા. શી. પે. | નામ |
|---|---|
| ૧-૧-૦ | મી૦ અહમદ સુલેમાન. |
| ૩-૩-૦ | ,, અહમદ ઇબ્રાહીમ પટેલ. |
| ૧-૧-૦ | ,, અહમદ આદમ કરોલીયા. |
| ૨ ૨-૦ | ,, અહમદ હસન લહેર. |
| ૩-૩-૦ | ,, મહમદ ઇબ્રાહીમ કોસાડીઆ. |
| ૦-૫-૦ | ,, કાસમ ઈસમાઇલ. |
| ૪-૧૦-૦ | ,, ઇ. ડી. ભેમાત. |
| ૦-૧૦-૦ | ,, હસન પટેલ. |
| ૩-૦-૦ | ,, હાજી ઇસમાઇલ મંગેરા. |
| ૩-૦-૦ | ,, એમ. એમ. નાનાભાઇ. |
| ૧-૧-૦ | ,, એ. એમ. સીદાત. |
| ૦-૧૦-૬ | ,, ઇબ્રાહીમ ફકીર લહેર. |
| ૧-૧-૦ | ,, ઇસુફ ફકીર લહેરી. |
| ૦-૧૦-૬ | ,, જીવાભાઇ. |
| ૧-૧-૦ | ,, એ. ઇ. કીકાભાઇ. |
| ૧-૧-૦ | ,, એમ. આઈ. રાવત. |
| ૧-૧ ૦ | ,, ઈ. એમ. કરોલીયા. |
| ૧-૦-૦ | મેસર્સ આદમ ઇબ્રાહીમ એન્ડ સન્સ. |
| ૧-૦-૦ | ,, અહમદ અને હસન દાજી. |
| ૦-૧૦-૬ | મી૦ મૂસા ઇસમાઇલ સીદાત. |
| ૦-૧૦-૬ | ,, હુસેન ઇમામ. |
| ૦-૧૦-૬ | ,, એચ. મીયાં. |
| ૨-૦-૦ | ,, હસનભાઇ સોરગત. |
| ૧-૦-૦ | ,, ઇ. એમ. ટીમોલ. |
| ૧-૧-૦ | ,, મહમદ ઇબ્રાહીમ બીલાખડી. |
| ૧-૧-૦ | ,, અહમદ સાલુજી. |
| ૦-૧૦-૬ | મેસર્સ હોલીવુડ હાઉસ. |
| ૧-૧-૦ | મી૦ યુસુફ ઇસમાઇલ કોસાડીયા. |
| ૧-૦-૦ | ,, મહમદ સાલેજી લહેર. |

લેખકઃ-"અગ્નેય"

# હૈયા હેઠળ

લેખક બન્યો છું ત્યારથી આ લપ વળગી છે. સૌ કોઇ શિખામણ આપતા આવે છે, "માણુસ બનો! કામ કરો!" પુરુષોત્તમ તો હું છુંજ એ તો ક્યારનુંય કૃદ્યાએ ઠરાવી નાખ્યું છે. પછી મારે માટે માણુસ બનવાનું ક્યાં બાકી રહ્યું? ને કામ! વિશ્વમાં બધાય કામે વળગી જશે તો આ સંસ્કૃતિ, કલા, અને સાહિત્ય, એ બધાંનું શું થશે? સંસ્કૃતિ, કલા, સાહિત્ય, એ એક બીજામાં ઓતપ્રોત છે, એ તો ઠીક. પણ માનવ કામની પાછળ મંડે તો જીવનમાં એ ઓતપ્રોત ક્યાંથી રહે? સાહિત્ય, સંસ્કૃતિ, ને કલા માટેના થોડા રક્ષકો તો જોઈએને? બલ્કે આપણી જીવનકલા નરી શુષ્ક, નિષ્ઠુર, અને છેકજ નીચી કક્ષાએ હોય, એ થોડા સંરક્ષકોજ એ ત્રણેયનું મહાકાવ્ય રચી આપણુને છેકજ ઉંચે ચઢાવી દેશે. ભવિષ્યની પ્રજા એ વાંચશે, જોશે, નીરખશે, અને આપણા ગુણગાન ગાઇ એમાં ગર્વ લેશે.

ને માણુસ શું પુરુષોને એકલાનેજ બનવાનું રહ્યું છે? સ્ત્રીઓ માટે કશુંજ નહિ. ત્યારે સ્ત્રીઓના હકોનું શું?

ખરું જોતાં કોઇના કશાય હક ન હોવા જોઇએ. એ વિચારનો હું છું. એ હકોજ જગતનું નખ્ખોદ વાળવા બેઠા છે. બાપદાદાએ માન્યા હોય યા કલ્પ્યા હોય કે આ આપણા હક છે, એટલે બેચાર નીકળી પડે છે એ હકો લેવાને. અને ધાંધલ મચાવી દે છે. અરે! આપણાં શાંત જીવનમાં, કીડીયે નહિ મારવાની વૃત્તિ ધરાવનારાઓ આપણે વળી સામા સાથે ક્યાં બાથ બીડીને નકામું ઘર્ષણ કરવું? ને નકામો ઉકળાટ ઉમેરવો, એ બધુંય હું તો વ્યર્થ ગણું છું.

વળી કોઇ આપણો એકાદ હક ઝુંટવી લે ને પછી આપણે એ પાછો માંગીએ? કદીએ નહિં એ માણુસાઇ નથી. "નર હશે તો ભદ્રા પામશે." આપણે છીએ તો એક હક જતાં બીજો આવી મળશે. એ માટે જોખમ ખેડવું વ્યવહારૂ નથી.

અધુનામાં પુરું હિંદની સ્ત્રીઓ સમાન હક લેવા નીકળી છે. હું એ બાનુઓને ખાત્રી આપું છું કે અમો હિંદીઓ કોઇનાય હક છીનવી લેવા માંગતા નથી. ઉલટું અમે તો અમારા હકો અન્યોને દાનમાં દઇ નિવૃત્તિ લેવા ચાહીએ છીએ એટલે બીજાનો હક છીનવી લેવાનો પ્રશ્નજ ક્યાં ઉપજે છે? છતાંય મને લાગે છે કે અર્વાચીન સ્ત્રીઓને ગળે જ્યાં કોઇજ વાત સહેજે ઉતરતી નથી, (એમનાં ગળાં ઉંચા થવાથી પાતળાં થયાં છે એટલે) ત્યાં આ વાત પણ નહિજ ઉતરે!

પણ મારા ગળે તો આ વાત ઉતરી છે. જુઓને પરીક્ષામાં ઉત્તીર્ણ થવા સારૂ વિદ્યાર્થીઓ પડાપડી કરવા લાગ્યા છે, એક બીજાના વાચનનો દ્વેષ કરવા લાગ્યા છે ત્યા હું નિરાંતે એમના માર્ગમાંથી ખસી ગયો છું એટલે નાપાસ થતાં ન તો દિવેલ પીધા જેવું ડાચું બનાવવું પડશે ન તો પાસ થવાથી ફુગાવાનો વારો આવશે. કેમકે એ બન્ને પ્રવૃત્તિમાં માણુસાઈ નથી.

ને નોકરીમાં આ આવડે છે, ને પેલું શિખ્યા છો? અનુભવ છે? તમે લાયક છો? એની વિશ્વાસપાત્ર ખાત્રી આપો ને વિશ્વસનીય છો એના માટે જામીન આપો. એટલું થતાં સુધીમાં તો તે નોકરીમાં કોઇ કાકા

મામાનો ગોઠવાઈ ગયો હોય. એટલે એ વિખવાદનું મૂળ; કેમકે અન્યાય હોય તો ત્યાંથી ઉખાડી કાઢવો એ માણસની ફરજ નથી? પણ એમ માણસાઈ કેળવવા જતાં પાછા નાલાયક ઠરીએ એટલે એમાં હણાય કોણ? એટલે નોકરી કરતાં હણાવવું પડે એ કરતાં એને ન શોધવામાંજ માણસાઈ વધુ છે.

ને આ શું કહે છે તે જાણો છો? કહે છે કે "ભાઇ! તું ભણવા જતો નથી તો કોઇ ઠેકાણે લાગીજા. આમ રખડવાથી શો લાભ?" આને સમજાવતાં વાર કેટલી! કહી દઉં છું "તમે શું જાણો કે કોઇ ઠેકાણે લાગવામાં તો નિશ્ચિત વર્તુળ રચાઇ જાય છે! ને નિશ્ચિત વર્તુળ હંમેશા સંકુચિત મનોદશાનું જનક છે. હું રખડું છું; આ માનવવૃંદ વચ્ચે ઘૂમું છું, એમનાં આંતર-જીવનોર્મિનાં ઝણઝણતા તારના સ્વરો પારખવા; એમના સુખદુઃખની કહાણી મેળવવા, (સમભાગી થવા નહિ હો!!) ને એ સુખદુઃખ આલેખવા! આ સાંભળી રહે છે. તે નવાયુગની નવી વાત શું સમજે?

પણ એનાથી કાંઇ નહિ વળે એમ કોણ કહેશે? ને કહે તો તે મૂર્ખજ હશે! હું કાંઇ થોડા કુટુંબીજનોને છોડીને વિશાળ જનતામાં ભળી જઇશ અથવા ગૌરીશંકરના શિખર પર, નીચે ધસતાં હિમ ડુંગરો સાથે ટક્કર ઝીલતો ઉંચે ચઢવા વ્યર્થ પ્રયાસ આદરીશ યા ઉત્તર ધ્રુવના બરફો ખૂંદીશ કે દક્ષિણ ધ્રુવના હિમ પ્રદેશમાં જીવતો દટાઇ જઇશ. કુટુંબીજનોને બીજી કાળજી રહે એ માટે હું વડીલજનોની છાયા છોડીને ક્યાંય જવામાં ડહાપણ સમજતો નથી. અને ડહાપણ વગરની વસ્તુને હું અપનાવું એ ક્યાંથી બને? આટલા વર્ષોથી એમના સાથે રહું છું છતાંય એ લોકો એટલું કેમ નથી સમજતા કે મારા દેહમાં ધસારાબંધ શોણિત નથી વહેતું? આપણે અર્ધભૂખ્યાં ને ઉપવાસે રહીએ છીએ શા માટે? દેહનું રક્ત વધી પડીને ખળભળી ન ઉઠે તે માટેજને?

મને તો આપણા લોકો નવા નવા ઉકળાટભર્યા શબ્દો ભાષામાં વાપરે છે, ઉમેરે છે, ને એકાદ શબ્દને નવા નવા અર્થથી નવાજે છે, અર્થઘન બનાવે છે, ભાવનોર્મિ ભર્યો બનાવે છે, તેમાં ચેતન ભાળે છે, એ જોઇને ખૂબજ રોષ ચઢે છે. રહેવા દો તમારા આ બધા અનર્થો, નવા ચેતનો, અરે ઠેઠ જડ સુદ્ધાંમાં ચેતન જોવાની આંતર્દષ્ટિ કેળવશો તો જીવનું ભારે થઇ પડશે, ને નરી ચેતનભરી દૃષ્ટિ સ્તંભી જશે,— નિર્ધન થઈ જશે. ખરેજ જગનાં મહાપુરુષો તો તેજ છે કે જગમાં ઓછામાં ઓછું ચેતન રહે તે માટે સ્વચેતનનું બલિદાન અર્પીને જગને નિશ્ચેતન રાખવા પ્રયાસ કરે.

લ્યો જુઓ, હું મારા ચેતનને નથી જગવતો એ ઓછું સ્વાર્પણ છે? ખરૂં બલિદાન હો, હા, કરીને નથી અપાતું. મારું સ્વાર્પણ પણ એવાજ પ્રકારનું છે! જગના ઘોંઘાટથી દૂર, જગના ચેતન પ્રવાહને રોકવને સર્જાયેલી આ ઘરની ચાર ભીંતો વચ્ચે, પ્રજાની મહેનતનું ઓછામાં ઓછું ફળ ચાખીને, બીજા ગ્રંથોમાંથી ચોર્યું છે, એ આરોપ ન આવે તે સારૂ છેકજ શૂન્ય સંખ્યા જેટલા ગ્રંથોનું છેકજ આછું પરિશીલન કરીને મારો બધોય ભાર કુટુંબીજનો પર નાંખીને હું લખું છું એ લોકો હસતે મોંએ મારો બોજો ઉપાડે કારણ કે હું મહાન થવાનો છું. એની મને ખાત્રી છેજ. મહાન પુરુષોનો બોજો જગતે ઉપાડવોજ જોઇએ, જેઓ નથી ઉપાડતા તે પાછળથી પસ્તાય છે; શુભ કાર્યનું મંડાણ ઘરથીજ થાય તો સારું ને! નહિ તો પાછળથી પસ્તાવું પડે. જગનો મહાન પુરુષ ઘરમાં મહાન નથી ગણાતો. ઘરમાં તો તે ઠીક,

મનાય છે. એમાં ધરતી મહત્તા છે પુરુષની નહિ. પુરુષની મહત્તા સ્વીકારે નહિ એને હું સ્વીકારૂં નહિ. એટલે મારી મહત્તા વધેજને. એમ મહત્તા વધે એટલે મેળવવાના પંથમાં એકનો વધારો ગણાશે. મારી મહત્તા વધારવાને આવું નથી કહેતો. એ તો વધેલી છેજ પણ ઘણીય વખત શોધનાર કરતાં શોધાયેલી વસ્તુ વધારે પ્રકાશ પામે છે જુગારના સાધનો, ખાન-પાનની અવનવી વાનગીઓ, દેહને ઓપતો કરવા નિત નવીન ભાતો, કટ, ચાલવાની,-(અરે-કહીને એવું ડોલન આપીને કે જેથી સર્વાંગ દેહ એ સંવાદ સાધે) ખાવાની, દેહને સુંદર રીતે સભ્યતાથી નમ્ર દેખાડવાની. બોલતાં અધરોને મુલાયમ રીતે આકર્ષક બંકિમ રેખામાં મઢવાની, વગેરે ઘણીય વસ્તુઓ ગણી શકાય. મને તો એજ અફસોસ થાય છે કે મોજ-શોખમાં નિત્ય નવીન વિચારો લાવનાર વ્યક્તિઓ કેમ અંધકારમાં રહે છે? મોજશોખ વિચાર પ્રચાર કમિટિ સ્થાપવી જોઇએ. ને એ દ્વારા એ તેજસ્વી વ્યક્તિઓને અંધકારમાં-થી પ્રકાશમાં આણવા જોઇએ. આ ટેબલ સામે બેસીને અદ્વૈત ભાવે જગને નીરખીને, કારણ કે હું જે રૂપલાવણ્યમતી નાયિકા સર્જું છું તેની સાથે પ્રેમમાં નથી પડતો, કે કોઇનું ખૂન થતું આલેખતા હું જરાયે વિકળતા અનુભવતો નથી કે ભય, એટલે અદ્વૈત ભાવે જગ નીરખીને પદ્યમાં નહિ ગદ્યમાં-કારણ કે અર્વાચીન મહાપ્રજા પદ્યમય મુલાયમ જીવન જીવે છે, એટલે ગદ્ય લખાણ વધારે વાંચે છે. આ વસ્તુ મેં પારખી છે, પ્રથમ મેંજ અનુભવી છે. તમે સમજ્યા નહિ? પદ્ય જીવન એટલે કાવ્યમય જીવન જીવે છે. એટલે જે જીવનમાં નથી તે જોવા માંગે છે. અનુભવવા માંગે છે. વાંચવા માંગે છે. અરે જીવન એટલું મુલાયમ થઇ ગયું છે કે એ લોકો નવલકથામાં અતિ-શૂર કહાણી માંગે છે, અતિ કરૂણ કથા માંગે છે, ને પ્રેમ એટલો નિકટ આવી ગયો છે કે, હવે પ્રજા માંગે છે લખાણમાં ઉત્કટ પ્રેમ-આધેનો જ્યાં એક બીજાને મળવા સિવાય ઉરના ઉંડાણમાં પ્રેમ રચાતો હોય. પણ આ બધું પદ્યમાં નહિ હો, ગદ્યમાં હોવું જોઇએ. જોતા નથી કાવ્યનો રસ જીવનમાં ઉતર્યો તો હવે પદ્યમાં ક્યાંય દેખાય છે? ને સહેજસાજ હોય તો તે છેક

નાના છોડવાઓ કાવ્યમાં હશે એટલું તો લોકો તદ્દ પુરતું જીરવે છે. પણ પદ્યમાં વધારો થશે તો લોકો પદ્યને ધિક્કારવા લાગશે. એટલેજ તો હું પદ્યમાં નથી લખતો. પ્રજા જેને ધિક્કારે એ મારે લખવુંજ શા માટે? જુના વાદમાં હવે આપણે માનતા નથી એટલે કોઇએ મને સમજાવવાની કોશિશ ના કરવી કે "સાહિત્ય એનો પ્રજાનુ હૃદય છે, એમાં જે પ્રજાભાવનાં આવે એજ શુદ્ધ થઇને ઉત્કટરૂપે સાહિત્યમાં ફાલે, ને બધે, પ્રવર્તિ રહે" એ વ્યર્થની તકલીફ વ્હોરવા જેવું થશે. એટલે ઘરેઘર પ્રત્યેક ઘરનો પ્રત્યેક માનવી–હૃદયના કોણમાં મારૂં સાહિત્ય ઘર કરે એ માટે મે નિશ્ચય કર્યો છે કે ગદ્યમાં લખવું. લખવા બેઠો છું. ભલેને આપ્તજન બરાડા પાડે, મને એની પરવા નથી. ધ્યેય નક્કી કર્યા પછી કોઇનાય બરાડા, કોઇનુય રૂદન, વિલાપ, ભૂખ, તરસ, કંઇએ આડું આવવું જોઇએ નહિ ને આવે તો–પરવા કર્યા સિવાય આગળ ધપ્યે જવું એમાં પ્રગતિ છે, એમા ક્રાંતિ છે, એમાંજ સર્વોદય છે.

લ્યો આ નીચેથી બૂમ પડી! અરે એમનું શાક લાવવાનું મોડી થતુ હોય એમાં શું? શાક માર્કેટમાંથી ભાગી જવાનું નથી! પણ આ વિચારો જે મનસાગર પર ઉછળીને પટકાઈ રહ્યા છે; એ થોડા થોભવાના છે. એ લોકો આટલું આટલું કહ્યા છતાં સુધરતા નથી. માનવીને કહીએ કે તું આમ સુધર ને સુધરે નહિ તો એ જડતાનું ચિહ્ન છે. અધોગતિના ઊંડાણનું માપ છે.

પણ ઓહ! આ તો રમેશ આવ્યો છે. જરા સહેલગાહે જવાનું છે. ચાલો ત્યારે આવીને. મારી સહેલમાં મને જે રસ પડયો તેનું વર્ણન તમને આપીશ. ચાલો, ત્યારે 'હેટ' પહેરીને જાઉં!

હજી ફરી આવી 'હેટ' તો ખીંટીએ લટકાવી નથી. ત્યાં બા કહેવા લાગ્યા કે "માઈ! ચાલને જરા દવાખાને જવું છે." જુઓ તો આ લપ જતી નથી. સ્ત્રીઓને જરા બહાર જવું હોય તો કોઇ સાથે હોવુંજ જોઇએ! મેં તો કહી દીધું "એકલાં જાઓને! ને એકલા ન જવું હોય તો બેનને લઈ જાઓ, હું તો નથી આવવાનો."

ફરીને આવતાં કેટલો થાક ચડે છે! એની એમને જરાયે ચિંતા નથી ને ઘરમાં પગ મૂકયો કે તરતજ બોલી ઉઠયાં "ચાલો દાક્તરખાને!" વિશ્વની નિષ્ઠુરતા પણ કેવી છે!

---

ચન્દ કલીઆં નિશાતકી ચુનકર,
મુદ્દતો મહવે યાસ રેહતા હું;
તેરા મિલના ખુશીકી બાત સહી,
તુજસે મિલકર ઉદાસ રેહતા હું.

**'સાહિર' લુધ્યાનવી**

"શેઅર દર અસલ હય વહી 'હસરત,'
સુનતેહી દિલમેં જો ઉતર જાએ."

**હસરત મોહાની**

ખુશ્ક સેરોં તને શાઇરકા લહૂ હોતા હય,
તબ નજર આતી હય એક મિસ્રએ તરકી સૂરત."

**અમીર**

# આવાઝકી દુન્યા

સંભળાવનાર : 'બેકાર'

## સિમલાની જાત્રા !

આવાઝકી દુન્યાકેદોસ્તો ! હિંદમાં ૪૦ કરોડની વસ્તી છે એ તો છેલ્લા વસ્તી પત્રકથી જાણ્યું. હિંદમાં દુકાળ અને ભૂખમરો છે તે તો બંગાળમા ૧૫ લાખ માણસો અનાજને અભાવે મરી ગયા એ સરકારી રિપોર્ટથી જાણ્યું, અને હિંદમાં કાપડની અછત છે તે લાજ ઢાંકવાને માટે જોઇતા વસ્ત્રને અભાવે આપઘાત કરતી યુવતિઓના સમાચાર, અને કફનના અભાવે મુડદાંની થતી દુરગતિના સમાચાર, છાપાંમાં વાંચતાં જાણ્યું. પણ હિંદમાં આટલી બધી પાર્ટીઓ છે, આટલા બધા પક્ષો છે, અને તેના આટલા બધા ગણ્યા ગણાય નહિ ને વિણ્યા વિણાય નહિ એટલા નેતા છે એવું પણ છેલ્લે છેલ્લે ભરાએલા સિમલાના જાત્રા–મેળાના હેવાલો ઉપરથી જાણ્યું. મંદીરોમાં આસ્તિકો પ્રસાદ માટે પડાપડી કરે ને વાએ-ઝમાં શીરની માટે લોકો ધસારો કરે; તેમ વાઇસરોયની કારોબારીમાં સ્થાન મેળવવા માટે નેતાઓ નિવેદન પર નિવેદનો ઠોકી રહ્યા છે અને સિમલાની ડામરની સડકોને નજદક ધરી રહ્યા છે !

"અખબારમેં જો છપ ગયે અરમાં નિકલ ગયે !"

જેવી વાત છે. લાટ સાહેબ જે નેતાની મુલાકાત લે છે; તેને ને સ્વર્ગને જાણે ચાર આંગળનું છેટું રહ્યું દેખાય છે, ને જેની તરફ લાટ સાહેબની દ્રષ્ટિ પડતી નથી તે પોતાને કમભાગ્ય ગણે છે. 'હરખપદુડા' નેતાઓનો આ દેશમાં દુકાળ નથી એ લોકો જાણી ગયા છે. અને કોણ ખોટા છે, ને કોણ ખરા છે તેની કસોટી પણ સરકાર નહિ પણ *જનતાના હૃદય* પર થઇ રહી છે! જવાબદાર લીગ અને કોંગ્રેસ જેવી સંસ્થાઓ નાક અને નાક રાખવા મથી રહી છે. પછી ભલેને સામેવાળાનું નાક કપાય તેની કોઇને તમા નથી. નામ પણ થાય અને કામ પણ થાય એવું તો દરેકજ ઇચ્છેને ? પણ નાગની બરાબરી કરવા નીકળેલાં પેલાં માનવ અળસીયાને શું કહેવું ? શીરા ખાતર શ્રાવક થનારાની જમાત પણ કંઈ નાનીસુની નથી તો ? જથાબંધ નેતાઓનું તો જાણે ઠીક પણ પેલા છુટક નેતાઓ–ફુટકલ લીડરોની 'હાડિસન' 'જાકસન' મઝાની જામી છે. તેઓ આસમાન ને જમીન ઉપર એક કરી રહ્યા છે !

યોજના સફળ થાય કે નિષ્ફળ થાય; પણ ભલું થજો વેવલ સાહેબનું કે જે ભિખારીના રોપ જેવા નેતાઓને ઝળકવાનો ટાઈમ તો મળ્યો ? " અમને ભૂલી ન જશો. " " અમે પાંચ કરોડનું પ્રતિનિધિત્વ ધરાવીએ છીએ. " વગેરે વગેરે માગણીયાતો જેવા અવાજોથી સિમલાનુ વાતાવરણ ભરાઈ ગયું છે ! હાથણી કોના કોના ઉપર કળશ ઢોળે છે તેજ જોવાનું છે !

●

## ક્રિસ્ટો ચાર્ટર !

લ્યો, પટું પટું થતી, દમણાં બાંગરી,

હમણાં તૂટશે એવી લાગતી ફ્રિરકો પરિષદ્ અંતે ગળિયા બળદને પરોણાની આરના જોરે હાંકે તેમ હાંકી હાંકીને પુરી થઇ છે. રશિયાનાં રિસામણાં, મનામણાંમાં પરિવર્તન થઈ છેવટનો સીન ભજવાઇ ગયો છે, તે વિશ્વશાંતિ તથા વિશ્વ સલામતીને માટે ૧૦૦૦૦ શબ્દોનો એક દસ્તાવેજ તૈયાર થયો છે. જેની ઉપર ૫૦ રાજ્યોની સહી છે. એ દસ્તાવેજને કોઇ અભરાઇએ ન ચઢાવી દે અને ફક્ત એને ઘોળીને પી જાય તોય જગતનાં અશાંત દિલોને શાંતિ મળી જાય; એવા એક એકથી સરસ અને મુલાયમ શબ્દો એમાં ગોઠવ્યા છે. જગત સ્થપાયું છે; ત્યારથી અત્યાર સુધી જગતના ભલા માટે આવો મહાન દસ્તાવેજ કોઈ સર્જાયો નથી. પ્રે. ટ્રુમેનના કહેવા પ્રમાણે તો 'એ દસ્તાવેજ જો થોડીક મુદ્દત પહેલાં સર્જાયો હોત તો લાખો માણસ મરણને શરણ ન થાત!' જગત સંજીવની રૂપ એ દસ્તાવેજનો અમલ ક્યારે થાય? બસ તેનીજ રાહ જગત પહોળા ડોળા કરીને જોઈ રહ્યું છે!

કુશંકાવાદીઓ તો અત્યારથીજ કહી રહ્યા છે કે ભલે એની ઉપર ૫૦ રાજ્યોની સહી થઇ હોય પણ ધાર્યું તો ત્રણનુંજ થવાનું. એ ત્રિશક્તિના ઇજારનાં નાડાંની સાથે જગત આમ બંધાઇ ગયું છે! ભૂતકાળના બધા કોલકરારો, વચનો, ઢંઢેરાઓ, અને દસ્તાવેજોના હાલ જોયા પછી કોઇ આવી બાવડી કલ્પના કરે તો તે નવાઇ જેવી ન ગણાય! માટે હાલ આપણે તો રેશનીંગનું સડેલું અનાજ આરોગીને પ્રાર્થના કરો કે, "ખુદા જો કરે તે ખરી!"

●

## વળી પાછા મુશાયરા!

વરસાદની મોસમ આવતાં દેડકાં ઉછળકૂદ કરે તેમ પાછા શાઇરો જાગ્યા છે. ઉપરાઉપરી મુશાયરા ખડકાઇ રહ્યા છે. યાદ રહે કે આ લખનાર પણ એ પૈકીનું એક શાઇર દેડકું છે! જનાબ-'શેખચલ્લી'એ ગાયું છે કે;

" દેડકાંનો ફૂદકો વરસાદ ના લાવી શકે?"

પણ ખરેજ હવે દેડકાંનો ફૂદકો વરસાદ લાવી શકે છે. ગુજરાત શાઇરોનો લાભ ઉઠાવતું થયું છે, અને શાઇરો, ઉંઘ વેચી ઉજાગરો લઇને પણ લોક કલ્યાણ સાધી રહ્યા છે. વખતનો ભોગ આપીને, જાતનો ભોગ આપીને, શાઇરો કેળવણી તથા સાહિત્યના ક્ષેત્રોને લાભકર્તા થતા જાય છે. ગોધરાની એક સાર્વજનિક લાયબ્રેરીના ઉત્તેજનાર્થે એક મુશાયરો થયા પછી હવે ઇકબાલ હાઇસ્કૂલના લાભાર્થે બીજો એક મુશાયરો ગોધરામાં, અને ત્રીજો મુશાયરો અમદાવાદમાં ગોઠવાઇ રહ્યો છે. ઊંટના ભોગે જે પહેલાં કિલ્લા તોડવામાં આવતા હતા તેમ શાઇરોના ભોગે કેળવણીની સાહિત્ય સંસ્થાઓ આર્થિક કિલ્લા સર કરી રહી છે! શાઇરો ઊંટની ઉપમાથી ન ગભરાતાં અભિમાન ધરે કે ઊંટજ જગતમાં સૌથી ધીરજવાળું અને સબ્રવાળું પ્રાણી ગણાયું છે! અસ્તુ!

મહાગુજરાત ગઝલ મંડળ, સુરત શાઇરીની ડીમ ડીમ વગાડીને બેસી રહેતું નથી પણ નક્કર સેવાએ બજાવી જાણે છે તેની આથી ગુજરાતને ખાતરી થઈ જશે. બાકી મુશાયરાની સફળતાની ખાતરી તો સુરત ખાતે થએલા મંડળના છેલ્લા મુશાયરાના પ્રેક્ષકોને થઇજ ગઈ છે કે શાઇરીના મેદાનમાં આજે મહાગુજરાત ગ. મંડળનો સિક્કો જામી ગયો છે. મહાગુજરાત ગ. મંડળ પ્રભુને વધુ સફળ ગઝલકારોને જન્માવતુંજ જાય છે. ઓમકારનાથ જેવાય જેની આજે પીઠ થાબડી રહ્યા છે એ શું ઓછી ખુશીની બિના છે? મુશાયરાના સંચાલકો હવેથી જરા વધુ કડક બને. કારણ કે હવે ગુજરાતી ગઝલકારો કંઇ ઉગતા ગઝલકાર નથી રહ્યા? ચોંચરા જેવી ગઝલો પર

કૃતિ મૂકાવીજ જોઇએ. તો 'સાબિર' જેવા સિદ્ધહસ્ત ગઝલકારોની કદર પણ થવી જોઇએ. 'મનસ્વી' જેવા સંગીન અને રંગીન ગઝલકાર મુશાયરાના પ્લેટફોર્મ પર વારંવાર પધારે એવું ઇચ્છી શકીએ. મુશાયરાની ઉત્તરોઉત્તર વધતી જતી કામયાબી શાઇરોમાં અહંતા ન પેદા કરે, યા તો વધુ કીર્તિના લોભે ટકાના ત્રણશેર બનવાની પ્રેરણા ન આપે તો સારૂં!'

બાકી અત્યારે તો મહાગુજરાત ગ. મંડળ અને એના મુશાયરા ખૂબ વેગવત પ્રગતિ સાધી રહ્યા છે અને તમામ ગુજરાતની દૃષ્ટિ એના તરફ આકર્ષાઈ છે એ પણ ચોક્કસજ વાત છે.

"અલ્લાહ કરે ઝોરે સખુન ઔર ઝિયાદા!"

●

## વળી પાછું ભરૂચ!

હું આજે પાછો ભરૂચને સંભાળી રહ્યો છું. 'ભાગ્યું ભાગ્યું તોય ભરૂચ' એ કહેવતને સાર્થકતા સાંપડો એ અભ્યર્થના સાથે હું ભરૂચની પુનઃ યાદ કરૂં છું. કારણ કે હુંય ભરૂચ જીલ્લાનો છુંને? ભરૂચે સુરત જીલ્લાની સ્કોલરશીપો અને વિદ્યાદાન પર ઘણાં વર્ષો વિતાવ્યાં. હવે તો ભરૂચીઓ તા'લીમમાં, વહેપારમાં, અને ખેતીમાં આગળ આવી રહ્યા છે. સુવિધાના પ્રતાપથી ભરૂચીઓ પરિચિત થયા છે. નોકરીથી કોઇ કોમ તરતી નથી, છતાં સરકારી નોકરીઓએ ભરૂચીઓને ઠીક ઠીક તારવી દીધા છે. હાંસોટ જેવો નાનકડો કસ્બો તેનું ઉત્તમ દ્રષ્ટાંત છે. હાંસોટ એક મુસ્લિમ હાઈસ્કૂલની હામ ભીડી શક્યું છે, ને 'હિંમતે મર્દાં તો મદદે ખુદા' પ્રમાણે તેમનું આરંભેલું કાર્ય પાર પડયું છે. હાઇસ્કૂલ સાથે બોર્ડીંગ પણ ચાલુ થઈ છે. ખુદા તેમને વધુ હિંમત આપો.

પણ અફસોસ તો એ વાતનો છે કે ભરૂચ જીલ્લામાં લાખની સંખ્યામાં પટેલ ભાઈઓ બિરાજે છે છતાં ન તો તેમની એકેય હાઇસ્કૂલ છે કે બોર્ડીંગ છે! ભરૂચી ભાયડાઓએ એ દિશામાં કદમ ઉઠાવવો ઘટે. ખા. સા. ડો. અલીભાઇએ પોતાની લાગવગ વાપરવી ઘટે. ભરૂચ લીગને પુનર્જીવન અર્પનાર એ ભડવીર વ્યક્તિ ધારે તો બધું કરી શકે. એમના ટેકામાં ખા. બા. અલીભાઇ અને ખા. બા. વલીભાઇને અપીલ કરી શક. તેઓ જીંદગીના છેલ્લાં વર્ષો કોમને અર્પે. ધી બોમ્બે મુ. પટેલ એસોસીએશને ઉપાડેલા નેક કાર્યને પૂર્ણ કરવામાં પોતાનો સમય અને શક્તિ અર્પે ભરૂચ જીલ્લામાં એ માટે ફંડફાળો જમા કરે અને ભરૂચ સુધી આવવાની તકલીફમાંથી બોમ્બે મુ. પટેલ એસોસીએશનના કાર્યકર્તાઓને ઉગારે. મુંબઇ અને આફ્રિકાનું ક્ષેત્ર તેમના માટે બર્યું પડયું છે. ખરે! આજે બોમ્બે મુ. પટેલ એસોસીએશને એ નેક કામનું બીડું ઝડપ્યું છે તો તેમને સહકાર આપવો એ આ ત્રણ પટેલ મુરબ્બીઓની ખાસ ફરજ છે.

ખા. સા. એહમદઅલીભાઇ ચોખંડીવાલા, અમદાવાદના ચીફ ઓફિસર મહંમદ અલીભાઇ, મણુંબરવાલા મહાત્મા અને કરમાડવાલા હાફેજજી, કંથારીયાવાલા ઇસ્માઇલ મુસા અને વહાલુવાલા વલી ઇસા, સારોદવાલા યુસુફ આદમ અને અહમદભાઇ, કાવીવાલા મહંમદહુસેન અને વલી ઉમર, ઇખરવાલા ઇબ્રાહીમ માસ્તર અને પરીએજવાળા ઇસ્માઇલ આદમ, ઝંઘારવાલા વલી સાલેહ અને આદમ ઉદાત. આમ નામો ગણાવીએ તો પાર ન આવે એટલા પટેલ બિરાદરો બોમ્બે મુ. પટેલ એસોસીએશનને સહકાર આપવા મેદાને પડે, પોતાની ફરજ બજાવે અને બોમ્બે પટેલ એસોસીએશનમાં વિશ્વાસ રાખે.

કારભાર કરવા માટેની તમન્નાને ત્યાગી ફક્ત સેવા ભાવને અપનાવી ધારેલું કાર્ય પાર પાડે. અરે! ધારે તો એકલા ભરૂચ જીલ્લાના

મુસ્લિમ શિક્ષકોજ ઘણું સુંદર કાર્ય કરી શકે એમ છે. કોમી હમદર્દી અને કાર્યની ધગશ જોઇએ. ટંકારિયાવાળા કેપ્ટન અને મુસ્તફાબાદી ક્યાં ઉંઘી ગયા? જાગો, જાગો અને કોમને જગાડો. પહેલાં વિદ્યાથી તમારૂં ઘર અજવાળો પછી પારકાની ચિંતા કરો, સમનીવાલા મા. સા. મુસા હસન પણ કંઈ પોતાની ફરજ વિચારશે કે? થોડીક સુસ્તીને ત્યાગે અને કોમના ઉધરતા યુવકોને માટે કેળવણીનો માર્ગ મોકળો કરો! વ્યક્તિગત લીડરીનો મોહ છોડો અને પટેલ એસોસીએશનની ઉપયોગી સ્કીમને હાથોહાથ વધાવી લ્યો; લેનારાની શુદ્ધ ભાવના હશે તો દેનારાઓનો તોટો નથી. બસ એકજ ધ્યેય લક્ષમાં રાખો **'મુસ્લિમ ફ્રી હાઈસ્કુલ'** અને **'મુસ્લિમ ફ્રી બોર્ડીંગ'** ભરૂચની નોક અને નાક જાળવવા માટે જોઇએ.

---

# મુશાઇરા

(૧) પંચમહાલ મુસ્લિમ એજ્યુકેશન સોસાઇટી, ગોધરા તરફથી શનિવાર તા. ૧૪-૭-૪૫ની રાત્રે ઇકબાલ હાઇસ્કૂલના લાભાર્થે મુશાઇરા યોજવામાં આવ્યો છે. પ્રમુખસ્થાન જ૦ "અસર" સાલેરી એમ. એ., બી. ટી. લેશે.

(૨) ફ્રેન્ડસ યુનિયન, અમદાવાદ તરફથી રવિવાર, તા. ૧૫-૭-૪૫ની રાત્રે ક. ૯-૩૦, ટાઉન હોલમાં મુશાઇરો યોજવામાં આવ્યો છે. ઉદ્ઘાટન શ્રીયુત ઉમાશંકર જોષી એમ. એ. હસ્તે થશે. પ્રમુખસ્થાન ગઝલ સમ્રાટ જનાબ 'શયદા' તંત્રી 'બે ઘડી મોજ' લેશે.

મહા ગુજરાત ગઝલ મંડળ, સુરતના સહકારથી આ બન્ને મુશાઇરા યોજ્યા છે. જેમાં ગઝલ સમ્રાટ જ૦ 'બેકાર', 'અમીન' આઝાદ, 'શેખચલ્લી', 'ગની', 'આસી', 'વહશી', 'રીશ્તી', મૂસા બના, અરવિન્દ, ઇન્દુ બી. એ., અનિલ અને સ્થાનિક કવિઓ પણ ભાગ લેશે.

---

## ઇન્તિકાલે પુરમલાલ

### હાજી મા૦ મુહમ્મદ ઇસ્માઇલ આરેફ

સા૦ કલકત્તા ખાતે શનિવાર તા. ૩૦-૬-૪૫ના ૮૩ વર્ષની વયે, જન્નતનશીન થયા છે. ઇન્ના લિલ્લાહ શેઠ મર્હૂમ રાંદેરના વત્ની હતા અને રંગૂન ખાતે એક મહાન લેન્ડ લોર્ડ તરીકે આપની ગણના થતી હતી. રંગૂન સુરતી બરાબજાર-કું. લી. બેગ્ગે બજાર કું. લી. અને પઝુન્દાવ કું. લી.ના વર્ષો સુધી ડિરેક્ટર હતા. રાંદેરમાં મદ્રેસા નિસ્વાન આરેફિયા, મક્કા શ૦ અને કલકત્તા ખાતેના મુસાફિરખાનાઓ કાયમ કર્યા છે. રાંદેર મેદફિલે ઇસ્લામ કુતુબખાના હસ્તક ગુજરાત અને ખાનદેશ તરફના ગામોમાં, જ્યાં દીની તાલીમની સગવડ નહોતી, ત્યાં ૧૦-૧૨ મદ્રેસાઓને નભાવતા. તદુપરાંત ભગવા ગામની મસ્જિદ, રાંદેર સુન્ની વહોરા પંચાયતનું પોતાનું મકાન ન હોવાથી એક મકાન ભેટ આપ્યું હતું. સુરતમાં જ્યારે મુસ્લિમોનું એક પત્ર નહોતું તેવા સમયમાં સમયની જરૂરીયાત જોઈ 'હમદર્દ' સાપ્તાહિક જારી કરાવવામાં મર્હૂમનો હાથ મૂખ્ય હતો અને ૧૦-૧૨ વર્ષ સુધી આર્થિક ટેકો આપતા રહ્યા હતા. મર્હૂમ પોતાની પાછળ વિધવા અને પુત્રીઓને છોડી ગયા છે ખુદાપાક તેમને સબ્ર અતા કરે.

રંગૂનમાં મર્હૂમ મઝીઝી મુહમ્મદ અહમદ પટેલની છોકરી જન્નતનશીન થયાની ખબર આવવાથી રાંદેરમાં શેઠ હાજી સાલેહભાઈ કાસિમ પટેલ સા૦ના મકાનમાં તા. ૬-૭-૪૫ના ફાતેહા ખ્વાની થઇ હતી. રાંદેરના વત્નીઓ માટે રંગૂન ખાતે કેળવણીના સાધનોની ઉણપ જણાતાં રૂપીઆ સવા લાખના ખર્ચે એક આલીશાન બિલ્ડીંગ મોગલ સ્ટ્રીટમાં મર્હૂમાએ બંધાવી આપી હતી જેમાં એમ. એમ. રાંદેરીઆ હાઇસ્કૂલ કાયમ કરવામાં આવી હતી, ખુદાપાક આ કોમી ખાદિમાને ગરીકે રહમત કરે.





## અનુક્રમણિકા




: તંત્રીઓ :
વહુરી–નિસાર અહમદ

: વ્યવસ્થાપક :
તાહેર

## એમ. એમ. પી. રાંદેર. સાભાર સ્વીકાર

મુંબઇથી

| | | |
|---|---|---|
| જનાબ | અહમદ બી. ખાન. | રૂ. ૫૧ |
| ,, | નઝીર અહમદ શેખ | રૂ. ૫૦ |
| ,, | ઐક મુસ્લિમ ગ્રહસ્થ | રૂ. ૫૦ |
| ,, | મુનીલ કુરૈશી | રૂ. ૨૫ |
| ,, | હુસૈન મૂસા વીરજી કું. | રૂ. ૨૫ |
| ,, | મૂસા શરીફ એન્ડ સન્સ | રૂ. ૨૫ |
| ,, | અહમદ પી. બટલર | રૂ. ૫૧ |
| ,, | ઈ. એમ. ભાયાત | રૂ. ૨૦૧, |
| જનાબ | મૂસા મોહમદ એડનવાલા | રૂ. ૧૦૧ |
| ,, | ઇસ્માઇલ વાહેદ | રૂ. ૫૧ |
| ,, | અલાઉદ્દીન વીરજી નાયા | રૂ. ૫૧ |
| ,, | યૂસુફ આદમ પટેલ | રૂ. ૧૦૦ |
| ,, | તાહેરભાઈ અબ્દુરેહમાન | રૂ. ૨૫ |
| ,, | ઇસ્માઇલ બનાતવાલા | રૂ. ૧૦૦ |
| ,, | ઇસ્માઇલ મોહમ્મદ ગંગાત | રૂ. ૫૧ |
| ,, | અશરફઅલી સા૦ | રૂ. ૫૦ |
| ,, | અહમદભાઇ જરીવાલા | રૂ. ૨૫ |

કુલ્લે રૂ. ૧૦૩૨).

દા. મી. અહમદ બી. ખાન અને ઑલ્ડ બોય્ઝ એસો૦ રાંદેરના સેક્રેટરીઓ.

સૂરત શહેરમાંથી

| | | |
|---|---|---|
| મેસર્સ | ગીવ એન્ડ ટેક સ્ટોર્સ | રૂ. ૧૦૧ |
| ,, | મૂસા બ્રધર્સ એન્ડ કું. | રૂ. ૧૦૦ |
| ,, | યૂસુફ એન્ડ કું | રૂ. ૨૫ |
| જનાબ | હાજી અબ્દુલ્લાહમિયાં પટેલ | રૂ. ૨૫ |
| મેસર્સ | ગનીભાઇ એન્ડ કું. | રૂ. ૫૦ |

મુસ્લિમ ગુજરાતનું મુખ્ય માસિક

# કારવાં

પુ. ૬ઠું · ઓગસ્ટ · અંક ૧૨મો

## લોકોથી દૂર નાસતી કવિતા

મુશાયરામાં જે હળવાશ પ્રવેશી રહી છે તે સામેની શ્રી વિષ્ણુપ્રસાદ સમા અભ્યાસનિષ્ઠ વિવેચકની ચેતવણી વખતસરની છે. કવિતાવાંચન આજે લોકપ્રિય બન્યું છે તેવે ટાંકણે સસ્તાં મનોરંજનમાં ફેરવાઈ જતા ગઝલ-મુશાયરા સાચી કલાદ્રષ્ટિના અવરોધક ન બને તે જોવું રહ્યું. લોકરૂચિને ઊર્ધ્વગામી બનવાને બદલે અધોગામી બનાવે એ બધું ત્યાજ્ય મનાવું જોઈએ.

શ્રી વિષ્ણુપ્રસાદે લોકપ્રિય બનેલ મુશાયરાનાં ભયસ્થાન પ્રત્યે આંગળી ચીંધવાની હિંમત બતાવી તે માટે તેમને ધન્યવાદ આપતાં એક સામેપિસ્તાંની વાત પ્રત્યેય તેમણે અંગુલિનિર્દેશ કર્યો હોત તો સારૂં થાત એમ લાગે છે. આપણી નૂતન કવિતા ભારેખમ, અર્થઘન, સંસ્કૃત પ્રચૂર અને અસ્પષ્ટ બની રહી છે તેની સામે સાવચેતીનો સૂર કાઢવાની વેળા આવી ગઈ છે.

લોકોને રીઝવવા માટે કવિતા ન રચાય, કવિતાના સર્જન ટાણે પોતાના આનંદમાં મસ્ત કવિ 'લોક'નો વિચાર કરવા બેસે એમ ન બને, એટલી વાત સ્વીકારી લઈએ, કવિઓને એમની રીતે લખવાની છૂટ હોવી જોઈએ તે કબુલીએ, પણ ઇરાદાપૂર્વક કાવ્યોને અઘરાં અને અસ્પષ્ટ બનાવવાથી વૃત્તિ પ્રશંસનીય નથી. આજની કવિતાની શૈલી કવિઓની સ્વાભાવિક શૈલી નથી.

કવિતા લોકભોગ્ય બનવા નીચે ન ઉતરે એટલુ કબુલીએ, પણ કવિતા લોકોથી ઇરાદાપૂર્વક દૂર ને દૂર નાસતી ફરે તે યોગ્ય નથી. આજની કવિતા સામાન્ય જનસમાજને દુર્બોધ થઈ પડી છે એટલુંજ નહીં. ભણેલગણેલ સાહિત્યમાં થોડો રસ લેનારાનેય નૂતન કવિતાનું આકર્ષણ નથી રહ્યુ. ગઝલ સસ્તાપણામાં લપસી પડી છે તો નૂતન કવિતા અતડી-ઇરાદાપૂર્વક-બની રહી છે. ખોદીખોદીને સંસ્કૃત શબ્દો અને સમાસો કવિતામાં ગોઠવવામાં આવતા હોય તેવો ભાસ સાહિત્યમાં સામાન્ય રસ લેનારને પણ આજની કવિતા વાંચતાં થાય છે. વિવેચકે કવિઓનું ધ્યાન આ દુષણ પ્રત્યે ખેંચવાની જરૂર છે.

પરંતુ નૂતન કવિઓ સામે જે આક્ષેપ છે તે આજે તો ઘણાખરા વિવેચકોનેય લાગુ પડે છે. શેક્સપિયરના વિવેચક સ્ટોફર્ડ બ્રુક્સ કે બ્રેડલી વાંચતા હોઈએ ત્યારે મૂળ નાટકોની ખૂબી ઓર વધી જતી લાગે છે. આપણું વિવેચન એટલું ઘોતક નથી. વિવેચન લેખકને માર્ગદર્શન કરવા સાથે તેમજ વાચકવર્ગમાં રસ ઉભો કરનારૂં હોવું જોઈએ તેની જરૂર છે

આ ધોરણે આપણું વિવેચન પછાત છે. અંગ્રેજી અને સંસ્કૃત વિવેચન શાસ્ત્રનો અભ્યાસી એવો આપણો વિવેચક વર્ગ પોતાનાં વિવેચનકાર્યને જીવંત નથી બનાવી શક્યો. તેમનાં લખાણ શુષ્ક તત્વદૃષ્ટપણાં સમાં લાગે છે. શ્રી. ત્રિવેદીએ ગુજરાત સાહિત્ય સભા સમક્ષ જે વ્યાખ્યાન કર્યું તેનેજ અહીં દાખલા તરીકે મૂકી શકાશે. જે ફકરા પ્રસિદ્ધ થાય છે તેનું વાંચન રસપ્રદ નથી બનતું. કંઈક અસ્પષ્ટ રહેતું હોય તેમ લાગ્યા કરે છે. આખુંય વ્યાખ્યાન અભ્યાસપૂર્ણ જરૂર છે-વિસદ નથી. વિચાર પરાઈ ભાષામાં થયો હોય અને પછી તે ગુજરાતી ભાષામાં ઉતારાતો હોય તેવો ભાસ વ્યાખ્યાન વાંચતાં થાય છે.

અભ્યાસ વિના સાચું જ્ઞાન સાંપડે તેમ નથી. જગત સાહિત્ય અને તેનાં વિવેચનના અભ્યાસમાંથી દ્રષ્ટિ મળે તેય ખરૂં છે. પણ એ બધા અભ્યાસનો નિચોડ જ્યારે રજુ કરવાનો હોય ત્યારે તો વિવેચકે તેને નિજની પ્રતિભા વડે રસીને બને તેટલો સુગ્રાહ્ય ને સરળ બનાવવો જોઈએ: નહીં તો વિવેચનનો અર્થ નહીં સરે.

['ફુલછાબ'માંથી]

ઇ
સ્લા
મી
શિ
ક્ષ
ણ

### અલ્લાહ તઆલાનું ફરમાન

(૩૫૧) (રોઝહનો મહીનો) રમઝાન માસ છે જેમાં કુર્આન ઉતારવામાં આવ્યું જે લોકોનો માર્ગદર્શક છે. અને (જેમાં) હિદાયતની ઉઘાડી નિશાનીઓ છે અને તે હક તથા બાતિલમાં જુદાઇ કરનાર છે. ત્યારે તમારામાંથી જે કોઇ આ માસમાં મૌજૂદ હોય તો તેને આ માસમાં જરૂર રોઝહ રાખવા જોઇએ અને જે માણસ માંદો હોય અથવા સફરમાં હોય તો બીજા દિવસોમાં (રોઝા રાખી) તેની ગણત્રી પૂરી કરે. ખુદાપાક તમારા માટે (હુકમોમાં) સહેલાઇ ચાહે છે અને તમને મુશ્કેલીમાં નાખવા માગતો નથી. (કુર્આન)

× × ×

(૩૫૨) હે ઇમાનવાળાઓ! તમારા ઉપર રોઝહ ફર્ઝ કરવામાં આવ્યા છે જેવી રીતે કે તમારાથી પહેલાંના લોકો પર ફર્ઝ કરવામાં આવ્યા હતા, એ આશાએ કે તમે (રોઝહના કારણે) નઠારાં કામોથી (સદા) દૂર રહેનાર થઇ જાઓ. (કુર્આન)

× × ×

(૩૫૩) તેમજ (આ પણ છુટ છે કે) એટલા વખત સુધી ખાઓ અને પીઓ કે તમને (અંધકારની) કાળી લીટીથી પ્રભાતની સફેદ લીટી દેખાવા લાગે, ફરી રોઝહને (પ્રભાતથી) રાત (આવતાં) સુધી પૂરા કરો. (કુર્આન)

× × ×

(૩૫૪) બેશક અમેજ એ (કુર્આન)ને શબે કદ્રમાં ઉતાર્યું છે. અને તને કંઇ ખબર છે કે શબે કદ્ર કેવી છે? શબે કદ્ર હઝાર માસથી બહેતર છે. એમાં ફરિશ્તા અને રૂહ (જીબ્રાઇલ) તે રાત્રે પોતાના પરવરદિગારના હુકમથી દરેક (નિર્માણ થએલાં) મહાન કામ લઇ ઉતરે છે. (તેમજ તે રાત્રે) સંપૂર્ણ સલામતી છે. તે (આખી) રાત પહો ફાટતા સુધી (બરકતવાળી) છે. (કુર્આન)

સંપાદક–મૌ૦ અબ્દુર્રહીમ—

## રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન

(૩૪૧) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જે માણુસ ઇમાનની સાથે અને સવાબની નીયતે રમઝાનના રોઝહ રાખશે; તો તેના આગલા સર્વે ગુનાહોની માફી થશે. અને જે માણુસ ઇમાનની સાથે અને સવાબની નીયતે રમઝાનની રાતોમાં ઇબાદત કરશે તેના પણુ સઘળા (ન્હાના) ગુનાહ માફ કરવામાં આવશે. અને જે માણુસ ઇમાનની સાથે તથા સવાબની નીયતે શબે કદ્રમાં ( નમાઝ માટે ) ઉભો રહેશે તેના પણુ સઘળા ગુનાહ બક્ષી દેવામાં આવશે. (મુસ્લિમ)

× × ×

(૩૫૨) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે રોઝહ અને કુર્આન (કિયામતના દિવસે) માણુસ માટે ભલામણુ કરશે. રોઝો કહેશે હે પરવરદિગાર ! મેં એને દિવસના ખાવા, પીવા અને મનેચ્છાથી રોકયો હતો; માટે એના હકમાં મારી ભલામણુ કબૂલ કર. અને કુર્આન કહેશે મેં એને રાતના ઉંઘવાથી અટકાવ્યો હતો, જેથી એના હકમાં મારી સિફારશ કબૂલ કર. ફરી બન્નેની ભલામણો સ્વીકારવામાં આવશે. (બયહકી)

× × ×

(૩૫૩) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જે માણુસ કોઇ પણુ શરઇ ઉઝ્ર વગર રમઝાનના એક દિવસનો રોઝો ( જાણી જોઇ ) છોડી દે, તે જો રમઝાન સિવાય આખી ઉમર રોઝહ રાખતો રહે; તો પણુ તેની ખોટ પૂરી શકે નહિ. (અબૂ દાઉદ.)

× × ×

(૩૫૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે શબે કદ્રને રમઝાન મુબારકના છેલ્લા દાયકાની એકી રાતોમાં તલાશ કર્યા કરો. (બુખારી)

—સાદિક સા૦ રાંદેરી.

# પ્રોઠ




રણજીતરામ સુવર્ણચંદ્રક પ્રાપ્તિ ટાણે પ્રો૦ વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ જે વ્યાખ્યાન આપ્યું છે તેમાં તેમની ગઝલ-સૂગ સોળે કળાએ ખીલેલી દેખા દે છે.

શ્રમ અને અભ્યાસપૂર્વક સત્ય જોવાની સ્થિતમાંથી ખસીને માત્ર એક ખુણેથી આછડતી નજર નાખી જ્યારે તેઓ 'મુશાયરા અને 'ગઝલ'ના 'હાઉ'થી ગુજરાતને સાવચેત રહેવાની પ્રચારયુક્ત સલાહ આપે છે, ત્યારે આજના ગુજરાતી વિવેચનની નિષ્પક્ષતાહનું સુંદર ઉદાહરણ આપણને મળી રહે છે.

એમનું આખુંય વ્યાખ્યાન એક પત્રમિત્ર કહે છે તેમ "શુષ્કતત્ત્વદુ પણાં સમુ કોઈ અંગ્રેજીમાં વિચારાએલું અને ગુજરાતીમાં ઉતારાએલું" છે એટલે માતૃભાષાની સર્જકતા, અને અલબેલી રસિકતા, તેમા નહિ જેવી છે નર્યા સંસ્કૃત શબ્દો અને સમાસો ઠાસી ઠાસીને ભરવામાજ વિવેચકની અંપતા સાબિત થતી હોય તો પાછી વાતજ જુદી છે. પરંતુ એ વિષે અમારે વધુ લેવાદેવા નથી. પરંતુ અમણે ગઝલકારોને અને મુશાયરાને જે રીતે અડાવ્યા છે, તેવીજ રીતે સંસ્કૃત છંદબંધ કવિતાઓ, ગરબા, દુહા કે સોનેરો વિષે પણ એ ટાણે કહ્યું હોત! શું ત્યાં કશાજ દુષણો નથી એમ? કે પછી **લાપસી** અને **કુકસીવાળી** વાત?

પણ હવે એમની ટીકાંઓ પ્રતિ જોઈએ પ્રથમ તો "જેણે સામાજીક ઘેલછાનું સ્વરૂપ" લીધું છે એવી ગઝલ પ્રચારક પ્રવૃત્તિમાં કયા પ્રેરક હેતુઓ છે તે તેઓ જાણતા નથી આ અજ્ઞાત રહેવા બદલ દોષ કોને દેવો? તેઓ જાણવા ઇચ્છતા હોત, યા જાણવાની અગત્ય એમને જણાઇ હોત, તો તેઓ હાલ જ્યાં વસે છે ત્યાંથીજ એનું સંચાલન થઇ રહ્યું છે. જરાક તસ્દી લઇને તેઓ સઘળું જાણી શકયા હોત, ગઝલ-મંડળના કાર્યવાહકોથી ન સહી, તેમના જેવા અને તેમનાજ સમુદના પ્રો. દવે, પ્રો. વ્યાસ, જ્યોત્સના બ્હેન આદિને તો તેમણે પૂછી જોયું હોત! નિષ્ઠા હોય અને શોધવુંજ હોય તો ઘણુંએ મળી આવે તેમ છે. પરંતુ જાણવું નથી અને વગોવવું છે. વરસોથી મુશાયરા-પ્રવૃત્તિ ચાલી રહી છે, અડધોએક ડઝન જેટલા ગુજરાતી વિદ્વાનો એના પ્રમુખ થઈ ચૂક્યા છે. એમનાં ભાષણો પેપરોમાં અને પુસ્તકાકારે પ્રગટ થઇ ચૂક્યાં છે. પ્રોફેસર સાહેબે એ બધું વાંચીને વિચાર્યા પછી આવું "ખબર ન હોવાનું" વિધાન રજુ કર્યું હોત તો જરૂર તેઓ સત્ય ચાહક લેખાત. પણ એમને તો ગઝલકારોને સાંભળવા નથી, ગઝલ વિષે કંઈ સાંભળવું નથી અને દૂરથીજ "દૂર રહો, દૂર રહો" જેવી ચોખલી આવૃત્તિ રાખી મુશાયરા અને ગઝલ વિરુદ્ધ બોલવું છે એ કયાંનો ન્યાય છે?

અમારા વિવેચકો 'સારાને સારું' ત્યારેજ કહે છે જ્યારે પરભાષાના વિદ્વાનો, સમીક્ષકો એને સારું કહે. એનો એક પુરાવો હું વિષયાંતરની ક્ષમા યાચીને અહીં કરું છું.

એક વાર્તા પહેલાં ઉર્દૂથી ગુજરાતી રૂપાંતર પામી, ને '**નવચેતન**'માં પ્રગટ થઇ (જો કે તે 'કારવાં'માં પણ છપાઇ હતી પરંતુ એનું દ્રષ્ટાંત હું એટલા માટે નથી આપતો કે શુદ્ધ બ્રાહ્મણીયા સાક્ષરો એને અડકતાં અભડાય એવું તે મુસ્લિમ માસિક છે) પછી તે ઉર્દૂથી અંગ્રેજીમાં ઉતારાઇ. એ અંગ્રેજી વાંચી એક વિવેચક મહાશય એને ગુજરાતીમાં ઉતારવાની ભલામણ સાથે એની પ્રસંશા કરે છે. એ વાર્તાનું નામ છે "I can not Dog."

આ ઉદાહરણથી બે વસ્તુઓ ફલિત થાય છે. (૧) ગુજરાતી વાંચવાને બદલે સાક્ષરો અંગ્રેજી વધુ વાંચે છે (૨) ગુજરાતીમાં સાક્ષરો તેનેજ વાંચે છે જે એમનો, એમના સમોવ-

ડીઓ, હોય. બીજાનું, યા બીજાનું ગમે તેવું સારૂં હોય તો પણ તેને ધ્યાનમાં લેવા તૈયાર નથી આમાં અપવાદ છે. વિશાળ દ્રષ્ટિવાળા સજ્જનો પણ છે પરંતુ વધુ પ્રમાણ તો ઉપર જણાવ્યા તેઓનુંજ છે.

હવે મૂળ વિષય પર આવીએ.

પ્રોફેસર સાહેબથી એ કળાતું નથી કે "ગઝલ સરજતમાં શું સૌંદર્ય કે રસ છે?" સૌંદર્ય કે રસ માણવા માટે રસિક અને નિર્મળ દ્રષ્ટિ તથા દિલ હોવાં જરૂરી છે. જીદ અને જક્કીપણાનો કશો ઇલાજ નથી. જનતા વધુ પ્રમાણમાં જેને વધાવી રહી છે તેમાં રસ વા સૌંદર્ય નથી એમ કહીને પ્રોફેસર સાહેબ જનતાના આ સ્વાદને, શોખને, ભાંડી રહ્યા છે! એ વાતને બાજુએ મૂકીએ તો પણ કલાપી, મણિભાઇ દ્વિવેદી અને બાલાશંકરની પણ ઉપેક્ષા થઇ રહી છે. જેમણે ગુજરાતમાં ગઝલ દેવીની સ્થાપના કરી.

કવિતાનાં રસ, અને સૌંદર્યની બાબતમાં વિવેચકોએ "ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી" જેવું ચોળી નાખ્યું છે. એટલે "જેહને જે ગમે તેને પૂજે" જેવા મતમતાંતરો અને સમૂહો પડી ગયા છે. આમ છતાંય પ્રોફેસર સાહેબ પોતાના એજ ભાષણમાં એક સ્થળે ઊંચી કક્ષાની કવિતાની જે રેખા દોરે છે તે ગઝલમાં નથી એમ તેઓ કયા આધારે કહે છે તે અમને સમજાયું નથી આ રહ્યું તેમનું વાકય **"જન સામાન્યનાં કાર્ય, લાગણી અને વિચારોને નિરૂપતી કૃતિ કે કવિતા ઊંચી કક્ષાની છે."**

એમણે જેનો નિર્દેશ કર્યો છે તે કવિતા-રીતિઓ, ઊંચી ભલે ન હોય પરંતુ તેથી ગઝલ પણ એમની હરોળની છે એવું સાબેત કરવાના કયા પ્રમાણભૂત સાધનો પ્રોફેસર સાહેબ પાસે છે? ખરૂં જોતાં તો ગઝલ એ સર્વથી નિરાળી કવિતારીતિ છે. એમાં સૌંદર્ય અને રસ જોવા સારૂ પ્રોફેસર સાહેબને ગઝલ એટલે શું તે પુરેપુરૂં જાણી લેવાની જરૂર છે. તેઓ નાંહ જાણતા હોય એમ ન માનીએ, તો પણ તેઓ જે જાણે છે તે એક અંગ્રેજ યા અમેરીકન હિંદ વિષે જાણે છે. હિન્દની ઘણી ખરી ભાષાઓમાં જે કવિતારીતિ ઉતરી ચૂકી છે તે નીરસ કે કદરૂપી હશે એમ કેમ મનાય? આ રૂચિભેદનો પણ પ્રશ્ન છે. આખું જગત ભવભૂતિ યા કાલિદાસોનું નથી તેમાં, હાફિઝ અને ગાલિબનો પણ ભાગ છે. એ ન ભૂલાય તો સારૂં.

"ફાટે ડોળે ભ્રામક ઇશ્કનાં ગીતો ગાવાં, રાતી આંખે કૃત્રિમ દેશભકિતની દેખાવની આગ પ્રગટાવવી. ઢંગ વગરના તરંગોના પતંગો ચગાવવા" પ્રોફેસર સાહેબની આ ટીકા ગઝલ પર નથી પરંતુ ગઝલકારો પર છે. અને એવીજ રીતે "એ મસ્તી નથી, મસ્તીડંબર છે, એમાં સૌષ્ઠવનું નામ નથી વગેરે પણ ગઝલકારો પરજ તાકેલાં તીર છે, આ વિષે ગઝલકારોએ કંઇ કરવું જોઇએ પોતાની સારી છાપ પડે તેવું જરૂર કરવું જોઇએ છતાં પ્રોફેસર સાહેબને પૂછી શકાય કે એ મુદ્રા યા સિક્કો કયાં મળે છે? એ દેશભકિત દેખાવની છે તો શુદ્ધ દેશભકિતની

કવિતા પર કયું લેબલ મારવામાં આવે છે? એ મસ્તીકંબર છે તો સાચી મસ્તી કયા ટ્રેડમાર્કની હોય છે. શું મુશાયરામાં વધુ પ્રમાણ મુસલમાન બોલનારાઓનું હોવાથી તો આ નથી કહેવાઇ રહ્યુંને? પ્રોફેસર સાહબની આ ટીકા હિંદુ મુસ્લિમ હોંસાતોંસીમાંથી જન્મેલી એકપક્ષી વલણનો આભારી છે. એમ ન હોય તો આ કાવ્ય ચર્ચા નથી, બકવાસ છે. આક્ષેપ છે. કાંઈજ ન કરી શકવાથી પ્રતિકાર માટે વપરાતું નિર્બળોનું હથિયાર છે.

હવે પ્રોફેસર સાહેબે ગઝલમાં શું જોયું છે તે લઇએ. "એમા ભાષાની કચૂંબર છે, વાક્યોના ચટાપટા છે, રમત છે, કરામત છે, બે ઘડી મોજ છે, પણ તે આપણી કલાદ્રષ્ટિ અને સાહિત્ય સૃષ્ટિને વિકૃત કરે તેવી છે."

એમની દરેક ટીકાનો જવાબ આ ઉતાવળે લખાતી અને ટાંચી જગ્યામાં છપાતી કોલમમાં આપવો બને તેમ નથી. તોય ભાષાની કચૂંબર, વાક્યોના ચટાપટા વગેરે ક્ષતિઓ, ગઝલ સિવાયની બીજી કાવ્યરીતિઓમા બારોબાર મળી આવે છે, શબ્દોને મચડવા પીંખી નાખવા, લઘુ ને દોઢગણો લાંબો અને ગુરૂને લઘુથી પણ ટુંક બનાવવાની રીતિ આજની ગુજરાતી કવિતામાં સામાન્ય થઈ પડી છે. બિચારા ગઝલકારો લાવીને ઉર્દૂ શબ્દો લાવી શકે છે ત્યારે ત્યાં તો બંગાળી, ઇંગ્લીશ અને મરાઠી ક્યાંક ક્યાંક અને સંસ્કૃત હિન્દી ખોદી ખોદીને વપરાઇ રહ્યું છે પરંતુ પ્રોફેસર સાહેબને તે કેમ દેખાય?

અત્યારે લગીમાં, ગઝલોએ આપણી કલાદ્રષ્ટિ, અને સાહિત્ય સૃષ્ટિને કેવીક વિકૃત કરી નાખી તેના થોડાક ઉદાહરણો માનનીય ટીકાકાર આપશે કે? બાકી ઢંગધડા વગરનાં અંગ્રેજી અનુકરણોએ આપણી કલાદ્રષ્ટિ, અને સાહિત્ય સૃષ્ટિને ક્યારનીય વિકૃત કરી મૂકી છે ઉત્તમ કવિતા અને ઉત્તમ સાહિત્યાસ્વાદ અંગ્રેજીમાં શોધ્યા કરતો આપણો પઢિત વર્ગ ડીકન્સ, અને હાર્ડી, ઉઝરાપાઉન્ડ અને શૅનેજ આંખ સામે રાખી બોલે યા લખે છે. છતાંય પ્રોફેસર સાહેબને એમાં વિકૃત થવા જેવું કંઇ લાગતું નથી કમાલ તો એ છે કે ઉલટા તેઓ ગઝલકારો પર અંગ્રેજીની મેહિનીનો આળ મૂકે છે.

વધુ દુઃખદ બીના તો એ પ્રવચનમાં એ છે કે. પ્રો. દવે, ભાનુશંકર, જ્યોતિન્દ્ર દવે, ઉમાશંકર, સુન્દરમ કોલક વગેરે સજ્જનોની તથા જ્યોત્સના બહેન જયમન બહેન આદિ સન્નારીઓને આ પ્રવૃત્તિમાં ભળવામાં હિત ન સાધતા હોવાનો ઠપકો અપાયો છે, અને તે પણ આ વ્યક્તિ સ્વાતંત્ર્યના યુગમા, જાણે એ બધાં એમની સાથે ભણતાં વિદ્યાર્થીઓ ન હોય, તેમ?

## આપ જાણો છો કે:—

૧ બરમાના એકાએક પરિવર્તનથી એમ. એમ. પી. ચેરીટેબલ ટ્રસ્ટ રાંદેરના માથે રૂા. ૨૮૪૭૭નું દેવું છે?

૨ હાઇસ્કૂલ ખાતે સરકારી ગ્રાન્ટ અને ફીની આવક રૂા. ૧૫૧૬૪ હતી અને ખર્ચ રૂા. ૧૬૩૦૦ થયો છે?

૩ હોસ્ટેલ ખાતે ચંદાથી અને પેઈંગ બોર્ડરની ફીની આવક રૂા. ૫૪૧૯ હતી અને ખર્ચ રૂા. ૧૨૮૮૨ થયો છે.

૪ હાઇસ્કૂલમાં કુલ્લે સંખ્યા ૪૫૧ છે. મુસ્લિમો પૈકી હોસ્ટેલના ૪૨ અને કસ્બાના ૨૫૧ અને હિંદુ ૧૫૮ છે.

૫ સ્ટે. ૧ થી સ્ટે. ૫ સુધી બબ્બે ડીવીઝનો કરવા પડયા છે. ભવિષ્યમાં સ્ટે. ૬ અને સ્ટે. ૭માં પણ બે ડીવીઝન કરવાજ પડશે.

[સને ૧૯૪૪-૪૫ના વર્ષના ઓડિટ થયેલા હિસાબ ઉપરથી]

સાહિત્યપ્રિય

# કવિતાનું વાચન, શ્રવણ અને રસાસ્વાદન

"એક સાહિત્યિક-આભાસ સાહિત્યની પ્રવૃત્તિએ હમણાં સામાજિક ઘેલછાનું સ્વરૂપ લીધું છે. ગઝલ-પ્રચારક પ્રવૃત્તિમાં કયા પ્રેરક ચાલક હેતુઓ હશે તેની મને ખબર નથી, પણ જૂની ચિત્રકવિતા, વ્રજભાષાની કરામતી કવિતા, જૂની દલપત-નર્મદની સભારંજની કવિતા, ઊંચી કવિતા નથી એમ ગુજરાત પૂરેપૂરૂં સમજી ગયા પછી, આ ઠેરઠેર ફૂટી નીકળતા ગઝલસરજનમાં તે શું સૌન્દર્ય કે રસ નીરખતું હશે? જ્યોતીન્દ્ર, ભાનુશંકર અને કોલક આદિ, પ્રો. દવે, જ્યોત્સના બહેન, જયમનબહેન આદિ. ઉમાશંકર, સુંદરમ્, મનસુખલાલ આદિ આ પ્રવૃતિને ટેકો આપવામાં સાહિત્યનું હિત સાધતા નથી. ફાટે ડોળે આમક ઘસકનાં ગીત ગાવાં, રાતી આંખે કૃત્રિમ દેશભક્તિની દેખાવની આગ પગરાવવી, ઢગ વગરના તરંગોના પતંગો ચગાવવા, એમાં કયો રસ નિષ્પન્ન થાય છે? એ મસ્તી નથી, મસ્તીડંબર છે. એમાં ભાષાની કચુંબર છે. પાકયોના ચરાપટા છે, એમાં સૌષ્ઠવનું નામ નથી. હા, રમત છે, કરામત છે બેઘડી મોજ છે. પણ એ મોજ આપણી કલાદ્રષ્ટિ અને સાહિત્ય સૃષ્ટિને વિકૃત કરે એવી છે. આ સંચલનને શુદ્ધ સાહિત્યવિવેચનની કાંઇ પડી નથી. આને માટે ઊંડું અને ખરૂં કારણ આપણી રાજકીય અને સામાજિક પરિસ્થિતમાં કદાચ જડી આવશે. વિપમધારણ પ્રજા, ભાષાભક્તિ અણુસરખી, અંગ્રેજીની મોહની; ઉર્દૂ હિંદીનું વધતું મહત્ત્વ, એ અને એવાં બીજાં કારણો સાહિત્યનાં ધોરણો સ્થિર કરવાને પ્રતિકૂળ છે." જે સાંજે અમદાવાદમાં પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ આ ઉદ્દગારો કાઢવા હતા, તેજ રાત્રે ટાઉન હોલમાં એક મુશાયરો યોજાયો હતો જેનો લાભ લેનારા ગઝલશ્રવણના ઇચ્છુકો માટે રૂ. ૫ થી રૂ. ૧ સુધીની ફી રાખવામાં આવી હતી, છતાં હોલ શ્રોતાઓથી ખીચોખીચ ભરાઇ ગયો હતો. મુંબઇ, સુરત, રાંદેર વગેરે સ્થળો જ્યાં જ્યાં આવા મુશાયરાઓ થયા છે ત્યાં ત્યાં શ્રોતાઓની પડાપડી અને ગીર્દી થતી હોવાના સમાચાર પણ બહાર આવ્યા છે.

*

આવા મુશાયરામાં જઇને ગઝલો સાંભળનારાઓમાં પણ વિવેચનવૃત્તિનો અંશ દેખાય છે એ પ્રો ત્રિવેદી સ્વીકારે છે. શ્રોતાઓ ઉદ્ઘોષ કરે છે, તાળીઓ પાડે છે કે 'હડી જાય'ના પોકારો કરે છે એમાં એ વૃતિનું બીજ રહેલું છે, પરન્તુ એ વૃતિની પાછળ રહેલી રુચિ એ સુરુચિ નથી, એને કેળવીને સુરુચિ બનાવવી એ વિવેચકોનો ધર્મ છે ઉતમ કવિતાને માણવાની રૂચિ થાય એ નિઃસંશય સુરૂચિ છે. પરન્તુ એ સુરૂચિ વર્તમાનયુગમાં કેવી શૈલીનાં વિવેચનોથી જાગે એજ મહત્ત્વનો પ્રશ્ન છે. ઉતમ કોટિનાં વિવેચનો આજે ગ્રંથોમાં અને સામયિકોમાં પરિબદ્ધ રહે છે, જે થોડા ભણેલાઓ સુધી માત્ર પહોચે છે; અને એવા વિવેચનોનો સદેશ કે ધ્વનિ ગ્રહણ કરીને સ્વરૂચિને સંસ્કારયુક્ત કરનારાઓ તો બહુજ થોડા ભણેલાઓ મળી આવશે. જે હજારો લોકો કવિતા માણવાને મુશાયરામાં કે કવિતાવાચનના જલસાઓમાં ઊતરી પડે છે તેઓનું શુ? તેઓ થોડું ભણેલા હોય છે, ઉતમ કોટિના ગ્રંથો કે સામયિકો વાંચીને સ્વરૂચિને કેળવવાનાં તેમની પાસે સાધનો કે સગવડ નથી, તેમનામાં નૈસર્ગિક રસવૃતિઓ ઉપજાવેલી એક પ્રકારની રૂચિ હોય છે અને એ રૂચિને અનુકૂળ સામગ્રી જ્યાંથી મળે તેમ હોય ત્યાં તેઓ દોડી જાય છે.

*

કવિતાનો આનંદ જે રસાનુભવમાં રહેલો છે તે આવા મુશાયરામાં કે કવિતાગાનના જલસાઓમાં પ્રાકૃત શ્રોતાઓ મેળવી લે છે એ વસ્તુસ્થિતિ છે. કવિતામાંની કોઈ કલ્પનાથી, કવિના બુદ્ધિચમત્કારથી, શબ્દોના લાલિત્યથી કે અનુપ્રાસાદિના અલંકરણથી શ્રોતાના ચિતંત્રના તાર આંદોલાયમાન થાય છે અને તે સ્વરૂચિને પોષક કે અનુકૂળ એવો આનંદ માણી લે છે.

આવો આનંદ ક્ષણિક હોય છે કે શ્રોતાના માનસ ઉપર ચિરંજીવી અસર ઉપજાવનારો હોય છે એ પ્રશ્ન જુદો છે, પરન્તુ રસાનુભવ દ્વારા આનંદ ઉપજે છે એ હકીકત છે. અને આ રસાનુભવ કાંઇ મુશાયરામાં ગઝલો સાંભળનારાઓમાજ મર્યાદિત થઇ રહેતો નથી. સાહિત્ય પરિષદમાં પાદપૂર્તિની કવિતાઓ સાંભળવા સભાસદો શાથી ઉત્કંઠ બની જાય છે? મેઘાણી-રાયચુરા-કાગનાં લોકગીતોના શ્રવણ માટે લોકો ક્યાં આતુર હોતા નથી? મુશાયરાઓમાં કલ્પના-ચમત્કૃતિવાળા દોહરા-અનુષ્ટુપ કે ઉપજાતિ છંદોમા રચાયલી કવિતાઓ સાંભળતાં પણ શ્રોતાઓ મંત્રમુગ્ધ થઇ રસાનુભવ કરતા હોય એવા પણ અનુભવો મળેલા છે. અને સુગેય પદ્યોનાં આકર્ષણ તો ઘણી વાર નજરે જોવા મળે છે. સ્વરની મોહનીવાળા સંગીતને બાજુએ રહેવા દઇએ તોપણ જ્યાં જ્યાં કવિતારસ શ્રવણપુટદ્વારા પીવાનો મળે છે ત્યા ત્યાં સામાન્ય જનતા આકર્ષાય છે અને યથાશક્તિ રસાનુભવ કરીને આનંદ મેળવી શકે છે; ભલે પછી આપણે તેને રસશાસ્ત્રની દ્રષ્ટિએ પરમ કોટિનો શુદ્ધ સાહિત્યિક લેખીએ કે ન લેખીએ.

*

સુગેયતાને સંગીતની સીમામાં જતી માનીને તેનાથી દૂર રહેનારા અને અર્થઘન પદ્યને ઉંચી કોટિમાં સ્થાપીને તેનું આરાધન કરનારા કવિઓ સામાન્ય જનતાનો સંપર્ક ગુમાવતા જાય છે એ નિઃસંશય છે; અને જે રસનિષ્પત્તિ અર્થઘન પદ્યથી થઇ શકે છે તે પણ પુસ્તકોમાં પુરાઈ રહેવાથી તેના ભોક્તાઓની સંખ્યા મર્યાદિત બની રહી છે. પદ્યનાં ઘણાં તત્ત્વો વિકસતું જતું ગદ્ય પડાવી લેવા લાગ્યું છે. એવી સ્થિતિમાં પદ્યની સુગેયતાને અવગણવાથી કવિતાની હાનિ ભલે ન થતી હોય પણ કવિતાસાહિત્યના રસદ્વારા આનંદાનુભવ કરવા ઇચ્છતી અને ચિત્તને પ્રસાદિત કરવાને ઉત્સુક એવી જનતાને તો કવિઓનો માનસપ્રસાદ ગુમાવવોજ પડે છે મુશાયરા અને જલસા આજે એવી મોજ આપે છે કે જેથી આપણી કલાદ્રષ્ટિ અને સાહિત્યસૃષ્ટિ, વિકૃત થાય છે, તો કવિતાનો શુદ્ધ આનંદ આપે તેવી શૈલીએ તે ચલાવવા જોઇએ, તેમાં યથાયોગ્ય પરિવર્તન કરવું જોઇએ, પરંતુ શ્રવણદ્વારા કવિતાને જનતાના ચિત્તપ્રદેશ સુધી પહોંચાડનારી સંસ્થાઓને નિરૂપયોગી નો માની શકાય તેમ નથી. આંખો દ્વારા પઠન કરવાની સીમામાં પુરાઇ રહેવાથી પણ કવિતા જનતાથી વધારે દૂર જવા પામી છે. તેવખતે તેને શ્રવણદ્વારા નિકટ લાવવાને નો વધારે પ્રયત્નો કરવા જોઇએ છે; અને સાંભળવાનો વિષય બને કે સંગીતજ લેખાય અને ઉચ્ચ કવિતા તો મુકવાચનને માટે અર્થઘનતાવાળીજ હોવી જોઇએ એ ભ્રમમાંથી આપણે જેટલા વહેલા મુક્ત થઇશું તેટલા આપણે જનતાના કવિતારસિક કાન સુધી વહેલા પહોંચી શકીશું.

*

પ્રો. વિષ્ણુપ્રસાદનો આશય તો આવા મુશાયરાનાં બખરથાનો ચીંધવાનોજ છે. ક્ષામક ઇશ્કનાં ગીત, કૃત્રિમ દેશભક્તિની આગ, ઢંગ વગરના તરંગોના પતંગ. મસ્તીડંબર ભાષાનો ડચુંબર, વાક્યોના ચટાપટા અને અસોષ્ઠવ એ બધી વિકૃતિઓ મુશાયરાને હીણા બનાવે છે એ કેટલેક અંશે ખરૂં છે. મુશાયરાના પરંપરાગત ચીલા 'ટ્રેડિશન' ને આભારી એ ખામીઓ છે. એ ખામીઓને દૂર કરીને મુશાયરાઓને જરૂર સૌષ્ઠવયુક્ત બનાવી શકાય; પરંતુ તે માટે આપણા કવિઓએ પોતાની સુગેય કવિતાઓ સાથે બહાર આવવું જોઇશે. તે માટે તેમણે પોતાની ઉચ્ચ કવિતા વિષેની માન્યતાનો કે કવિતાની અર્થઘનતાના મૂલ્યાંકનનો ત્યાગ કરવાની કાંઈ જરૂર નથી, કવિતાની પૃથક્ પૃથક્ કોટિઓ ચાલતી આવેલી છે અને અનુભવ કહે છે કે તે હજી ચાલ્યાજ કરવાની છે, પરંતુ વિકૃત જોડકણાંમાં રસ શોધવાને માર્ગે વળતી જનતાને જો સાચી રસાલંકૃત કવિતાને માર્ગે વાળવી હોય અને એ રીતે જનતાની રસરુચિને વિશુદ્ધ કરવામાં પોતાનો યથાશક્તિ ફાળો આપવો હોય તો કવિઓએ પોતેજ મોખરે આવવાની પોતાની ફરજ બજાવવાની રહે છે.

[ 'પ્રજાબંધુ'માંથી આભાર સાથે ]

## "આશાનું છે નામ બીજું જિંદગી"

ગમ છતાં એ ગમ મહિં ગુલ્તાન છે;
જિંદગી શું છે? અરે વરદાન છે.

દોસ્ત શું! દુશ્મનને માટે માન છે;
સર્વનું મારા હૃદયમાં સ્થાન છે.

છમ્મે તૌબા હાથમાં મયપાન છે;
વિશ્વ શું? પરલોકનું પણ ભાન છે.

આશાનું છે નામ બીજું જિંદગી;
ઉર મહીં અરમાન શું છે? જાન છે.

એની આંખોના ઇશારા છે ફક્ત;
બીજું શું જીવન અને અવસાન છે?

છે અનોખું પ્રેમ સૃષ્ટિનું જીવન;
રણનું રણ, ઉદ્યાનનું ઉદ્યાન છે.

જોશ પર અંતર વ્યથા છે આજકાલ;
આંધી ઉરમાં, આંખમાં તૂફાન છે.

એવું શું છે મારી નજરોમાં ભલા?
કેમ નજરો આપની હેરાન છે?

બસ મિલનની ધુનમાં જીવે જાઉં છું;
તાન દુઃખની છે ન સુખનું ગાન છે.

હાસ્ય શું રૂદન; છું વંચિત બેઉથી;
છે નજર વેરાન ચેરો મ્લાન છે.

જાણવા ચાહું છું શું ચાહું છું હું;
કૈં ખબર પડતી નથી ક્યાં ધ્યાન છે.

હાથ ખાલી ક્યાં હું લંબાવું જઈ?
ભીડ છે સ્વમાનનું પણ ભાન છે.

જ્ઞાન ને ભક્તિ નથી હે મન! જુદાં;
જ્ઞાન ભક્તિ છે, ને ભક્તિ જ્ઞાન છે.

મોક્ષ સાધન શોધવા નવ દૂર જા;
જિંદગી ખુદ સ્વર્ગનું સોપાન છે.

ભાવના ન ત્યાગ "ઘાયલ" ત્યાગની;
પ્રેમનું ભૂષણ ખરૂં બલિદાન છે.

અમૃત ઘાયલ

## દિલ

મનને મનમાં કેમ મુંઝાયે છે દિલ?
એકાં એકાં શું લ્હને થાયે છે દિલ!

રૂપ પર કોઇના કાં જાયે છે દિલ?
રૂપથી કૈં થોડું પરખાયે છે દિલ!

છે ઘડી તડકો ઘડીમાં છાંયડો;
રંગ ઘડીયે ઘડીયે પલટાયે છે દિલ!

હું નઝર નાખું છું જ્યાં ત્યાં વિશ્વમાં,
કાં મ્હને સાક્ષાત દેખાયે છે દિલ!

ખૂનથી ખેલાય છે હોળી હવે—
ના થવાનું પણ અહિં થાયે છે દિલ!

કેટલી કોમળ છે એની કાય પણ!
પુષ્પ સમ ખીલે છે કરમાયે છે દિલ!

નોબતો ગગડી રહી છે નાશની;
મોત કેરા વાયરા વાયે છે દિલ!

જાળવી આગળ કદમ ઉપાડજે!
માર્ગમાં કોઇનું અટવાયે છે દિલ.

કોણ જાણે કાલ કેવી વીતશે?
જે ઘડી જાયે છે ઠીક જાયે છે દિલ!

દિલ હશે તો ખુદ-બખુદ દિલ આવશે,
દિલ વિનાના ક્યાંયે ખેંચાયે છે દિલ.

થાય છે મરજીથી ત્હારી જ્યાં બધું,
મુજ શિરે કાં આળ ચોપાયે છે દિલ!

જાયે છે જનાર તો "અશરફ" પણ,
યાદ એક તેનું રહી જાયે છે દિલ.

અશરફ

જી. એચ. એમ.

# માંડવીમાં જાગેલું દીન

"૫ જાન્યુઆરી ૧૮૧૦ના રોજ દીન અથવા ધર્મયુદ્ધ કરી મુસલમાનોએ મીર અબ્દુર્રહમાન અથવા મીર સાહેબની સરદારી નીચે બળવો કર્યો હતો. ઐધાન ગામમાં મીર અબ્દુર્રહમાને ધણા ગામના કાળિકા માતાના દેવળમાંથી દાટેલા નાણાં કાઢી લાવી એક મોટી મસ્જિદ બાંધવી શરૂ કરી. તેજ સમયે ઐધાનમાં રાજા તરફથી એક ઓવારો બંધાતો હતો. આ બન્ને કામમાં કેળવેલા ચુનાની તાણ પડી. એક તરફ રાજ્યનો હુકમ થયો. બીજી બાજુ ધર્મના નામે મીર અબદુલે ચુનાની માગણી કરી. રાજ્યના નોકરોએ સત્તા વાપરી અને મારામારી કરી, તેથી મીર અબદુલે મુસલમાનોને ભેગા કરી જાહેર કર્યું કે મસ્જિદના કામમાં રાજ્ય દખલ કરે છે તેથી આપણા ધર્મનું અપમાન થયુ છે, માટે રાજ્યના નોકરોને મારો અને દીન જગાવો. આથી વ્હોરાઓએ ઉશ્કેરાઇ લોકોને વટાળ્યા, અને તેઓ માંડવી પર હલ્લો કરવા નિકળી પડયા રાજાને આ બાબત ખબર પડતાં પોતાના પ્રધાન સુખાનંદને બોલાવી વ્હોરાઓને સમજાવી પાછા કાઢવાની તેઓ વાતચીત કરતા હતા ત્યાં તો હાશમ માંજરા અને અસ્માલજી બાંગાની સરદારી નીચે સાત હજાર વ્હોરાઓ માંડવીમાં દાખલ થઇ ગયા. સુખાનંદ વ્હોરાઓને સમજાવવા સામા ગયા ત્યાં બાઇનો હસન નામના પળાના વ્હોરાએ એમને દગાથી મારી નાખ્યા. આથી પ્રધાન સાથે આવેલા સિપાઇઓ નાસી ગયા, અને રાજાને હકીકતની ખબર આપી. વ્હોરાઓ મોટા પ્રમાણમાં હોવાથી બંડખોરો કિલ્લામાં એકદમ ધસી આવ્યા તેથી રાજા તથા વિધાનંદ (સુખાનંદનો પુત્ર) પોતાના કુટુંબ સહિત થોડા રક્ષકો સાથે હોડીમાં બેસી રતનિયે ગયા. બીજે દિવસે વ્હોરાઓ રતનિયે ગયા, અને ત્યાં રાજાને નજરકેદ કર્યો વિધાનંદ તથા મલેક અશરફ છટકી જઇ સુરત મદદ મેળવવા ગયા. તે દરમિયાન વ્હોરાઓ રાજાને માંડવી કે કે ઐધાન લઇ ગયા. (ભાગી ગયા એમ પણ કહે છે) ત્યાર બાદ માંડવીમાં લૂંટ ચલાવી, અનેક દુરાચાર કરી, સુરત શહેર સર કરવાનો વ્હોરાઓએ મનસૂબો કર્યો. સુરતના નવાબને તથા કાઝીને આ બાબત ખબર આપી સાથ આપવા કહ્યું, અને કલેકટર મી. ક્રોનને પણ ધમકી આપી કે સર્વેએ ઇસ્લામ ધર્મ કબૂલ કરવો, નહિ તો સુરત શહેર છોડી જતાં રહેવું. એજ સમયે રતનિયેથી નીકળેલા રાજાના દીવાન વિધાનંદ તથા રાજ્યના વકીલ ધનજીશાહ મી. ક્રોનને મળ્યા, અને હકીકતની જાણ કરી. મી. ક્રોને સઘળી હકીકત સાંભળી. બાદ સરકારના લશ્કરની મદદ આપવા માટ બદલામાં રકમ માંગી. અને નીચે મુંજબ કરાર થયાઃ—

'સ્વસ્તિ શ્રી. સુરત મધે ઓનરેબલ કંપની બહાદુરના સરદાર નાયનકોન એસ્કવાયર. પ્રતે માંડવીના રાજા દુર્જનસિંહ તરફથી લખતંગ મહેતા નિત્યાનંદજી સુખાનંદજી તથા વિદ્યાનંદજી સુખાનંદજી તથા શિવાનંદજી આત્મારામજીના સલામ.

વિશેષ જણાવવા કે ઐધાનના રહેનાર ફકીર અબ્દુર્રહમાન મુસલમાની ધર્મના ઝનૂન પેદા કરી બળવાની ઉશ્કેરણી કરે છે. અને આજુબાજુના પ્રગણામાંથી મુસલમાન, વ્હોરા વગેરેને એકઠા કરે છે. તેણે ઇસનામનો વાવટો ચઢાવી માંડવીનો કબજો લીધો છે, તેણે અમારા અને રૈયતના ઘરો બાળી નાખ્યાં છે, અને રાજાના ખજાનામાંથી લાખો રૂપિયા

લૂંટી લીધા છે. રૈયતના ઘરેણાં તથા રોકડ મળી લાખો રૂપિયાની લૂંટ કરી છે. ટૂંકામાં અન્યાયથી મુસલમાનોએ અમારું પરગણું છીનવી લીધું છે. અમારા લશ્કરમાં તેનો ધર્મના જે લોક હતા તે લોકો આ ધર્મ ઝનૂનીઓ સાથે મળી ગયા છે, તથા રાજા પોતે પ્રતિબંધમાં છે. સદરહુ માટે અમે તમારી દોસ્તીમાં દાખલ થઈ કરાર કરી માંગીએ છીએ કે, ઑનરેબલ કંપનીના લશ્કરની એક ટૂકડી મોકલી માંડવીનો કબજો પાછો લઈ અમારું રાજ્ય સ્થાપન કરાવી આપવા મહેરબાની કરશો. એ લશ્કર મોકલવામાં જે ખર્ચ થશે તે, અમને કબજો મળ્યા પછી, અમે આપીશું. જો આ ખર્ચ આપવાનું સંતોષકારક જવાબ અમે ન આપીએ, તો અમારા રાજ્યનું વસ્ત્ર તેને માટે જવાબદાર થશે. ઉપર પ્રમાણે ખર્ચ આપીશું તથા તે સિવાય આ કામમાં આપને તસદી પડશે તેના બદલામાં, માંડવી પ્રગણાની પેદાશમાંથી તથા પારડી પ્રગણાના પાંચ ગામ પારડી, ઉદવાડા, કોલક, બાલદા અને સુકેશની પેદાશમાંથી તથા જાગીરી ગામોની પેદાશમાંથી જેટલી ઉપજ અમને મળે છે તેમાંથી દર રૂપિએ ૭ આની હિસ્સો અમે ઑનરેબલ કંપનીને કરી આપીએ છીએ. ૭ આની જતાં બાકીનો દશ

આની હિસ્સો રાજાને રહેશે. આ પ્રમાણે પડેલા ભાગો હંમેશ કાયમ રહેશે. અમે આશા રાખીએ છીએ કે, કંપની બહાદુર અમારી વઝારત પોતાના રક્ષણ હેઠળ લેશે, અને ભવિષ્યમાં રાજાને પોતાના રાજ્યમાં કાયમ રાખશે વધારે બંદોબસ્ત માટે ૨૫ સિપાઇઓની એક ટૂકડી માંડવીમાં રાખવી જોઇએ એમ અમારી માગણી છે તેનો ખર્ચ પણ અમે આપીશું. આ લખાણ અમે ,અમારી સહીઓ કરીને આપ્યું છે.

સહી રાજા દુર્જનસિંહ

મિતિ પોષ સુદ ૧૩ ગુરૂવાર સંવત ૧૮૬૬ તા. ૧૭-૧૮ જાન્યુઆરી ઇ. સ. ૧૮૧૦.

ઉપર પ્રમાણે વિધાનદે કબૂલત આપવાથી મી. ક્રોને કર્નલ કીથની સલાહ લઈ એકદમ ફકીર અબ્દુર્રેહમાનને પકડવા રાતોરાત રૈયલ ગ્રેનેડિયરની બે ટ્રકડી સાથે ધજા માર્ગે કૂચ કરી અને બૌધાન ગામને ઘેરો ઘાલીને સવારમાં વધુ પાયદળ લશ્કર આવી પહોચે ત્યાં સુધી રહેવા હુકમ કર્યો ઉપરાંત પાછળ ૫૬ મી પલટણની પાયદળ ટ્રકડીને કેપ્ટન કનીંગહામની સરદારી નીચે સામે કાંઠે ગળતેશ્વરને માર્ગે આવવાનું કહ્યું સાથે દેશી બ્રિટીશ રાજ્યતંત્રી રાજાના વકીલ ધનજીશા બહેરેમંદખાંને પણ લેવામાં આવ્યા. બીજે દિવસે સવારના તા ૧૯ મી જાન્યુઆરી ૧૮૧૦ ના રોજ અંગ્રેજી લશ્કર આવે છે એમ બ્હોરાઓને ખબર પડતાં તેઓ ઝનૂનથી લડવા સામા ગયા, અને ઉગરા કોતરડી આગળ બન્નેનો ભેટો થયો. કેપ્ટને અબ્દુરેહમાનને શરણે આવવા કહ્યું, અને તેને મળવા ધનજીશાને મોકલ્યા પરંતુ ધર્મઝનુનીઓએ ધનજીશા તથા તેમની સાથેના બ્રિજલાલ ભાટેલાને મારી નાખ્યા આથી અંગ્રેજ સરદારે ગુસ્સે થઈ તરતજ ઘોડેસ્વારોની ટૂકડી લઇ હુમલો કર્યો, અને એટલામાં પાયદળ લશ્કર પણ આવી લાગતાં વહોરાઓ જીવ લઇને નાઠા. આ લડાઇમાં પુષ્કળ બળવાખોરો માર્યા ગયા. મુખ્ય બળવાખોર અબ્દુર્રેહમાન તથા પચાસેક અનુયાયીઓ નાસીને એક લુહારની ઝુંપડીમાં સંતાએલાં હતા તેમને અંગ્રેજોએ બહાર કાઢી કતલ કર્યા. ત્યાર પછી જનરલ આમેર કરોમ્બી સાહેબ ૫૬મી રેજીમેન્ટ લઇ તા ૨૫-૧-૧૮૧૦ ના રોજ માંડવી ગયા લશ્કર આવવાની ખબર સાંભળી ભાગે. અને માંજરો માંડવી છોડી નાસી કડોર ગયા. કડોરના હાકેમે તેમને પકડી માંડવી પાછા મોકલ્યા, જ્યાં તેમને દેહાંતદંડની શિક્ષા મળી. બીજા એક બંડખોર ઇસપજી બૌધાનથી ઉંટો ઉપર પુષ્કળ ધન લાદીને તેના સાત સાથીદારો સાથે નાંદોદ પરગણાના મહેઃ વાસી ગામ બ્રાહીબામાં પોતાના મિત્ર રાયસિંગ પાસે ગયો. રાયસિંગે આ અધર્મીને પકડી માંડવી મોકલ્યો, જ્યાં તે આઠેય બંડખોરોને તોપને મોઢે બાંધી ઉડાવી દેવામાં આવ્યા. રાજા દુર્જનસિંહજીને ૨૮-૪-૧૮૧૦ના દિવસે કંપની સરકારે માંડવીની ગાદી સુપ્રત કરી બે માસમાં અંધાધુંધીના સમયમાં લોકો બહુ હેરાન થયા. અને ત્રાસથી બહારગામ જઇ વસ્યા. રાજાએ વૈરભાવથી બૌધાનની મસ્જિદ તોપોથી ઉડાવી દીધી, ત્યાર પછી લોકોમાં વિશ્વાસ આવતાં ઉજ્જડ ગામો વગેરે પાછા વસવા માંડયા.

---

૨૪૦ કુમાર શ્રી. મોતીસિંહજી મહીડા સ્મારક ગ્રંથ પાનું ૩૪૪ થી ૩૪૮.

# દાન શેનું?

યાચક! આમ દીનહીન વિવશ અને તૂચ્છતા દાખવીને શા માટે યાચના કરે છે? દાનદેનારની ઉદારતાને આટલું ભારે મહત્વ શીદને આપે છે? ત્હારી આ દશા કૃત્રીમ નથીં સ્વાભાવિક છે. તું વિવશ છે એના માટે ત્હારી કને કોઇ ઉપાય નથી. જે દાનનો તું સ્વીકાર કરે છે તે આપનારનું નથી. દાનનો આપનાર તો કેવળ એનો ટ્રસ્ટી અર્થાત અમાનતદાર છે અને ત્હારા જેવાઓની આવશ્યકતાઓ પૂર્ણ કરવાની જવાબદારી એના ખભા ઉપર છે એ ભૂલીશ મા! ત્હારે યાચના માત્ર એટલા માટેજ કરવી પડે છે કે જે થકી એની જવાબદારીનું, એના કર્તવ્યનું પાલન થાય અને એનો બોજો હળવો બને. ત્હારી યોગ્યતા કે અયોગ્યતાની કસોટી એટલા ઉપર નથી કરી શકાતી કે ત્હારો અભાવ સ્વાભાવિક છે! તુ દાન લઇને દાન કરનાર ઉપર ઉપકાર કરે છે! કેમકે તું એને કર્તવ્ય–માર્ગે પ્રેરી રહ્યો છે. એને અમાનત હડપ કરી જવાના ગુનાહમાંથી ઉગારી લે છે! એ ઉપકાર ત્હારો છે! એના સદાચારોને ઉચ્ચ કક્ષાએ પહોંચાડવામાં તું સહાયક બને છે. ત્હારામાં જે અભાવ છે, તે ત્હારા સર્જક તરફથી નિયંત થએલો છે, તેં પોતે યોજેલો નથી. જેણે ત્હને સર્જ્યો છે એણેજ એ અભાવને પણ ઉપસ્થિત કર્યો છે. એજ એનો સર્જક છે. એટલે હે યાચક! તું લજ્જાના બોજથી વળી શા માટે જાય છે? ત્હને દીનદુઃખી શાને માને છે? એમ કરીને તું દાન કરનારને અન્યાય નથી કરી રહ્યો? શું આપનારના પ્રણેતા પ્રત્યે અવિશ્વાસ નથી પ્રગટ કરતો? શું દાન કરનારને અભિમાની થવાની અને એને અધમ બનવાની તક નથી આપતો? માટે હે યાચક! આપનાર પાસે ભીક્ષા, કર્તવ્ય સમજીને યાચ! શિષ્ટાચાર પ્રમાણેની કૃતજ્ઞતા ભલે વ્યક્ત કર. કિંતુ ઉપકારના બોજથી કદી પણ વ્યાકુળ થઇશ નહિં.

# ભાવના

તું જ તારા જીવનનો સર્વશ્રેષ્ઠ માલી છે!

....કાળ તો સદા કાર્યરતોને અનેક વિજયમાળાઓ અર્પતો અને કેવળ કલ્પનાવિહારી નિષ્કર્મીઓ પ્રતિ અટ્ટહાસ્ય કરતો કરતો વિજેતાઓના યશની અમરગાથા ગાતો ગાતો ચાલ્યો જાય છે, કો' અનંત રાજમાર્ગના અંત પ્રતિ!

જેમનું જીવન બીજાને હાથે ઘડાય છે તે ક્ષણભર ભલે સુંદર લાગે, પરંતુ, અંતે તો વિકૃત થઇ, નષ્ટજ થશે.

અનુભવનાં નીર સીંચી તુંજ તારા ઉપવનને વિકસાવ....તુંજ તેનો સર્જક છે અને તુંજ વિનાશક!

"ઇન્દુ"

અનુવાદક:—ચાંદમુખ

# ઘૂંઘટમેં ગોરી જલે

ઘૂંઘટમેં ગોરી જલે……

હરિયાનાનો જાટ દિલ્લીની સડકો પર આ ગીત લલકારતો ચાલ્યો જતો હતો. તેની આંખમાં યૌવનનો તલસાટ અને ખુમાર હતો. "ઘૂંઘટમેં ગોરી જલે" આ મિસ્રો સાંભળી હું થંભી ગયો. મારા સૂતેલા દિમાગની તિમિરતામાં આ મિસ્રો વીજળીની જેમ ચમકી ઊઠયો. અને મે જોયું તો ગોરીનું જોબનવંતું રૂપ ઘૂંઘટના રેશમી આવરણમાં દિપીકાની જેમ ઝળહળી રહ્યું છે. નવજવાન જાટની ઝબાન પરનો આ મિસ્રો યૌવનના તલસાટમાં તરવરતી ખુમારીભરી આંખોને આજી રહ્યો છે "ઘૂંઘટમેં ગોરી જલે." પરતુ હવે તે સડક પર ઘણે દૂર નીકળી ગયો હતો. અચાનક નજીકમા બીજો સૂર સભળાયો. તબૂ બનાવનારા કોન્ટ્રાકટરનાં કારખાનામાંથી કામ કરીને પાછા ફરતા થોડાક પંજાબી મઝદૂરો સડક પર ગાતા ચાલ્યા જતા હતા.

"કાલી તેતરી કાલી તેતરી કમા દૂ નિકલી તે ઉડી નો બાજ પે ગયા. લાટો તે ઉડી નોં બાજ પે ગયા."

ડાંગરના ખેતરમાંથી કાળો લેંઘો પહેરી નીકળેલી. કાળો લેંઘો અને ગોરા ગોરા બાહુ. શ્યામ અને ધવલ રંગોનું મિશ્રણ, ઉપરથી તેતર અને શકરાની લડાઈ, એક ઝડપી ઉડ્ડયન, પામવાની જંગલી ઈચ્છા, એક નગ્ન અને બેકાબૂ ઊર્મિ…પરંતુ આ શકરા પણ તેતરોની તલાશમાં સડક પર ત્વરિત ગતિએ ઉડતા ચાલ્યા ગયા; અને જ્યારે મેં રાજપુર રોડનું નાકુ પસાર કર્યું ત્યારે પીઠ પર મેલાં વસ્ત્રોની ગાંસડી લઈ પસાર થતો એક ધોબી છોકરો મ્હારી સાથે અથડાઈ પડયો. તે ખાન સુનાની જેમ ગીત લલકારતો ચાલ્યો આવતો હતો. "પ્રીત કરો તુમ, પ્રીત અય સજની પ્રીત.' અને એ પછી આ ટક્કર અર્થાત પ્રેમ અને એક કલાકની ટક્કર. કલાક ટક્કર ખાઈ સડકની બીજી તરફ હડસેલાઈ ગયો. ધોબીનો છોકરો તેની કશીય દરકાર કર્યા વિના ગણગણતો ચાલ્યોજ ગયો. "પ્રીત કરો તુમ, પ્રીત અય સજની…" મને વિચાર થયો ન જાણે આ સડક પર પ્રેમની એટલી બધી વિપુલતા કેમ છે? નગ્ન, રખડેલ જેવી સડક, ન જાણે એ કયાં જાય છે અને કયાં થંભે છે. બન્ને તરફ લીમડાના વૃક્ષો ઉભાં છે જેના પાંદડાં પણ કડવા અને લીંબોળીઓ પણ. સ્ત્રી તો શું કદી ભૂલથી છોકરીઓની કોલેજની ખાલી બસ પણ અહિંથી પસાર થતી નથી જેનાથી પ્રેમ થઈ શકે. તોય જે જાય છે તે પ્રેમના રાગડા લલકારતાજ જાય છે. સડકની એક બાજુ કબ્રસ્તાન છે, પરંતુ તેને જોઈને પણ કોઈની વૈરાગ્ય વૃત્તિ જાગૃત નથી થતી. એ કબ્રસ્તાનમાં તૂટી ફૂટી કબ્રો છે, કબ્રોના સ્થળે ખાડા છે, બોરડીના ઝાડવાં છે, ચોમેર એવા છોડ છે, જે પોતાના ભૂશ ફૂલો અને કાળા કાંટાની જાળને ફેલાવી પડયા છે. ઝાડીઓના ચાકુડા છે, સર્પો છે, ગરોળી, ઉંદર અને છછુંદર છે. ટુંકમાં મરવા પછી માનવ શરીરના પાંચ મહાભૂત તત્વો જેમ વેરવિખેર થાય છે તેનું સંપૂર્ણ ચિત્ર અહિં મૌજૂદ છે. એ છતાં સડકના ગાડીઓ તે ઘડિયાળની મુનાદી નથી સાંભળતા અને પોતાની ધુનમાં ગાતા ચાલ્યાજ જાય છે. "પ્રીત કરો તુમ પ્રીત અય સજની ……."

પંજાબી જાટે પોતાની પત્નીના કાળા લેંઘા તરફ જોયું અને હરિયાનાના ગામડિયાએ ગોરીના ઘૂંઘટ તરફ અને બન્નેને તુર્તજ પ્રેમ થઈ ગયો. આ તે કેવી વાત છે?

હિંદને પ્રેગનો વ્યાધિ લાગુ પડયો હોય એમ લાગે છે. આ સડકની નસો હિંદના ખૂણે ખૂણામાં પ્રસરેલી છે. એટલેજ તો પાછલી બે વસ્તીગણત્રીમાં આબાદી દસ કરોડ વધી ગઇ છે. જો કે તેની લંબાઇ પહોળાઇ તેટલીજ છે, હુકુમત પણ તેજ છે, ક્ષેત્રફળ તેજ છે, ધરતી તેજ છે અને આકાશ પણ તેજ છે. પરંતુ વસ્તી દસ કરોડ વધી ગઇ છે. અને હજી પણ રેડિયો બરાબર પ્રત્યેક ઘરમાં હર પળે આ સૂર ફુંકતો રહે છેઃ "પ્રીત કરો તુમ પ્રીત, અય સજની..." ઘાંચીના છોકરાથી લઈ રેડિયો લગી હિન્દની પ્રત્યેક વસ્તુ પછી તે નિર્જીવ હો યા સજીવ, ઈન્સાન હો યા જાનવર, પ્રેમની અમર્યાદ જાળ સાથે સંકલિત છે. જેમ જેમ એનું ઝનૂન વધતું જાય છે તેમ તેમ હિન્દની વસ્તી પણ વધતીજ જાય છે; અને અંતે તે દિવસ પણ આવી લાગશે જ્યારે આ સ્વર્ગ-ભૂમિમાં પ્રેમ સિવાય બીજું કશું પ્રાપ્ત થશે નહિ, ન રોટી, ન પાણી, ન વસ્ત્રો, ન ઘર, બસ ચોમેર પ્રેમજ પ્રેમ હશે, બસ છૂટતા રહો અને પ્રેમ કરતા રહો.

પ્રકટ રીતે આપણા દેશને પ્રેમ સંબંધી કોઇ મહત્વનું સ્થાન પ્રાપ્ત નથી. અને બહુધા ચોરી યા ખૂન જેવાં હલકટ કામોમાં તેની ગણના થાય છે અને શિક્ષાને પાત્ર, પરંતુ એ જાહેરી વાતો છે, વાસ્તવિક રીતે જોતાં હિન્દમાં પ્રેમ વિના ગુઝારોજ થઇ શકે એમ નથી. ઘરોમાં, મહોલ્લાઓમાં, બાઝારોમાં, કલબોમાં, બધે પ્રેમનીજ ચર્ચા છે. મુશાયરાઓમાં દસ વરસના વયના છોકરાથી લઈ સિત્તેર એંશી વરસના બુઢ્ઢા શામિલ થાય છે. અને પ્રત્યેક શે'રનો પ્રત્યેક શબ્દ પ્રેમના કોઈ ન કોઇ અંગને અવશ્ય સ્પર્શે છે. જવાનોમાં તો જાણે સમજ્યા કે પ્રેમ એક સ્વપ્ન વહેનારી ઊર્મિ છે. "અય ઇશ્ક કહીં લે ચલ..." ચાંદની ચોક લઇ જા યા ચાવડી લઇ જા. ગંદી ગટરમાં લઇ જા યા ગ્વાલમંડી, ક્યાંય ખુદાના માટે ક્યાંય લઈ જા પ્રકારનો પ્રેમ જે બહુધા પ્રેમીને પ્રિયતમ દેખાડવાના બદલે કારાગૃહના દર્શન કરાવે છે પરંતુ ખૈર એનો જવાનીની શાયરી છે, યૌવનનો ખુમાર, પરંતુ આ દેશના ડોસાઓ પણ એવાજ રંગીલા છે. તેજ દદ અને વ્યથા, તેજ વિરહ અને વિયોગ, રૂદન નિસાસા, આંખોમાં તેજ નથી, દાંતો પડી ગયા છે, શરીર કંપે છે, ઝબાન થોથરાય છે, ન આગ છે ન આંચ, તોય પોતાની શાયરીમાં પ્રેમના થીંગડાં અવશ્ય લગાડતાજ રહે છે. કેમકે પ્રેમ દરહાલમાં પ્રેમ છે, ચાહે સ્વયંસ્ફુરિત હો યા પ્રેરિત. એ પ્રેમ માટે શું શું કરવામાં નથી આવતું ? સફેદ વાળોમાં ખિઝાબ, દાઢીમાં મેંદી, હાથમાં 'દાગ'નું દીવાન, ટુંકમાં પ્રેમની સઘળીજ આવશ્યક સામગ્રીઓ એકત્રિત થતીજ રહે છે.

જે લોકો એમ કહે છે કે હિન્દ સમક્ષ સૌથી મોટો પ્રશ્ન તેની આઝાદીનો છે, તેની ગરીબી અને કંગાલિયતનો છે, તેના મઝદૂરો અને કિસાનોનો છે, તેના હિન્દુઓ અને મુસલમાનોનો છે, તે લોકો ખરેખર જખ મારે છે, અમને ન તો હિન્દુસ્તાન જોઇએ છે, ન પાકિસ્તાન. અમને માત્ર પ્રેમ જોઇએ. પ્રાતઃકાળે પ્રેમ, સંધ્યા ટાણે પ્રેમ, આ જીવનનું નામ છે પ્રેમ. ઘરો, કલબો, બાઝારો અને સડકોનું વર્ણન તો કરી ચુકયો, પણ સવારે ઉઠતાંની સાથેજ જ્યારે હું છાપો ઉઘાડું છું તો તેમાં સૌથી વિશેષ જાહેર ખબરો લગ્ન સંબંધીજ હોય છે. જોઇએ છે વર, જોઇએ છે કન્યા...પછી પ્રેમશાસ્ત્રો અને કોકશાસ્ત્રો, અને પછી એકાંતમાં જોવા લાયક ચિત્રો, પ્રેમ સિદ્ધિના અમલ યા મંતરજંતર અને પ્રેમ વિષયક ફિલ્મોની જાહેર ખબરો, સ્ટેશને જાઓ ત્યાં પણ એવીજ જાહેર ખબરો, તેજ પ્રેમશાસ્ત્ર અને તેજ પ્રિયતમ, બે મિનિટમાં હાજર. હદ તો ત્યાં થાય છે કે જે ગામડું જ્યાં થાણુ નથી, શાળા નથી, આરોગ્ય સુધારણા નથી, ત્યાં પણ એજ તાબે કરવાનો અમલ મોજૂદ છે. વશીકરણ મંત્ર, પીરજીની કરામત, પ્રિયતમ જાતેજ તમારા કદમોમાં આવી પડશે શું તમારી પત્ની પ્રસન્ન નથી? જાણે કે આ દેશના ખેડૂતોને ન ટ્રેકટરોની જરૂરત છે ન ખાતરની, ન જમીનને ફળદ્રુપ બનાવવાની પડી છે ન પાક વધારનારી નવીનવી રીતોની અગર જરૂરત છે તો માત્ર પ્રેમની.

પ્રેમનો પહેલો સિદ્ધાંત એ છે કે કોઈ પણ વસ્તુ સાથે પ્રેમ કરી શકાય છે, પત્નીઓને પોતાના પતિ, પિયર અને સંતાનો પ્રત્યે તો પ્રેમ હોયજ છે તો પણ તેમને પોતાના આંગણામાં લટકાવેલી જરી પુરાણી દોરડી અને નહાવાની ઓરડીમાં પડેલા લોટાથી પણ હદ વગરનો પ્રેમ હોય છે અને તે કોઈ સ્થિતિમાં પણ તેને ઘરની બહાર ફેંકી દેવા તૈયાર નથી. પતિઓને જેટલો પ્રેમ પોતાની પત્નીઓથી હોય છે તેટલોજ બલ્કે તેથીય વધુ પ્રેમ પોતાની ઓફીસની તૂટેલી મેજ અને પોતાના ઉપરીના ગંજા માથા પ્રત્યે હોય છે તેના પ્રેમ માટે તેઓ શું શું નથી કરતા? શું શું નથી વેઠતા? મેણાંટોણાં, ગાળાગાળી, ટુંકમાં એ લોકો નોકરીને નોકરી નથી સમજતા પણ એક ફરજિયાત પ્રેમ જેમાં પ્રિયતમની સહજ કૃપા માટે જીવ સુદ્ધાં અર્પી દેવાને યોગ્ય લેખે છે. હિન્દીઓના દિલોમાં આ પ્રેમની આગ સૌથી પહેલાં અંગ્રેજોએ ફુંકી. મદ્રાસી અને બંગાળી કલાર્કોએ તેમાં તેલ રેડયું અને હવે હિન્દ આ નોકરીના પ્રેમમાં ગિરફતાર છે.

પરન્તુ હિન્દમાં પ્રેમ કોઈ વસ્તુ નથી. ઇતિહાસ દર્શાવે છે કે ભૂતકાળમાં પણ હિન્દીઓએ પ્રેમ કરવા સિવાય અન્ય કોઈ મહત્વનું કાર્ય કર્યું નથી. કમથી કમ અને ઇતિહાસ શીખવનાર શિક્ષકોએ એજ શીખવ્યું છે, અને ઇતિહાસ લખનારાઓએ પણ એજ પ્રમાણે લખ્યું ફલાણો રાજા ફલાણી રાણી પર મોહિત થયો. અને હજારો લોકો યુદ્ધમાં માર્યા ગયા, ફલાણો શાહજાદો ફલાણી શાહજાદીના પ્રેમમાં પડયો અને દેશના અર્ધા ભાગમાં લુંટફાટ શરૂ થઈ ગઈ. ફલાણા રાજાના મહેલમાં આટલી રાણીઓ હતી અને ફલાણા બાદશાહના હરમમાં આટલી બેગમો. મહાભારતથી લઇને મુહમ્મદશાહ રંગીલા સુધીનો હિન્દનો ઇતિહાસ એ વાતનો સાક્ષી છે કે શી રીતે પ્રેમે ગર્દનોના ખુનની હોળી ખેલી અને ખુનામરકીનું બાઝાર ગરમ કર્યું. આપણા ઇતિહાસકારો હમેશા એ વાતને સુંઘતા ફરે છે કે ફલાણા બાદશાહ યા ફલાણા વઝીરની ચાલચલગત સારી હતી યા નરસી, એજ વિષય પર ગ્રંથોના ગ્રંથો લખવામાં આવતા અને મ-

રનવી કેહવામાં આવતી હતી. પણ એનો કોઈ નિર્દેશ નથી કરતું કે તે બાદશાહના શાસનકાળમાં પ્રજાની શી સ્થિતિ હતી? કરવેરાનો બોજ કેટલો હતો? સડકોની શી હાલત હતી? અદલ ઈન્સાફની શી વ્યવસ્થા હતી? અલબત્ત એક પ્રાર્થનાલયની ઈંટ શુભનિષ્ઠાથી યા અશુભ નિષ્ઠાથી બીજા પ્રાર્થનાલયમાં ગોઠવવામાં આવતી. પછી પૂછવાનુંજ શું છે? ઇતિહાસના પૃષ્ઠોના પૃષ્ઠો ચીતરવામાં આવતા. જાણે કે હિન્દને જેટલો પ્રેમ તૂટેલી ઈંટો પ્રત્યે છે તેટલો જીવંત ઇન્સાનો પ્રત્યે નથી. આપણને વૃક્ષો પ્રત્યે પ્રેમ છે. પ્રત્યેક ગામડામાં એક ન એક વૃક્ષ અવશ્ય એવું હોય છે જેને પૂજવામાં આવે છે, અને એ વૃક્ષના થડ અને ડાળીઓ પર એટલું બધું કાપડ ચઢાવવામાં આવે છે કે ગામના ચૂકતે માણસોના શરીર ઢાંકી શકાય. જરા ગ્રામવાસીઓનો આત્મભોગ તો જુઓ કે બહુધા સ્વયં તો નગ્ન રહે છે અને પોતાના પ્રિયતમને વસ્ત્રો ઓઢાડે છે. જાણે કેમ એ વૃક્ષને ટાઢ વાતી ન હોય! એમ તો પાગલપણાનું આ અંતિમ ઉદાહરણ છે જે આપ બીજા દેશોમાં મુસ્કિલથી જોઇ શકશો.

એકવાર હું એક વિચિત્ર બાઝારમાંથી પસાર થયો. મોટાં મોટાં મકાનોમાં વીજળીના લાલ, પીળા, લીલા રંગબેરંગી ગોળા ઝળહળતા હતા. એ રંગીન પ્રકાશમાં સ્ત્રીઓ સુન્દર વસ્ત્રો પહેરી, મોંઢે લાલ પાઉડર ચોપડી ચુપચુપ બેઠી હતી. અમારી સાથે પ્રેમ કરો, બબ્બે રૂપીઆ, અમારી સાથે પ્રેમ કરો બબ્બે રૂપીઆ, આ પ્રકારનો પ્રેમ ઉત્પન્ન થાય છે બદલે શરીર પર જલન થાય છે, જાહેરી, હાર્દિક અને શારીરિક, સાચો અને બનાવટી, પ્રત્યેક રીતે આ પ્રેમ સંપૂર્ણ સાચો અને સાત્વિક છે. કેટલેક સ્થળે મોટા અક્ષરોએ લખેલું વાંચવામાં આવ્યું મિસ બખ્તાવરજહાં. રેડિયો આર્ટિસ્ટ, અર્થાત એક તો કડવી કારેલી અને ઉપરથી લીમડે ચઢેલી, "મિસ લક્ષ્મીબાઇ આગ્રાવાળી" આગ્રા શા માટે? કદાચ એટલા માટે કે આગ્રાને પ્રેમ સાથે એક-ખાસ સંબંધ છે, આગ્રામાં તાજમહેલનો રોઝો છે. પ્રેમ અને મહબ્બતની અમર યાદગાર. મેં પણ એક ચાંદની રાત્રે આરસની આ આરામગાહને જોઈ હતી. એની ચાંદ જેવી ધવલ ઉદાસીનતાને હૃદયમાં સ્થાન આપ્યું હતું. અને પછી અચાનક મ્હારા દિલ પર કોઈ હથોડાના ઘા કરી કહેવા લાગ્યું: નાસી જા, આ આરસ-જાદૂથી દૂર નાસી જા. એ હસીન મૃત્યુને તારી તમન્નાની પૂર્ણાહુતિની મઝાર બનાવીશ નહિ. તું એક એવા શાહજહાનને ગોતી કાઢ જે આ ધવલ ઉદાસીનતાના બદલે રોષ અને ક્રોધની જ્વાળાનું ચણતર કરે, મહબ્બતની યાદગારના બદલે નફરતનો એક એવો રોઝો બંધાવે કે તેની દીવારો સાથે ઘસાઇને વેહતી જમનાના આંસૂ પણ વૈરના અંગારા બની જાય.

પરંતુ આ ધરતી પર કદાચ એ સંભવિતજ નથી. તે ધરતી પર જ્યાં લોકો પોતાની વ્હાલી પત્નીઓ સાથે એવીજ રીતે પ્રેમ કરે છે જેવી રીતે પોતાના તૂટેલા દાંતોથી. આ દેશમાં અગર તાજમહાલનો રોઝો છે તો તેમ કબરો પણ છે જ્યાં મુહમ્મદ તુગલકે પોતાના

નૂરેલા બ્હાલા દાંતને દફન કર્યો હતો. બે કે પ્રિયતમ અલગ અલગ છે પણ મહબ્બતની પ્રભા તેજ છે, આવેશ તેજ છે, જનૂન તેજ છે. હિન્દવાસીઓને ન કેવળ જીવો પ્રત્યે પ્રેમ હોય છે બલ્કે દાંતોથી, પત્થરોથી, મર્યોથી, વાનરોથી, હદાકદા, સાધુઓથી, ફિલ્મ એક્ટ્રેસોથી પણ એવોજ તીવ્ર પ્રેમ હોય છે. મારી માન્યતા પ્રમાણે ગત થોડાક વર્ષોમાં ફિલ્મ એક્ટ્રેસો સાથે પ્રેમ કરવામાં હિન્દીઓએ જે સમય અને રૂપીયા ખર્ચ્યા તેનાથી રાજપૂતાનાને તૃપ્ત કરવા માટે એક નહેર ખોદાવી શકાય છે, ચીમાનો માટે ચાર નવા સ્ટવાફન તૈયાર થઇ થઇ શકે છે, ક્ષય રોગ નિવારણ માટે મોટી હોસ્પિટલો ઉઘાડી શકાય છે પરંતુ પ્રેમ આપણને એ વાતોનો સમય ક્યાં આપે છે! એ પ્રેમ આપણને અસ્મિતાના પાઠ નથી શીખવતો બલ્કે ગુલામી, ઉદાસીનતા અને મૃત્યુની તરફ ધસડી જાય છે. એ પ્રેમનો ઇલાજ થવો જોઇએ. ચાહે એનો ઇલાજ જેલખાનાથી કરવામાં આવે, યા વીજળી, વરાળ કે પાણીથી. મને એનાથી મતલબ નથી, પરંતુ ઇલાજ અવસ્ય થવો જોઇએ તે સાચો હોય યા બનાવટી, નવો હોય યા પુરાતન,-એનો ઇલાજ થવો જોઇએ નહિંતર રોગીને બચવાની કોઇ આશા નથી.

° ° °

ઘૂંઘટમેં ગોરી જલે......!

પરંતુ શું એ નથી બની શકતુ કે ગોરી ઘૂંઘટને સળગાવી નાંખે. એ જ્વાળા સળગતા ફાનસની દીવારો ફલાંગી હિન્દના આ ખૂણાથી લઇ તે ખૂણા લગી આગ લગાડી દે. મહબ્બતની આગમાં નફરતની આગ*

---

*ઉર્દૂના સુપ્રસિધ્ધ વાર્તાકાર કિશનચંદ્ર એમ. એ.ની વાર્તાનો અનુવાદ.

કિશનચંદ એમ. એ.

# મુબી

મુબી ઓહીઓનો વતની હતો. લશ્કરમાં ભરતી થવા અગાઉ તે ન્યુયોર્કમાં વકીલાત કરતો હતો. તેના વાળ અને ગાલ સુવર્ણ જેવાં ચળકતાં હતાં. સપ્ટેમ્બરમાં સફરજનની છાલ ચમકે છે તેવાં! છએક ફીટની ઉંચાઇનો તે યુવાન હતો. સંકોચ વિનાનું નિર્દોષ હાસ્ય તેના રક્તવર્ણા મુખ પર ફરકયા કરતું, નાક પર કાળો તલ હતો જેના લીધે તેનું વદન વધુ કાન્તીવાન લાગતુ. કોઇ બાળક લખતાં લખતાં જેમ નાક પર હોલ્ડર વડે શાહીનો ડાઘ પાડે તેમ તેનો પેલો કાળો તલ લાગતો. એટલા માટેજ પરવીઝ એને "ડર્ટી મુબી" કહેતો.

પરવીઝ અને શ્યામ સાથે મુબીની મુલાકાત સ્ટુડીઓમાંજ થઇ હતી. મુબી પૂર્વ મોરચેથી થોડાક મહિનાને માટે ત્યાં આવ્યો હતો. શરૂ શરૂમાં તે એકલો અટુલો ઘુમતો. છાવણીનું જીવન તેને કંટાળાજનક લાગતું ત્યાં બતાવાતી ફિલ્મોથી તેને ચીઢ હતી. તેનુ મન બબડતું કે આ લોકો સિપાઇઓને-સૈનિકોને શું એટલા અપરસમાં રાચનારા સમજે છે કે જેઓ માત્ર સ્ત્રીના અંગોપાંગની નગ્નતા અને ઢંગધડા વિનાના નાચ સિવાય બીજું કશુંજ ઇચ્છતા નથી? કંટાળીને તે સાયકલ લઈ ઘુમવા નીકળી પડતો અને અઠ્વાડિયાં સુધી તે છબીઘરોની પાસે પણ ન ફરકતો...ફિલ્મો પ્રત્યે તેને તિરસ્કાર હતો એમ છેકજ નહોતું કિંતુ એ હૉલીવુડના તે લાક્ષણિક ચિત્રો જોવા ચાહતો જેમાં સમાજ ઉપર ટીકા વા કટાક્ષો કરવામાં આવ્યાં હોય અને એવાં ચિત્રો અહિં ભાગ્યેજ જોવામાં આવતાં. અહિં તો વારંવાર પેલાં અંગોપાંગોની નગ્નતા, ઉઘાડી બત્રીસી, યૌવનનું નિર્લજ્જ પ્રદર્શન અને રંભા નૃત્યજ દેખાતાં. હે ઈશ્વર! આ નૃત્યમાંથી કયારે છુટકારો મળશે?

ઘણીવાર તે સાયકલ પર ચક્કર લગાવતો નજરે પડતો. કેટલીયવાર તે સ્ટુડીઓ આગળથી પસાર થઇ ચૂકયો હતો પરંતુ સ્ટુડીઓમાં જવાની ઇચ્છા હોવા છતાં એણે વારંવાર એ ઇચ્છાને પોતાના દિલમાં દબાવી રાખી હતી પરંતુ એ ઇચ્છા વધુ ને વધુ પ્રબળ બનતી હતી. કબર જેટલી ઉંડી હોય છે, ઇચ્છા પણ એટલીજ વ્યાકુળ થાય છે. કબરમાં મુડદાંઓની શી દશા થતી હશે! એ તો કોણ જાણે પણ ક્રીસમસના દિવસોમાં મુબીની હાલત જરૂર મુડદાંઓ કરતાં બદતર હતી. તે ભારે વ્યાકુળ અને બાવરો લાગતો. એએક વાર તે સ્ટુડીઓ સામેથી (એના દ્વાર પર નજર કરીનેજ) પસાર થઈ ગયો પરંતુ ત્રીજીવાર ચક્કર લગાવીને તે પાછો વળ્યો ત્યારે એને વિચાર આવ્યો કે શું વાંધો છે? ભય શાનો? હિંદુસ્તાની વિશ્વાસ કરવા લાયક પ્રજા ભલે ન હોય, અભણ, વહેમીલા, કાળા આળસુ લઘુગ્રંથીના ભલે શિકાર થઇ પડ્યા હોય, છતાંય એ લોકો ચિત્રો તૈયાર કરે છે. ટેકનીકની દ્રષ્ટિએ એ ચિત્રો ખામીપૂર્ણ પણ હોય પરંતુ જ્યાં લગી એમાંથી અઢળક ધન પેદા કરવાનો અને થોકબંધ ચિત્રો તૈયાર કરવાનો સવાલ છે ત્યાં લગી આજે હોલીવુડ પછી હિંદી ચિત્રોની કમાણીનો નંબર બીજો આવે છે. આખર આમ શા માટે? પાછો તે વિચાર ઝોલે ચઢયો. ના એમનાથી મળવું ઠીક નથી. એણે સાંભળ્યું હતું કે હિંદીઓ ઘણા અપ્રમાણિક કૃતઘ્ન અને બીનભરોસાદાર હોય છે. તેઓ કંગાળ પણ કેટલા છે? અમારા દેશની ભિક્ષા-

ડીઓ પણ અહિંની સ્ત્રીઓ કરતાં વધુ રૂપવાન અને ચપળ લાગે છે...બીજું ગમે તે હોય સામ્યતાની ફિલોસોફી ભલે સાચી હોય પરંતુ આ કાળા રંગમાંજ ઘૃણા પેદા કરવાની શક્તિ મૌજૂદ છે. એટલામાં સદસા મુખીને ફીમેનો પત્ર યાદ આવ્યો. મુખી અને ફીમો બન્ને મળીને એક એવો હાથ બનાવવાની કોશિશ કરતા હતા જેને પ્રોજેક્ટર પર ચઢાવી દેવાથી શ્યામ અને શ્વેત ફિલ્મો સ્વયં-આપ મેળે કુદરતી રંગોમાં દેખાવા લાગે. ફીમેના ચતુર યહુદી માનસે એ મુશ્કેલીનો તોડ કાઢવામાં સફળતા મેળવી હતી અને મુખીના પ્રોત્સાહનથી હવે તે એ શોધને પેટન્ટ કરાવી રહ્યો હતો. ફીમેએ લખ્યું હતું કે મુખી હિંદુસ્તાની સ્ટુડીઓ અને થીએટરોના માલિકો સાથે એ બનાવટને ખપાવવા-વેચવા માટે વાતચીત કરે તો શું ખોટું છે? શા માટે હિંદમાંથી એની સારી નકમ ન ઉપજાવવી? જો મુખી હિંદના ભંગી ભડીયારા વેઇટરો સાથે વાત કરી શકતો હતો તો તે બીજા હિંદુસ્તાનીઓ સાથે શા માટે નહિં કે જેઓ ચિત્રો તૈયાર કરતા હતા? તેણે ઝડપથી સાયકલ પાછી ફેરવી અને સ્ટુડીઓના દ્વાર પર આવીને થોભ્યો. ના એને થોભવું પડયું કારણ કે પડછંદ દેહનો દ્વારપાળ પઠાણ માર્ગ રોકીને ઉભો હતો. દ્વારપાળે સ્ટુડીઓમાં પ્રવેશવાનો કાર્ડ બતાવ્યા વિના અંદર પ્રવેશવા દેવાનો સાફ નન્નો સંભળાવી દીધો હતો. અને પ્રવેશવાનો કાર્ડ મુખી પાસે હોય પણ ક્યાંથી? ઓહ! હિંદી દરવાનની આટલી બધી હિંમત? મુખીએ સાયકલ સહિત આગળ ધપતાં રૂઆબથી કહ્યું "હટ જાવ! અમ સ્ટુડીઓ દેખના મંગટા" અવાજમાં ગર્વ અને ઘમંડ બન્ને હતાં તોય ચોકીદાર પર એની કશીજ અસર થવા ન પામી. વાત વધી ગઈ જતા આવતા માણસોનું ટોળું વળ્યું. પરવીઝે એક અમેરીકન સૈનિકને લોકોના ટોળામાં ઘેરાએલો જોયો. તે વેળા તે ઉભો ઉભો સીગારેટના દમ લગાવી રહ્યો હતો. હળવે હળવે તે સ્ટુડીઓના દ્વાર લગી ગયો એ જોવા કે તમાશો શું છે? લોક કેમ ટોળે વળ્યું છે?

"શું થયું લાલા?" તેણે ચોકીદારને સીધો પ્રશ્ન કર્યો. ચોકીદાર જેનું મુખ એ વખતે કંદહારના સફરજનની જેમ રાતું ચોળ દેખાતું હતું મોટે સાદે બોલ્યો, સાબ અંદર આટા હય, અમ બોલા તુમારા કાગઝ ફીધર એય, સાહબ કે પાસ કાગઝ નહિં અય, તો અમ કયસે જાને દેગા?'

"ચોકીદાર તદ્દન જંગલી છે." મુખીએ પરવીઝને કહ્યું. પરવીઝે જવાબ વાળ્યો. "એ કોઇ ગુલામ દેશનો વતની થોડો છે? એ તો છે સ્વતંત્ર અને આઝાદ દેશનો વતની. ગુલામીનું શિક્ષણ હજી એને મળ્યું નથી." પરવીઝે પઠાણને અંદર પ્રવેશવાની રજા આપતો પત્ર લખી આપ્યો, અને મુખીને અંદર આવવાનું કહ્યું પઠાણ પત્ર લઇ બબડયો "દેખો, અમ કંદહારી પઠાન હેય, અમ કીસીસે નહિં ડરતા, અમ કાબુલસે આયા, દેખો અમ અપને મુલ્કને સાબ લોકકું તો કયા સાબ લોકકી રેલગાડીકુ બી ઘુસને નહિં દેતા એ, દેખો રેલગાડી આયેગા તો સાબ લોકબી આવગા...તુમ હિંદુસ્તાની બડા બેવકૂફ એએ."

"શું બકી રહ્યો છે આ ચંડાળ?" મુખીએ પૂછયું.

પરવીઝે સમજાવ્યું તો તે હસવા લાગ્યો અને બોલ્યો "સારૂં થયું મેં મારો હાથ રોકી લીધો નહિંતર હું તેને એક લપ્પડ ચોઢી કાઢત. જો કે મને શીખવવામાં આવ્યું છે કે ગમે તે હાલતમાં કોઇ હિંદુસ્તાનીને લપ્પડ મારવી નહિ."

"ઘણું સારૂં થયું કે તમે એ નાદાની ન કરી! આ ચોકીદાર હિંદુસ્તાની નથી. અફગાની લાલા છે" પરવીઝે કહ્યું.

"અફગાન!" મુમીએ નિર્દોષતાથી પૂછ્યું "શો તફાવત છે એ બન્નેમાં? અફગાની અને હિંદુસ્તાનીમાં?"

પરવીઝે કહેવા માંડ્યું "જો હિંદુસ્તાની હોત તો તમારો ખાઇને પણ આખો દિવસ તમારા જોડાની સંભાળ રાખત, અને સાંજે તમને સલામ ભરીને તમારી પાસે બક્ષીસની યાચના કરત કિંતુ આ પહેરેગીર તો અફગાની છે. એક હિંદુસ્તાની અને અફગાનીમાં તફાવત એટલોજ છે કે અફગાની પાસે છરો હોય છે, અને હિંદુસ્તાની પાસે સલામ."

મુમી ખુબ હસીને બોલ્યો-હું તમારી સાથે રાજકારણ ચર્ચવા નથી માંગતો પરંતુ એ તો કહો કે તમે તમારા સ્ટુડીઓના રક્ષણ માટે એક અફગાનીને શા માટે રાખ્યા છો?

"અમારા દેશનો નિયમ એજ છે કે અમે અમારા દેશના બચાવ માટે ગોરાઓને રાખીએ છીએ અને સ્ટુડીઓના રક્ષણ માટે અફગાનીઓને."

"તો શું તમે પોતે તમારા સ્ટુડીઓનું રક્ષણ નથી કરી શકતા?"

પરવીઝે કડવાશપૂર્ણ શબ્દોમાં કહ્યું-જો એમ કરી શકતા હોત તો તમને સાગર પારથી અહિયાં આવવાનું આમંત્રણ શા માટે આપત!

મુમીએ દિલગીરી દર્શાવતાં કહ્યું-હુ અમેરીકન સૈનિક છું મારું નામ મુમી છે. હું તમારો સ્ટુડીઓ જોવા માંગું છું.

પરવીઝે ગર્વ સહિત કહ્યું-તબીઅત કેમ છે? મારું નામ પરવીઝ છે..સ્ટુડીઓ! પરંતુ આજે તો હોલીડે છે. સ્ટુડીઓનો માલિક પણ અહિંયા નથી અને વળી...આજે તો ક્રિસમસ છે. તમે સ્ટુડીઓ કેમ જોવા માંગો છો! આજે તો તમારે કોઈ નૃત્ય-ગૃહની નાજુક કમર...

મુમીએ ગંભીરપણે કહ્યું-મને નૃત્ય પસંદ નથી. પરવીઝે અચંબો પામતા કહેવા માંડ્યું "ત્યારે તમને મારા મિત્રોનો પરિચય કરાવું."

અગાશીમાં ઘણા માણસો નેતરની ખુરશીઓ પર બેસી બ્રીજ રમી રહ્યા હતા. પરવીઝે પરિચય આપતાં-ઓળખ કરાવતાં-કહ્યું આ મુમતાઝ છે, પેલાં કિશ્વર બહેન, આ છે હમીદ, આ પ્રકાશ, આ શ્યામ!...અમે બધાં સ્ટુડીઓની મોટરની વાટ જોઈ રહ્યા છીએ ફિલ્મ જોવા જઈ રહ્યા છીએ.

"કયું ચિત્ર ચાલે છે?"

"ગમે તે...હિંદુસ્તાની ચિત્ર જોયું છે તમે પણ ચાલશો?"

મુમી ક્ષણ બે ક્ષણ થોભીને બોલ્યો "હા, આજ સુધી એક પણ હિંદી ચિત્ર મેં જોયું નથી, જોવાની ઈચ્છા છે તો ખરી."

"ચાલો ત્યારે"

મોટર આવી લાગી તો એમાં બધા ઉપડયા. થીએટર પર પહોંચી ટિકીટ ખરીદી અંદર ગયાં. બેઠાં બેઠાં સર્વે શીંગદાણા, તળેલા બટાટા દાળ ચેવડો અને ભજીયા ખાવા લાગ્યા, ભજીયાં પુરા કર્યા એટલે પાન આવ્યાં. દરેક ઓર્ડર પછી મુમી ગજવામાંથી પૈસા કાઢીને આપવા માગતો, કિંતુ સાથીઓ એમ કહીને રોકી દેતા કે ચિંતા ન કરો અમે જાણીએ છીએ કે અમેરીકન સૈનિકો ઘણાજ માલદાર હોય છે, ઉદાર હોય છે. કોઇ દિવસ તમારી મહેમાની પણ માણીશું પરંતુ આજે તો નહિજ. આજે તો ક્રીસમસ છે અને તમે મહેમાન છો.

ચિત્ર પુરું થયું બધાએ મુમીને પૂછયું કેવું લાગ્યું. મુમીએ વ્યવહાર સાચવતાં કહ્યું "ઠીક હતું, પરંતુ ગીતો ઘણાં હતાં." ઘણું કરીને કોમેડી પીક્ચર હશે! તેણે સવાલ કર્યો. અહિંના દરેક ચિત્રો મ્યુઝીકલ હોય છે. પીક્ચર! નામ ગમ્યું રૂપેરો, સમજ્યા માસ્ટર મુમી! એક સીગારેટનો દમ જોર જોરથી લગાવતાં મુમી તરફ ફુત્કાર બતાવ્યો.

મીસ્ટર શા માટે નહિં ! મીશટર કેમ ! મુન્નીએ સવાલ કર્યો બસ હું તો એવીજ રીતે બોલું છું સમજ્યા અડવાબાઇ.

મુન્નીએ હેરત પામતાં પૂછયું અ-ડ-વા-બા-ઇ એટલે શું ? અર્થબર્થ કંઇજ નહિ ! એ બધી પ્યારની વાતો છે. સમજ્યા મુન્ની-ટુન્ની. શ્યામે મુન્નીના સુનેરી વાળોને વીખેરી નાખ્યાં.

મુન્નીએ ખુશ થઇને કહ્યું ઠીક ત્યારે હું તમને શ્યામને બદલે પ્યારમાં ' શીમી ' કહીને પોકારીશ.

શેમ ! શેમ ! હમીદ બોલી ઉઠયો

હરામઝાદા ! શ્યામના મુખમાંથી શબ્દો સરી પડયા

હરામઝાદો એટલે શું ? મુન્નીએ સાશ્ચર્ય પૂછયું.

હમીદે કહ્યુ, એ એક ગાળ છે એ સાચો પજનગી છે ગાળો સિવાય એને બીજુ કંઇજ આવડતુ નથી 'ખુશી ટીક ખુશી ન ટીક' હા સાચુ જ કહે છે પૂર લૈયો ! શ્યામે મુન્નીના ખભા પર હાથ મારતા કહ્યુ "પરંતુ કહો તો આજે કોઈ ચીની રેસ્ટોરામા લઇ જઇને ક્રીસ્માસની ઉજવણી કરીએ ? જલ્દી જવાબ આપો."

"હરામઝાદા" મુન્નીએ ટોપી હવામાં ઉછાળીને કહ્યું બસ આજથી મારા કર્નલને પણ એજ શબ્દેથી સબોધીશ એ બોય એ બોય...!!!

'સુ મકીંગ રેસ્ટોરાં'મા વિજળીના દીવાઓની નીચે ખાવાનો ટેબલ હતું અને સામેની ભીંત ઉપર ચાંગ-કાઈ-શેક, ચર્ચીલ અને રૂઝવેલ્ટની છબીઓ હતી. ચાંગની આંખો ઉદાસ હતી. મુખ પર કોઇ પણ પ્રકારના ભાવોનો અભાવ હતો જ્યારે રૂઝવેલ્ટ એક નાણાંથી રેલમછેલ દેશના સત્તાધીશની જેમ સંતુષ્ટ અને સુખી દેખાતો હતો. ચર્ચીલના હોઠ ભીડાએલા હતા. તેણે સીગારને જોરથી દબાવી રાખી હતી.

એના હોઠની સખ્તાઇ અને આંખોના ઈરાદાઓ કહી રહ્યા હતા કે અમે માલિક છીએ અને માલિકજ રહીશું. પ્રકાશને ચર્ચીલ અને પરલોકવાસી ક્લેમેન્શ્યોના ચહેરામાં એકાએક સામ્યતા દેખાવા લાગી, મુખાકૃતિ અને શરીરના બાંધા ભિન્ન હોવા છતાં એ બન્ને આકારોમાંનો આત્મા તો એકજ હતો તેજ વૈરવૃત્તિની ભાવના તેજ દીપડા જેવો નિશ્ચય. ક્લેમેન્શ્યોને લોકો "ફ્રાન્સીસી દીપડો"ના નામથીજ ઓળખતા હતાને ? પ્રકાશ વારંવાર એ તસ્વીરોને નીરખીને થંભી જતો. એકાએક એને આભાસ થયો કે એની આંખો ભીંત પર બીજા કોઇને પણ જોવા ઝંખતી હતી પરંતુ કોને ! ...આજે ક્રીસ્મીસનો દિવસ છે. અને મિત્ર રાજ્યોના ધ્વજ ભીંતો પર એક બીજાને આલિંગન આપતા હોય એવી રીતે ફરફરી રહ્યા હતા. પ્રકાશની આંખ એની સાથે બીજા કોઇ ધ્વજને પણ શોધતી હતી કિંતુ કોના ! તે છબી જે હજી તૈયાર નથી થઈ તે ધ્વજ જે હજી અસ્તિત્વમા નથી આવ્યો...પ્રકાશ વિચારવા લાગ્યો—એના દિલની ઉદાસીનતા કેમ વધતી જતી હતી ? એને પેલા હિંદી વેઇટરોના મુખ પર શોક અને અમેરીકન વિમાનીઓના મુખ પર ગુમાન અને ઘમંડના ચિન્હો કેમ દેખાય છે ? તે ચીનો નોકર હાથમાં એક પેન્સીલ અને કાગળનો ટુકડો લઈ ઓર્ડર નોંધવા માટે અદબપૂર્વક ઉભો હતો, પ્રકાશને એના ઉભા રહેવાના હાવભાવમાંય એક પ્રકારના ગર્વની ઝલક દેખાતી હતી. શું એ દ્રષ્ટિનો ધોકો તો ન હતો ? અથવા એના માનસનું સંકુચિતપણું તો ન હતું ?

શ્યામ પણ ખામોશ હતો. તમામ મેદાનિક પર ખામોશી છવાએલી હતી કોણ જાણે શા માટે ? મુન્નીએ એ અકળાવની શાંતિનો ભંગ કરતા કહ્યું મને આ રેસ્ટોરાંના તળેલા પરાન ઘણાંજ પસંદ છે, તમને ગમે છે **શીમી !**

શ્યામ સદસા ચોંકી ઉઠયો "ધણુંજ" તેણે ધીમેથી કહ્યું અને એક પત્તાન ઉઠાવીને મોઢામાં મૂકી દીધું પછી ચારે તરફ તેણે દૃષ્ટિ ફેરવી એના ટેબલ સિવાય બીજે કયાંય હિંદુસ્તાનીઓ નહોતા અહિંયાં મારા દેશબંધુઓ ઘણાજ ઓછા છે. તે વિચારવા લાગ્યો પછી તેને સહસા ખ્યાલ આવ્યો હિંદુસ્તાની તો અહિં ક્યાંથી હોય? તે તો બંગાળામાં, ઓરીસામાં, બિહારમાં, બિજાપુરમાં ભૂખે મરી રહ્યા છે. એનો કંઠ રૂંધાવા લાગ્યો.

પ્રકાશે વાતચીત શરૂ કરવાનો પ્રયાસ કરતાં કહ્યું ગાની ખોરાકમાં તે લજ્જત નથી ગળતી જે અમેરીકન ખાણામાં હોય છે.

"હાં આમાં વિટામીન પણ ઓછાં લાગે છે." હમીદ બોલ્યો.

મુમતાઝે કહ્યું મને પણ અમેરીકન ખાણું ઘણુંજ સ્વાદિષ્ટ લાગે છે.

આપનો આભાર! મુન્નીએ ખુશ થતાં કહ્યું હું એને મારી ક્રીસમસનો સારામાં સારો ટોસ્ટ સમજીશ.

થોડાક કેનેડીઅન વિમાનીઓ અમારા ટેબલ પાસેથી પસાર થતાં સ્હેજ થંભી ગયા. મુન્નીએ આંખ ઉઠાવીને એમના તરફ જોયું અને તરતજ ઉઠીને તેમના તરફ વળ્યો. આ જોન છે. પેલો ટોમ છે. એ બને મોન્ટ્રીયાલથી આવ્યા છે મુન્નીએ પોતાના હિંદુસ્તાની મિત્રો સાથે ઓળખ કરાવી. દિવાજી પરિચય પછી બન્ને એજ મેજ ઉપર બેસી ગયા. ના અમે કંઇ ખાવાના નથી હજી હમણાંજ–ટોમે કહ્યું. પછી કેટલીક પળો શાન્ત વહી ગઇ. વીની વાજીંત્રોના મંજુલ સૂરો સાથેનાં સુરીલાં ગીતો રેકાર્ડમાંથી બહાર નીકળી રહ્યાં હતાં. મુન્નીએ કહ્યું...જોન...આ ક્રીસમસ...વતનથી કેટલે દૂર આવી છે જોન કશું બોલ્યો નહિ.

ટોમે કહ્યું મનોહરના વૃક્ષો પર તરસનો બરફ જોવાની ઇચ્છા થાય છે...પરંતુ બહાર દૃષ્ટિ દોડાવું છું તો આકાશ પર ઝાંખા ઝાંખા તેજ વગરના તારલા નજરે પડે છે.

જોને "કહ્યું વેઇટર એક ગલાસ પાણી લાવ."

મુન્નીએ કહ્યું–તમારા નાના નાના બાઇ બ્હેન તમારા માતપિતાનુ દિલ બેહલાવવા માટે હાજર હશે કિંતુ મારી માતાને મારા સિવાય બીજું કોણ છે?

હું મારી માતાથી ક્યારેય વિખુટો પડયો નહોતો. કદી કદી તો મારી માતાની યાદ ગાંડું કાયર બનાવી દે છે.

ટોમે કહ્યું–આ વખતે ઘરમાં મીણબત્તીઓ પ્રકાશ પાથરી રહી હશે......ક્રીસમસનુ વૃક્ષ! અને બહાર ગલીમાં એકાર્ડીયનનું ગીત. આહ! માત્ર એકજવાર પાછું સાંભળી લેવા દિલ તડપી રહ્યું છે.

મુન્ની બોલ્યો–હું તે મિત્રોનો આભારી છું જેમણે આજે......! ને ચૂપ થઇ ગયો. જોને વિષય બદલતા પૂછ્યું–પરીીક્ષ સાહબ. તમારો પગાર શું છે?

બસ? જોનને પરીક્ષનો જવાબ સાંભળી ભારે અજાયબી લાગી. અમારે ત્યાં એટલો પગાર તો એક કલાકે મળે છે. "આઠસો રૂપીઆ"

અહિંયાં તો એટલા પણ ઘણા છે. હિંદુસ્તાનમાં વ્યક્તિ દીઠ સરેરાશ છ પૈસાની આવક છે.

હાં હિંદ ઘણુંજ ગરીબ દેશ છે, મોન્ટ્રીયાલના વિમાનીએ ઉપરછલ્લી કહ્યું.

"મુન્ની પાછા કેમ્પ પર આવો છોને?"

"હમણાં નહિ; તમે જાવ, હું જરા રહીને આવું છું."

બન્ને કેનેડીઅન વિમાનીઓ 'ગુડ નાઇટ' કહીને ચાલતા થયા. એમના ગયા પછી મુન્નીએ બીયરના પૈસા ચુકવી પરીક્ષ આગ્રહ કર્યો.

પરંતુ જ્યારે શ્યામે એને મોટી ગાળ ભાંડી ત્યારેજ તેણે પૈસા ગજવામાં મૂકયા. રેસ્ટોરાંમાંથી સૌ બહાર નીકળ્યા. પરવીઝ પ્રકાશ હમીદ ઉઝરા બહેન અને મુમતાઝે વિદાય માંગી.

"So long!"

"So long!"

હવે શ્યામ અને મુખી બે જણ રહી ગયા. તેઓ જે સડક પરથી પસાર થઇ રહ્યા હતા ત્યાં. ઈંગ્લીશ સીનેમાગૃહો હતાં, હવામાં શરાબ હતી, કપડાંમાં સૌરભ હતી, હોઠો પર અગ્રેઝી ગીતો હતા નૌશેરવાન એન્ડ નૌશેરવાન એન્ડ સન્સની દુકાનના વિશાળ મેદાનમા એક લાઉડસ્પીકર ગોઠવેલુ હતુ. જ્યાં એક ફોજી પોતાના સાથીઓને ઇસુખ્રિસ્ત પર ઇમાન લાવવાનો ઉપદેશ આપી રહ્યો હતો.

આપણે પાપી છીએ, આપણે બધા ગુનેગાર છીએ, આવો ઇસુના ચરણોમાં ઝુકી જઇએ. શ્રોતાઓમાં અમેરીકન, કેનેડીઅન ઓસ્ટ્રેલીઅન, અને અંગ્રેજ સિપાહીઓ ઉપરાંત ત્રણ ચાર હિંદી ચપરાસીઓ પણ હતા જે ખુબ ધ્યાનપૂર્વક ઉપદેશ સાંભળી રહ્યા હતા. એક ભિખારી અને એક બોય (જેની પાસે સાહેબનો કુતરો હતો) પણ આ ઉપદેશ ધ્યાનથી સાંભળતા હતા.

ઇસુના કદમોમાં માથુ નમાવી દો આપણે એના ઘેટાં છીએ

ઘેટાં! કે વરુ? શ્યામે પ્રશ્ન કર્યો.

"તમે લડાઇ તરફ ઇશારો કરી રહ્યા છો કેમ? મુખીએ પૂછ્યુ.

હું યુદ્ધની ક્રૂરતાનો ઇન્કાર કરતો નથી કિંતુ એ પણ માનુ છું કે માનવ પ્રગતિ અને આદર્શો માટે રક્ત વહાવવું જરૂરી છે"

કોનો આદર્શ! શ્યામે પ્રશ્ન કર્યો. એક આદર્શ ગરીબનો હોય છે, અને બીજો અમીરનો હોય છે. એક ધોળાનો હોય છે, બીજો કાળાનો હોય છે બન્ને માનવ સમાજની ભલાઇ અને વિકાસ માટે વિચારે છે પરંતુ જુદી જુદી રીતે. એ બન્નેનાં સ્વપ્નાં પણ જુદાંજ હોય છે. આ આદર્શોનું યુદ્ધ નથી, એ સ્વપ્નાઓની ટક્કર છે.

મુખી બોલ્યો, તમારૂં કહેવું અક્ષરશ સાચું છે. પરંતુ આ કાળાં અને ગોરાં સ્વપ્નોની લડાઇ નથી. અમે તો તે સ્વપ્નાંઓની સામે લડી રહ્યા છીએ, જે ફેસીઝમના ઠેકેદારો જોઇ રહ્યા છે. તે સ્વપ્નું જે ટોજો જોઈ રહ્યો છે. હિટલર જુએ છે; એમાં એક ગોરો છે, એક કાળો છે, એટલે તમારી દલીલ વજૂદ વિનાની છે, તમારી માન્યતા ખોટી છે.

હું જાણું છું એ સ્વપ્નાં ઘણાં ભયાનક છે હું એને દિલપૂર્વક ધિક્કારૂં છું. હું પૂછું છુ કે તમારી પાસે એનો કોઇ પૂરાવો છે કે તમે પણ એવાંજ સ્વપ્નાં નથી જોઇ રહ્યા? અમેરીકાનો ઇતિહાસ એનો પૂરાવો છે. ઇંગ્લાંડનો શોષણશાસન પ્રત્યેનો પ્રેમ. -રશિયાની સામ્યવાદી વ્યવસ્થા. ચીનની ક્રોમીનતાંગ જેને સુન યાટસેન જેવા આઝાદીના આશકે તૈયાર કરી હતી. એ બધું શું છે?

"અને હિંદુસ્તાન? શ્યામે ચીડાઇને કહ્યું. "કદાચ યુદ્ધની નરસંહારોના કારણે તમારૂં માનસ કોંક્રેટ અને લોખંડનું થઇ ગયું છે. જેના કારણે એનાં પર કોઇ પણ નૈતિક બાબની અસર થતી નથી."

મુખી બોલી ઉઠ્યો-હું આ દેશમાં તમારો મહેમાન છું. તમારી સરકારનો પણ મહેમાન છું હું આ દેશની હાલતથી સારી રીતે વાકેફ નથી. વળી ન તો હું અહિંના રાજકારણની ગુંચવણભરી આંટીઘુંટીનો ઉકલ કરવા આવ્યો છું. બસ હું તો એટલું જાણું છું કે જ્યારે હું બંગાળમાં હતો અને હજારો માણસોને ભૂખથી રઝળતાં જોઇ રહ્યો હતો ત્યારે મેં લાખ લાખ

વાર વિચારી જોયું હતું છતાં મારી સમજમાં એ વાત ન આવી કે આ કેવા માણસો છે! પોતાની આંખો સામે પોતાનાજ ભાઈ-ભાંડુઓને, સાથીઓને, સંબંધીઓને આમ માત્ર અનાજના અભાવે ટપોટપ મરતાં જોઇ રહ્યા છે? છતાં એમની કશીજ મદદ કરતા નથી! શું મદદ માટે એમની પાસે અનાજનો એક દાણો સુદ્ધાં નથી? આંખોમાં અશ્રુનું એક ટીપું પણ નહિ? સાચું કહું છું મેં આવા સંગદિલ માણસો કયાંય નથી જોયા. દેશદાઝ જેવું, માનવબંધુત્વ જેવું એમનામાં કશું હતુંજ નહિ.

એ જોઈ મને એમ લાગે છે કે શીખી; આ તમારો દેશ, એક દેશ નથી પણ અનેક દેશોનો સંયુક્ત ખંડ છે એમાં પ્રજા નથી વસતી અનેક પ્રજાઓ વસે છે. અહીં એક ભાષા નથી સંખ્યાબંધ ભાષાઓ છે. સંસ્કૃતિ પણ એક નથી, અનેક છે. દેશનો પ્રત્યેક વિભાગ એક બીજાથી ભિન્ન છે, અને પોતાના સ્થાન સ્થિર! એક દેશીયના જેવું અહીં કશું હોયજ નહિ એમ લાગે છે.

સ્વામે પ્રશ્ન કર્યો, "તમારૂં શું માનવુ છે? બંગાળને કોણે મદદ કરી? શું આ થોડા લાખ રૂપિયા અને અનાજની થોડીક ગુણો, જે સરકાર તરફથી અથવા બહારના લોકો તરફથી મદદરૂપે આપવામાં આવી તે બંગાળનો ભૂખમરો નાબૂદ કરવા માટે પૂરતી હતી? એ સહાય તો ઘડામાં કાંકરા સમાન હતી બંગાળને ઉગારનાર તો બંગાળ પોતેજ છે. નહિંતર આજે એક પણ બંગાળી જીવતો ન હોત. ભૂખમરાની ભૂતાવળ એટલી ભયાનક હતી કે...કિંતુ મદદની પણ એક હદ હોય છે. જે આદમી પોતે ભૂખમરાનો ભોગ બન્યો હોય તે શું ધૂળ બીજાને મદદ કરી શકવાનો હતો? તમારા ઘરમાં ધાનના ઢગલા હોય તમને કોઇ વસ્તુની અછત ન હોય, તોજ તમે તમારા દેશબંધુઓની સહાય કરી શકો. તેમની મુસીબત પર અશ્રુ વહાવી શકો. પરંતુ જે ગરીબ પાસે પોતાનુંજ પેટ ભરવાના સાંસા હોય તે પોતાના ભાંડુઓને શી રીતે ખવડાવી શકે?... અને અશ્રુ? આવી દશામાં? તે પણ સાથ છોડી દે છે. અશ્રુ બિચારાં પણ છેવટે તો રોટીમાંથીજ જન્મે છેને? જેને રોટલોજ ન મળતો હોય તે શી રીતે બીજાના ભૂખમરા પર આંસુ સારી શકવાનો હતો?...અમે બધે એક પ્રજા ન હોઇએ અનેક પ્રજાઓજ સહી... કિંતુ યુરોપમાં પણ કયાં અનેક પ્રજાઓ નથી! UNRA એમની મદદ માટે તૈયાર છે તો અમારા માટે કેમ નહિં? બાલ્કન પ્રજા ખાસ કરીને ગ્રીસ ભૂખમરાના કપરા માર્ગમાથી પસાર થઇ રહ્યું હતું ત્યા મિત્ર રાજ્યોએ પારાવાર મુશ્કેલીઓ છતાંય ઘઉંથી ભરેલી સ્ટીમરો મોકલી હતી અને અહીં? અમે માંગીએ છીએ અનાજ ત્યારે મોકલવામાં આવે છે વ્હીસ્કી, શરાબ...

મુખીએ ફીક્કું હસતાં કહ્યું, "હું માત્ર કાનોથી સાંભળી રહ્યો છુ."

એટલે કે?

એટલે કે, સાંભળી રહ્યો છું, અને દિમાગમાં સંઘરી રહ્યો છું કિંતુ એક શબ્દ પણ બોલવા ચાહતો નથી.

'શા માટે એમ કરો છો?'

"અમને આદેશ મળ્યો છે કે; બધું સાંભળો ખરા પરંતુ કશું બોલો નહિ. ખાસ કરીને આવા પ્રશ્ન પર!"...સાંભળો એક બીજી પણ ખૂબ દિલચસ્પ વાત હમણાં મને યાદ આવી છે, અમને કહેવામાં આવ્યું છે કે હિંદીઓ પાસેથી ભેટ કે સોગાત લેવી નહિં. અને લ્યો તો તે એવી હોવી જોઇએ જે ભારે કિંમતની ન હોય!"

આવા આદેશનું કારણ ?

મેં સાંભળ્યું છે કે હિંદુસ્તાનીઓનો એવો દસ્તૂર છે કે તેઓ એક સાધારણ વસ્તુ ભેટમાં આપી સામાવાળા પાસેથી બારે ઇનામ મેળવવાના લાલચુ હોય છે.'

સ્વામની કડવાશ વધતી જતી હતી છતાં તેણે ધીમેથી કહ્યું, "એ સાચું છે! કેવું સારું થાત કે એવો આદેશ આજથી દોઢસો વરસ પહેલાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીના નોકરોને આપવામાં આવ્યો હોત! અમે તો ભેટ-સોગાતોમાં અમારૂં આખું ઘર લુંટાવી દીધું એનો અમને કેવો બદલો મળી રહ્યો છે તે આખી દુન્યા જાણે છે. ઇતિહાસ સાક્ષી છે કે હિંદુસ્તાનમાં હમેશા લુટારૂઓજ આવતા રહ્યા છે હિંદુસ્તાનીઓએ કદી બહાર જઈને કોઈ દેશ કે પ્રજાને લુંટી નથી...ઉલટું આજે અમારા પર આ આક્ષેપ ઘોપવામાં આવે છે. તે સભ્યતાના વારસદારો તરફથી જેઓએ રેડ ઇન્ડીઅનો પાસેથી તેમનો આખો દેશ લુંટવી લીધો હતો. ખુદા જાણે તે વેળા એવી સુચનાઓ શા માટે આપવામાં ન આવી ? હિંદે ક્યાય લૂંટ ચલાવી નથી એનો ઇતિહાસ પુરાવો આપે છે કે તે હમેશાં પોતેજ લૂટાયતું રહ્યુ છે

મુમી ખસિયાણો પડી ગયો અને કહેવા લાગ્યો–આખર તમે ચાહો છો શું ? તે બધુંજ જે ગુલામ યુરોપ માટે તમે કરવા ધારો છો! આઝાદી અને રોટી, બલકે નરી આઝાદીજ, રોટી તો અમે પોતેજ પેદા કરી લઇશું.

મુમીએ કહ્યું–આઝાદી આપવામાં આવતી નથી મેળવવામાં આવે છે.

"તો પછી ગુલામ યુરોપને પણ શા માટે તેના ભાગ્ય પર છોડી દેવામા આવતું નથી ! તેને પોતાનેજ પોતનો ઇલાજ કરી લેવો છે.'

"એ તો તમારો પોતાનો પ્રશ્ન છે. એમાં અમે શી રીતે દખલ કરી શકવાના હતા ?"

યુરોપની પ્રજાઓ સાથે પણ એવુંજ વર્તન શા માટે નથી રાખતા ! તર્કશાસ્ત્રની દૃષ્ટિએ તો તે તદ્દન પાંગળી છે કેમકે ઇન્સાન સમાજનું એક અંગ છે. જો પગમાં કંઈ દુઃખ થાય તો દિમાગ તેની મદદ કરવાની ના પાડી શકે નહિ. કદાચ તમે એ હકીકતને હજી સમજી શકયા નથી. આઠ દસ વિશ્વ યુધ્ધો પછીજ સમજી શકશો કે શાંતિ અને યુદ્ધની જેમ ઇન્સાનની આઝાદી પણ વહેંચી શકાતી નથી ઇન્સાની આઝાદીના ભાગલા પાડી શકાતા નથી. એ તો માનવમાત્રનો વારસો છે. જ્યાં લગી એ સમસ્ત માનવ જાતને સમાન રીતે મળશે નહિ ત્યાં લગી ભલે અમે ગુલામ રહેશું પરંતુ તમે પણ દર પચ્ચીસમે વરસે તમારી યુવાન પત્નિઓને વિધવા, અને બાળકોને અનાથ બનાવતા રહેશો. ભલે તમારા રાજ્યધુરંધરો એમાં ડહાપણ માનતા હોય પરંતુ હું તો એને આપઘાત અને સત્યાનાશના સિવાય બીજું કંઈજ સમજતો નથી."

"ટોમ સાચુંજ કહેતો હતો." મુમીએ સહાસ્ય કહ્યું–કોઇ શિક્ષીત હિંદી સાથે વિવાદ ન કરવો, કેમકે તે તરતજ રાજકારણની ચર્ચા શરૂ કરી દે છે

સ્વામનો અવાજ બંધ પડી ગયો તેણે સંકોચસર મુમીને કહ્યું–ઠીક તો બતાવો બીજી શું વાતો કરીએ ?

"ઓહ યુ ફૂલ." મુમી જોરથી બોલ્યો

સ્વામ અને મુમી હસવા લાગ્યા. ક્ષણ પહેલાંની ગંભીરતા ઓસરી ગઇ–સ્વામે મુમીના ખભા પર હાથ મૂકતાં કહ્યું–ઠીક, આવે. પ્રિયતમાના ચંદ્રસમ મુખની વાતો કરીએ. પહેલાં હું મારી પ્રિયતમાનું વર્ણન કરૂં છું...પછી તમને તક આપીશ...સાંભળો ત્યારે...એનું નામ છે અમુ...

સ્વામની પાંપણો ઢળી પડી. તેણે પોતાની

પ્રિયાનું પૂરેપૂરું નામ પણ ઉચ્ચર્યું ન હતું એટલામાં તો તે નામની સુવાસ વાતાવરણમાં પ્રસરી ગઇ. પ્રિયતમાનું નામ લેતાંજ એના કંઠમાં માધુર્ય આવી વસ્યું કે મુખી એ નામનો એક ટેક લાગનાર મધુર પીણાની જેમ ઘુંટડા ભરવા લાગ્યો. તેણે જોયું કે નિશા જોતજોતામાં અંધકારમય થઇ ગઈ છે, તારલા પૂર બહારમાં ઝગઝગી ઉઠયા છે, પવન સુગંધથી મહેકી ન્હ્યો છે,.આખું વાતાવરણ સૌરભમયું છે અને યુદ્ધ દૂર અતિ દૂર કોઇ ઉંડી ખાઇમાં જઇને પોતાનું બળખામણું મુખ છૂપાવી રહ્યું છે .. મુખીએ જાણે થાકયો પાકયો કોઈ સહારો શોધતો હોય તેવી રીતે પોતાનો હાથ શ્યામના ખભા પર મૂકી દીધો અને ધીમે સાદે કહેવા લાગ્યો—"એક વાર ફરીથી કહો શીમી જેથી તમારા હોઠો તમારી પ્રિયતમાના નામને એકવાર પાછા ચૂમી શકે-"ઓ ઓય...ઓ ઓય..."

શ્યામે સ્મિત વેરતાં મુખીનો હાથ જોરથી પ્રેમપૂર્વક દબાવી દીધો અને બન્ને સડક પર ચાલવા લાગ્યા જાણે તારલાઓના ઝાંખા પ્રકાશમાં આકાશની છત નીચે ચાલવા જતા બે આખરી ઇન્સાન!

વિઠ્ઠલવાડીમાં જે પીકનીક પાર્ટી થઇ હતી તેમાં હમીદ અને ઉઝરા બેને મુખીને પણ નોતર્યો હતો. લાંબા સમયે મુખી એમનાથી મળી રહ્યો હતો. એનો રક્તરંગી ચહેરો વધુ ઘેરો બન્યો હતો એના વદન અને ગરદન પર ઉઝરડાનાં ચિન્હો હતાં.

બિલાડી પાળી છે કે શું? હમીદે અર્થપૂર્ણ દ્રષ્ટિએ પૂછયું.

મુખી કશા સંકોચ વિના બોલ્યો-ન્યૂયોર્કમાં એક બીંદડી છે. બસ, તેને પાળવાનો ઇરાદો છે; આ ઉઝરડા તો યુયુત્સોના છે.

હમણાં યુયુત્સુની તાલીમ મળી રહી છે કે શું? પરવીઝે કટાક્ષમાં પૂછયું.

ના હું શિખવી રહ્યો છું. ઘણા સમય પર હું એ જાપાનમાં શીખ્યો હતો.

યુયુત્સુ અને બોક્ષીંગમાંથી તમે કોને પસંદ કરો છો? પરવીઝે પ્રશ્ન ફેંકયો

બોક્ષીંગમાં મર્દાનગી છે, ત્યારે યુયુત્સુમાં ચપળતા. બોક્ષીંગમાં દયાનતદારી છે ત્યારે યુયુત્સુમાં બંધાઈ. બોક્ષીંગમાં સામનો સીધો અને અકપટભર્યો હોય છે ત્યારે યુયુત્સુમાં તક-ઝડપીને અને લુચ્ચાઇથી કામ લેવામાં આવે છે. મુખીએ પોતાની કર અંગુલીઓ પર ગણતરી કરતાં કહ્યું.

"બન્ને રમતો બે જુદી જુદી પ્રજાઓના સ્વભાવનું પ્રતિબિંબ પાડે છે." પ્રકાશે કહ્યું.

પરવીઝે વધુ આગ્રહ કર્યો, "તો પણ તમે એ બેમાંથી કોને વધુ પસંદ કરો છો?

ઉઝરાબેન વચમાં બોલી ઉઠી. તમે મુખીને પૂછી રહ્યા છોને? એમ કરીને તમે મુખી પાસેથી એ જાણવા ચાહો છો કે તે અમેરીકા અને જાપાન એ બેમાંથી કોને પસંદ કરે છે?

એક મુક્ત-હાસ્યથી વાતાવરણ ભરાઇ ગયું.

હમાદ કહેવા લાગ્યો-યુયુત્સુ હું જાણું છું, ત્યાં સુધી કેન્દ્ર જાળવવાની રમત છે. કેન્દ્ર પર લાવતાંજ પ્રતિસ્પર્ધીને ભોંય પર પછાડી દેવાય છે વાસ્તવમાં આ જગતમાં કેન્દ્ર મોટી વસ્તુ છે. ઘણું કરીને એક યુનાની તત્વજ્ઞાનીનું કથન છે કે "જો આ પૃથ્વીનું કેન્દ્ર મળી જાય તો એક સેકન્ડમાં તેને પોતાની ધરી પર અવળી ફેરવી શકાય.

પ્રકાશ કહેવા લાગ્યો-જાપાનીઓ એટલા માટેજ તો તનતોડ પ્રયાસ કરી રહ્યા છે. કિંતુ એટલું ભાન નથી કે જગતને કેન્દ્ર પર લાવવા સારુ પણ અમાપ શક્તિની જરૂર છે!

મુખી સહસા બોલી ઉઠયો-અને બોક્ષીંગથી એ શક્તિ મેળવી શકાય છે. પછી એ વાતચીતનો વિષય બદલતાં કહેવા લાગ્યો. ઉઝરા-

બેન તે દિવસે વાડીયા હોલમાં તમે બંગાળના ભૂખે મરતા લોકો માટે જે ડ્રામા ભજવ્યો હતો તે અમને ખૂબજ પસંદ પડયો.

ક્યાં ભરાઇ બેઠા હતા તમે? મુમતાઝે ઠપકાભરી નજરોથી પૂછ્યું.

"ચોથી હારમાં. મારો અમલદાર મારી સાથે હતો."

"હઠ હરામી!" શ્યામ તડુકી ઉઠયો.

"હરામી" મુબીએ હસતાં હસતાં પોતાનો હાથ ઉંચો કર્યો. જાણો છો શામી મારો સાહેબ મારા મુખે 'હરામી' સાભળીને ઘણોજ ખૂશ થાય છે. કદાચ એટલા માટેજ એણે મને યુયુત્સુ ચુપનો વડો બનાવ્યો છે. તે દિવસે ડ્રામા જોઇને તેણે મને કહ્યું........ઓ બોય! આ બોય! હુ નહોતે જાણુનો કે હિંદુસ્તાની ડ્રામામાં પણ આટલી ઉચ્ચતમ રીતે વાસ્તવિકતા રજુ કરી છે. તેણે મને કહ્યું કે હવેથી હુ પણ હિંદુસ્તાની ફિલ્મો જોતો રહીશ. કાલે અમે એજ ખુશીમાં ને ખુશીમાં 'શકુન્તલા' જોવા ચાલ્યા ગયા........ખેર ઉઝરાબેન તમારૂં નૃત્ય તો એ ડ્રામાનો આત્મા હતો.

શ્યામે મુબી સામે ડોળા કાઢીને કહ્યું "અને અમારૂં નામ સુદ્ધાં નથી લેતો 'સાલા સુવ્વર'..... હું એ ડ્રામાનો પ્રોડયુસર હતો."

'હઠ હરામી' મુબીએ એને ચીડવવા માટે કહ્યું. શ્યામ એની તરફ દોડયો અને મુબી ત્યાંથી ભાગ્યો. એક લીલી ટેકરી પર બન્ને વચ્ચે ખૂબ બાથમબાથ ચાલી, મુબીએ યુયુત્સુના વાર કર્યા, પછી બોક્સીંગ ચલાવી. શ્યામે કુસ્તીની કળાથી કામ લીધું. અને પલકારા માત્રમાં મુબીને ચિત્ત કરી દીધો પછી બન્ને હસતાં હસતાં કપડાં ખંખેરતા ઉભા થઇ ગયા.

"સાંભળો મુબી, આ યુયુત્સુ તમારા કશાય કામની નથી." પ્રકાશ સમજાવવા લાગ્યો. દોસ્ત પહેલવાની શીખી લ્યો. તમારા કર્નલને કહો કે તે સૈનિકોને પહેલવાની શીખવે. મને ત્યાં લઇ ચાલો. પહેલવાનીના મુકાબલામાં ન બોક્સીંગ કંઇ કરી શકે છે, ન યુયુત્સુ કામ આવે છે

પરંતુ એ પહેલવાની તમારા દેશને શું કામ આવી? મુબીએ પ્રહાર કર્યો અને તેણે જોયું કે એની ટીકાએ ધારી અસર કરી છે. બીજીજ પળે દરેક હિંદુસ્તાનીના ચેહરા સફેદ પૂણી જેવા થઇ ગયાં. શરમથી સૌના મસ્તક ઢળી ગયાં હતાં. શ્યામ જે હમણાં ખુશખુશાલ નજરે પડતો હતો તેના ગાત્રો ઢીલા પડી ગયા હતા.

મને બેહદ અફસોસ થાય છે. મુબીએ કાકલુદીભર્યા અવાજમાં કહ્યું—મારો આશય કદી પણ એ નહોતો કે......

ઉઝરાબેને શાંતિનો ભંગ કરતાં કહ્યું "બેસો, ચાહ પીઓ પછી નદી કિનારે જઇને બેસીશું અને પરવીઝના ગીતો સાંભળીશું.

ચાહ પીતાં પીતાં પણ મુબીએ વિઠ્ઠલવાડીના વાતાવરણને પોતાની ભાવનાઓમાં સમાવી લેવા પ્રયાસ કર્યો. એનાં શરીર અને આત્મામાં વિઠ્ઠલવાડીનુ સૌંદર્ય પ્રસરી ગયું. એ સૌંદર્ય વિષ નહોતું કે રૂપ શરાબી નહોતું.

એ તો વિશુદ્ધ અને નિર્દોષ હોઈ નવું બળ આપનારી પ્રેરણા હતી. આંબાના ઝાડની શીતળ છાયામાં તે પોતાના હાથ પર માથું મૂકીને સૂઈ ગયો અને નદીમાં વહેતાં લાલ પુષ્પો પ્રતિ તાકી રહ્યો પાણીનો ગીતમય પ્રવાહ, એ રસભર્યાં ફુલડાંની આસપાસ કંપતો નજરે પડતો હતો. એને ઉઝરાબેનનું નૃત્ય યાદ આવ્યું. જ્યારે તે મીણબત્તીઓના કુંડાળામાં નૃત્ય કરતી હાસ્ય, પાથરી રહી હતી. અને સ્મિત...અને કીરમસની મીણબત્તીના દીવાઓ...આજે ન જાણે કેમ એને આ હિંદી સ્ત્રીઓના મુખ મારીનાના જેવા લાગે છે! શા માટે એને આ લોક ભાઈબંધ જેવા દેખાય છે!

આ ધરતી એને પરિચિત હોય એવું શા માટે લાગે છે ? આ વૃક્ષો આ આ હરિયાળી આ સરિતા ! આ પશ્ચિમઘાટના નીલવર્ણા શિખરોની ક્ષિતિજમાંથી ઉતરી આવતી હારમાળા જાણે, કુમારિકાઓ માથે ગાગરો લઇ કોઈ ઘાટીના ઓળામાં નીચે નદી પર જઇ રહી છે. આ જેરૂસેલમ છે યા વિઠ્ઠલવાડી ? મંદિરનો સોનેરી કળશ અને તે પરનું ત્રિશુળ તેની આંખોમાં ચમકવા લાગ્યું. ત્રિશુળ પણ એક ક્રોસજ છેને ? હાં તેજ છે. આ મંદિર જે નદીને કાંઠે છે. આ લાલીમા જે નદીમાં ફેલાયેલી છે. આ ખેડૂત જે નદીકીનારે પોતાના ખેતરમાં હળ ચલાવી રહ્યો છે. તે આ દ્રશ્યથી સૈકાઓથી પરિચિત છે ? છતાંય અપરિચિત જેવો કેમ લાગે છે ? ઇન્સાન અને ધરતીનું ચિત્ર અત્યંત સાદુ છે. એમાં હરિયાળી છે. અને પાણી છે, હળ છે અને ક્ષિતિજનું સોનું છે. અને પ્રાર્થના માટે એક મંદિર છે. આ નિર્દોષ ચિત્રમાં શા સારૂ ખુની.........શા માટે ? હું પૂછું છું શા માટે ?

એકાએક પરવીઝ બોલ્યો—મુખી જ્યારે હું નદી કીનારે આ મંદીરને જોઉં છું તો મારૂં અંતર પ્રાર્થના કરવા માટે એકાગ્ર બની જાય છે.

કોની પ્રાર્થના ? મુમતાઝે મસ્તીમાં પૂછ્યું.

"મુખી ઓ શામી ઓ શામી, બોય અહિંયાં આવને. પ્રેમ થઇ રહ્યો છે."

શ્યામ થોડેક દૂર છોડવાં પરથી જંગલી પુષ્પો વીણવામાં તલ્લીન હતો. તે રૂમાલમાં ફૂલ ભરીને લઈ આવ્યો અને આવતાંની સાથેજ તેણે એ ફૂલો મુમતાઝ અને પરવીઝના શીર પર નાખી દીધાં. મુખી ઝડપથી મુમતાઝ અને પરવીઝના હાથોને પોતાના હાથમાં લઇને એક પાદરીની જેમ લગ્નનાં સુત્રો ઉચ્ચારવા લાગ્યો. તર્તજ મુમતાઝે હાથ ખેંચી લીધો અને બધા ખડખડાટ હસી પડ્યા.

પિત્તળની ગાગરો માથે મૂકી મરાઠી નવયુવતીઓ મંદિરની સમીપ એક વાવડી પર આવવા લાગી. અને એમની સાડીઓના પચરંગી છેડાઓ પર મયૂરની કળાની જેમ વાતાવરણમાં નૃત્ય કરવા લાગ્યા. પ્રકાશ નિશ્વાસ નાખીને કહેવા લાગ્યો—જ્યારે સ્ત્રી હાસ્ય વેરે છે ત્યારે પુષ્પો પર ઝાકળબિંદુ ચળકે છે, અને ઝરણાં ગીત લલકારવા લાગે છે.

હમીદ બોલ્યો—એ ગધેડા ક્યાંય છેજ નહિ એ તો કેવળ પુરૂષની કલ્પના માત્ર છે.

ઉઝરાબેને હમીદના તરફ ગુસ્સાભરી નજરે જોયું.

તરૂણીઓ માથે ગાગર મૂકી ઘાટ પર ચઢી રહી હતી. થોડું ચઢવા પછી એમનું ગામ આવતું હતું. ઘાટની પગદંડી પર મેંદીની હારો હતી જેની ખાસથી કુમારીઓ સદા સૌભાગ્યવતી બને છે. વિઠ્ઠલવાડીનું ઝરણું અમૃત છે. વિઠ્ઠલવાડીની ભૂમિમાં ખાંડ મેળવેલી છે પછી વિઠ્ઠલવાડીની શેરડી કેમ એટલી બધી મીઠી ન હોય ? પછી કુમારિકાઓના કંઠમાં દિગમૂઢ કરી દેનારૂ માધુર્ય કેમ ન હોય ? વિઠ્ઠલવાડીનાં ગીત ગાવ. વિઠ્ઠલવાડી પેશ્વાઓનું સૌથી સુંદર અને મોહામણું ગામ છે.

પ્રકાશે એ ગીત જ્યારે મુખીને સંભળાવ્યું ત્યારે તે ઉછળી પડ્યો અને કહેવા લાગ્યો—શામી જો કોઈ વાંધો ન હોય તો હું પેલી ઝાડીઓની પાછળ લપાઇને પેલી પગદંડી પર ચાલી જતી તરૂણીઓનું ચિત્ર ઝડપી લઉં."

શા માટે ? શ્યામના પ્રશ્નમાં શંકાનો ધ્વની સ્પષ્ટ જણાતો હતો.

અમે વોટર વર્કસના સમાજમાં રહીએ છીએ દોસ્ત ! મુખીએ જવાબ વાળ્યો—તમે શી રીતે સમજો કે મારા માટે આ દ્રશ્ય કેટલું અનેરૂં અને અનોખું છે ?

શ્યામે હા પાડી મુખીએ કેમેરા ઠીક કર્યો

પછી ધીમે પગલે ઝાડીઓની ઓથે ઓથે આગળ વધ્યો. આગળ જઈને તે એક મોટા ઝાડની પાછળ લપાઈ ગયો. ન દેખાય એવી રીતે.

થોડીક ક્ષણો શાંતિ રહી, સર્વે તે ઝાડીની તરફ જોઈ રહ્યા હતા અને ઝાડીમાંથી તરુણીઓના ગીતનો મંજુલ સ્વર ગુંજતો હતો.

ઝાડીની ઓથમાંથી મુન્નીનું માથું ઉંચું થયું, તેણે જોરથી એક બૂમ મારી 'સાપ! સાપ!" અને પાછો તેજ ઝાડીમાં ગુમ થઈ ગયો.

બધા ઝડપથી તેના તરફ દોડી ગયા. બૂમારાળ થઈ સાપ! સાપ!!!

પગદંડી પર જતી તરુણીઓ થંભી ગઈ. ગીતો બંધ થઈ ગયાં અને જલદીથી બધી નીચે ઉતરી આવી.

મુન્નીએ સર્પની ડોક છુંદી નાખી હતી કિંતુ તેનું વદન પીળું પડયે જતું હતું.

મુન્નીએ કહ્યું–સર્પે–મને–ડંખ માર્યો છે જુઓ–! પગ પર–ઘુંટીની ઉપર–ચામડીનો રંગ, પીળો થયે જતો હતો.

સ્વામે ફેંગેરાનાં પટો તોડી મુન્નીની ઘુંટણી પર બાંધ્યો. મુમતાઝે પોતાની ઓઢણી સ્વામના હાથમાં આપી. અને તે દોડતી દોડતી જઈને કેરીના વૃક્ષ તળેથી ખાવાની વસ્તુઓમાંથી ચ્યાજ શોધવા લાગી.

એક ગ્રામ્ય કન્યા બોલી એ તો ઝેરી છે. ઓહ બાપરે?

હમીદે ગભરાઈને કહ્યુ–આટલામાં જો ક્યાંક મોટર મળી આવે તો.

પ્રકાશ બોલ્યો, મોટર સાંજના સાત વાગે આવશે.

બીજી એક ગ્રામ્ય–કન્યા બોલી પરંતુ એ તો ઝેરી છે પાંચ મિનિટમાંજ......

મુન્નીની હાલત પળે પળે ખરાબ થતી જતી હતી.

એક દુબળી પાતળી શ્યામવર્ણી કિશોરી સંકોચાતી સંકોચાતી આગળ આવી. માથા પરની ગાગર નીચે મૂકી તે ધ્યાનપૂર્વક ડંખને જોઈ રહી. ઘુંટીના ઉપરનો ભાગ પળેપળે પીળો થયે જતો હતો. 'એ શું કરી રહી છે' એની કોઈને પણ સમજ પડે તે પહેલાં એણે પોતાના હોઠ તે ડંખ પર લગાવી દીધા અને ઝેર ચૂસીને થૂંકી દીધું. એકવાર...બીજીવાર...મુન્નીએ પોતાનો પગ હટાવવાની કોશિશ કરી, પરંતુ પેલીએ પગ છોડયો નહિ!

ત્રીજી વાર તે કૂદીને દૂર હટી ગયો અને પેલીની ગાગર ઉંધી વળી ગઈ બીજી ઠોકરે ગાગર ગબડતી ગબડતી છેક નીચે ચાલી ગઈ. તરુણી પોતાની ગાગર લેવા દોડી છેક નદીના પટ પર જઈને તેણે ગાગર પકડી પાડી. નદીમાં પાણીના કંઈક કોગળા કર્યા, અને એક જડીબુટ્ટી તોડીને ચાવી લીધી પછી પાણી ભર્યું અને પાછી ઘાટ પર ચઢવા લાગી.

એકાએક મુન્ની બોલ્યો–"સાંભળો સાંભળો. એ...તરુણી થંભી ગઈ અને ચુપચાપ તેના તરફ તાકી રહી. તુમારા નામ?

તરુણીએ હસીને મુખ ફેરવી લીધું. એની સહેલીઓ બોલી ઉઠી, એનું નામ મોહિની છે. પણ એતો જન્મથી ગુંગી છે. તે શું જવાબ આપશે!

મોહિનીની નિગાહો નીચે ઢળી ગઈ.

હું એના માબાપને મળવા માગું છું.

એક યુવતી બોલી, એના માબાપ મરી ગયાં છે. એ એના કાકાને ત્યાં રહે છે. મુન્નીએ સ્વામને કહ્યું: "પરંતુ એ યુવતીને સત્વર મારી સાથે હોસ્પિટલમાં લઈ જવી જોઈએ.

"ચૂપ મર સાલા સુવ્વર" સ્વામ તરતજ બોલ્યો.

યુવતીઓ સડસડાટ કરતી ત્યાંથી ચાલી ગઈ. મુન્ની ઘણો સમય હેરતભરી નજરે જોઈ રહ્યો...... ..

"સારૂં થયું કે પેલી યુવતીએ ઝેર ચુસી લીધું નહિંતર તમારો પ્રાણ નીકળી જાત." સર્પનું ઝેર ઉતારવાનું ઇન્જેકશન પણ હિંદુસ્તાન આવતાં મેં ખરીદી લીધું હતું.

"પરંતુ એમાં આ સર્પના ઝેરનો ઉતાર નથી." ડોકટરે સર્પના છુંદાયેલી ગરદનને બારીકાઇથી તપાસતાં કહ્યું.

હવે તમે જઈ શકો છો. ફરી ચિંતા કરવાની જરૂર નથી. મુન્નીના હોઠો પર એક નામ આવી બેઠું "મોહિની"

"ઝાનો મર હરામી" શ્યામુ બોલ્યો.

મુન્ની બીજી વાર શ્યામને ત્યાં આવ્યો ત્યારે જાપાનીઓએ આસામ પર હુમલો આરંભી દીધો હતો. અને એને આસામ ફ્રન્ટ પર હાજર થઇ જવાનો હુકમ મળી ચૂકયો હતો. બીજી સવારેજ તે ઉપડનાર હતો.

પ્રકાશ પણ લશ્કરમાં ભરતી થઇ ચૂકયો હતો, તે પણ કાલેજ ઉપડનાર હતો. સભામાં ઉદાસી છવાયેલી હતી. મુમતાઝની આખોના ડોળા લાલ થઇ ગયા હતા હમીદ આજ સીગારેટને બદલે ચીરૂટ પી રહ્યો હતો. ઉઝરાબેનની આંખોની નિરાશા ઓર પણ વધી જવા પામી હતી. એની આંખોની કીકીઓ રહસ્યપૂર્ણ લાગતી હતી.

મુન્ની જેના મુખ પર હંમેશાં હાસ્ય રમતું હતું એની ખામોશી આજે અસાધારણ લાગતી હતી.

પરવીઝે સીગારેટ ચેતવતાં કહ્યું તમે પર્લ હાર્બર માટે લડો છો કિંતુ આ પ્રકાશ શા માટે જતો હશે? કયા આદર્શ માટે?

શ્યામ કહેવા લાગ્યો–હું પણ આજે લશ્કરી ગણવેશ ધારણ કરત. કિંતુ દિલમાં તે ઉત્સાહ નથી, ઉમંગ નથી, તે જુસ્સો નથી, મારી ગુલામીનો બદલો કોનાથી વાળુ? જાપાનીઓથી? જાપાનીઓ ફેસીસ્ટ છે એટલા ખાતર? અંગ્રેજો ભલે પોતાના દેશમાં સરમુખત્યારી ચલાવતા ન હોય, ફેસીસ્ટ ન હોય. પરંતુ આ દેશમાં તો એમની નીતરીતિ એમનું વર્તન અને ફેસીસ્ટોના વર્તન વચ્ચે તર્ક કરવો મુશ્કેલ થઇ જાય છે... મુન્ની સાચું કહો તમે શા માટે લડવા જઇ રહ્યા છો? તમારી માતાના તમે એક માત્ર પુત્ર છો...તમે ......

પ્રકાશે લાગણીવશ થતાં-કહ્યું મને પૂછો તો હું બતાવું કે હું શા માટે લડું છું.

કારણ કે તમે મૂર્ખા છો. પરવીઝ સહસા બોલી ઉઠયો. અંગ્રેજો હિંદુઓને અખંડ હિંદુસ્તાન આપનાર નથી, અને મુસલમાનોને પાકિસ્તાન પણ આપનાર નથી તેઓ તો બન્નેને મૂર્ખ બનાવી રહ્યા છે. તું તો ગમાર માણસ છે.

કહેવા દો એને, એની વાત પણ સાંભળી લો." મુમતાઝની આંખોમાંથી આંસુ ટપકી રહ્યાં હતાં.

પ્રકાશે અર્થસૂચક દ્રષ્ટિએ મુમતાઝ પ્રતિ જોયું હું મરવા માટે જઈ રહ્યો છું-હવે પાછો આવનાર નથી. હું જાપાની ફેસીસ્ટોની વિરૂદ્ધ મારૂં રૂધીર વહાવવા જઇ રહ્યો છું.

બધા જોરથી હસી પડયા. મુન્ની ધ્યાનપૂર્વક એની વાતો સાંભળી રહ્યો હતો. પ્રકાશ ઉઠવા લાગ્યો.

શાબાશ બેટા, મરવા પહેલાં પેટ ભરીને ઉંઘી લેજે. હમીદે કટાક્ષમાં કહ્યું.

પ્રકાશ મનોમન બબડી રહ્યો હતો મ્હારી સ્હામે બે માર્ગો હતા, મંથન કરી રહ્યો હતો કે શુ? ઇંગ્લીશ ફેસીઝમ ઠીક નથી, જાપાનીસ ફેસીસ્ટવાદ પણ ધિક્કારવા યોગ્ય. પછી? શું કરૂં? ચૂપચાપ બેસી રહું? હંમેશ માટે એજ સ્થિતિનો શિકાર બની રહું? મારા દેશમાં અંગ્રેજો અને જાપાનીઓને લડતા જોયા કરૂં? મારા હરિયાળા ખેતરો ને મારાં ગામો ને મારાં

શહેરોને ઝમીનદોસ્ત થતાં જોતો રહું ? ને હાથ પર હાથ દઈ બેસી રહું ?...ગુલામી પછી બેશરમી અને નિર્લજ્જતાની મઝિલ આવે છે. અને એ સ્થાને પહોંચીને દરેક કોમ મુર્દા થઈ જાય છે. ગુલામી પછી આઝાદી મેળવી શકાય છે. કિંતુ જ્યારે કોઇ ગુલામી હદથી વધી જાય છે તો નફ્ફટાઈ, નિર્લજ્જતા અને શીથીલતાની સાથેતી આપવા લાગે છે. અને તે કદી પણ આઝાદ થઇ શકતી નથી, એટલા માટેજ તો, હું જાપાની ફાસીઝમ ની સ્હામે લડીને મારૂં લોહી વહાવી દેવા ચાહું છું. મારૂં એ પગલું, મારૂં એ બલીદાન, જગતની તમામ ઝાલિમ ફેસીસ્ટ વ્યવસ્થાઓની સ્હામે હશે. પછી ભલેને તે જગતના કોઈ પણ ખૂણામાં કેમ ન હોય? ભલેને એના ચિન્હો પછી કેટલાક મિત્ર રજ્યોમાંજ કેમ ન હોય? મારૂં મૃત્યુ મારી લડાઈ એ ફેસીઝમને પણ પાંગળું-નિબળ બનાવશે. જેની એક ઝલક કદાચ તમને તમારા ઘરમાં પણ દેખાતી હશે...!"

પ્રકાશ એકાએક ચૂપ થઇ ગયો. એનું વદન લાલ થઇ ગયું. એણે બીરનું ગલાસ પોતાના હોઠો પર મૂક્યું.

પરવીઝ કેહવા લાગ્યો અંગ્રેજો સાથે શા માટે નથી લડતા? એ લોકો પણ મલમલ નથી, રેશમ નથી હિરા નથી.

હમીદ હસતાં હસતાં કેહવા લાગ્યો. કદાચ એણી સાથે બે મોરચા પર લડવાનું પ્રકાશભાઇને પસંદ નહિ હોય હિટલરની હાલત તમે નથી જોઇ?

બધાજ હસવા લાગ્યા. મુખી ખામોશ હતો. સ્યામ તેને ચુંટકી ખણતાં બોલ્યો "કેમ હરામી, તું કંઇ બોલતો નથી."

મુખી કહેવા લાગ્યો-જ્યાં સુધી રાજકારણને લાગેવળગે છે ત્યાં હુ ખામોશજ રહીશ. મને જે આદેશ મળ્યો છે તેનું બનતાં સુધી હું પાલન કરીશ...હા એટલું કહ્યા વિના રહી શકતો નથી કે જ્યારે હું હિંદુસ્તાન આવ્યો ત્યારે મને એવી ઘણી વાતો કહેવામાં આવી હતી જે હિન્દુસ્તાનીઓ સંબંધી હતી. જે મારા અનુભવે અને અવલોકને ખોટી સાબિત કરી છે. શક્ય છે એ વાતનો હું અહિં આજે સ્વિકાર ન કરત...પરંતુ મોરચે જઇ રહ્યો છું...

બધા શાંતિપુર્વક તેની વાતો સાંભળી રહ્યા હતા. મને કહેવામાં આવ્યું હતું કે હિંદી સ્ત્રીઓ ઘણીજ બીકણ અને પોચી હોય છે... પરદામાં રહે છે. અને ગોગ સાહેબના પડછાયાથી પણ ભડકે છે...પણ હવે હું સમજી શકયો છું કે સત્ય શું છે ખરૂં શું છે...ને, પરદામાં જરૂર રહે છે, તે શર્મીળ છે. કિંતુ ડરપોક નથી તે તમારા પુરૂષો કરતાં વિશેષ બહાદુર છે. તે મોતનો પણ સામનો કરી શકે છે, જો પ્રસગ આવે...

"શાબાશ...શાબાશ" હમીદે કટાક્ષમાં કહ્યું "મુખી નથી બોલતો, સર્પનું ઝેર બોલી રહ્યું છે.

મુખીએ કહ્યું-"માણસ માત્રને અન્યની કુટેવ કુથલી અને છિદ્રો જોવાં સાંભળવાં ગમે છે, અને તેને માની પણ લે છે. ઇન્સાનની પ્રકૃતિજ એવી છે. મેં પણ હિંદીઓ સંબંધી ઘણું ઘણું સાંભળ્યું હતું અને તે સાચું પણ સમજતો હતો...યાદ હશે તમને પેલી બોટવાળી વાત. શીખી, તમે ગને કમીનો સમજશો. પરંતુ એ હકીકત છે કે હુ તમને આજ સુધી એજ કસોટી પર કસતો આવ્યો છું...પરંતુ એ પણ એક જુઠાણુંજ સાબિત થયું છે.

જુઠાણું શી રીતે? શામ બોલી ઉઠયો. હટ હરામી આ બે પેગ જે તને પીવડાવી રહ્યા છે, તે ચાળીસ રૂપિયાની હશે છતાંય કહો છો કે અમે પૈસાનો લાભ નથી મેળવતા? શું નશામાં તમને ભાન પણ રહ્યું છે કે નહિ.

મુખીએ હાસ્ય વેરતાં કહ્યું હું રાજકારણ

સમજતી નથી માત્ર દિલ જોઉં છું અંતરને ઓળખું છું. મે તમારા દિલોને સારી પેઠે ટટોલી જોયાં છે...જ્યારે હું અમેરીકા પાછો જઈશ તો...

તો શું થશે? પરવીઝે પૂછ્યું.

મુખી બોલ્યો કંઇ નહિં...સાંભળો! પેલી... કદાચ ત્યાં બુલબુલ ટહુકી રહી છે.

બુલબુલ બોલી રહી છે? મુખી એ તમારો ભ્રમ છે. અહિં પશ્ચિમના ઘાટ પર બુલબુલ બોલતું નથી. પરવીઝે જવાબ આપ્યો.

થોડીક પળો શાંત રહ્યા પછી મુખીએ ધીમેથી કહ્યું...પરંતુ બરાબર તેજ અવાજ છે. એ ગીત ક્યાંક બીજેથી આવ્યું છે. તેની આંખો સ્વપ્નમય બની ગઈ.

ન્યુયોર્કથી? શ્યામે પૂછ્યું.

ન્યુયોર્કથી પણ આવી શકે છે. જ્યાં મારી પ્રિયતમા વસે છે. અને ઓહિયાથી જ્યાં મારી પ્રાણ પ્યારી માતા વસે છે...મુખી સ્મૃતિમાં સરી પડ્યો...આ મંગોલ્યાના સફેદ ફુલો મારી પ્રિયતમાના ગાલો જેવાં તાજાજ છે...મારી માતાના શ્વેત વાળો જેવાં પવિત્ર છે. મુખીએ પુષ્પ-થાળમાં શ્વેત પુષ્પોને સ્પર્શ કર્યો હળવા ધીમા અને કોમળ કરે જાણે તે તેનાથી પ્રેમ કરી રહ્યો હોય તેમ.

પ્રકાશ ડુસકા ખાવા લાગ્યો.

મુખીએ કહ્યું સ્વાજ સાચું કહું છું કે હું પર્લહારબર માટે નથી લડતો...

તે વિચારવા લાગ્યો હું-કદાચ-આ શ્વેત કળીઓ માટે લડી રહ્યો છું.

અને મુખીએ મંગોલ્યોના ધોળાં પુષ્પ પોતાના અધરો સાથે ચાંપી દીધાં.

બધા ખામોશ હતા રાત્રિ પણ ખામોશ હતી દૂર ક્યાંક સુદૂર કોઇ બુલબુલનું ગીત વાતાવરણમાં ગુંજી રહ્યું હતું.

કંઈ કેટલાય મહિનાઓ પસાર થઈ ગયા પરંતુ મુખીનો પત્ર ન મળ્યો કદાચ સેન્સ...!

પ્રકાશ કુશળ હતો.

પાછળથી સમાચાર મળ્યા કે જાપાનીઓ સામે લડતાં લડતાં પ્રકાશ ખપી ગયો. હજી લગી મુખીના કોઇ સમાચાર ન હતા-પત્ર પણ ન હતો.

પરવીઝ બોલ્યો એ અમેરીકનોનો શો ભરોસો? અહિંયાં તો ઓછા ઓછા થઇ જતો હતો પરંતુ ત્યાં ગયા પછી? એણે સીગારેટની રાખ ખખેરતાં ખખેરતાં પોતાની સ્મૃતિમાંથી મુખીને સદાને માટે અલગ કરી દીધો.

થોડાક અઠવાડિયાં લગી મુમતાઝની આંખોમાં મુખીનો હસતો ચહેરો વારંવાર દેખાતો હતો પરંતુ ધીમે ધીમે તેય વિસરી ગઈ. એવામાં શ્યામ બિમાર પડ્યો બિસ્તર અવસ્થામાં એને એક સેન્સર થએલો પત્ર મળ્યો, જેના પર ઓહિયોની છાપ હતી પત્ર ઉઘાડતાં ઉઘાડતાં શ્યામ મનોમન કહેવા લાગ્યો બદમાશ પાછો ઓહિઓ પણ પહોંચી ગયો અને-કવર ફોડયું.

પત્રમાં લખ્યું હતું.

"વ્હાલા પુત્ર.

હું તમને મારો પુત્ર કહી રહી છું કેમકે તમે મારા મુખીના મિત્ર છો. એટલેજ તો હું આ પત્ર તમને લખી રહી છું. શકય છે તમે તમારી આ માતાને કંઇક સહાય કરી શકો. મુખીએ આ જગત છોડવા પહેલાં પોતાની વસીયતમાં લખ્યું હતું કે તેણે વિકુલવાડીમાં એક યુવતીને પોતાની બહેન ગણી છે. તેનું નામ **મોહિની** છે. મુખીએ પણ લખ્યું છે કે તમે એ છોકરીને સારી રીતે ઓળખો છો. તો તમે એટલું ન કરી શકો કે જ્યારે મુખી આ જગતમાં નથી, ત્યારે એ મારી પુત્રીને મારી પાસે મોકલી આપો?

જો તમારાથી એ વ્યવસ્થા ન થઈ શકે તેમ હોય તો મને લખી જણાવો એટલે હું હિંદુસ્તાન આવવાનો બંદોબસ્ત કરી શકું. અને જો જીવન બેવફાઈ નહિ કરે તો હું અચૂક ત્યાં આવીશ. હું "મોહિની"ને મળવા ચાહું છું. શક્ય હોય તો હું તેને મારા ઘેરે લઈ જવા ચાહું છું. શું એ શક્ય છે!

બનવા જોગ છે કે તમે આ પત્રને એક અમેરીકન સ્ત્રીની ઘેલછા જ યા એવુંજ કંઇ સમજો. પરંતુ ચોક્કસ માનજો કે આ માત્ર ઘેલછા કે માત્ર લાગણી પ્રધાનતા નથી.

મુન્નીએ પોતાના અંતિમ પત્રમાં લખ્યું છે કે જે દિવસે મોહિનીએ એના પગમાંથી લોહી ચુસી લીધું હતું ત્યારથી એમ લાગે છે કે જાણે મોહિનીએ એ વિષ માત્ર એના શરીરમાં-થીજ નહિં એના આત્મામાંથી પણ ચુસીને ફેંકી દીધું છે. તે ઝેર જે કાળાને ગોરાથી, ગરીબને અમીરથી, અને ઇન્સાનને ઇન્સાનથી જુદો ગણે છે. એજ ક્ષણે એને ભાન થયું કે પ્રેમ એ કોઇ પણ આદર્શ અને ઉત્તમ માનવ સમાજ માટે સૌથી પહેલી શરત છે, પાયાનો સિદ્ધાન્ત છે. એને સ્વીકાર્યો વિના જગતમાં કોઈ પણ માનવસમૂહ લાંબા સમય સુધી ટકી શકે નહિ. જે સમાજ વ્યવસ્થામાં પ્રેમ જેવું કશુ નહિ હોય તે ટકી શકનારજ નથી—વિકૃતવાડી-ધારી પર પહેલીજ વાર એને ભાન થયું કે પ્રેમનો કોઇ ખાસ રંગ નથી હોતો, કોઇ દેશ નથી હોતો, કોઇ ધર્મ નથી હોતો તે જીવન-નો આખરી અને અનંત આદર્શ છે...તે જ્યારે આસામ જઇ રહ્યો હતો ત્યારે એ ખૂબ આનંદમાં હતો કિંતુ એ એટલો બધો ગંભીર ઉદાસ હતો તે—મારો પુત્ર!"...તે તમને બતાવવા માંગતો હતો કે ન માત્ર એ માનવ પ્રેમ ખાતર લડે છે. તે પ્રેમ જે માનવતામાંથી જન્મે છે. તે ઘૃણા ને તિરસ્કાર જેનું ઉદ્ગમ સ્થાન મૂડીવાદ છે...તેની ઇચ્છા હતી કે જ્યારે તે મોરચા પરથી પાછો આવશે ત્યારે તમને અને તમારા દેશબંધુઓને બતાવશે...કિંતુ આજે તો એની લાશ આસામની ધરતીના ખોળામાં પોઢેલી છે. જેના પર મોતની સ્લેબ છે...!

એવી કઈ માતા છે જે પોતાના પુત્રને ન ચાહતી હોય. દરેક માતાને પોતાનો પુત્ર વહાલો લાગે છે. ત્યારે મારે તો એ એક માત્ર પુત્ર હતો, ઇશ્વરની ઇચ્છા એવી હતી કે તે મારાથી આવી રીતે છુટો થઈ જાય. કિંતુ એનો આખરી પત્ર વાંચીને મને લાગે છે કે જાણે તે ક્યાંય ખોવાઇ ગયો નથી. તે હજુ મારી પાસેજ છે મારી સમીપ બેઠો છે. અને હસી હસીને મને કહી રહ્યો છે કે જો મા, હું તારા માટે એક પુત્રી લાવ્યો છું...એનો પત્ર વાંચીને નથી જાણતું હું તે અવાચક છું અને હર્ષ અનુભવી રહી છું. જાણે મેં મારા પુત્રને પ્રથમ વાર જન્મ દીધો હોય...બસ હવે વધુ પણ લખી શકતી નથી.

તમારી માતા
રિસપંક્ર"

પરવીન પણ સ્વામીની પાછળ ઉભી રહી એ પત્ર વાંચી રહી હતી. પત્ર વાંચતાં વાંચતાં એની આંગળીઓ સખ્તાઇપૂર્વક ધ્રૂજી ગઇ અને એના મુખમાંથી ઇરાદાપૂર્વક રીતે શબ્દો સરી પડ્યા.

"મું...ન્ની..."

સ્વામીએ પોતાનું મુખ ફેરવી આંસુ લૂછ્યાં અને કંપતા હાથોથી મજીઠવાની મહેંદી રંગી આંગળીઓને પોતાના અધર સાથે ચાંપી દીધી...રાત્રી શાંત હતી પુષ્પો આમોદ હતાં...ગગન ઉપર કોઈ ઝૂણઝૂણ ગીત લહેરાવી રહ્યું હતું.

(ગુજરાતી રૂપાંતરકાર—હાસિમ કીરોજ)

રિફાઇ સાબેરી

# બિસ્મિલ્લાહ શરીફની ફઝીલતો

(ગતાંકથી ચાલુ)

નકલ છે કેઃ—બશર હાફી નામનો એક શરાબી માણસ એક દહાડો શરાબખાને જતો હતો. જતાં જતાં રસ્તામાં એક કાગળનો ટુકડો જેની ઉપર "બિસ્મિલ્લાહ" શરીફ લખેલ હતી તે તેણે જોયો ત્યારે બહુજ માન-ઇઝઝત અને અદબથી તેણે તેને ઉઠાવી કપડેથી લુછી તેને બોસા દઇ અત્તર વગેરે લગાડી કોઈ પાક જગ્યાએ મૂકી દીધો અને પછી શરાબખાને ગયો અને હંમેશ મુજબ ખૂબ શરાબ પી બેહોશ થઇ શરાબખાનાના કોઈ ખૂણામાં પડી રહ્યો. એજ ગામમાં હઝરત ખ્વાજા હસન બસરી (રેહ.) રહેતા હતા. તેમને ખુદાપાક તરફથી ઇલ્હામ થયો કેઃ—ઐ હસન! જાઓ અને બશરને ખુશ ખબર આપી તેને અમારા રેહમતના દરવાજે લઈ આવો. તેઓ ખુદાપાકના હુકમ મુજબ શરાબખાને ગયા તો ત્યાં બધા શરાબીઓ તઅજ્જુબ થઇ આપને પૂછવા લાગ્યા કે ઐ શેખ! આપ અહીં શરાબખાનામાં કેમ આવ્યા? અહીં શરાબીઓની સોહબતથી આપની શું મતલબ છે? ત્યારે આપે જવાબ દીધો કે, હું કંઇ મારી જાતે અને મારી પોતાની ખુશીથી આવ્યો નથી કે જેથી પાછો ચાલ્યો જાઉં પણ બશરને લઇ જવા મને મોકલવામાં આવ્યો છે. બશર કયાં છે? શરાબીઓએ બશરને દેખાડયો, તેઓ તેની પાસે ગયા. બશર બેહોશ અને બેખુદ પડેલો હતો જેને તેમણે હોશમાં લાવી પોતાની સાથે ઘરે લઇ આવ્યા અને તેને ખુદાપાક તરફની બશારત સંભળાવી ત્યારે ગૈબથી આવાઝ આવી કેઃ—ઐ બશર! તેં મારા નામની ઇઝઝત કરી તેને બદલે હું તને ઇઝઝત અતા કરી મોટો દરજ્જો આપું છું. અને તેં મારા નામને પાક સાફ કપડે લુછી અત્તર લગાડી પાક જગ્યાએ મુકયું તેને બદલે હું તને ગુન્હાઓથી પાક સાફ કરી મારી પોતાની ખુશબૂથી મોઅત્તર કરૂં છું.

સુબ્હાનલ્લાહ! ખુદાવંદ કરીમની કેવી બંદાનવાઝી છે કે એક શરાબી કબ્બીને પણ વારમાં માત્ર તેના દુન્યાની નજર પ્રમાણેના એક નજીવા કામને બદલે એવો મોટો દરજ્જો ઇનાયત કર્યો ઔલિયાઅલ્લાહમાં દાખલ કરી દીધો. શું બંદા નવાઝી છે કે ન તો કંઇ ઇલ્મ લિયાકત-કે શરીઅતની, પાબંદીની પણ જરૂર પડી. ખુદાપાક જેને ચાહે તેને પળવારમાં અદનાથી આલા બનાવી દે છે.

નકલ છે કેઃ—કોઇ એક ખુદા રસીદા બુઝુર્ગ બકરીઓ ચરાવવાનું કામ કરતા હતા. જંગલમાં બકરીઓ ચરાવવા લઇ જતા, જ્યાં વાઘ-વરૂ વગેરે પણ પુષ્કળ હતા છતાં પણ તેઓ બકરીઓને કંઇ પણ છેડવાને બદલે બકરીઓ સાથે હળીમળીને રહેતાં. એક દહાડો કોઇ માણસ ત્યાં જઇ પહોંચ્યો તેણે ઉપરની હકીકત નજરથી જોઇ બહુજ તઅજ્જુબ થઇ તેમને પૂછયું કેઃ—શું કારણ છે કે આ ફાડી ખાનાર જાનવરો તમારી બકરીઓને ખાઇ જવાને બદલે તેમની સાથે આવી રીતે હળીમળીને રહે છે? તેમણે જવાબ દીધો કેઃ ઐ બેવકૂફ! જેણે "બિસ્મિલ્લાહ" શરીફ જબાન ઉપર ખરા દિલ અને સાચી મહોબ્બતથી ચાલુ રાખી ખુદાપાકથી દિલ લગાડયું હોય તેની કોઈ પણ ચીજને દુન્યાની ગમે તે તાકત કંઇ પણ હાની પહોં-

ચાડી શકતી નથી. જેનો પૂરાવો તું પોતે તારી નઝરથી જુએ છે.

નકલ છે કેઃ—મજ્રા મેઅઝઝમામાં એક મુજાવર (ખાદિમ) હતો જે હમેશા રોઝા રાખતો અને રાત્રે ઇબાદત કરતો અને કદી કંઇ પણ દુન્યવી કામમાં રોકાતો નહીં. તેને કોઇએ કંઇ પણ ખાતા પીતાં કે દુન્યવી કામમાં રોકાયલો કદી પણ જોએલો નહીં. હમેશ ઇફતારને વખતે પોતાના ખિસામાંથી કાગળનો એક ટુકડો કહાડી તેને સારી રીતે જોઇ પાછો ખિસામાં મૂકી દેતો. જ્યારે તે મરણ પામ્યો ત્યારે ગુસલ દેનારાઓએ તેના ખિસામાંથી પેલો ટુકડો કહાડી લઇ જોયું તો તેની ઉપર "બિસ્મિલ્લાહ" શરીફ લખેલી છે. ત્યારે એઓ બહુજ તઅજ્જુબ થયા ત્યારે ગૈબથી આવાઝ આવી કે "ઓ તઅજ્જુબ થનારાઓ તમો શું તઅજ્જુબ થઓ છો? એજ "બિસ્મિલ્લાહ"ના પ્રતાપે મેં એને દુન્યામાં ખાવા પીવાથી બેનિયાઝ કરી એને બખ્શી દીધો છે

સુબ્હાનલ્લાહ! "બિસ્મિલ્લાહ" શરીફને માત્ર જોવાથી આવા આવા મરતબા મળે છે ત્યારે એના ઝાકિરોને કેવા કેવા મરતબાઓ ખુદાપાક આપતા હશે તે ખુદ ખુદાપાક બેહતર જાણનાર છે.

નકલ છે કે—એક માણસે જાદૂ શીખવા નક્કી કર્યું અને જાદૂગરો પાસે શીખવા ગયો. જાદૂગરોએ તેને કહ્યું કે ૪૦ દહાડા સુધી ખુદાપાકનું નામ લેવું નહીં તેમજ કુર્આન શરીફની આયતોમાંથી પણ કંઇ પણ પડવું નહીં. તેણે એ મુજબ કર્યું અને થોડા દહાડામાં પાકો જાદૂગર થઇ ગયો. એક દહાડો કોઇ મરેલા પામેલાં તેનું અચાનક જવાનું થયું ત્યારે મકે-સામતી કોઇ છોકરાના મોંઢેથી "બિસ્મિલ્લાહ" શરીફ પડવાનો અવાઝ તેના કાનમાં પહોંચ્યો, કે તરતજ જે જાદૂ તે શીખ્યો હતો તે સૌ બિલ્કુલ ભૂલી ગયો અને એવો પાક સાફ થઇ ગયો કે જાણે જાદૂ શીખ્યોજ હતો નહીં.

સુબ્હાનલ્લાહ! "બિસ્મિલ્લાહ" શરીફના સાંભળવાથી જ્યારે જાદૂગરોના જાદૂ નષ્ટ થઇ જાય છે ત્યારે જે માણસ એને ખરા દિલથી હમેશા પડતો રહે તેને શેતાન-નફસાની વસવસા કે જાદૂ વગેરે શું કરી શકે?

નકલ છે કેઃ—શહેર બુસ્તામમાં એક જુવાન કોઇ બહુ ખૂબસૂરત અને પૈસાદાર છોકરી ઉપર આશિક થયો. જેને મેળવવા દરેક મહેનત અને કોશિશ કરી પણ કંઇ વળ્યું નહીં ત્યારે લાચાર થઇ બીજા શહેરમાં જ્યાં ઘણા જાદૂગરો રહેતા હતા ત્યાં ગયો અને તેઓ જો છોકરી સાથે મેળવી આપે તો જે માંગે તે આપવા કહ્યું. તેઓએ તેને ધીરજ દીધી અને કહ્યું કે આ કંઇ મુશ્કિલ કામ નથી માત્ર જોતજોતામાં તર્ત કામ થઇ જશે. છોકરી ક્યાં રહે છે વગેરે તેને પૂછ્યું પર શહેર બુસ્તામનું નામ સાંભળતાંજ બધા સન્નાટો ખાઇ ચુપ થઇ ગયા. પેલા જુવાને આવી રીતે એકાએક ચુપ થઇ જવાનું કારણ પૂછ્યું. ત્યારે તેઓએ જવાબ દીધો કેઃ—શહેર બુસ્તામમાં અમારો જાદૂ કંઇ પણ અસર કરી શકતો નથી કારણ કે ત્યાં "બાયઝીદ બુસ્તામી" (રેહ.) નામના માણસ રહે છે કે જેમના લીધે ત્યાં કોઇનો પણ જાદૂ કંઈ પણ કરી શકતો નથી કારણ કે ત્યાંના બધા લોકો હમેશા "બિસ્મિલ્લાહ" શરીફ અને "લાઇલાહા ઇલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલિલ્લાહ" પડતા રહે છે જ્યાં આ ઝિક્ર થાય ત્યાં ગમે તેવો જાદૂ કંઈ પણ નુકસાન પહોંચાડી શકતું નથી.

(અપૂર્ણ)

અનુ: તાજ

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

( ગતાંકથી ચાલુ )

એક મસલાના સંબંધમાં ખ્વાજા મહમદ અમીનના સવાલના જવાબમાં જે કંઇ આપે લખ્યું છે એથી આપનો પંથ સ્પષ્ટ રીતે સમજાઈ આવે છે આપ લખે છે. કે "ત્રીજો પ્રશ્ન એ હતો કે તુ ફિકહના કયા મસલા કયા ઇમામના ધર્મના પ્રમાણે અમલ કરે છે?" મેં ઉત્તર વાળ્યો કે "નમાઝ, રોઝા, વઝૂ, અને ગુસલ (સ્નાન)ની બાબતમાં ચારો ધર્મ પ્રમાણે વર્તવા કોશિશ કરૂં છું. અને ચારો ઇમામોના વચનો સત્ય માનું છું, અને જે વખતે ચારો ધર્મ પર અમલ કરવા કઠીન છે તો પોતાના ધ્યાનમાં જે ધર્મને હદીસ પ્રમાણે જોઉં છું કે જેની દલીલ ખરી અને હદીસ પ્રમાણ છે તો તેના પર અમલ કરૂં છું."

શાહ વલીયુલ્લાહ (રેહ.) જાહિલ અને મુજતેહીનના મુકલ્લિદ રહેવાના (અનુકરણના) હકને માનવાવાળા હતા. અને એથી જણાય છે કે જો એવું ન હોય તો જે દેશમાં શરે-અનો રિવાજ હોય તેની વ્યવસ્થા અવ્યવસ્થિત થઈ જાય. જાહિલની કોશિશ ખરી રીતે ચાલતા કાનૂનોનું અનુકરણ છે. જે તમામ મઝહબી દેશો પર પૂરી રીતે કરાવે છે. પરંતુ શાહ સાહેબ કોશિશને હદથી વધારે ઉત્તેજન આપવાના વિરોધી હતા. આપે એક બાબમાં અર્થાત બાબે તકલીદમાં સમતોલપણું રાખવા બાબત લખ્યું છે.. અને કોશિશનો એક પ્રકાર પણ લખ્યો છે. જેણે હરામ ઠેરવ્યો છે. અર્થાત કોશિશનું તે સ્વરૂપ જેમાં જાણ્યુ અથવા અજાણે મુકલ્લિદ સરીહ ઓ હદીસ (હદીસ ઉપર ચાલવાવાળા) પણ મુફતીઓ અને ફકીહોના કોલોને અધિકતર ગણે છે. આપ લખે છે કે "કોશિશ હરામનું સ્વરૂપ એ છે કે કોઇ ફકીહનુ અભિમાન કરે કે તે વિષયમાં અંત સુધી પહોંચી ગયો છે. એ ન બની શકે કે તે ભૂલ કરે, તો એવી નકલ કરનારને જો કોઇ ખરી હદીસ અને સરીહ ગળી આવે કે જે એ ફકીહના કોલથી વિરૂદ્ધ હોય તો તે વચનને છોડતો નથી."

**તસવ્વુફ:**-એ વિષયો ઉપરાંત શાહ સાહેબે તસવ્વુફની પણ અનેક કિતાબો લખી છે. એમાંની એક **'લમઆત'** છે. જેનું ઉર્દૂ ભાષામાં ભાષાંતર **'નફહાત'**ના નામથી પ્રગટ થયું છે. એક રિસાલો **'ફેસલએ વહદતુલ વજીદૂલ શહૂદ'*** નામનો લખ્યો છે. જેમાં શેખ અકબરના 'નઝરીએ વહદતુલ-વજૂદ'નું વર્ણન કરીને એ પુસ્તકને શેખ મુજદ્દિદ (રેહ૦)

* આ રિસાલાનાં જવાબમાં મીરઝા મઝહર જાનજાનાંના સૂચનથી લખનૌના મૌલાના ગુલામ યહ્યાએ 'કલમાતુલ હક્ક' લખી છે. જેનો જવાબ શાહ રફીયુદ્દીન સાહેબે 'દમાગુલ બાતિલ'માં આપ્યો છે

ના "નઝરીએ વદદતશ્શહૂદ" પ્રમાણે સિદ્ધ કરી છે. 'અક્લકૌલુલ જમીલ'માં બૈઅતના તરીકા, ફાયદા અને બૈઅત લેનારની વિશેષતાઓ વર્ણવી છે. 'તફહી માતીલહીયા' જેનો કંઇક ભાગ અરબીમાં છે અને કંઇક ફારસીમાં છે. ઘણો ખરો ભાગ તો તસવ્વુફના મસલા સંબંધીના છે. એ ઉપરાંત 'અલ્તાફે કુદ્દુસ'; 'અન ફાસેલ આરેફીન'; 'ખૈરે કસીર' વિગેરે તસવ્વુફ વિષે લખેલી છે.

એ કિતાબોમાં તસવ્વુફની ઘણીખરી રમુઝ (રહસ્ય) આપેલાં છે. કેટલીક વાતો મુશ્કીલ છે જેનુ સમજવું ઘણુંજ મુશ્કીલ છે. અને કેટલીક વાતો એવી પણ છે કે જેના ઉપર આમ જનતા ટીકા પણ કરી શકે છે. આપણે એ તો કહી શકતા નથી કે શાહ સાહેબે એ પુસ્તકો જીવનના કયા ભાગમાં લખ્યા હશે. પરંતુ એમના વસીયતનામા (રિસાલા)થી કલ્પી શકાય છે કે જ્યારે એ પ્રગટ થયો એ સમયે એમને કેટલીક તસવ્વુફની ટીકા લાયક વાતોનું સંપૂર્ણ ભાન હતું. આપની ત્રીજી વસીયત છે કે:-

"એ જમાનાના મશાઇખોના હાથમાં હાથ આપવો ન જોઇએ, વધુમાં તેમનાથી બૈઅત પણ કરવી ન જોઇએ. કારણ કે તે જમાનાના મશાઇખો જુદી જુદી બીદઅતોમાં તલ્લીન હતા. વધુમાં એ પણ જણાવ્યું છે કે ન તો આમ જનતાના વખાણ કરવાથી અભિમાની થઈ જવું અને તેજ રીતે કરામતો ઉપર કારણ કે ખાસ કરીને આમ જનતાના વખાણ તો ફક્ત રિવાજનાજ કારણે હોય છે. અને એ રિવાજી કામોનું હકીકતમાં કોઇ વિશ્વાસ કરતો નથી. અને તે જમાનાની બધી કરામતો વેચવાવાળા જાદુઈ વાતો અને જાદુગીરી ને કરામત જાણવાવાળા છે."

એ ઉપરાંત શાહ સાહેબે માત્ર મશાઇખોની ઉણપો ઉપરજ ટીકા કરી નથી પરંતુ અદ્બાબોના ગમક્ષાની બાબતમાં પણ આપ સૂફીઓના મતથી વિરૂદ્ધ ગએલા છે. અને 'ઇકબાલ'ની માફક એને મિલ્લતે ઇસ્લામીયાને માટે સખ્ત નુકસાનકારક સાબિત કરી છે. એટલાજ માટે આપે એ વિષય પર વિરોધીઓના વિચારો સવિસ્તાર ટાંકીને લખ્યું છે કે:—

"ગુન્હેગારોને મારી નાખવામાં, તેમની ચામડી ખેંચવાના કામોમાં વધારો કરવું અને બધાનું એ કાર્યમાં તલ્લીન થઇ જવું એ હઝરત (સ. વ.)ની ઉમ્મતને જાઇઝ નથી. પરંતુ એ લોકો એક સખ્ત બિમારીમાં સપડાઇ ગયા છે. ખુદા એ લોકો પર રહેમત વરસાવે જેઓ એવી સજાઓ મટાડવાની કોશિશ કરી રહ્યા છે."

(અપૂર્ણ)

લેખકઃ–એચ. બી. દીવાન

# શિક્ષીત કોણ?

શિક્ષણ વિષે વિવેચન કરવા પહેલાં, એ જોઇશું કે શિક્ષણ અથવા શિક્ષિત વ્યક્તિની વ્યાખ્યા શી? આ શબ્દોના અર્થ જુદી જુદી કોમો જુદા જુદા અર્થમાં લે છે. કેટલાક લોકો ભણવા લખવાને શિક્ષણ સમજે છે, કેટલાક બેસવા ઉઠવાની રીતને શિક્ષણ કહે છે, કેટલાક બોલવા ચાલવાની ઢબને શિક્ષણની ઉપાધિ આપે છે, કેટલાંકો વધારે વિષયો પર વિવેચન કરનારને શિક્ષિતની પદવી આપે છે. જેના જેવા વિચાર તેની તેવી વ્યાખ્યા શિક્ષણ સંબંધમાં છે. વિચારપૂર્વક જોવામાં આવે તો કોઇ મનુષ્ય અશિક્ષિત નથી. કુદરત દરેકને દરેક સમયે કંઇને કંઇ શિક્ષણ આપી રહી છે. જંગલી લોકોમાં પણ નિયમ-કાયદા હોય છે જેને આપણે અશિક્ષિત જંગલી કહીએ છીએ, તે આપણને અસભ્ય કહી શકે છે આથી પ્રત્યેક દેશ અને કોમમાં કેળવણીનો આદર્શ કોમના આદર્શો પ્રમાણે ફેરફાર પામે છે. આવી સ્થિતિમાં શિક્ષણ સંબંધી પ્રશ્નો પર વિચાર કરનારાઓએ પક્ષપાત અને સંકુચિત મનોદશાથી બચવું જોઇએ, જે શુદ્ધ કલ્પનાઓમાં વિઘ્ન નાખે છે. આજે અશુદ્ધ ભાવનાઓ અને વેરઝેરને, દુશ્મનાઇને અને કુસંપને દૂર ધકેલવાના છે. આજે એવા શિક્ષણની જરૂર છે જે ઐકયતા અને ભાઇચારો વધારે, કોમ કોમ વચ્ચેથી ટંટા ફિસાદ દૂર થાય, દરેક કોમ પોતાની ઉન્નતિ સાધી શકે. કોમો કોમો વચ્ચેના ઉલટા સુલટી વિચારોને લઇને લડાઇ ઝગડા થાય છે. એક બીજા પ્રત્યે ઉદાર ભાવનાથી આ ઝગડા દૂર થશે–સંપ થશે.

શિક્ષણ શું છે? એ પ્રશ્નનો વિચાર કરતાં જણાય છે કે ઇન્સાનને કુદરત બરાબર શિક્ષણ આપી રહી છે. ખુદાએ માનવ જાતને બે વસ્તુઓ ભેટ કરી જગતમાં મોકલી છે. અંતઃકરણ અને બુદ્ધિ. જેના વડે આપણે કુદરતના રહસ્યોનો આનંદ લઇ શકીએ છીએ. દુઃખ, સુખ, ઉન્નતિ અને અવનતિના કારણો બહુ જલદી જાણી લઇએ છીએ. શિક્ષણ સિવાયનો ઇન્સાન પશુ છે. પશુનું જીવન સ્વાર્થી હોય છે. પશુમાં જે શક્તિવાન હોય છે તે સરદાર લેખાય છે. જે શક્તિહીન હોય છે તે માર ખાય છે, મરે છે. જંગલમાં પશુઓમાં આ નિયમ દુન્યાની ઉત્પત્તિથી અત્યાર સુધી જેમનો તેમ વગર પરિવર્તને ચાલ્યો આવે છે. તેમાં લગભાર પણ ફેરફાર થયો નથી. આવું જીવન જીવવું હોય તો આપણને શિક્ષણની કશી જરૂર નથી; પણ જો આ પરિવર્તન પામતા જમાનામાં, વિદ્યુત ગતિએ આગળ ધપતા સમયમાં આપણે જીવિત રહેવું હોય, તો તે માટે કંઈ કરવાની જરૂર છે, અને તે એ છે કે આપણામાંથી પશુ-સ્વભાવ દૂર થાય, લુચ્ચાઈ જાય, સ્વાર્થ નાશ પામે, કુદરતે બક્ષેલી આઝાદી મળે, મોટી નાની કોમોના વ્યાજબી હકો તેમને પ્રાપ્ત થાય, બળવાન કોમ બીજી નાની કોમો પર સ્વાર ન થાય, મોટી કોમો નાની કોમોને પોતાના નાના ભાઇ સમજે, તેમને સંતોષે, શાંતિમાં સુખ છે એ દરેક સમજે, સુખમાં આબાદી અને આબાદીમાં ઉન્નતિ છે તેનો વિચાર કરે.

આવી સ્થિતિ આણવા કોશિશ કરવી એને સાચું શિક્ષણ કહે છે. શિક્ષણ સારું સારું અંગ્રેજી, ગુજરાતી, ઉર્દૂ, વગેરે બોલવામાં નથી, શિક્ષણ રૂપાળા ફૂટડા ચહેરામાં નથી, શિક્ષણ વિદ્વાનોના વાક્યો રટવામાં નથી, શિક્ષણ

લાંબા પહોળા ભાષણોમાં નથી, શિક્ષણ ટોપી-ફેંટા, કોટ-પાટલુન કે અચકનમાં નથી. શિક્ષણ મોટી મોટી ડીગ્રીઓમાં નથી, પણ શિક્ષણ તો પશુપણું દૂર કરવામાં અને ઇન્સાનિયતમાં વૃદ્ધિ કરવામાં છે. વહેતી વણજારમાં પોઠિયા પર મઝહબી પુસ્તકો લાદવા હોય, તેથી પોઠિયો મૌલાના નથી બની શકતો. રેડીઓમાં સરસ ભાષણો અને બીજા વિષયો આવે, તેથી રેડીઓ વિદ્વાન નથી બની શકતો. અનેક પુસ્તકો વાંચી તેના વિચારો મગજમાં ઠાંસવા તેથી તે શખ્સ શિક્ષિત નથી બની શકતો. શિક્ષણની પરીક્ષા ત્યારે થાય છે, જ્યારે ઇન્સાન એક બીજા સાથે વ્યવહાર કરે છે, શિક્ષિત અશિક્ષિત ત્યારેજ પરખાય છે. હાથીના દાંત દેખાડવાના જુદા અને ચાવવાના જુદા એવું વર્તન હોય, મુખમાં રામ બગલમાં છૂરી જેવો ઘાટ હોય, મોઢે મીઠું મીઠું પાછળ કાતીલ ખન્જર જેવાં આચરણ હોય તેવા સમાજના વ્યક્તિને કોણ શિક્ષિત કહેશે? કેટલાયે લોકો શિકાયત કરે છે કે પેલા ભાઇ બી. એ. છે, પેલા ભાઈ એમ. એ. છે. પણ તેમનામાં આત્માની આઝાદી નથી. જ્યારે ડીગ્રીઓ પ્રાપ્ત કરવા છતાં પણ જ્યારે તેમનામાં આત્માની આઝાદી નથી આવી તો તે શિક્ષણમાં કંઇક ખામી છે. કોઈ વિદ્યાર્થીને પૂછો-તમો ભણીને શું કરશો? તે જવાબ આપશે-નોકરી. જ્યારે નોકરી એ શિક્ષણનો હેતુ છે, તો પછી તેમનામાં બીજી શક્તિયોની ખિલવણી ક્યાંથી હોય!

હાથી કેવડો મોટો અને બળવાન છે, પણ તે પશુ છે અને પશુના લક્ષણ એ છે કે તેને પોતાની શક્તિયોની જાણ નથી. ઇન્સાન અને પશુમાં આ ભેદ છે. ઇન્સાન પોતાની શક્તિયો જાણે છે અને જે ઇન્સાનમાં આ લક્ષણ છે તે શિક્ષિત છે. જે શિક્ષણ ઇન્સાનની આંતરિક શક્તિયોની ઓળખ આપતું નથી, તેને શિક્ષણ ન કહી શકાય. કેટલીયે કોમો આ સંસારમાંથી હતી ન હતી થઈ ગઇ; કારણ કે તેને પોતાની શક્તિયોની પિછાણ ન હતી. તે પોતાથી બીજી કોમોને નીચી સમજતી હતી. તેણે પોતાની અયોગ્યતા પર વિશ્વાસ કર્યો, પોતાને તે કમેશાં કમનસીબ સમજતી રહી. પરિણામ નાશમાં આવ્યું. તે નાશ પામેલી કોમોમાં યોગ્યતા હતી, પરિશ્રમથી પોતાને ઉચ્ચ બનાવવાની શક્તિયો હતી, પણ તેને તેવું શિક્ષણ ન મળ્યું. બિચારી શું કરી શકે? આખરે પૃથ્વીના પટ પરથી અદ્રશ્ય થઈ ગઇ.

ઘેટાં બકરાં પણ જો તેમને પોતાના બળ પર યકીન-વિશ્વાસ હોય તો તે વાડ તોડીને આઝાદ થઇ શકે છે, પણ તે છે પશુ. તેમને પોતાના બળની, સંયુક્ત શક્તિની પિછાન નથી. જેથી તે ગોંધાઇ રહે છે. પરતંત્ર રહે છે. આપણે આપણી આંતરિક શક્તિયો પિછાનતા નથી, હાલનું શિક્ષણ તે આપતું નથી અને તેથી આઝાદીથી દૂર ગુલામ પ્રજા તરીકે ઓળખાઇએ છીએ. જે શિક્ષણથી મુશ્કેલીઓ દૂર કરવાની યોગ્યતા પ્રાપ્ત થતી નથી, હાથ પર હાથ મૂકી બેસી રહેવાની વૃત્તિ કેળવાય છે, બુદ્ધિના વિકાસમાં સહાયતા કરતું નથી, અશક્ય કાર્યોના ઉકેલના માર્ગો દર્શાવતું નથી, તે શિક્ષણ નથી. એવા શિક્ષણથી દેશ અગર કોઇ કોમ પર ઉપકાર નથી થઇ શકતો. પશુ દરેક પ્રકારના દુઃખ સહે છે, પણ તે દૂર કરવાના ઉપાયો નથી વિચારી શકતાં, કારણ તેમનામાં બુદ્ધિ નથી. પોતાના દુઃખો દૂર કરવા માટે મનુષ્યો પર આધાર રાખે છે. અલ્લાહે ઇન્સાનને ગજબની બુદ્ધિ આપી છે. પોતે પોતાના દુઃખો દૂર નહિ કરતાં બીજા પર આધાર રાખે તેનામાં અને પશુમાં શો તફાવત છે! જે કોમ પોતાના દુઃખો દૂર કરવા, પ્રગતિ કરવા, પોતાના હકોની પૂર્ણતા કરવા, બીજાઓ તરફ આશા રાખે છે,

તે શિક્ષિત નહિ પણ અશિક્ષિત છે. તે પોતાના આ ઇરાદાઓમાં કદી પણ સફળ નહિ બને. તેની આશાઓ તે આશાઓજ રહેશે. લોંકડી તેનાં બચ્ચાં અને ખેડુતની કહાણી તો સૌ કોઇ જાણે છે. જ્યાં સુધી ખેડુતે પોતે ખેતર કાપવા નહિ આવે એમ કહ્યા કર્યું ત્યાં સુધી લોંકડી નિશ્ચિત રહી પણ ખેડુતનો પોતાનો નિશ્ચય જ્યારે સાંભળ્યો તો તે પોતાનાં બચ્ચાં લઇ બીજે રહેવા ગઈ. જે કોમ બીજાના વિશ્વાસે જીવે છે, જેને પોતાની શકિતયોની ઓળખ નથી, પોતાની યોગ્યતાની સમજ નથી, સંકટોનો સામનો કરવા બુદ્ધિબળ નથી, વખત આવે પોતાનું સર્વસ્વ, પ્રાણ સુદ્ધાં કોમના ભલા માટે કુરબાન કરવાની તત્પરતા નથી, પોતે અને પોતાની માલમિલ્કત કોમની અનામત છે એ સિદ્ધાંત સ્વીકાર્ય નથી, સંયુક્ત બળ શું કરી શકે એની પ્રતીતિ નથી, એ કોમ શિક્ષિત નહિ પણ અશિક્ષિત છે. એવી કોમની ઉન્નતિની આશાઓ, એ હવામાં કિલ્લા બાંધવા સમાન છે. જે કોમે ઉન્નતિ સાધવી હોય તો આ ઉણપો દૂર કરવી રહી. ઉન્નતિ જે સાધનોથી પ્રાપ્ત થાય તેવા સાધનો મેળવવા રહ્યા સાચી ધગશ લાવવી રહી. બેસી ન રહેતાં— કાર્ય, કાર્ય અને કાર્ય.

શિક્ષણની શરૂઆત એકડેએકથી થાય છે. પાયો તૈયાર કરવાની શરૂઆત થાય છે. મજબૂત પાયા સિવાય ઇમારત નથી બની શકતી. આ પ્રથમ પગથિયું છે. પ્રાથમિક શિક્ષણ છે; પછી માધ્યમિક અને ઉચ્ચતમ-અત્યારથીજ વિદ્યાર્થીઓમાં ઇન્સાનિયતના ગુણ ભરવા જોઇએ. તેમને કોમની ભલાઈ આગળ પોતાનો સ્વાર્થ તુચ્છ સમજે તેવું શિક્ષણ મળવું જોઇએ. હાલનું શિક્ષણ ગાડરીઆ પ્રવાહ જેવું છે અને કેટલાયે શિક્ષિતો પણ ઘેટા સ્વભાવના છે. ગાડરીઆ પ્રવાહની વાત તો જાણીતી છે. એક ઘેટા પછવાડે બીજું, ત્રીજું, ચોથું એમ લંગાર ચાલશે, પછી ભલે તે નાશની ખાઇમાં પડે. આપણે પણ આ બિમારીના શિકાર છીએ. કાઠિયાવાડમાં એક શખ્સના સંબંધમાં વાત ફેલાઇ કે તે બધીજ બીમારીઓના ઇલાજ કરે છે. પાણી ભરેલા સીસા પર પઢીને ફૂંક મારે છે અને તે પાણીના ઉપયોગથી ગમે તે બીમારી નષ્ટ થાય છે. પછી બાકી શું રહે? હજારો નાના મોટા, ઔરત, મરદ, હિંદુ મુસ્લિમ, પારસી ખ્રિસ્તી સીસા લઇને દોડવા લાગ્યા. સ્પેશ્યલો છૂટી. કેટલાયે મૌલાના, પીર, ફકીરોનો આ પેશા-ધંધો થઇ ગયો છે. તેઓ ધૂમ પૈસા લૂટે છે. આ ઘેટા સ્વભાવ છે. જેમ ઘેટું એકની પછવાડે એક જાય છે, તેમ ઇન્સાન પણ ખુદાએ આપેલી ન્યામત-બુદ્ધિનો ઉપયોગ નહિ કરતાં દેખાદેખી કેટલાંયે કાર્યો કરે છે. જેનામાં વિચારશક્તિ નથી, સારાસાર, હિતાહિતની સમજ નથી, દેખાદેખી કાર્ય કરવાની વૃત્તિ છે, તે પશુ છે. અશિક્ષિત છે.

શિક્ષિત ઇન્સાને સમજવું જોઇએ કે તેના જીવનનો હેતુ શો છે? ખુદાએ તેને આ સંસારમાં શા માટે મોકલ્યો છે? તેની ફરજો શી છે? કમાવું-ખાવું પીવું, ભોગવિલાસ ભોગવવા આ કાર્યો માટે જીવનનો હેતુ હોય તો ભણવું પઢવું નિર્થક છે. જરૂર તો તેની છે કે કુદરતે બક્ષેલી શકિતયોનો વિકાસ કરી તેને કોમની સેવામાં વકફ કરાય. પેટ ભરનાર પેટભરૂ ન બને. બોજો વહન કરનાર ભારવાહી ન થાય. અલ્લાહે આ જગતમાં ઉત્પન્ન કરેલી દરેક વસ્તુનો કોઇને કોઈ ઉદ્દેશ છે, જે શખ્સ અગર કોમ પોતાને કંઈ મહત્વનાં સમજતાં નથી, હલકાં ગણે છે, તે મહાન ભૂલ કરે છે. તેમણે સમજવું જોઇએ કે તેમનામાં ગજબની શકિતયો છે. તે પોતાના સ્વરૂપને સમજે તો તે મહાનમાં મહાન કામો કરી શકે છે. પોતાને અગત્યતા

અર્પી શકે છે. પોતાના આદર્શોની સિદ્ધિ માટે અન્ય સામે હાથ ફેલાવનાર નહિ રહે, પણ બીજા તેની સામે હાથ ફેલાવતા આવશે તેવી સ્થિતિ પ્રાપ્ત કરી શકશે.

કેટલાયે શિક્ષિતો પોતાના શિક્ષણનો હેતુ ભૂલી કાર્ય કરે છે સરકારના દરેક ખાતામાં તેઓ નોકરી કરે છે. તેમનાથી કોમનું શું ભલું થયું? તેમનો પોતાના કોમી બંધુઓ પ્રત્યે કેવો વર્તાવ છે? આ પ્રશ્નો વિચારણા માગી લે છે. સ્કૂલ અને કોલેજોમાં ભણ્યા તેથી તેઓ પોતાને પોતાના ભાઇઓને દુઃખી કરવાનો પરવાનો મળ્યો સમજે છે. થોડું અંગ્રેજી શીખ્યા, બસ, નો કરતાં આવડયું એટલે તે પોતાની ભાષા, પહેરવેશ અને સંસ્કૃતિથી નફરત કરવા લાગી જાય છે. જરૂર ન હોય તેવા પ્રસંગે અંગ્રેજી બોલવું, અંગ્રેજી સભ્યતાની વાંદર નકલ કરવી, કોટ પાટલુન પહેરી ગળામાં કૂતરા જેવો પટ્ટો બંધાવી, મોઢામાં ચિરૂટ લઇ, પાટલુનના ગજવામાં બંને હાથ નાખી, પોતાના બંધુઓનો તુચ્છકાર કરવો તેને તેઓ પોતાનું શિક્ષણ, પોતાનુ કર્તવ્ય સમજે છે. તેમને પોતાની સભ્યતા, તેમને પોતાની ભાષા, તેમને પોતાના પેશાઓ, તેમને પોતાના વડીલો, તેમને પોતાનો મઝહબ, સારાં નથી લાગતા, તેમને તો સારા બૂટ સૂટ, સરસ સીગાર, અને કોઇ ખાતામાં કલાર્કની નોકરી પસંદ છે. એમનું એ સ્વર્ગીય જીવન પગાર માટે તે ખરાબમાં ખરાબ કામ કરવા પણ તૈયાર હોય છે. નોકરી માટે કદાચ પોતાના ભાઇઓનું ગળુ કાપવાની જરૂર પડે તો તે કાપવામાં પોતાની ડ્યૂટી સમજે છે. ડ્યૂટી શબ્દના સાચા અર્થનો વિચાર નથી કરતા—વેશ્યાઓની માફક ધન કમાવા માટે શરીર અને આત્મા વેચવાં તે તેમની ડ્યૂટી—પોતાની ભાષા, પોતાની સભ્યતા, પોતાનો પહેરવેશ, એના પ્રત્યે અંગ્રેજી શિક્ષણથી અનાદર સેવાતો હોય, પોતાના સન્માનિય પુરૂષો તરફ અનાદરની વૃત્તિ ઉત્તેજાતી હોય, તો તેવા અંગ્રેજી શિક્ષણથી લાભથી હાની વધુ હોઈ શકે.

આજે આપણને એવા શિક્ષણની જરૂર છે, જે આપણામાં ઇન્સાનિયત લાવે, પોતાના કરતાં કોમને પહેલી સમજે; ઐક્યતા, બંધુત્વ, સમાનતાના સિદ્ધાંતોથી પૂર્ણ હોય, કોમની ઉન્નતિ એ પોતાની ઉન્નતિ સમજે; કોમ માટે પોતાનું સર્વસ્વ હોમી દેવાની સાચી ધગશ—તમન્ના હોય, પોતાની સંસ્કૃતિ તરફ પોતાના મઝહબ તરફ ઇજ્જતની નજર કેળવે; એક સમૂહમાં એક કેન્દ્રસ્થાન એકત્ર કરે; દુન્યાના પટ પર સામ્રાજ્યો ધરાવતી એ જાહેરજલાલી ભરી સ્થિતિ ચૌદમી સદીમાં પાછી આણે.

## વાર્ષિક દીની જલ્સો

દારૂલ ઉલૂમ મદ્રેસા અશરફીઆ રાંદેરનો વાર્ષિક ઇનામી જલ્સો તા. ૧૫-૭-૪૫ ના રોજે ક. ૮-૩૦ ચૂનારવાડાની મસ્જિદમાં હઝરત અલ્લામા સૈયદ સુલેમાન નદવી સા૦ના પ્રમુખસ્થાને ઉજવાયો હતો. શરૂમાં તુલબાએ:એ ખુશ ઇલ્હાનીથી કિરઅત સંભળાવ્યા બાદ દીની તાલીમની જરૂરત ઉપર તકરીર, સંવાદ અને નઝમ પઢવામાં આવ્યા પછી મુહતમિમ મૌ. હાજી અહમદ અશરફ સા૦ રિપોર્ટ વાંચ્યો હતો. તાલીમ પૂરી કરનારા બે વિદ્યાર્થીઓને દસ્તારબંદી કરવામાં આવી હતી. કુર્આને શરીફ હિફ્ઝ કરનારા ૮ હાફિઝોને અને ખતમ કરનારા ૧૬ વિદ્યાર્થીઓને તથા બાકીના વિદ્યાર્થીઓને ઇનામો વહેંચાયા હતા. તે પછી પ્રમુખ સા૦ પોતાના ખાસ અંદાઝમાં તકરીર ફરમાવી હતી. રાંદેર, સુરત અને જિલ્લાવાસીઓ તથા મુંબઇના મેહમાનોથી મસ્જિદ ચિક્કાર ભરાઇ ગઇ હતી. અને ઝોહરની અઝાન વેળા જલ્સો ખતમ થયો હતો.

—તંત્રી.

અ. હઈ હરીનભાઈ

# 'પુલાવ ઝિન્દાબાદ!'

ડૉકટર મુહમ્મદ ઇકબાલ્ એક. પાકટ દિમાગના આરિફ તથા હકીમ હતા. એઓ જ્યારે પણ કોઈ વિષય પર વિવેચન કરતા ત્યારે તે સંબંધી દાખલા, દલીલો અને ઉદાહરણો સમુદ્રનાં તરંગો માફક એમના ભેજામાંથી ઉતરતા અને મૂખ વડે વહેતા હતા.

૨૮ અકટોબર ૧૯૩૦ના લેખક આપની સેવામાં હાજર થયો આપ આરામ કુરસી પર બિરાજમાન હતા, હુકકો સામે મૂકયો હતો. સલામ પછી રિવાજ મુજબ ખૈરીયત પૂછવામાં આવી. તે પછી ઇસ્લામ પ્રચારના વિષય ઉપર વાદવિવાદ શરૂ થયો.

ડૉ. સાહેબ બોલ્યા, "તમે એક પુસ્તક લખો."

"કેવું પુસ્તક?" મેં પ્રશ્ન કર્યો.

અવલોકન કરતાં તમને જણાશે કે હિન્દુસ્તાનનાં કસ્બા અને ગ્રામ્ય જનોમાં હજારો પરધર્મિઓ ઇસ્લામના વર્તુલમાં દાખલ થઇ રહ્યા છે. જો કોઇ માણસ આ આપમેળે મુસલમાન થનારાઓથી મળી તેમનાથી મુસલમાન થવાના કારણો પૂછે અને તેને એક પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવે તો એનાથી તબ્લીગે ઇસ્લામના ઉદ્દેશને બહુજ ઉત્તેજન મળશે.

મેં પ્રશ્ન કર્યો, "શું ઇસ્લામની સચ્ચાઈના આગલા દાખલા પૂરતા નથી?"

ફરમાવ્યું, "પૂરતા છે. પરંતુ આમ કરવાથી કેટલાક એવા અજીબ, અવનવા દાખલા તમને મળી આવશે કે દુન્યા તે દેખી દિગમૂઢ બની જશે. હું એમ સમજું છું કે દિલ અને દિમાગના કામ કરવાની રૂઢીમાં ઘણો તફાવત છે. મોટે ભાગે મનુષ્યનું દિમાગ હજારો સંગીનમાં સંગીન દલીલોને રદ કરી નાખે છે, અને તેની જરાએ પરવા કરતો નથી. પરંતુ તે વિરૂદ્ધ દિલ કેટલીક વખતે નિર્બળમાં નિબળ વસ્તુથી એટલું આકર્ષાય છે કે માત્ર એકજ પળમાં જીવનનો આખો નકશો બદલાઇ જાય છે."

ઇસ્લામ સ્વિકારનો જેટલો સંબંધ દિલથી છે તેટલો દિમાગથી નથી. પ્રચારકને જાણવા યોગ્ય મૂળ વાત એ છે કે કયા કયા નશ્તરો છે જેના વડે દિલ વિંધી શકાય છે. કાફિરો અને મુશરિકોના હૃદયપલટાની હજારો દલીલો ઇસ્લામના ઇતિહાસમાં મૌજૂદ છે. અમો જોઇએ છીએ કે એક માણસ પોતાની અવસ્થા નીચે એક ખ્યાલ અથવા એક ધર્મ પર પાષાણ સમાન અડગ રીતે વળગી રહેવા છતાં અચાનક છુપી રીતે તેના દિલ પર એક નશ્તર ચાલે છે અને તેના જીવનનો ભૂતકાળનો આખો ઇતિહાસ ઓચિંતો બદલાઇ જાય છે.

"ઇસ્લામના સચ્ચાઈની અકલી દલીલો તો તમારી પાસે વિશેષ છે, પરંતુ હૃદય પલટાની દલીલો ઓછી છે. જો તમે નવ-મુસ્લિમોને મળશો તો તેઓ તમને બતાવશે કે ઇસ્લામની તે કઈ અદા હતી જેણે તેઓનાં દિલ હરી લીધાં? અગર તેમનાં બયાનો એક પુસ્તકમાં એકઠાં કરવામાં આવે તો મને ખાત્રી છે કે જીવન પલટાની એક તદ્દન.નોખી દુન્યા ઇસ્લામ પ્રચારકોની સામે આવી જશે. અને તેઓને ઇસ્લામ પ્રચાર માટે એવા નવા દાખલા અથવા નવુ શસ્ત્ર હાથ લાગશે કે જેથી ઇસ્લામનું વર્તમાન પુસ્તકાલય આવાં પુસ્તકોથી ખાલી છે."

"ડૉ. સાહેબ આપને પણ કોઇ બનાવ યાદ છે?" મેં પ્રશ્ન કર્યો.

ડૉ. ઇકબાલ ક્ષણવાર ચુપ રહ્યા પછી બોલ્યા, "હું તમારા પુસ્તક માટે ચાર ઘણાજ દિલચસ્પ ઉદાહરણો પેશ કરી શકું છું."

મેં અરજ કરી, "આપને અવશ્ય તકલીફ તો થશે પરંતુ ઇસ્લામની સેવા થશે. આપ પરિશ્રમ લઇ જરૂર ઇરશાદ ફરમાવો."

ડૉ. સાહેબે વર્ણન કરવું શરૂ કર્યું:—

"પ્રખ્યાત અંગ્રેજ નવ-મુસ્લિમ મી. દાઉદ

ઓપશન મર્હૂમ (એડીટર મુસ્લિમ આઉટ લુક-લાહોર.) એક ઘણા જિન્દહ દિલ માણસ હતા. એમની વિદ્વતાભર્યા જીવનની અજબ વિશેષતાઓ પૈકી એક આ હતી કે એમને પુલાવથી ઘણીજ અસાધારણ મહબ્બત હતી. જો કોઇ એમને માટે પુલાવ મોકલતો તો તેનો કેટલાક અઠવાડીઆ સુધી આભાર માન્યા કરતા હતા. મે એક દિવસે મર્હૂમથી પ્રશ્ન કર્યો કે તમારા ઇસ્લામ લાવવાના કયા કારણો છે?"

મર્હૂમે કહ્યું, "મારા મુસલમાન થવાનો બનાવ ઘણોજ રમુજી છે. હું તેને વર્ણન કરીશ તો તમે વિસ્મય પામશો. ઇસ્લામ વિષે મેં કદી અભ્યાસ કર્યો ન હતો. તેમજ ન મને કોઇ વિદ્વાન મુસલમાનના સહવાસનો શુભ અવસર પ્રાપ્ત થયો કે મારા ઉપર ઇસ્લામની ખુબીઓ પ્રગટ થાત. હું યુરોપથી આવતાંજ મુંબઇમાં રહેવા લાગ્યો. હિન્દુસ્તાનમાં મારા સર્વેથી પહેલાં તે લોકો મિત્ર બન્યા જેઓ રાજકારી ચળવળમાં ભાગ લેતા હતા. મુંબઇમાં ધાર્મિક મંડળથી કઇ પરિચય કે સંબંધ ન હતો. જ્યારે મે હિન્દુસ્તાનની રાજ ખટપટમાં ભાગ શરૂ કર્યો ત્યારે સ્થાનિક કેટલાક મુસલમાનો સાથે પણ જાણપીછાણ થઇ. અને હું તેમને ત્યાં આવજા કરતો રહ્યો. એક વેળા મને એક પ્રતિષ્ઠિત મુસલમાને પોતાને ત્યાં જમવા નોતર્યો. ઇસ્લામી રીત મુજબ દસ્તરખાન પાથરવામાં આવ્યું, જે સમયે મારી સામે જે ભોજન વાનગીઓ પીરસવામાં આવી તેમાં પુલાવ એક પણ હતો. મારી જીન્દગીમાં આ પહેલો પ્રસંગ હતો કે મારી જીભ આ સ્વર્ગી નેઅમતની મઝાથી જાણકાર થઇ. હું પુલાવ ખાઇ રહ્યો હતો. મજા લઈ રહ્યો હતો. અને આનંદ પામી રહ્યો હતો. સાથે સાથે કંઇ વિચારી પણ રહ્યો હતો."

"આપ શું વિચારતા હતા?" ડૉ. ઇકબાલે પૂછ્યું.

દાઉદ ઓપશન—"ડૉ. સાહેબ હું શું વિચારતો હતો તે વર્ણવી શકતો નથી. માત્ર એટલું કહી શકું છું કે હું પુલાવ ખાઇ રહ્યો હતો. મજા લઈ રહ્યો હતો અને કંઇ વિચારી રહ્યો હતો. અને તેની સાથેજ મારા વિચારોમાં એક ઘણોજ રસિક પલ્ટો ઉત્પન્ન થઇ રહ્યો હતો. એચિંતો મને એક વિચાર આવ્યો એવી રીતે કે આખા શરીરમાં એક વિજળી પ્રસરી ગઇ. મને લાગ્યું કે અદ્રશ્ય રીતે એક નસ્તર ચાલ્યું છે અને મારી કાયા પલટાઇ ગઈ. મેં વિચાર કર્યો કે જે કોમનો ખાવા સંબંધી આવો રસિક સ્વભાવિક ગુણ છે તેનો ધાર્મિક તથા આધ્યાત્મિક ધોરણ કેટલે દરજ્જે ઉચ્ચ અને પવિત્ર હશે?" આમ કહી મી. ઓપશન ખડખડ હસી પડયા. અને બોલ્યા; "ડૉ. સાહબ! મને તો આપના ન કોઇ મુલ્લાએ મુસલમાન કર્યો છે અને ન સૂફીએ. હું તો હઝરત પુલાવના હસ્તે ઇસ્લામથી પાવન થયો છું."

ડોકટર સાહેબે ફરમાવ્યું, 'મી. ઓપશન બેચાર વાર ખડખડાટ હસ્યા. ફરી શાંત થઇ કહેવા લાગ્યા પુલાવની પ્લેટ આગળ બેસી મુસલમાનોની આનંદવૃત્તિ અને ઇસ્લામની રસિકતા વિષે મેં જે કંઇ કલ્પ્યું હતું તે ઇસ્લામી લીટરેચરના વાંચન પછી તદન ખરૂં પૂરવાર થયું. મેં જોયું કે જીવનના પ્રત્યેક મેદાનમાં ઇસ્લામ માત્ર મોટાઇ અને સરસાઈની ધજા ફરકાવનાર છે."

"ઇસ્લામી રાજ્યમાં ક્યાંએ પણ અરસિકતા કે પસ્તી નથી. ઇસ્લામી ઇબાદતમા જેટલી બલંદી છે તેટલીજ તેની તહઝીબ પણ બલંદ છે. જેટલે અંશે ઇસ્લામી આમીલ અને અખલાકી રિવાયત પણ ઉચ્ચ છે. મારા નઝદીક કોઈ માણસના ઇસ્લામ સ્વીકારવાનો અર્થ એ છે કે એથી તે સર્વ દુન્યાથી ઉંચો થઇ જાય છે. અને તેના જીવનમાં જે કંઇ કૃત્ય કરે છે તે પણ જગતભરના કૃત્યથી બલંદ હોય છે."

તે પછી દાઉદ ઓપશન ફરી હસી પડયા અને પુલાવની પ્રસંશા કરવા લાગ્યા. અમારી વાતચીતનો આ ભાવાર્થ હતો.

ડૉ. ઇકબાલ બોલ્યા, "પુલાવ જિન્દહ બાદ!"

દાઉદ ઓપશને પ્રતિઉત્તર આપ્યો, "ઇસ્લામ જિન્દહ બાદ!"

# આવાઝકી દુન્યા

સંભળાવનાર : 'બેકાર'

### ગઝલ પ્રવૃત્તિ અને મુશાયરા

આવાઝકી દુન્યાકે દોસ્તો! આ વેળા ગઝલ પ્રવૃત્તિ અને મુશાયરા પાછળજ 'કારવાં'ના આખાં બે ત્રણ પેજ અર્પણ કરવાની મને મારા દિલે ફરજ પાડી છે. છેલ્લાં પંદર વર્ષમાં ગઝલ પ્રવૃત્તિ ખૂબ વિકસી છે. દોઢ દાયકામાં તો ગુજરાત ગઝલ ઘેલું થઇ ગયું છે. મુંબઇથી અમદાવાદ અને ગુજરાતથી જેતપુર–ધોરાજી સુધી ગઝલના પડઘા સંભળાઇ રહ્યા છે. ગઝલ પંદર વરસમાં ખૂબ ખેડાઇ અને વિકસી રહી છે અને તે ત્યાં સુધી વિકસી છે કે કાલ સુધી ગઝલ પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિ ધરવનારાઓ મુશાયરાના તેજોદ્વેષથી અંજાઇને મુશાયરાની સ્હેજ અદેખાઇ પણ કરતા થયા છે!

અર્થઘન અને ચિંતન પ્રધાન કહેવાતી કવિતાઓ જ્યારે આમ જનતાથી અતડી રહી, પોથામાં પડી પડી સડી રહી છે; ત્યારે ગઝલ પ્રવૃત્તિ અને મુશાયરાએ ગુજરાતની આમ જન-જનતાને કવિતામાં રસ લેતી કરી છે. અર્થઘન અને ચિંતનપ્રધાન કવિતાનાં લેબલધારી કવિઓ અત્યાર સુધી ગગનમાંજ ઉડી રહ્યા છે. ધરતી પર વસતી આમ જનતાની તેમને લેશ પણ પરવા નથી. હવે મુશાયરાની સીડીથી કવિઓ અને જનતા વચ્ચે સહકાર સધાતો ચાલ્યો છે. જે જે શહેર કે કસ્બામાં મુશાયરાની જાહેરાત થાય છે, ત્યાં કાવ્યપ્રેમી જનતા ત્યાં હજારોની સંખ્યામાં હાજર થઇ છે, અંતરના ઉમળકાથી વધાવી લે છે. મુશાયરાની આ લોકપ્રિયતાથી લેબલધારી કવિઓ ચમકયા છે. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રીવેદી જેવા શાંત વિવેચક પણ મુશાયરા પ્રતિ લાલ બત્તી બતાવવા જેટલા ભડકી ગયા છે! એ જોતાં આશ્ચર્ય ઉત્પન્ન થાય છે અને અંતર પોકાર કરી ઊઠે છે કે એ મુશાયરાની સફળતાનુંજ પરિણામ છે કે વિરોધ ભાવે પણ સાક્ષરો એમાં રસ લેતા થયા છે.

પ્રો. ત્રિવેદી સાહેબ તો કહે છે કે 'એક સાહિત્યિક, આભાસ સાહિત્યની પ્રવૃત્તિએ હમણાં સામાજિક ઘેલછાનું સ્વરૂપ લીધું છે.' એટલે કે એમના કથનાનુસાર ગઝલ પ્રવૃત્તિએ સાહિત્ય પ્રવૃત્તિ નથી પણ તેનો આભાસ છે, આભાસ છે એટલુંય કબુલ કરો છોને? આભાર! સ્વ. બાલાશંકર, સ્વ. કલાપિ, સ્વ. મણિલાલ નભુભાઇ, સ્વ. સાગર, સ્વ. દીવાના,' (સ્વ. અમૃત કેશવ નાયક કે જે એકજ વ્યક્તિએ રદીફ કાફિયા સહિતની સંપૂર્ણ ગઝલો લખી છે; છતાં જે આજના મહાકવિઓની નિગાહથી પર રહ્યા છે!) વગેરે લખતા હતા; ત્યાં સુધી એ ગઝલો સાહિત્યનું અંગ ગણાતું હતું પણ આજે દગલાબંધી 'મિયાંઓ' એ પ્રવૃત્તિમાં કૂદી પડયા છે માટે એ ફક્ત આભાસ રૂપ થઈ ગઇ છે! એ આભાસ છે કે સાહિત્ય પ્રવૃત્તિની એક નવી ઉઘડેલી ખરેખરી દિશા છે; તેની ખાતરી તો છેલ્લા સુરત કે અમદાવાદ ખાતે થએલા મુશાયરામાં પધારનાર સાહિત્યરસિક શ્રોતાઓને ખાતરી થઇજ ગઇ હશે; કે એ કોઇ હાલી નીકળેલી 'હળવી' પ્રવૃત્તિ નથી, પણ સાહિત્યનું એક નવિન અંગજ છે જેને ખિલવવા માટે હિંદુ–મુસ્લિમ નવ લોહીયા કવિઓ પોતાનું લોહી પાણી એક કરી રહ્યા છે. હા, હજી એને દારકાની છાપ લાગી નથી!

Printed by:-Maganlal Mangaldas Patel, at the 'Gangotri' Printing Press Kanpith Khand Bazar, SURAT.
Published by:-Azum Ahmed Esmail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya, Tower Road, SURAT.